# ગૃહકારનાં બોલડિયાં.

( મ્હાડ—ગરબી. )

આછા ઘુંઘટ ઉઘાડ,
    સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !
ઉરસૌન્દર્ય ચખાડ,
    સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

રસરંગીલી ચન્દા મધુરી
    વેરે રૂપાફૂલ;
વાદળવસન મુખેથી ખસેડી
    કરતી દુનિયા ફૂલ !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

સરવરસલિલે કુમુદની નાચે
    અનિલે અનિલે પૂર;
મુખવલ્લરી ખીલવે પાંખડીમાં
    ઝીલતાં ચન્દ્રઉર !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

નહિં ઝીલે તો નહિ ખીલે એ,
    વ્હીલે મુખ સૂકાય :
ઉરસંવાદ પ્રફુલ્લ વસે ત્યાં
    રસજોડી વિકસાય !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

અન્તર તુજ આત્મન્ ગુંજે ને
    નયને વહે સન્દેશ;
ઘુંઘટ ઉઘાડ, અહો રસરાણી !
    કરી દે સ્વપ્ન ઉજેશ !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

પટ ખોલે નભલક્ષ્મી ઉષા તો
    સૂર્ય ઝરે રસનેહ;
સન્ધ્યાને મુખ ઘુંઘટ પડે ત્યાં
    અન્ધ બને જગદેહ.—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

ગૃહદ્વારે બેલડિયાં વન્દે,
વન્દન વદનઉદ્દાર;
સમરસકલા ખીલી પ્રગટે ત્યાં
ઉરસૌભાગ્ય અપાર !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

તુજ સ્નેહની પ્રતિમા શું બોલે,
ડોલે ચેતન કેમ ?
એકલઉર કલાપી ન ખોલે
પ્રાણકલા પૂરી એમ !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

રસ ન ઝરે, પ્રભુતા ન સ્ફુરે, શું
આ તુજ એવી અમાસ ?
ઘુંઘટ ઉઘાડ, ખિલાવ કલા, સખિ !
વેરી દે તુજ હાસ !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

જળથળ વિલસે, રજની વિલસે,
વિલસે દિશદિશ વ્યોમ :
ઘુંઘટ ઉઘાડ, જીવનભાગી સખિ !
પૂર્ણકલા ઝર સોમ !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

નયનો ઝરશે, પ્રભુતા ભરશે,
સરશે આત્માભાર :
સખીરી ! ત્હારૂં હૃદય વિકસતાં
સ્વર્ગ બને સંસાર !—
સખીરી ! ત્હારા આછા ઘુંઘટ ઉઘાડ !

અરદેશર ફ. ખબરદાર.
મદ્રાસ.

# અમારૂં ગયું વર્ષ.

"Another year is separated from the chain c[illegible] drops into the gulf of the past! The crowd hast[illegible] her young sister. But while all looks are turned [illegible] future, mine revert to the past.

*E Souvestre.*

સમયની શૃંખલામાંથી એક અંકોડો છૂટો પડયો છે. "સુન્દરી સુબોધ" નું એક વર્ષ ભૂતકાળના સાગરમાં અંતર્ધાન થયું છે. લોકો જ્યારે "નવીન"નો સત્કાર કરવામાં આસક્ત બની રહે છે ત્યારે અમારી નજર ભૂતકાળ તરફ વધારે રહે છે. કેટલાક "નવીન" પ્રત્યે અત્યંત પ્રીતિ દર્શાવે છે, "પ્રાચીન" નું જૂનાનું વિસ્મરણ કરે છે ત્યારે અમને અમારો જૂનો આપ્ત વર્ગ બહુ સાંભરે છે તે સાથે લાયક "નવીન" પણ અમને આકર્ષે છે. જૂનું અમારી પાસે છે, નવીન હજુ સંપાદન કરવાનું છે. "નવીન" અમને અપ્રિય નથી પરન્તુ લાયક "જૂના" ને મૂકી, તેને બાજુપર રાખી તેનું વિસ્મરણ કરી, "નવીન" પર માત્ર પ્રીતિ રાખવી એ અમને ઠીક લાગતું નથી.

"સુન્દરી સુબોધ" નો ઉદ્ભવ સર્વાંગે સ્ત્રીઓ માટે, સ્ત્રીઓની ઉન્નતિ માટે છે તો ખાસ સ્ત્રીઓને ઉપયોગી ચર્ચા ગયા વર્ષમાં કેટલી થઇ છે, "સુન્દરી સુબોધે" સ્ત્રી સમાજની સેવા કેટલી બજાવી છે તે આપણે જોઇએ. પ્રથમ તો સ્ત્રીઓને ઉપયોગી કયા કયા વિષયો સ્ત્રીઓ તરફથી તૈયાર કરવામાં આવ્યા હતા તે આપણે જોઇએઃ—

| | |
|---|---|
| સેવાસદન વિષે ચર્ચાપત્ર. ... ... ... ... | એક બ્હેન. |
| આપણી સ્ત્રીઓની સ્થિતિ સુધારવાના કેટલાક યત્ન ... | બ્હેન વિ. |
| પ્રો. કર્વેનું અનાથ બાલિકાશ્રમ. ... ... ... | અ. સૌ. સુમતિ. |
| ચર્ચગેટથી અંધેરી... ... ... ... ... | અ. સૌ. સુમતિ. |
| ફુલ ગુંથવાની રીત... ... ... ... ... | અ. સૌ. કીર્તિદા. |
| ગુજરાત પૈસા ફંડ ... ... ... ... ... | સૌ. રતિમન વગેરે. |
| સ્ત્રી જન્મની સાર્થકતા. ... ... ... ... | સૌ. સત્યમતી. |
| યાચક પુત્રી... ... ... ... ... | સૌ. સુમતિ. |
| પુનર્લગ્ન ... ... ... ... ... | બ્હેન વિ. |
| સુસ્મિતા ... ... ... ... ... | સૌ. સત્યમતી. |
| શિખંડ બનાવવાની રીત. ... ... ... | સૌ. કૃષ્ણાગૌરી. |
| શ્રીમતી દેવી કાત્યાયિની તથા મૈત્રેયી ... ... ... | બ્હેન કૃષ્ણા. |

| | |
|---|---|
| સ્ત્રીઓનો નવરાશનો વખત ... ... ... ... | અ. સૌ. અરવિન્દા |
| બાળ લેખ... ... ... ... ... | બ્હેન જ્યોતિર્મયી. |
| મિસિસ ડિ. ડબલ્યુ કમળાકર, મિસિસ સરોજની નાયડુ લેખક પતિને મદદ કરનાર બાનુઓ વગેરે ... | મિસિસ જમનાબાઇ સકાઇ |
| સ્ત્રીઓની ઉન્નતિ ... ... ... ... | ન્હાની બેન ગજ્જર |
| સ્ત્રીઓને ધર્મનીતિની કેળવણીની આવશ્યક્તા. ... ... | બ્હેન બાજીગૌરી |
| પાવાગઢની યાત્રા. ... ... ... ... | એક સ્ત્રી. |
| જશમા ઓડણ ... ... ... ... | બ્હેન હેમકુંવર કે. સંપટ |
| દીપલપુરની રાજબાળા... ... ... ... ... | બ્હેન વિ. |
| સ્ત્રીઓનો નવરાશનો વખત ... ... ... | સૌ. તારાગૌરી. |
| હિન્દની પુત્રીઓ ... ... ... ... ... | મિસ ઉર્મિલા ન. દિવટીયા. |
| સિસ્ટર ડોરા ... ... ... ... ... | બ્હેન વિ. |
| સ્ત્રીઓનો નવરાશનો વખત. ... ... ... | અ. સૌ. સરસ્વતી. |
| ગૃહસ્થાશ્રમીને પાળવા યોગ્ય સામાન્ય ધર્મ. ... ... | સૌ. રૂક્ષ્મણી બ્હેન |
| સ્ત્રીઓની ઉન્નતિ વગર દેશની ઉન્નતિ નથી. ... ... | સૌ. પદ્માવતી. |

પુરૂષ લેખકો તરફથી અને બીજી રીતે ચર્ચાયેલા વિષયોમાં નીચેના લેખો વાંચક વર્ગનું લક્ષ ખેંચે છે. માતુશ્રીના શ્રાદ્ધ વખતે થયેલા વિચારો, સેવાસદનની યોજના, સ્ત્રીઓના વ્હેમ, દેવી શારદા સુન્દરી, પ્રદર રોગ, મારો વનવાસ, હિન્દુ ધર્મના મુખ્ય સિદ્ધાન્તો, હિન્દુ ગૃહસંસાર, રોજ વપરાતાં વાસણ. નવા વર્ષના બે બોલ, ત્રણ પ્રકારની સ્ત્રીઓ, ફ્રેપિઓલાની, નવાજુની, સ્ત્રી કેળવણી, ઉત્તમ સ્ત્રી અને તેનું કર્તવ્ય, ગરીબનાં ઘર, સ્ત્રી કેળવણી, ગામડામાં ગમ્મત, સ્ત્રી તેની કેળવણી અને તેનું ગૌરવ, સ્ત્રીના હકો, આર્યસંસારમાં સ્ત્રીઓનું જીવન.

અમે અમારા સ્ત્રી તેમ પુરૂષ લેખકોને તેમના આ પત્ર માટેના સ્તુતિપાત્ર પ્રયાસો માટે ધન્યવાદ આપીએ છીએ. તેઓએ ગુજરાતના સ્ત્રી જીવનને ઉન્નત કરવા માટે જે ઉત્સાહ દર્શાવ્યો છે તેને માટે સમગ્ર ગુજરાત પણ તેમનો આભાર માનશે.

ગયા વર્ષમાં પ્રકટ થયેલા લેખોમાં એકાદ બે બાબત એવી છે જેનું આ વાર્ષિક સરવૈયા વખતે નિરીક્ષણ કરવું અયોગ્ય ગણાશે નહિ.

**પતિને પરમેશ્વર ભાવના**

સ્ત્રીઓએ પતિને પરમેશ્વર માની યથોચિત વર્તન રાખવું એવી ભાવના ગત વર્ષમાં કેટલાંક સ્ત્રી અને પુરૂષ લેખકોએ રજુ કરી છે. આ ભાવના કાંઇ આ પત્રમાંજ પ્રથમ પ્રકટ થતી નથી. જ્યાં જ્યાં સ્ત્રી કર્તવ્યના સંબન્ધમાં લેખો પ્રકટ થાય છે ત્યાં ઘણે ભાગે આ પ્રકારના વિચાર પ્રસિદ્ધિ પામે છે.

સુન્દરી સુબોધમાં સ્ત્રી લેખકો કરતાં પણ પુરૂષ લેખકોની મોટી સંખ્યા ... કારનો વિચાર પ્રદર્શિત કર્યો છે. આ સંબન્ધે અત્રે સવિસ્તાર ચર્ચાનું સ્થાન નથી પરન્તુ એટલું તો કહેવું જરૂરનું છે કે સ્ત્રીઓ પ્રીતિથી પતિને "દેવ" માને એ વાં... તેમ પુરૂષો પ્રીતિથી સ્ત્રીઓને "દેવી" માને એમાં કશી હરકત નથી, પરંતુ કોઈ પણ પ્રકારના ઔચિત્ય વગર માત્ર વચનમાંજ આ ભાવના પ્રદર્શિત કરવી ... તે ભાવના સ્ત્રીઓના મગજમાં ઠોકી બેસાડવી, તેઓએ પોતેજ સ્ત્રીઓ ... પરમેશ્વરનું પદ મળે તે માટે ઉપદેશ કર્યા કરવા એ પુરૂષોની નિર્બળતા, ...તા છે, એ તેમનું પૌરૂષેય નથી. માનવ પ્રીતિપરથી પરમાત્માની પ્રીતિ આ દિવ્ય દર્શન મનુષ્ય જીવનમાં સંભવિત છે. છતાં આ પ્રકારની પ્રીતિ બજારે બજારે, કે ચકલે ચકલે રખડતી જોવામાં આવતી નથી.

કેટલાક સંકુચિત વિચારના પુરૂષો "રાંધવું" એ સ્ત્રીઓનાં ઉત્તમ કર્તવ્યમાંનું એક ... છે એમ માને છે. અમારૂં એમ માનવું છે કે "રાંધવું" એ સ્ત્રીઓનું સ્ત્રીઓ અને એવા પ્રકારનું કામ છે કે બીજી કોઈ પણ રીતે તેની સગવડ થતી રસોઈ હોય ( અને તે થઈ શકે છે ) તો સ્ત્રીઓને તે કામમાંથી મુક્ત કરવી એ સ્ત્રી જીવનના વિકાસ માટે સલાહ ભરેલું છે. મર્હુમ રા. ગોવર્ધનરામે (ગુણસુન્દરીએ) પણ એક સ્થળે કહ્યું છે કે "તમારાં સાધન વધે અને રસોઈઓ રાખી આપશો તો તમારા ઘરને ઠેકાણે મહેલ રચીશું. તમારા પુત્રને તમારા જેવા કરી આપીશું. તમને જે વિદ્યા સેવવા અવકાશ નહિ મળે તે અમે સેવીશું. તમારી રસ વાર્તાને તમારા કવિત્વને-તમારાં જ્ઞાનને-તમારા સૌન્દર્યને-તમારી દેશ ભક્તિને ઋણાનુબન્ધ પ્રમાણે ઉછેરીશું, અને વધારીશું." મોડર્ન રિવ્યુમાં પ્રકટ થયેલા "સ્ત્રીઓપરનો બોજો કમી કરો" એ નામના એક લેખમાં સેંટ નિહાલસિંગે જણાવ્યું છે કે

"So long as the woman's lot is not made easier, so long as her life continues to be a burden—so long as she has not the time and opportunity to improve her mind and strengthen her body—India's uplift and regeneration will remain unaccomplished and the people will continue to remain on the downward grade." તેમના કહેવાનો ભાવાર્થ એ છે કે જ્યાં સુધી સ્ત્રી જીવન સહેલું-સગવડો વાળું કરવામાં નહિ આવે જ્યાં સુધી તેમના પરનો બોજો કાયમ રહેશે, જ્યાં સુધી તેઓને તેમના શારીરિક અને માનસિક વિકાસ માટે સમય અને તક નહિ મળે ત્યાં સુધી હિન્દુસ્થાનની ઉન્નતિ પ્રાપ્ત કરી શકાશે નહિ, લોકોની પડતીજ રહેવાની. આ વિચાર સાથે, સ્ત્રીઓપરના બોજા ઓછા કરવાના પ્રશ્નમાં સેંટ નિહાલસિંગે લોકોની આર્થિક સ્થિતિનો સ્વીકાર કર્યો છે. તેનું તેમણે વિસ્મરણ કર્યું નથી. આપણી આર્થિક દશા આપણા કેટલાક ઉચ્ચ વિચારોની આડે આવે છે પરન્તુ જ્યાં તેવી દશા ન હોય ત્યાં સ્ત્રીઓને તેવા બોજામાંથી મુક્ત શા માટે ન કરવી એ સમજી શકાતું નથી.

સેન્ટ નિહાલસિંહના વિચારો ઉપરની મિસિસ અબલા બોઝની ટીકાઓથી અમે સંમત થઈ શકતા નથી. ઉચ્ચ કેળવણીના સંબન્ધના તેમના વિચાર, ગૃહસેવા અને સમાજ

સેવાની તેમની ભાવનાઓ અમે પસંદ કરીએ છીએ પરન્તુ ગૃહસેવા અને સમાજ સેવા માટે શારીરિક અને માનસિક વિકાસની યોગ્યતાની જરૂર છે અને અવકાશ વગર તે યોગ્યતા પ્રાપ્ત થઈ શકે એમ નથી. પોતાના લેખના અન્ત ભાગમાં સેન્ટ નિહાલસિંહે જણાવ્યું છે તે ઉપરથી, તે સંબન્ધમાં એક અવતરણ અમે ઉપર આપ્યું છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે સેન્ટ નિહાલસિંહ સ્ત્રીઓપરના બોજા ઓછા કરવાને કહે છે તે માત્ર અવકાશ અને આનંદ મેળવવા, માત્ર મુલાકાતો લેવા આપવા, તેમ હદબહાર ફરવાહરવા માટે નહિ પરન્તુ શારીરિક અને માનસિક વિકાસ માટે વધારે સમય મળે તે માટે કહે છે. સુંદર ગૃહ વ્યવસ્થા માટે, પોતાનાં બાલકોનાં જીવન ઉન્નત કરવા માટે મહેનત લેવી એ પણ એક બોજો છે અને તેવો બોજો પણ ઓછો કરવાની હીલચાલ, સામાન્ય હીલચાલ પ્રત્યે કોઈપણ સુજ્ઞજનની પસંદગી હોય અગર થાય એમ અમે માની શકતા નથી. મિસિસ અબલા બોઝ પોતાની ગામડાની જીંદગીનું વર્ણન આપે છે, બીજી રીતે પણ તેઓ તેમનો અનુભવ પ્રદર્શિત કરે છે પરન્તુ અમારૂં તો એમ માનવું છે કે હિન્દુસ્થાનના કેટલાક વર્ગની, જનસમૂહના મોટા ભાગની, સ્ત્રીઓપર કામનો અત્યન્ત બોજો છે, અને તેમના તરફ ઘણુંજ ક્રૂર, અને નાપસંદ વર્તન રાખવામાં આવે છે. કામ લેવામાં તેમની સાધારણ બિમારીઓ, ગર્ભાવસ્થા વગેરેપર બિલકૂલ ધ્યાન આપવામાં આવતું નથી. હિન્દુસંસારમાં બિચારી અબળાઓનો બિલકૂલ અવાજ નથી. કસાઇને ત્યાં કપાતાં બકરાં જેવી તેમની દયાજનક સ્થિતિ છે. ઘણીએ સ્ત્રીઓ, કામના બોજાથી બિમાર પડે છે, ઘણીએ સ્ત્રીઓ આંખના, કાનના, ગર્ભાશયના રોગોથી પીડાય છે. યોગ્ય સંભાળની ખામીથી ઘણીએ સ્ત્રીઓ ગર્ભાવસ્થામાં સુવાવડ આદિ પ્રસંગે, અન્ય વ્યાધિઓથી, કૌટુમ્બિક જુલમને લીધે મરે છે. આપણા જાણવામાં તે આવતું નથી, સારા સુખી લોકોના જાણવામાં તે આવતું નથી. કારણકે આવા અત્યાચાર, આવાં ખૂનના કેસ કોર્ટમાં આવતા નથી. "મ્હારા ઘણા બન્ધુઓ કહે છે કે અરે એ શું એમાં સમજે બે વખત રાંધી આપે એટલે બસ છે આવા કેવળ સ્વાર્થી અને કાયરપણાના ઉદ્‌ગારો શ્રવણ કરી મારૂં હૃદય ઘણુંજ ખિન્ન થાય છે."—ગયા સપ્ટેમ્બર માસના "સુન્દરીસુબોધ"માં પ્રકટ થયેલા રા. કૃષ્ણ પંડિતના આવા ઉલ્લેખથી આ ચર્ચા ઉપસ્થિત થઈ છે.

**સેવાસદન, વનિતા વિશ્રામ અને પુનર્લગ્ન**

"સેવાસદન" ની સ્થાપનાના આરમ્ભમાં તેનાં કેટલાંક હિતૈષી પ્રસંગોપાત એમ જણાવતાં કે "કેટલાક લોકો સેવાસદન તો પુનર્લગ્ન કરાવશે એમ માને છે પણ તે વાત ખરી નથી." સેવાસદન માટે સારી લાગણી ધરાવનાર સજ્જનો આવો ખુલાસો સેવાસદન માટે કરે એ સર્વ રીતે ઉચિત છે. અમારે માત્ર આ સ્થળે એટલું કહેવાની જરૂર છે કે જેવી રીતે અમુક ભયથી તેઓ આ ખુલાસો કરવાને શ્રમ લેતાં તેવો શ્રમ તેમણે—સેવાસદનનાં કેટલાક ઉપદેશકો તેમનાં ભાષણોમાં સર્વ વિધવાઓએ—બાળક વિધવાઓએ પણ સેવાધર્મ સ્વીકારવો જોઇએ એવો ઉપદેશ આપે છે, પરોક્ષરીતે પુનર્લગ્નની સામે ઝુંડો ઉઠાવે છે, તે યોગ્ય છે કે કેમ તે—સમજાવવા—લેવો જોઈએ છીએ. આવા સ્પષ્ટ વિચાર અમે ન્હાની બ્હેન ગજરના કેટલાક ઉપદેશમાં જોયા છે. આ સંબન્ધમાં અમારી સૂચના છે કે સેવાસદન માટે સઘળી પદવીની અને સર્વ સ્ત્રીઓની સેવા માટે

આનંદનો તેમાં ભોગ આપવો પડે છે, અને વીરલ નર જ . આવો ત્યાગ [illegible]
છે. તો આવી રીતે જીવનના આનંદનો પરિત્યાગ કરી કેટલી થોડી, ગણી ગાંઠી વિધવાઓ પોતાનું સમગ્ર જીવન લોકસેવાને ખરીરીતે અર્પણ કરે એ વિચારવા જેવું છે. મનુષ્ય સ્વભાવ, વિધવાઓના આચાર વિચાર જોયા વિના જ્યાં ત્યાંથી વિધવાઓને એકઠી કરવાને અવિચારી પ્રયાસ કરવામાં આવશે તો કોઈ વખતે "સેવાસદન" અને "વનિતા વિશ્રામ" જેવા સુન્દર આશ્રમોને કલંકિત થવાનો પ્રસંગ આવશે. ન્હાનીબ્હેન ગજ્જરે પોતાનો એક વ્યાખ્યાનમાં કહે છે કે "સેવાજ કરવા પધારજો, મેવા માટે નહિ. કીર્તિની પ્રીતિ રાખતાં ના, ધનનો લોભ રાખતાં ના, મલિન વાસનાઓ મુકીને આવજો, કલ્યાણ વાસના સતેજ કરી પધારજો, નાના રંગના રાગ ત્યાગી પધારજો. દૃષ્ટિમાંથી વિકાર છોડી આવજો, સર્વ પર પોતા સમી પ્રીતિ રાખજો. સેવાસદન વિલાસનું સ્થાન નથી, કર્તવ્ય ધામ છે. કામ કરવા પધારજો. દુનિયાં ડરે છે, ત્રાસે છે, મરે છે, તેની દયા જાણતા પધારજો. દુનિયાંને દુઃખી ગણી અને તમારા અતિથિ ગણી તેમનું સ્વાગત કરવા પધારજો સત્યમાં પ્રીતિ રાખી પધારજો, પ્રભુમાં શ્રદ્ધા રાખી પધારજો, હૃદયને વિશુદ્ધ બનાવી પધારજો, સેવા કરવા–મનમાની સેવા કરવા, બદલા વિનાની સેવા કરવા, પધારજો પધારજો." આ ઉપરથી પણ 'સેવા' એ કેવો વિકટ ધર્મ છે તે સ્પષ્ટ થાય છે.

ગયા વર્ષના લેખોમાં, ચર્ચાયોગ્ય બીજી એક બે બાબતો છે પરન્તુ વિસ્તારને ભયે તે બન્ધ રાખવી પડે છે. સ્ત્રીઓ પોતે પોતાના ગૃહજીવનનાં તેમ સમાજ પ્રત્યેનાં દેશ પ્રત્યેનાં, સમસ્ત જન સેવાનાં, કર્તવ્યો પ્રત્યે કેટલી જાગ્રત થઈ છે, સ્ત્રીઓમાં ગૃહનં તેમ સમાજનો ઉત્કર્ષ કરવાની કેવી બળવાન્ શક્તિઓ, યોગ્યતા રહેલી છે તે ગત વર્ષના સ્ત્રી લેખો સ્પષ્ટ રીતે બતાવી આપે છે.

અમારા લેખક મંડળનો ફરી ઉપકાર માની "સુન્દરી સુબોધ" ના નવીન વર્ષમ પ્રવેશ કરતાં પહેલાં રા. ન્હાનાલાલ દલપતરામ કવિના ઉન્નત અને અનુકરણીય ઉદ્ગારો પર લક્ષ આપવા અમે અમારા સમગ્ર વાચકવર્ગને વિનંતિ કરીએ છીએ. તેઓ જણાવે છે કેઃ—

"આંખડી અન્તરમાં વાળો, ને નિહાળો કે આપણું શું ? બે હજાર વર્ષ દર્મિયાન આપણામાં કર્તવ્ય દક્ષતા કેટલી વધી ! આપણામાં સુજનતા કેટલી ખીલી ! આપણા પોતામાંજ સદાચાર, પુણ્યભાવના, હેત, સંપ, ભક્તિ, ઉદારતા કેટલાં વિકાસ પામ્યાં ! બે હજાર વર્ષમાં ઉન્નતિક્રમની સ્હીડીનાં કેટલાં પગથીયાં આપણે ચ્હડયાં ! ઉભાં રહો, થોભો જરા, દરેક જણ પોત પોતાનાં ઓરડામાં જાવ; ને જુવો ઝીણી નજરે, અહીં પુણ્ય ને પ્રભુતાની સ્થાપના છે કે બીજી કોઈ ? અન્તરના મન્દિરમાં આત્મા દેવ રૂપે વિરાજે છે કે દાનવ રૂપે ? આપણી પોત પોતાની ભૂલો આપણે પોતપોતેજ જોઈ સુધારીએ તો બીજાને કહેવા વારોજ ન આવે."

જ્યાં સુધી સ્ત્રીઓને માનસિક, તેમજ શારીરિક ઉન્નતિ કરવાને અવકાશ નહિ મળે ત્યાં સુધી આવી અધમ સ્થિતિ કાયમજ રહેશે.

આ વિટંબના દૂર કરવા માટે પુરૂષોએ Science (વિજ્ઞાન, સાયન્સ) ની મદદથી સ્ત્રીઓનાં કામમા સરળતા કરી આપવી જોઇએ.

આમ કર્યાથી પુરૂષ અને સ્ત્રી બન્નેનું હિત સચવાશે. પુરૂષને કાંઈ વધારે આપદા વેઠવી નહિ પડે, તેમજ સ્ત્રી પોતાના પતિ, તેમજ કુટુંબ સર્વનું કામ વધારે સારી રીતે કરી શકશે, અને નવરાશનો વખત જે હાથ લાગશે તેમાં પોતાની અને સંતાનોની માનસિક તથા શારીરિક ઉન્નતિ માટે પ્રયાસ કરી શકશે.

હીંદુ સ્ત્રીઓમાં કેટલાએક સદ્ગુણ એવા છે કે જો તે સાથે તેમનાં મન કેળવાશે અને શારીરિક બળ વધશે તો હીંદુ સ્ત્રી-ગૃહિણી અનુપમેય થશે. એમાં કાંઈ વાધો નથી.

આવી રીતે જે ગૃહમા ગૃહિણીના તનરૂઅને મન કેળવાએલા, કસાએલા હશે ત્યાજ પતિને તેમજ અન્ય કુટુબ વર્ગને સુખ અને આનન્દ મળશે, અને તોજ થાકેલો કંટાળેલો પુરૂષ પ્રથમ જે આનંદનો પોતાના ગૃહમાં અભાવ હોવાને લીધે કલબ અને જીમખાનાનો આશય લેતો તે હવે સ્વર્ગીય સુખ મેળવવા પોતાના ઘર તરફજ દોરાશે. અને સ્વાભાવિક રીતે Home Sweet home નો ઉદ્ગાર કરશે.

આવી ગૃહિણીઓ અને આવાં ગૃહ આપણા લોકમા થાઓ એટલીજ અભિલાષા છે.

સૌ. શારદા.



## વાર્તાલહરી.

### વ્હાલસોઇ વસુ.

( એક ચિત્ર )

" જે ને તે અમ્હારો વાંક કહાડતું આવે, જે ને તે " ગ્રેજ્યુએટોએ આમ કરવું જોઇએ અને ગ્રેજ્યુએટોએ તેમ કરવુ જોઇએ " એવી શીખામણ આપતુ આવે, પણ અમ્હે તે કરીએ શુ, મરીએ ? પોતાનું અને કુટુંબનુ પૂરૂં કરવાના સાંસા, ત્યાં બીજા મ્હોટા વિચારો તે શાના સુઝે ! ભણી ભણીને લોહીનું પાણી કરી નાંખ્યું; શરીરના રસકસ ઉડાડી દીધા, પૈસો, વખત અને શક્તિ એ ત્રણેની ખુવારી કીધી; જુવાનીની મોજમજામાં મ્હાલવાનું તો ક્યાયે રહ્યું, પણ ન પૂરૂં ખાધુ પીધુ કે ન નિરાંતે જંપીને ઊંઘ્યા,—અને આ બધાનો બદલો શો ?—એ કે ત્રીસ રૂપરડીની માસ્તરની નોકરી મેળવતાયે કેટલી માથાકૂટ ! "—

ઉપરના ગમગીની ભર્યા વિચારોમાં ભંગ પડ્યો. રસોડામાંથી અવાજ આવ્યો, "આટઆટલી બુમો મારીએ ત્હોયે કેમ સાંભળતા નથી? એવા તે શા વિચાર કર્યાં કરો છો?" ત્રણચાર બૂમો પાડી કંટાળેલી મણીગૌરી સ્વાભાવિક રીસથી પણ પતિને ઉંચે સ્વરે કાંઇ ન કહેવાય એમ ધારી તે રીસ દબાવવાનો પ્રયત્ન કરતે કરતે બોલી.

"કેમ શું છે?" પોતાની પત્નીની સ્થિતિ સમજી જઇ રમણીકલાલે શાન્તિથી પૂછ્યું.

રીસ ચ્હડે તેવી સ્થિતિમાં પણ આટલું યે ઉંચે સ્વરે બોલી જવાયાથી પસ્તાવો કરતી મણિગૌરી નરમાશથી બોલી, "હું તો સ્હેજ પૂછુંછું કે વસુ દિવાનખાનામાં છે?"

"ના, એ તો બહાર રમવા ગઈ છે. કાંઇ કામ છે? બોલાવું?"

"ના ના, હું તો એમ કરીને કહું છું કે ખાવા વખત થવા આવી છે એટલે તે બહાર જતી ન રહે. થોડીવારમાં એ આવી ન પ્હોંચે તો પછી એને બુમ મારજો"

રમણીકલાલ સાધારણ સ્થિતિનો માણસ હતો. ત્હેની ઉમ્મર ત્રેવીસેક વર્ષની હતી. બી. એ. માં સારે નંબરે પાસ થયો હતો, પણ પૈસાની તંગીને લીધે, પોતાની ઇચ્છા ઘણી હોવા છતાં, આગળ ભણવાનું છોડી દેવી પડ્યું. કોઇની વગસગ નહિ એટલે બિચારાને નોકરી શોધતાં ખેન પડી. આખરે મહામુશીબતે અમદાવાદની હાઇસ્કૂલમાં ત્રીસ રૂપૈયાના પગારથી માસ્ટરની નોકરી મળી અને તે પણ ઍક્ટિંગ. ત્હેની વહુ મણિગૌરી બિચારી હતી તો સ્વભાવે સાલસ, પણ જરા ત્હેને ગુસ્સો ચ્હેલો ચ્હડી જતો. તે ખામી પોતે સમજતી અને તે સુધારવાને હમેશાં બનતી મહેનત કરતી. રમણીકલાલને પાંચેક વર્ષની વસુ નામની ન્હાની દીકરી હતી. તે ન્હાનપણથીજ બહુ વ્હાલસોઇ હતી, અને ત્હેના સ્વભાવનો પ્રેમાળ અંશ ખીલવવા રમણીકલાલ ઘણી સંભાળ રાખતો. મણિગૌરી તથા વસુને રમણીકલાલ પોતાની સાથે અમદાવાદ લાવ્યો હતો. ત્યાં એક ન્હાના મકાનનો ઉપરનો ભાગ ત્હેણે ભાડે રાખ્યો હતો. ત્હેનાં ત્રણ ખંડ હતા, આગળનો ખંડ જરા મ્હોટો હતો, ત્હેને માનની ખાતર દિવાનખાનાનું નામ આપવામાં આવ્યું હતું; તે દિવાનખાનાની પાછળ બે ઓરડીઓ હતી. ત્હેમાંથી એક રસોડા તરીકે વપરાતી અને બીજીમાં સુવા વિગેરેની ગોઠવણ કરવામાં આવી હતી. એક દિવસે સવારે સાડાનવ વાગતાને સુમારે દિવાનખાનામાં કંતરાણની ખુરશી ઉપર પડ્યો પડ્યો રમણીકલાલ ઉપરના દિલગીરી ભર્યા વિચાર કરતો હતો, વસુ વિષેના સવાલ જવાબથી તૂટેલી વિચારમાળા પાછી સંધાઇઃ-

"ક્યાં ભણતા તે વખતની નિરાંત ને ક્યાં આ જંજાળની ચિન્તા? પોતે સુખી થઇ, કુટુંબને તથા સગાં સમ્બન્ધીને સુખી કરી, પછી બને તેટલું બીજાઓને સુખ આપવાના જે હવાઇ કિલ્લાઓ બાંધ્યા હતા તે બધા શું ધૂળમાં મળી જશે?"—વળી વિચારમાં ભંગ પડ્યો, માત્ર ફેર એટલો કે આ વખતના ભંગમાં વધારે મીઠાશ રહેલી હતી.

"કાકા, કાકા"—કરતી વસુ બહારથી દોડતી દોડતી આવતેકને રોજની માફક રમણીકલાલના ખોળામાં બેસી ગઈ. તે નાદાન બાળાને ત્હેના બાપના મનમાં શું થતું

હજુ ત્હેનું શું ભાન હોય ? પરન્તુ ઘનઘોર બની ગયેલા આકાશમાંથી, સૂર્યનારાયણ ઉગતાની સાથેજ જેમ વાદળા વિખરાઇ જાય છે, તેમ આનંદની સાક્ષાત્ મૂર્તિ જેવી વસુને જોતાજ રમણીકલાલના મનમાંથી શોક ચાલ્યો ગયો.

" તું આવી કે ? ક્યાં જતી રહીતી ? "

- " કુમુદકાકાની કુમુદ બ્હેન સાથે રમવા " વસુ કાલાકાલા શબ્દોમાં ઉતાવળે ઉતાવળે બોલી ગઇ.

" પણ તું આમ ઉઘાડી ઉઘાડી બહાર ગઈતી કે ? કેમ કબજો પહેર્યો નથી ? " માયાળુ મુખમુદ્રા ઉપર ખોટો ગુસ્સો આણી રમણીકલાલે પૂછ્યું

પોતાના પ્રેમાળ પિતાને ગુસ્સે થયેલા જાણી વસુ શિયાવિયા થઈ ગઈ, ને માફ માગતા અવાજે બોલી, " હવેથી એમ નહિ જઉં "

આમ નિખાલસપણે વસુએ પોતાની ભૂલ કબુલ કરી તેથી ત્હેને ઉત્તેજન આપવા રમણીકલાલે ત્હેને છાની સરસી દબાવી ને ચુમી કરી. " જો ઉઘાડા ઉઘાડા બહાર ન જોઇએ હો. "

" સા...રૂં; પણ કાકા, ખાવા વખત થઇ ? "

" ના, હજી ત્હેજ વાર છે. ત્યાં સુધીમાં તું શું રમી આવી તે મ્હને કહીશ ? " કાંઇક વસુને સારી રીતે વાતચીત કરવાની ટેવ પડે તે હેતુથી, કાંઇક તે શુ શું કરતી હતી તે પોતાને ખબર પડે તે ઉદ્દેશથી, ને કાંઇક પોતાનો વ્હાલસોઈ પુત્રીનો બાળચેષ્ટામાં સહભાગી બનાવનાર સ્નેહની પ્રેરણાથી રમણીકલાલ વસુની સાથે હમેશાં કેટલોક વખત આમ વાતચિતમાં ને રમતગમતમાં ગાળતો. વસુ બહુ વ્હાલમાં ઉછરી હતી. નકામાં નકામાં હોંકારા કરી ત્હેની હોંસ કોઇએ દાબી દીધી ન હતી, એટલુંજ નહિ પણ તે હોંસીલી ને ઉમંગી થાય ત્હેની રમણીકલાલ ખાસ તપાસ રાખતો, ત્હેની રમતોમાં, ત્હેની કાલીકાલી વાતચિતમાં રમણીકલાલ ભાગ લેતો, અને સઉ સારી બાબતમાં વસુને ઉત્તેજન આપતો. આથી વસુના સ્વભાવમાં કેટલાએક સારા ગુણો ખીલ્યા હતા. ત્હેના પ્રેમાળ પિતાની ઇચ્છાથી પોતે શું શું રમી આવી ત્હેનો હેવાલ ઉત્સાહભેર ત્હેણે કહેવા આડયો.

- " એં......હ, પહેલા તો છે ને તે હું કુમુદકાકાના ઘરમાં રમવા ગઇતી. ત્યાં અમ્હે ખધાં નિશાળ નિશાળ રમતાં હતા. પણ એટલામાં કાન્તા કાકી આવી પહોંચ્યા, ને એમણે તો હોંકારો કરીને કહ્યું કે જતા રહો બહાર ! જાઓ પોળમાં રમો. ઘરમાં ધમાધમી કેવી ! એટલે બા અમ્હે તો છાનેમાને પોળમાં જતા રહ્યા. "

" ત્યાં શું શું રમ્યાં ? " ઉતાવળે સાથે બધુ બધુ કહી દેવાના ઉત્સાહમાં વસુને શ્વાસ ચ્હડી ગયેલો જોઇ ત્હેને જરા આરામ આપવાના હેતુથી રમણીકલાલે સવાલ પૂછયો " કાન્તાકાકીનુ કહ્યું તમ્હે બધાએ તરત માન્યું એ બહુ સારૂં કર્યું "

" ત્યાં પોળમાં તો એક મ્હો...ટો ઝાડ રેતીનો ઢગલો છે. ત્હેના ઉપર અમ્હે તો દહેરાં દહેરા રમવા મંડી પડ્યા. "

"શીદ એ ગાંડીની સાથે નઠામી લમણાઝીક કરો છો? સમજ્યું કે વગર સમજ્યું એ બોલતાં શીખશે તો બીજી જગ્યાએ છોકરી માણસને ભારે પડશે." કાંઇક કંટાળીને અધીરાઇથી ને કાંઇક બન્ધનનો વાળા હિન્દુ સંસારમાં એવી છુટ આપવાથી છોકરી મ્હોટપણે દુ:ખી થાય એવી ચિન્તાથી મણિગૌરી બોલી.

વસુની વાતચિત નિર્દોષ હતી, પણ એક રીતે મણિગૌરીનું કહેવું પણ ખોટું ન્હોતું. રમણીકલાલે ખૂબી વાપરી એક પાસ મણિગૌરીની ઇચ્છાને વસુની પાસે માન અપાવરાવતાં શીખવવાને પોતેજ માન આપવું જરૂરનું ધાર્યાથી, અને છતાં 'મ્હારી સ્વાતંત્ર્ય મૂચ્છાની વૃત્તિને દબાવી' એવું વસુને સ્હેજે પણ ન લાગે એટલા માટે રમણીકલાલે યુક્તિથી વાત ફેરવી નાંખી, ને વસુને પૂછ્યું;

"વસુ! તું શું લાવવું ભુલી ગઇ?"

"હા......'લ્યા! તમ્હારૂં અબોટીયું ને મ્હારી ધટી બે રહી ગયાં," એમ કહેતે કહેતે તે દિવાનખાનામાં દોડી ગઈ, ને જાણે ગઈજ ન હોય તેમ વીજળીની ત્વરાથી એકદમ પાછી ફરી. અબોટીયું તથા ધટી લઇ આવી. ત્હેને શીખવેલું હતું તે પ્રમાણે, ચોકડીની એક પાસ ઉંચી પાળ હતી ત્હેના ઉપર તે બે વાનાં મૂકયાં.

"કાકા, ન્હને ગોરાં ગોરાં થવું બહુ ગમે છે હો! ન્હને તમ્હે સાબુ ચોળીને નવડાવશો! એહ, પછી હું તે દદાડાની પેઠે બાવો બનીને બાને બીવડાવીશ."

"જો બા આજે નહિ. આજે વખત થઇ ગયો છે માટે કાલે ત્હને સાબુ ચોળીને વડાવીશ."

"સારૂં; પણ સરે તો નવડાવી રહો ત્યાર પછી આજે મ્હારે હાથે નાવનું શે ફેરવો?"

"ના, તે પણ કાલે."

બન્ને જણાં ન્હાતાં હતાં એટલામાં મણિગૌરીએ પાટલા માંડી દીધા અને રમણીકલાલને માટે સંધ્યા પૂજા કરવાનો સામાન મૂકયો.

બન્ને જણાં ન્હાઇ રહ્યાં એટલે વસુનું દિલ લ્હોઇ ત્હેને રમણીકલાલે ધટી પહેરાવતે પહેરાવતે કહ્યું, "વસુ, તું તો છોકરો બની ગઇ હો!"

"ના એમ કહેવાય નહિ. એવું એવું બોલીએ તો મ્હારી ગોર્યો બળી જાય. એ તો નમેણુમાં ચણીયો પહેરાય નહિ તેથી ધટી પહેરવી પડે એમ તમ્હે જ કહેતા ને?"

પોતાના શબ્દો પોતાની જ સ્હામા ધરાયેલા જોઇને રમણીકલાલે મૌન પકડયું. પોતે અબોટીયું પહેરી પાટલે બેઠો ને સંધ્યા કરવા માંડી. દેખ દેખે ને શીખ શીખે, જેમ રમણીકલાલ કરતો તેમ ત્હેનું જોઇને વસુ પણ ગંભીરતાથી કરતી–કેમ જાણે દુનિયામાં સંધ્યા કરનાર એ એકજ હોય! વસુના ચાળા જોઇ, મનને બહુ દૃઢ રાખવાનો પ્રયત્ન કરતે કરતે પણ રમણિકલાલને હસવું આવી ગયું.

"સંધ્યા કરતે કરતે હસાય કે?" બારેખમ થઇને સાઠ વર્ષની ડોશી બોલતી હોય એમ વસુએ હેત ભર્યો ઠપકો [illegible]

" મોઇ આ છોકરી, શું કરે છે ! " મણિગૌરીથી પણ વસુના કાલાંઘેલાં શબ્દોથી હસી પડાયું.

" ચાલો ચાલો, બા ! મ્હારા કાકાને માટે થાળી પીરસો, લાવો, હું તે સાફ કરી આપું. " એમ કહી પોતાના ન્હાનકડા નાજુક હાથ થાળીમાં આમ તેમ ફેરવ્યા. " લ્યો, હવે પીરસો. ગંદી થાળીમાં ખવાય નહિ."

રમણીકલાલ સંધ્યા કરી રહ્યો. એટલામાં ત્હેની ને વસુની થાળીઓ પીરસાઇ ગઇ. વસુને જમવાના વાસણોને ત્હેને રિઝવવાની ખાતરજ 'થાળી વાડકા'નું મ્હોટું નામ આપવામાં આવતું બાકી ત્હેમાં એક ન્હાનું ઢાંકણું ને એક વાડકી સિવાય બીજું કાંઇ હતું નહિ.

"કાકા તમ્હે જમવા માંડો. તમ્હારા જમવા માંડયા વગર મ્હારાથી ના ખવાય ખરું ને?" શાણપણનો ભંડાર હોય એમ વસુબાઇ બોલ્યાં.

બિચારો રમણીકલાલ વસુની વાતચિતમાં પોતાના દિલગીરી ભર્યા વિચારો વિસર્યો નહોતો. આખો દિવસ પણ બગડતું કાંઇ ન કરે તોપણ સ્નેહીઓ પોતાની હાજરીથીજ દુઃખમાં કેટલો બધો ઘટાડો કરે છે?–ને ત્હેમાં પણ વ્હાલસોયાં આનન્દી બાલકો! સંસ્કૃત કવિ ભવભૂતિએ ખરૂંજ કહ્યું છે કે

" કરે ના કાંઇયે ત્હોયે સ્નેહીઓ દુઃખતો હરે,
તે ત્હેને મન છે કાંઇ જે જેના મનમાં વસે. "

કાંઇક સ્વભાવથી અને કાંઇક સારી રીતે ઉછેરવાથી કેટલાંક છોકરાં એવાં તો સારાં થાય છે કે આખા ઘરમાં ત્હેમના વડે આનન્દનો પ્રકાશ પ્રસરી રહે છે. વસુ એક એવી બાળકી હતી. ત્હેનું કાંઇક સ્હેજ જ એવું હતું કે પરાણે વ્હાલી લાગે.

" વસુના વતીનો ભાત મ્હારામાં મૂક, હું એને દાળભાત કરી આપીશ, " રમણીકલાલે મણિગૌરીને બીજું કામ કરવાની સરળતા કરી આપવાના હેતુથી કહ્યું.

ભાત મુકી, મણિગૌરીએ હાથ ધોયા, ને રમણીકલાલને માટે તથા વસુને માટે પાનપટ્ટી બનાવી.

રમણીકલાલ અને વસુ જમી ઉઠયાં એટલે વસુ પાનની તાસક હાથમાં લઇ દિવાનખાનામાં ખુરશી ઉપર ઉભી થઇ. રમણીકલાલ કપડાં પહેરી તૈયાર થયો એટલે વસુએ કહ્યું, "કાકા, આમ આવો. મ્હોં ધરો એટલે પાન ખવરાવું."

રમણીકલાલ ખુરશી પાસે ગયો અને વસુના કહ્યા પ્રમાણે ત્હેણે મ્હોં ધર્યું. જેવું વસુએ ત્હેના મ્હોંમાં પાન મૂક્યું કે તરત જ રમણીકલાલે પોતાના દાંત વચ્ચે વસુની આંગળી નરમાશથી સ્હેજ દબાવી.

"બા આમ આંગળીઓ કરડો ત્યારે તો હું કાલથી પાન નહિ ખવરાવું," વસુએ ધમકી આપી.

" ના ના ! એમ રીસાશો નહિ. લ્યો હવે તમ્હે આ પાન ખાઓ, " બીજી પટ્ટી વસુના ન્હાનકડા મ્હોંમાં મૂકતે મૂકતે રમણીકલાલે વસુને મનાવી દીધી.

માટે શ્રમ અને વખતનો બચાવ કરનારી કેટલી કેટલી યુક્તિઓ આપણે પશ્ચિમના દેશોમાંથી આપણા ગૃહોમાં આણવી જોઇએ. તથા તેને માટે કેવાં કેવાં આવશ્યક ઓજારો આ દેશમાં નવાં બનાવવાં જોઇએ એ વિષયનો એકઠા મળી પુર્ણ વિચાર અને અભ્યાસ કરવો એ આપણું કર્તવ્ય છે. ”

મી. નીહાલસીંગના આ આખા લેખમાં પ્રસરી રહેલો મુખ્ય ભાવ એ છે કે હીંદી સ્ત્રીઓને પોતાના કુટુંબ જનોના લાભાર્થે ગૃહકાર્યનો જે ભાર હજીના જમાનામાં પણ વેઠવો પડે છે, તે અતિશય સખત અને અયોગ્ય છે, અને તેથી તે કુટુંબના ભાર અને ચિંતામાંથી મુક્ત રહે, એવી સગવડ કરી આપી તેને વધારે નવરાશ ભોગવવા દેવી એજ તેને ઉચ્ચ દશાએ ચડાવવાનો માર્ગ છે.

**હિંદી અને અન્ય સ્ત્રીઓનું કાર્ય**—સેંટ નીહાલસીંગના લેખમાંના ઉપર જણાવેલા અભિપ્રાયના ઉત્તરમાં, અને હિંદી સ્ત્રીઓના જીવનચિત્રની કાંઈક બીજી જુદી બાજુ પ્રકાશવાના હેતુથી, તેજ માસિક પત્રના જુન માસના અંકમાં, આખા હિંદુસ્થાનમાં પ્રથમ પંક્તિએ ગણાતા અને જગવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી શ્રીયુત જગદીશચંદ્ર બોસનાં પત્ની શ્રીમતી અબલાદેવી બોસે ઉપરના મથાળાવાળો એક અંગ્રેજી લેખ પ્રસિદ્ધ કરાવ્યો છે. આરંભમાં હિંદના યુવાન પરદેશગમન કરનારાઓ પશ્ચિમ દેશના ઝળકાટથી અંજાઈ, હિંદી સ્ત્રીઓ પાસે સખત મજુરી કરાવવામાં આવે છે. તેઓ ધિક્કારાયેલા પ્રાણીઓના વર્ગમાંની છે, તેઓ પોતાના ઘરમાંજ ગુલામગિરી ભોગવે છે, ઈ. વિચારો ધારણ કરી તે દેશોમાં ફેલાવે છે એ જોઇ કોઇ પણ સ્વમાન ધરાવતી હિંદી સ્ત્રીને પણ અપમાન લાગ્યા વિના રહેવું જોઇએ નહી એમ જણાવી, હિંદી સ્ત્રીઓને હજી શું કરવાનું છે એ તરફ લક્ષ આપવાની સાથે તેઓએ અત્યાર સુધીમાં શાં શાં કાર્યો કરેલાં છે એ ભૂલી ન જવા તે યુવાનોને ભલામણ કરે છે. મી. નીહાલસીંગે રંગેલા, કારીગરના કુટુંબના, ચિત્ર ઉપર વિવેચન કરતાં તે શંકા કરે છે કે સ્ત્રીઓની ખરી ઉન્નતિ શ્રમ અને ચિંતાથી મુક્ત રહેવાનાં સાધનો મેળવવામાંજ પુરી થાય છે કે કેમ ? તે સાધનોથી મળતી નવરાશનો કેવો ઉપયોગ થાય છે તેનો વિચાર ન થાય તો તે નવરાશ પોતેજ ઉન્નતિનું અંતનું સ્થાન છે, કે માત્ર સાધનજ ? અને માત્ર ફરવા હરવાનો અને આરામનો વખત વધારે મળે તેટલાજ માટે, શું કોઇ પણ સુશિક્ષિત સ્ત્રી પત્ની માતા કે ગૃહણી તરીકેનો પોતાનો ભાર ઓછો થવાની ઈચ્છા પણ રાખશે ? શ્રીમતી અબલા તદ્દન યોગ્યની રીતે જણાવે છે કે દેશની સંસ્થાઓનું તોલન મનુષ્યના ચારિત્ર્ય ઘડવા ઉપર કેવી અસર કરે છે તે ઉપર આધાર રાખે છે, માત્ર બ્હારની સગવડ અને ચળકાટ ભર્યા દેખાવ ઉપર નહીં; અને મનુષ્યનું ચારિત્ર આખું પર્તન ઉત્તમ રીતે ઘડાયાનું એક મુખ્ય લક્ષણ એ છે કે તેનામાં સર્વ ઉપર સ્નેહ રાખવાની શક્તિ, સ્વાર્થ ત્યાગ કરવાની તાકાત, અને આખી જીંદગી સુધી અહંભાવને માત્ર પોતાપણાની વૃત્તિ દાબી દેવાની દઢતા આવે. આમાંજ કોઇ પણ દેશની ઉંચી કેળવણીનો પોતાની ઉત્તમતા માટેનો દાવો રહેલો છે. કેળવણીનું પરિણામ—ફળ કર્તવ્ય પરાયણતા પોતાની ફરજો બજાવવાની તત્પરવૃત્તિજ હોવું જોઇએ, ફરજો બજાવવામાંથી નાશી છુટવાની વૃત્તિ નહીં. આ વિચારને અંગે શ્રી કેળવણી માગીએ છીએ તે ગૃહ

કુટુંબ સંબંધની અમારી સંભાળ અને વ્યવસ્થા કરવાની શક્તિ વધારવા અને ગાડી બનાવવા માટે, આ કાળજી અને વ્યવસ્થા દૂર કરવા માટે નહિ. અમે આરોગ્યતા અને શેહેરની-સ્વચ્છતા જેવી બાબતો સંબંધી વિશાળ જ્ઞાનની ઇચ્છા રાખીએ; 'બાળકોની સંભાળ અને માંદાઓની સારવાર સંબંધીનું અમારુ જ્ઞાન વિશેષ અસરકારક 'અને શાસ્ત્રીય બને એવા શિક્ષણની અમે જરૂર જોઇએ છીએ; અકસ્માત અને મરકી જેવા પ્રસંગોને પહોંચી વળવા માટે જોઇતી સાધારણ સમજશક્તિ અને ચતુરતાનું અમારૂં હાલનું ધોરણ વધારવાની અપેક્ષા છે. આ બધું શિક્ષણ અમારે જરૂરનું છે. પણ તે સર્વ અમને ઘર-અને કુટુંબના ઓછાં નહિ પણ વધારે સેવક બનાવવાજ કામમા આવે તેટલા માટેજ. જે ફેરફારો હવેના જમાનામાં થયા વિના રહેવાનાજ નથી, તેના સંબંધ-માં અમને મ્હોટી ધાસ્તી એજ છે કે બીનજરૂરીયાતની, મોજશોખની, વસ્તુઓને ખાસ જરૂરીઆતની તરીકે ભુલાવો ખાવાનું વલણ થતું જાય છે પરંતુ, ખરૂ જોતાં, આપણે આપણી કેળવણી ઉંડી બનાવવાની છે, જીંદગીનાં ખર્ચો વધારવાનાં નથી." સ્ત્રી વર્ગના હકનું ઉત્તમ ભાન આપતાં તે વિદ્વાન સન્નારી કહે છે કે "સ્ત્રીઓના હકના જમાનામાં એ યાદ રાખવું ઠીક પડશે કે મનુષ્ય માત્રનો સર્વથી મ્હોટો હક સેવા કરવાનો છે; તેમજ સ્ત્રીજીવનની બાબતમાં પણ ગૃહ અને જનસમાજની સેવા કરવા કરતાં બીજું કાંઈ પણ વિશેષ પવિત્ર હોઇ શકે નહી. તે સેવાથીજ આપણે આપણો પ્રેમ દર્શાવીએ છીએ, તેનાથીજ આપણે આપણો વિકાસ મેળવી શકીએ છીએ; અને તે ન હોય તો આપણા ઘણા હકો આપણી પાસેથી ઝુંટવી લીધા એમ ગણાવું જોઇએ. તેઓ ઉત્તમ સ્ત્રીનો નમુનો આપતાં કહે છે કે "આવી સ્ત્રીને ઘર-કુટુંબ એ સેવા માટેની વેદી છે તેના મતમાં સાવિત્રીનું પવિત્ર નામ સ્ફુર્તિ આપ્યા શિવાય કદી પણ રહેતું નથી. પ્રભાત-માંથી શરૂ થઇ રાત્રિએ મોડા વખત સુધી શ્રમ એજ તેનું જીવન છે. પતિ અને બા-ળકો માટે ઉંચામાં ઉંચી જીંદગીના પ્રસંગો મેળવવા તે પ્રયત્ન કરે છે, પણ જેમાં તેમનો ભાગ ન હોય તેવા આનંદનું નામ પણ તે સંભારતી નથી. આવી સ્ત્રી પુર્વ દેશમાં હો કે પશ્ચિમ દેશમાં, પણ તેનાં સંતાનોજ ઉન્નત અને સુખી થાય છે." તેમની દૃષ્ટિમાં હિંદુ જનસમાજનું સ્વરૂપ એવું ઘડાએલું છે કે-"હિંદુ જનસમાજમાં બધી સાદાઇ હોવા છતાં સર્વોત્તમ ઉદ્દેશ જીવનની ઉચ્ચ ભાવનામાં રહેલો છે. તેની ખામી અને ભુલોમાં, તેમજ તેણે પાર પાડેલાં સારાં અને સ્નેહમંદ કાર્યોમાં, આ ભાવનાજ પરોવાઇ રહેલી છે. આમાંની એક અથવા બીજી ભાવના સમજવાથીજ, તે જનસમાજના દોષોનાં કારણને પણ કળી શકાય છે તો પછી અમારે માટે વધારે વ્હોળી અને ઉંડી કેળવણી અને વ્યવહા-રિક સહતી મેળવવાની માગણિ કરતી વખતે અમારે હિંદુ સ્ત્રીઓએ આ પ્રશ્ન પુછવાનું કદીપણ વિસરવું ન જોઇએ કે શું આ લાભ અમને કલ્યાણમાર્ગે લઇ જશે ? આ લેખ ઉપર અભિપ્રાય આપતાં "મોડર્ન રીવ્યુ" પત્રના અધિપતિ વિવેચન કરે છે તે તદન યોગ્યજ છે. "હિંદી અને અન્ય સ્ત્રીઓનું કાર્ય" એ નામનો આ લેખ હિંદી સ્ત્રિઓના કાર્ય અને સ્થાનનો નિર્ણય કરવા માટેનું જ દૃષ્ટિબિન્દુ રજુ કરે છે. સામાન્યપણે કેળવ-ણિના, અને ખાસ કરીને સ્ત્રિ કેળવણિના ઉદ્દેશોના સંબંધમાં આ લેખમાં સમાયેલા છે છે તેના કરતાં વધારે શબ્દો ભાગ્યેજ બોલાયા હશે. તેમના વિશાળ ઉંડા શિક્ષણને લીધે

હિંદુ સ્ત્રીપણામાં જે કાંઇ ઉત્તમ છે તે ડહાપણ અને પ્રેરણાથીજ ગ્રહણ કરી લેવાના ગુણને લીધે અને વિખ્યાત પતિની સંગતિમાં યુરોપ અને અમેરિકામાં, લાંબી અને અવલોકન દૃષ્ટિથી કરેલી ઘણી મુસાફરીને લીધે, મીસીસ અમલાબોસ, હિંદે પોતાની પુત્રી માટે શું કર્યું છે અને હજી તેને શું કરવાનું છે, તે જણાવવા માટે તદ્દન લાયકજ છે. મનુષ્યોમાં ભાતૃભાવ અને ભગિની ભાવનું કાર્ય વધારવાની ઇચ્છા રાખનાર સર્વ જનો આ લેખમાંથી જાણીને આનન્દ પામશે કે પશ્ચિમની નમુનાદાર સન્નારી હિંદની નમુનાદાર સન્નારી કરતાં વસ્તુતઃ ભિન્ન નથી."

પાન્થ, બન્ધુસમાજ.

## રમણીમણિમાળા.

(ગત અંકના પાના ૩૮૪થી સાંધન).

### દમયંતી.

(લેખક રા૦ ધર્માજકર.)

સર્વ હંસોનો રાજા પૃથિવીપર નિદ્રા લેવાને બેઠયો હતો. તેણે નળ રાજાને જોયો નળરાજા ચૂપકીથી તે હંસગતિ જવા લાગ્યો. ધીરે ધીરે પાસે જઇ તેનો * પગ [illegible]. એટલામાં હંસ જાગ્યો. અને પોતાને પકડાએલો જોઇ વિમાસણ કરવા લાગ્યો. તેની પાસે હંસ-હંસણીઓ રાજપતિને પકડાએલો જોઇ નળરાજાપર ઉડવા લાગી. પરંતુ નળરાજાએ તેને છોડી દીધો નહિ. આથી હંસણીઓએ શાપ દીધો કે "હે નળ! જેવો અમારો વિયોગ ત્હેં કર્યો છે તેવો ત્હારી સ્ત્રી સાથે ત્હારો વિયોગ થજો." હંસની કેટલીક આજીજીથી તેને થોડો વખત છુટો મૂકયો. પછી પોતાના ભૂવન પ્રતિ લીધો. અને આ હંસને દેખી સર્વ પુરુષો આશ્ચર્ય ચકિત થયાં. નળરાજાએ તેને રહેવા માટે વિશાળ સુવર્ણ-કનકનું પાંજરૂં બંધાવ્યું.

હંસ પોતાની સ્ત્રીઓને તથા સર્વને બોધ આપી નળરાજાની પાસે આવ્યો. નળરાજાએ પોતાને ત્યાં તેને સારી રીતે રાખ્યો. તેનું રૂપ જોઇ નળ કેટલીક વખત સ્તબ્ધ બેશી રહેતો. તેની મધુરવાણિ અને અનુપમ રૂપ બન્ને તેના હૃદયને લોભાવવા શક્તિવાળાં હતાં. આ પ્રમાણે નળ તથા હંસને પ્રેમ થયો. એવામાં હંસે રાણી વિનાનું રાજાનું ઘર દેખ્યું. અને પ્રસંગ લાવી રાજાને પૂછ્યું.—'હે મહેન્દ્ર! કહો! આ રાજ્યપાટ શાથી નિર્જીવ દેખાય છે? અને હું પણ પ્રસંગે તમને ખેદિત થતા શા માટે જોઉં છું? સાચે સાચું કહો. મારાથી બનશે તેટલું કરી તમને સહાય આપીશ!' હંસની આવી વાણીથી રાજાના મનમાં દમયંતી વિષે ઘણું ભરાઇ આવ્યું.

* પક્ષિઓને આવી રીતે બોલાવવાની કલ્પના કવિની માનસિક શક્તિના વિકાસમાં રહેલી હોય છે. ૧ પ્રેમાનંદ કવિકૃતમાંથી.

"ઉદાર પક્ષિ ! શું જુવે છે ? રાણી વિનાનું આ ગૃહ શૂન્ય લાગે છે. રાણી ક્યાંથી......કેવી રીતે "......આટલું કહી નળ બોલતો અટકી પડ્યો.

"રાજેન્દ્ર ! બોલતાં શા માટે અટકો છો. મ્હેં નહોતું જાણ્યું કે રાજાનો આવાસ રાણી શિવાયનો હશે. મને એવી કલ્પના થઈ હતી કે કદાપિ તે પિયરમાં ગયાં હશે. ખરે ! મને સાચું કહી દ્યો કે તમે શા માટે હજુ સુધી પરણ્યા નથી ? તમારે માટે શું પૃથ્વીપર કોઇ કન્યા નથી ? અથવા તે મેળવવા કોઇ પ્રકારની વિટંબના ખમવી પડે છે ?" હંસે ધિરજ આપતાં કહ્યું.

નળે પોતાની હકીકત તેને કહી. અને દમયંતી માટે કહેલી નારદમુનીની ઇચ્છા જણાવી. હંસે આ સાંભળી કહ્યું કે;—

માગિ માગિને શુંરે માગ્યું, દમયંતી એક નારી,
દેવ કન્યા આણી આપું તો, કન્યશુ ભિમક કુમારી.

દમયંતી વિષેની વાત જાણ્યા પછી હંસ નળરાજાની રજા લેઇ વિદર્ભ દેશ પ્રતિ ઉડ્યો. આ સમયે વિદર્ભ દેશને રાત્રિના પૂર્ણિમાના ચંદ્રે સંપૂર્ણ કળાથી શ્વેતમય કરી નાંખ્યો હતો. જાણે રૂપેરી સાડી આચ્છાદિત થયેલી હોય તેમ દેખાતું હતું. હંસ ફરતાં ફરતાં દિવ્યકીર્તિસંપાદક ભીમકની આત્મજા દમયંતીની વાડીમાં આવ્યો. વાડીમાં અનેક પ્રકારનાં વૃક્ષો મંદમંદ પવનથી તિણુસ્વરને પ્રગટાવી રહ્યાં-હતાં. વેલીઓ ચડને આલિંગી ભરાઇ ગઈ હતી. તે સમયે હંસ એક વૃક્ષપર બેસી દમયંતીના ગૃહપ્રતિ દૃષ્ટિ કરી રહ્યો. દમયંતી સખી સંગાથે રમતમાં આનંદ વાર્તા કરતી હતી. એટલામાં "નળ...નળ...નળ..." એવા શબ્દો તેમના કર્ણને સ્પર્શ કરતા ચાલ્યા ગયા.

દમયંતી આશ્ચર્ય ચકિત થઇ. પોતાના ભૂવનમાં માત્ર તેની સખી શિવાય કોઇ નહોતું. અને આ સ્વર ક્યાંથી આવ્યો કોણે ઉચાર્યો અને જેના માટે બોલવામાં આવ્યું છે તે કોણ છે ? આ વગેરે ઘણા પ્રશ્નો તેના હૃદયમાં પ્રગટ્યા. બહાર નજર કરી પણ કાંઇ દેખાયું નહિ. પુનઃ શબ્દો હૃદયમાં નવિન-ભળતાળું આન્દોલન પ્રગટાવતા કર્ણને જગાડતા ચાલ્યા. દમયંતી આકાશિકામાં ચઢી જોવા લાગી. તો દિવ્ય દેહધારી હંસ વૃક્ષપર બેઠેલો નજરે પડ્યો. પૂર્ણિમાનો ચંદ્ર પૂર્ણ કળાથી ખિલ્યો હતો. અને તેમાં વળી હંસની કાયા દિવ્ય હતી. એટલે દમયંતી તેને દેખી ચકિત થાય એમાં કાંઈ નવાઈ નથી. દમયંતિનો વિચાર હંસને ઝાલવાનો થયો. પણ પૂણ્યસ્તોત્ર પ્રગટાવતો હંસ દમયંતિના પંજામાં આવે એવું નહોતું. એમ છતાં હંસની હૃદયવૃત્તિ નળની સ્તુતિ દમયંતિના અગ્રચરણમાં પ્રગટાવવાની હતી.

હંસને પકડવાને તેણે દોડવા માંડ્યું. છતાં તેમાં વિજય મળ્યો નહિ. નિરાશ થઇ. એવામાં આશાનાં ઝાંખાં કિરણો પ્રગટતાં જણાયાં. પગમાંથી ઝાંઝર વગેરે કાઢી નાંખી દાસીને પોતાનાં વસ્ત્ર પહેરાવી એક કુંજમાં કમળ જેવી હાર્યેળી રાખી-તેમાં જાણુંને ભ્રમર માફક રાણી તીવ્ર સ્વરને કાઢવા લાગી. અને ભ્રમરની માફક ગુંજારવને કરવા લાગી.

એ સત્ય છે કે સંગિતની અસર મનુષ્યના હૃદયમાં જેવી થાય છે તેવીજ પ્રત્યેક પ્રાણિને થાય છે. કોઇ પણ પ્રાણિને ઉશ્કેરવા બીજા ઉપાયો યોજવામાં આવે છે, તેના કરતાં સંગિતથી તેને સંબોધવામાં આવે તો તે સત્વર ફળ પ્રગટાવી શકે. પરમાત્માની ભક્તિમાં સંગિતને પ્રથમ ગણ્યું છે. ઘણા ભક્તો સંગિતના રસને જાણી તેના આત્મામાં વિલસિત રહેનાર હોય છે. સંગિત શ્રીમહાદેવનું જીવન છે. અને તેમાં લિન થવાથી દિવ્ય રંગનો અનુભવ થાય છે. આ રસ અનુપમ ફુલને પ્રગટાવનાર છે. ઘણી વ્યક્તિઓને આ રસથી લાભ થયા છે. પરમાત્મા સ્થળે સ્થળે વ્યાપક છે. સંગિત એ તેની કળા છે. વ્યાપકતામાં કળા ભળે છે. અને પ્રત્યેક પ્રાણિ તેનો અંશ હોવાથી સંગિતનું જ્ઞાન તેને ઉત્તમ જ્ઞાન દે એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. આ સંગિત પક્ષિઓને પણ સ્તબ્ધ કરી મૂકે છે. જડ વસ્તુઓમાં તેનો ભાવ પ્રગટતાં તેમાં જીવન પ્રવાહ વહે છે. શેક્સપિઅર જણાવે છે કેઃ—

" If they but hear perchance but trumpet sound,
" Or any air of music touch their ears,
" You shall perceive them make a mutual stand,
" Their savage eyes turn'd to a modest gaze,
" By the sweet power of music."

હંસ ધીરે રહીને કમળના જેવી હથેળીમાં આવી બેઠો. એટલે દમયંતીએ તેને તે હંસ બહારથી વિસ્મય પામ્યો હોય તેવું જણાવ્યું. દમયંતીએ મોટી જીત મેળવી ધારી આનંદ પામી. પછી તેને કહેવા લાગી—" હે હંસ ! તારું મોહક રૂપ અનુપમ પ્રભાને ઝુલાવી રહ્યું છે. તું આવું ઉત્તમ પક્ષી કયા દેશમાં રહે છે; અને શા પ્રયોજને આવી ચંદ્રજ્યોત્સ્નામાં આમ તેમ ઉડે છે ? "

" દમયંતી ! મને પ્રેરનાર-મહાન નૃપતિ નળ છે. હું તેના રાજ્યમાં રહું છું. જે મારૂં સ્વરૂપ તમને આનંદ પમાડે છે, તેના કરતાં તેના સ્વામિનું શરીર વિશેષ ચિત્તાકર્ષક હશે એમાં શું પૂછવું ! તે મહાન રાજાને પરમેશ્વરે ઉત્તમ દ્રવ્યથી સંસ્કાર્યો છે. તેનું અનુપમ શરીર તેના રાજ્યનું રત્ન છે. આ રત્નને પ્રજાએ શુભાશિર્વાદથી સાચવી રાખ્યું છે. એની શોભા—એની કીર્તિ—એની બુદ્ધિ—એની સિદ્ધિ—એની કળા—એની શક્તિ એની વાણિ—એની ચાલ—આ પૃથિવીમાં તો શ્રેષ્ટ અને અદ્વિતીય છે. પૃથિવીપર મેં તો એવું કોઇ પ્રાણિ જોયું નથી. અરે ! દમયંતી !—

* નળના ગુણ બ્રહ્મ સભામાં ભણાય,
નળ વિના આગળ વખણાય.
* * * ચતુરસુજાણ,
તે હું નળનું કહું વખાણ.

દમયંતી મોહપાશમાં પડી, અને હંસે વખાણથી તેનું ચિત્ત હરી લીધું. દમયં-

* નળાખ્યાન.

તીનાં હૃદયમાં નળ માટે ઉતમ સંસ્કારો નાંખ્યા. આ સંસ્કારોથી સંસ્કારીત થયેલી દમયંતી હંસ પ્રતિ જોઈ રહી. હંસે તેથી પણ વધારે વખાણ કરીને કહ્યું કે:—

*મધ્યાને નળ ન્હાય ઘરમાં, માટે સુરજ તપે ઘણું.

* * *

........જાણે હે ભામિની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી,
પણ નળની જોડ મેળવું, એવો મહિતળમાં કોઈ નહી.

ઘણાં વખાણ કરીને દમયંતીની પ્રબળ-ઈચ્છા જાણી લીધી, અને તેને કહ્યું કે જો તારી એવી ઈચ્છા છે તો નળ ગમે તે રીતે પ્રાપ્ત કરી આપીશ. પરંતુ મને વચન આપ કે;—નળને પરણ્યા વગર તું રહે નહિ. બીજા ઘણાં માણસો નળનાં રૂપ લેઈને આવે પણ તેમને તું વરમાળ આરોપે નહિ. દર્પિત દેવો તેનું રૂપ લેઈને આવે પણ તું વરે નહિ. દમયંતીએ તેને પોતાની પૂર્ણ સંમતિ આપી. આથી હંસે કહ્યું કે, હવે તું સ્વયંવર રચાવજે, અને તારો ગુપ્ત સંસ્કારિત પત્ર નળપર મોકલજે. આથી નળ તારી ઈચ્છાને પૂર્ણ કરવા આવશે. આ વગેરે કહી તે ત્યાંથી ઉડી ગયો.

હંસને વધારે વખત થયો, છતાં આવ્યો નહિ તેથી નળ નિરાશ થવા લાગ્યો. પોતાની ઈચ્છા પૂર્ણ થશે કે નહિ તેનો મોટો સંશય પડ્યો. આમ દિવસપર દિવસ વહાડે છે, છતાં હંસનો પત્તો કે દમયંતીનો સંદેશો કાંઈ મળ્યો નહિ. એવામાં હંસ નૈષધ દેશમાં આવ્યો. નળરાજાને અથ-ઇતિવાત કહી. નળ હંસની આવી યુક્તિથી પ્રસન્ન થયો. હંસે વિશેષ જણાવ્યું કે,—સ્વયંવર રચાતી વખતે તમારાપર દમયંતીનો ખાનગી પત્ર આવશે, અને તમારે ઈચ્છિતાર્થ પૂર્ણ કરવા જવુંજ પડશે. દમયંતી સ્વરૂપમાં શ્રેષ્ટ ને ચિત્તાકર્ષક છે, હે મહેન્દ્ર !

*યજ્ઞ-યાગ ને ધર્મ ધ્યાન તિરથ, કીધાં હશે સમસ્ત,
તેને પુણ્યે પુણ્યશ્લોકજી, ગ્રહશો દમયંતીનો હસ્ત.

દમયંતીનું શરીર દિનપ્રતિદિન શોષાવા લાગ્યું. આથી તેનાં માતપિતા તથા વડિલ વર્ગને પરિતાપ થવા લાગ્યો. પરંતુ દમયંતીની ઈચ્છા જાણવાનો પ્રસંગ ન આવ્યો. સર્વ વેદ્યો, દમયંતીનો જ્વર (love fever) અધિક સતાવવા લાગ્યો. આથી તેની માત્રે સર્વેનો ગયા પછી દમયંતીએ ગુપ્ત વાત ભેગી પોતાની વાત કહી દીધી. તેની આવી ઈચ્છાથી વંજાવતીએ ભીમકરાજાને સર્વ હકીકત જણાવી. અને ઈચ્છાવર આમ કરવા માટે સ્વયંવરની તૈયારી કરાવવામાં આવી. દેશદેશના રાજાઓને તેડયા. નળને તેડવા માટે સુદેવ નામનો પ્રધાન મોકલ્યો. તેની સાથે દમયંતીએ પણ પત્ર લખ્યો. દમયંતીનો પત્ર મળતાં નળ દર્પ ઘેલો થઇ ગયો, અને મોટા ભભકાથી માણસોને તૈયાર થવા હુકમ આપ્યો. સર્વે સાથે નળરાજા ભીમકની રાજ્યધાનીમાં આવ્યો. તેનું સ્વરૂપ જોઇ ઘણા રાજાઓ નિઃસત્વ બની ગયા, અને કેટલાકે તો વિચાર કર્યો કે નળ આગળ આપણી ઈચ્છા પૂર્ણ થવાની નથી, માટે તેની સાથે મિત્રતા બાંધવા મંડી ગયા.

ભીમકરાજા સર્વેને યોગ્ય વસ્તુઓ–આતિથ્ય આપી તેમની મરજી સંપાદન કરતો. એવામાં ઈંદ્ર–અગ્નિ–સૂર્ય આદિ ચાર દેવો દમયંતી મળવાની ઇચ્છાએ નળ પાસે આવ્યા. એ સર્વેએ લલાટમાં ત્રિપુંડ તાણી બ્રહ્મચારી જેવું રૂપ ધાર્યું હતું. બ્રાહ્મણો દેખી નળરાજાએ તેમને માન આપ્યું. ચારે જણે પોતાની ઇચ્છા જણાવી. પરંતુ દમયંતી નળને માટે આતુર હતી. આથી તેને વરવાની યુક્તિઓ નિષ્ફળ ગઇ. એટલે ચારે દેવોએ નળના જેવું રૂપ ધર્યું સ્વયંવરમાં રાજાઓ આવી બેઠા, અને દમયંતી વરમાળ લેઈ ફરવા લાગી પરંતુ પાંચ નળને દેખી સ્તબ્ધ બની અંતે ચાર દેવો વરદાન આપી અંતર્ધ્યાન થઇ ગયા એટલે નળને વરમાળ આરોપી અને આનંદમાં લગ્ન કર્યાં.

દમયંતી તથા નળ નૈષધ દેશમાં આવ્યાં ત્યાં પ્રેમથી દિવસો ગુજારવા લાગ્યાં. એવામાં પુષ્કરને કળિએ ભભેરવા માંડ્યો. પુષ્કર તેની કુમતિથી નળના રાજ્યમાં આવ્યો. અને પ્રપંચથી દ્યુત રમવા માંડ્યું. તેમાં નળરાજા હાર્યો. એટલે તેને વનમાં રહેવાનું થયું. આથી દમયંતીને પિયર જવા સમજાવી. છતાં દમયંતીની એવી ઇચ્છા હતી કે સાથે આવવું. તેથી બાળકોને મોસાળે મોકલાવી નળ દમયંતી જંગલમાં જવા નીકળ્યાં.

નળને ભૂખ લાગી હતી. તેથી ભક્ષ શોધવાને જતો હતો. એવામાં એક તળાવ દૃષ્ટિગોચર થયું. તેમાંથી મત્સ્યને ઝાલી દમયંતીને આપ્યું. અને બીજું મીન ખોળવા ગયો. પરંતુ એ અરસામાં દમયંતીના હાથમાંથી મત્સ્ય* સજીવન થઇને ચાલ્યું ગયું. એટલામાં નળ બહાર આવ્યો. રાણી પાસે આવી જુવે છે તો મત્સ્ય દેખ્યું નહિ. એટલે ??? ક્રોધ ચઢ્યો. દમયંતીને ઘણો ઠપકો આપ્યો. રાણીએ મત્સ્ય જવાની વાત નળને કહી, ???તુ નળને તે સ્મરણું આવ્યું નહિ. અને વિશેષ સંતાપવા લાગ્યો. આટલું દુઃખ દેવા ??? દમયંતીના હૃદયમાં પ્રતિકુળ વિચાર પ્રગટતો નહોતો. પોતાના પ્રારબ્ધમાં જે નિર્માણ હશે તે થયા કરશે. એમ ધારી પ્રિય પતિ તરફથી જે જે કહેવામાં આવતું તે તે સહન કરી–તેના હિતમાં ઉત્સુક રહેતી.

આગળ ચાલતાં ( કળિ ) બગને પકડવા પેતાનું વસ્ત્ર નાંખ્યું. છતાં બગ પકડાયો નહિ; ને વસ્ત્ર લેઇ ઉડી ગયો તેથી વસ્ત્રહીન રાજા આમ તેમ દોડવા લાગ્યો. દમયંતીએ મિચેરે નેત્રે પોતાનું અર્ધું વસ્ત્ર આપ્યું. અને શરીરપરની સાડીમાં બન્ને ઢંકાયાં. એવામાં રાત્રિ પડી. અને એક વૃક્ષ તળે સુતા ગયાં. દમયંતીએ જન્મારામાં દુઃખ જોયેલું નહોતું, વળી તે રાજકન્યા તથા કોમળ અંગવાળી હોવાથી–ચાલવાના પરિશ્રમે કંટાળેલી સુતાં વેંતજ ઘસઘસાટ નિદ્રાવશ થઇ. પરંતુ નળના મનમાં દુર્મતિએ સબળ પેસારો કરેલો હતો. વળી મત્સ્ય તેણે જ ખાધું છે એમ પ્રબળપણે માનવું હતું તેથી તેનાપરથી વિશ્વાસ માત્ર ઉઠી ગયો. એક પ્રહર રાત્રિનો ગયા પછી દમયંતીના વસ્ત્રના બે કટકા કર્યા. અને એક કટકો પોતે પહેરી દમયંતિને ભર જંગલમાં મુકી–મનની–આનાકાની થતા છતાં. ચાલ્યો. તે ચાલ્યો. તે ચાલ્યોજ......*

---

* દમયંતીને એવું વરદાન હતું કે તેના હાથમાં જે વસ્તુ ઝલે તે સજીવ થાય.

* કર્યાં કયુક્તિને ત્યજે જેમ, નળે દમયંતી ત્યજી તેમ,
વૃક્ષ જેમ પત્રને પરહરે, પુનરપિ અભિકાર ન કરે. —પ્રેમાનંદ કૃત નળાખ્યાન

દમયંતી કેટલીક વારે જાગી. નળને દીઠો નહિ. નળને મોટે સાદે બુમો મારી છતાં દેખાયો નહિ. એટલે અશ્રુનો અસ્ખલિત પ્રવાહ વહેવા માંડયો. ભર અરણ્યમાં તેનો બેલી માત્ર અવિનાશી પરમાત્મા શિવાય કોઇ રહ્યું નહિ. પરંતુ તેનું ભાગ્ય પ્રબળ સત્તા ધરી રહ્યું હતું. દમયંતી મોટે સ્વરે રૂદન કરવા લાગી:—

શો મારો અપરાધ સ્વામિ, દારૂણ વન મૂકી ગયા,
અલ્પ ભ્રાંતિએ હું તજી, અંતર નહિ ઉપજી દયા.

* * *

દમયંતીના શરીરમાંથી પ્રસ્વેદ બિંદુઓ ઝરવા લાગ્યાં. આંખોમાંથી શ્રાવણ-ભાદ્રનું પુર વહેવા લાગ્યું. અને મુખમાંથી રૂદન સ્વરો પ્રગટવા લાગ્યા ચાલતાં ચાલતાં ખાડા ટેકરામાં ગોથાં ખાવા લાગી. કાંટાઓ શરીર ભેદવા લાગ્યા. અંતે થાકી ગઇ. પરંતુ પતિથી વિહ્વળ બનેલી, પતિ સિવાય શૂન્યવત્ બની ચાલવા લાગી. એવામાં પ્રાતઃકાળ થવા આવ્યો. રસ્તામાં જતાં જતાં અજગરના મુખમાં પગ પડયો. પરંતુ દમયંતીએ તે દેખ્યો નહિ. આ સમયે એક પારધિ શિકાર કરવા આવ્યો હતો. તેણે દમયંતીને બચાવી પરંતુ વિષયાંધથી તેની સાથે સંબંધ બાંધવા આજીજી કરવા લાગ્યો. અને તેની દુષ્ટ બુદ્ધિથી તે મરણ પામ્યો. પુનઃ વનમાં કલ્પાંત કરવા લાગી આવા દુઃખમાં તેનાપર આપત્તિ પડવામાં પણ બાકી રહી નહિ. એટલામાં એક નગર આવ્યું. ત્યા તેની માશી ભાનુમતી રહેતી હતી. રાણીએ તેને ગરીબ જાણીને તેડાવી. અને દયાથી પોતાને ત્યાં રાખી. એક દિવસ ભાનુમતીની પુત્રી હાર મૂકી ન્હાવા બેઠી હતી ત્યાંથી હાર ગુમ થયો. આ વાંક દમયંતી માથે આવ્યો તેને ઘણાએ સતાવી. અંતે દમયંતીએ હાર લેનારને શાપ આપ્યો. એટલામાં હાર ગોખમાંથી બહાર પડયો. આવા સતિત્વથી સર્વે સંતોષ પામ્યાં

દમયંતી વનમાં ગઇ એવી વાત ભીમક રાજાએ જાણી એટલે તેની તપાસ કરવા માણસો મોકલ્યાં. અહીં પણ માણસો આવ્યાં. અને સુદેવે તેની પરિક્ષા કરી, પોતાને ત્યાં ભીમક રાજા પાસે લેઇ ગયો.

નળ રાજા ત્યાંથી ભર જંગલમાં આથડવા લાગ્યો. એવામાં એક સાપને અગ્નિમાંથી બળતો કાઢયો. તે સાપ નળને ડસ્યો એટલે નળ કદરૂપો થયો. આ બાહુક રૂપ તેને જાત છુપાવવાના ઘણા કામમાં આવ્યું. નાગે પછી તેને ત્રણ વસ્ત્ર આપ્યાં. જે પહેરવાથી પાછો મૂળ સ્વરૂપ થયો.

નળે હવે ફરવા માંડયું. તે અયોધ્યા આવ્યો. ત્યાં ઋતુપર્ણ રાજા રાજ્ય કરતો હતો. ઋતુપર્ણે તેને હયશાળામાં રાખ્યો. જ્યાં તે નીસ સુતી વખત વિયોગના દુઃખનું વર્ણન કરતાં બોલતો કે,—

' જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે,
" તે સંગ રંગ રમતાં રવિતાપ સાખે,
" રાત્રે વિયોગ થકિ ચંદ્ર પ્રકાસ ખૂચે,
" જો દુઃખ હોય દિલમા કહીંએ ન રૂચે.'

દમયંતી પોતાને પિયર આવી નૈષધ પતિની તપાસ કરાવવા લાગી. અયોધ્યામાં એક બાહુક છે એમ જાણ થતાં-તેને નળ વિષે નિશ્ચય થયો. એથી સુદેવને બોલાવી ત્યાં તપાસ કરવાનું કહ્યું. કારણ કે જે શ્લોક તે બોલે છે એ ગર્ભિત અર્થસૂચક છે. એ શ્લોક કાયરનો કે બીજાનો ન હોય માટે ગમે તેમ કરી તમે ત્યાં જાવ. વળી અહીં સ્વયંવર રચાવાનો છે. માટે ઋતુપર્ણે આવવું એવું ત્યાં કહો. સુદેવ પછી અયોધ્યા ભણી ગયો. ત્યાં ઋતુપર્ણના હાથમાં કંકોતરી મૂકી. ઋતુપર્ણ ખુશી થતો માણસોને તૈયાર થવાનું કહેવા લાગ્યો. ઋતુપર્ણનો રથ બાહુક હાંકવા લાગ્યો. તેણે બળથી અશ્વોને હંકાર્યા. રસ્તામાં બાહુકે વાત કાઢી કે;—' હે રાજન ! તે ભીમક આત્મજા દમયંતી પરણેલી હોવા છતાં તમે જે આ પ્રયત્ન કરો છો એ ખોટો છે, માટે આવી ઉતાવળ જવા દ્યો.' ઋતુપર્ણે બાહુકના બોલ તરફ લક્ષ આપ્યું નહિ અને થોડા વખતમાં ભીમકના રાજ્યસ્થાનમાં આવી પહોંચ્યા. રાજાએ તેમને માન આપ્યું. અને આતિથ્ય સત્કાર કરવા માટે રાખ્યા.

આ અરસામાં દમયંતીને બાહુકની પરિક્ષા કરવા વખત મળ્યો. બાહુકે ખાવા કર્યું હતું તે અમકાવીને દાસી લાવી, તેથી અને બીજી પરીક્ષાથી દમયંતીએ જાણ્યું કે એજ પુણ્યશ્લોક છે. એવામાં બાહુકે બાળકો રમતાં દીઠાં ને અન્તઃકરણ ભરાયું ને તેને રમાડવા લાગ્યો. દાસીએ આ વાત દમયંતીને કહી. દમયંતીએ પિતાની સંમતિથી તેમની પરીક્ષા કરવાને અંતર પટ બાંધ્યો. તેમાં નળે પોતાનું સ્વરૂપ બતાવ્યું. આ વાત રાજ્યભુવનમાં થઇ ગઇ, ઋતુપર્ણ ઝાંખો પડ્યો. અને દમયંતી તથા નળ પુનઃ ભેટયાં.

હર્ષે ઘેલી સુંદરી, ભેટી બીડી બાથ,
જય જયકાર થઈ રહ્યો, નિરખી નૈષધ નાથરે.

ત્યાં કેટલાક દિવસ રહ્યા પછી પોતાના રાજ્ય તરફ જવા નિકળ્યો પુષ્કરને પશ્ચાતાપ થવા લાગ્યો. અને પોતાના ભાઈ સામે પગે ચાલીને મળવા આવ્યો. નળ તથા પુષ્કર ભેટયા. પુષ્કરે નળને રાજ્યગાદી આપી. તથા અઘટિત કૃત્ય માટે ક્ષમા માંગી. અને નળ દમયંતી સુખમાં દિવસો કાઢવા લાગ્યાં.

# સ્વાગત મંદિર.

—oooo—

## * કૃષ્ણચરિત્ર.

બંગાલાના સુવિખ્યાત બાબુ બંકિમચંદ્રસેન જેઓ નવલકથાકાર તરીકે પોતાના દેશમાં તો શું પણ આખી દુનિયામાં પ્રસિદ્ધ છે, તેમની આ કૃતિ છે. જે વખતે બંગાલામાં એક તરફથી કૃષ્ણ નામની અંધ શ્રદ્ધાથી અનર્થ થતો હતો, અને બીજી બાજુથી "કૃષ્ણ" એ વાત કેવળ Myth-અસત્ય છે; એમ દાખલા અને દલીલોથી પુરવાર થતું હતું, તેમજ પાશ્ચિમાત્ય વિદ્વાનો પણ કૃષ્ણને હલકા પાડવા પ્રયત્ન કરતા હતા તે વખતે ઇશ્વિરપ્રેમી આ સાહિત્યપ્રિય નરરત્ને તેમનું ઐતિહાસિક દિગ્દર્શન આપી, આપણાંજ પુરાણ અને મહાભારતને આધારે સાબીત કર્યું કે કૃષ્ણ એ ઉત્તમ પ્રકારના મનુષ્ય હતા. એમનું જીવન અનુકરણીય હતું. રામચંદ્રની માફક તેઓ પણ એકપત્નીવ્રતવાળા હતા.

શ્રીકૃષ્ણના ભકતોને આશ્ચર્ય લાગશે કે સોળ હજાર એકસોને આઠ સ્ત્રીઓના પતિ અને ગોપિકાઓ જોડે વિહાર કરનાર, તે એકપત્નીવ્રતવાળા શી રીતે હોઇ શકે? તો પછી તેમના નિંદક જનોને આશ્ચર્ય લાગે એમાં શી નવાઇ? પણ બંકિમચંદ્ર પોતે શ્રીકૃષ્ણના ભકત હતા. તેમને પ્રરમાત્મા તુલ્ય માનતા, ને તેથીજ એમણે એમના જીવનનું એવું સત્ય સંશોધન કર્યું છે કે જે ન્યાયી વાંચનાર હોય તો તે વાત કબુલ કરેજ.

તેઓ માત્ર મહાભારતના સત્ય વિભાગનેજ અનુસરીને કૃષ્ણજીવન લખે છે. તેમના વિષે કેટલીક અતિશયોક્તિ અગર ઉપમાઓ પાછળથી દાખલ કરવામાં આવી છે. ગોપરાવાળો વૃત્તાન્ત, મહાભારતમાં છેજ નહિં; રાધા નામની કોઇ ગોપિકા હતીજ નહીં. તેમ રૂકિમનીજ માત્ર શ્રી કૃષ્ણની પત્ની હતી. મહાભારતના યુદ્ધ વખતે શ્રીકૃષ્ણે પાંડવ અને કૌરવ વચ્ચે સલાહ કરાવવા ઘણો યત્ન કર્યો હતો. દ્વારામતીનું રાજ્ય પોતે ન લેતાં ઉગ્રસેનને આપ્યું હતું. આ બધું તેમનું ઉત્તમ વર્તન છે. તેમને ખોટી ઉપમાઓ આપવાનો અથવા કલંકિત થાય એવાં કૃત્યો કરાવ્યાનો દોષ આપણા પુરાણકારોનો છે, અને મહાભારતકારે તેમને ઉત્તમ મનુષ્ય તરીકેજ ચીતર્યા છે, એવું બાબુ બંકિમચંદ્ર સાબીત કરે છે.

વૈષ્ણવ જનોને અમે આ પુસ્તક વાંચવા સારૂ એટલા માટેજ ભલામણ કરીએ છીએ કે પરમાત્માતુલ્ય શ્રીકૃષ્ણના સત્ય જીવનનું તેમને જ્ઞાન થાય. નીતિ ઇશ્વરને પ્રિય છે. તે નીતિની સાક્ષાત્ મૂર્તિ શ્રીકૃષ્ણ હતા. એમનું શૃંગાર રસથી ભરપુર જીવન

---

* ભાષાન્તરકર્તા રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ. એલ. એલ. બી. કિંમત રૂ. ૧-૮-૦

## ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

ન મળેલા અંકો બાબત—સુન્દરી સુબોધ પત્ર દર વખત ઈંગ્રેજી મહિના પ્રમાણે પ્રકટ થાય છે ને તેને સભાળપૂર્વક પોસ્ટ કરવામા આવે છે. માટે જે ગ્રાહકોને તે અમુક મહિનામાં ન મળે તેમને પોતાના ગામની પોસ્ટ ઓફીસમાં તે બાબત તપાસ કરવા વિનતી છે પ્રમગોપાત ઠેકાણું કે શરનામું બદલવા છતા અમને તેની અગાઉથી ખબર ન આપવાથી જેમના અંકો ગેરવલે પડયા હશે, તેમને ફરીથી મોકલવા સમાજ બંધાતી નથી જે મહિનાનો અંક ન મળ્યો હોય, તેની પછીના મહિનાની આખર તારીખ સુધીમા જે ગ્રાહકો ન મળેલા અંક માટે માગણી કરશે તેમનેજ યોગ્ય કારણસર, તે મોકલી આપવામાં આવશે તે પછીથી થયેલી માગણીનો દિલગીરી સાથે અસ્વીકાર કરવો પડશે

સરનામાં બદલાવવા બાબત—ટુકા ટુકા વખત માટે વારવાર સરનામા કે ઠેકાણા બદલવામા અમને ઘણી અગવડ પડતી હોવાથી, તેવે પ્રસગે પોતાના ગામની ટપાલ ઓફીસમાંજ તે બાબત બંદોબસ્ત કરી લેવા ગ્રાહકોને વિનતિ છે, પરતુ કાયમને કે લાંબી મુદતને માટે કરવાના ફેરફારની અમને ખાસ અગાઉથી ખબર આપવાની જરૂર છે, નહી તો પત્ર ગેરવલે પડવાનો સભવ છે, જેને માટે સમાજ જવાબદાર રહેશે નહી

સઘળો પત્ર વ્યવહાર આ પ્રમાણે કરવો —

મન્ત્રી, બન્ધુસમાજ.
સુન્દરીસુબોધ મન્દિર, રાયપુર, અમદાવાદ.

---

Registered No. B. 436

# સુન્દરીસુબોધ

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવના રહે, ત્યાં પામે સન્માન સુન્દરી. )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.


પુસ્તક ૭ | સંપાદક, | ઇ. સ. ૧૯૦૯; ઑક્ટોબ[ર]

અંક ૨ | બન્ધુસમાજ, અમદાવાદ. | વિ. સં. ૧૯૬૫; ભાદ્રપ[દ]


## વિષયસૂચન.



વાર્ષિકલવાજમ પોસ્ટેજ સાથે માત્ર રૂા. રૂપિઓ.

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાવ, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્ વિલાસોની ઉર્મિયોમા પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્યસુંદરીઓના જીવનની સફલતા છે "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૭ મું.] ઈ. સ. ૧૯૦૯ ઑક્ટોબર–ભાદ્રપદ, વિ. સં. ૧૯૬૫. [અંક ૨જો.

## ज्ञानसुगन्ध.

### एक कन्यानी स्वयंवरभावना.

( कान्ति नणंद अने प्रमदा भाभी छे )

प्रमदाः ( पासे आवी कान्तिकुमारीने खभे हाथ मूकी )

स्नेहमां ये सजीवन छे, व्हेन !
आयुष्यना अमृत सरीखडु.
लग्न लेशो के कौमार व्रत ?

कान्ति.—अमस्तां आळ मा चहडाव, भाभी !
कुमारीने तो करमावानु,
पछी होय शु पुरुष
के शु सुन्दरीनी वेल.
लग्न प्राण विकासनु व्रत छे,
स्वर्ग पन्थनुं पगथियु छे,
मानव बालनो धर्म मार्ग छे,
परणवुं ते तो प्रभुतामां पगलां मांडवां.
यश* वसन्त पूजन शीखवशे

* यशोदेवी एक लग्न थयेली बाला.

वसन्त पचमीना प्रभातेः
पछी जोजे, भाभी !
प्रभुना अवतारोमे न परणु तो.
प्रमदाः—यौवन मागे छे, ने कुलजल आपे छेः
तो ए वर कां नथी वरवो ?
धन, रुप, गुण ने विद्या,
शरीर संपत्ति-
कान्तिः-आत्मा ओळखे ते वर
ने न ओळखे ते परः
लोक वेण तो एवां छे, भाभी !
ने ब्रह्माना लेख कइ भूस्या भूंसाशे ?
सुवर्ण उपर सर्पेय वसे,
ने रुप उपर राक्षसोये म्होयः
गुण तो तु जाणती होय त,
ने विद्या तो वंठे पण खरी ?
प्रमदाः त्हमे शु मागो छो त्हारे ?
कान्ति मागु ? आपीश ? भाभी !
अन्तर उघाडवानां ठाम पण
दुनियामां दोहलां छे हवे.
पति, प्रमदा ! पतिः
नहि अधुरो, नहि समोवडो,
पण प्राणेश्वर, जीवन नियन्ताः
जेना आवेश मम उचु जोइ
नेत्र ढाळी प्रणिपतो करुः
ससार सागरमां म्हारी नौका
देखा कर कैवारत्यमां धीर,
एवो रस वीर नाविक-
म्हारो आत्म जेता यशस्वी स्वामिन्ः
म्हारो आशाकेन्द्र हृदय नाथ
म्हारो पृथ्वी उपरनो प्रभु
अहो रात्र नमत नमवा,
प्रेम थाळ भरी भरी पूजवा
म्हारे गृहदेव जोइए छीए.
लाव सखीरी ! बताव
एवो स्नेह सुन्दर राजन्.
न्हा. द. कवि कृत. "

# કાવ્યકુંજ.

## ભાઇ બ્હેની.

પિતાના પાયમાં આળોટનારાં,
અમે આકાશભેદુ ભાઈ બ્હેની.

સમુદ્રે વ્હાણ વાયુમાંય ચાલે,
સુકાની સાધનાનાં ભાઈ બ્હેની.

જપે અંગારમાં સંસાર સૂનો,
અમીનાં છાંટણામાં ભાઇ બ્હેની.

ગરે આકાશ ને પાતાળ ફૂટે,
ઉંડાં ઉંડાણુ ભેદે ભાઇ બ્હેની.

પડે પ્હાડો ઝપાટે વીજળીઓ,
અનાદિ કાલ ઘૂંટે ભાઇ બ્હેની.

ઉડે તારા, ગ્રહો તોફાન ખેલે,
રમે ત્યાં વ્હાલઘેલાં ભાઇ બ્હેની.

ખીલે આકાશ તે જોને ભરાવે,
પ્રભુ અંબાર પૂજે ભાઇ બ્હેની.

રમે તેજે; પરાગો હીંચ હીંચે,
પ્રભુ ગીતો ગજાવે ભાઇ બ્હેની.

કૂડો સંસાર હાંસીમાં ફસાતો,
ક્ષમા–ઓઢણીએ રેડે ભાઇ બ્હેની.

કવિ ગીતો પ્રભુનાં ગાઇ રાચે,
પ્રભુને સાથ ખેલે ભાઇ બ્હેની.

સ્વામિ સ્નેહજ્યોત.

વ્યોમથી જલની ધારા જોરમાં પડતી હતી.
ઢળી પલંગને પાયે સુન્દરી રડતી હતી !

ન્હાના સાદા શયનગૃહમાં સ્વચ્છ દીવો બળે છે,
વિદ્યુદ્વલ્લિ પ્રબલ ચમકી જ્યોતિ સાથે મળે છે;
સાહિત્યો કૈં બહુ નહિ દિસે એક પર્યંક માત્ર,
થોડાં જીર્ણાં રજનીવસનો પાસમાં વારિ પાત્ર !

આષાઢી કૃષ્ણ રાત્રિના બાર વાગી ગયા હતા :
પતિની રાહ જોવામાં બે કલાક થયા હતા !

વારે વારે પ્રથમ દિવસો લગ્નના યાદ લાવે,
સાથે સાથે અનુભવ તણું ધ્યાનમાં ચિત્ર આવે !
બાલાથી એ સહન ન થયું: આર્દ્ર હૈયું ભરાયું:
મૂંઝાવાથી કરુણ સ્વરમાં ગીત એકાદ ગાયું !

પતિનું ભવભૂતિનું ત્યાં ભાષાન્તર સાંભર્યું:
પોતાને યોગ્ય શોધીને અશ્રુ સાથે શરૂ કર્યું:—

" છત્ર જેવા બેઠા હતા પિતાજી;
" લગ્નગ્રન્થિ અભિનવ રસાલ તાજી.
" જનેતાઓ રહેતાં સચિન્ત જ્યારે,
" તે અમારા દિવસો વહી ગયા રે ! "

× × × × ×

ફેરવી પલટાવીને વનિતા રડતી હતી :
બારીએ જલની ધારા જોરમાં પડતી હતી !

થોડીવારે ત્વરાથી પરિચિત પગલાં સીડીએ સમ્ભળા
"આવ્યા છો, હાશ !" એવાં વચન ઉચરતી દાદરા પાસ
માની પ્રેમી પ્રમાદી અનિયમિત પતિ વાંકને કેમ
હોતાની ન્યૂનતા છે પ્રણય મહિં કદી, એમ ચિત્તે ન
" બહુ વાર થઈ ! " એવું કહી માત્ર રહી ગયો :
રમા હૃદયનો બન્ધ હાય ! તેથી વહી ગયો.

વદનકમલ મ્લાનતા ધરે છે:
ઝળઝળિયાં નયનો જરા ભરે છે :

પતિ પણ નિરખી હવે રહે છે,
હૃદય દબાવી પછી પ્રિયા કહે છેઃ—
"નજર નાથ! તમે કરતા નથીઃ
"પ્રબલ એક થતો હરતા નથીઃ
"નહિં જરા દરકાર દિસે, અહો.
"અરર! વાંક થયો મુજ શું, કહો!
"આષાઢી કૃષ્ણ રાત્રિના બારે સુદ્ધાં થઇ ગયા:
"ન આવી આપને ત્હોયે આવવા જેટલી દયા!"
નીચું જોયૂં તરત પતિએ, ભૂલને સ્પષ્ટ જોઇ,
હૈયું ભીનૂં સદય બનતાં માનિતા સર્વ ખોઇ,
ચાલી લે છે કર મહિં પ્રિયા, હાથમાં હાથ જોય,
"દેવિ, મ્હારી થઇ કઠિનતા હું ક્ષમાપાત્ર હોય"!
"નથી નાથ! તમારો કંઇ, વાંક મ્હારો જ છે સહુ;
"ક્ષમા હુકમથી માગોઃ દીનતા ન કરો બહૂ!
"મ્હારા મહીં જ નથી માલ, ખરૂં કહું છૂં,
"મિથ્યાભિમાની મન નાહક હું રહૂં છૂં!
"રે! આપને સુખ જરાય કરી શકું જો,
"શાને રહો અવર પાસ કદી તમે તો?
"લગ્નના દિવસમાં નવી હતી,
"ઠીક તેથી રમણીય લાગતીઃ
"આપ તેપણ હતા જ તે રહ્યા,
"માહરા ગુણ બધા ગયા વહ્યા!
"પ્રેમ છે એટલા માટે પ્રેમ માગી શ નહીં,
"ક્ષમા, નાથ! નહીં એ મેં જાણેલૂં મનની મહીં!"
ત્યાં તો શાથી કંઇ થઈ ગઇ બોલતી બન્ધ જાયા,
શબ્દો બોલ્યો પતિ પણ, અરે! તે નહીં સમ્ભળાયા!
કાંકે જોતાં ઝટ થઈ ગયૂં મેઘનૂં ખૂબ જોર,
વ્યાપ્યૂં આખા નગરની મહીં તુર્ત અન્ધારું ઘોર!
રહી જરા જરા વ્યોમે ચમકારી થતી હતીઃ
સુવાડી સર્વને રાત્રિ એ પ્રમાણે જતી હતી"!

પૂર્વાલાપ; કાન્ત.

# ગૃહધર્મ.

## પુનર્લગ્ન

### અને તેનાથી ખંડીત થતી સ્ત્રીઓની ભવ્યતા.

પુનર્લગ્ન એ વિષય હાલમાં ઘેરેઘેર અને સ્થળે સ્થળે ચર્ચાય છે. સર્વ જણા વખતા ઓછા પ્રમાણમાં એ વિષયની ચર્ચા કરે છે. કેટલાકના વિચાર પુનર્લગ્નની તરફેણમાં છે ત્યારે કેટલાકના વિરૂદ્ધ છે.

પુનર્લગ્ન સશાસ્ત્ર છે કે કેમ તે નિર્ણય કરવાનું કામ વિદ્વાનોનું છે. ઘણા વખતથી આ વિષય વિદ્વાનોમાં ચર્ચાય છે. પણ તેનો નિર્ણય બેમાંથી એકે પક્ષ યથાર્થ રીતે કરી શક્યા નથી ત્યારે પુનર્લગ્ન કરવું યોગ્ય છે કે અયોગ્ય છે તે જોવાનું છે. પણ અહિં જે જોઇશું તે શાસ્ત્રાર્થથી નથી જોવાનું પણ અહિં તો મારી અલ્પ મતિ અનુસાર પુનર્લગ્નથી સ્ત્રી જાતીની ભવ્યતાનો કેવો નાશ થાય છે અને ભવિષ્યમાં તેનું કેવું માઠું પરિણામ આવશે. અને સ્ત્રી જાતીની ઉચ્ચતા કેવી અધમ દશાએ પહોંચશે તેનું ટુંકમાં દિગ્દર્શન કરીશું.

આપણી ઉચ્ચ વર્ણની હિંદુ સ્ત્રીઓમાં દૈવયોગથી જો કોઈ સ્ત્રી વિધવા થાય છે તો તે ફરી લગ્ન કરી શકતી નથી એ જાણે સામાન્ય રીવાજ છે. ત્યારે હાલમાં કેટલાંક સ્ત્રી પુરૂષોનું કહેવું એમ છે કે જ્યારે પુરૂષો ફરી લગ્ન કરી શકે છે તો સ્ત્રીઓ શા માટે ન કરી શકે ? સ્ત્રીઓએ શું પાપ કીધા છે કે બીજીવાર લગ્ન કરવાનો હક્ક તેમને આપવામાં આવતો નથી ? જેવા વિકાર પુરૂષને થાય છે તેવાજ વિકાર સ્ત્રીઓને પણ હોય છે તો તે શા માટે ફરી પરણે નહિ ? આ અને એવા બીજા અનેક પ્રશ્નો પુછવામાં આવે છે. આપણે સામાન્ય દ્રષ્ટિથી જોઇશું તો એ દલીલ વ્યાજબી લાગશે. પણ જરા ઉંડા ઉતરીને સુક્ષ્મ દ્રષ્ટિથી વીચાર કરતાં જણાશે કે એ દલીલ તદ્દન ગેરવ્યાજબી અને ભૂલ ભરેલી છે. એ માર્ગ સ્ત્રીઓની ઉન્નતિનો નહિ પણ અધોગતિ કરનારો છે. કુદરતી રીતેજ સ્ત્રી પુરૂષના ગુણ અને બંધારણમાં ફેર છે તેવોજ તેઓના સ્વભાવમાં પણ છે. અને તેથીજ બેને અર્ધ અંગની ઉપમા આપવામાં આવે છે. જે પવિત્ર લગ્નની ગાંઠથી જોડાતાં બે મળીને એક સંપૂર્ણ અંગ થાય છે. આપણે આ બેના અર્ધા વિભાગ કરી જૂદા જૂદા તપાસીશું.

પુરૂષોના ગુણમાં બુદ્ધિ, નિડરપણું, દ્રઢતા, નિર્લજતા, એ વિશેષ આગળ પડતા ગુણો હોય છે, અને બીજા જેવા કે સ્વાર્પણ, મનોવૃત્તિ, ક્ષમા, પૂજ્યભાવ, પ્રેમ વિગેરે ગુણો ઉપલા ગુણો કરતાં ઓછા પ્રમાણમાં હોય છે.

સ્ત્રીઓમાં મનોવૃત્તિ, ધૈર્યતા, ક્ષમા, સ્વાર્પણ, સહનશીળતા, નમ્રતા, પૂજ્યભાવ, વિનય, પ્રેમ, કાયરતા, આદી ગુણો આગળ પડતા મૂખ્ય હોય છે અને બીજા બધા ઓછા પ્રમાણમાં હોય છે. એથીજ સ્ત્રી અને પુરૂષનો યોગ થતાં સર્વ ગુણો સંપૂર્ણ આપી રહે છે. સ્ત્રીઓનો સ્વભાવ નાજુક, લાગણીવાળો અને વિકારોનો નિગ્રહ કરનારો હોય છે. તેથી

ઉલટું પુરૂષોનો સ્વભાવ કઠણ, બેદરકાર, ઉતાવળો અને વિકારને વશ વર્તનારો હોય છે. આવો ફેર કુદરતી હોવાથી પુરૂષો કદી પણ સ્ત્રીઓની ખરી લાગણી તથા જરૂરીઆતો બરોબર સમજી શકવાના નથી," અને તે બરોબર સમજી શકતા ન હોવાથીજ તેઓ પુનર્લગ્નની હિમાયત કરે છે.

સરસ્વતીચંદ્રમાં એક સ્થળે સ્ત્રીઓના હક વિષે વિદ્યાચતુર ને. ગુણસુંદરીએ જવાબ આપ્યો હતો તે જાણવા યોગ્ય હોવાથી અત્રે આપું છું. તે કહે છે કે "તમે કહો છો કે સ્ત્રી અને પુરૂષ બન્નેય સરખા છે. જે હક પુરૂષો ભોગવે છે તે હક સ્ત્રીઓને ભોગવવાનો અધીકાર હોયજ. પણ હમારે તમારો અધીકાર જોયતો નથી. હમારો હક તમારાથી નહિ લેવાય તેમ તમારો હક હમારાથી પણ લઇ શકાતો નથી, હવે છોકરાંઓને જન્મ આપીએ છીએ, તમે તેમ આપી શકશો ! ના તેમ તમારાથી થવાનું નથી ત્યારે જે હમારૂં છે તે હમારી પાસે રહેવા દો."

આમ છે માટે ઇશ્વરે આપણને જે સ્થિતિમાં રાખ્યાં છે તે સ્થિતિ ઉત્તમ માની તેમાં સંતોષ રાખી આપણી જાતીની થતી અધોગતિ અટકાવવી એ આપણી મુખ્ય ફરજ તથા આપણું પવિત્ર કર્તવ્ય છે જ્યાંસુધી આ વિષયમાં આપણે આપણી પવિત્રતા માટે બેદરકાર રહિશું ત્યાં સુધી આપણી પવિત્રતા સામે થતા હલ્લાનો આપણે અટકાવ કરીશું નહિ. કહેવત છે કે " આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ." એનું મનન કરી આપણી સ્ત્રી જાતીના લુંટાતા ગૌરવની અને થતી અધોગતિની રક્ષા કરવા આપણે તૈયાર રહેવું એ આપણું અમૂલ્ય અને પવિત્ર કર્તવ્ય છે.

બ્હેનો, તમે કોઈ દિવસે સતી સ્ત્રીઓનાં ચરીત્રો વાંચ્યાં છે ? હા. તમે ઘણી વખત વાંચ્યાં તો હશે. વારુ, તે વાંચી તમે કોઈ દિવસે એકાગ્ર ચિત્તથી તેમના ઉત્તમ ચારિત્ર્યનું મનન કીધું છે ? અને જો કીધું છે તો તમને તેમના જેવી પવિત્ર અને ઉચ્ચ જીંદગી ગાળવાનું મન થયું છે ? તેનાથી થતો આનંદ, ચિરકાળ પર્યંત રહેલી તેમની નિષ્કલંક કીર્તિ, અખંડિત રહેલી ભવ્યતા, અને તેમના મનહરણ સુંદર ગુણોની સુંદરતા, એ મેળવવા મન લલચાયું છે ? હા, હું ધારૂં છું કે એ મેળવવા મન લલચાય એ સ્વાભાવિક છે, પણ એવી ભવ્યતા, એવી નિષ્કલંક કીર્તિ, અને એવી મનહરણ સુંદરતા મેળવવી એ રહેલી વાત નથી. હમેશાં જે સારૂં હોય છે તે સસ્તું હોતું નથી, તેને માટે ઘણી મ્હેનત પડે છે, આપણે સાધારણ રીતે સારૂં કપડું લઈશું તો તે મોંઘું આવશે, સારૂં ઘરેણું કરાવીશું તો તેની મજુરી પણ વધારે આપવી પડશે, સારાં મીષ્ટાન બનાવવાં હશે તો તેને માટે આપણે મ્હેનત તથા પૈસો પણ વધારે પડશે, તો આવી ઉત્તમ પ્રકારની જીંદગી શ્રમ વગર પ્રાપ્ત કરવી તે તદન અસંભવિત છે.

આપણે સતી સ્ત્રીઓનાં ચરિત્રોથી જાણીએ છીએ કે પ્રાચીન કાળમાં પુનર્લગ્ન કરવાનો રિવાજ હતો નહિં ( જો કે ઘણાનું કહેવું એમ છે કે એ રીવાજ પ્રાચીન કાળથીજ ચાલતો આવ્યો છે હાલ નવો દાખલ કીધો નથી ) પતિ પત્નીનો સબંધ કેવો દિવ્ય અને પવિત્ર છે તેનો વિચાર આપણા હાલનાં ઘણાં ખરા સ્ત્રી પુરૂષો ભાગ્યેજ કરે છે. પ્રાચીન કાળની સતીઓના ચરિત્રોથી જણાય છે કે તેઓ પતિ પ્રત્યે કેવી પૂજ્ય

બુદ્ધિ, તથા અનન્ય પ્રેમ રાખતી હતી; અરે ! તેઓ પોતાના જીવ'નું સાફલ્ય પતિ સેવામાંજ માનતી, પોતાના પતિને પ્રસન્ન કરવા એજ કર્તવ્ય જાણતી, પતિ એજ પરમેશ્વર, એજ શાસ્ત્રનું વચન છે તેને પોતાના હૃદયમાં સુવર્ણના અક્ષરે કોતરી રાખતી હતી, અહાહા, શું તેઓનો દિવ્ય પ્રેમ અને પૂજ્ય બુદ્ધિ ! સતી સાવિત્રીના દિવ્ય પ્રેમ અને અડગ પતિવ્રતથી સાક્ષાત્ યમરાજને પણ નમવું પડયું હતું, તેમણે પોતાનો કાળદંડ પડતો મૂક્યો અને સત્યવાનને જીવતો કરી સાવિત્રીને વરદાન આપ્યો. આવા અડગ પ્રેમ અને અસ્ખલીત પતિવ્રતના પરિણામે તેઓની સ્વાર્પણવૃત્તિ તીક્ષ્ણ બની અને પ્રસંગ પરત્વે પોતાના દેહનો ભોગ આપતાં જરા પણ સંકોચ આવતો નહીં. તેઓ પતિના જીવનનેજ પોતાનું જીવન જાણતી અને તેથીજ પતિના મરણ પાછળ સતી થઇ પોતાનો અનિવાર્ય પ્રેમ સિદ્ધ કરી આપતી.

પ્રાચીન કાળમાં સ્ત્રીઓની આવી ઉચ્ચ સ્થિતિ તથા અખંડીત ભવ્યતા હતી. તે સમયમાં પુનર્લગ્ન એ શબ્દની ઝાંખી પણ કોઈને હતી નહિ જેમનો આવો દિવ્ય પ્રેમ હોય તેઓ અન્ય પુરૂષ સાથે પુનર્લગ્ન કરી પોતાની ભવ્યતા નષ્ટ કરે એ સંભવિત લાગે ખરૂં ? ના, તેઓ પોતાનો દિવ્ય પ્રેમ, એકનેજ અર્પણ થએલો પવિત્ર અને અનિવાર્ય પ્રેમ, બીજાને અર્પણ કરી શકતી ન્હોતી, તેઓ પોતાના પતિ પાછળ જીવતાં બળી મરી પોતાનો નિસ્વાર્થ પ્રેમ સિદ્ધ કરી આપતી, પૂર્વે આર્યાવર્તમાં આવી દિવ્ય અને પવિત્ર સ્ત્રીઓ સ્થળે સ્થળે વિદ્યમાન હતી, ત્યારે હાલ આપણે કેટલી સ્ત્રીઓ એવી જોઈ શું કે જેઓ પોતાના પતિ પ્રત્યે પૂજ્ય બુદ્ધી અને અનન્ય પ્રેમ ધરાવતી હો ! અફસોસ, ઘણીજ દિલગીરી સાથે કહેવું પડે છે કે પોતાના પતિ પ્રત્યેનો દૈવી પ્રેમ અને પૂજ્ય ભાવ ઘણી સ્ત્રીઓમાં નાશ પામવાની અણીપર છે. હાલમાં તો ઘણે ભાગે સ્વાર્થી પ્રેમ જોવામાં આવે છે સ્ત્રીઓમાં જેમ જેમ ઐહીક વિષયની વાંછના વધતી ગઈ તેમ તેમ તેઓનો પૂજ્ય ભાવ અને દૈવી પ્રેમ ઘટતો ગયો. પ્રેમના કરતાં પણ ઘણે સ્થળે પૂજ્ય ભાવને નામે તો છેકજ મીંડું વળ્યું છે. જ્યારે કૃત્રીમ પ્રેમની લીલા ઘણું આગળ પડતી જોઇશું. આપણા આર્યાવર્તની પડતીનું મુખ્ય કારણ એજ છે. અને સ્ત્રીઓની અધમ દશા પણ એનેજ લીધે છે.

હવે જેઓ કહે છે કે પુરૂષો ફરી લગ્ન કરી શકે અને સ્ત્રીઓ શા માટે ન કરી શકે ? એમ કહેનારાઓને પુછું છું કે તમે પુરૂષની સાથે સ્ત્રીઓની સરખામણી કરી છો તો ઘણા કામોમાં તો એક સ્ત્રી જીવતી હોય છે ને બીજી થાય છે, બીજીને સંતતી ન થઈ તો ત્રીજી કરે છે, અને જો ત્રીજી સાથે ન બને તો ચોથી આવવાને વાંધો ન આવે તો શું આ બાબતમાં સ્ત્રીઓએ પુરૂષનું અનુકરણ કરવું ? હા, જો ઉપર કહેલી બાબતમાં પુરૂષોનું અનુકરણ કરવામાં આવે તોજ સ્ત્રીઓથી પુરૂષો સાથે ચાલતી હકની હરીફાઈમાં ઉતરી શકાય કારણકે આપણાં હાલના કહેવાતા સુધારાવાળાઓ જેટલા હક પુરૂષો ભોગવે છે તેટલાજ હક સ્ત્રીઓને અપાવવાની હિમાયત કરે છે.

વળી પુરૂષોને એક સ્ત્રી ગુજરી જાય કે બીજી સ્ત્રી કરવાને ફરજ પાડવામાં આવતી નથી. જેને પોતાની સ્ત્રી માટે લાગણી તથા ખરો પ્રેમ હોય તે ફરી લગ્ન કરવાની ઈચ્છા કરેજ નહિ, પણ જેઓ અમદાવાદની કહેવત પ્રમાણે " બાયડી મુઈ તો

ઉદરડી મુઇ " એવા વિચારવાળા ફરી પરણે તો તેમાં આશ્ચર્ય પામવાનું નથી. જેવી રીતે સ્ત્રીઓ પતિવ્રત પાળે છે તેવીજ રીતે જો પુરૂષો નિસ્વાર્થ પ્રેમ પોતાની પત્ની પ્રત્યે રાખતા હોય તો તેઓ પણ પત્નીવ્રત પાળી શકે ખરા. આને યોગ્ય શ્રી રામચંદ્રજીનું પવિત્ર પત્નીવ્રતનું દ્રષ્ટાંત લઇશું તો અયોગ્ય નહિં ગણાય.

જ્યારે શ્રી રામચંદ્રજીએ બીજી વેળા સગર્ભા સીતાજીનો ત્યાગ કર્યો ત્યારે એમણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. ત્યારે સર્વ જને શ્રી રામચંદ્રજીને કહ્યું કે તમે ફરી લગ્ન કરો, કારણકે યજ્ઞમાં સ્ત્રી વીના ચાલે એમ નથી. મહાત્મા વશિષ્ઠ ગુરૂએ પણ કહ્યું કે ફરી પરણો પણ શ્રી રામચંદ્રજી એકના બે થયા નહિં. તેમણે ચોખ્ખી ના કહી કે ફરી નહિં પરણું, જે પ્રેમ સીતાજીને અર્પેલો છે તે પવિત્ર પ્રેમ બીજીને અર્પી શકતો નથી. બીજો કાંઇ પણ યોગ્ય માર્ગ કહાડશો તો હું યજ્ઞની દિક્ષા લઇશ. ત્યારે શ્રીવશિષ્ઠ ગુરૂએ સીતાજીની સુવર્ણની પ્રતિમા ઘડાવી સાથે રાખી યજ્ઞ કરવાનું કહ્યું ત્યારેજ શ્રી રામચંદ્રજીએ યજ્ઞની દિક્ષા લીધી અને સીતાજીની સુવર્ણની પ્રતિમા સાથે રાખી યજ્ઞની સમાપ્તિ કીધી. એ તે ખરેખરો દિવ્ય પ્રેમ, દ્રઢ નિશ્ચય, અને અડગ પત્નીવ્રત કે દરેકનો આટલો આગ્રહ છતાં પોતાનાં નિશ્ચયમાં દ્રઢ રહી ફરી લગ્ન કર્યું નહિં.

ચાલુ જમાનામાં પણ જો પુરૂષો શ્રી રામચંદ્રનું અનુકરણ કરે તો કરી શકે એમ છે. પણ હાલ તો સ્ત્રી ગુજરી જાય તે વેળા તિવ્ર લાગણી થયાનો આડંબર કેટલાક પુરૂષો કરશે અને ફરી નથીજ પરણવું. સંન્યાસી થઈ જઈશ, ઇત્યાદી વચનો વરસ છ મહિના સુધી કહે અને પછી આગળ પાછળના સંબંધીઓનો ઘણો આગ્રહ તથા ઘરમાં સ્ત્રી વિનાંની આપદા એ વીગેરે બ્હાનાથી જેમ તેમ કરવું ન્હોં કરી ફરી લગ્ન કરી ભૂતકાળની પત્નીને બીચારા મહાન પ્રયત્નથી ભૂલી જઇ વર્તમાન કાળની નવી પત્નીના મોહમાં અનીચ્છાએ લપટાય છે.

આટલો વિષયાન્તર થવા માટે સુજ્ઞ બ્હેનો ક્ષમા કરશે પણ પુનર્લગ્ન થવાના કારણોમાંનું એક આ કારણ પણ હોવાથી એ વિષે બે બોલ કહેવાનું યોગ્ય ધાર્યું. હવે આપણે પ્રાચીન કાળની અને અર્વાચીન કાળની સ્ત્રીઓની સરખામણી કરીશું કે જે સરખામણી કરતાં આપણું હૃદય ભેદાઇ જાઇ તેમાંથી રૂધીર વહેશે. તો પણ સરખામણી કરી આપણે જાણવું જોઇએ કે શા કારણથી આપણી આટલી બધી અધમ દશા થઇ અને પુનર્લગ્નની ઉત્પત્તિ થઇ તેના કારણો નીચે પ્રમાણે છે.

(૧) પ્રાચીન સ્ત્રીઓનાં ચરિત્રોથી જણાય છે કે કન્યાનું મ્હોટી વયે કે જે વયે પોતાના ભવિષ્યનો અને સારાં સારનો વિચાર કરી શકે એવી ઉમ્મરે કાંતો સ્વયંવરથી અથવા તો તેની પસંદગીના યોગ્ય રૂપ ગુણવાળા પુરૂષ સાથે લગ્ન કરવા માતા પિતા તરફથી કાળજી રાખવામાં આવતી અને કદાચ જો લગ્ન કરવાનું સ્થાન કન્યાને રૂચતું ન હોય તો દ્રઢતાથી માતાપિતાની પાસે પોતાનો વિચાર જણાવતી. એને પરિણામે માતાપિતા તેને અનુકુળ થઈ જ્યાં પસંદગી ઉતરે ત્યાંજ પરણાવતાં. તેથીજ મોટા મોટા રાજાની પુત્રી રૂષીઓ સાથે પરણેલી જોવામાં આવે છે. મોટા અશ્વપતી રાજાની પુત્રી સાવીત્રી આટઆટલા રાજકુમારો છતાં પદભ્રષ્ટ થએલા રાજકુમાર સત્યવાન

સાથે તથા મયાતી રાજાની કન્યા સુકન્યા મહામુની ચ્યવન સાથે પરણી હતી તેનું કારણ એજ કે તેઓ સારાસારનો ખરેખર વિચાર કરી શકે એટલી યોગ્ય ઉમ્મરે પહોંચ્યાં હતાં અને તેથીજ આવા ગુણવાન પતિને પરણી ભાગ્યશાળી થયાં હતાં. એક રાજપુત્રી તરીકે તેઓએ જે ઐહિક સુખનો ભોગ આપ્યો હતો તેજ જણાવે છે કે તેઓએ કેવી ઉત્તમ અને સંગીન કેળવણી લીધી હશે. જો તેઓને બાળ વયમાં પરણાવવામાં આવ્યાં હોત તો તેઓ હઠ કરી પોતાની પસંદગીના પતિ સાથે પરણી શકતજ નહિં. પ્રાચીન કાળમાં યોગ્ય ઉમ્મરે પરણાવવામાં આવતાં. તો હવે આપણે વર્તમાન કાળમાં થતાં લગ્ન તરફ દ્રષ્ટિ કરીશું. હાલમાં દુષ્ટ બાળ લગ્નના રીવાજે આપણા લોકોનું સત્યાનાશ વાળ્યું છે. ઢીંગલા ઢીંગલીનાં લગ્ન થાય અને એ લગ્નથી આર્યદેશની ઉન્નતિની આશા રાખવી એ ઇંદ્રવાયણીના ફળમાંથી મીઠાશની આશા રાખવી એના જેવું મુર્ખાઈ ભરેલું છે.

હમણાં થતાં બાળ લગ્નોથી વર કન્યાને તેમના માત પિતા તરફથી કેવા મહાન જોખમમાં નાંખવામાં આવે છે તેનો ખ્યાલ તેઓને હોતો નથી. વર કન્યાનું વય એ મહાન જોખમનો વિચાર કરવા અશક્ત હોય છે. તેઓ એ જોખમથી અજ્ઞાન હોઈ માત્ર એટલુંજ જાણતાં કે આ મારો "વર" અને આ મારી "વહુ". કંઇક સારાં ઘરેણાં લુગડાં પહેરાવી ગાડીમાં બેસાડી વાજાં વગડાવીને ફેરવ્યાં કે તેઓ હરખથી માત્ર એટલુંજ સમજે કે હમે પરણ્યાં, પણ પરણીને કેવા કર્તવ્યથી બંધાણાં તથા શી શી પ્રતિજ્ઞાઓ લેવી પડી તથા ભવિષ્ય કેવું રહતું જશે કે હસતું જશે તે સમજવા તેઓ તદ્દન અશક્ત હોય છે. આ શું ખરેખરાં લગ્ન છે ? આપણા કેળવાએલા ઉચ્ચ વર્ણમાં તો હવે કેટલેક સ્થળે કન્યાને મ્હોટી કરે છે. પણ, જેઓ કેળવણી વીનાના છે તેઓમાં તો કેટલેક સ્થળે માત્ર છ માસ વરસ દહાડાનાં વર કન્યાનાં લગ્ન કરવામાં આવે છે અને જો એવડી ઉમ્મરે ન પરણાવે તો ઘણું ખોટું ગણાય છે. બન્ને લગ્નના મુખ્ય વિચાર તો વર કન્યાને પરણાવી તેઓનો સંસાર અમૃતમય કે ઉજ્જડ કરવો તેના કરતાં કાલ ઉઠીને આપણે મરી જઈશું તો દીકરા દીકરી પરણાવ્યાનો લ્હાવો લીધા વીના રહીશું એવોજ હોય છે. પોતાને લ્હાવો લેવા ખાતર પોતાનું કર્તવ્ય ભૂલી સ્વાર્થથી અંધ બની પોતાની પુત્રીનું સત્યાનાશ વાળે છે. કેટલીક તો એવી કોમળ અને નિર્દોષ વયમાંજ વિધવા થઈ સંસારના સુખનું સ્વપ્ન પણ જોવા પામતી નથી અને તેના નીકળતા ઉષ્ણ નીસાસાનું પાપ તેઓના માત પીતાને શીરજ છે.

( ૨ ) પ્રાચીન સ્ત્રીઓમાં વ્યવહારિક તથા પરમાર્થીક સંગીન કેળવણી અપાતી તથા સ્ત્રીજાતીમાં રહેલા સ્વાભાવીક ગુણો, જેવા કે નમ્રતા, ધૈર્ય, સહનશીળતા, સ્વાર્પણ વિનય, વીગેરે ખીલવી, સાથે સાથે શરીરને પણ બરોબર કેળવી, યોગ્ય ઉમ્મરે લગ્ન કરવામાં આવતું અને તેથીજ તે પોતાનો સંસાર અમૃતમય કરી શકતી તથા સંતતી પણ સારી મજબુત ઉત્પન થતી, તેથીજ તેઓનું આયુષ્ય લાંબુ અને શરીર પણ નિરોગી રહેતું. તેઓને નૈતીક શિક્ષણ સંગીન અપાતું તેને લીધે તે પોતાના શીયળનું રક્ષણ કરવા હમેશાં તત્પર રહેતી અને કોઇ પણ પ્રકારે પોતાની પવિત્રતાનો ભંગ થવા દેતી નહિ. તેમજ તેવા પવિત્રતાના ભવ્ય પ્રતાપને લીધે કોઇ પણ તેના સામું આંગળી કરવા હિંમત કરી શકતું નહિ.

ત્યારે હાલના સમયમાં કેવી કેળવણી અપાય છે ? ખરે હાલના સમયમાં ૯દન ટાપટીપીઆ શિક્ષણમાં ઘણે ભાગે નીતિની તથા સ્ત્રી જાતીને અનુસરતી કેળવણી હેતી નથી. ફક્ત ઇંગ્લીશ ભણવા અને પરિક્ષા પાસ કરી એમાં સર્વ પ્રકારની કેળવણીનો સમાવેશ કરવામાં આવે છે. પણ એ કંઇ ખરી કેળવણી નથી. અલબત મ્હારૂં કહેવું કંઈ એમ નથી કે અંગ્રેજી ભણે તે ખોટું છે. ના તેમ નથી. હાલનો સમય એવો છે કે અંગ્રેજી જ્ઞાન મેળવવું જોઇએ. અંગ્રેજી ભણ્યાથી બુદ્ધીનો વિકાસ થાય છે પણ તેની સાથે આપણા હિંદુ બંધારણને અનુસરતી પ્રાચીન કાળમાં જેવી કેળવણી અપાતી તેવી કેળવણી પણ આપવી જોઇએ અને તે પ્રમાણેની કેળવણી અપાતી નહોવાથી તેઓના વિચાર યુરોપીઅન પ્રજા જેવા થાય છે અને તેને લીધેજ તેઓ પુનર્લગ્ન કરવા ઉત્તેજીત થઇ પોતાની દિવ્યતાનો નાશ કરે છે. જ્યાં પ્રાચીન કેળવણી તથા નીતી રીતીનો અભાવ સાંજ પુનર્લગ્નની ઉત્પતિનું કારણ છે.

(૩) પ્રાચીન કાળમાં જ્યારે સ્ત્રીઓ ઐહિક સુખ તરફ બેદરકાર રહી પોતાનું પરમ દૈવત પતિજ છે એમ શ્રદ્ધા રાખતી અને પતિ એજ પરમેશ્વર છે એમ દૃઢતાથી માનતી, પતિની ઇચ્છા તેજ પોતાની ઇચ્છા જાણતી ત્યારે અર્વાચીન કાળમાં પરમ દૈવત ઐહિક સુખનેજ આપવામાં આવ્યું છે પતિને.તો માત્ર તે મેળવવાના સાધન તરીકે ગણવામાં આવે છે. પ્રાચીન સ્ત્રીઓ જ્યારે દૈવી પ્રેમથી તથા પૂજ્ય બુદ્ધિથી પતિને ચ્હાતી અને કોઇ પણ પ્રકારે અઘરામાં અઘરો ભોગ પતિને માટે આપવો પડતો તો અત્યંત ઉત્સાહથી તે આપતી તથા પોતાના સ્વામીમાં શું સદ્ગુણ છે કે શું દુર્ગુણ છે તે તરફ દુર્લક્ષ રાખી પતિની આજ્ઞા એજ કર્તવ્ય જાણતી જ્યારે અર્વાચીન કાળમાં દૈવી પ્રેમ અને પૂજ્ય બુદ્ધિ દેખાતાં નથી અને તેને અભાવે સ્વાર્પણ બુદ્ધીનો લગભગ નાશ થયો છે. જ્યાં પતિની આજ્ઞા એ કર્તવ્ય મનાતું ત્યાં આજે પતિને આજ્ઞા કરવી એ તથા તેના દુર્ગુણો જોવા એ કર્તવ્ય સમજાય છે.

ઉપલી સરખામણી કીધાથી જણાય છે કે આપણે હાલ કેટલી અધમ સ્થિતિએ પહોચ્યાં છેયે. અરે ! આપણે શરમાવવું જોઇએ કે કેટલી અધમતાને પહોચી આપણે આપણું ગૌરવ ગુમાવ્યું છે ! બ્હેનો, સીતા, દમયંતી, સાવિત્રી, સુકન્યા, આદિ જે સતી સ્ત્રીઓ પોતાની અક્ષય કીર્તિ મુકી ગઈ છે તેઓ પણ મનુષ્ય જાતીનીજ સ્ત્રીઓ હતી અને આપણે પણ મનુષ્ય જાતીનીજ સ્ત્રીઓ છેયે તો આપણે શામાટે નિર્માલ્ય રહેવું જોઇએ ? નહિજ. જે દૈવી અંશ એમનામાં હતો તે આપણામાં પણ છે. તો તે દૈવી અંશથી આપણે ઉચ્ચ વર્તન રાખી આપણું ગએલું અને નષ્ટ થએલું ગૌરવ પાછું મેળવવું જોઈએ. પ્રથમ આપણે આપણા મનોવિકારને વશ રાખી બતાવી આપવું જોઇએ: કે પુરૂષો જેટલી નિર્માલ્યતા આપણામાં ધારે છે તેટલી નિર્માલ્યતા આપણામાં નથી. પુરૂષો ધારે છે કે સ્ત્રીઓ બિલકુલ અજ્ઞાન અને માન મેળવવાને લાયક નથી. તેથી સ્ત્રી જાતીને ઘણી હલકી ગણે છે. હમણા કેટલાએક સુધરેલા કુટુંબમાં યુરોપીઅન રીવાજ પ્રમાણે સ્ત્રીઓને માન આપે છે પણ બ્હેનો, આપણે એવા ઠાળઘાલું ઉપલકીઆ માનને માટે ભીખ ન માગતાં આપણે આપણી મેળે ઉચ્ચ વર્તન રાખી પ્રાચીન

સ્ત્રીઓના જીવન ચરીત્રોનો અભ્યાસ કરી અને તે પ્રમાણે ઉચ્ચ વર્તનથી પુરૂષોના હૃદયમાં રહેલા આપણે માટેના હલકા વિચારો દુર કરવા અને પુરૂષો પોતાની મેળેજ ખરા અંતરથી આપણને માન આપે અને આપણે માટે ઉંચા વિચાર રાખે એવી લાગણી આપણે એમના અંતરમાં ઉત્પન્ન કરવી જોઇએ, કે જેથી પોતાની મેળેજ આપણને માન મળે.

પુનર્લગ્નનો મૂખ્ય આધાર સ્ત્રીઓના ઉપરજ છે. અને પુર્નલગ્ન કરવું તે ઐહિક સુખની લાલસા અને પાશવવૃત્તિ તૃપ્ત કરવાનોજ આશય છે. જે સ્ત્રીઓ વિધવા થયા પછી અનાચાર કરી બાળ હત્યા વિગેરે કરે છે તેવી સ્ત્રીઓને માટે એ રસ્તો કહાડવામાં આવ્યો છે. પણ એ રસ્તો એવો તો હાનીકારક છે કે તેને માટે એ ઉપાય પડતો મૂકી બીજો ઉપાય લેવો જોઇએ. ભવિષ્યમાં આવો અનાચાર થવા પામે નહિં તેને માટે બાળકપણથીજ બાળકીઓને ધાર્મીક અને નૈતિક કેળવણી આપવામાં આવે તો હું ધારૂં છું કે દૈવયોગથી કોઇને વિધવાવસ્થા પ્રાપ્ત થાય તો ઐહિક વિષયોનો ત્યાગ કરી પોતાની સર્વ વૃત્તિઓને ઇષ્ટદેવના ચરણમાં સ્થાપી દેહાંત પર્યંત પવિત્ર રહી અન્યને દષ્ટાંતરૂપ થાય.

આપણો જન્મ આવી ઉત્તમ જાતીમાં થયો છે તે ઐહિક સુખ ભોગવવા તથા પાશવવૃત્તિને તૃપ્ત કરવા નથી થયો એ ભાવનાની છાપ બાળપણથીજ તેના કોમળ હૃદયમાં ઠસાવવી જોઇએ કે જેથી કર્માનુસાર આવી પડતાં સુખ તથા દુઃખપર સંતોષ રાખી જે વખતે જે પ્રમાણે કરવું ઘટે તે પ્રમાણે કર્તવ્ય બુદ્ધિથી કરી શકે વળી વિધવાઓએ આપણા શાસ્ત્રમાં કહેલા વિધવાના ધર્મ યથાર્થ પાળવાથી તેની ઐહિક વાંછના નાશ પામે છે અને પોતાનું જીવન પરમાર્થમાંજ ગાળે છે. તેને પુનર્લગ્ન કરવાની ઇચ્છા થતી નથી. જે દેહ તથા પ્રેમ પતિને અર્પણ કર્યા હતાં તે ખંડીત ન કરતાં પોતાના ઇષ્ટદેવના ચરણમાંજ અર્પણ કરે છે. પોતાની શેષ જીંદગી ઇષ્ટ પૂજન અને પતિ સ્મરણમાંજ ગાળી પોતાની વિશેષ ઉન્નતિ કરે છે. નહિં કે પુનર્લગ્ન કરી ઐહિક સુખની લાલચે વિશેષ અધોગતિને પહોંચે છે.

બ્હેનો, પુનર્લગ્ન આપણી હિંદુ સ્ત્રીઓને માટે નથી. એ સુધારો યુરોપીઅન પ્રજાનેજ મુબારક હો. એનાથી આપણી ભવ્યતા નાશ પામે છે. આજે છોકરાં વગરની સ્ત્રીઓ પુનર્લગ્ન કરે છે. કાળે કરી છોકરાંવાળી સ્ત્રીઓ પુનર્લગ્ન કરશે ત્યારે કાંતો નિચ વર્ણમાં બને છે તેમ પ્હેલાં ધણીનાં છોકરાંને મૂકીને પુનર્લગ્ન કરશે તો પારસીમાં બને છે તે પ્રમાણે છોકરાંને લઇને પુનર્લગ્ન કરશે. અને એ રીવાજ પણ સાધારણ થઇ જશે. કદાચ દૈવયોગથી જો બીજો ધણી ગુજરી જાય તો પછી ભવિષ્યમાં ત્રીજી વેળા પણ પુનર્લગ્ન થઇ શકશે. કેમકે એક વેળા પુનર્લગ્ન કીધું તો બીજી વેળા પુનર્લગ્ન કરવામાં કંઇજ બાધ નથી. કારણ કે પુરૂષો પણ ચ્હાય તેટલી વેળા લગ્ન કરી શકે છે તો પુનર્લગ્ન કરનાર સ્ત્રીને પણ તેનું અનુકરણ કરવામાં અડચણ નથી. બ્હેનો, પુનર્લગ્નનું ભવિષ્ય આવું છે ત્યારે નીચવર્ણની સ્ત્રીઓમાં થતા નાતરાંમાં અને આપણી ઉચ્ચ વર્ણની સુધરેલી બ્હેનોનાં પુનર્લગ્નમાં કંઇજ ફેર રહેતો નથી. ફેરમાત્ર શબ્દમાંજ રહે છે કે નીચવર્ણની સ્ત્રીનું દેશી નાતરૂં અને ઉચ્ચ વર્ણની સ્ત્રીનું સુધરેલું નાતરૂં.

જે બંધુઓ સ્ત્રી કેળવણીને માટે મ્હેનત કરે છે તેમણે તો પુનર્લગ્નને આઘેથીજ નમસ્કાર કરવા કારણ કે એક તરફથી સ્ત્રી કેળવણીની હિમાયત કરી મહાન નેપોલીઅન બોનાપાર્ટના વચનો ટાંકવાં કે,

કહે નેપોલ્યન દેશને કરવા આબાદાન
સરસ રીત તો એજ કે દો માતાને જ્ઞાન

અને બીજી તરફથી તેને પુનર્લગ્ન માટે ઉત્તેજન આપી અધોગતિએ પહોચવાનો માર્ગ ખુલ્લો કરી આપવો એ ખરી કેળવણી આપવાનો માર્ગ તથા દેશને આબાદાન કરવાનો રસ્તો નથી. એથી તો દેશની અને સ્ત્રીઓની બન્નેની અધોગતિ થશે. તેથીજ બાળકીઓને એવી કેળવણી આપવી જોઈએ કે જેથી દેશની અને સ્ત્રીઓની એમ ઉભયની ઉન્નતિ થાય અને મહાન્ નેપોલીઅનના વચનો ટાંકવાનું પણ સાર્થક થશે. જે સુધારા કરવાના છે તે દેશ અને કાળને અનુસરીને કરવાના છે. કાળની સાથે દેશને પણ જોવો જોઈએ. પશ્ચિમ તરફના દરેક સુધારા સારા અને ઉજળું એટલું દુધ સમજવાનું નથી. "ગામ ત્યાં દેડવાડો" એ કહેતી પ્રમાણે કેટલાક રીવાજ એ લોકોના સારા તો કેટલા નઠારા પણ હોય છે, તેથી જે સારૂં હોય તેજ ગ્રહણ કરવું, નહિં તો આપણે પારકાની નકલ કરતાં આપણી પોતાની ચાલ પણ આપણે ભૂલી જઇશું; તેથી તેઓની નકલ કરવામાં આપણે આપણો ધર્મ આપણો દેશ, એનો પણ વિચાર કરવો જોઇએ કે આનાથી ફાયદો થશે કે કેમ. નહિ તો "ધોબીનો કુતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો", તે વાળી વાત થશે.

જેઓ દેશને વ્હાલાં હોય તેઓએ તો પુનર્લગ્નના સવાલ ઉંચો મુકી હજુ જેઓ ઉછરતી બાળકીઓ છે કે જેનામાં બીજરૂપે પૂજ્યભાવ અને દૈવી પ્રેમના સંસ્કારો રહેલા છે તેમને સંભાળ પૂર્વક ખીલવી ઉત્તમ પ્રકારનો છોડ બનાવી તેને ફળ આવવાથી રાહ જોવી જોઈએ. હાલ તરત તો કદાચ નિષ્ફળતા લાગશે પણ ભવિષ્યમાં જો દેશની ઉન્નતિ થશે તો આથીજ થશે; નહિ કે પુનર્લગ્નથી. પુનર્લગ્ન કરવાથી તો ઉલટી હાનીજ થશે. જે ઉત્તમ બીજ બાળકીના હૃદયમાં રહેલું છે તેનો પુનર્લગ્નથી સમુળગો નાશ થશે અને સ્ત્રીઓની ભવ્યતા સદાને માટે ખંડીત થઇ તેઓ તેઓની સ્વાર્પણ બુદ્ધિનો ભયંકર રીતે અંત લાવશે. જે સતી સ્ત્રીઓ હજારો વર્ષ થયાં મરણ પામી છે પણ તેમના ઉચ્ચ વર્તન, તથા અક્ષય રહેલી કીર્તિ, પોતાના પતિને માટેના પૂજ્યભાવને અવર્ણ્ય પ્રેમની સાક્ષીતી સાથે તેઓના નામ જળવાઇ રહ્યાં છે, તેમની મનહરણ અક્ષય રહેલી ભવ્યતા, હજુ પણ ચિરકાળ પર્યંત એવીને એવીજ રહેશે; અને તેનો કોઈ પણ દીવસ નાશ થવાનો નથી એના જેવી ભવ્યતા હાલની પુનર્લગ્ન કરનારી બ્હેનોને કોઇ કાળે મળવાની નથી. તેઓને તો જાહેર માસીકો તથા વર્તમાનપત્રોથી તેઓની થતી અધોગતિને વધાવી લેવામાં આવશે. અને કોણ જાણે કેવું એક મહાન કાર્ય કર્યું હોય તેમ અભિનંદન મળે છે.

પ્રાચીન કાળમાં ઉચ્ચ વર્ણનીજ સ્ત્રીઓમાં પતિવ્રત પળાતું એમ ન્હોતું. કેટલીક નીચવર્ણની સ્ત્રીઓમાં પણ પતિવ્રત માટે કેટલું અભિમાન તથા પ્રેમ હતો તે નીચે આપેલા ઓડ જાતીની એક સ્ત્રી જસમાના દાખલા ઉપરથી જાણીશું.

સીદ્ધરાજ જયસીંહના વખતમાં જ્યારે સીદ્ધરાજે સહસ્રલીંગ નામનું તળાવ ખોદાવ્યું ત્યારે હજારો માણસ કામે લાગ્યાં હતાં તેમાં ઓડ ગામના અને ઓડ જાતીના ધણી ધણીઆણીનું એક જોડું કામે આવતું હતું. તે એ સ્ત્રી જેનું નામ જસમા હતું તે ઘણીજ સુંદર હતી. એક દિવસે તે માટીનો રોપલો નાખવા જતી હતી તે વખતે સીદ્ધરાજની નજર તેના પર પડી અને તેની સુંદરતાથી એ મોહિત થયો, તેણે અનેક પ્રકારે લાલચ આપી પણ તેની બધી યુક્તિ નિષ્ફળ ગઈ. આખરે સીદ્ધરાજે કહ્યું કે જો તું મારી સાથે પરણુશે તો હું તને મારી પટરાણી કરીશ. તારા ધણી અને છોકરાને ગીરાસ બાંધી આપીશ જેથી તેઓને મજુરી કરવાની જરૂર નહિ પડે. તારૂં સૌંદર્ય એવું છે કે તું ઝુંપડીમાં શોભતી નથી તું તો રાજાની રાણી થવાને લાયક છે. જસમાએ ઉત્તર આપ્યો કે “ રાજાજી આવાં વચનો તમારા મુખમાંથી નીકળે તે શોભતાં નથી. તમને આવી રીતે બોલવુ ઘટીત નથી. હું પરસ્ત્રી છું, અને તમારે પણ તેજ દૃષ્ટિથી મારી સામું જોવું જોઇએ. હું એક પતિવ્રતા સ્ત્રી છું. તમે કદાચ આખી પૃથ્વીનું રાજ્ય આપો અગર મ્હારો પ્રાણ લ્યો તેની મને લેશ માત્ર દરકાર નથી. કોઇ પણ ભોગે મારૂં શીયળ ભંગ થવા દઈશ નહી મ્હારા શીયળ કરતાં મારા પ્રાણની કીંમત ઓછી છે. હું કદાપી અનિતિનું કાર્ય કરીશ નહિ. તમારી એક પણ લાલચમાં હું લપટાવાની નથી. હું જાતે ક્ષુદ્ર છું તોપણ તેવીજ એક પતિવ્રતા સ્ત્રી છું. એ મ્હારા પતિ સાથે શાસ્ત્રવીધીએ અગ્નિ, સૂર્ય, અને ઈશ્વર સમક્ષ લગ્ન કર્યું છે તે કદાપી પણ ફોક કરીશ નહિ. જે મારો ધણી છે તેને મૂકીને બીજાને કેમ મારો ધણી કરૂં ? કોઇ પણ વસ્તુનો દસ્તાવેજ કરવામાં આવે છે તો તે ફોકટ થતો નથી તો આ ઈશ્વિરી દસ્તાવેજ લગ્ન એ કેમ ફોક થાય ? કદાચ બીજી વસ્તુનો દસ્તાવેજ રદ થાય પણ આ ઈશ્વરી દસ્તાવેજ કદી પણ ફોક થાયજ નહિ. મારે તમારી પટરાણી થવું નથી. ” આવો ચોખ્ખો જવાબ દઇ રાતો રાત પોતાના પતિ તથા બાળક સાથે છાની રીતે પોતાને દેશ જવાને નીકળી. સીધરાજને ખબર પડી કે જસમા ન્હાસી જાય છે તેથી તે તેની પાછળ ગયો. જસમાનો પતિ અને કેટલાએક સીધરાજ સાથે લડયા તેમાં જસમાનો પતિ મરણ પામ્યો. જસમાએ તેને કારી ઘા વાગતાં દીઠો તેથી તેણે પોતાની કમરમાં રાખેલી કટાર કહાડી પોતાના પેટમાં ખોસી દીધી. સીદ્ધરાજે તેને કટાર ખોસતાં દીઠી. પાસે આવીને હાથ પકડે છે એટલીવારમાં તો કટાર પેટ ચીરીને આરપાર નીકળી જસમા પડી. રાજા પાસે ગયો અને પોતાના ખોળામાં તેનું માથું લેવા માંડયું પણ, જસમાના દેહમાં જ્યાં સુધી પ્રાણ હતો ત્યાં સુધી પોતાની આંખે હાથ દઈ રાખ્યા. રાજાનું મોહોડું જોયું નહિ તથા ખોળામાં માથું લેવા દીધું નહિ. જસમાનાજ શ્રાપથી સહસ્રલીંગ તળાવમાં પાણી ન્હોતું. પાછળથી રાજાજ ઘણું પસ્તાયો પણ તે પસ્તાવાને હવે મોડું થયું હતું. તેણે એક એવા કીમતી જીવ ઉપર હાથ કીધો હતો કે જેથી સર્વ તેને ફીટકાર આપવા લાગ્યાં. જસમાનું સ્થુલ શરીર નાશ પામ્યું પણ તેના ઉત્તમ સ્વાર્પણ, પતિ પ્રત્યેના અનન્ય પ્રેમની સાબીતો, ઐહિક સુખની તુચ્છતા અડગ પતિવ્રત તથા બળ્યાકીર્તિ હજી સુધી નાશ પામ્યાં નથી. અને પામશે પણ નહિ. તેની યાદ દરેક સ્ત્રી પુરા માન સાથે કરે છે. જસમા કે જે એક મજુર વર્ગની નીચ જાતીની

સ્ત્રી હતી તેણે સીદરાજને લગ્ન સંબંધી જે ઉતમ વિચારો દર્શાવ્યા હતા તેવા વિચારો હાલની ઉચ્ચ વર્ણની કેટલી સ્ત્રી જણાવી શકશે ?

જસમા તું મરણ પામી છે પણ તારી યાદ ! તારી પવિત્ર યાદગીરી હમારાં હૃદયમાં હમેશને માટે રહી છે. તારા ગુણોનું અનુકરણ કરવામાં હમારી મતી રહો એવું હું ઇચ્છું છું તું એક નીચ વર્ણની સ્ત્રી હતી પણ હાલની ઉંચ વર્ણની સ્ત્રીઓ જે પુનર્લગ્ન કરી સુધારામાં ખપે છે અને પોતાનું ગૌરવ ગુમાવે છે તેવી સ્ત્રીઓને ખરે તારા વર્તનથી તું લજ્જાયમાન કરે છે. તારા કરતાં તેઓ વર્તનમાં નીચી છે એમ સર્વને કબુલ રાખવું પડે છે. તેઓના કરતાં તારી ભવ્યતા વિશેષ છે. એવીજ ભવ્યતા હમારા હૃદયમાં ઉત્પન્ન થાઓ એજ ઇશ્વર પાસે માગું છું. જે ભવ્યતા તારી જળવાઇ રહી છે તેવી ભવ્યતા પુનર્લગ્ન કરનારીની નથી રહેવાની અને ઉત્તરોત્તર તેઓ આર્યાવર્તની વિશેષ પડતી કરવાનાં કારણ ભૂત થશે. તેનું પ્રાયશ્ચાત તેઓનેજ શીર છે.

અંતમાં હે પરમેશ્વર, તારી પાસે યાચના કરૂં છું કે મ્હારી બ્હેનોની થતી અધોગતિ અટકાવ, તેઓ ઉચ્ચ વર્તન રાખી દેશની ઉન્નતી કરે, પ્રાચીન સમયમાં જેવું સ્ત્રીઓનુ ગૌરવ હતું તેવું પવિત્ર ગૌરવ તેઓ પાછું મેળવી પૃથ્વીની સપાટીપરના સર્વ દેશોને અનુકરણીય થાય એવી બુદ્ધી સર્વને આપ એજ મારી અંતની શુભ ઇચ્છા છે તે તું ફળીભૂત કર. અસ્તુ.

સૌ. કાન્તિલક્ષ્મી

---

# વિવિધ વિહાર.

## જ્ઞાન ગમ્મત

### અંગ્રેજી વિદ્વાન લેખકોના લેખમાંથી અવતરણ.

૧ પોતાની શક્તિ છુપાવવાનું જાણવામાં અત્યંત શક્તિની જરૂર પડે છે.

૨ ડાહ્યા દેખાવાનો ડોળ ઘાલવો એ આપણને ઘણીવાર ડાહ્યા બનતાં અટકાવે છે.

૩ ઘણી વસ્તુઓ આલેખન કરવામાં મુસ્કેલ પણ કરવામાં સરલ હોય છે.

૪ માત્ર જ્ઞાનથી પુર્ણતા નથી પરન્તુ તે પ્રમાણે આપણે વર્તન કરવું જોઇએ; માત્ર વિચારવાથી પુર્ણતા નથી પરન્તુ તે અમલમાં મુકવા જોઇએ.

૫ માણુસો પોતાનાં મહાન કાર્યો વાસ્તે ગર્વ કરે તો ભલે પરન્તુ ઘણીવાર તેવાં કૃત્યો ત્હેમના સંકલ્પનાં પરિણામ હોતાં નથી પરન્તુ પ્રારબ્ધના ફળરૂપ હોય છે.

૬ જેમ લોઢાના ટુકડા અગ્નિમાં પડવા પછી એકત્ર થાય છે તેમ ખરી મિત્રતા દુઃખના સમયમાં બે મિત્રોને એકત્ર બનાવે છે.

૭ ચઢતી દશા આપણને શીખવે છે પરન્તુ પડતી દશા તો તેથી પણ અત્યંત વધારે શીખવે છે.

જેમ વીર યોધ્ધો યુદ્ધમાં આનંદ પામે છે તેમ મહાન પુરૂષો પ્રારબ્ધના વિરૂદ્ધ જોગોમાં આનંદ લે છે

૯ આપણે બીજાની સલાહ પુછીએ છીએ પણ તે અનુમોદનને માટેજ.

૧૦ આપણું મન જે સલાહ આપે ત્હેના કરતાં વધારે ડાહી સલાહ આપનાર બીજો કોઇ નથી; જો આપણા પોતાનાજ વિચારો પૂર્ણ ધ્યાનથી તપાસીએ તો પછી કદી પણ ભુલ થવાપણું રહે નહિં

૧૧ આપણે સલાહ આપી શકીએ પરંતુ વર્તન આપી શકતાં નથી.

૧૨ ઘણા જણુ સલાહ લેછે પરન્તુ ત્હેનો ઉપયોગ બહુજ થોડા કરે છે.

૧૩ ડાહ્યા માણુસને એક શબ્દ પુરતો છે.

૧૪ દંભને માટે તિરસ્કાર એજ યોગ્ય શિક્ષા છે.

૧૫ જેમાં આપણે ન હોઇએ તે બતાવવાનો દંભ કરવા કરતાં આપણે જેવાં હોઇએ તેવાં દેખાવું એ વધારે સારૂં છે.

૧૬ " પ્રભુ ત્હમને સુખી રાખે " એ આશિષ સત્ય સ્નેહ બતાવનાર છે.

૧૭ ક્રોધ કરવામાં મંદ હોય ત્હેનાથી ચેતતા રહેજો. જ્હેને ક્રોધ આવતાં લાંબો વખત લાગે છે ત્હેને જ્યારે આવે છે ત્યારે પૂર્ણ જોસમાં આવે છે અને લાંબો વખત રહે છે.

૧૮ સર્વ જાતની કીર્તીની સ્પૃહા અને ઉચ્ચાભિલાષા સરખામણી વગરની છે.

૧૯ આખી જીન્દગીમાં ત્રણ જાતના મહાન સંતાપો છે. (૧) ઇર્ષાથી થતો સંતાપ (૨) પોતાની બુદ્ધિની તુલના કરવામાં ભુલ કીધી છે એવા ભયથી થતો સંતાપ અને (૩) કોઈ પણ પ્રકારનું કામ મનને ન જડવાથી થતો સંતાપ.

૨૦ કીર્તીની સ્પૃહા વખતોવખત આપણને નિરાશ કરી દુઃખ દે છે પરંતુ કદી પણ સારૂં કરી સંતોષ આપતી નથી.

૨૧ વેચાણ ગુલામને પણ એકજ ધણી હોય છે પરન્તુ એક કીર્તીની સ્પૃહા રાખનારને ત્હેમાં સહાય કરનાર થનાર સઘળાના ગુલામ થવુ પડે છે.

૨૨ આપણે ઘણીવાર પ્રેમ છોડી કીર્તીની સ્પૃહાને વળગીએ છીએ પરન્તુ કીર્તીની સ્પૃહા છોડી પ્રેમ તરફ પાછાં વળતાં નથી.

૨૩ જો કે કીર્તીની સ્પૃહા એ જાતે દોષ છે તોપણ ઘણીવાર તે ગુણની જનેતા બને છે.

૨૪ લક્ષપૂર્વક જોનાર માણસને એવી જાતનો અભ્યાસ તેજ આનંદ છે.

૨૫ અગ્નિનો આવેશ પાણીથી નરમ પડે છે, પવનથી નહીં; તેમ ક્રોધાગ્નિ શાન્ત શબ્દોથી મંદ પડે છે; પતરાજીખોર ધમકીથી નહિં.

સૌ. સુમતિ.

# રમણીમણિમાળા.

## હિંદુસ્થાનની વીરાંગનાઓ.*

હિંદુસ્થાનના ઇતિહાસ ઉપરથી આપણને વીરાંગનાઓનાં પરાક્રમોના ઘણા દાખલાઓ મળી આવે છે. ખાસ કરીને મરાઠા લોકોમાં ઘણી વીરાંગનાઓ જણાય છે, કારણ કે મરાઠા સ્ત્રીઓ લાંબા વખતથી હેમની માનસિક દૃઢતા અને શારીરિક સહનશક્તિ માટે વખણાયેલી છે. પુરુષોના નાયક તરીકે સ્ત્રીઓ ફકત આ દેશમાંજ પ્રખ્યાત થયેલી છે એમ નથી. હૈદરાબાદ (દક્ષિણ) ની વીરાંગનાઓ જેઓમાં ખાસ કરીને આરબ લોહી વહેતું હતું તેઓ લશ્કરમાં હલકામાં હલકા શીપાઇની જગ્યાએ પણ નોકરી કરતી હતી. અઢારમા સૈકાની આખરે અને ઓગણીસમા સૈકાની શરૂઆતમાં હૈદરાબાદના નિઝામના હાથ નીચે શારીરિક તેમજ લડાયક રીતે કેળવાયલી એકેક હજાર વીરાંગનાઓની બે ટુકડીઓ હતી. તેઓ મ્હેલના અંદરના ભાગની ચોકી કરતી અને નિઝામના ઝનાનાની સ્ત્રીઓ કોઈ પણ જગ્યાએ જતી ત્ય્હાં ત્હેમની સાથે જતી. ૧૭૯૫ માં મરાઠા જોડેની લડાઇમાં મામા બારાન, અને મામા ચામબીબીની સરદારી હેઠળ આ બે ટુકડીઓએ કર્દલાના યુદ્ધમાં ભાગ લીધો હતો અને તેઓ હૈદરાબાદના પુરુષસૈન્ય કરતાં કોઈ પણ રીતે બહાદુરીમાં પછાત પડી ન્હોતી. ત્હેમણે શીપાઇના જેવોજ પોષાક પ્હેર્યો હતો. અને ખભે બંદુકો લીધી હતી. સને ૧૮૧૫ ના સરકારી રીપોર્ટ ઉપરથી જણાય છે કે ફ્રેંન્ચ લશ્કરી કવાયદ પણ એમણે માફકસર રીતે ભૂલ વગર કરી હતી ત્ય્હાર પછી નિઝામના હાથ નીચે આ વીરાંગનાઓની ટુકડીમાં ઘટાડો થયો હતો અને મુનિર-ઉલ્-મુલ્કના હાથ નીચે પણ એક ન્હાની ટુકડી હતી. લડાઇમાં બતાવેલા શૂરવીરપણાને લીધે અથવા તો ત્હેમની ખાસ ને માન ખાતર હૈદરાબાદની વીરાંગનાઓની ટુકડી “જાફર પલટણ” અથવા તો વિજયી પલટણ તરીકે ઓળખાતી હતી. થોડા સમય પછી તેઓએ પોતાની જાતીની ફરજો બજાવવા માંડી હતી અને ખભા ઉપર બંદુક લેવાને બદલે પોતાનાં હસતાં બાળકોને લેતી હતી.

### એક પ્રખ્યાત વીરાંગના.

પુરુષોના નાયક તરીકે પ્રખ્યાત થયેલી સ્ત્રીઓમાં સ્લીમેનના “Rambles and Remininensces” નામના પુસ્તકમાંની વર્ણવેલી પ્રખ્યાત બેગમ સુમરૂ હતી ત્હેને વિષે એવું કહેવાય છે કે જ્યારે કિલ્લા ઉપર શત્રુઓએ તોપોના માર ચલાવ્યા હતા ત્ય્હારે પોતાના ધણીના મૃત્યુ પછી તુટેલા કિલ્લા ઉપર પોતે પોતાના લશ્કરની આગળ આવીને ચઢી અને સિંધીયાની નજરે પોતાને આણી. પટણાની યુરોપીયન લોકોની કતલ કરાવનાર વોલ્ટર રેઇનોલ્ડ નામના એક ક્રૂર માણસને તે પરણી હતી. આ બેગમનું નામ સુમરૂ તે વોલ્ટર રેઇનોલ્ડના મશ્કરીના નામ સોમ્બર ઉપરથી પડ્યું હતું. હરીયાના

* “ટાઇમ્સ ઑફ ઇન્ડિયા”માં આવેલા R. G. B.ના લેખનું રૂપાન્તર.

નામના ગામમાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપનાર પ્રખ્યાત નાવિક જ્યોર્જ ટોમસ એક વખત આ શુરવીર સ્ત્રીની નોકરીમાં હતો. ૧૮૦૩ માં અસાઇની લડાઈ પછી આ બેગમની લશ્કરની ટુકડી જનરલ વેલેસ્લીએ છુટી પાડી નાંખી, અને તેજ સાલમાં જનરલ લેકને શરણે આ બેગમ ગઇ. જનરલ લેકે તે બેગમને પીતૃભાવથી પોતાને શરણ લીધી. તે બેગમ પછી સારઢાનામાં પોતાની જમીન હતી ત્હાં ઘણી વૃદ્ધ વયે મૃત્યુ પામી ત્હાં સુધી વસી. પોતાના તંબુના દરવાજા સ્હામે એક ગુલામડીને જીવતી દાટવી એ ત્હેની શાન્તિ ભરેલી ગમતોમાંની એક હતી.

## શુરવીર મરાઠા સ્ત્રીઓ.

૧૮૧૭ માં જડમૂળથી ઉખેડાઇ ગયેલા પીંડારીયો જ્હારે લુંટફાટ કરવા જતા ત્હારે ત્હેમની સ્ત્રીયો પણ ત્હેમની સાથે જતી. તેઓ ન્હાના ઘોડા ઉપર અથવા તો ઉંટ ઉપર સ્વારી કરતા અને કેટલીક વાર તો ત્હેમના પતિઓ કરતાં પણ તેઓ વધારે ક્રૂર અને શક્તિવાન જણાતી હતી. ૧૮૧૭ ના મરાઠા વિગ્રહમાં ઘણી સ્ત્રીઓ નાયક તરીકે અથવા તો લડાઇના વ્યવહારની બાબતમાં સલાહકાર તરીકે પ્રખ્યાતિમાં આવી હતી. મલ્હારરાવ હોલ્કર જે તે વખત ન્હાની વયનો હતો ત્હેની સલાહકાર તુળશીબાઈ તેઓમાંની એક હતી. આ સ્ત્રી જસવંતરાવ હોલ્કરની માનીતી સ્ત્રી હતી, અને ત્હેનો સ્વભાવ પુરૂષના જેવો દ્દઢ હતો. ૧૮૧૭ ના ડિસેમ્બરમાં સર ટોમસ હિસલોપની સરદારી નીચે બ્રિટીશ લશ્કર આવી પ્હોચ્યું ત્હારે તુળશીબાઇ હોલ્કરના લશ્કરની માહિદપુરની છાવણીમાં હતી. બ્રિટીશ સરકાર તરફથી સર જોન માલકમ જ્હારે સુલેહ કરવા બાબત સંદેશા ચલાવતો હતો ત્હારે તુળશીબાઇએ સલાહ કરવા તરફ પોતાનો અભિપ્રાય આપ્યો જણાય છે અને ત્હારથી મરાઠા છાવણીમાં બે તડ પડ્યાં, ( એક તો લડાઇની તરફનો મત આપનારા અને બીજા લડાઇની વીરૂદ્ધ મત આપનારા. ) તુળશીબાઇને ત્હેના સ્હામા તડવાળાઓમાંથી કોઇકે રાતે પકડી અને સીજરા નદીને કાંઠે લઈ જઇને મારી નાંખી અને આખરે લડાઇની તરફ મત આપનારાઓનુંજ ચાલ્યું લડાઈ થઇ, અને પરિણામ એ આવ્યું કે હોલ્કરના લશ્કરની મહિદપુરના યુદ્ધમાં સખત હાર થઈ. હોલ્કરના લશ્કરના વેરાઇ જવા વખત એક ટુકડી જસવંતરાવ હોલ્કરની વીશ વર્ષની પુત્રી ભીમાબાઇની સરદારી નીચે હતી. તે પોતાની ટુકડીની આગળ કેડે તરવાર બાંધી હાથમાં ભાલો લઇ, એક ઉત્તમ રીતે ઝુલ વગેરેથી શણગારેલા ઘોડા ઉપર સ્વાર થઇ ગઇને હતી. હોલ્કરે સલાહ કર્યા પછી ભીમાબાઇએ કંઈ વધારે લઢવાની વૃત્તિ બતાવી નહિં, અને સર વિલીયમ ગ્રાન્ટકેરને શરણે તે ગઇ.

૧૮૫૭ ના બળવા વખત પણ કેટલી શુરવીર સ્ત્રીઓ લડનારીઓ તરીકે પ્રખ્યાતિમાં આવી હતી ગર્ઢ મંડળના ગોંડ રાજાઓના કુળના રાજા શંકરસાની વિધવા તેઓમાંની એક હતી. રાજા શંકરસાને અને ત્હેના પુત્રને રાજ્યદ્રોહના ગુનાહ માટે જબલપુરમાં ૧૮૫૭ ના સપ્ટેમ્બર માસની ૧૮ મી તારીખે તોપને ગોળે ઉડાવી મુકવામાં આવ્યા હતા. ત્હેની વિધવાએ રામગઢ લઇ લીધો અને ઘણી એક ઝપાઝપીઓનાં ભાગ લીધો; આખરે ત્હેની પુઠે અંગ્રેજી લશ્કર પડ્યું હતું. તેથી તે ઘોડા ઉપરથી ઉતરી અને

પોતાની છાતીમાં તરવાર ત્હેણે ભોકી. ત્હેને બ્રિટીશ છાવણીમાં લઇ જવામાં આવી અને ત્હાં તે મરણ પામી.

## ઝાંસીની રાણી.

સર્વ કરતાં વધારે પ્રખ્યાતતો ઝાંસીની રાણી હતી. રાજા ગંગાધરરાવ મૃત્યુ પામ્યો તે પછી ગાદીનો વારસ ન હોવાને લીધે ઝાંસીનું રાજ્ય બ્રિટીશ સરકારના હાથમાં આવ્યું. રાજા ગંગાધરરાવની વિધવા રાણીએ ઘણો વાંધો લીધો પણ વારસ દતક લેવાની રજા ન આપતાં ત્હેને પેનશન બાંધી આપવામાં આવ્યું. આથી તે બ્રિટીશ સરકારની કટ્ટી શત્રુ થઇ અને બળવો જાગી ઉઠતી વખત તે ત્હેને માટે તૈયારજ હતી. ૧૮૫૭ ના જુન માસમાં ઝાંસીના લશ્કરે બંડ કર્યું, અને દીવસોના દીવસ સુધી કિલ્લાનુ રક્ષણ કર્યું હતું, અને સલામતીથી ચાલ્યા જવા દેવાના વચન ઉપર આધાર ગણીને ભૂલમાં શરણ થયા હતા તે અંગ્રેજોને નિર્દય રીતે કતલ કરી નાંખ્યા. રાણીએ રાજ્યની લગામ પોતાને હાથ લીધી અને ૧૮૫૭ ના માર્ચ એપ્રીલમાં જ્યારે સર હયુ રોઝની સરદારી હેઠળના લશ્કરે ઝાંસી ઉપર ઘેરો ઘાલ્યો હતો ત્યારે રાણીએ શહેરનો બચાવ બહાદુરીથી કર્યો હતો. પોતાના મ્હેલની બહાર મંડપ નીચે બેસીને લડાઈ જોતી રાણીને ઘેરો ઘાલનારા ઘણીવાર દેખતા. આખરે ત્રીજી એપ્રીલે હલ્લાંથી ઝાંસી શહેર અંગ્રેજને હાથ ગયું અને રાણી રાતોરાત એક ન્હાની રક્ષક ટુકડી લઈ ઉત્તર દિશા તરફ ન્હાશી ગઈ. લેફ્ટેનન્ટ ડાઉકર ( હાલ જે જનરલ છે અને સી. બી. છે ) ની સરદારી નીચેની હૈદરાબાદ કનટીનજન્ટની ઘોડેસ્વાર ટુકડીએ રાણીની પુઠ પકડી હતી. ઝાંસીથી ૨૧ માઇલ ઉપર આવેલા ભંડર ગામમાં ડાઉકરે રાણીની ઉતાવળી ન્હાસ ભાગનાં ચીન્હો જોયાં. અને રાણીના તંબુમાં અધુરૂં મુકેલું ખાવાનું પણ જોયું. ગામની બીજી બાજુએ ડાઉકરની રહામા રોહીલા અને બંગાળાની ઘોડેસ્વાર ટુકડીના ચાળીસેક જણા આવ્યા. ત્હેમને ડાઉકરે હરાવ્યા. તે વખતે ચાર રક્ષકો સાથે ધોળા ઘોડા ઉપર સ્વાર થઇને ન્હાસતી રાણીને પકડી પાડવાની તૈયારીમાં હતો તેટલામાં તરવારના ઘાથી તે ઘોડા ઉપરથી પડી ગયો, અને તેથી પુઠ પકડેલી છોડી દેવી પડી. જુમના નદી ઉપર આવેલા કાલપી ગામમાં હુલ્લડખોરોનું લશ્કર ન્હાનાસાહેબના ભત્રીજા અથવા ભાણેજ રાવ સાહેબની સરદારી નીચે હતું ત્હાં રાણી ન્હાશી ગઇ અને જઇને ત્હેને વિનંતી કરી કહ્યું કે "મ્હને લશ્કર આપો તો હું જઇ લઢું" તાતીયા ટોપીની સરદારી નીચેના લશ્કર સાથે સાથે તે કુન્હા તરફ ગઇ, જ્હાં સર હયુ રોઝે તે લશ્કરને હરાવ્યું. અને આખરે ત્હેમને કાલપી જતા રહેવું પડયું. પાછા કાલપી આગળ તાતીયાટોપીના લશ્કરની અને બ્રિટીશ લશ્કરની વચ્ચે યુદ્ધ થયું. અને ૧૮૫૮ ના મે માસની ૨૨ મી તારીખે તાતીયા ટોપીના લશ્કરનો હાર થઇ. તેજ રાતે રાણીના તંબુમાં દુશ્મનનો તોપનો ગોળો આવીને ફાટયો અને ત્હેના બે રક્ષકોનો પ્રાણ લીધો તેથી રાણીને જલદી ન્હાશી જવાની ફરજ પડી.

## તે શૂરવીર સ્ત્રીનો અન્ત.

કાલપીથી તે લોકો સિંધીયાના લશ્કરે ગ્વાલીયરમાં બંડ ઉઠાવ્યું હતું ત્હાં ગયાં અને તેથી ત્હેમને ધનની તેમજ માણસોની મદદ મળવાથી પાછા ચૂર ઉપર ગડયા.

પણ બ્રિટીશ લશ્કર ત્હેમની પુઠેજ હતું. ગ્વાલિયર ઉપર ઘેરો ઘલાયો અને ૧૭ મી જુને, બંડખોરોના લશ્કર, અને સર હયુ રોઝની મદદે આવતા જનરલ સ્મિથના લશ્કર વચ્ચે લડાઇ થઇ. આ લડાઇમાં ૮ મી હુઝાર પલટણે ઘણી બ્હાદુરી બતાવી હતી. જ્હારે હુઝાર પલટણ આવ્યાની ભયની નિશાની થઈ ત્હારે રાણી ફુલ બાગ તોપખાંના આગળ બેઠી બેઠી શરબત પીતી હતી. લાલ રંગનો કોટ તથા સુરવાળ પ્હેરેલી, તથા ધોળો ફેંટો બાંધેલી અને સિંધીયાની તિજોરીમાંથી તરતનીજ લુંટેલી મોતીની માળા પ્હેરેલી રાણી ઘોડા ઉપર સ્વાર થઈ, અને પોતાની નિમકહલાલ રક્ષકને લઇ, બ્રીટીશ લશ્કરનો ઘસારો ટાળવાને નહેર કુદી જવાનું કર્યું પણ ત્હેનો ઘેડો કુદ્યો નહિં. દરમ્યાન કેપટન હીનીએજની સરદારી નીચેની ૮ મી હુઝાર પલટણે ધસ રો કર્યો. રાણીની કમરમાં બંદુકની ગોળી વાગી, અને માથા ઉપર તરવારનો ઘા થયો તે છતાં તે ઘોડા ઉપર ચાલી ગઇ. થોડીકવારમાંજ તે ઘોડા ઉપરથી પડી, અને ત્હેને તંબુમાં લઈ જવામાં આવી. જ્હાં તે મૃત્યુ પામી. ત્હેના શબને ઘણી ધામધુમથી પાસે આવેલા બાગમાં અગ્નિદાહ દેવામાં આવ્યો. ત્હેના પતિની બ્રાહ્મણી લૂડી જે ત્હેની નિમકહલાલ રક્ષક હતી ત્હેને પણ તેજ વખતે તરવારનો ઘા થયો હતો. પણ તે ઘોડા ઉપર બેશીને શહેરમાં ન્હાશી જઇ શકવા જેટલી શક્તિવાન રહી હતી. શહેરમાં ત્હેની આસનાવાસના એક ફકીર તથા એક મુસલમાન અમલદારે કરી હતી અને ત્હેમનાજ તાબામાં હતી ત્હારે તે ગુજરી જવાથી ત્હેને મુસલમાન ધર્મમાં વટલી ગયેલી ગણીને દફનવામાં આવી. એવું કહેવાય છે કે રાણીએ મરતાં પ્હેલાં પોતાના શરીર ઉપરના ઘણા કિમતી અલંકારો પોતાના લશ્કર તરફની પોતાની ઉપકાર વૃત્તિ બતાવવા તથા ત્હેમની બ્હાદુરીના ઇનામ તરીકે તે લોકોમાં વ્હેંચી આપવાની ઇચ્છા બતાવી હતી. આ રીતે બંડખોરોના નાયકોમાંની સૌથી શૂરવીર તેમજ હુશિયાર નાયિકાનો અન્ત આવ્યો. સર હયુ રોઝના મત પ્રમાણે તે સૌથી શૂરવીર તેમજ હુશિયાર નાયિકા હતી.

નલિનકાન્ત નરસિંહરાવ દીવટીયા.

---

# વાર્તાલહરી.

## ગોપાળ અને ગોવાળ.

ગોપાલની માતા સ્ત્રીઓમાં શ્રેષ્ઠ હતી. તેનો પિતા પણ ઘણોજ ભલો હતો. તેણે પૈસો મેળવવા તરફ બીલકુલ લક્ષ રાખ્યું નહોતું. સદ્વર્તનવાળા થવું, ધર્મનાં પુસ્તકો વાંચવાં અને લોકોને પોતે વાંચી ધર્મનું રહસ્ય સમઝાવવું એજ એના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો. તેના ગામના લોકો તેને વિદ્વાન તરીકે માનતા અને તેથી એને એક ખેતર આપવામાં આવ્યું હતું અને એના ઘરની આસપાસ છુટી જમીન હતી જેમાં ફલ ફુલ તથા લીલોતરી થતી જેથી તેનો નિર્વાહ થતો હતો. મરણ વખતે તેણે પોતાની સ્ત્રીને પાસે બોલાવી કહ્યું " પ્રિયે, મને તારી કે ગોપાલની બહુ ચિંતા નથી, હું જાણું છું કે શ્રીકૃષ્ણ પરમાત્મા તમારી સંભાળ રાખશે. વળી ખેતરમાંથી દાણા આવશે. આપણા પાડોશીઓ બાગ બેઠી શાક પાંદડું ઉગાડી આપશે અને તેથી તમને ગુજરાનમાં

વાંધો નહિ આવે. પતિપરાયણ સતીએ ઉત્તર આપ્યો. "સ્વામી, આપનું કહેવું સત્ય છે. અમારી કાંઇ પણ ચિંતા કરશો નહિ. અમે અમારો નિર્વાહ બહુ સારી રીતે કરશું." આવી રીતે તેનાથી બને તેટલા હૃદયબળથી પતિને સાન્ત્વન આપ્યું કે જેથી તે શાન્તિથી સ્વર્ગમાં જાય અને માત્ર ઇશ્વરમાં એનું મન પરોવાય.

જ્યારે તેનો અમર આત્મા આ ક્ષણભંગુર દેહ છોડી ચાલ્યો ગયો, ત્યારે પડોશીઓ આવી તેના મૃત દેહને ઉપાડી ગયા. ચિતા ખડકી, સળગાવી, દેહને ભસ્મ કરી નાખ્યો અને આ ભસ્મને નદીમાં ફેંકી દીધી; ગોપાલના પિતાના સ્થૂલ દેહનો આ રીતે અંત આવ્યો.

હવે મા દીકરો જંગલમાં એકલાં રહેવા લાગ્યાં. મને પણ મૃત્યુ ક્યારે આવે અને ક્યારે મારા પતિને જઇ મળું એ સિવાય સાધ્વી સ્ત્રીને બીજી ચિંતા નહોતી. પણ સ્વર્ગ જેવા પવિત્ર ધામમાં જવાને માટે પોતે હજી લાયક છે કે નહિ તેનો તેના મનમાં સંદેહ હતો. તેથી તે આખો દિવસ પ્રભુ ભક્તિમાં લીન રહેતી, દીવસમાં ત્રણ વખત સ્નાન કરતી, ઉદ્યોગી અને ભલી થવા પ્રયત્ન કરતી. ગામનાં માણસો પણ એના ઉપર ઘણોજ ભાવ રાખતાં. ગામનાં ખેડૂતો સાથેજ સાથેજ એનું ખેતર વાવી આપતા, અને લણી, મસળી અનાજ એને ઘેર મોકલાવતાં. બાગમાં ફળફૂલ તથા શાક વાવી આપતાં અને આથી અન્નની કોઈ દીવસ ખોટ પડતી નહિં.

આસ્તેઆસ્તે જ્યારે ગોપાળ ચાર પાંચ વર્ષનો થયો ત્યારે તેની આએ ધાર્યું કે હવે તેને નિશાળે બેસારવો જોઈએ. પણ તે પહેલાં તેને માટે નવાં કપડાં જોઇએ; બેસવા માટે દર્ભાસન, કોપી લખવા માટે તાડપત્ર તથા શાહી અને બરૂની કલમો પણ જોઇએ. હમણાં તેને સ્લેટની જરૂર નહોતી કારણકે શરૂઆતમાં છોકરાઓ જમીન ઉપર ધુળ નાંખી નાંખી ધુળમાં અક્ષરો ઘુંટતા. ગોપાલની સ્થિતિ બહુ દયાપાત્ર હતી. હિંદુસ્તાન એટલો બધો ઉષ્ણ દેશ છે કે નાનાં છોકરાંને બે સીવાય ત્રીજા કપડાની જરૂર રહેતી નથી. શાલની માફક એક ઓઢવા અને બીજું પહેરવા બસ છે. હું ધારૂં છું કે બે જોડી બસ છે. જેથી એક ધોવાય અને બીજી પહેરાય.

અલબત્ત આ બધી ચીજોની કીંમત બહુ ઓછી પડે પણ ગરીબ માને આ ઘણું લાગતું અને આ બધી ચીજો લેવા જેટલા પૈસા એકઠા કરતાં એને ઘણા દીવસ સુધી રેંટીઓ ફેરવવો પડ્યો.

છેવટે બધી તૈયારી થઇ રહી ત્યારે સારૂં મુહૂર્ત જોઇ પુત્રને આશીર્વાદ આપી, નિશાળે વિદાય કર્યો અને સજલ નેત્રે ઝુંપડાના બારણામાં તેને જોતી ઉભી રહી.

ગોપાલ તો આગળ ચાલ્યાજ કર્યો. રસ્તો ઘણો લાંબો લાગવા માંડ્યો, અને રએને ભૂલો પડ્યો. હોઉ એમ વિચાર કરે છે. ત્યાં ગામ દેખાયું અને ઘણા છોકરાંને નિશાળે જતા જોયા. તેની બીક મટી ગઈ અને સૌની સાથે નિશાળમાં ગયો.

નિશાળમાં તેને ઘણી ગમ્મત પડી. નિશાળ બંધ થયા પછી બીજા છોકરાઓ સાથે ખૂબ રમ્યો અને જ્યારે ઘેર જવા નીકળ્યો ત્યારે રાત પડી ગઇ અને અંધારૂં થયું. ઘેર એકલાં જતાં ઘણો ભય લાગવા માંડ્યો. ભયંકર પશુઓની ગર્જના સાંભળી થરથરતો હતો. શું કરવું તે સમઝણ ન પડવાથી ખૂબ દોડ્યો અને જ્યારે માતાના ખોળામાં જઇ પડ્યો ત્યારે નિરાંત થઇ.

બીજે દીવસે સવારે તેણે નીશાળે જવા ના પાડી. તેની માતાએ કહ્યું "બેટા, તું તો કહેતો હતો કે તને ત્યાં બહુ આનંદ આવ્યો; ભણવામાં બહુ મઝા પડી, ત્યારે આજે શા માટે જતો નથી ?"

તેણે જવાબ આપ્યો "માતા, નિશાળમાં મઝા પડે છે એ વાત ખરી છે પણ વનમાંથી એકલાં જતાં મને બીક લાગે છે,

તે શરમાઈ નીચું માથું કરી ઉભો રહ્યો. તેની માતાના હૃદયની વેદના અસહ્ય હતી. અત્યંત ગરીબ હોવાથી કોઇ નોકર રાખી પોતાના પુત્ર સાથે તેને મોકલે એમ તેનાથી બની શકે એમ નહોતું.

તેના હૃદયને અસંત ક્ષોભ થયો પણ એક નિમિષ માત્રજ; તેણે શ્રીકૃષ્ણ પરમાત્માનું ધ્યાન ધર્યું. તે તેને પુત્ર ભાવે, કેવળ બાલ ભાવે ભજતી હતી અને એટલા માટેજ પોતાના પુત્રનું નામ પણ તેણે ગોપાલ રાખ્યું હતું.

તેણે પોતાના પુત્રને સમજાવ્યો, "બેટા, આ જંગલમાં મારો એક બીજો પુત્ર વસે છે જેનું નામ પણ ગોપાલ છે. પેલા દૂરના જંગલમાં તે ગાયો ચારે છે, તે હંમેશાં રસ્તા પાસેજ હોય છે. "ગાયોના ગોવાળ, ભાઈ, ગાયોના ગોવાળ, મારી સાથે નિશાળે ચાલ" એમ બુમ મારી જે તું તેને બોલાવીશ તો તે જરૂર આવશે અને તારી સંભાળ લેશે. પછી તો તને બીક નહીં લાગે ના ?"

ગોપાલે કહ્યું "શું ખરેખર મારો ભાઇ આવી મારી સંભાળ લેશે ?"

માતા એ કહ્યું "હા બેટા, તું પરમાત્માનું સંતાન છો અને પરમાત્મા પોતાનાં સંતાનોને દુઃખી થવા નથી દેતા.

માતાના ચરણમાં નમી, પુત્ર હર્ષભેર નીશાળે જવા નીકળ્યો.

હિંમતથી તે વનમાં ચાલ્યો, પણ જરા દૂર જતાં ઝાડોની ઘટાથી થયેલું અંધારૂં આવતાં તેને બીક લાગવા માંડી; તેનું હૃદય ધડકવા લાગ્યું. "ભાઇ, ગાયોના ગોવાળ, ભાઈ, ગાયોના ગોવાળ, તું આંહી આવે તો આપણે બન્ને સાથે રમીએ !" એમ તેણે સાદ કર્યો.

ઝાડીમાં કાંઇક ખખડ્યું. પીતાંબર પહેરી, પગમાં, અને સોનેરી મુગટ સાથે જે મુગટમાં મયુર પીચ્છ ખોસેલું છે એવું એક બાલક પ્રગટ થયું. બાલકે ગોવાલનો હાથ ઝાલ્યો અને નિશાળ તરફ રમત ગમત કરતા બન્ને ચાલ્યા.

જ્યારે ગામ નજીક આવ્યું ત્યારે તે નાનો ગોવાળ "ઘેર જતી વખતે પાછો મને બોલાવજે," કહી પોતાની ગાયો ચારવા ચાલ્યો ગયો. આ નાનો ગોવાળ એવો તો મોહક, એવો તો ગમ્મતી, એવો તો ભલો, એવો તો શુરવીર અને તેજસ્વી હતો કે ગોપાલને તેનાથી અધિક વ્હાલું આ સંસારમાં કોઇ જણાયું નહિ.

ગોપાલ પોતાની માને જ્યારે દરરોજ આ બધી વાત કહે તો ત્યારે માતાનું હૃદય હર્ષથી ફુલતું પણ તેને આ બાબત કાંઇ આશ્ચર્ય લાગ્યું નહિ. તેના મનમાં તો દૃઢ શ્રદ્ધા હતી કે શ્રી બાલકૃષ્ણ એક માતાના હૃદયને શાંત કરશેજ.

આમ કરતાં કરતાં એક દીવસ ગુરૂએ સર્વે શિષ્યોને જમાડવા માટે આમંત્રણ કર્યું.

ગુરૂકુલોના વખતમાં આજની માફક ગુરૂને કાંઇ ફી મળતી નહોતી. તોપણ તેનું ઉદરપોષણ બહુ સહેલાઈથી થતું. ગોપાલની વિધવા માતાના ખેતર અને વાડીની માફક ગામના લોકો તેનું પણ ખેતર ખેડી અને વાવી આપતા.

પણ આવા ખાસ પ્રસંગ વખતે દરેક શિષ્ય તેનાં માતાપિતા પાસે જઇને કહેતો કે " અમારા પૂજ્ય ગુરૂ અમને જમાડવાના છે; હું એમને શું ભેટ લઇ જાઉં ? "

કોઇ માતાઓ મીઠાઈ, તો કોઈ પુરી, તો કોઇ ભજીઆં, કોઈ ફળફળાદિ, તો કોઈ ગુરૂ તથા ગુરૂ પત્નીને હવન વખતે પહેરવાનાં રેશમી કપડાં, તો કોઇ દરરોજ પહેરવાનાં સુતરાઉ કપડાં મોકલતી.

ગોપાલે પણ તે રાત્રે તેની માને પૂછયું " મા, મારા પૂજ્ય ગુરૂ માટે હું કાલે શું લઇ જાઉં ? "

પુત્રના આવા શબ્દોથી માતા ફરીથી એક ક્ષણ ગભરાણી. ગુરૂને માટે કાંઈપણ મોકલવાની તેની શકતી નહોતી. પણ તે ગભરાટ માત્ર એક ક્ષણજ રહ્યો. તેણે શ્રી બાળકૃષ્ણલાલનું ધ્યાન ધર્યું કે તરતજ તેના મુખ ઉપર આનંદ સ્ફુરી રહ્યો.

" હું તારા ગુરૂ માટે કાંઇ આપી શકું એમ નથી. પણ નિશાળે જતાં વનમાં તારા ભાઈ પાસે કાંઈ પણ માગી લેજે. "

બીજે દીવસ સવારમાં ગોપાલ અને ગોવાળ રમતા અને રસ્તામાં આનંદ કરતા ગુરૂને ઘેર ગયા. જૂદા પડતી વખતે ગોપાલે ગોવાળને કહ્યું. " અરે ભાઇ, એક વાત કહેવાની હું તને ભૂલી ગયો. મારા ગુરૂને ભેટ આપવા માટે તું કાંઇ મને આપીશ ? આજે અમારા ગુરૂ અમને જમાડવાના છે. "

" હું તને શું આપું ! હું તો એક સાધારણ ગરીબ ગોવાળ છું. પણ અરે જરા ઉભો રહે એમ કહી તે દોડયો અને મીઠા દહીંનો એક ખાખરાના પાંતરાનો પડીઓ લઇ આવ્યો. અને ગોપાલને કહ્યું " ગોપાલ, મારી પાસે તો આ છે. હું ગરીબ ગોવાળ વધારે શું આપું ! લે તારા ગુરૂને આ આપજે !

પોતાના ભાઇએ આપેલી હોવાથી આ ભેટ ગોપાલને બહુજ ગમી. તે ગુરૂને ત્યાં ઉતાવળે ઉતાવળે ગયો અને બધા ગુરૂને જ્યારે ભેટ ધરતા હતા ત્યારે તે બધાની પાછળ છાનોમાનો ઉભો રહ્યો. ઘણી કીમતી ભેટોમાં નબાપા છોકરાની ભેટની કોઇએ પણ દરકાર કરી નહિ.

આથી ગોપાલ ઘણોજ નિરાશ થયો. તેની આંખમાંથી અશ્રુધારા ચાલી. ગુરૂજીની નજર એના ઉપર પડી. ગુરૂજીએ તેના હાથમાંથી દહીંનો પડીઓ લઇ એક મોટા વાસણમાં દહીં નાખ્યું. એકદમ તે વાસણ પૂરૂં ભરાઈ ગયું, અને પડીઓ તો બરોબર દહીંજ. ફરીથી તે ખાલી કર્યો અને ફરીથી ભરાઈ ગયો; ગુરૂજી ખાલી કરતા જ ગયા. પણ ખાલી કરે તે પહેલાં પડીઓ ભરાઈ જવા લાગ્યો. ગુરૂજી પડીઓ ખાલી કરી સૌને દહીં ખવરાવવા લાગ્યા પણ પડીઓ ખાલી થયો નહિ. સૌ આશ્ચર્યથી કહેવા લાગ્યા

તપાસ કરતાંયે જે દુધ મળ્યું તેથી ફક્ત માંડ એક પ્યાલા જેટલું થયું. એક જણ બચી શકશે. ઇશ્વરનો ઉપકાર માન્યો.

એક એક ફલંગે બબ્બે ત્રણ ત્રણ પગથીઆં ન્હડીને પિઅર્સ ઉપર આવ્યો પરન્તુ તરતજ ત્હેને થવા લાગ્યું કે— કહોને આપવું ? કહોને બચાવવું ? કંઇ પણ સ્થિર ન કરી શક્યાથી તે બીજાનાની પાસે જઈને કહેવા લાગ્યો કે, " આટલુંજ દુધ મળી શક્યું છે.–બે જણના ભાગ કર્યાથી એકેનો જીવ નહિં ઉગરે; એક જણનો જીવ બચી શકશે–તેથી બેમાંથી ગમે તે એક જણ આ દુધ પી લે–અને જો બીજું દુધ મળી શકે છે તો હું તપાસ કરી જોઉં છું.

પિઅર્સ ચાલ્યો ગયો. મોરિસ મહા મ્હેનતે ગ્લાસ લઇને કહેવા લાગ્યો—"પોલા–પોલા–લે. આ જલ્દી પી લે " પોલા મૃત્યુયંત્રણાથી પીડાતી હતી–ત્હેની સુવર્ણ કાન્તિ ઉપર કાળાશ પથરાઇ હતી–તે મહા કષ્ટે બોલી–" ના ત્હમેજ પીઓ. "

મોરિસ ઉઠીને બેઠો થયો. ગ્લાસ પોલાના મ્હોં આગળ ધરીને પોતાથી બનતી દૃઢતા સાથે તે બોલ્યો, "હું કહું છું કે તું પી. હું તો નહિં પીઉં–ત્હારા કરતાં મ્હારામાં શક્તિ વધારે છે–પિઅર્સના આવતા સુધી હું તો રહી શકીશ–તુંજ પી લે "

પોલા ધીમે ધીમે મહા મ્હેનતે મોરિસનો હાથ પકડી બોલી, " ના, ના. પ્રિયતમ, હું ઠીક કહું છું કે હું લાંબો વખત જીવી શકીશ. આગળ કરતાં હવે મ્હને ઘણુંજ સારૂં જણાય છે–પ્રિયતમ તમેજ પીઓ. "

આ વખતે ગળગળો થઇને મોરિસ બોલ્યો, " પોલા—પ્રિયતમે—મ્હને શા માટે તું પીવાને કહે છે ? તુંજ પી- દરેક પળ કીમતી છે. પી, પી, જલ્દી પી લે. "

પોલા પણ વિહ્વલ કંઠે બોલી, " પ્રિયતમ, મ્હારૂં કહ્યું રાખો—મ્હારા જીવન કરતાં ત્હમારૂં જીવન કેટલું મુલ્યવાન છે ! સંસારમાં ત્હમારે અનેક કાર્યો કરવાનાં છે—મ્હારૂં જીવન ફક્ત ત્હમારી આગળજ મોઘું છે—ત્હમારૂં જીવન દુનિયાની આગળ કીમતી છે."

મોરિસ આ વખતે ચીસ પાડી ઉઠયો, " હા, ભગવાન ! પોલા—પોલા—શું નાહક વખત ગુમાવે છે ? દરેક ઘડી કેટલી મોઘી છે તે શું તું ભુલી જાય છે ? તું તો સમજી શકે છે કે ત્હારૂં જીવન વિપન્ન કરીને હું મ્હારૂં જીવન રાખી શકીશ નહિં. "

પોલાએ પણ સાથે સાથેજ જવાબ આપ્યો, " ત્હમે પણ શું એમ ધારો છો કે, મ્હારા આ ક્ષુદ્ર અકિંચિતકર જીવનને માટે ત્હમારૂં જીવન વિપન્ન, કરીશ ? આજ કે શું સ્નેહનો બદલો ? મોરિસે કહ્યું, " ના. ત્હારે આ પીવુંજ પડશે. તું શું સમજતી નથી કે ત્હારા દુઃખે મ્હને કેટલું દુઃખ થાય છે ? પોલા–પ્રિયતમે–મ્હારો છેલ્લો આગ્રહ કબુલ રાખ—દુધ પી જા. "

પોલા બોલી, " ત્હમે શું એમ ધારો છો કે ત્હમારો જીવ ન રાખતાં મ્હારો જીવ ઉગારૂં ? ત્હમે શું સ્હમજતા નથી, ત્હમારા વિના મ્હારૂં ભવિષ્યત્ જીવન કેવું વિષમય બનશે ? "

મોરિસ આ વખતે સુધ પડયો.—બોલ્યો, " ઠીક ! ઠીક ! તું જે કહે તે ઠીક ! એકના વિના બીજું જીવી શકવું અસંભવ છે—ઠીક બન્નેય સાથે મરીશું. "

પોતાના મ્હોં ઉપર હાસ્ય ફુટયું. " કેવું સારૂં ! બન્ને એક સાથે મરીશું એજ ઠીક ! આહ ! એ મૃત્યુ કેવા સુખનું છે ! ? પ્રિયતમ, પાસે આવો. હજુએ પાસે આવો—હજીપણ—હજીએ. "

દુધ પડી રહ્યું.

× × × × × ×

ડાક્તરને લઇને પિઅર્સ ઘેર આવ્યો—ઘરમાં જઇને જુવે છે તો, દંપતિનો નિશ્વાસ પ્રશ્વાસ બન્ધ ! ડાક્તરે તપાસી જોયું તો જણાયું કે જીવનદીપ હજી પણ નિર્વાણ પામ્યો નથી.

ટેબલ ઉપર દુધ જોઇને ડાક્તર અને પિઅર્સ બન્ને એક બીજાની સ્હામું જોઇ રહ્યા. પછી ડાક્તરની દવાથી અને પરમેશ્વરની કૃપાથી દંપતિ આરોગ્ય પામ્યાં.

વૃદ્ધ ડાક્તર અને તેનાથીએ વધારે ઘરડા પિઅર્સે બન્નેએ કબૂલ કર્યું કે આવો સ્નેહ તેઓએ કદિ પણ જોયો નહતો અને આવા પ્રેમની વાત પણ તેઓએ કદિ સાંભળી નહતી.*

બકુલ.

---

## પત્ની.

મ્હને ઘણીવાર એવો વિચાર થાય છે કે પુરૂષો કરતાં સ્ત્રીઓમાં દઢતા વધારે હોય છે. નસીબદેવીનો રોપ ખમતા પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વધુ સહનશક્તિ હોય છે. એક શાન્ત સહનશીલ ધીરી પત્નીને દુઃખના સમયમાં પતિને ધૈર્ય આપતી જોવા કરતાં જગતમાં બીજું કશું વધુ કરૂણાજનક નથી. દૈવી કોપથી પડતા પુરૂષરૂપી વૃક્ષની ન્હાની લતા ટેકારૂપ થાય છે. અને પોતાના બળથી ટેકાવી રાખે છે. કાલે રાત્રે એ વિષયની વિચાર કરતાં મ્હને એક આગલો બનાવ યાદ આવ્યો. મ્હારા બાળકપણામાં હમારે એક મહા કુળવાન શ્રીમંત કુટુંબ સાથે ઓળખાણ હતી. કુટુંબમાં માત્ર પતિ અને પત્ની બે જણ હતાં. પૈસાની પુષ્કળ છુટ હોવાથી બન્ને અત્યંત દમામથી રહેતાં. એક દિવસ સાંજે હું મ્હારા પિતા પાસે બેઠેલી હતી તેવામાં મ્હેં ઉપર કહેલ પુરૂષ બહુજ શોકીત મુખે તે ખંડમાં પ્રવેશ્યા. મ્હારા પિતાએ ત્હેમને માન આપી બેસાડયા. બેસતાં કંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય તેઓ ખુરશીના ડાંડા પર માથું મુકી રડી પડયા. મ્હારા પિતાના તેઓ અંગત મિત્ર જેવા, એક પુત્ર જેવા હતા. એટલે ત્હેમને બહુ ખોટું લાગ્યું. હમારા મિત્રને શાન્ત સ્વસ્થ કરી મ્હારા પિતાએ આમ કરવાનું કારણ પુછ્યું. ત્હેમણે મુગે મ્હોંએ કોટમાથી એક તાર કહાડી આપ્યો. અને પિતાએ વાંચ્યો. ત્હેમની પછીની વાત ચીત ઉપરથી હું એટલું સમજી શકી કે તાર મુંબઇની એમની પેઢીપરથી હતો. પેઢી ભાંગી હતી, જપ્તી આવવાની તૈયારી હતી, અને સર્વ માલમીલકત જઇ પોતાને કંગાળ સ્થીતીમાં રહેવું પડે એવો સમય આવ્યો હતો. મુનિમોની ગરબડનું આ પરીણામ હતું.

---

* મૂળ ફ્રેંચના ભાષાન્તર ઉપરથી.

# અબળાનાં અણમૂલાં આભૂષણ.

જે સ્ત્રી પતિવ્રતા અને પતિપરાયણા થઇને સર્વદા હસતે મુખડે નિજ પતિની સેવા કરે છે તેજ ઉત્તમ ધર્મ પત્ની કહેવાય છે.

કુલીન ગણાવા ઇચ્છતી સ્ત્રીઓએ દુઃખથી પીડાતા છતાં પણ નીતિ માર્ગ છોડવો ન જોઇએ.

પતિનો વિશ્વાસઘાત કરવો એ મહા પાપ છે.

ચાકરો સાથે બેસવા ઉઠવા કે હાસ્ય કરવાની ટેવ રાખવાથી પતિનું મન ભ્રાંતિ પામેજ; માટે સન્નારીઓએ એ ટેવ બીલકુલ ત્યાગવી ઉચિત છે.

એક બીજાની ઇર્ષા કરવા કરતાં એક બીજાને સહાયતા કરતાં શીખવું એમાંજ કલ્યાણ છે.

કોઇ પણ વખત કોઇને અર્ધવસ્ત્રા ( અપૂર્ણ પોષાક વાળાં ) નજરે થવું નહી.

ત્હમે સ્વરૂપવાન સાથે સદાચરણી હશો તો ત્હમારી શોભા બમણી થશે.

સત્સંગથી ઉત્તમ જ્ઞાન મળે છે, હમેશાં ગુણ ગ્રાહી થવું, જ્યાંથી મળે ત્યાંથી સાર ગ્રહણ કરવો.

પતિ પ્રત્યે અપ્રીતિ રાખનાર સ્ત્રીની સોબત બીલકુલ ન કરવી.

પુત્રીનું સૌભાગ્ય દરેક સ્ત્રીએ ઇચ્છવું જોઈએ અને ત્હેને રીસમાં પણ 'રાંડ' 'રાંડ' એવા અયોગ્ય શબ્દો ન કહેવા જોઈએ. મતલબ નીતિવચનો કહી પુત્રીને સુધારવી એજ સન્નારીઓનું કર્ત્તવ્ય છે.

પતિની હાલત ગરીબ હોય તો પણ ત્હેને માટે હલકો વિચાર લાવી પ્રેમ ઓછો કરવો તે કુલીન સ્ત્રીઓને ઘટે નહિં.

જો ત્હમે સાસુનો માન ભર્યો દરજ્જો ભોગવતાં હો તો ઘરના તથા કુળના ઉદય માટે ઘરમાં આવતી નવી વહુ તરફ માયાળુ વર્તન રાખો.

મા બાપની શીખામણથી સુશિક્ષિતા થયેલી કન્યાઓને પોતાની યોગ્યતા કે અયોગ્યતા બતાવવાનો સમય સાસરવાસમાંજ આવે છે.

શ્રીમંત પિતાની પુત્રી હોય તોપણ ત્હેણે ગરીબ સાસરામાં ગરીબજ દેખાવું જોઈએ.

સાસરિયામાં સર્વ સાથે સલાહ સંપ રાખી હેત રાખવું.

નણંદોને બ્હેનો સમાન ગણવી અને તેમનાપર પ્રીતિ રાખવી, યુવતિઓએ જે સ્વતંત્રતા મળી હોય તેનો સદ્ ઉપયોગ કરવો.

અણ મુલાં આભૂષણ તણો, થાયે જો ત્હમને શોખ;
ગુણવંતમાં ગણુના થઇ, કદિ વ્યાપે નહિ મન શોક.

નટવરલાલ ક. ટાઇપિસ્ટ.

# ખોટી નાજુકાઈ.

આજ કાલ આપણી સ્ત્રીઓમાં એક નવીન પ્રકારનો પ્રચાર નિકળયો છે. તે પ્રચાર એટલો તો દૃઢતાથી અનુસરવામાં આવ્યો છે જે તેનાં પરિણામ હાલમાં ઘણાંજ માઠાં આવ્યાં છે. મ્હારી પડોશમાં એક સાધારણ સ્થીતિનું કુટુંબ રહે છે. કુટુંબમાં પતિ પત્નિ અને વૃદ્ધ માતા એટલાંજ છે. પતિ ઘણો સુજ્ઞ અને વિદ્વાન છે. જ્ઞાતિએ બ્રાહ્મણ છે. ગ્રેજ્યુએટ થએલો છે; અને એક સરકારી નોકરીથી પોતાનું ગુજરાન ચલાવે છે. માતા બીચારી જુના સંસ્કાર વાળી છે. રોજ પ્રાતઃકાળમાં વહેલા ઉઠી નાહી ધોઇ દેવ દર્શણ કરી આવી પૂજામાં બેસવું તે ઠેઠ બાર ઉપર બે વાગે પરવારવું. પછી ભોજન કરી પોતાનો અવશેષ રહેલો કાળ કથા વાંચવામાં કાઢવો. પત્નિ પણ એક ખાનદાન કુટુંબની કન્યા છે. ઘણી ડાહી અને હસમુખી છે. પોતાના કામકાજમાં તત્પર રહે છે, અને વૃદ્ધ સાસુજી તથા પોતાના પતિની એક નિષ્ઠાથી સેવા કરે છે. પરંતુ આ બધા સુખમાં તે બિચારી સર્વદા માંદીજ રહે છે. કોઇ દીવસ તાવ તો કોઈ દીવસ ઉધરશ તો કોઇ દિવસ છાતીમાં સણકા આમ હરરોજ ચાલ્યાંજ કરે છે. એક સમયે ભોજન પ્રસંગે હું ત્યાં જઈ ચઢયો. જોયું તો માતા પૂજાથી પરવારી જમવા બેઠાં છે. અને પત્નિ સ્હામી બેઠી છે. થોડીવારમાં ડોશી જમી રહ્યાં અને મ્હારી અજાયબી વચ્ચે પત્નિ કાંઈ પણ જમ્યા વગર અબોટીયું બદલી અન્ય ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઇ. " કેમ આજે ત્હમારે જમવું નથી ? " એમ પૂછતાં તેણે જવાબ આપ્યો " નારે મ્હારાથી તે કીયે દહાડે ખવાય છે. આ ગઇ રાતે માતુઃશ્રીએ ઘણો આગ્રહ કરી જમવા બેસાડી તે મ્હેં એકજ ચોપડાનો કડકો ખાધો તેમાં તો ગઇ રાતની આ પડખામાં શુળ આવ્યા કરે છે; અને સ્હવારનું માથું ચઢયું છે. જો હું ન ખાઉં તોજ મ્હારે શરીરે સારૂં રહે છે "

ઘણા આશ્ચર્યથી દિઙ્મૂઢ થઇ હું તો વિચાર કરતો ઘેર આવ્યો. શા કારણથી આવો રોગ થયો હશે ? ખાવાનું તો મનુષ્ય માત્રને જોઈએ. તપાસ કરતાં એમ માલૂમ પડયું જે નાનપણમાં બાઈ સાહેબ જ્યારે પોતાના પિતાને ત્યાં હતાં ત્યારે કોઇએ એમના મગજમાં એવું ઠસાવ્યું હતું જે જેમ થોડું ખાઇએ તેમ શરીરનું સૌન્દર્ય તથા નાજુકાઇ વધે છે. " અકરમીને અહાર ઘણો " આ વાક્ય તેના અન્તઃકરણમાં કોતરાઇ રહ્યું હતું. તેથી પ્રથમતો અહાર ઠીક હતો પરંતુ દિવસે દિવસે તેણે ઓછો કરવા માંડયો. કોઇ કોઇ વખત તો ભૂખથી ન રહેવાતું ત્યારે મમરા ચણા કે મગજના લાડુ સારી પેઠે આરોગી લેતી. વળી તેમ ન બને તો ન્હાના પ્યાલા પેટમાં ઠાલવતી અને તે પણ ન બની શકે તો પાણી પીને ક્ષુધાને શાંત કરતી. આમ કરવાથી જઠરાગ્નિ ઘણો ક્ષીણ થઇ ગયો. તેથી જ્યારે પરણીને સાસરે આવી ત્યારે તો તેના શરીરમાં રોગે ઘર ઘાલ્યું તે એટલે સુધી જે કાંઈ ન ખાય ત્યાં સુધી સારૂં રહે પરંતુ ખાધુ કે તરતજ શરીરની પ્રકૃતી બગડે. તેથી તેને આખો દિવસ ન્હાના પ્યાલા ઉપરજ કાઢવો પડતો. આજ કાલ તે બાઇની સ્થીતી એટલી તો ખરાબ થઇ ગઈ છે જે તે સાવ ખાટલે વશ છે. તેના પતિને ટુંકા પગારમાં દાક્તરના બીલો ભરવા પડે છે. ડોશી આ ઉપાધીથી સદા ચીંતાગ્રસ્ત રહે છે અને પુત્રના સંસારમાં વિઘ્ન ન આવે તે

ઇશ્વર પાસે યાચના કરે છે. આ ખોટી નાજુકાઇને સૌદર્યે ઘણુ ધાર્યો છે. હવે એ બાઈ ખાટલામાંથી ઉઠે ત્યારે ખરી.

આવા દાખલાઓ આજકાલ ઘણા જોવામાં આવે છે. એક વખત કેટલીક છોકરીઓને મ્હેં એમ વાતો કરતાં સાંભળી કે “ પાશેર ખાય તે પદ્મણી, અચ્છેર ખાય તે હંસણી, ને શેર ખાય શંખણી. ” તેમાંથી એક બોલી ઉઠી, બ્હેન ! ખાધા વગર તે કેમ ચાલે ? આપણે તો પદ્મણી નથી થવું બા ? ખાવા તો જોઇએ. આ રાત દીવસ સાસરે વૈતરૂં કરવું પડે છે ને તેમાં માદાં પડીએ તો આપણે આપણા જીવનાં જઇએ. ધણી તો બીજી પરણીને બેસે. સમજી. આપણને તો બે વખત પેટ ભરીને ખાવા જોઈએ. ”

બાલિકાઓની આવી વાતો ઉપરથી એમ સમજાય છે, જે તેમના મગજમાં પણ ખોટી નાજુકાઇએ વાસ કર્યો છે. આપણા દેશની હવાને અનુકુળ જો બે વખત નિયમીત અહાર લેવામાં આવે તો શરીર ઘણુંજ સારૂં રહે છે. બાકી ખોટી ટાપટીપ તથા નાજુકાઈ વધારવા માટે થોડો અહાર તદ્દન શરીરને નુકશાનકારક છે. ‘ બ્હેન તો થોડુ જમે છે અગર સૂક્ષમ ખાય છે. ’ તે વાક્ય જ્યાં સુધી અનર્થના રૂપે નથી લેવાયું ત્યાં સુધી સ્ત્રીઓની શારીરિક સ્થીતિ તો ખરાબજ રહેવાની. આ અનર્થનાં બીજ પ્રથમ શ્રીમંત લોકોમાં વવાયાં હોય તેમ જણાય છે. મોટાની છોકરીઓને પોતાના બાપને ત્યાં ભાગ્યેજ ઘરનું કામ કરવું પડે છે કારણ તેમને ત્યાં નોકર ચાકરની ખોટ હતી નથી. તેથી તેમની મનોવૃત્તિઓ શરીરને સુંદર તથા મોહક કરવા તરફ દોડે છે, વળી મોટાના ઘરની છોકરીઓને દિવસના બે વખત અહાર ઉપરાંત ટીફીન તથા ન્હા ઉપર સારો હાથ હોય છે તેથી તે બે વખત નિયમીત રીતે જમવાની ટેવ ચુકી જાય છે. કર્મ સંજોગે જો નિર્ધન પતિ મળ્યો તો તે ટેવ ત્યાં રહી શકતી નથી તેથી તેનાં પરિણામ ઘણાંજ ખરાબ આવે છે. મોટા માણસોની છોકરીઓનો ચેપ ગરીબ માણસોની છોકરીઓને ઘણોજ નાશકારક નિવડયો છે. તેમનું જોઇને કરવા જતાં સાધન વગર ઘણી બાલિકા પ્રાણઘાતક રોગને વશ થઈ જાય છે. જે ખોરાકથી ધનવાન લોક પોતાની પુત્રીઓને લાલનપાલન કરી ઉછેરે છે તે ખોરાક ગરીબ લોકોને મળી શકતો નથી. તેઓ તો ફકત ફલાણા માણસે આમ કર્યું અને આમ પરિણામ આવ્યું તેજ જુએ છે. પછી તેને કેવા સંજોગ હતા તેવિષે વિચાર કરતા નથી.

કેટલીક સ્ત્રીઓ તો વળી એમ ધારે છે જે જેમ વધારે ખાઇએ તેમ શરીર જાડુ તથા કદરૂપ થાય; આ વિચારથી પણ પોતાનો અહાર ઓછો કરી નાંખે છે. કેટલીક જમતી વખતે ઘણુંજ થોડું ખાઇ લેછે, પરંતુ જ્યારે કોઇ ન હોય ત્યારે પોતાની ઇચ્છા પ્રમાણે ખાઇને જઠરાગ્નિને શાંત કરે છે. કેટલીક વ્હેમી સ્ત્રીઓ ‘ નજરાઇ જઇએ, ’ એ બીતિથી ન્યાતના જમણોમાં પેટપૂર જમતી નથી. આવા અનેક દાખલા આધુનિક જનમંડળમાં ઘણી વખત દેખાઇ આવે છે. સૌન્દર્યતા તો આવતીજ નથી પણ ફકત દિવસે દિવસે હાડકાંને ચામડીજ રહે છે. માટે સુજ્ઞ બહેનોને વિનંતિ છે જે ખોટી નાજુકાઇ મેળવવાને માટે નિયમિત અહારનો ત્યાગ નહી કરો તો લેખક પોતાને કૃતકૃત્ય માનશે.

આધ્યાત્મિક.

# સ્વાગતમન્દિર.

**પ્રાચીન પુરાણોની બાલબોધક વાર્તાસંગ્રહઃ*** આ ન્હાનું પણ ઉપયોગી પુસ્તક શ્રીમંત ગાયકવાડ સરકારના દેશી કેળવણીખાતા તરફથી પ્રકટ કરવામાં આવ્યું છે. પૌરાણીક વાર્તાઓનો સારો સંગ્રહ કરવામાં આવ્યો છે. જેમાં દઢ ભક્તિ, ગુરૂભક્તિ, માબાપની સેવા, પતિભક્તિ, સંસારમાં રહીને અલગ રહેવું, પરોણાચાકરી, ક્ષમા, સત્ય, પરમાર્થ, પરોપકાર, દાન, શરણાગતનું રક્ષણ, ઉદ્યોગ, ધૈર્ય, ખાડો ખોદે તે પડે, ઉપકારને બદલે અપકાર, ખરૂં સુખ પુત્ર થવાથી નથી, તથા અભિમાનનાં દષ્ટાંતો આપવામાં આવ્યાં છે.

બાળક છોકરા છોકરીને અને થોડું કેળવણી પામેલી સ્ત્રીઓને આ વાતો વાંચવાથી આપણા પૌરાણિક સમયનો સામાન્ય ખ્યાલ મગજમાં આવી જશે પુરાણોની અતિશયોક્તિ ને ગુંચવણોથી આ વાતોને બન્યું ત્યાં સુધી દૂર રાખવામાં આવી છે. તે પ્રમાણે કરવામાં સંગ્રહકર્તાની સૂક્ષ્મ બુદ્ધિ તાદશ થાય છે. દરેક હિંદુગૃહમાં આ પુસ્તક રાખવા જેવું છે. અને સંગ્રહકર્તાને આવા સ્તુત્ય પ્રયાસ માટે ધન્યવાદ આપીએ છીએ.

**વહેમખંડન ×**—શ્રીમન્ત ગાયકવાડ સરકાર પોતાની પ્રજાની ઉન્નતિને માટે ઘણો પ્રયાસ કરે છે. ખોટા વ્હેમથી ગુર્જર પ્રજાની ઉન્નતિ નથી થતી, માટે તેના ખંડનની આવશ્યકતા છે. તેજ ઉદ્દેશથી લેખકે આ પુસ્તક લખ્યું છે. પુસ્તકમાં જાતજાતના વ્હેમનાં વર્ણન આપવામાં આવ્યાં છે. તેનું માત્ર આધુનિક રૂપજ વર્ણવામાં આવ્યું છે તેને બદલે તેનું ઐતિહાસિક મૂળનું સંશોધન કરી વ્હેમનું ખંડન કરવા યત્ન કર્યો હત તો ગ્રંથ વધારે ઉપયોગી ને અસરકારક થાત. "અમુક વ્હેમ છે તે ખોટો છે માટે ન માનવો," એમ કહેવાથી મનુષ્યોના મન ઉપર અસર થઇ શકતી નથી. વ્હેમોનાં સ્પષ્ટીકરણ વધારે કરવાની જરૂર હતી. વ્હેમ કાંઇ આપણાજ દેશમાં પ્રસરેલો છે એમ નથી. આખી પૃથ્વીમાં તે જુદા જુદા રૂપે પ્રસરેલો છે. જેમ જેમ મનુષ્યો કેળવાતાં જાય છે તેમ તેમ અજ્ઞાનરૂપી તિમિર દૂર થતું જાય છે. જેમ જેમ ઇશ્વર ઉપર શ્રદ્ધા વધતી જાય છે, તેમ તેમ ખોટા વ્હેમો દૂર થતા જાય છે. એકંદર પુસ્તક સારૂં છે, લેખકે સારો પ્રયાસ કર્યો છે, છતાં આ વિષય ઉપર વધારે સ્પષ્ટીકરણ કરવાની જરૂર જણાય છે.

સુમિત્ર, બન્ધુસમાજ.

નીચેનાં પુસ્તકોનો બન્ધુસમાજ ઉપકાર સાથે સ્વીકાર કરે છે—

ઔરંગઝેબનો ઉદય, દક્ષિણ યાત્રા, વિશ્વવિલાસ ભાગ ૨, મધુકર, સંસારમાં સ્વર્ગ, પ્રવાસ પુષ્પાંજલિ, સદ્‌ગુણી સુશીલા, તથા વિજયપ્રવર્તક પ્રેસનું પંચાંગ.

---

* સંગ્રહકર્તા સૌ. શારદાગૌરી સુમન્ત મહેતા, બી. એ. કિંમત રૂ. ૦–૮–૦

× કર્તા રા. હીરાલાલ નરભેરામ ભટ. કિંમત ૦–૮–૦.

૨૩૪ રા. ખંડુભાઇ ભીમભાઇ ,,
૨૩૫ રા. નારાયણભાઇ હરિભાઇ ,,
૨૩૬ રા. જેઠાભાઇ મૂળજીભાઇ ,,
૨૩૭ રા. ગોવિન્દલાલ નરભેરામ બી.એ. એલ.એલ. બી. ,,
૨૩૮ રા. હિરાલાલ રણછોડદાસ ,,
૨૩૯ રા. લીલાધર સુન્દરજી ,,
૨૪૦ મીસીસ કેશરબાઇ ,,
૨૪૧ રા. ઝીણાભાઇ ભીમજીભાઇ ,,
૨૪૨ રતનબાઇ લાલજી ,,
૨૪૩ રા. સાકરલાલ હરિલાલ ,,
૨૪૪ રા. રમણિકલાલ નરસીલાલ ,,
૨૪૫ રા. પરશોતમ ગોપાળદાસ ,,
૨૪૬ મીસીસ કાશી ગવરી મજ્જર ,,
૨૪૭ સૌ. હિરાબાઇ ,,
૨૪૮ રા. કરશનદાસ પિતાંબર ,,
૨૪૯ રા. ભીમજી નારણજી દલાલ ,,
૨૫૦ રા. ચુનીલાલ વ્રજભુખણદાસ અમદાવાદ
૨૫૧ રા. યશવંતરાય વજેશંકર મુંબઇ
૨૫૨ બ્હેન લીલાવતી ,,
૨૫૩ દેસાઇ માધવલાલ સંતોકરામ ,,
૨૫૪ રા. ભવાનીદાસ નારણદાસ મુંબાઇ
૨૫૫ બ્હેન બચુબાઇ ,,
૨૫૬ બ્હેન જયકુંવર બોટાદ.
૨૫૭ રા. મણિલાલ નાગરદાસ ધંધુકા.
૨૫૮ રા. યશવંતરાય નથુરામ મુંબાઇ.
૨૫૯ બારશેડા લાયબ્રેરીના સેક્રેટરી ખાનદેશ.
૨૬૦ રા. એન એ. શાહ સોનગઢ
૨૬૧ રા. મોતીલાલ ગંગાદાસ મુંબઇ.
૨૬૨ ડૉ. આર. જે વેદાન્તી ,,
૨૬૩ સૌ ચતુરલક્ષ્મી ,,
૨૬૪ રા. મોહનલાલ ઉજમશી શાહ રંગુન.
૨૬૫ રા. તુળશીભાઇ જસરાજ બી.એ. એલ. એલ. બી. ધંધુકા.
૨૬૬ રા. નાથાલાલ શીવલાલ નડીયાદ.
૨૬૭ રા. ઇશ્વરલાલ ધીરજરામ મુંબાઇ.
૨૬૮ બ્હેન મીઠીબાઇ બી. નાથુદાસ કલકત્તા
૨૬૯ રા. રમણિયરાય ગો. ત્રીપાઠી મુંબઇ
૨૭૦ રા. કે. જે. ચીતલીયા કરાંચી.
૨૭૧ રા. ચુનીલાલ ગુલાબચંદ મુંબાઇ
૨૭૨ રા. ચમનરાય હરરાય અમદાવાદ
૨૭૩ રા. નંદલાલ નાથાલાલ ,,
૨૭૪ રા. મોરારજી આનંદજી ભાવનગર
૨૭૫ રા. ગુલાબચંદ આનંદજી ,,
૨૭૬ રા. ત્રીકમલાલ કલાભાઇ બી.એ. ,,
૨૭૭ રા. રાયચંદ ફતેચંદ ,,
૨૭૮ રા. મોતીચંદ ગીરધર ,,
૨૭૯ બ્હેન ચંદન અમરચંદ ,,
૨૮૦ રા. કુંવરજી આનંદજી ,,
૨૮૧ સૌ. કુસુમકુમારી ,,
૨૮૨ રા જનુભાઇ અચરતલાલ બી.એ. નડીઆદ
૨૮૩ સૌ. ચંદ્રબા અમદાવાદ
૨૮૪ રા. ભાસ્કરરાવ વીઠલદાસ મહેતા એમ. એ. એલ. એલ. બી. મુંબાઇ.
૨૮૫ રા. પરજન્યરાય વૈકુંઠરાય મેઢ અમદાવાદ

## સાતમા વર્ષ પેટે.

૮ રા. મણિલાલ હીરાલાલ બાંદીકુઇ.
૯ રા. દુર્લભદાસ કે અધારામ મોરીશસ.
૯ ડૉ. પરમોદરાય. કુશલગઢ
૧૦ રા. એચ. એચ. રાવળ કંપાલા
૧૧ મીસીસ વીરમતિ નટવરલાલ મુંબાઇ.
૧૨ રા. ગીરજાશંકર બાં. ત્રિવેદી બાન્ડા.
૧૩ બેન નર્મદા, કપડવણજ
૧૪ રા. મેતુભાઇ દિ. ભાવનગર.
૧૫ ગાંધી ચીમનલાલ અંબાલાલ મહેમદાવાદ
૧૬ રા. ભાનુપ્રસાદ નાનાભાઇ કડી.
૧૭ દેસાઇ હીરાભાઇ કાળીદાસ વડોદરા
૧૮ રા. રવિશંકર ગણેશજી માંગરોળ.
૧૯ બ્હેન પારવતી કતારગામ.
૨૦ અ. સૌ. નાથી કુંવર વેરાવળ.
૨૧ રા. કેશવલાલ શીવલાલ પાન્દુ.
૨૨ ઉત્તરસદ લાયબ્રેરી દા. શિવાભાઇ ઉત્તરસદ
૨૩ રા. આર. જી. વેદ એન્ટીબી
૨૪ રા. અંબુભાઇ ગાંડાભાઇ અમદાવાદ

રા પી મી પ્રુગ રીબડા.
રા ઓચ્છવલાલ મગનલાલ સાબરમતી
રા. મોહનલાલ એન દેશાઇ મુબાઇ
રા. નારાણજી કે. દેશાઇ મોરીશિયસ
મીસીસ જી કે. ઉપાધ્યાય ધોરાજી
રા ક્રે કે. ઠાકોર. કરજત.
રા હરગોવીંદ દુર્લભદાસ મોતમીન
કપોલ મીત્રમંડળ લા. દ જેશંકર મહુવા
મીસીસ ત્રીવેણી બ્હેન કલકત્તા.
રા ચુનીલાલ ભુલાભાઇ કઠલાલ
રા સનુભાઇ ભગવતરાય અમદાવાદ
રા. ચીમનલાલ સારાભાઇ ,,
બ્હેન ઝબુ સાનંદ. મુંબાઇ.
રા છગનલાલ શીવશંકર મહેસાણા
બ્હેન નાથી લાભશંકર કપડવણજ
રા મણિલાલ નાગરદાસ ધંધુકા
મીસીસ પી બી શુકલ વડોદરા
મી વીરૂમલ એચમલાની કરાંચી
રા ઉધ્યમલ સંતરામદાસ ,,
બ્હેન ઇશ્વરબા અમદાવાદ
૪૫ રા. મુળજી ગણેશજી દુબલ રતનાગીરી
૪૬ રા મણિલાલ નાગરદાસ આબુ
૪૭ રા એન એ શાહ સોનગઢ
૪૮ દેશાઇ માધવલાલ જેચંદ મુંબાઇ
૪૯ મકરપુરા સરક્યુલેટીંગ લાયબ્રેરી. વડોદરા.
૫૦ પા મગનભાઇ હરિભાઇ પેટલાદ
૫૧ ધર્મજ નેટીવ જ્યુ (હા મ ક) ,,
૫૨ મીસીસ નેત્રમણિ મુંબાઇ.
૫૩ રા વિષ્ણુપ્રસાદ જીવણતરામ જામનગર
૫૪ રા. નાથાલાલ શીવલાલ નડીયાદ
૫૫ રા શીવશંકર નરસી મુંબાઇ
૫૬ અ સૌ બ્હેન લહેરી ,,
૫૭ અ સૌ બ્હેન જયાકુંવર ,,
૫૮ બ્હેન મણુ મોતીલાલ અમદાવાદ
૫૯ રા પ્રભાશંકરરાય વૈકુંઠરાય મેહ ,,
૬૦ રા બા ચમનલાલ હરરાય ,,
૬૧ રા જમશાઇ બ્હાનાભાઇ ,,
૬૨ રા નટલાલ નાથાલાલ રાવળ ,,
૬૩ રા હિંમતલાલ જેચંદ સોલાપુર
૬૪ અ સૌ ચંદ્રમા અમદાવાદ
૬૫ મિસિસ ભીમજી વલ્લભદાસ તીરૂપુર મદ્રાસ
૬૬ મુંબાઇ બન્ધુસમાજના સેક્રેટરી કલકત્તા

---

## "સુન્દરીસુબોધ"ની પાંચમા તથા છઠ્ઠા વર્ષની ભેટ.

તૈયાર છે. **વાર્તાલહરી.** તૈયાર છે.

(૩૦૦ પાનાનું દળદાર પુસ્તક)

તા. ૧ લી સપ્ટેંબર ૧૯૦૯ થી વ્હેંચાવા માંડી છે. બ્હારગામના ગ્રાહકો જેઓએ પાંચમા અને છઠ્ઠા વર્ષનાં લવાજમ નહી મોકલ્યાં હોય તેમને પહેલી સપ્ટેંબરથી વી.પી.થી ભેટનું પુસ્તક મોકલવામાં આવેછે. જેઓએ મનીઓરડરથી લવાજમ મોકલી આપ્યાં છે તેઓને વાર્તાલહરી મોકલી આપી છે. જેઓને ન મળી હોય તેમને અત્રે ખબર કરવા વિનંતિ છે.

### સ્થાનિક ગ્રાહકોને વિનંતિ.

જેઓએ લવાજમ ન ભર્યાં હોય તેઓએ મહેરબાની કરી, રાયપરમાં કામેશ્વરની પોળ પાસે "સુંદરી સુબોધ ઓફીસ" માં રવિવારના ૮ થી ૧૦ વાગ્યા સુધી લવાજમના પૈસા ભરી જવા. જેઓ તરફથી લવાજમનાં પૈસા નહિં આવે તેઓના ઉપર ચ્હડેલાં લવાજમ તથા વી. પી. ખર્ચ સાથે ભેટનું પુસ્તક વી. પી. થી મોકલવામાં આવશે, જે સ્વીકારવા અમારા સુજ્ઞ ગ્રાહકો મ્હેરબાની કરશે. લવાજમ માસ આખર સુધી કેટલું બાકી છે તેની ખબર સર્વ સ્થાનિક સભાસદોને આપવામાં આવી છે.

### સાતમા વર્ષની ભેટ.

## ગીતમાળા ભાગ ૨. (તૈયાર થાય છે.)

### બન્ને ભેટો બાબતની વ્યવસ્થા.

વાર્તાલહરી બે વર્ષ માટેનું ભેટનું પુસ્તક છે; તેથી જેઓનો બે વર્ષની ભેટ મેળવવાનો હક હશે તેમનેજ આ પુસ્તક મળી શકશે. જેઓ છઠ્ઠા વર્ષથી પત્રના ગ્રાહક થઈ સાતમા વર્ષ માટે ચાલુ રહેવા માગતા હશે તેમને પણ તે બન્ને વર્ષ પેટે આ પુસ્તક મોકલી આપવામાં આવશે. પરંતુ જેઓ માત્ર પાંચમા, છઠ્ઠા કે સાતમા—એકજ વર્ષના ગ્રાહકો હશે તેમને ઉપર જણાવેલી ગીતમાળા ભાગ ૨ જો તૈયાર થયે મોકલી આપવામાં આવશે. સર્વ બાબતનો પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

મંત્રી, બન્ધુસમાજ. સુન્દરીસુબોધ ઓફીસ, અમદાવાદ.

---

નીચે જણાવેલા નિબંધો તથા પુસ્તકોનો બન્ધુસમાજ ઉપકાર સાથે સ્વીકાર કરે છે.

ત્રીજી સાહિત્ય પરિષદ્ વખતે છપાયલા બધા નિબંધો પરિષદ્ના સેક્રેટરી સાહેબ તરફથી આવેલા તે, તથા રા. ચંદ્રશંકર તરફથી "યુનિવર્સીટીના અભ્યાસક્રમમાં ગુજરાતીને સ્થાન", તેમજ શાસ્ત્રીજી દાધીરામભાઈ તરફથી "સ્ત્રીઓનું સાહિત્ય", તેમજ સૌ. જમનાબ્હેન સક્કઈ તરફથી પ્રકટ થયેલી "સ્ત્રીઓની ગરબાવળી", રા. વિનાયકરાવ તરફથી પ્રકટ થયેલી "તીર્થયાત્રા", તથા રા. સુરજી દુર્લભજી વેદ તરફથી "ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળની સંસારીઓને નવા વર્ષના બે બોલ", તથા "નિજ કુંજ", રા. ડાહ્યાભાઈ બાલકૃષ્ણ તરફથી "લગ્ન."

### અભિનંદનપત્રિકાઓ.

બન્ધુસમાજના સ્નેહીઓ, મુરબ્બીઓ તથા મિત્રો તરફથી નૂતન વર્ષની અભિનંદનપત્રિકાઓ આવી છે તેનો સ્વીકાર કરતાં સમાજ આનંદ સાથે ઉપકાર માને છે; અને સમાજે ઉપાડેલા કાર્યમાં તેઓને સહાયતાની, તેમજ પરસ્પર બાન્ધવભાવ વધારવાની પ્રાર્થના કરે છે.

મંત્રી. બંધુસમાજ.

# સુન્દરી સુબોધ

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમા કહીએ તે "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા "શક્તિમતીઅને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," પતિભક્તિપરાયણ થઇ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આતર્ ઉલ્લાસોની ઉર્મિઓમા પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમા ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે "સ્ત્રીવિના ગૃહ નથી ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી. . "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે

વર્ષ ૭ મું.] ઈ. સ. ૧૯૦૯ નવેમ્બર-આશ્વિન, વિ.સં. ૧૯૬૫. [અંક ૩ જો.


## ज्ञानसुगन्ध.

### धार्मिक केळवणी.

डॉ. कुसुमकान्त—तमारो विचार उत्तम छे, छतां तमारी दृष्टिमर्यादा पदली टुकी न करी नांखवा तमाम धर्मनी, वर्णनी स्त्रीओए एकठी थइ, जनमडळ शी रीते सुधारवु तेनो विचार करवो. अन्य ज्ञाति, धर्म छतां आपणे एकज प्रभुनां बालक छीए ए वात सहमजवानी खास जरुर छे. जुदा जुदा धर्मोथी, ने तेने लीधे थता कलहथी आपणा देशनी पायमाली थइ छे अने अत्यारे संपनी, एकथवानी बहु जरुर छे ज्यारे स्त्रीओ समजशे के आपणे एकज ईश्वरनां बालक छीए, त्यारे पुरुषोने एम सहमजवामां ज्ञाझो वांधो नहीं आवे मारु तो मानवुं एम छे, के कां तो सामान्य एकज धर्म होवो जोइए, अगर समुळगो धर्मज न होवो जोइए

मनोरमा—व्हाला, एम केम बोलो छो? धर्म एतो मनुष्यनु जीवन छे. अने खरा धर्मने अभावे तो आपणी आटली बधी अवनति थइ छे. तमे गमे एम कहो, पण धार्मिक केळवणी वगर मन उपर अंकुश नथी रहेतो. कारण

जो धर्मने कोरे मुकीए, तो आपणुं मन अर्थ, अने काम तरफ दोडे छे. हवे तमे पोतेज कहो के पैसा कमावा अथवा तो पैसाथी प्राप्त थतां सुख भोगववां एज शुं जीवन हेतु छे! में तो नजरे दीठुं छे के धार्मीक वृत्तिओ शिथिल थतां, प्रजा वर्णसंकर जेवी थाय छे, मात्र आर्थिक सुखने इच्छे छे, दुःख सहन नथी करातुं, स्वार्थ साधवा गमे तेवां कृत्यो करे छे, जुठुं बोलवुं एमां बहादुरी माने छे. टुंकामां, धर्म वगर मनुष्यो पायमाल थइ जाय छे. ते पोते पोतानी पायमालीनुं खरुं कारण स्हमजी शकता नथी. माटे धर्म कोरे मुकीने वात करवानी नथी.

## विधवा विवाह.

डॉ. कुसुमकान्त—हुं तो एज मतनो छुं के विधवाओए पुनर्लग्न करवां. मारी पासे तो बीजी वांत छेज नही. कोइना हाथ के पग सडता होय ने तेथी एना जीवनी धास्ती होय तो, ते सडेलुं अंग अमे तो झट दइने कापी नांखीए. तेमज विधवानां पुनर्लग्न न थवाथी जो जनसमाजनी स्थिति बगडती होय तो तेओए तेवां लग्न करवां. एमां वळी मतमतांतर शुं ? जेम पुरुषो पोतानी सवड माटे बीजीवार परणे छे, तेम स्त्रीओए शा माटे नकरवुं ?

मनोरमा—दाक्तर, ए गहन विषय छे. स्त्रीओनी अंतर वृत्ति केवी छे, ते तेओज स्हमजी शके छे. तमे तमारा पुरुषना कायदा घडो, अने अमे अमारा कायदा घडीए, त्यारेज खबर पडे. अमने स्वतंत्रता आपो, एटले अमने स्वतंत्र विचार करवा जेटलुं ज्ञान आपो. पछी अमे जेम योग्य लागशे तेम वर्तीशुं. पुरुषो सर्व हक्क स्वाधीन करीने बेठा छे, पछी कोइक वेळा महेरबानी दाखल स्त्रीओने पुनर्लग्ननी हा कहे छे, तो कोइ वळी गांठनुं खोवाइ जतुं होय तेम ना कहे छे, आमां स्त्रीओए शुं करवुं तेनी मने तो स्हमजण नथी पडती. धर्मशास्त्रमां तो बन्ने व्हारी छे. कोइक लग्न करवानी हा कहे छे, त्यारे कोइक ना कहे छे. पण धर्मशास्त्र करनारा ए हता कोण, पुरुष के स्त्री ?

रा. सुमित्रकृत " अलक्ष्यज्योति. "

# કાવ્યકુંજ.

## દ્વિજ જીવનને દ્વારે.

મૃદુ હૃદયની જાગો ! જાગો ! મીઠી નવ ભાવના !
હૃદુપવનની વાધો ! વાધો ! નવી કૂમળી લતા !
દિલચમનની ખીલો ! ખીલો ! સુહાગી કલી સદા !
સુમન સુરભી ! મ્હેકો ! મ્હેકો ! પૂરેપૂરી સર્વદા !
ભવ ઉદધિમાં નાચો ! નાચો ! નવૂં નવૂં નાવડાં !
અમરવનમાં ગાજો ! ગાજો ! નવાં ઉર–પંખીડાં !
કુદરત તણો પીવો–પાવો નવો રસ, બાલુડાં !
પ્રણય રસમાં ન્હાવૂં ! ન્હાવૂ ! નવાં બની ઘેલડાં !
પરમ પ્રભુ ઓ ! આવૂં આવૂં ! પ્રદેશ નવીનમાં !
હૃદયબલ કૈં બાકી બાકી રહ્યું નથી દીનમાં !
પુરુષ ! પ્રભુ હો ! શેતો–ટ્હોતો ! હૂં પ્રકૃતિ પામવા–
દ્વિજ જીવનનું, માગું માગૂ ! તે દ્વાર ઉઘાડવાઃ–
‘ કુદરત તણા નીલા લીલા નવા સુર સાંભળૂં :
‘ અસુરૂં બનવૂં છોડી છોડી નવા સુરમાં ભળૂં :
‘ અમર શિશુની* ઓથે ઓથે નવૂં કંઇ ચાલવૂં :
‘ નયન નમણૂં–મીંચી મીંચી–નવીન ઉઘાડવૂં :
‘ ઉરઅટવિમાં ઊંડૂં ઊંડૂં તપોવન સ્થાપવું :
‘ અજબ ધુનીએ છૂપૂં છૂપૂ નવૂં તપ તાપવૂં :
‘ તિમિર ગઢ આ તોડી તોડી નવૂં ડગ માપવૂં :
‘ નવીન થઈ જ્યાં ઝાંખી ઝાંખીઃ તહીંજ પ્રયાણવૂં :
‘ સહુ સ્થૂલ તણી બાંધી બાંધી હવા થકી છૂટવા :
‘ હૃદય શઢને ચીરી ચીરી ભરી પવને નવા :
‘ કંઇ કંઇ જહીં થાકી થાકી હવે ન ચહે જવા :
‘ અગમ શિશુ તો દોડે દોડે મુસાફિર ત્યાં થવા :
‘ સ્થલ સમયનાં જૂઠાં જૂઠાં બધાં પડ ઊખડે :
‘ નયન પડદા ભેદે ભેદે દિવાલ બધી પડે :
‘ જગત ભમતાં ખૂઠાં ખૂઠાં ન તીર કશાં નડે :
‘ નવીન નૂર કૈં લાધે લાધે ! નવી ગતિ સાંપડે :
‘ નવલ ધવલી રેલી રેલી અહીં ઉર ચન્દ્રિકા !

---

* અમર શિશુ—c. f. " The Immortal Child· Love. "

' અવનવાં કંઇ દીપે દીપે હવે અરૂણ પ્રભા :
' રમણીયપણું રૂડું રૂડું નિહાળી શકું નવું :
' કૃપણ ઉર આ ત્યાગી ત્યાગી અતીત હવે થવું :
' ગતિ પલટતાં ધીમે ધીમે ય ભાનુમુખી થવું :
' અમરવનનું જુદું જાદુ ભર્યું કુલડું નવું :
' નિજપણુ બધું હોમી હોમી પતંગ બની જવું :
' હૃદયદ્યુતિમાં પ્રેમે પ્રેમે પરાત્પર પ્હોંચવું :
' નવીનમયતા ! ભેટી ભેટી ! તહીં સહકારવું :
' પ્રભુમય થવા સ્નેહે સ્નેહે તહીં સહચારવું : ?
' શરીરમયતા ગાળી ગાળી તહીં સમરૂરવું :
' બહુ બહુ પણું ટાળી ટાળી નવું ફરી જન્મવું :
' ત્રુટિત થયલું ! ત્હેને ત્હેને જ શાશ્વત સાંધવું :
અમરરસનું દૈવી દૈવી સુરામૃત આપવું :
અગમ ગગને પાકું પાકું ય મન્દિર બાંધવું :
' નવલ રવિનું જ્યોતિ ! જ્યોતિઃ સનાતન સ્થાપવું :
' નવીન નૂર ત્હેં દીધું દીધું ! પિછાન કરાવવા-
' વિરલ બલ ત્યાં ત્હારૂં ત્હારૂં, પ્રભો અવતારવાં-
' વરદ વિભુ હો ! માગું માગું બધું પલટાવવા-
' નવ જીવનમાં અસ્તુ ! અસ્તુ ! અહો ! ફરી જીવવા.
ડગુમગુ થતાં આશા આશા જ નાવ નવી ધરે !
મગજ દિલમાં છાનોમાનો પ્રહર્ષ કંઇ સ્ફુરે !
ગત સમયનાં સાચાં સાચાં બધાં વચનો પડે !
ઋષિહૃદયનાં જૂનાં જૂનાં-નવાં-શમણાં ફળે !
મૃદુ હૃદયની મીઠી મીઠી કલી કદિ ખીલશે !
સુમન સુરભી હૈયે હૈયે હવે સહુ મ્હેકશે !
અમર પુરુષે પ્રેરી પ્રેરી જ પ્રકૃતિ ગાજશે !
હૃદ્પવનમાં સાથે સાથે સુરો સહુ વાધશે !
પ્રણય રસમાં ન્હાશે ન્હાશે બધાં જગ સામટાં !
અમર રસમાં હૈડે હૈડાં હશે કંઇ મ્હાલતાં !
દ્વિજ-જીવનના સાચા સાચા ઉરે અભિલાષ ત્યાં-
હૃદય રસ છે-જ્યાં જ્યાં ત્યાં ત્યાં-કહીં શમણાં ફળ્યાં.

વે પઞ્ચમીઃ ૧૯૬૫
ત્રિશ્રામવાર. } सागर.

## પ્રાણહિન્ડોલ.

( ચંકર વસેરે કૈવાસમાં—એ પદની ધુનમાં. )

હાં, હાં હાલોને હીંચોળિયે:
 રૂડે પ્રાણને હિન્ડોલ—
 પ્રીત—મીટડીને મ્હેલ—હો !
  લાડિલાંને હો ! હીંચોળિયે:
ઓળોળોળોઃ હાલો હાલોને હીંચોળિયે:
હાં, ઓળોળોળો, હાં, ઓળો ઓળો—
  ઓળોળોળો હાં—

સન્ત દમ્પતીને ઉર અવતરે—
 ધન્ય વ્હાલના વિરાટ—
 વિભુ વામનને ઘાટ: હો !
  એવાં વ્હાલાંને ઝૂલાવિયે:
ઓળોળોળોઃ હાલો હાલોને ઝૂલાવિયે:

બાળક મ્હાલે ત્યાં કલ્લોલિયે:
 એના કાલા કલબોલ—
 કરે ઘેલાં રસબોલ: હો !
  હૈયે હૈયાંને ફૂલાવિયે
ઓળોળોળોઃ હાલો હાલોને ફૂલાવિયે

બાલક ડોલે ત્યાં તો ડોલિયે
 એને પ્રાણને પ્રકાશ—
 ને અબોલ સ્મિત—વિલાસ—હો !
  હેલે હૈયાંને ફૂલાસિયે
ઓળોળોળો, હાલો હાલોને ફૂલાસિયે

હાં ઓળોળોળો, હાં, ઓળોળોળો,—
   ઓળોળોળો, હાં,
 બાલૂડાંને હો હીંચોળિયે:
 હાં હાં હાલોને હીંચોળિયે.

લલિતાલય. }
રાજકોટ. } લલિત.

## એક હાલરડું.

પારણે પોઢાડું મ્હારા બાલા હો રાજા !
પારણે બંધાવું હું મોરલા.
શુકને સારિકા મોંઘાં મંગાવું,
મીઠી નિંદરડી લ્યો મ્હારા હો શાણા.
હીંચોળે હીંચાવું, બાલા હો રાજા !
લાવે ગરુડજી સૂરજને ચાંદા.
ચાંદની લજવાઇ જોઇ ભાઇનાંરે હાસ્યને
પ્રભુ પ્રેમ વરસ્યો કાંઇ મ્હારેરે આંગણે.
પારણે બંધાવું કંઇ નવરંગ ફુલડાં.
ઝાંખી ઝાંખી લાગે એ ફુલડાંની કાન્તિ.
ભ્રાન્તિ ભાગી જોઇ ભાઇનાંરે મુખડાં;
ફુલડાં કરમાય જોઇ ભાઇના વદનને
સદન મ્હારાં બ્હેકે મધૂરા સુગંધે
અખંડ મ્હારાં પારણાં ઝૂલાવું આનન્દે.

મધૂક.

---

## સહચારિણી.[1]

ગરબો.

( જાદુગારો ધુતારો કાંઇ કર ગયો રે—એ રાગ.)

સહચારિણી હું તો મ્હારા કાન્તની રે,
કાન્તની રે,–ધર્મપાન્થની[2] રે. સહ૦

---

૧. સહચારિણી: સાથે જનાર. આપણાં ધર્મશાસ્ત્રોની ભાવના એવી છે કે સ્ત્રી એ પુરૂષની સહધર્મીણી અથવા સહચારિણી છે. સ્ત્રીઓ જ્યારે વિદ્યાકલામાં કુશળ હતી ત્યારે આ ભાવના પ્રચલિત હતી. પરન્તુ જ્યારે કાળબળે સ્ત્રીઓ અજ્ઞાન દશામાં આવી પડી, ને તેમને કેળવણી આપવી એ હાનિકારક છે એમ લાગવા માંડયું ત્યારે આ ભાવના ભૂસાઈ ગઈ. પછી એવો ખ્યાલ જન્મ્યો કે સ્ત્રી પુરૂષના કરતાં ઉતરતી છે, અને તે પુરૂષની " અનુચારિણી " ( પાછળ જનાર ) થવાને યોગ્ય છે—" સહચારિણી " ( સાથે જનાર ) નહિ. હવે જ્ઞાનનો ઉદય થવાને લીધે મૂળ આર્ય ભાવના પાછી ફરીથી જાગી છે. એક સુશિક્ષિત પતિવ્રતાના ઉદ્‌ગારો કેવા હોય એનું આ ગરબીમાં ચિત્ર છે. આવી ઉર્મીઓ જેના હૃદયમાં થાય તે સ્ત્રીને ધન્ય છે, અને ત્હેના પતિને પણ ધન્ય છે. !

૨. ધર્મપાન્થ-ધર્મને માર્ગે જનાર મુસાફર. જીવનનો પરમાર્થ પ્રાપ્ત કરવાનો માર્ગ ધર્મ છે, અને તે માર્ગે ચાલવામાં સ્ત્રી અને પુરૂષ એક બીજાનાં સહચર-સંઘાતી-છે એવી ભાવના છે. ૧૨ મી હીરીમાં પણ એ જ ભાવ છે.

કાન્ત મ્હારા પવિત્રતાનું ધામ છે રે,
કંથ વ્હાલા વિદ્યાનું [3]નિધાન છે રે,
રંક બાલાના ઉરના વિશ્રામ છે રે, સહ૦

મ્હારા હૈયા કેરા જીતનાર છે જ એ,
મ્હારા સૌભાગ્યના[4] આધાર છે જ એ,
મ્હારા આત્માના ઉદ્ધારનાર છે જ એ. સહ૦

જે જે કલ્યાણવાસના[5] એ ઉરમાં ધરે,
જે જે લોકોપકારી એ કામ આદરે,
તે તે[6] સૌમાં રહું છું હું કાન્ત સાથરે. સહ૦

પંથે ધર્મતણા એમ ચાલશું રે,
કંથ હૈયામાં હૈયું વિલાવશું[7] રે,
અંતે સ્નેહના ઐક્યમાં મ્હાલશું રે. સહ૦

મુંબાઈ—ગીરગામ. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

૩ નિધાન-નિધિ, ભંડાર.

૪. સૌભાગ્યના આધાર—સૌભાગ્ય ચાંલ્લામાં કે અલંકારમાં નથી, પરન્તુ પતિના પ્રેમમાં છે. પ્રેમમય પતિ જતાં સ્ત્રીનું સર્વસ્વ હરાઇ જાય છે, સ્ત્રીનું સૌભાગ્ય ( સારૂં નસીબ ) ચાલ્યું જાય છે.

૫. કલ્યાણવાસના—હિતકારક ઈચ્છા, કાંઇ પણ સારૂં કરવાની વૃત્તિ. પોતાના પતિનાં પરોપકારનાં કાર્યોમાં પતિવ્રતા પત્નીએ મદદગાર થવું જોઇએ, અડચણરૂપ નહિ.

૬. આ લીટીનો અર્થ એવો નથી કે જ્યાં જ્યાં પતિ જાય ત્યાં ત્યાં સ્ત્રીએ જવું જ જોઇએ, અથવો તો પતિ જે જે કામ કરે તે તે સર્વ કામ પત્નીએ કરવાં જ જોઇએ. આમ કરવાથી ઘર સંસારમાં ગોટાળો જ થઈ જાય. આ લીટીનો અર્થ એટલો જ છે કે "મ્હારા પતિનાં ઉત્તમ પરોપકારી કાર્યોની હું પૂરેપૂરી કદર કરૂં છું, અને તે કાર્યો કરવાની ત્હેમને સર્વ રીતની મ્હારાથી બનતી સગવડ કરી આપું છું."

૭ વિલાવશું-દૂધમાં સાકરની માફક એકરસ કરી નાંખીશું. પતિ અને પત્નીનાં હૃદયો એક સાથે તે જ ખરેખરૂં લગ્ન-બાકીનું બધું ઠીકઠીક. પ્રેમથી એકમેક થઇ જવું એમાં જ લગ્નની સફલતા છે. છેલ્લી લીંટીમાં પણ એ જ ભાવ છે.

# રમણીમણિમાલા.

## અનસૂયા.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષને સાધનાર કર્દમ ઋષિને પતિપરાયણ પ્રિયવાદિની દેવહૂતિ નામની સાધ્વી પત્ની હતી. પતિ પત્નિ ઉભય પોતાના ધર્મોને યથેચ્છ રીતે હિતકારી અન્યોન્યના નીતિ નિયમોને પાળી, ઉભય વ્યવહારને યોગ્ય સાધતાં હતાં; ધર્મના ધુરંધર રૂપ, તપમાં વિશ્વામિત્ર સ્વરૂપ, નિશ્ચયમાં ભગિરથ રૂપ મહાત્મા કર્દમ ઋષિને ભાનૂથી પણ જ્ઞાન રશ્મિએ અધિક પ્રકાશમાન્, સુસંસ્કારિત, બે સંતાનો પ્રાપ્ત થયાં હતાં. સાંખ્ય શાસ્ત્રના કર્તા—યોગ તત્ત્વવિદ્—યશસ્વિ કપિલ દેવ અને અદ્યાપિ પણ જેની ઉજ્વલ કીર્તિ ઝાંખી થઈ નથી એવી સાધ્વી—શ્રીમતી અનસૂયા એ કર્દમ ઋષિનાં પવિત્ર સંતાનો હતાં.

પવિત્ર અનસૂયાને બાલ્યાવસ્થાથીજ સુશિક્ષિતા કરવામાં આવ્યાં હતાં. વ્યવહાર અને પરમાર્થને સાધવાના ઉત્તમ નિયમોનું તેમને જ્ઞાન આપવામાં આવ્યું હતું. પોતાનો ધર્મ શો છે, સંસાર પ્રવાહમાં જીવન નાવને શી રીતે ખેડવું, યશસ્વી ને સુખી જીંદગી ગાળવા શો પ્રયત્ન કરવો, પરમાત્મા પ્રતિના નીતિ નિયમને હ્રદય મંદિરમાં કેવા પ્રકારનું સ્થાન આપવું,-શ્રદ્ધા, નિશ્ચય અને પુરૂષાર્થથી જીવન સ્થિતિ કેવી ઉચ્ચતમ ગતિએ પ્રયાણ કરે છે, આદિ ધર્મો ( Duties ) નું યોગ્ય જ્ઞાન ન ભૂંસાય તેવી રીતે આપવામાં આવ્યું હતું. માતાપિતા તરફથી જે જ્ઞાનનો બહોળો વારસો દેવિ અનસૂયાને આપવામાં આવ્યો હતો, તેને સંપૂર્ણ રીતે યોગ્ય તે હતાં. બાલ્યાવસ્થામાં માબાપ તરફથી મળતી આજ્ઞાઓને તેઓ અંગિકાર કરી તેજ પ્રમાણે વર્તતાં. ઉત્તમ શિક્ષણથી તેમનું હ્રદય ઉચ્ચતમ સંસ્કારોને ધારણ કરતું ઝગઝગી રહ્યું હતું. બાલ્યાવસ્થા કાળે માબાપની આજ્ઞાઓનું તેઓ પ્રાણાંતે પણ ઉલ્લંઘન કરતાં નહોતાં. સ્વલ્પમાં માબાપ તરફથી અપાતા જ્ઞાનને તેઓ હ્રદયમંદિરે પૂર્ણ વિશ્વાસથી સ્થલ આપતાં.

પવિત્ર અનસૂયા દિનપ્રતિદિન જ્ઞાન–સુગંધ–દ્રવ્ય ને શનૈઃ શનૈઃ પ્રસરાવા લાગ્યાં જે જે નીતિ નિયમોનું શિક્ષણ ત્હેમને આપવામાં આવ્યું હતું, તે તે શિક્ષણને હવે તેઓ દિપાવવા લાગ્યાં. તેમના તરફ વ્યક્તિ માત્ર લળી પડતી હતી. દરયો સર્વે જાણે અનસૂયાના આકર્ષણમાં ન આવતી હોય એમ જણાતું હતું. દિવસે દિવસે તેઓની અવસ્થા પણ વધવા લાગી, તેની સાથે તન અને મન પ્રફુલ્લિત થવા લાગ્યું. શરીરના અવયવો હૃષ્ટ પુષ્ટ બનવા લાગ્યા અને વિવાહિતાનો યોગ્યકાલ આવતાં તેમનો ધર્મ પરાયણ અત્રિ ઋષિ સાથે સંબંધ બાંધવામાં આવ્યો. અદ્યાપિ પર્યંત તેઓ માતાપિતાની આજ્ઞાઓને પાલનાર બન્યાં હતાં તે હવે મહાત્મા અત્રિઋષિના હસ્તમાં આવતાં તેમના સંસ્કારોથી અદ્વિતિય પ્રભા પ્રસરાવનાર બન્યાં.

એવું કહેવાય છે કે અનસૂયાનું અપૂર્વ સૌંદર્ય નિહાળી ત્રિપૂટીદેવ[1] . તેમની સમિપ

---

[1] બ્રહ્મા—વિષ્ણુ—મહેશ.

આવ્યા. આ સમયે મહાત્મા અત્રિઋષિ કાંઇ કારણ પરત્વે બહાર ગયા હતા. તેમનું સ્વરૂપ સૌંદર્ય અલૌકિક હતું. પ્રણયિજનનું* ચિત આકર્ષવાને સુવાસિત પુષ્પોથી અંબોડાને આચ્છાદિત કર્યો હતો. ગુલાલનાં ઝિણાં રજકણો મુખ ભાગપર પ્રસરી રહ્યાં હતાં વક્ષ સ્થળો પૂર્ણ યૌવાવસ્થાથી ભવ્ય બન્યાં હતાં. પત્યુત્સંગે આનંદિત બનતી પતિવ્રતમાં કલ્લોલ કરી રહી હતી. ચંદ્રને પણ લજ્જિત કરે એવું તેનું મુખ કમલ હતું. પરિણત વેલિની માફક તે કટિ ભાગમાંથી ઉપરના ભારે લચી ગઇ હતી. આવા સ્વરૂપને દેખી તે ત્રિપુટીદેવ તેની સમીપ આવ્યા. તેની પતિ ભક્તિ-આત્મ પરાયણતાને બાહ્યાંતર સ્વરૂપ, સુગંધિત દ્રવ્યથી મોહિત થઇ તેને વરદાન માગવાનું જણાવ્યું. શ્રીમતી અનસૂયાએ તેમને પુત્રરૂપે થવા ઇચ્છા દર્શાવી. આથી બ્રહ્માના અંશ તરીકે ચંદ્રમા થયા જેનો સોમવંશ ચાલ્યો, દત્તાત્રેય વિષ્ણુરૂપે પ્રગટ થયા, અને દુર્વાસા ત્રિપુરારિ-મહાદેવના અંશરૂપ પ્રગટ થયા. આ પ્રમાણે ત્રણે દેવની ત્રણ વિભૂતિ રૂપે તે તે સામર્થ્યવાલા પુત્રો પ્રગટયા. આ ત્રણે પુત્રોની વિજયમાળાનાં પ્રફુલિત પુષ્પોની સુગંધ યદ્યપિ પણ કરમાઇ નાશ પામી નથી.

એક દિવસ અદ્ભુત ચરિત્રવાળા મહાત્મા અત્રિઋષિ સમાધિ× સાધવાને બેસવાના હતા ત્યારે પ્રિય ધર્મભાગિની અનસૂયાને પોતાના સમિપ બોલાવ્યાં.

" પ્રિય દેવિ ! કાલ પ્રાતઃકાલથી મારે શ્રી પરમાત્માનાં સ્વરૂપનાં દર્શન કરવા બેસવું છે, તેથી કદાપિ તમને આ સ્થાને એકલું અસહ્ય લાગે એમાં કાંઇ નવાઇ નથી; પરંતુ વિવેકીએ ઉત્તમ નીતિ પ્રમાણે ચિત્તને લક્ષમાં રાખી આપત્તિ વિપત્તિમાં સમાન ભાવ રાખવો એ ઉચિત છે. તેથી આજે મારે તેની વ્યવસ્થામાં રોકાવું પડશે." મહાત્મા અત્રિઋષિએ પોતાની પ્રિયતમા અનસૂયાને કહ્યું.

" પ્રિય પ્રાણપતિ ! અહો ! ધન્યભાગ ! એવો સમય ક્યાંથી ? મહાત્મા ! પતિની આજ્ઞાનો લોપ કરવો એ અધઃપતનતાનું નિશાન છે. આપની આજ્ઞાએ મારૂં પ્રશસ્ય દ્રવ્ય છે. અહો ! પરમાત્માના સ્વરૂપનું અનુસંધાન કરવું એના જેવું શ્રેષ્ટ ફલ પ્રગટાવનાર આ દુનિયામાં બીજું શું છે ? વાસ્તવ રીતે મનુષ્યે વ્યવહારની સાથે પરમાર્થને સાધવો એના જેવું ઉત્તમ બીજું કશું નથી. કેટલાક મનુષ્યો વ્યવહારમાં તો કેટલાક પરમાર્થ સાધવામાં કુશલ હોય છે, પરંતુ ઉપનિષદ્‌નું બ્રહ્મ જ્ઞાન દેનાર પવિત્ર આર્ય ઋષિઓનો વ્યવહાર અને પરમાર્થ ઉભય સાધવાની અલૌકિક કલાને સ્વિકારી તેમાં જય સાથે પારંગત થવું એ બુદ્ધિમાનનું કામ છે.

" પ્રિયપતિ ! આપના આવા શબ્દોથી તો મને કલેશ વા ગ્લાનિસહ હર્ષ અને અપ્રતિમ આનંદનું ભાન થાય છે. એવો સમય ક્યાંથી કે મારા પતિ પરમાત્મ ચિંતન કરતા કાલનિર્ગમન કરે અને હું હૃદયમણિ-સૌભાગ્યભાનુ-પવિત્ર પતિના ધ્યાનમાં આ

---

* હૃદયકાન્દ અત્રિઋષિને.

× यमनि यमासन प्राणायम प्रत्याहारधारणा ध्यान समाधयोऽष्टावंगानि

पातंजल यो. सु. २९.

સુખ્ય પૂર્ણ કરૂં. પરમાત્મા ! સુખેથી આપ કર્તવ્ય જીવનમાં યોજાવ." સાધ્વી પતિ પ્રાણા અનસુયાએ નમ્રતાથી નિદિત કર્યું.

હૃદય હારિણીની આ વાણિથી પવિત્ર અત્રિ ઋષિ ઘણાજ પ્રસન્ન થયા અને તેનાં તેનાં વખાણુ કરતાં સૂચવ્યું-" મહાન દેવિ ! ખરે ! પ્રસન્ન ચિત્તવાળા કર્દમ ઋષિના કુળમાં તમે એક રત્નરૂપ છો, તમારા માતાપિતાથી અપાયેલા સંસ્કારોને તમે આવા શબ્દોથી વિભૂષિત કર્યા છે. તમારાં અમૃતરૂપિ વચનોની લ્હેરો મ્હારા હૃદય સાગરનાં હર્ષિત મોજાંને આમતેમ ઉછાળી આનંદ કરાવે છે. પ્રિયા ! તમારા જેવા શબ્દો છે, તેવાજ ગુણો પણ ઉત્તમ છે. અપરિસિમ ગુણોથી ભરેલું આ કોમળ હૃદય તેના હૃદય દૈવતને હર્ષમગ્ન કરે એમાં શું આશ્ચર્યાસ્પદ છે ?"

આ પ્રમાણે વાર્તાવિનોદ કર્યા પછી શુદ્ધ સત્વમૂર્તિ અત્રિ ઋષિ ધ્યાનસ્થ અવસ્થામાં પરમાત્માનાં અદ્વિતિય દર્શન કરવા બેઠયા, અને ત્યાર પછી ભાગ્યે પોતાનો વેગ વધાર્યો. અનાવૃષ્ટિથી પ્રાણિ માત્ર આકુળ વિકળ થવા લાગ્યાં. પવિત્રા અનસુયા તો પતિના ધ્યાન લિન થઇ ગયાં હતાં. તેઓ સારી રીતે માનતાં હતાં કેઃ—

पति शुश्रूषयैव स्त्री कान्न लोकान् समश्रूत ।
दिवः पुनर्हिहायाता सुखानाम म्युधिर्मवेत् ।[1]

પતિના ચરણમાં ચિત્તને ઢાળવાથી સ્ત્રી મોક્ષને પામે છે. પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી ( सुख दुःखे समे कृत्वालाभालाभौ जयाजयौ. ) રહેનારજ આ દુનિયામાં શ્રેષ્ટ છે. સત્ય, મૃદુ, પ્રિય અને હિતકર વાણિથી પતિના મનને રંજન કરે, તેના આનંદમાં વિઘ્નકર્ત્તા ન થઇ પડે તો સ્ત્રીનું આ દુનિયામાંનું પ્રથમ અને શ્રેષ્ટ કર્ત્તવ્ય સમાપ્ત થાય છે. આ નિયમો અનસુયાને શિખવાડવા પડે તેવા નહોતા. અનસુયા આ નીતિ નિયમોની જાણે અધિષ્ટાતા ન હોય ? તેમ હતું.

મહાત્મા અત્રિ ઋષિએ સમાધિમાં વર્ષોનાં વર્ષો વ્યતિત કર્યાં. સત્યવ્રતા અનસુયા પતિમાં ચિત્તને ઢાળી વૃત્તિ સંલગ્નિ બેઠાં હતાં. પતિની જે જે જરૂરીઆતો હોય તે તે પુરાં કરતાં હતાં. અને પાછાં પતિમાં વૃત્તિ સંલગ્નિ બેસતાં.

અન્ય સુખો કરતાં પરમાત્મસ્વરૂપાનંદનું સુખ અદ્વિતીય છે. પરમાત્મા સુખાગાર છે. નિરંજન-નિર્લેપ-નિર્વિકારી-નિરામય સર્વભૂતાન્તરાત્મા-સર્વશક્તા-શ્રી ઈષ્ટના અભેદ સ્વરૂપનું સુખ અન્યતર કરતાં શ્રેષ્ટ છે. સાધ્વી અનસુયા પોતાના પ્રાણપતિને હૃદય મંદિરમાં પ્રેમસહ પૂજા કરતાં. હૃદયમાં વૃત્તિને સંલગ્નતાં. અને વૃત્તિ માત્રને હૃદય મંદિર તરફ વાળતાં. આ પૂણ્યનું ફલ પ્રકાશી રહે એમાં શુ આશ્ચર્ય !

અત્રિ ઋષિ સમાધિ કરવા બેઠાને લગભગ નવાણું વર્ષ વીતી ગયાં, અને તે વર્ષના ઉત્તર કાલે તેઓ જાગ્યા. શ્રીમતિ અનસુયા પતિના જાગૃત કાલથી હર્ષિત થતાં ચરણ દ્વંદમાં ઢળી પડયાં. મહાત્માએ તેમને જલ માટે વિનવ્યું. અનસુયા આનંદમગ્ન થતાં

---

૧ પતિની શુશ્રુષા કરવાથી સ્ત્રી કયા લોકને પામતી નથી ? કદાપિ સ્વર્ગમાંથી પૃથ્વીપર આવે તોપણ તેને સરોદિત સુખજ પ્રાપ્ત થાય છે. —કાત્યાયન સ્મૃતિ.

હસ્તમાં કમંડલુ લેઈ પાણી શોધવા ચાલ્યાં. પતિ પરમાત્મતત્વ ચિંતનમાં બેઠેલા ત્યારથી અત્યારસુધી તેમણે સર્વનો ત્યાગ કર્યો હતો. આથી સહસા ઉઠી ચાલવા માંડયું. ઘણો શ્રમ થવા છતાં પણ અને દૂર જવા છતાં પણ તેમણે પાણી જેવું કાંઇ દેખ્યું નહિં. તેઓ તો પાણી નિમિત્તે દોડધામ કરતાં હતાં. થાક—ભીતિ વગેરેને ન ગણકારી પોતાના પ્રયત્નમાં પૂર્ણ શ્રદ્ધા અને પુરૂષાર્થથી આગળ વહેતાં હતાં.

અહો આવી સાધ્વી–પતિપ્રાણા–મહાન સતિ પતિને માટે શરીરને થતો પરિશ્રમ પણ ગણકારતાં નથી. અપરિચ્છિમ વેગથી પતિની તીવ્રેચ્છાને તેઓ કેવા હર્ષથી સ્વિકારી પ્રયત્ન પાદમાં આગળ વધ્યાં છે.

ખરે ! શ્રીમતિ અનસૂયાને આપેલી આજ્ઞાના પાલનમાં તિવ્રેચ્છા હતી. પોતાના પ્રયત્નમાં જલ ન મળ્યા છતાં તેઓ હજુ તેની પ્રાપ્ત ઇચ્છાને ત્યાગતાં નથી. મહાત્મા ચક્રવર્તિ–રઘુકુલ દિપક–વ્યવહાર અને પરમાર્થ પરાયણ શ્રીરામના જેવી તેમની આત્મ-જ્યોતિ ઉજ્વલ હતી.

" જીતી લેવી લંકા, જલધિ તરવો માત્ર ચરણે,
" કપિની સેનાથી, અરિ હરવવો રાવણ રણે;
" છતાં રામે પ્રેર્યા, નિશિચર બધા રામ શરણે;
" क्रियासिद्धि सत्वे भवति महतां नोपकरणे."

સુમનગુચ્છ.

આમ સ્વાશ્રય ઉપર અવલંબન કરી રહેલાં પવિત્ર અનસુયા પાણી માટે નિરાશ ન થતાં આગળ વધવા લાગ્યાં.

તેમનો આવો તિવ્ર ઇચ્છાપૂર્વકનો પ્રયત્ન જોઇ ભાગિરથી વાતાવરણમાં* પ્રતિ-બિંબરૂપે ઉભાં રહી વદવા લાગ્યાં. " પ્રિય સખિ ! શા નિમિત્તે આટલાં ત્વરિત વેગ ધારી દોડો છો. શાન્ત થા. અભિપ્સિતવસ્તુનું લક્ષ્ય કેન્દ્ર શું છે ? "

અનસુયા આ વાણિથી ક્ષણેક સ્તબ્ધવત્ બન્યાં. કોનો અવાજ ? શા પ્રયોજને આ બોલે છે ? આદિના વિચારોએ તેમનું મન ઘેરી લીધું. પરંતુ તેથી નિરાશ ન થતાં આગળ વધવા લાગ્યાં. પુનઃશબ્દધ્વનિ કર્ણ સ્પર્શ કરતો ચાલ્યો ગયો. ક્ષણેક અટકયાં. હૃદય પ્રતિ દૃષ્ટિ સ્થાપી, પ્રિયપતિને પ્રણામ કરી, દ્વિકર જોડી નમ્રતાપૂર્વક ગગન પ્રતિ લક્ષ્ય સ્થાપી ઉચેથી બોલવા લાગ્યાં. " હે મહાન્ તત્વ ! આપ કોણ છો ? . શા પ્રયોજને આપનું આવા પ્રકારે આવાગમન થયું છે. કૃપા કરી સત્વર દર્શાવો. મારે મારા પતિની પાણી નિમિત્તની ઇચ્છાને તૃપ્ત કરવા, તેની શોધ કરવા જાઉં છું; માટે સત્વર કહો કે આપ કોણ છો ? "

" ભગવાન્ કર્દમ ઋષિના કુલ દિપક રત્ન ! વર્તમાન કાલે અસહ્ય દુષ્કાલથી

* તિવ્રેચ્છાપૂર્વક થયેલી વિજ્ઞપ્તિ આકાશમાં જુદા પ્રકારનું વાતાવરણ ઉત્પન્ન કરે છે. વાતાવરણમાં તેવા પ્રકારના દ્રવ્યનો સંચય થાય છે. આની વિશેષ હકીકત જોવી હોય તો રંગ રસાયણના ગ્રંથોનું વાંચન કરો.

લોક પિડાય છે ઘણા વખતથી અનાવૃષ્ટિના લીધે પ્રાણિ પિડાય છે. માટે આપની એ ઇચ્છા સંપૂર્ણ થવી અશક્ય છે" ભાગિરથીએ જણાવ્યું.

"હે ! કૃપાળુ તત્ત્વ ! આપ આ શું વદો છો ? પાણીની શોધ માટે હું ભમું છું અને પાણી અનાવૃષ્ટિને લીધે પૃથ્વિપર નથી." આમ વદતાં તેઓ નિરાશામાં ડુબ્યાં.

ઇચ્છા તિવ્ર હતી. પતિ ભક્તિમાંથી અવધિ તેઓ ચલાયમાન થયાં નહોતાં. આવો સમય વિચારી તેમને ઘણું લાગી આવ્યું. પતિની ઇચ્છાને તૃપ્ત કરવી એ તેમનું નિશ્ચયાત્મક વ્રત હતું. ગમે તે રીતે તેને સંપૂર્ણ કરવા પ્રબલવેગધારી બન્યાં હતાં. પરંતુ પ્રકાશિત દ્રવ્યના આવા સૂચનથી તેઓ નિરાશ થયાં; છતાં એ નિરાશા લાંબો કાળ ટકી નહિ આત્મ જ્યોતિથી આશાની ઉર્મિઓ પ્રદિપ્ત થવા લાગી. હૃદય ગર્ભમાંથી નિરાશ ન થવાનાં મોજાં જ્ઞાનચક્ષુ આગળ અથડાવા લાગ્યાં. વૃત્તિને એકાગ્ર કરી હૃદય પ્રતિ ઉતર્યાં. હૃદયમાંથી તેમને આ પ્રમાણે આશ્વાસન મળ્યું.

"પવિત્ર દેવિ ! નિરાશ ન થા. આશાના વેગને અટકાવવો એ ફલ સિદ્ધિમાં વિઘ્ન કર્તા છે. મનુષ્યનો ધર્મ પ્રયત્નની અન્ય ક્ષણે ફલ પ્રાપ્ત કરવાનો નથી, પરંતુ ફલ પ્રાપ્ત થતાં સુધી તે વેગને સતત્ પોષી આગળ વધવાનો છે. श्रद्धावान् लभते ज्ञानम् ને શાસ્ત્ર વાક્યને અમિદૃષ્ટિથી જલ સિંચ ! ઉદ્યોગી પુરૂષ આરંભેલા કામને ત્યજતો ંથી. નિરાશ થવું એ ધર્મથી વિરૂદ્ધ છે. પરમાત્માનાં સંતાનો પરમાત્મ સ્વરૂપ છે. તેજ પવિત્ર મહાત્મા અત્રિઋષિ પરમાત્મ સ્વરૂપ છે. તેમની તું અર્ધાંગના ધર્મભાગિની છે. ઉઠ ! પ્રયત્ન કર ! પ્રયત્નને અંતે સર્વદા જય છે ! ફલ પ્રાપ્ત થતાં સુધી

જલતત્ત્વ પૂણ્યતમ બળને પ્રગટાવતું, તારા અપરિસિમ પૂણ્યપ્રભાવે સશક્ત થતું પ્રગટશે. શાન્ત થા ! આનંદિત થા ! તારી સબલ પુરૂષાર્થ-તિતેચ્છા-અદ્વિતિય શ્રદ્ધા, સર્વ કરવાં સંપૂર્ણ છે."

ભાગિરથીનાં આવાં અલૌકિક વાક્યોને સાંભળી હર્ષિત થતાં આજ્ઞા પ્રમાણે કરવાં લાગ્યાં. તિતેચ્છાપૂર્વક કરાયેલા પ્રયત્નમાં સફલતા મળેલી જોઈ પ્રફુલ્લિત થયાં. અને પતિની આજ્ઞા માટે દીધેલાં કમંડલમાં જલ ભરી ઉઠયાં.

"કેમ હવે ઇચ્છા પૂર્ણ થઇ ?" ભાગીરથીએ કહ્યું. "મહાન્ દેવિ ! આપ શું કરવા સમર્થ નથી. આપનો સંકલ્પ એ પુરૂષાર્થનું જીવન છે. કાષ્ટમાં અગ્નિ પ્રત્યક્ષ થતો નથી, પરંતુ જ્યારે તેનું વિધિસહ આવ્હાહન* કરવામાં આવે છે ત્યારે તે પ્રત્યક્ષ થાય છે. તેમ આપ પવિત્ર દેવિ ! શું કરવા સમર્થ નથી. પરંતુ હે પુણ્યતમા દેવિ ! જો મેં પુરૂષાર્થમાં તિતેચ્છાને ધારી-પતિવ્રતમાં દૃઢ નિશ્ચયબળથી આજ્ઞા સ્વીકારી સદ્કર્તવ્યમય જીવન ગાળ્યું હોય તો આપ પ્રસન્ન થાવ ! અને મારા પતિની તૃષા સમાપ્ત કર્યા પછી તમારા પવિત્ર જલથી અમને પાવન કરવા કૃપાળુ થાવ ! મારી સંપૂર્ણ આશા છે કે વિશુદ્ધ હૃદયવાળાં હે દેવિ ! તમે અમારી નમ્ર પ્રાર્થનાનો અંગીકાર કરી વિનયથી કૃતકૃત્ય કરશો. આપનાં આવાં દર્શન અકાલે શુભ ફલ પ્રગટાવવા સમર્થ થયાં છે તો તેટલા આશાનાં અંકુરોને વિલિત ન કરવા કૃપાળુ થશો. હૃદયમાં શુભાશાની પ્રફુલ્લિત વેલને પોષવા આપ સમર્થ છો. પ્રસન્ન થાવ ! હે દેવી ! હે શુદ્ધ જલતત્ત્વ પ્રસન્ન થાવ ! આમ વિનયીત વાક્યોથી તેણે સ્તુતિ કરી.

ભાગીરથીએ તેની ઇચ્છા સંપૂર્ણ કરવા શુભાશિર્વાદ આપ્યો. આથી પવિત્ર અનસૂયા પતિ પાસે જવા તૈયાર થયાં.

પ્રતિકૂલતા (resistance) ને છેદી જગત માત્રમાં દેખાતી વ્યક્તિઓને સ્વપક્ષવિ કરવી એ અપૂર્વ બુદ્ધિનું કામ છે. મનોવૃત્તિમાં સંભવતાનો અપૂર્ણ ભાવ મૂકી તેને યોગ્ય લક્ષ્ય સ્થાનમાં સ્થાપવામાં આવે તો તે એકાગ્ર થતાં, પુરૂષાર્થ બલની શુભાશાની સહાયાનુભૂતા થઇ અનિશ્ચિત કાર્યોને સત્વર સાધ કરી આપવા સશક્તા બને છે. આથી મનના ચાંચલ્ય વેગને અટકાવી જો તેને એકાગ્ર કેન્દ્રમાં સ્થાપવામાં આવે તો તે અધિક ફલદાતા થાય છે. પ્રત્યેક મનુષ્યે અનુભવ જ્ઞાનના રહસ્ય ( scientific spirit ) માટે પ્રથમ એકાગ્રતા સાધવી એજ શ્રેયસ્કર છે. પ્રખ્યાત ગ્રંથકાર સ્માઇલ્સ કહે છે કેઃ

"The poorest have sometimes taken the highest places, nor have difficulties apparently the most insuperable proved obstacles in their way. Those very difficulties, in many instances would even seem to have been their best helpers, by evoking their powers of labour and endurance, and stimulating into life facilities which might otherwise have lain dormant."

સ્વલ્પમાં ગરીબ મનુષ્યોએ પણ દુઃખ-આપત્તિ-વિપત્તિઓમાં સહનશિલતા અહીં

---

* બોલવામાં આવે છે.

થી પ્રાપ્ત થાય છે. જે મહાન પુરૂષો અથાગ પ્રયત્નથી તેને પ્રાપ્ત કરવા મળે છે તેને તે સર્વોત્તમ—ઉત્કૃષ્ટ સુખ અર્પે છે. રિદ્ધિ અને સિદ્ધિ હૃદયની શાન્તતા આગળ નિર્માલ્ય છે કે જે શાન્તતા માટે હું પ્રયત્ન કર્યા કરૂં છું.

**પ્રભાકર.**

પવિત્ર અધ્યાત્મજ્ઞાનિ મહાત્મા વચન્કુ ઋષિની પુત્રીનું નામ ગાર્ગી હતું. ગાર્ગીને બાલ્યાવસ્થામાંથીજ ઉચ્ચ શિક્ષણ આપવામાં આવ્યું હતું. વચન્કુઋષિએ તેને સુસંસ્કારિત કરી હતી. તેમજ અધ્યાત્મ જ્ઞાન (philosophy) પ્રતિ પણ તેના ચિત્તને પરોવરાવ્યું હતું. દિવસે દિવસે તેના સંસ્કારો બિજક અવસ્થામાંથી વૃક્ષપર આવતા જતા હતા. જેમ જેમ તે દીર્ઘ વિચાર શક્તિવાળી થઇ તેમ તેમ તેના હૃદયમાં આ જગત શું છે ? આ દેખાતી સૃષ્ટિઓ શું છે ? આકાશ—વાયુ–અગ્નિ–જલ–પૃથિવી એ શું છે, તથા તેમાં શું શું શમાયેલું છે ? વળી શરીર કયા કયા તત્ત્વનું બનેલું છે ? તથા પરમાત્મા શામાં વાસ કરી રહ્યા છે ? આ વગેરે ઘણા પ્રશ્નો પ્રગટયા. આને માટે તેણે આખુ આયુષ્ય ગુંપલાવ્યું. અને તેનાં સુલલિત ફલો ચાખ્યાં.

એક સમયે જનક રાજાએ સો ગાયોને શિંગડે સોનાની મહોરો બાંધી-બ્રાહ્મણોના સમક્ષ, બ્રહ્મવેત્તા હોય તે ગ્રહણ કરે એમ કહ્યું. એટલે યાજ્ઞવલ્કય ઋષિએ સામશ્રવા નામના શિષ્યને તે ગાયો પોતાને આશ્રમ લેઇ જવા કહ્યું. તેમના બ્રહ્મવેત્તા તરીકેની પરીક્ષા કરવા સર્વ બ્રાહ્મણોએ પ્રશ્નો પુછવા માંડયા. યાજ્ઞવલ્કય ખરેખર ! બ્રહ્મજ્ઞાનિજ હતા એ બૃહદ્‌અરણ્યક ઉપનિષદ્‌ના તેમના પ્રશ્ન સમાધાનથી જણાઇ આવે છે.

સર્વ શાસ્ત્રવિશારદ અનુભવી મહાત્મા યાજ્ઞવલ્કયે જ્યારે સો ગાયો લીધી ત્યારે અશ્વલાદિ બ્રાહ્મણોએ તેમની સાથે વાદ કરવા માંડયો. વચન્કુ ઋષિની પુત્રી અધ્યાત્મ જ્ઞાની ગાર્ગીએ પણ તેમના બ્રહ્મવેત્તા વિષે ખાતરી કરવા પ્રશ્નો પુછવા માંડયા. આ પ્રશ્નોત્તર નીચે પ્રમાણે હતા.

" હે યાજ્ઞવલ્કય ! જે આ સર્વ પાર્થિવ વસ્તુ સમુહ છે. તે જલમાં ઓતપ્રોત છે, તે જલ શામાં ઓતપ્રોત છે ? " વિદુષી ગાર્ગીએ પુછ્યું.

" હે ગાર્ગી ! જલ અને અગ્નિના હેતુભૂત વાયુમાં તે ઓત તથા પ્રોત છે. " બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કયે કહ્યું.

" પ્રસિદ્ધ વાયુ શામાં ઓતપ્રોત છે. " ગાર્ગીએ પુછ્યું.

" પ્રસિદ્ધ વાયુ અંતરિક્ષ લોકમાં ઓતપ્રોત છે. " યાજ્ઞવલ્કયે કહ્યું.

" પ્રસિદ્ધ અંતરિક્ષ લોક શામાં ઓતપ્રોત છે ? "

" અંતરિક્ષ લોક ગંધર્વ લોકમ ઓતપ્રોત છે. "

" ગંધર્વ લોક શામાં ઓતપ્રોત છે ? "

" તે આદિત્ય લોકમાં ઓતપ્રોત છે. " યાજ્ઞવલ્કયે કહ્યું.

" આદિત્ય લોક શામાં ઓતપ્રોત છે ? "

" તે ચંદ્રલોકમાં ઓતપ્રોત છે. " યાજ્ઞવલ્કયે કહ્યું.

"ચંદ્રલોક શામાં ઓતપ્રોત છે ?" વિદુષી ગાર્ગીએ પુછ્યું.
"તે નક્ષત્રમાં ઓતપ્રોત છે."
"પ્રસિદ્ધ નક્ષત્ર શામાં ઓતપ્રોત છે ?"
"તે દેવલોકમાં ઓતપ્રોત છે." બ્રહ્મવેત્તા યાજ્ઞવલ્કયે કહ્યું.
"પ્રસિદ્ધ દેવલોક શામાં ઓતપ્રોત છે ?"
"ઈંદ્રલોકમાં છે." યાજ્ઞવલ્કયે કહ્યું.
"ઈંદ્રલોક શામાં ઓતપ્રોત છે ?"
"તે પ્રજાપતિમાં છે." યાજ્ઞવલ્કયે કહ્યું.
"પ્રસિદ્ધ પ્રજાપતિ શામાં ઓતપ્રોત છે ?"
"તે આરંભક પંચભૂત રૂપ બ્રહ્મલોકમાં છે."
"હે બ્રહ્મવેત્તા ! બ્રહ્મલોક શામાં ઓતપ્રોત છે ?"

આ પ્રશ્નથી મહાત્મા યાજ્ઞવલ્કયે તેને પ્રશ્ન ન પુછવા કહ્યું. કારણ કે અધિકાર સિવાય સર્વ સભા મધ્યે આવા પ્રશ્નોનાં ઉત્તરો અપાતાં નથી. સત્પાત્રે દીધેલું દાન ઉત્તમ સંસ્કારને પ્રેરે છે. પરંતુ કુપાત્રે આપેલું દાન અધોગતિને પ્રાપ્ત કરાવે છે. આવા પ્રશ્નોને શાસ્ત્રવેત્તાઓ 'અતિ પ્રશ્ન'થી સંબોધે છે. અતિપ્રશ્ન કેવા પ્રસંગોમાં કરવો, એ પ્રશ્ન કરનારે, પ્રશ્ન કરતા પહેલાં પ્રથમ વિચારવું પડે છે, આથી બ્રહ્મવેત્તા શ્રી યાજ્ઞવલ્કય ઋષિએ તેને આવો પ્રશ્ન ન પુછવા સૂચવ્યું. એટલે અધ્યાત્મજ્ઞાનિ વિદુષી વચનકુ ઋષિની પુત્રી ગાર્ગીએ પોતાના પ્રશ્નો પુછવા બંધ કર્યા. તેના મનને ખાતરી થઈ કે યાજ્ઞવલ્કયે જે કામ કર્યું છે, તે યોગ્યજ છે. માત્ર અભિમાનથી કે ઉન્મત્ત થઇને, સર્વ બ્રાહ્મણોને ઠગવા આ પ્રયત્ન કર્યો નથી. પરંતુ યોગ્ય રીતેજ તેમણે જે કર્યું છે તે સારૂં છે. આ પ્રમાણે વિચારી વિદુષી ગાર્ગી ઉપરામ થઈ.

શ્રી બૃહદ્ અરણ્યક ઉપનિષદ્ છઠ્ઠા બ્રાહ્મણની તાત્પર્ય દિપિકા પૂર્ણ થઇ ત્યારપછી યાજ્ઞવલ્કય મહાત્માને અરૂણિનો પુત્ર ઉદ્દાલક પુછવા લાગ્યો. અને તેના પુછી રહ્યા પછી વિદુષી ગાર્ગી આ પ્રમાણે કહેવા લાગી. "હે શાસ્ત્રજ્ઞાનિ ! બ્રાહ્મણો ! જો તમારી ઈચ્છા હોય તો પુનઃ મહાત્મા યાજ્ઞવલ્કયને બે પ્રશ્નો પુછું. મારા આ પ્રશ્નોના ઉત્તર જો તે દેશે તો તમે ખાત્રીથી માનજ્યો કે તેમનો પરજય કરે એવો આ સભામાં કોઈ નથી. બ્રાહ્મણોની સંમતિથી ગાર્ગી ફરી પ્રશ્ન પુછવા લાગી.

"મહાન્ બુદ્ધિવાળા ! હે યાજ્ઞવલ્કય ! પુનઃ સાંભળો ! મારા પ્રશ્નોના ઉત્તર આપો. કાશીનાં શ્રીમાન રાજા ઉતારેલી દોરને ફરીથી ચઢાવી શત્રુને કંપિત બનાવે છે. તેમ હું તમને આ પ્રશ્નો પુછું છું. તમે તેના ઉત્તર આપશો તો તમે બ્રહ્મવેત્તા છો, એમ નિઃશંક મનાશે, સાંભળો ! * જે સ્વર્ગથી ઉપર છે, પૃથ્વીની નીચે છે, જેના મધ્યમાં

* सा होवाच यदूर्ध्वं याज्ञवल्क्य दिवो यदवाक्पृथिव्या यदन्तरा द्यावा पृथिवी इमे यद्भूतं च भवच्च भविष्यच्चेत्याचक्षते कस्मिंस्तदोतं च प्रोतं चेति ॥ बृ. अ. उ. अ. ३-२

સ્વર્ગ ને પૃથિવી છે, જે ભૂત વર્તમાન ને ભવિષ્ય સ્વરૂપ છે એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે, તે તે શામાં ઓતપ્રોત છે ?"

"હે તિવ્ર શકિતવાળી વિદુષી ગાર્ગી ! સ્વર્ગથી ઉપર, પૃથિવીથી નીચે; જેના મધ્યમાં સ્વર્ગ પૃથિવી છે, તે અવ્યાકૃત જગત રૂપ આકાશમાં ઓતપ્રોત છે." યાજ્ઞવલ્કયે કહ્યું.

"હે યાજ્ઞવલ્કય ! તે સર્વ સત્ય છે, પરંતુ સૂત્રાત્મા શામાં ઓતપ્રોત છે !"

"આકાશમાં" યાજ્ઞવલ્કયે કહ્યું.

"આકાશ શામાં ઓતપ્રોત છે ?" ગાર્ગીએ પૂછ્યું.

"હે વિદુષી ! આકાશ, સ્થૂલ, અણુ, હ્રસ્વ-દીર્ઘ-રક્ત-ચિકાશથી ભિન્ન-અપ્રકાશ-તમસ્-વાયુ-આકાશથી ભિન્ન, રસ-ગંધથી ભિન્ન, ચક્ષુ-શ્રોતા, રસ-વાણિ-મન-પ્રકાશ-પ્રાણવાયુથી રહિત અપરિચ્છિન્ન છે. તે પરબ્રહ્મ વિષે ઓતપ્રોત છે.

આ પરબ્રહ્મની આજ્ઞાથી સૂર્ય ચંદ્ર નિયમિત વર્તે છે. સ્વર્ગ અને પૃથિવી આ અક્ષરની આજ્ઞામાં ધારણ કરેલાં છે. નિમિષો-મુહૂર્તો-રાત્રિ-દિવસ-માસ-ઋતુઓ-વર્ષો-યોગ્ય રીતે વહે છે. નદિઓ યોગ્ય દિશા ભણી જાય છે.

હે ગાર્ગી ! આ પરબ્રહ્મને જાણ્યા વિના તપ-હોમ-યજ્ઞાદિ ક્રિયાઓ કરે-વ્રત આચરે-ઉપવાસ કરે-તો પણ તેનું ફળ યથેચ્છ આવતું નથીજ. આ બ્રહ્મને જાણી મૃત્યુ પામે તો તે મુકત થાય છે. તેને જન્મ મરણ આંટા પીડિત થતા નથી. માટે નિશ્ચય માનો કે આ પરબ્રહ્મજ સત્ય છે. તે અક્ષર-અવિનાશી પરમાત્મા શિવાય સર્વ શૂન્ય છે.

હે ગાર્ગી ! તેને કોઈ દેખતું નથી, પણ તે દ્રષ્ટા છે; તેને કોઈએ સાંભળ્યા નથી પણ તે શ્રોતા છે મનન કર્તા છે, જ્ઞાતા છે, મંતા છે. આ પરબ્રહ્મને જાણવાવાળોજ ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે."

આવાં વચન સાંભળી ગાર્ગી શાન્ત થઇ. અને બ્રાહ્મણો પ્રતિ ઉચ્ચ સ્વરે બોલી કે, 'હે બ્રાહ્મણો ! હવે તમે શાન્ત થાઓ ! પવિત્ર યાજ્ઞવાલ્કયને જીતવા કોઇ સમર્થ નથી."

અધ્યાત્મજ્ઞાનિ વિદુષી ગાર્ગી સ્વલ્પ જ્ઞાનમાં સર્વને આમંત્રણ દેતી, યોગ્ય જ્ઞાન લેતી અને યોગ્ય જ્ઞાન આપતી. તેનું જીવન માત્ર તત્વચિંતનમાંજ વ્યતિત થયું હતું. તે સર્વદા શુભ વિચારો સેવતી, અને શુભ પથમાં પ્રયાણ કરતી.

ધર્મીજકર.

# આનંદાશ્રમ.

## પોચાલાલનો પત્ર ૨ જો.

### સૌ. જીવ્હાકુંવરની નિત્ય નોંધ.

પ્રિય ભદ્ર ભદ્ર,

આજે આ પત્ર જોડે મારી પત્નીની નિત્ય નોંધમાંનાં માત્ર બેજ દીવસનો ઉતારો કરી મોકલું છું. જીવ્હાકુંવરને વળી નિત્ય નોંધ લખવાનું કયાંથી સૂઝયું તે જાણવા કદાચિત્ તું આતુર થશે, પણ તારી જીજ્ઞાસા પુરી પાડવા હું હાલ તરત માગતો નથી, મારે આટલેથીજ સંતોષ પામશેજ. વળી અગાડી જતાં, તેનું કારણ સમઝાવીશ.

**રવીવાર**–૭ થી આઠ–મંદીરે–એને ( મને ) રજા હતી, તેથી મંદીરમાં વાર લાગી. લક્ષ્મી તો સુધરેલી થઇ ગઈ છે, આજે છત્રી લઇને આવી હતી. પેલી ફૂલકોર મારાથી નાની છતાં, મને નામ દઇનેજ બોલાવે છે. બેન પણ કહેતી નથી. તુળજા પોતાના છોકરાની વહુને લાવી હતી. કાળી કાળી ડોબા જેવી છે.

આઠથી નવ–ચાહ–સાડી હજુ લાવ્યા નહીં, તેથી રડવું આવી ગયું (!) પણ આપણી ક્યાં એને દરકાર છે.

**નવથી બાર**—રોજનું વહીતરૂં (=રસોઇ)–મુવો રામલો...(?)...હમણા કાઢી મુકું, પણ બીજો મળતો નથી.

**બારથી દોઢ**—ઉંઘી ઉઠી.

**દોઢથી સાડા પાંચ**—કાશીજીને ત્યાં ગઇ. કાશીજી મારા ઉપર 'રોફ' બજાવવા આવ્યાં, પણ મેં તડ લઇને જવાબ દઈ દીધો–છાનાંજ રહી ગયાં. એ લોક તો એમજ સીધા. નંદકોરની ભાણેજની છોકરીની છોકરી આઠ મહીનાની મરી ગઇ, ત્યાં કુટવા ગઇ. કોઇને કુટતાંજ આવડે નહીં. આજે મરી ગઇને કાલે સાદડી ઉપાડી નાંખવાનું કહે છે. મુવા આજ કાલના સુધરેલા, શું એ લોકો સંસારની રીતો જાણે–પેલાં રામકોરકાકી કેવા સારા રાજીયા ગાય છે. મોરે મંદીરે સવારે દર્શન નો'તાં થયાં ત્યાં પણ જઇ આવી.

**૭ થી સાડા સાત**—થાકને રોટલી કીધાં. દીસ્તાર આવ્યો તે ખુટી ગયાં. હું ભુખી રહી, દહિં હતું પણ ભાખરી કરવાનું આળશ આવ્યું એને થોડીજ પીડા છે કે ઘરમાં કેમ થાય છે, એ તો જમ્યા કે ચાલ્યા. આવેતેસારે તો આજે જરૂર ચીઢાઉ–ચાડી આજે જોઇ આવ્યા હશે કે નહીં ?

**દશ**—એ આવ્યા. સાડીની પુછી, હા કહી, ખરી કે ખોટી તે તો એનું મન જાણે આજે કાંઈ બોલી નહીં–( ઉપકાર )

**સોમવાર–૭ થી સાત**—ચાહા–સાડીનું યાદ દેવડાવ્યું. નવી સારી જોડે નવી ચોળી હોય તોજ સારૂં લાગે. ચોળી વગર કાંઇ ચાલશે નહીં. નમુના સાડી જોડે 'પીવાજ' નાં પણ લાવવાનાં કહ્યાં.

**આઠથી સાડા દશ**—એનું એજતો ( રસોઇ )–ગોર આવ્યો હતો. કાલીદાસની છોકરી મારે નણુના 'જનમાક્ષર' માંગતો હતો. છોકરી નણુ કરતાં માત્ર બે વરસે નાની છે. છે સારી પણ એ માનશે ત્યારે કેની–થઇ જાય તો ઘણું સારૂં–'સંપચ' ઉતરતાં લગન થઇ જાય. એવો લ્હાવો કયાં આખોઘડી મળવાનો હતો. આવશે ત્યારે જરૂર વાત કરીશ.

સાડા દશથી સાડા પાંચ—થોડુંક ઉંઘી-જમના આવી. વાત મનમાં રહી નહીં. એ ક્યાં જુદી છે. કોઇને નહીંકહેતી, એમતો મેં કહ્યું છે. પેલી 'વીજીયા' હમણાં વહુ લાવી, પણ 'ગોરવ' માં વાડી પણ ભરી નહીં, કેવી કંજુસ છે. કહે છે કે ...ના 'અધરણી'માં ન્યાત પણ કરવાના નથી. આજ કાલના લોક ફરેલા તો બહુ. હું તો મારા નણુની વહુનો સારો દાડો આવશે ત્યારે બરાબર બે ન્યાત, ને ત્રણ દીવસ સગા વહાલા જમાડીશ. (ભદ્ર, જન્માક્ષરપરથી વિવાહ, વિવાહપરથી લગ્ન ને લગ્નપરથી સીમન્ત!)

સાડા પાંચથી સાડા આઠ—ચાહ રસોઈ વગેરે-જમતાં વાત છેડત, પણ કીકીએ રડવાનું બહુ જારી રાખ્યું. મુવાં છોકરાંઓ, કાંઈ કામ પણ ન કરવા દે.

સાડા આઠથી દશ—વાત કરી. એણે તો ચોખ્ખી નાજ કહી. એ શું સમજે! બીજાના છોકરા બાર વરસમાં મંડાઈ જાય છે, ને નણુ પંદર વરસનો થયો, તો કહે છે કે 'હજુ તો નાનો છે,' 'હજી તો ભણે છે,' હજુ તો ઓછામાં ઓછા સાત વરસની વાર છે—શું આપણા ઘરમાં નવાઈનું ભણતા હશે. પરણાવીને ભણાવ્યા કરોને. વહુવાળું ઘર કેવું સારૂં લાગે. કાલે ઉઠીને 'કટુંબ' વધે, તો આપણુંજ આગળું શોભાડે કેની ?—એનામાં તો જરાએ લાંબો વીચાર ન મળે. આવી હઠતો કોઈ દાડો નો'તી જોઇ (ખરેજ, આવી ચોખ્ખી ના મેં કોઇ દીવસ નો'તી કહી.) ઉંઘ આવી નહીં. કેમ કરૂં ને એના મનમાં ઠસે.

મંગળવાર—ચાહા પીને આઠ વાગે એ 'લાઇબરી' માં ગયા.

નવ વાગે—ગોર આવ્યો,-એ કાલીદાસની છોકરીના 'જનમાક્ષર' જોશીને ત્યાં લઇ જવા લાવ્યો હતો. એટલામાં શંકર જોશી આવ્યા. એને મેં ગોર પાસેથી લઇને જન્માક્ષર (મારૂં સુધારેલું) બતલાવ્યા. એને મોહું કટાણું 'કીધું' મેં ગોરને કાલે આવવાનું કહી, વીદાય કીધા. જોશીએ વેશવાળ કરવાની ના કહી. શની ભારે છે, ને મંગળ બારમો છે. નણુનો મંગળ પણ બારમો છે ને જબરો છે, પણ જોખમમાં ઉતરવાની ના કહી. હાસ. સારૂં થયું. છોકરી પણ જરા ઉછાંછળી, ને ઠેકાણા વગરની છે. (હવે લેવાની મરજી નથી મારે ?) ભગવાને બચાવ્યા. એ આવ્યા, મેં વાત કરી. એને જેમ કરવું હોય તેમ કરવાની રજા આપી. (હવે મારે કાંઇ ના કહેવાનું કામ નો'તું.)

બપોરે—ઉજાગરાને લીધે ૩ કલાક ઊંઘી-૨.મહેર કાકી આવ્યાં. એની પાસેથી રાજીયો ઉતારી લીધો. ચંદાને કુટતાં આવડતું નથી, તે એનો હાથ કેમ થઇ જાય છે, તે ઉભા થઇને રામકોર કાકીએ એવો સારો બતાવ્યો કે હસાહસ થઈ-બહેનો રાગ કેમ સુધરે-રાગને લીધે 'રાજીયો' ગાતાં શરમ લાગે છે—કમળા એની વહુને કેવી ચઢાવી મુકે છે-એને માથે છાણા ન થાપે તો જોજે-કહે છે કે આજે પેલું એને શું કહે છે-'ભરત હિંદુ ધર્મીમંડલ' તેમાં ગઇતી, ને 'સેવાસદન' માં જવાની છે-એસારથી તે આવી છુટ હોય-અહિં આવશે તો જરા હું એને અક્કલ આપીશ.

રાતના—વાળુ કર્યા પછી—હજુ સાડી લાગ્યા નહીં, ને મારૂં શેર લોહી બાળ્યું. એના તો કોઇ દીવસ ઠંગજ નહીં-મોતીની બંગડી પેરવાવાની છે, પણ પારજ ક્યાં આવે છે. ભણીને સુધર્યા એટલે બધરાં તો જાણે ઢોર-એમ હતું તો ભણેલી ગણેલી લાવવી હતીને-ખબર પડતે, ખબર-મારા જેવી ગરીબ-(!) મળી છે, એમાંજ તો-એને

તો આખો દીવસ ગુલામગીરી કરાવે એવી મળવી જોઇએ-બળ્યું, આટલું આટલું થાય છે છતાં ઊંઘ આવી જાય છે. પથ્થરપર પાણી. હશે,-ચાલો, ઊંઘી જઇએ, શું કરીએ.

( પ્રિય ભદ્ર, ઉપરનામાં ઘણી ભાષાની અશુદ્ધતા તો મેં સુધારી છે, પણ સઘળું સુધારવું બની શક્યું નથી. હું તારા શુદ્ધ ને તેમાં આર્ય ભાષા તરફના પ્રેમને જાણું છું, પણ મને પોતાને સંસ્કૃત આવડતું ન હોવાથી મેં સાદી વપરાતી ભાષા વાપરી છે, અને મારી સ્ત્રીની તદન અશુદ્ધ ભાષાનેજ માત્ર સુધારી છે. હ્રસ્વ, દીર્ઘ સુધારવામાં મેં લક્ષ આપ્યું નથી. નમુના ખાતર, તેની ભાષાને હું છેલ્લા દીવસમાં જેમની તેમ રાખુછું. )

બુધવાર—ચા પીને બાર ગયા તારે સાડી ચોળીનું ઈયાદ દેવડાવું-હવે તો આ ખરેખરો કલજુગ બેઠો છે-પરસોતમદાસની છોકરી ૧૪ વરસની થઇ ને હજુ પરણાવવાની વાતોજ કરતા નથી-ગોરાણી કહેતી હતી-હજુ તો નીશાળે મોકલે છે, ને અંગરેજી ભણાવે છે-હવેના લોકો જે નહીં કરે તે ઓછું.

દસ વાગે—એ સાડીના નમુના લઇને આયવા-એનેકહ્યુ કે મારે વેલા જવું છે, બપોરના સાડી પસંદ કરી રાખજે-પણ જીવ કેમ રહે-હું તો સાડી જોવા બેસી પડી-જરા ચીડાયા-જમાડયા-એને મોડું થયું, તે બોલ્યા વગર ચાલી ગયા-બઇરાઓનો કાંઇ અવતાર છે. એક દીવસ કહ્યું તેમ નઇ થયું, તેમાં મીજાસ તો જુઓ-વખત થઇ જતો તો હાથે કેમ ન લઇ લીધું-એક દીવસ હાથે નઇ લઇ લેવાય કે-કઇ નવરી તો નોતી બેઠી, જાણે સાડી લાયવા તે મારી ઉપર પાડ કીધો હોય તેમ-ચોળી સીવડાવવાનું કહ્યું તે એટલું તો હજુ એનાથી થતું નથી. અને આપણો વાંક નીકળ્યો, એટલે બોલવાનુ મળ્યું.

અગીઆરથી ત્રણ—જલદી જમી લીધુ-સાડીઓનું પોટલું છોડયું—સમજ પડતી નથી-જમના આવી પોંચી-એ કે' કે મારો 'સામળો' રંગ તે ખુલ્લા રંગની સાડી હોય તે સારી લાગે-એ ગોરી પુતળી જોઈ ન હોય તો જોજે-સેંજ ઉજળી છે તેમાં 'હંકાર'' તો કેટલો. મોઢાનો '' સણકો ' તો જરીએ મળે નહીં-સામળા ઉપર તે ઘેરો સારો લાગે કે ખુલો-ખુલો ગુલાબી છે, તેના બુટા ઘણા સારા છે, પણ ખુલો રંગ લઉં તો જમનાનો કકો ખરો થાય, ને મને ગુલાબી ગમતો નથી-અસમાની સરસ લાગે. પણ એની તરા' ગુલાબી જેવી હોત તો સારૂં થાત. એવી તરા' જોવાનું કહીસું-નહીતો પછી એક રૂપીઓ આપી રંગાવસું-કમળામાસી આવ્યા-તે કહે કે અસમાની શું લીધો, પીરોજી સરસ લાગે, પણ બુટા અસમાનીના સારા છે-મેં વીચાર કીધો-હું તો ગભરાઈ ગઇ, કમળામાસી બીચારા ભોળા છે તે ખરેખરૂં કહે છે. મારે એ કહે છે તેમજ હસે-પીરોજી પસંદ કીધો ને અસમાનીના બુટા-હા, વળી-અસમાની લઉં તો એના ઉપર બીજો રંગ કોણ જાણે ન ચડે-ને પીરોજીઉપર તો બધો રંગ ચડે-પીરોજી ઉપર ઘેરી લાલ ચોળી કેવી લાગે-જમના કહે કે જેવી સાડી તેવીજ ચોળી કરો-પાછું એનું ડાપણ તો હોયજ. બંને એક રંગ તે સારા લાગે-અંતે ખુબ વીચાર કરી એમ ઠરાવપર આવ્યા કે ખુલા પોપટીયા રંગની સાડીપર, નાળની કોરની ઝીક મુકવી, ને ચોળી એનાથી પણ ખુલ્લા રંગની લેવી-હાસ, જરા તાઢક વળીને નીરાંત થઈ-ચાલો, એ બીચારા ભુખ્યા થયા હસે ચા' કરૂં (!)—હજુ કેમ આવ્યા નહીં-વખત આજે કેમ જતો નથી.

૭ વાગે—અંતે એ આવ્યા-સાડી બતાવી-એને પે'લા ચા માંગી-ચા તાઢી થઇ ગઇ, તે ગરમ કરવા રહું, તો રસોઇ કરવાનો વખત થાય, ને સાડીની વાત કરવાનો વખત ન મળે-તાઢી ચા' આપી-પી જવી પડી-હું શું કરૂં-અને છે એટલું તો કરૂં છું-મંડે તો બાકી છે હવે તો-એને આ?

રાતના જમીને—મારી બતાવેલી સાડી જરા મોંઘી છે-એ તો આપણે જે પસંદ કરીએ તે જરૂર મોંઘુ થવાનું જ-પણ હું શાં એમ કાચી છઉં-લઉં તો બસ એજ સાડી લઉં-નહીં તો નાખે બધી એની સાડીઓ ચુલામાં-જાણે સાડી વગર મરી જવાના-વરસમાં એક સાડી માંગીએ તોપણ મોંઘુને સસતુ-બળ્યું, હવે તો ખમાતુ નથી-મારૂં બળ્યું કેમ મોત આવતું નથી-મારી કીકી બીચારી મરી ગઈ-કેવી બાવલી જેવી હતી-બે મહીના પણ ન જીવી-આજે હોત તો આઠ વરસ પુરા થયા હોત ( આંસુ લુછવા મંડી પડી. ) હું તેને બદલે મરી ગઇ હત તો કંઈ પીડા હતી. બસ લઉં તો એજ સાડી લઉં-નહિતો નઈ જોએ-એને વચન આપ્યું, પણ જોઉં મમરો મુકતા ગયા કે કંકાસ બંદ કરો, હવે તો હું કાયર થયો-જુઓ, ખરૂં કહ્યું એટલે કંકાસ થયો-શેર પાણી મારી આંખમાંથી ગયું, ને મેં એને કાયર કીધા. અરે ભગવાન આવું તો કસેએ જોયું નથી-મારૂં મોત કેમ આવતું નથી.

ઉપર પ્રમાણે મેં-રંજ વગર-નકલ કરી મોકલી છે, એ વિષે મારે આગળ કહેવું છે, તે આવતા પત્રમાં જણાવીશ-હાલ એજ.

લી. પોચાલાલના યથાયોગ્ય.

કી. ધ. મશરૂવાળા.

---

# વિવિધ વિહાર.

## ગોંડળનાં રાણીસાહેબ શ્રીમતી નન્દકુંવરબા ( સી. આઇ. ) એ સાહિત્ય પરિષદ્‌ની સ્વાગત કમિટિનાં પ્રમુખ તરીકે આપેલું ભાષણ.

સાહિત્ય પરિષદ્‌ના સભ્ય પ્રતિનિધિઓ,

આપને અહીં આવકાર દેવાનું કામ સ્વાગત મંડળે મને સોંપ્યું છે. આ કામને માટે મારી યોગ્યતા ને શક્તિની ખરી કસોટી એ મંડળે કરી હોત તો બેશક કોઇ બીજા કુશળ ને વિદ્વાનને એ માનવંતા કામને માટે પસંદ કરત, ને તેથી કરીને આપ લોકના કાનને વધારે રસદાર, સંગીન ને પુષ્ટિકર ખોરાક મળત. પણ માણસ સ્વભાવથી ભ્રાંતિને વશ થવા પાત્ર છે. જે ગુણ કે શક્તિ જ્યાં ન હોય ત્યાં તેનો આરોપ કરવો એજ ભ્રાંતિ છે. આનું પરિણામ આપ લોકને નિરાશા ઉત્પન્ન કરનારૂં થશે એમ મારૂં તો ચોક્કસ માનવું છે, તોપણ મારે ખાત્રીપૂર્વક જણાવવું જોઇએ કે આપને સન્માન આપવામાં મને અત્યંત આનંદ થાય છે. કેમ કે આપ સહુ સાક્ષર છો. ગુણીને આવકાર તેના ગુણને લઇનેજ છે. તેથી આ વિદ્વાન મંડળને સ્વાગત આપવામાં હું સરસ્વતીનુંજ ઉમંગથી આવાહન કરૂં છું એમ માનું છું.

હિંદુસ્થાનના સઘળા ભાગમાં તેમજ જાવા, સિયામ, બ્રહ્મદેશ, ચીન, જાપાન, એડન, ઇંગ્લાંડ, ફ્રાન્સ, આફ્રિકા, અમેરિકા, મોરિશ્યસ આદિ દૂર દૂરના દેશોમાં ધંધા રોજગાર કે અભ્યાસના નિમિત્તને લઇને વસતા ગુજરાતી બાન્ધવોમાંના કેટલાક તરફથી આજના સમારંભ માટે સહાનુભૂતિના તાર આવ્યા છે. એ તાર મૂકનારા દેશાંતર નિવાસી બંધુઓ પોતાના સ્થૂળ શરીરમાં અહીં આવી શકયા નથી, તોપણ કહેવામાં આવે છે કે જ્યાં

રામાયણ વંચાય છે સાં હનુમાનજી અદશ્યરૂપે રામચરિત્ર સાંભળવા આવે છે, અને જ્યાં ભારતનું શ્રવણ થાય છે સાં વીરપરાક્રમ સાંભળવા અશ્વત્થામા સૂક્ષ્મરૂપે હાજર હોય છે. તેથી તાર મૂકનારા બંધુઓના સૂત્રાત્મા અહીં વિદ્યમાન છે એમ માની તેમને પણ મારી તરફનું સ્વાગત અંગીકૃત હો એમ ઇચ્છું છું.

'સન્નારીઓ અને સદ્ગૃહસ્થો, આ દુનિયામાં લોક નાના પ્રકારનાં ઉદ્યોગ ને કાર્યો કરતા જણાય છે. તેમાં સહુથી વખાણવા જોગ ને જરૂરના ઉદ્યોગમાંનો એક સ્વભાષા ખીલવવાનો ને તેના સાહિત્યમાં ઉપયોગી વધારો કરવાનો છે. એજ ખરી માતૃપૂજા છે. માતા વિશેષે કરીને ત્રણ પ્રકારની છે. એક તો જેણે આપણને જન્મ આપ્યો છે તે આપણી ભક્તિ, સેવા ને પ્રેમની સર્વ પ્રકારે દાવાદાર છે. એ વાતને નાનાં મોટાં સહુ સ્વીકારે છે. કેમકે માણસમાં સ્વભાવના શીલપણાની ઉત્પાદક એજ છે. ને એજ આપણા આ લોક પરલોકના સુખનું બીજ છે. બીજી માતા જે ભૂમિમાં સ્થાવર જંગમ તમામ પ્રાણી પદાર્થ ઉત્પન્ન થાય છે, સ્થિતિ કરે છે ને લય પામે છે તે. માટેજ આપણી જન્મભૂમિનો આપણાં પ્રેમ ને ભક્તિ ઉપર પૂરો હક છે. સ્વદેશાભિમાનનું બીજ અહીં છે. ત્રીજી માતા પોતાની ભાષા છે. કેમ કે આખું બ્રહ્માંડ વાણીથી, અર્થાત્ ભાષાથી, ઉત્પન્ન થયું છે, ને એજ કારણથી આપણા મૂળાક્ષરો 'માતૃકા' ના નામથી ઓળખાય છે. એની યથાર્થ સમજમાં પરમપદબોધનું બીજ છે એમ વિશ્વતત્ત્વનો નિર્ણય કરનારા કહે છે. એ રીતે આપણે સહુ વાણી એટલે ભાષાથી ઉત્પન્ન હોઇ ભાષા આપણી માતા છે એમ સહજ સમજી શકીએ.

હવે દુનિયામાં સપૂત થઇને પોતાની માતાને ચીથરે હાલ, અડવી જોવાને કોઇ ઇચ્છે ? કોઇજ નહી. ભામિનીભૂષણના સોળ શણગારમાંના પગના શણગારને ઠેકાણે ભાષાદેવીનું આભૂષણ ધર્મ છે. ધર્મ એટલે કર્તવ્ય. બાંધી મુદ્દતની આપણી જીંદગી છે તેમાં આપણે શું કામ કરવાનું છે, એ પ્રથમ જાણવું જોઇએ. એ સવાલનો જવાબ મહાત્મા નારદમુનિએ એક પ્રસંગે એમ આપ્યો છે કે પોતાના સર્જનહાર માલિકને સંતોખવો એ મનુષ્યનું મુખ્ય કામ છે. તે કેમ સંતોષ પામે તેનું સવિસ્તર કથન પોતપોતાના ધર્મશાસ્ત્રમાં કીધું છે. માટે માતૃભાષામાં મુખ્ય સાહિત્ય ધર્મજ્ઞાનને લગતું જોઇએ. એટલે તેવાં પુસ્તકો અનુભવી અને મર્મજ્ઞ લેખકોને હાથે લખાવવાં જોઇએ. જે ભાષામાં ધર્મજ્ઞાનનાં સાધન પૂરતાં નથી તે ભાષા કેવળ શોભા વિનાની છે. ધર્મને કંઇ નવેસરથી પેદા કરવાનો નથી. અનાદિ કાળનો સિદ્ધ છે. માત્ર મૂળ ભંડારમાંથી ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ બુદ્ધિને પોતપોતાના લાયકનું પુષ્ટિદ્રવ્ય મેળવી તેને ફેલાવવાનુંજ કામ કરવાનું છે.

હાથના સૌભાગ્યચિન્હને ઠેકાણે ભાષા દેવીને અર્થરૂપ પુરૂષાર્થનું સાહિત્ય જોઇએ. હાથ એ અનેક પ્રકારના ઉદ્યોગનું સાધન છે, ને એથી આજીવિકા સધાય છે, માટે જે જે ધંધા રોજગાર દેશમાં પ્રચલિત છે તેનું જ્ઞાન લોકને સુલભ રીતે મળે, તેમજ બીજા દેશોની ઔદ્યોગિક સંસ્થાઓ, જેનું પ્રવર્તન આ દેશની દોલતમાં વધારો કરવાની આશા આપતું હોય તેની આપણા લોકને માહિતગારી મળે એવું સાહિત્ય ભાષામાં બહોળું જોઇએ. આ સઘળું અર્થશાસ્ત્રના અંગભૂત છે. એમાં ખેતીવાડી, વેપાર રોજગાર, વિવિધ હુન્નરો, યાંત્રિક કળા, તથા વ્યવહારોપયોગી અનેક શાસ્ત્રોનો સમાસ

થાય છે. કેળવણીનો અત્યુત્તમ વિષય પણ એક રીતે અર્થનુંજ અંગ છે. એમાં બાળકને બાળકના લાયકનું, જુવાનને તેના બરનું, વૃદ્ધને વૃદ્ધ લાયકનું, સ્ત્રીને અનુકૂળ પડતું સ્ત્રીને માટે, ને પુરૂષને અનુકૂળ પડતું પુરૂષને માટે, એવાં વિવિધ શિક્ષણને લગતું સાહિત્ય ભાષાનું આભરણ છે. કેળવણીના પેટામાં શારીરિક કેળવણી આવી જાય છે. તેથી બાળકો તથા જુવાનોને માટે જાતજાતની કસરત તથા રમતગમતનાં પુસ્તકો તેની રીતિ તથા ચિત્રો સાથે ઠેકઠેકાણે પ્રસિદ્ધ થવાં જોઈએ કે જેથી તેઓ શરીરે બળવાન થાય ને બહાદુરી, હિમ્મત તથા નિડરતાના ગુણો સંપાદન કરે. સામાન્ય કેળવણી સંબંધી એટલું અવલોકન કરવાની જરૂર છે કે તે સર્વથા પારકાની નકલ ન જોઇએ. આપણા દેશ, કાળ, રીવાજ તથા પરંપરાને માફક આવે એવી કેળવણીની આપણે જરૂર છે. હરેક પ્રકારે આપણું આર્યત્વ સચવાય ને તેને કોઇ રીતનો ધક્કો ન આવે એવાં શિક્ષણરૂપ સાહિત્યની ખોટ પૂરવામાં સાક્ષરોએ ઉદ્યમ કરવો ઘટે છે. એ પૂરવામાં એક વાત લક્ષમાં રાખવા જેવી એ છે કે આ દુનિયામાં જેવા જાણવાની વસ્તુ એટલી છે કે કોટી જન્મ તેનો અભ્યાસ કરતાં રહીએ તો પણ તેનો પાર આવે એમ નથી. તેથી જે કેળવણીથી આપણી ખાસ ગરજ સરે તેટલીજ સારી રીતે આપવાની વ્યવસ્થા આવકારદાયી છે. જેમાં વખત ને મહેનતનો વ્યય ઘણો ને ફળ થોડું તે જાતના શિક્ષણને બદલે જેમાં થોડા શ્રમથી ને થોડા વખતમાં ફળ વધારે થાય એ ઉદ્દેશથી શિક્ષણનું સાહિત્ય યોજાય તો જ સુખપ્રદ નિવડે એમ મારૂં માનવું છે.

ભાષા દેવીના હૈયાના હારને સ્થાને કામરૂપ પુરૂષાર્થનું સાહિત્ય શોભવું જોઇએ. હૈયું એ વાસનાનું નિવાસસ્થાન છે. હરેકના હૃદયમાં એવી કામના રહે છે કે મારો સંસાર સુખરૂપ નીવડે; હું યશસ્વી થાઉં; સંભાવિત લોકની પ્રતિષ્ઠાને પાત્ર ગણાઉં; ગરીબ લોકની દુવા મેળવું; પુત્રપરિવારનો લ્હાવો લઉં; સદ્ગુણથી શોભું; જાહેર કામમાં ભાગ લઈ લોક કલ્યાણને અર્થે પ્રયત્ન કરૂં. આ સઘળી સંસારવ્યવહારને લગતી બાબતો છે. માટે લોકોના વ્યવહાર ક્ષેમકર કેમ થાય; માણસનો પોતાની જાત તરફ, સ્ત્રી-પુત્ર-પરિવાર તરફ, ભાઈભાંડુ, સગાસંબંધી તથા જ્ઞાતિબંધુ તરફ, તેમજ સ્વદેશી તરફ, વિદેશી તરફ, રાજા તરફ, રંક તરફ, શેઠ તરફ, ચાકર તરફ, મિત્ર તથા શત્રુ તરફ, શો ધર્મ છે,-પ્રાણિમાત્ર તરફ પોતાની શી ફરજ છે, એ સઘળી બાબતમાં સાહિત્યે પ્રાચીન અર્વાચીન દૃષ્ટાંતો સહિત જનસંકળના કલ્યાણનો ઉદ્દેશ રાખીને બજાવવાં જોઇએ. આપણા સંસારી રીતરીવાજો જે હાનિકારક માલમ પડે તેમાં ઘટતા સુધારા કરવાનો વિષય પણ આ પેટા ભાગમાં આવે છે. તેજ પ્રમાણે આપણી રાષ્ટ્રિય સભાઓ, સામાજીક મંડળો, નીતિશાસ્ત્ર અને રાજ્યપ્રકરણ એ તમામનો એમાંજ સમાસ થાય છે. માટે એ વિષયો નિપુણ ને જ્ઞાનવૃદ્ધ વિદ્વાનોને હાથે લખાય તો ભાષાની સારી સેવા થઇ કહેવાય.

ભાષાના નાકનું આભૂષણ મુક્તિ છે. મુક્તિ એટલે સંસારબંધનથી છુટી અશેષ દુઃખની નિવૃત્તિ ને પરમ સુખની પ્રાપ્તિરૂપ એક દશા છે; એ સ્થિતિનો અનુભવ એજ મનુષ્યમાત્રનો પરમ પુરૂષાર્થ છે. સઘળા પુરૂષાર્થનું એ નાક છે. માણસ આકાશ પાતાળના ભેદોની માહીતગારી મેળવે, મહાસાગરની ઉંડાઇ માપે, તરેહ તરેહની શોધ ખોળ કરે, પુસ્તકશાળાના અનેક ગ્રંથોના અભિપ્રાયથી મગજને ઠસોઠસ ભરે; પરંતુ

જ્યાં સુધી પોતે કોણ છે તે જાણવો નથી તો તેણે શું જાણ્યું ! તમામ ઉત્પન્ન થતી વસ્તુ અસ્થિર છે, કાળાધીન છે, તો સ્થિર ને કાળાતીત વસ્તુ કઇ છે તેની શોધ કરવી ઘણી જરૂરની છે. પ્રાણી માત્ર સુખની ઇચ્છા રાખે છે. વિષયના ભોગથી સુખ મળતું લાગે છે. પણ પરિણામે તે દુઃખનો હેતુજ સમજ્યામાં આવે છે. જેના યોગથી સુખ, તેના વિયોગથી દુઃખ, એ વાત કોને અજાણી છે ? તો એવા મિશ્રિત સુખને ઠેકાણે કેવળ શુદ્ધ સુખની પ્રાપ્તિની અભિલાષા સહુને હોવી જોઇએ. એ સુખ શાંતિ ત્યારેજ મળે,—ત્યારેજ સુખરૂપ થવાય,—કે જ્યારે આ જગતનું યથાર્થ સ્વરૂપ સમજ્યામાં આવે. જીવચેતનનો ને ઈશ્વરચેતનનો શો સંબંધ છે; માણસનું શરીર પડ્યા પછી તેના જીવ ચેતનની શી દશા થાય છે; પુનર્જન્મ છે કે નહિ; અનાદિ કાળથી ચાલતા આવેલા સંસારનો અંત છે કે નહિ; છે તો શી રીતે ?–એવા એવા સવાલોનું બુદ્ધિ કબુલ કરે એવું સમાધાન જેમાં કીધું હોય એવાં મોક્ષ શાસ્ત્ર સંબંધી સાહિત્યથી ભાષા મુખ્યત્વે કરીને સુશોભિત થવી જોઇએ. આ અપૂર્વ ને અધ્યાત્મિક વિષય ઉપર પ્રાચીન ઋષિ મુનિઓએ જોઈતું અજવાળું પાડ્યું છે. ભરતખંડની આ ભારતી વિદ્યા આપણને ખાસ વારસામાં મળેલી કીમતી પૂંજી છે. માટે ભાષાંતર રૂપે તથા સ્વતંત્ર લેખ દ્વારા તેની પ્રસાદ ભાષા સાહિત્યની ચઢતી કરનારી છે એમ હું માનું છું.

કહેવાનો સારાંશ એ છે જે, ભાષાનું સાહિત્ય ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરૂષાર્થના પાયા ઉપર રચાય તોજ સફળ કહેવાય. સાહિત્ય પરિષદ્ની છેલી બે બેઠકોમાં જે જે વિષયો ચર્ચાયા હતા તથા આ પરિષદ્ની કાર્યકારી મંડળીએ ચર્ચાવવા લાયક જે જે વિષયોની સૂચનારૂપે યાદી કીધી છે તે તમામ વિષયો ઉપયોગના છે, ને તેનું વર્ગીકરણ આ ચાર પુરૂષાર્થની વ્યવસ્થામાં સુઘટ છે. જે ભાષામાં એ ચાર, કે એમાંના કોઇ પુરૂષાર્થ સિદ્ધ કરવાના સાહિત્યનો અભાવ હોય તે ભાષા નથી પણ કેવળ બડબડાટ છે, ને જે શિક્ષણ એ ચાર પુરૂષાર્થ કે એમાંના એકાદનું પણ સંપાદક નથી તે શિક્ષણ નથી, પણ વૃથા કાળક્ષેપ ને વૃથા પરિશ્રમ છે.

ભાષાને કેવા પ્રકારનાં સાહિત્યથી શોભાવવી જોઇએ તે ટુંકામાં જણાવ્યા પછી કહેવું જોઇએ કે ભાષાને તેના મૂળ સ્વરૂપમાં અવલોકી તેના બંધારણની ખુબીઓ પ્રકાશમાં લાવનારાં સાધનની જરૂર ઓછી નથી. એ સંબંધી તજવીજ પણ એક વિનોદી વિષય છે. ભાષાનો આધાર વર્ણ છે. વર્ણનું મુળ શું ? વર્ણોના આકાર મનસ્વી છે કે કંઈ સંકોરણ છે ? મૂળાક્ષરની હારમાં સંયુક્ત વર્ણ 'ક્ષ,' 'ત્ર'ને બેસાડવાનો પ્રાચીન સંપ્રદાય ક્યા હેતુથી પડ્યો છે ? એવી એવી બાબતોનો વિચાર પૂર્વકાળના પંડિતોએ કીધો હોય તો તેને પ્રકાશિત કરવાનાં સાહિત્ય તરફ આપણા ભાષાશાસ્ત્રીઓનું આકર્ષણ થવું જોઇએ. શબ્દનો આધાર વર્ણ ઉપર છે, તેમ ભાષાનો આધાર શબ્દ ઉપર છે. માટે ભાષામાં એક સંપૂર્ણ મોટા કોષની અગત્યતા ઘણીજ છે, ને તે આપ સદૂએ સ્વીકારી છે એ ઘણા આનંદની વાત છે. જ્યાં જ્યાં ગુજરાતી બોલાય છે ત્યાંના રૂઢ-યૌગિક શબ્દો એકઠા કરી વિદ્વાનોની એક મંડળી મારફત વ્યુત્પત્તિ સહિત એક મોટો કોષ થાય તો તેથી ભાષાની ખરી સેવા થઇ કહેવાય, તથા તેથી જોડણી સંબંધી કચાટ ભરેલા સવાલનો પણ ઘણે અંશે નિકાલ થઇ શકે. એવા સંગ્રહમાં કાઠિયાવાડ પણ શબ્દનો

મોટો હિસ્સો આપી શકશે એમ મારૂં ધારવું છે. આજકાલ આપણે જોઇએ છીએ કે ચાર ગુજરાતીઓ કોઇ વિષય ઉપર વાત કરતા હોય તો દરેક ત્રીજો શબ્દ ઇંગ્રેજીના સાંભળવામાં આવે છે! કદાચ બોલનારને યોગ્ય ગુજરાતી શબ્દો નહીં જડવાથી આવી સંકરતા કરવી પડતી હોય, તો સારો કોષ થવાથી આ ખામી દૂર થવાનો સંભવ છે. જાહેરવક્તાઓ અને ઉગેં દરેકજાતનાં વર્તમાનપત્રોના નેતાઓના શ્રમથી પણ આ ખામી ટળી શકે.

બાપડી ગુજરાતીની આવી સ્થિતિ છે. હિંદી, મરાઠી, બંગાળી એવી બીજી પ્રાકૃત ભાષા કરતાં આપણું ભાષા-સાહિત્ય ઉતરતું છે. માટે આપણી ગુજરાતીનો ઉત્કર્ષ કરવાને દરેક સાક્ષરે ઉમંગથી તૈયાર થવું જોઇએ, અને જેનાથી જેટલું બને તે કરી તેના સાહિત્યમાં ઉપયોગી વધારો કરવો જોઇએ. પશ્ચિમ હિંદુસ્તાનના લોક ઉપર ' પ્રારંભશૂરા ' નો અપવાદ મૂકાતો આવ્યો છે, તેને ખોટો ઠરાવવો એ આપણું કર્તવ્ય છે. જ્યારે થવાનું હશે ત્યારે થશે એમ કાળ ઉપર આધાર રાખી સ્વભાષા તરફ બેદરકાર રહેવાથી આપણે ઘણા પાછળ પડી ગયા છીએ. કાળ ફક્ત પોતાના ઉત્સાહની સ્થિતિ છે. સાક્ષર લોક આળસમાં ઉંઘે એ કલિયુગ છે; ઉંઘમાંથી જાગે એ દ્વાપર છે; જાગીને ઉભા થાય એ ત્રેતા છે; ને ઉઠીને પોતાના કર્તવ્યમાં ચાલતા થાય એ સતયુગ છે. આપ સહુ ઉલટથી માતૃભાષાના સાહિત્યને પોષવાના ઉદ્દેશથી અહીં દૂર દૂરથી આવી એકઠા થયા છો તેથી હું એમ સમજું છું કે આ વેળા સતયુગજ પ્રવર્તે છે. આપ સહુને હું અંતઃકરણપૂર્વક આવકાર કરૂં છું અને ખાતરી કરવા માગું છું કે એ આવકાર કેવળ મારી જાત તરફથીજ નથી, પરંતુ જે દેશને ગીતાના વક્તા જ્ઞાનમોલી યોગીશ્વર શ્રીકૃષ્ણે પોતાનું નિવાસ સ્થાન પસંદ કરી ગૃહસ્થાશ્રમનું પાલન કીધું છે; જ્યાં ગૌતમ, ચ્યવનાદિ મહર્ષિઓનાં તપોભુમિનાં સ્થળો છે; જ્યાં આદિ જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યે શારદા એટલે વિદ્યાદેવીની પીઠ સ્થાપી છે; જેની ગુહા કંદરોએ ગોરક્ષાદિ સિદ્ધ જ્ઞાનિઓને એકાંત વાસ પૂરા પાડ્યા છે; જ્યાં દાનશૂર બળીરાજાએ પોતાના દેહ સહિત સર્વસ્વ ઇશ્વરાર્પણ કીધું છે; જેના વિશાળ વનને ભારતપ્રસિદ્ધ અદ્ભુત વીર ઘટોત્કચે પોતાનું ક્રીડાસ્થાન કીધેલું છે; જ્યાંના ભીમક રાજાની કન્યા બ્રહ્મવિદ્યા રૂપ રૂક્મિણીએ પ્રતાપી શ્રીકૃષ્ણની પટરાણીનું માન મેળવ્યું છે; જેના અસંખ્ય રાજાઓનાં મહાન પરાક્રમો ભાટચારણોના કવનમાં અને રાસડાઓમાં અમર રહ્યાં છે; જ્યાંના ગુજરાતી આદિકવિ નરસિંહ મહેતાએ પોતાનાં પદોથી લોકને ભક્તિરસમાં ભીંજવી નાખ્યા છે; જ્યાં આજે જગત કંઇ કાળ વસીને પોતાના ચાબખાથી લોકને ચેતવી રહ્યો છે; તેમજ મનહરસ્વામિ, કાળીદાસ, મીઠો, કલ્યાણ, તુળસીદાસ, બ્રહ્માનંદ, નિષ્કુળાનંદ આદિ કવિઓ અને અનંત ભક્તરાજો પોતાનાં કાવ્ય અને ભજનોથી લોકને સ્વરૂપમાં જાગૃત કરે છે; જ્યાંના કેટલાક રાજકર્તાઓએ પણ પટંતરમાં રહી સાહિત્યને સેવ્યું છે; જે ભૂમિમાં મેવાડનાં રજપુતાણી મીરાંબાઇએ પોતાની જીંદગીનો છેલ્લો ભાગ પોતાના ઇષ્ટ ' પ્રભુ ગિરધર નાગર ', નાં રસ ભર્યા પદ ગરબી રચી પોતે તેમાં લીન થઇ બીજાને લીન કીધાં છે; જ્યાં જન્મીને તાજેતરમાં મહાચક્ષુ ગટુલાલાએ પંડિત કવિ તરીકે પોતાની ખ્યાતિનાં કિરણો માર્તંડના પ્રકાશ ભારતમાં ફેલાવ્યાં છે, અને તેવીજ રીતે નાના મોટા સર્વને પ્રિય થઇ પડેલા કવિ દલપતરામે પોતાની પ્રાસાદિક કવિતાથી જનમંડળના ચિત્તમાં બુદ્ધિપ્રકાશ વિસ્તારવાનો સ્તુત્ય

પ્રયાસ કીધો છે; જેના દયાનંદ સ્વામિ સરખા એક પુત્રના છટાદાર ભાષણો ને અસરકારક બોધે લગભગ આખા પંજાબને સામાજિક તંતથી વશ કીધો છે અને જે મુલકની રસિક સોરઠ રાગણી રાગરંગના રસિકને આનંદથી રંગે છે, એવા ઐતિહાસિક આખા સૌરાષ્ટ્ર તરફથી હું આપ સહુને આવકાર આપું છું; અને ઇચ્છું છું કે આપના સ્તુત્ય કામમાં આપ યશ મેળવો, આપનો પરિશ્રમ સફળ થાઓ, અને આપનાથી ગુજરાતી ભાષાનું ગૌરવ ગાજતું રહો.

---

## યમ સાવિત્રી.

( રાગ—ગીરધારીરે વાત કહું તે વિચારો. )

**યમ**—સાવિત્રીરે મુજ વચન તું પ્રમાણી, હવે પાછી વળ તું શાણી,
ઋણમાંથીરે મુક્ત થઈ તું આજે, થયા બંધન સઉ તુજ આજે.
કરો ધર્મ જઇ આશ્રમમાંરે, હવે વ્રત આચરજો વસમાંરે,
પડયાં જુદાં થઇને તનમાંરે,
મનમાંથીરે, કાઢો પ્રીતિ આની, કરો પીંડ ક્રિયા પ્રીત આણી.

**સાવિત્રી**—યમ રાજારે એ શું બોલ્યા વાણી, હું તો પતિપદેજ જવાની,
થઈ મૈત્રીરે તમ સાથે ક્ષણ એક, તેથી શ્રવણે ધરોને વિવેક,
જુઓ આશ્રમ રૂડો બીજોરે, વળી જ્ઞાનદાયી એ સરજ્યોરે,
જેમાં સંગ લાગે નહીં ત્રીજોરે,
ગૃહસ્થાશ્રમરે, એવો મુજ મન ભાવ્યો, જે શમદમથી પ્રીય લાગ્યો.
સંયમીઓરે જુઓ વનમાં નહીં વસતા, યજ્ઞયાગ સઉ ઘર કરતા,
નિજસ્થાનેરે શું ધર્મથી નવ રહેવાય ? શું વનમાં ધર્મ પળાય ?

**યમ**—નથી સ્વર વ્યંજનની ભૂલોરે, વળી સુર લાગે શો રસીલોરે,
છે મનમોહક પ્રેમીલોરે,
કલ્યાણીરે, વર માગો તમે પ્યારો, આના જીવિત વણ કાંઇ સારો.

**સાવિત્રી**—થયા અક્ષજરે રાજ્ય થકી દુઃખીયારા, સસરા જે અંધ છે મ્હારા,
મેળવજોરે તવ પ્રતાપે સંઘ, બળ ચક્ષુ તણું તો અંધ.

**યમ**—આપ્યું સઘળું મ્હેં તને માગ્યુરે, જે મનથી પ્રિય તને લાગ્યુ રે,
તવ સંશય તે પણ ભાગ્યુરે,
વનમાંથીરે, જા તું હવે નીજસ્થાને, પડયો શ્રમ અતિશય તનને.

**સાવિત્રી**—પતિ સંગેરે શ્રમ શરીરે શાનો, જ્યાં પતિ ત્યાં મુજગતિ જાણો.
સત્સંગજરે નિવડતો ફળદાયી, તેની ઇચ્છા કરે સઉ પ્રાણી.

**યમ**—શાં વાક્યો વદે મતિ વાળીરે, મનમોહનહિત ભરેલીરે,
નહીં મુનિ જનોથી પળેલીરે,
સુણો બ્હેનીરે, બીજો વર તમે માગો, પતિપ્રાણ વિના કાંઈ માગો.

**સાવિત્રી**.–મુજ સસરારે દુઃખે થયા જે મ્લાન, તેને પ્રાપ્ત થજો નૃપ સ્થાન,
નિજ ધર્મનેરે અનુસરજો ઉલ્લાસે, બીજો વર માગુ તુજ પાસે.

**યમ**—મેળવશે તે સ્વલ્પ કાળેરે, સહુ રાજ્ય લક્ષ્મી એ બાલે રે
હવે શ્રમ દિસે તુજ ગાલેરે,
પ્રિય ભગીનીરે, જા તું હવે પ્રીત આણી, વહુ યોગ્ય સદા હું વાણી.

**સાવિત્રી**–નિયમથીરે રાખી પ્રજા જગમાંહી, તેથી યમ ગણાયા આંહી,
અદ્રોહે રે સાધુજન તો ફરતા, તે ધર્મ સદા અનુસરતા.

**યમ**—તરસ્યાને પાણી જેવીરે, મને લાગે વાણી તેવીરે,
આના જીવિત વિણ સતી દેવીરે,
કાંઈ ઇચ્છિતરે, માગો તમે વરદાન, આપું તે સઘળું દઇ ધ્યાન.

**સાવિત્રી**.–અપુત્રજરે વૃદ્ધ પિતાજી મ્હારા, જે પૃથ્વીપતિ છે સારા,
શતપુત્રોરે તેને સબળા થાજો, વળી સુખ સંપત બહુ વધજો,

**યમ**—તવ તાત મેળવશે સઘળુંરે, નહીં ખોટું કદી હું અવળુંરે,
સો પુત્ર થશે તે સવળુંરે,
દૂર થાઓરે, હવે તમે નૃપજાયા, જુઓ શ્યામ દિસે ઘનછાયા.

**સાવિત્રી**.–નહી મુજ મન રે પતિથી દૂર થવાનું, તે તો તે સાથેજ જવાનું,
પ્રતાપિરે સૂર્યતનય કહેવાયાં, છો ધર્મ ધુરંધર રાયા,

**યમ**— જે વચન વદી તું શાણીરે, તે સત્ય દિસે ક્ષત્રાણીરે,
માગ વર તું હવે પ્રીતિ આણીરે,
થયો આજેરે, તવ થકી પ્રસન્ન, માગ પ્રાણ વિના કાંઇ અન્ય.

**સાવિત્રી**–સત્યવાનથીરે મુજ વિષે સાંપડજો, સો ઔરસ સુત સંભવજો,
વર ચોથોરે એ માગુ ભગવાન, મ્હને આપો તે દઇ સાન.

**યમ**—સો પુત્ર થશે બળશાળીરે, સત્યવાન થકી દુઃખ ટાળી રે,
થા શાન્ત હવે મન વાળીરે,
પરિશ્રમથીરે, પંથ ઘણો તું આવી, હવે અનુસરને તું ભાવી.

**સાવિત્રી**–ધર્મ વૃતિરે સંત તણી ચિર સ્થાયી, નહીં ભય સન્તોથી કાંઇ,
નહીં સંગજરે અફળકદા થઇ પડતો, સન્ત જન્મ પગાર્થી થાતો.

**યમ**—જેમ જેમ ભાષણુ આ તદ઼ઃરે, મનને અનુકુળ થયું ન્યારેરે,
તેમ મન ભક્તથી ભરાયુંરે,
મન ઇચ્છિતરે, પતિવ્રતા વર માગો, વળી દિલનાં દુઃખડાં ભાગો.

**સાવિત્રી**–મુજ પતિ વિણરે સુખ તણી શી આશા, એ તો જીવનનીજ નિરાશા,
નહિં ઇચ્છુંરે સુખ સંપત જગમાંહી, ભર્તું વિણ જીવિત આંહી,
એ વિવસ્વતના જાયારે, જેને વેદ પુરાણે ગાયારે,
મ્હેં તો મુકી જગની માયારે,
ધર્મ રાજારે, વાક્ય વદ્યાં તે વિચારો, મને જનમજનમ ભટકારો.

હેં આપ્યુરે, પુત્ર તણું વરદાન, સત્યવાનથી હે ભગવાન,
પતિ મરણેરે ક્યાં વૈધવ્ય સાંપડશી, તવ સત્ય વચન શાં થાશે
ધં૦—કુલનંદિનીઓ જગવંદનીરે, ધન્ય ધન્ય તને સતી જ્ઞાનીરે,
આ મુક્ત કર્યો તવ સ્વામીરે,
તવ ભર્તારે, સદ્ય સજીવન થાજો, વળી વર્ષ ચતુઃશત વસજો,
ભોગવજોરે, વિધાવધ ભોગ અખંડ, સઉ રિધસિધને આનંદ.
આધ્યાત્મિક.

---

## સ્રીની સ્વતંત્રતા.

સ્રીને: સઘળી વ્યાવહારિક બાબતમાં પુરૂષના જેટલી સ્વતંત્રતા છે કે નહી ? સર્વદા સ્રીએ પુરૂષનાજ કબજામાં રહી પોતાની આખી જીંદગી પુરૂષની ઇચ્છાનુસારજ ગાળવાની છે કે કેમ ? પોતાની બુદ્ધિ અને મન પોતે સારી રીતે કેળવેલ હોવા છતાં સાવ સ્વતંત્ર પગલુ લેવા તેને હક છે કે નહીં ? લગ્નની બાબતમાં પોતાનાજ વિચાર પ્રમાણે લગ્ન કરવા તેને હક છે કે નહીં ? જેટલી છુટ પુરૂષને છે તેટલીજ શામારે સ્રીને મળવી ન જોઇએ ? એ વિષયો વીશે વિચાર કરતા બહુ ઉંડા વમળમાં ઉતરી પડાય છે અને ફેરટ કોને સામ્રાજ્ય આપવું એના ચોક્કસ ઠરાવ ઉપર આવતા મુસ્કેલ પડે છે. પુરૂષવર્ગ એમ માને કે સર્વ રીતે સ્રી પોતાનેજ આધિન જોઇએ. સ્રીને તેના વિચાર પ્રમાણે ચાલવા દેવામાં હાની આવે છે. કુદરતેજ એવુ બધારણુ કર્યું છે જે ક્યા જોશો ત્યાં નરજાતી સ્રી જાતીના કરતાં વધારે સત્તા ભોગવે છે. પણ જ્યારે સ્રીને ધાર્મિક આર્થિક અને માનસિક કેળવણી મળી હોય તો પછી તેને પોતાના વિચાર પ્રમાણે પગલું ભરવા દેવામાં શો વાધો હશે ! એટલુ તો કબુલ છે કે નેતા તરીખે સ્રી પુરૂષના કરતાં વધારે કુશળ તો નહીં પણ તેના જેટલી પણ પદવીએ બેસી શકે નહીં. સ્રી મંત્રિ તરીખે પ્રથમ પદને પાત્ર ખરી. પણ જ્યાં કોઈ પણ કામમા સ્વતંત્ર વહીવટ કરવાનો હોય ત્યાં સ્રીને પુરૂષની કુશળતાની સહાયતાનો ખપ ખરો. કદાચ એવા દાખલા મળી આવે કે સ્રીએ પુરૂષના કરતાં પણ વધારે બુદ્ધિબળ બતાવ્યુ હોય. પણ તે કવચીતજ. સરખીજ રીતે કેળવાયલા સ્રી અને પુરૂષને સરખાવાય તો પુરૂષ સ્રીના:કરતા ચડે. કાર્ય કારણુની દોરી લગાડવાની શક્તિ સ્રીનામા નથી. તેનામા એવા સંસ્કાર પ્રથમથી પડયા હોય છે કે તેના મનમાંજ એમ થઈ આવે છે કે ફલાણુ કામ સારૂં છે. તે કેમ સારૂં છે તે સમજાવવાની તેનામાં સત્તા નથી. કાંઈ સ્ફૂરણુજ માત્ર થઈ આવે છે અને તે ખરી પણ હોય છે. સ્રીના મન ઉપર નિગ્રહ રાખવાની શક્તિ અગાધ છે. પુરૂષ એટલો બધો ઠરેલ મનનો હોવા સંભવ નથી. પોતે જે સ્થાન લીધું તે સ્થાન સ્રી પોતે લાંબા વખત સુધી સાચવી શકે; પણ જો ચૂકી તો તેનામાં દોષ રહેલો છે કે તે ઠેઠ નીચે પગથીએ, ઉતરી જાય, અને પોતાના ઉપર આધાર રાખનાર પુરૂષને પોતાના કરતાં પણ હલકી પદવીએ ફેંકી દે. આ નિગ્રહ રાખવાની શક્તિને ધાર્મિક કેળવણીથી ખીલવી શકાય. તેમ સ્રીનામાં એક શું ખુબી રહેલી છે કે શારીરિક વિપત્તિ તો બહુજ ધીરજથી સહન કરી શકે છે. પુરૂષમા તે ગુણ નથીજ કહીએ તો ખોટુ નથી. તેનો - સ્વભાવ નરમ

હોવાથી તેના મન ઉપર પુરૂષ વર્ગ અસર કરી શકે છે. આવે પ્રસંગે તેને સ્વતંત્ર રીતે ચાલવા દેવાથી તેને પોતાનેજ નુકશાન થવા સંભવ છે.

સ્ત્રીનામાંજ બધા દોષ છે, પુરૂષ દોષમુક્ત છે, એ માનવું સાવ ખોટું છે. બન્ને સમાન રીતે દોષગુણનાં ભરેલાં છે. પુરૂષ વ્યાવહારિક રીતમાં કેળવાયલો હોવાથી પોતાના દોષ છુપાવી શકે, સ્ત્રી કદાચ તેમ કરી શકે નહી. સ્ત્રી અપ્રમાણીક છે અને પુરૂષજ પ્રમાણીકતાનું પુતળું છે એ પણ ખોટુંજ માનવું છે.

ઘર કુટુંબની વ્યવસ્થામાં તો સ્ત્રી જેટલો પુરૂષ કુશળ નથી અને તેમાં સર્વ જાતની સ્વતંત્રતા જો તેને સારી કેળવણી મળી હોય તો આપવામાં વાંધો લાગતો નથી. અને ખરી રીતે જોતાં તો જે સમાજમાં એમ સમજાય છે કે પુરૂષજ કર્તા હર્તા છે ત્યાં પણ આવે પ્રસંગે તો છુપાઇને જોનારને માલમ પડશે કે પુરૂષ માત્ર ઢાલજ છે, અને સર્વ દોરી સ્ત્રીનાજ હાથમાં છે. કુદરતથી પણ એવી રચના રચાઇ હોય એમ લાગે છે કે પુરૂષ પૈસા કમાવાના રોજગારમાં ગુંથાએલો હોવાથી સાંસારિક બાબતોમાં તેનું સ્ત્રીના કરતાં જ્ઞાન પણ ઓછુંજ છે. જેમ વ્યાવહારિક માર્ગમાં સ્ત્રી બીનઅનુભવી છે તેમ આ માર્ગમાં પુરૂષને સ્ત્રીના જેટલો અનુભવ નથી. એટલે ધાર્મિક અને માનસિક કેળવણીવાળી સ્ત્રીને કુટુંબવ્યવહારમાં તેમજ લગ્ન જેવી ગૂઢ બાબતમાં કેટલેક અંશે પુરૂષના કરતાં વધારે સત્તા હોવી જોઇએ.

શારીરિક સંપત્તિ મેળવવાને પુરૂષના કરતાં સ્ત્રીને જ્ઞાનની વધારે જરૂર છે. ન્હાના બાળકથી તે મોટી ઉમરના થાય ત્યાંસુધી ગમે તે પ્રકારે પણ પુરૂષને સ્ત્રીની સહાયતાની જરૂર છે; અને છોકરો કેળવવામાં તો સ્ત્રીનેજ વૈદકનો ખાસ ખપ પડે છે. નાની ઉમ્મરના બચ્ચાનું શરીર કેમ ખીલવવું, તેની બુદ્ધિનો વિકાસ કેમ થાય, બચ્ચાંનામાં પ્રમાણિકતા ધાર્મિક વૃત્તિ, કરકસર એવા બીજા ગુણો કેમ ખીલવવા, તે સ્ત્રીને ખાસ જાણવાનું છે. માંદા માણસની આસનાવાસના વખતે તો સ્ત્રી અલૌકિક વ્યક્તિ છે. આ વિષયમાં તો તે જેટલું જ્ઞાન પ્રાપ્ત કરે તે ઓછુંજ છે. જનેતાજ પોતાના બાળકની શિક્ષક થવી જોઇએ. સ્ત્રી વર્ગ વૈદક શાસ્ત્રના, શારીરિક કેળવણીના જ્ઞાનમાં બહુ પછાત હોવાથી જનસમુદાયને મોટા ગેરલાભ થયા છે અને થતા આવે છે.

લગ્ન કરતી વખતે સ્ત્રીને પોતાનો પતિ પસંદ કરવાની સ્વતંત્રતા આપવી કે કેમ તે પ્રશ્નનો ઉત્તર સહજ કઠણ ખરો. જો તેનામાં વિવેકબુદ્ધિ સારી ખીલવી હોય, પારકાનામાં છુપાઇ રહેલા ગુણદોષ શોધિ કાઢી શકે તેમ હોય, અને પ્રાસંગિક લાલસાને આધિન ન થઇ દૂર દ્દષ્ટી રાખી ગુણજ પસંદ કરવાની શક્તિ હોય તો તેને તેમાં સ્વતંત્રતા આપવામાં શો વાંધો ! ( તેમ ઝીણી દ્દષ્ટીથી જોઇશું તો માલમ પડશે કે પુરૂષ પુરૂષના દોષ જોઇ શકે તેના કરતાં સ્ત્રી પુરૂષના દોષ વધારે ઝીણી નજરથી જોઈ શકે છે. એક બીજાના ઉપર કુદરતે છુપા ભેદ્દ તરીકે એક બીજાને રાખેલ છે). આવી પદવીએ સ્ત્રી પહોંચી છે કે નહીં તેજ માત્ર જોવાનું છે. તો આ પદવી તેને ઉંચી કેળવણીથી ન મળી શકે ? લગ્ન થયા પછી ઘણી વખત પોતાના પતિના દોષ તેને બહુ માલમ પડે છે. પતિ સર્વ પ્રકારની સ્વતંત્રતા ભોગવતો લાગે છે અને પોતાને તેથી

ખીજા હૃદયની વ્યાધિ ભોગવવી પડે છે. પણ તેમણે એમ તો સમજવું જોઇએ કે પુરૂષ જો કે શુદ્ધ હૃદયનો હોય છે તો પણ તે તેની વાસનાને આધિન બહુ થઇ જાય છે. તેનો સ્વભાવજ એવો છે, તેમ તે એવા રોજગારમાં ગુંથાયો હોય છે કે તેનામાં સ્ત્રી જેમ એક માર્ગમાં અચળ રહી શકે છે તેમ તે રહી શકતો નથી. એક લેખક એમ કહે છે કે જે સ્ત્રીબાળક શુદ્ધ હૃદયનાં હોય છે તેને કાંઇ છુપાવવાનું હોતું નથી. તેનું હૃદય સૂર્યના તેજની માફક પવિત્રતાથી ઝળકતું હોય છે. તેને બીજાનામાં વિશ્વાસ રાખવામાં કાંઇ વાંધો આવતો નથી; અને પુરૂષ બહુ વ્યવહારમાં ગુંથાએલો હોવાથી સર્વ હકીકત બીજાને કહી શકે તેમ નથી. પોતાની દુનીયાં તે સ્ત્રીના જેટલી સંકોચી શકતો નથી. કેટલાક એમ કહે છે કે બન્ને જાતીમાં એક સરખીજ વફાદારી અને વિશ્વાસની લાગણી હોવી જોઇએ. એ વાત માત્ર સ્ત્રીના મનમાં એક એવો કાંટો ઉગાડી દે છે કે તે તેનાજ મનને વાગે છે અને તેમની જીંદગી દુ:ખમય બનાવી દે છે. પુરૂષના સર્વ ગુણ સ્ત્રીને જોવાની વાંચ્છના રાખવી જોઇએ નહીં. તેટલી સ્વતંત્રતા તો કુદરતેજ તેને આપેલી છે. પરંતુ મારૂં કહેવું એમ નથીજ કે આથી પુરૂષે પોતાને ફાવે તેમ કરવાની સત્તા મળી ગઇ સમજવું. પોતાનું આત્મબળ, આબરૂ, પોતાનામાં રહેલા ઇશ્વરી અંશને વધારે પ્રકાશમાન કરવાને તે બંધાએલોજ છે અને જો જુવાન પુરૂષોને પ્રથમથીજ લાલસાઓ સામે ટક્કર ઝીલવાની, પોતાનું આત્માભિમાન કેળવવાની જો કેળવણી મળે તો સ્ત્રીને કદી પોતાના પતિના આચારથી કચવાવાનું ઉંજ નહી. અને બન્ને એ પોતાની જીંદગી પવિત્ર પ્રેમની ગ્રંથિથી સાંધી એક દીવ્ય મૂર્તિમાન થઇ માનપાત્ર થાય. કેટલીક વખત પુરૂષના આચારમાં શંકાનું સ્થાન ન હોય છતાં શંકામાં ને શંકામાં સ્ત્રી પોતાના પતિ તરફજ દ્વેષભાવથી જુએ છે અને તેમનો ગૃહસંસાર બીજાની દૃષ્ટિને તિરસ્કારપાત્ર થાય છે અને દયાજનક સ્થીતિ તેમની થઇ પડે છે. પુરૂષે પોતાની ધર્મપત્નીનેજ પોતાના મનની અધિષ્ટાત્રી કરવાની છે. પોતાના મન ઉપર તેનું જ સામ્રાજ્ય બેસાડવાનું છે. તેવી બાબતમાં તો પતિએજ સમજવું કે પોતે સ્વતંત્ર નથી. અને સ્ત્રીનેજ પોતાનો સર્વ હક આધિન કરવાનો છે.

પ્રથમ જણાવ્યા પ્રમાણે આર્થિક (ધંધા રોજગારમાં) વ્યવહારમાં સ્ત્રી નેતા તરીખે પુરૂષના કરતાં એક પગથીએ ઉતરતી છે. પણ જ્યારે સ્ત્રી ને પુરૂષને હરીફાઇમાં ઉતારીએ તો બન્નેને અન્યોન્ય ફાયદા થાય છે. સ્ત્રીની દેખાદેખી પુરૂષ પોતાનું સર્વ બુદ્ધિબળ બતાવે છે. તેમ સ્ત્રીને પણ તેટલોજ ફાયદો થાય છે. સ્ત્રી પણ પુરૂષની હરીફાઇમાં તેની સામે ટક્કર ઝીલવીને પોતાની જેટલી સત્તા હોય છે તે બતાવી આપે છે. સ્ત્રી અને પુરૂષ બન્ને કેળવાયેલાં હોય તો પરિણામ ઉત્તમજ આવે છે.

પુરૂષે પોતાની જીંદગી દેશના આર્થિક કલ્યાણને અર્થે સ્વાર્પણ કરવી જોઇએ; મહાત્મા ગોખલેના જેવા દૃષ્ટાંતનું અનુકરણ કરી જનસમાજને અધોગતિમાંથી તારવી જોઇએ. તેણે કાયદો, વૈદક, ન્યાય, નીતિનો અભ્યાસ કરી પોતાના જીવનનું સાફલ્ય કરવું જોઇએ. આ માર્ગ સ્ત્રીને લેવાની જરૂર નથી. પોતાનું રાજ્ય ગૃહ માની ગૃહસંસાર નિયમિત રીતે ચાલે તેજ તેનો ધર્મ સમજવાનો છે. સ્ત્રી અને પુરૂષનો કલ્યાણ માર્ગ તેને આ સ્થાનેથીજ લેવાનો છે. પોતાનું બુદ્ધિબળ, મનની પવિત્રતા અને સ્વ-

હોવાથી તેના મન ઉપર પુરૂષ વર્ગ અસર કરી શકે છે. આવે પ્રસંગે તેને રીતે ચાલવા દેવાથી તેને પોતાનેજ નુકશાન થવા સંભવ છે.

સ્ત્રીનામાંજ બધા દોષ છે, પુરૂષ દોષમુકત છે, એ માનવું સાવ ખોટું છે; સમાન રીતે દોષગુણનાં ભરેલાં છે. પુરૂષ વ્યાવહારિક રીતમાં કેળવાયલો હોવાથી ના દોષ છુપાવી શકે, સ્ત્રી કદાચ તેમ કરી શકે નહી. સ્ત્રી અપ્રમાણીક છે અને પ્રમાણીકતાનું પુતળું છે એ પણ ખોટુંજ માનવું છે.

ઘર કુટુંબની વ્યવસ્થામાં તો સ્ત્રી જેટલો પુરૂષ કુશળ નથી અને તેમાં સર્વ તની સ્વતંત્રતા જો તેને સારી કેળવણી મળી હોય તો આપવામાં વાંધો લાગતો અને ખરી રીતે જોતાં તો જે સમાજમાં એમ સમજાય છે કે પુરૂષજ કર્તા હર્તા ત્યાં પણ આવે પ્રસંગે તો છુપાઇને જોનારને માલમ પડશે કે પુરૂષ માત્ર ઢાલજ છે અને સર્વ દોરી સ્ત્રીનાજ હાથમાં છે. કુદરતથી પણ એવી રચના રચાઇ હોય એમ લાગે છે કે પુરૂષ પૈસા કમાવાના રોજગારમાં ગુંથાએલો હોવાથી સાંસારિક બાબતોમાં તેનું સ્ત્રીના કરતાં જ્ઞાન પણ ઓછુંજ છે. જેમ વ્યાવહારિક માર્ગમાં સ્ત્રી બીનઅનુભવી છે તેમ આ માર્ગમાં પુરૂષને સ્ત્રીના જેટલો અનુભવ નથી. એટલે ધાર્મિક અને માનસિક કેળવણીવાળી સ્ત્રીને કુટુંબવ્યવહારમાં તેમજ લગ્ન જેવી ગૂઢ બાબતમાં કેટલેક અંશે પુરૂષના કરતાં વધારે સત્તા હોવી જોઇએ.

શારીરિક સંપત્તિ મેળવવાને પુરૂષના કરતાં સ્ત્રીને જ્ઞાનની વધારે જરૂર છે. ન્હાના બાળકથી તે મોટી ઉમરના થાય ત્યાંસુધી ગમે તે પ્રકારે પણ પુરૂષને સ્ત્રીની સહાયતાની જરૂર છે; અને છોકરાં કેળવવાંમાં તો સ્ત્રીનેજ વૈદકનો ખાસ ખપ પડે છે. નાની ઉમ્મરના બચ્ચાનું શરીર કેમ ખીલવવું, તેની બુદ્ધિનો વિકાસ કેમ થાય, બચ્ચાંનામાં પ્રમાણિકતા ધાર્મિક વૃત્તિ, કરકસર એવા બીજા ગુણો કેમ ખીલવવા, તે સ્ત્રીને ખાસ જાણવાનું છે. માંદા માણસની આસનાવાસના વાસ્તે તો સ્ત્રી અલૌકિક વ્યક્તિ છે. આ વિષયમાં તો તે જેટલું જ્ઞાન પ્રાપ્ત કરે તે ઓછુંજ છે. જનેતાજ પોતાના બાળકની શિક્ષક થવી જોઇએ. સ્ત્રી વર્ગ વૈદક શાસ્ત્રના, શારીરિક કેળવણીના જ્ઞાનમાં બહુ પછાત હોવાથી જનસમુદાયને મોટા ગેરલાભ થયા છે અને થતા આવે છે.

લગ્ન કરતી વખતે સ્ત્રીને પોતાનો પતિ પસંદ કરવાની સ્વતંત્રતા આપવી કે કેમ તે પ્રશ્નનો ઉત્તર સહજ કઠણ ખરો. જો તેનામાં વિવેકબુદ્ધિ સારી ખીલવી હોય, પારકાનામાં છુપાઇ રહેલા ગુણદોષ શોધિ કાઢી શકે તેમ હોય, અને પ્રાસંગિક લાલસાને આધિન ન થઇ દૂર દૃષ્ટી રાખી ગુણુજ પસંદ કરવાની શક્તિ હોય તો તેને તેમાં સ્વતંત્રતા આપવામાં શો વાંધો ? (તેમ ઝીણી દૃષ્ટીથી જોઇશું તો માલમ

મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે પ્રાથમિક કન્યાશાળા માટે ઇનામ તેમજ લાયબ્રેરી માટે મંજુર કરેલું, તથા શ્રીમંત સરકારના કેળવણી ખાતાએ શાળા લાયબ્રેરી તથા શાળાઓમાં ઇનામ ખાતે મંજુર કરેલું અને બીજા સ્ટેટો તથા અનેક કેળવાયેલાં સ્ત્રી પુરૂષનો અતિ આવકાર પામેલું

# સૌભાગ્યશિક્ષાબ્ધિ.

## સુધારા વધારા સાથે ત્રીજી આવૃતિ.

આ પુસ્તકને રા. રમણભાઈ મહીપતરામ નિલકંઠ બી. એ. એલ. એલ. બી. (અમદાવાદ), રા. કેશવલાલ જેશંકર ધોળકિયાં, એલ. એમ. એન્ડ. એસ. (રામપુર-રોહીલખંડ), સૌ. વિદ્યાગૌરી રમણભાઇ બી, એ. (અમદાવાદ), રા. અનંતરાય નાનાલાલ બુચ, બી. એ. એલએલ. બી, (જુનાગઢ), રા. શિવશંકર શામજી દલાલ, બી.એ. એલ.એલ. બી. (ન્યાયાધીશ માણાવદર સ્ટેટ), મિસ એફ. મેકફી લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજ (રાજકોટ), તેમજ બીજા સાક્ષર વિદ્વાનોએ અતિ ઉચ્ચ અભિપ્રાય આપેલા છે.

મુખ્ય વિષયો ઉપરાંત અનેક નાની નાની સ્ત્રી ઉપયોગી બોધક બાબતોનો આ પુસ્તકમાં સમાવેશ થઇ જાય છે, જેઓ પોતાની સ્ત્રીઓને, પુત્રીઓને, ભગિનીઓને, પવિત્ર સુશીલ, શ્રેષ્ઠ, કર્ત્તવ્ય પરાયણ જોવા ઇચ્છતા હોય, સંસારનું સર્વોત્તમ સુખ સ્ત્રીજાતિ ત્હેમનો ઉદય ચહાતા હોય, સંસાર ઉચ્ચ અને સુખપૂર્ણ જોવાનો શુભ હેતુ ધરાવતા હોય, સ્ત્રીઓને નીતિનું, ઘરસંસાર ચલાવવાની રીતિનું અને બચ્ચાંઓને કેળવણી આપવાનું પૂર્ણ જ્ઞાન આપવા ઇચ્છતા હોય, તેવા દરેક સજ્જને આ પુસ્તક ઘરમાં રાખવાની આવશ્યકતા છે. કીંમત રૂપિયો સવા. પોસ્ટેજ જુદું.

## વિદ્વાનોએ વખાણેલું 'સગર્ભા સ્ત્રીઓ' ને માટે અતિ ઉપયોગી પુસ્તક.

# 'સગર્ભા સ્ત્રીની સંભાળ.'

## તનાં 'સાધારણ દરદો અને સામાન્ય દેશી ઉપાયો.'

પ્રજોત્પત્તિમાં સ્ત્રીની શારીરિક શક્તિ કેટલી બધી ક્ષીણ થાય છે તે સર્વ કોઇ જાણે છે, પ્રસવ સમય મહાભયંકર છે. એમાંથી અનેક યુવાવસ્થામાં પ્રવેશતી બાલાઓ તેમ નાની મોટી સ્ત્રીઓ જીન્દગી ખુવે છે; ને કદાચ આ તંદુરસ્ત હોય ને તે સમયમાં ફતેહ મેળવે છે તોપણ પછીથી સુવાવડના અનેક ગુપ્ત વ્યાધિઓ સ્ત્રીના તન મન ઉપર હુમલો કરે છે; ને આખરે રોગની ભોગ થઇ પડે છે. ગર્ભાવસ્થા કે જ્યાં સ્ત્રીઓ અનેક વ્યાધિઓથી પીડિત રહે છે તે અવસ્થાની શરૂઆતમાં દરેક સ્ત્રીએ આ લઘુ પુસ્તક વાંચવાથી ઘણો ફાયદો મેળવી શકાય તેમ છે; તથા ગર્ભમાં જે બાળક હોય છે તેના ઉપર સુસંસ્કારોની છાપ ગર્ભકાળે પાડવાની કેટલી બધી જરૂર છે, અને તેવા ખાસ પ્રસંગે લીધેલી સાવચેતી તથા સારા ઉપાયોની અસરથી બાળકની ભાવી જીન્દગી કેટલી બધી સુધરી જાય છે તે બાબત પણ ખાસ સમજાય તેમ લખવામાં આવી છે. મતલબ આ નાનાં પુસ્તકની અંદર ગર્ભવંતી સ્ત્રીની શી શી સંભાળની જરૂર છે, ગર્ભિણીએ તે અવસ્થામાં કેવી રીતે વર્તવું જોઇએ અને તે અવસ્થામાં થતા સાધારણ દરદોના ઉપચાર શી રીતે કરવા જોઇએ તે બાબત અતિ ઉચ્ચ વૈદ્યક ગ્રંથોના આધારે જણાવવામાં આવી છે. (બન્ને ભાગ સાથે) કીંમત આના ચાર, પોસ્ટેજ જુદું. બન્ને પુસ્તક મળવાનું સ્થળ:—

નટવરલાલ કે. વૈષ્ણવ, ટાઇપિસ્ટ. જેતપોર, (કાઠીયાવાડ)

## "સુન્દરીસુબોધ"ની પાંચમા તથા છઠ્ઠા વર્ષની ભેટ.

તૈયાર છે. **વાર્તાલહરી.** તૈયાર છે.

( ૩૦૦ પાનાનું દળદાર પુસ્તક )

તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૦૯ થી વ્હેંચાવા માંડી છે. બ્હારગામના ગ્રાહકો જેઓએ પાંચમા અને છઠ્ઠા વર્ષનાં લવાજમ નહી મોકલ્યાં હોય તેમને પહેલી સપ્ટેમ્બરથી વી.પી.થી ભેટનુ પુસ્તક મોકલવામાં આવેછે. જેઓએ મનીઓરડરથી લવાજમ મોકલી આપ્યાં છે તેઓને વાર્તાલહરી મોકલી આપી છે જેઓને ન મળી હોય તમને અત્રે ખબર કરવા વિનતિ છે.

### સ્થાનિક ગ્રાહકોને વિનતિ.

જેઓએ લવાજમ ન ભર્યાં હોય તેઓએ મહેરબાની કરી, રાયપરમાં કામેશ્વરની પોળ પાસે " સુંદરી સુબોધ ઓફીસ " માં સ્હવારના ૮ થી ૧૦ વાગ્યા સુધી લવાજમના પૈસા ભરી જવા જેઓ તરફથી લવાજમના પૈસા નહિં આવે તેઓના ઉપર ચ્હડેલા લવાજમ તથા વી પી ખર્ચ સાથે ભેટનું પુસ્તક વી. પી થી મોકલવામા આવશે જે સ્વીકારવા અમારા સુજ્ઞ ગ્રાહકો મ્હેરબાની કરશે લવાજમ માસ આખર સુધી કેટલું બાકી છે તેની ખબર સર્વ સ્થાનિક સભાસદોને આપવામાં આવી છે.

### સાતમા વર્ષની ભેટ.

## ગીતમાળા ભાગ ૨. ( તૈયાર થાય છે )

### બન્ને ભેટો બાબતની વ્યવસ્થા.

વાર્તાલહરી બે વર્ષ માટેનું-ભેગુ પુસ્તક છે, તેથા જેઓનો બે વર્ષની ભેટ મેળવવાનો હક હશે તેમનેજ આ પુસ્તક મળી શકશે. જેઓ છઠ્ઠા વર્ષથી પત્રના ગ્રાહક થઇ સાતમા વર્ષ માટે ચાલુ રહેવા-માગતા હશે તેમને પણ તે બન્ને વર્ષ પેટે આ પુસ્તક મોકલી આપવામાં આવશે પરંતુ જેઓ માત્ર પાંચમા, છઠ્ઠા કે સાતમા-એકજ વર્ષના ગ્રાહકો હશે તેમને ઉપર જણાવેલી ગીતમાળા ભાગ ૨ જો તૈયાર થયે મોકલી આપવામાં આવશે. સર્વ બાબતનો પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

મંત્રી, બન્ધુસમાજ, સુન્દરીસુબોધ ઓફિસ, અમદાવાદ

---

## ઉપકાર સાથે સ્વીકાર.

મેશર્સ મેઘજી હીરજીની કંપની તરફથી

### ૧. શિવવિનોદ ભાગ બીજો.

રા. જીવનલાલ અમરશી તરફથી

### ૨. " શ્રી કૃષ્ણ-જીવન, "

રા. કાપડીઆ નેમચંદ ગીરધર તરફથી

### ૩. અંજના-સુંદરી.

મંત્રી, બન્ધુસમાજ.

# સુન્દરી સુબોધ

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બના ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આતુર વિલાસોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ—એજ આર્યસુન્દરીઓના જીવનની સફળતા છે "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે"

વર્ષ ૭ મું.] ઈ. સ. ૧૯૦૯ ડિસેમ્બરઃ-કાર્તિક, વિ. સં. ૧૯૬૬. [અંક ૪ થો.

## ज्ञानसुगन्ध.

स्त्री पुरुषनां कार्यो:—आ सृष्टिमां ईश्वरे जे अनेक प्राणी उत्पन्न कर्या छे, तेमां एक मनुष्यजातिनो पण समावेश थाय छे. आनी अंदर तेओए स्त्री अने पुरुष एम बे वर्ग पाड्या छे, ते दरेक वर्गने माथे केटलांक कार्य नांख्यां छे. तेमां अमुक कार्य तो पुरुषोयोग्य थाय, अने अमुक कार्य तो स्त्रीओयोग्य थाय. जे कार्य पुरुषने करवानां छे ते जो कदी स्त्रीओ करवा जाय, तो तेओथी बनी शके नहीं; अने जे कार्य स्त्रीओए करवानां छे ते पुरुषोथी कदी बनी शके नहीं, अने पुरुषो जो एमां माथु घालशे करवा जाय तो तेओ उधां पडतां गोथांज खाय. पुरुषोना कार्यमां स्त्रीओ माथुं मारी जो तेओनी बराबरी करवा जाय, तो तेओ पण तेमां गोथांज खाय. मारे कहेवुं एम नथी के स्त्रीओ पुरुषोनी बराबरीनुं कार्य नहीं करी शके. जो तेओने शोखथी केळवी सारी हुंशीआर बनाववामां आवी होय, तो तेओ पण पुरुषोनी बराबरीनां कार्य करी शके. पण तेथी तेओने माथे जे फरज ईश्वरे नांखेली छे तेमांथी तेओ मुक्त थतां नथी. स्त्रीओ केळवाईने हुंशीआर थई पोताना फरजोने बाजु उपर मुकवी जोईए नहीं. स्त्रीओ जरा भणी गणी एटले तेओमां जरा मगरूरी आवे छे, अने एमज जाणे छे के अमे हवे संपूर्ण केळवणी लई हुंशीआर थई गयां. हवे अमे पण पुरुषोनी बराबरीनां कार्यो करीशुं. पण

તેઓએ શીખવા વાંચવાથી મનમાં જરાએ મગરુરી લાવવી જોઇએ નહીં. પહેલાં તો તમારું જે ઘરનું કાર્ય છે તેને લાયકનાં તમે થાઓ, અને તેને લાયકનાં થયા પછીજ પુરુષોને લાયકનાં કાર્યો કરવાને પ્રયત્ન કરો. પણ આતો પ્રથમ તમે પોતાનું છોડી બીજામાં માથું ખોસવા જતાં પેલી કહેવતવાળી વાત થાય છે કે " કાગડો હંસની ચાલ ચાલવા ગયો, ને પોતાની પણ ભૂલી આવ્યો."

સૌ. મંગળાગૌરી ચુનીલાલ સેતલવાડ.

( ગુજરાતી પંચનો દિવાળીનો ખાસ અંક ૧૯૧૫. )

---

## કાવ્યકુંજ.

### કુલયોગિની.

ભરેલા સરમાં નીર ખાતાં'તાં મન્દ હેલિયાં:
ને હૈડું યે મ્હ્ડયું હેલે, દર્દ ત્ય્હાં દેવીનાં થયાં.

૨

છે એક ઉજ્જ્વલ પુરાણપ્રસિદ્ધ દેશ,
ઉષ્માપ્રતાપ ભર સુર્ય તપે હમેશ;
આતિથ્યની નગરીઓ જ્યહીં ન્હાની ન્હાની,
ત્ય્હાં છે અમારી કુલની લઘુ રાજ્યધાની

૩

તોફાની બાલુડાંને ત્ય્હાં જોતી નેન ઊંડાં ભરી
બેઠી'તી દામણી દેવી, દેહે મો દીનતા ધરી.

૪

સખિ ! ત્ય્હાં સુકુમાર વાકડી,
નમતી એક હતી બદામડી,
બુચનાં દ્રુમ ધીમું ડોલતાં,
ધ્વજ જેવાં ગગને વિરાજતા.

૫

બારણામાં કરે રક્ષા સદા યે હનુવો જતી;
લીમડાની શીળી છાયા આંગણે પાથરી હતી.

૬

ઝાંખો પ્રકાશ તરુજાળી મંહીથી આવે,
ને ઓશરી મંહી સુઝાજમ તે બિછાવે;

ત્ય્હાં લીલી એકસર માલતી વેલ દીપે,
ને એક ડોલર હતો તુલસી સમીપે.

૭

માડેલો માંડવો આછો ચોકમાં છાંયડી કરે;
એક બે જૂઇની વેલો સૂકાતી હતી તે પરે.

૮

તે તેજલીંપી શીળી ઓશરીમાં
પ્રારબ્ધની પોથી ઉઘાડી ધીમા
દેવી જૂવે તે મંહી ભાગ્યલેખ,
મુખે હતી દુઃખિણી કેરી રેખ.

૯

અન્તરિક્ષે હતી દૃષ્ટિ સૂની ને કાંઇ શોધતીઃ
હતું તે પેખતી ન્હોતી, ન્હોતું ત્હેને નિહાળતી.

૧૦

ત્હેને ન શોધ, તુજને જડશે નહીં તે,
ત્હારો નહોર નથી નાથ અંહી ક્યંહીયે;
આઘે ભમે શરીર, ભૂલ્યું મને ભમન્ત,
એકાકિની મૂકી ત્હને અતિ એ દમન્ત.

૧૧

આંખડી શૂન્યતાની એ પછી પાછી વળી નમે
કાદવે કમળો શાં જ્ય્હાં ધૂળમાં બાલુડાં રમે.

૧૨

કદીક સ્નેહે તુજ કંઠ ગેલતાં,
કદીક હેતે મુજ નામ બોલતાં;
કદીક મીઠી નિજ મસ્તીમાં મચે,
હમેશ ન્હાનાં કંઈ નાટકો રચે.

૧૩

ઉતાર્યાં દિલથી એવાં દિસે સમૃદ્ધ બાલકોઃ
વિસાર્યાં વ્હાલસ્હોયાં મ્હેં આત્મશ્રીભર અર્ભકો.

૧૪

લજ્જાળુ લોચન મનોહર કેરૂં ચારૂ,
તેજસ્વી આનન અનુપમનું અપ્યારૂંઃ

સોહાગશોભિત, વિલાસ વિનોદિનીના,
આનન્દનાં ગહન હાસ્ય: કશી કમી ના ?

૧૫

અન્તરે કોઈ યે, બાપુ ! ઓછું મા આણશો રજે:
આપણા બાલની, દેવિ ! તું માતા-તું પિતા થજે.

૧૬

તજ્યાં બાલ, તજી મનોરમા,
કરુણાળુ ! કરજે બધું ક્ષમા:
પ્રિય ! ડાહ્યાં થઇ માનું માનજે,
કુલને છાજતી રીત ચાલજે.

૧૭

આવશે અતિથિરૂપે દેવી કે કોઇ દેવતા,
કે સ્નેહી કો, સગાં કો, કે હરિનાં જન ભાવતાં.

૧૮

આતિથ્ય યોગ્ય સહુનું સખિ ! તું કરીશ,
ચિન્તા નથી લગીર, અર્ધ્ય પદે ધરીશ;
સૌ પૂછશે કુશળ, તું મુજ સંઇ ક્હેજે,
મ્હારી વતી ય વધુ અંજલિ અર્ધ્ય દેજે.

૧૯

દેવિ ! તું કુલની રાણી, હું યે મ્હેમાન તાહરો:
માંડ્યું ત્હેં કુલનું રાજ્ય, રાજયોગ ખરો કર્યો.

૨૦

ક્ય્હારેક તો તું કુલ માટ સાંધતી,
ક્ય્હારેક તું મેલ મ્હડયા ઉતારતી;
ક્ય્હારેક પૂજી પ્રભુ આશિષો લહે:
નિત્યેય ચિન્તા કુલક્ષેમની વહે.

૨૧

ઉપાડે કુલનો ભાર, ભાર્યા તે સતીને ભણી:
સંભાળે ગૃહની શોભા, તે દેવી ગૃહિણી ગણી.

૨૨

દેવિ ! સતિ ! પરમ પાવનકારી ભાર્યા !
કલ્યાણિનિ ! ગૃહિણિ ! ઓ પ્રભુપ્રેમી આર્યા !

ઢાળે શિરે નફિકરો પતિ સૌ ગુમાને,
'સર્વસ્વ સોંપ્યું મુજનેજ' તું એમ માને.

૨૩

ન મૂઝે ભાવ એ ત્હારો, કે લેશે ન્હેમંત્ઝે નહીં,
ત્હોયે તું શાન્તિથી સેવા સદા સૌની કરી રહી.

૨૪

ભમે ભમે દેહ ભલે વિદેશે,
ભલે ભમે આ મનડું વિશેષે;
નથી નથી એક ઘડીય ન્યારૂં.
કલ્યાણિ! આકર્ષણ દૈવી ત્હારૂં.

૨૫

માહરી જીંદગી કેરૂં સુહાગી મધ્ય બિન્દુ તું:
અન્ધારી રાત્રિમાં મ્હારી અમીનો પૂર્ણ ઇન્દુ તું.

૨૬

માંડીજ વેદિ ગૃહની, લીંપી પંચગવ્ય,
ત્હેં આદર્યો ગુણવતી! કુલયજ્ઞ ભવ્ય;
પંચાગ્નિ પંચશિખ પંચ દિશે જલે છે,
હોમાઇને હવિ રૂપે નહી તું બળે છે.

૨૭

સદાની યે ત્હને લાગી સમાધી કુલયોગની:
આત્મામાં જ્યોતિ એ ધારી શોભે તું યોગિની બની.

૨૮

વિસરે તું નહિ કલ્પના વિશે,
વિસરે ના કંઇ ભ્રાન્તિને મિશે;
તુજને લાધી સમાધી કર્મની,
કળિતા જીવ છ તું સ્વધર્મની.

૨૯

કરીને સેવના મ્હારી કીધો ત્હેં નિત્યનો ઋણી:
નમેરો-નગુણો છું હું, તું તો સાધ્વી મહા ગુણી.

૩૦

એ ત્હારૂં ઋણ સખિ! કેમ ફીટ્યું ફીટાશે ?
એ ઋણના ઋણી તણું સજની! શું થાશે ?

ઓ શાન્તમૂર્તિ ! વરદાયિની કુલદેવિ !
ત્હારી શુભાશિષથી મ્હારૂં અશુભ જશે.

૩૧

કો નથી અધુરૂં વિશ્વે? હું નથી ? કે શું તું નથી ?
કે ત્હારા ગુણનું ગાને દેવિ ! આ અધુરૂં નથી ?

૩૨

અહો ! મહાભાગ કેસારનીર !
અહો ! મહાભાગ હું યે લગીરઃ
જેવી ત્હમારા જલમાં વનશ્રી,
ત્હેવી જ મ્હારા દિલમાં કુલશ્રી.

૩૩

માહરા કુલમાં, બીજે, જ્યહાં હો ત્યહાં, ઓ તપસ્વિની !
નમો નમો, મહાદેવિ ! ૐ નમો, કુલયોગિની !

ન્હાનાલાલ દલપતરામ કવિ.

---

# વાર્તાલહરી.

(સ્ત્રીલેખ.)

---

## આત્મવૃત્તાંત.

મારૂં નામ મનોરમા છે. ને વાંચકોને સરળ પડે માટે મારી સવિસ્તર હકીકત આપવાનું હું ઠીક ધારૂં છું. મારા પિતાનું નામ મોહનલાલ ને મારી માતાનું નામ ઇચ્છાલક્ષ્મી તથા મારી નાની બ્હેનનું નામ પ્રેમપ્રતિમા હતું. મારા પીતા વાણીઆ જ્ઞાતિના છતાં સુધારક હતા અને તેથી હું ગુજરાતી પાંચ ચોપડીનો અભ્યાસ કરીને પછી ઇંગ્રેજી શીખવાને હમે સુરત મિશન સ્કુલમાં રેહેતા હોવાથી જવા લાગી. ત્યાં મેં લગભગ મેટ્રીક સુધી અભ્યાસ કર્યો ને તે વખતે મારી ઉમ્મર અરાઢ વર્ષની હતી. મારા પિતાનો વિચાર મેટ્રીકની પરિક્ષા આપ્યા પછી મારા લગ્ન કરવાનો હતો. પણ મારાં માતુશ્રીના આગ્રહને લીધે મારાં લગ્ન હમારી જ્ઞાતિના એક પચીસ વર્ષના યુવાન બી. એ. થયેલા ઇસમ સાથે થયાં. મારા પતિનું નામ લલિત મોહન છે ને સાસુજીનું નામ ગંગાલક્ષ્મી છે. અને તેજ વર્ષમાં હું મારા સાસુજીના બોલાવવાથી ત્યાં રેહેવા ગઈ. તે વખતે હું બહાર જવા આવવાની રેશમી કોરની રેશમી સાડી તથા સફેદ મલમલનું સુંદર ફેશનનું બદન તથા બુટ અને મોજા પેહેરતી અને અલંકારમાં ફક્ત હાથે બંગડી, કાને બુટી, અને ડોકમાં અછોડો તથા હાથે ઘડી. વીંટી સીવાય બીજું કાંઇ મને ગમતું નહોતું અને ઘરમાં સુતરાઉ સફેદ ગવન અને

સફેદ બદન પહેરતી હતી. મારા પિતાને ત્યાં કાંઈ કામ કરવાનું નહોતું તેમ સાસરે પણ કાંઇ કામ કરવાનું નહોતું કારણ કે સાસુજીને મારા પતિ શીવાય બીજું કાંઈ ફરજન નહોતું અને મારૂં સાસરૂ પૈસાદાર હોવાથી રાંધવાને એક બ્રાહ્મણ, વાસણ સાજવાને નોકર તથા અનાજ સાફસુફ કરવાને એક બાઇ તથા ગાડી ઘોડો હતા, એટલે મારે પીવાનું પાણી પણ હાથે લેવાનું નહોતું, પણ એક દીવસ મારે સાસરે અમારા ભટ ઉપર તેની મા માંદી થઈ ગયાનો રાત્રે તાર આવ્યો અને તે ગભરાઈ જવાથી મારા સ્વામિની રજા લઈ પોતાને ગામ ગયો, પણ હવે કેમ થાય? ભટ ગયો તે રાંધે કોણ? કાંઈ વૃદ્ધ સાસુજીને રાંધવા દેવાય? અને મને પણ રાંધતા આવડતું નહોતું. પણ તેથી કાંઇ ભુખ્યા રેહેવાય? ત્યારે મેં પોતે ગભરાતાં, ગભરાતાં, રાંધવા માંડ્યું. પણ શું કરવું તે કાંઇ સુઝે નહી. દાળ ઓરી અને તેમાં પુષ્કળ પાપડખાર નાંખી હું તો નાહાવા ગઇ, નાહીને આવી ત્યારે દાળ બફાઇ હતી પણ પાપડખાર વધારે હોવાથી કાળી કાળી થઈ ગઈ હતી અને મેં પણ દાળ ગળ્યા વગરજ એમને એમ આમલી હળધર, મીઠું, આદુ મરચાં, કોથમીર નાંખીને હોલે મુકી ચુલે રીંગણાનું શાક વઘાર્યું. તેલ માં મરચાં હીંગ નાંખી રીંગણાના કડકા નાંખ્યા ને હળધર મીઠું નાંખી બે ત્રણ વાડકા પાણી નાંખી લોટ બાંધવા બેઠી. પુરીના લોટને મોંણ દેવું જોઇએ તે છતાં ખબર ના હોવાથી મેં તો એમને એમ લોટ બાંધ્યો અને તે દરમ્યાન શાક થઈ ગયું તે અંગારે મુકીને હું તપેલીમાં પાણીને ચોખા સાથે નાંખી ચુલે મુકીને સ્વામી નાહાતા હતા ત્યાં તેમને ધોતીયુ તથા ટુવાલ આપવા ગઈ. અને ત્યાં જરા વાર લાગી તેથી હું જ્યારે આવી ત્યારે ચોખા ઉભરાતા હતા અને જરા ચીકણા થઈ ગયા હતા. તે જેમ તેમ ઓસાવી નીચે ઉતારીને ચુલે પેણી, મુકી પુરી કરવા માંડી. પણ કોઇ દીવસ કરી હોય તો આવડેકની. એક તરફથી જાડી તો બીજી તરફથી પાતળી એવી પુરી વણીને તળવા મુકી પણ ન ફુલે કે ન ફાટે. જ્યાં ત્યાંથી જેવી તેવી કરીને મુકી એટલામાં સ્વામી અને સાસુજી જમવા આવ્યાં. અને રસોઇ સારી થઈ નહીં તે પીરસતા તો શરમ આવે પણ કાંઇ છુટકો! શરમાતાં, શરમાતાં, બે જણાને પીરસ્યું અને બેઉ જમવા બેઠા. સ્વામી તો જે ભાવ્યું તે ખાઇને ઉઠી ગયા પણ સાસુજી વૃદ્ધ તે બોલ્યાં કે "વહુજી આ તે રાંધ્યું કે રમત કરી છે. નોહોતું આવડતું તો ના કેહેવી હતી, પણ આવી રસોઇ તે કોણ ખાય? આ દાળ કાચી ને સ્વાદ વગરની છે શાક પણ તેવુંજ અને ચોખા પણ જાણે લાહી જેવા, પુરી ચવ્વડ, ને મારા જેવા વૃદ્ધથી તો કાંઇ એવી ખવાયજ નહીં ત્યારે ખાવું કે ભુખ્યા રેહેવુ તેના કરતાં તો હૈયું બાળ્યા કરતાં તો હાથ બાળ્યા સારા." સાસુજી બોલ્યા તે નીચું જોઇને મેં સાંભળ્યા કર્યું. પણ શું બોલું? હું તો મુંગી મુંગી બેસીજ રહી. અને સાસુજી પણ જરાતરા જે ભાવ્યું તે ખાઇને ઉઠી ગયાં. હું પણ મારો જીવ ઉદાસ થઇ જવાથી થોડું ખાઇને ઓરડામાં ગઈ ને જોયું તો સ્વામી નહોતા તેથી જઇને પલંગ ઉપર સુતી ને મોંએ માથે ઓઢીને ખુબ રડી. ને રડતાં રડતાં હું સુઇ ગઈ. થોડીવારે હું જાગી તે વખતે સ્વામી મારી પાસે પલંગ ઉપર બેઠા હતા. મને જાગતી જોઇને સ્વામીએ પુછ્યું કે "મનોરમા તું ગભરાતી ના. તું તારે પીયેર જાય ત્યારે ભુલ સુધારી લઇને બધું શીખીને આવજે પણ મારે એટલું તો કેહેવું પડશે કે તું ભણતા શીખી તે રાંધતાં શીખવા ઉપર અને ગૃહવ્યવસ્થા ઉપર વધારે લક્ષ આપ્યું હોત તો આવું થાત નહીં." સ્વામીનું બોલવું સાંભળી પાછું મને

રડતું આવ્યું ને હું બોલી કે "જો મારા પીયેરમાં શીખવાનું હોત તો મારે આ વખત ન આવત. સ્વામીનાથ પહેલાં મને સુધારાને નામે આનંદ થતો હતો પણ આજે તો મારો જીવ બળી જાય છે. મને તો લાગે છે કે સારાં કપડાં પેહેરવા, ઈંગ્રેજી ભણવું, ને પાર્ટીઓમાં જવાને સુધારો ના કેહેવો જોઇએ. પણ સારી રીતે ઘરમાં હીસાબ રાખનાં, રાંધતાં ને બાળક ઉછેરતાં આવડે તેનેજ સુધારો કેહેવો જોઇએ. પણ હવે એ તો ઠીક પણ મારે હવે શું કરવું ? કે જેથી મારી ભૂલ સુધરે. ને મને રાંધતા બરાબર આવડે આજેજ મને અનુભવ થયો કે દરેક પૈસાદાર કે ગરીબ સ્ત્રીઓને પણ પાકશાસ્ત્ર શીખવું અવસ્ય છેજ." મારૂ બોલવું સાંભળી સ્વામી વિચારમાં પડ્યા ને ઘોડીવારે બોલ્યા, "મનુનું એમ કર કે તું મારા માશી જે ભરૂચમાં રેહે છે ત્યાં જા કેમ કે હમણા વિમળા બ્હેનની સુવાવડ છે. ને વળી તારી ફોઇની છોકરી મારા માસીના દીકરા મદન મોહન સાથે પરણી છે. ને ત્યાંજ છે એટલે તને શીખવામાં વધારે સુગમ પડશે ને માશી શાંત સ્વભાવનાં હોવાથી તે તને ધીરેથી શીખવશે, કેમ તારી મરજી છે ? હોય તો માજીને કહીને નક્કી કરૂં." મેં તો નરત હાથ જોડીને કહ્યું કે સ્વામીનાથ તમારી આજ્ઞા હશે તો હું તો તમે જ્યાં જવાનું નક્કી કરશો ત્યાં જઇશ. મારે તેમાં કોઇપણ પ્રકારનો વાંધો નથી. મારૂં બોલવું સાંભળીને સ્વામી ઉઠ્યા અને સાસુજીની અનુમતિથી બીજે દીવસે મારે ભરૂચ જવાનું ઠર્યું. સાંજે સાસુજીએ પાસે બેસીને મારી પાસે રંધાવ્યું તેથી કાંઇ વધારે બગડ્યું નહીં, અને બીજે દીવસે સવારથી તો ભટ આવવાનો હતો તેથી મારે બીજે દીવસે રાંધવાનું નહોતું. બીજે દીવસે મને સ્વામી સ્ટેશનપર મુકવા આવ્યા ને ગાડી ઉપડતી વખતે મને કહ્યું કે સંભાળીને જજે અને ખંત રાખીને ધીરજથી શીખજે. મેં નમન કરીને હા કહી. અને ગાડી ઉપડી. ભરૂચના સ્ટેશન ઉપર મારા દીએર મદનમોહનને મને તેડવા આવવાને તારથી ખબર આપી હતી તે પ્રમાણે તેઓ તેડવા આવ્યા હતા. તેમની સાથે હું ઘેર ગઇ. ઘરમાં પેસતાંજ મારી ફોઇની છોકરી ને માસીજીના છોકરાની વહુ સુશીલા મને તેડવા આવી ને હાથ પકડીને ઉપર તેડી ગઇ ને નોકર પણ કહ્યા વગરજ સામાન લઇને મારે વાસ્તે તૈયાર કરેલા ઓરડામાં મુકી આવ્યો અને હું પણ કપડાં બદલીને માસીજી પાસે ગઇ ને પ્રણામ કરીને સામી બેઠી. એટલે માસીજીએ બધાની ખબર પુછી મેં માસીજીને બધાના સમાચાર કહ્યા અને પછી મારી ફજેતીની વાત કહી અને કહ્યું કે તમારી પાસે શીખવા આવીછું. માસીજીએ બધી વાત સાંભળીને ધીરેથી કહ્યું કે વહુ ગભરાશો નહીં હોય એમ પણ થાય પણ હવે તમને ખંત છે તે જલદી શીખી શકશો. વખતે બગડે પણ ખરૂં તેમાં ગભરાવું નહીં. એમ કહી સુશીલાને બોલાવી એટલે સુશીલા તરત આવી એટલે માસીજીએ કહ્યું કે કાલથી તારી સાથે રાખીને મનોરમાને કામકાજમાં સમજ પાડજે. બીજે દીવસથી હું કામકાજ કરવા લાગી. ઘણી વખત મારાથી ઘી, તેલ વીગેરે ઢોળાઈ જઇને બગાડ થતો પણ માસીજીએ મને એક પણ શબ્દ કહ્યો નહીં. અને ધીરેથી સમજ પાડીને દરેક કામ શીખવ્યું. અને બે મહીનામાં હું બધું રાંધતાં શીખી અને મુરબ્બો, અથાણું અને થોડી સારી ચીજો બનાવતાં પણ શીખી ને તે દરમ્યાન વિમળા બ્હેનને પુત્ર જન્મ્યો એટલે માસીજીએ મને સુવાવડના કામમાં પણ માહીતગાર બનાવી. માસીજીની ઘરની વ્યવસ્થા ઘણીજ સારા પ્રકારની હતી. અનાજથી તે પાણીના પવાલા સુધી દરેક પોતપોતાની જગોએ ગોઠવેલાં

હતા, અને ચોખ્ખાઈ પણ સારી રહેતી હતી. સુશીલા પણ ઘરમાં એકજ નોકર છતાં એવી ઝડપથી કામ કરતી કે નવરીનેનવરી. માસીજીપર માના જેવુંજ હેત હતું ને પડ્યો બોલ ઝીલી લેતી. અને માસીજી પણ વિમળા બ્હેનમાં ને સુશીલામાં બીલકુલ ફેર ગણતાં નહીં. હું ત્યાં રહી તે દરમ્યાન મને એમનો બન્નેનો પોશાક સારો લાગતો તેથી હું પણ બદન તથા મોજાને પેનશન આપીને સાદી ડગલી શીવાડી હતી તે પેહેરતી. આ પ્રમાણે મને ત્રણ માસ થયા એટલે માસીજીએ કહ્યું કે વહુ સુરતથી કાગળ આવ્યો છે તેમાં મોટી બ્હેન આવતી કાલે બપોરે તમને તેડાવે છે. ને મારા ધારવા પ્રમાણે તમને કામકાજ પણ આવડ્યું છે તેથી મદન મોહન તમને સ્ટેશને મુકવા આવશે અને ત્યાં લલીત મોહન તેડવા આવશે. એટલે તમને અડચણ નહીં પડે ને હું આજે મોટી બ્હેનને કાગળ લખુંછું કે મનોરમા આવે છે ત્યારે મેં કહ્યું કે તમે જેમ કહેશો તેમ કરવા તૈયાર છું. મેં પણ તેજ દીવસે જમીને સાંજના મારો સામાન બાંધી લીધો. ને બીજે દીવસે જમીને બધાને મળી, ભેટીને હું સુરત જવા નીકળી. દીયરજી સ્ટેશનપર આવ્યા હતા ને ગાડીમાં બેસાડીને કહ્યું કે " ભાભી સંભાળીને જજો ને પોંહોચીને કાગળ લખજો " એટલે ગાડી ઉપડીને તેઓ તેમને ઘેર ગયા. સુરતના સ્ટેશને સ્વામીજી તેડવા આવ્યા હતા. તેમણે મને જોતાંજ હસીને કહ્યું કે " મનોરમા તું તો ઘણીજ બદલાઈ ગઈ છે, મેં તો પેહેલાં ઓળખીજ નહીં" મેં શરમથી નીચું જોયું ને હમે બંન્ને ઘોડાગાડીમાં બેઠાં. ગાડી ચાલી એટલે સ્વામીએ પુછ્યું " મનોરમા તને શું આવડ્યું તે કહે તે દીવસે રાંધ્યું હતું તેવું રાંધશે કે નહીં " મેં તરત સ્વામીને કહ્યું " સ્વામીનાથ ફરી એ વાત સંભારશો નહીં મારો જીવ એ વાત સંભારતા બળી જાય છે, પણ હું પરમેશ્વરનો પાડ માનુંછું તે વિશે મારી આંખ ઉઘડી ને હું હવે મારો પતિ ધર્મ તમને સંતોશ ઉપજે તેવી રીતે બજાવીશ અને પરમેશ્વર માસીજીનું કલ્યાણ કરજો કે તેણે મને પોતાની દીકરીની માફક કેળવીને બધું શીખવ્યું અને હું પણ મારા પીતાજીને સમજાવીને પ્રેમ પ્રતિમાને પણ ગૃહ કાર્ય શીખવવાનું કબુલ કરાવીશ નહીં તો દુખી થાય. ભણેલાંજ કાંઇ કેળવાયલા કેહેવાય નહીં પણ સાથે ગૃહકાર્ય આવડતું હોય તોજ કેળવાયલા કેહેવાય " એમ હું હવે સમજીછું.

ઘેર જઈ કપડાં બદલીને સાસુજીને પ્રણામ કરી તેમની પાસે બેઠી ને પછી બધાના સારા નાજાની ખબર કહી એટલામાં જમવાની વખત થઇ ને હમે જમવા ગયા પણ મહારાજ સારૂ રાંધતો ન હોવાથી મને તો કાંઇ ભાવ્યું નહીં. અને હું થોડું ખાઇને ઉઠી ગઇ ઓરડામાં જઇ સ્વામીને મુખવાસ (પાન) આપીને ધીરેથી કહ્યું " કે સ્વામીનાથ જો માનો તો એક વાત કહું અને એક ચીજ તમારી પાસે માગું. " સ્વામીએ હસીને કહ્યું " કે ખુશીથી આપીશ મારી વ્હાલી તારે જે જોઇએ તે હું ખુશીથી આપીશ " ત્યારે મેં કહ્યું કે " આ ભટને કાલથી રજા આપો અને હું રાંધીશ " મારૂ બોલવું સાંભળીને સ્વામીજી તો ખુબજ હસ્યા ને બોલ્યાં કોણ તું રાંધવાની છે ? મનોરમા તું બોલતી ના તું રાંધવાનું કહે છે ને મને તેં તે દીવસે રાંધ્યું હતું તે સાંભરી આવે છે. મેં કહ્યું કે હવે એવાં બ્હાના કાઢી ફરી નહીં જવાય. સ્વામીએ કહ્યું કે મારી તો હાજ છે જો માજી હા કહે તો કાલથી રજા આપીએ એટલે હું ઉઠી સાસુજી પાસે ગઈ. સાસુજી પથારીમાં જાગતાં સુતાં હતાં ત્યાં જઇને હું પાસે બેઠી એટલે સાસુજીએ કહ્યું કે

"વહુ કેમ રાતની વખતે અહીંઆં આવ્યાં છો? તબીએત તો સારી છે?" મેં કહ્યું હા તબીએત તો સારી છે પણ હું તમારી પાસે એક ચીજ માગવા આવી છું તે આપ્યા વગર નહીં ચાલે. સાસુજીએ બેઠાં થઇને કહ્યું કે વહુ લગ્ન પછી આજેજ મારી પાસે માગવા આવ્યાં છો તો મારાથી અપાય તેવું હશે તો તમને આપીશ એટલે મેં કહ્યું કે તમારાથી અપાય તેવીજ છે કાલથી ભટને રજા આપો એટલે સાસુજીએ મારે વાંસે હાથ ફેરવીને કહ્યું કે વહુ ભટને રજા આપવાની જરૂર નથી. પરમેશ્વરની મેહેરબાનીથી આપણે ભટ રાખી શકીએ તેમ છે અને તે દીવસે મેં તમને કહ્યું તેમાં ખોટું લગાડશો ના. એ તો દરેક બૈરાંને રસોઇ કરતાં તથા ગૃહવ્યવસ્થા શીખવું અવસ્યનું હોવાથી અને તે વાતની આવડત તને ન હોવાથી મને ખોટું લાગ્યું તેથીજ મેં તને કહ્યું હવે તને આવડયું જાણી મને સંતોષ થયો. ને ભટને હું રજા આપવાની નથી. મેં ધીરેથી કહ્યું કે ના સાસુજી એમ નહીં ચાલે મારૂં માગ્યું તમારે આપવું પડશે કાલથીજ ભટને રજા આપો તમને પ્રભુએ પૈસા આપેલા છે તે બીજા કામમાં ખરચજો. પણ મારી આટલી ઇચ્છા તો પુરી પાડવીજ પડશે. આખરે મારા સાસુજીએ ભટને રજા આપવા હા કહી ને મારૂં ધાર્યું થયું.

× × × × × ×

હમણા હમે વસ્તારી થયાં છીએ. અને વૃદ્ધ સાસુજી પોતાના ત્રણ પૌત્રને બે પૌત્રીને આખો દીવસ પોતાની નજર આગળથી ખસેડતાં નથી. અને હું પણ રાંધી પરવારીને ઘર સાફસુફ કરી સાસુજી પાસે બેસીને ઘણા હેતથી માસીજીને યાદ કરીને સાસુજીને ઘણી વખત કહુંછું કે માસીજીને લીધેજ મારો ને મારે લીધે મારી નાની બ્હેન પ્રેમપ્રતિમાનો સંસાર સુધર્યો, કેમકે તેને મેં મારી પાસે રાખીને બધું શીખવ્યું તેથી એ તેને સાસરે સુખી છે ને હું પણ આનંદમાં દીવસ ગુજારીને માસીજીને હરવખત યાદ કરછું ને પરમેશ્વર તેમને સદા સુખી રાખે એમ હું રોજ પ્રાર્થના કરૂં છું. અને સાસુજી તથા સ્વામીજી ઘણી વખત મને કહે છે કે મનોરમા તે દીવસે તેં રાધ્યું હતું તેવું ફરી એકવાર રાંધ. એ વાત સંભારીને હમે ઘણુંજ હસીએ છીએ ને મારા ત્રણ છોકરા તથા બે છોકરી પણ તે સાંભળીને આશ્ચર્ય થાય છે.

સૌ. કાન્તિસાગરી.

# વિદ્યાકળા.

## (સ્ત્રી લેખ.)

## કરોળીઆની ઝુલ ગુંથવાની રીત.

આ ઝુલ પોલકાં કબજાની બ્હાંયે, કે ગળે તથા ચણીઆની કીનારી ઉપર મુકવા કામ આવે છે ને તે અકોડી ( આંકડી ) થી ગુંથાય છે.

### રીત.

પ્રથમ જેટલી લાંબી ઝુલ ગુંથવી હોય તેટલી સાંકળી કરવી.

પહેલી હાર–એક થાંભલી, ( દાણો ) એક સાંકળી, એક થાંભલી એક સાંકળી એ પ્રમાણે છેડા સુધી ગુંથી જવું.

બીજી હાર–ચાર સાંકળી કરી પાસેની એક થાંભલી મુકી બીજી થાંભલીમાં નાખી આંટી વગરનો દાણો ગુંથવો. એટલે એક કાંગરા જેવો આકાર પડશે. એવા એવા ચાર કાંગરા લીધા પછી ત્રણ સાંકળી કરીને પાસેની થાંભલીમાં એક આંટી વાળો દાણો ( થાંભલી ) ગુંથવો. એ રીતે ગુંથી જવું.

ત્રીજી હાર—ચાર ચાર સાંકળીના ત્રણ કાંગરા પાડવા, પછી ત્રણ આંટી વિનાના દાણા લેવા એ પ્રમાણે ગુંથી જવું.

ચોથી હાર–બે કાંગરા, પાંચ આંટી વગરના દાણા, બે કાંકરા. એ રીતે ગુથી ચોથી હાર પૂરી કરો.

પાંચમી હાર–ત્રણ કાંગરા ચાર વિના આંટીના દાણા ત્રણ કાંગરા ચાર વિનો આંટીના દાણા એ રીતે.

છઠ્ઠી હાર—ચાર કાંગરા ત્રણ વિના આંટીના દાણા.

સાતમી હાર–પાંચ કાંગરા બે દાણા આંટી વગરના.

આઠમી હાર–૭ કાંગરાને એક દાણો આંટી વાળો ( થાંભલી. )

નવમી હાર–ત્રણ ત્રણ સાંકળીના કાંગરા હારના છેડા સુધી ગુંથી જવા એટલે ઝુલ પુરી થશે.

સૌ. જયવન્ત.

# વિવિધ વિહાર.

## સ્ત્રી કેળવણીમાં સાહિત્ય કેવા પ્રકારનું જોઇએ ?*

આ સવાલનો વિચાર કરવા પ્રથમતઃ સ્ત્રીજીવિતના મુખ્ય કર્તવ્ય ઉપર આવવું પ્રાપ્ત કામ થાય છે. સ્ત્રીજીવિતની ઉચ્ચ કક્ષાનું ચિત્ર મહાભારતના શાંતિ પર્વમાં પ્રાતઃસ્મરણીય શ્રી ભીષ્મપિતામહે શ્રી લક્ષ્મીજીનાંજ વચનથી ચિત્રેલું આપણને મળી આવે છે કે—

पतिव्रतामकलहामलौल्यामकुतूहलाम्
अविप्रकीर्णभाण्डां च स्वल्पनिद्रां भजे स्त्रियम् ॥

લક્ષ્મીજી કહે છે કે—પતિવ્રતા, અકલહા, અલોલ્યા, અકુતૂહલા, અવિપ્રકીર્ણભાંડા અને સ્વલ્પનિદ્રા; એવી સ્ત્રીને હું સર્વદા ભજું છું.

આ શ્લોકમાં સ્ત્રીનાં છ વિશેષણ આપેલાં છે. તે દરેકમાં કેટલા અર્થનો સમાવેશ છે તેને માટે જરા વિવેચન આપતાં તેમાંજ સઘળા વક્તવ્ય અંશનો સંક્ષેપ આવી જશે.

**પતિવ્રતા** આ શબ્દ જો કે પુષ્કળ વ્યાખ્યાનની અપેક્ષા ધરાવે છે તોપણ અહીં તેનો ટૂંકો અર્થ એટલોજ છે કે પતિમાંજ જેનાં સર્વ વ્રત છે એવી સ્ત્રી. ભીષ્મપિતામહ કહે છે કે—

पत्यौ भक्तिर्व्रतं स्त्रीणामद्रोहो मन्त्रिणां व्रतम् ।
प्रजानुपालनेऽनन्यकर्मता भूभृतां व्रतम् ॥

પતિમાં એકાગ્ર ભાવથી ભક્તિ રાખવી એજ સ્ત્રીઓનું વ્રત છે. અર્થાત્ સ્ત્રીઓને માટે એકાદશી આદિક વ્રત ઉપવાસ વગેરે કશું નથી. માત્ર મન, વચન અને કર્મથી પોતાના પતિની સેવા કરે તો તેટલાથીજ તે સર્વ વ્રતનું ફળ પામે છે. મનુએ પણ કહેલ છે કે—

नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषणम् ।
पतिं शुश्रूषते भक्त्या तेन स्वर्गे महीयते ॥

સ્ત્રીઓને સ્વતંત્ર કંઈ યજ્ઞ, વ્રત કે ઉપવાસ કરવાનું છેજ નહિ. શુદ્ધ ભક્તિથી શુશ્રૂષા કરે તેટલાથીજ તે સ્વર્ગમાં પણ પૂજાય છે. એટલે સ્ત્રીઓને પતિભક્તિ એજ વ્રત છે. મંત્રિઓનું વ્રત એ છે કે તેઓએ રાજા પ્રજા અને રાજ્ય એ ત્રણેનો સર્વથા દ્રોહ ન કરવો. અને રાજાઓને માટે પ્રજા પાલન વિષયમાં, બીજાં હજારો કામ હોય તે પડતાં મૂકી દેવાં અને એજ મુખ્ય કર્મ કરવું એ પરમ વ્રત છે. પ્રકૃત વિષયમાં અહીં એ સંગતિ લક્ષમાં લેવાની છે કે સ્ત્રી કેળવણીના સાહિત્યમાં પાતિવ્રત્ય બોધક નિબંધ એ પ્રથમ સ્થાનને યોગ્ય છે. માટે—

૧ પ્રત્યેક પદ, વાક્ય, કવિતા, ગાયન કે ગરબી ગમે તે હોય પણ જેમાં પાતિવ્રત્યનો બોધ પ્રકટ હોય તેવું, તથા—

૨ પોતાના પતિ આદિક પુરૂષ વર્ગને પવિત્ર, સાત્વિક તથા આરોગ્ય સંપાદક હોવાની સાથે રૂચિકર આહાર તૈયાર કરી સમયસર જમાડવાનું શિખવનાર, તથા—

૩ પતિના વિનોદ વગેરેમાં હમેશાં પતિની ઇચ્છા જાણી લઇ તદનુસાર સામેલ રહેતાં શિખવનાર, તથા–

૪ પતિના મિત્ર સ્નેહી આદિકના મેળાવડા પ્રસંગે પતિની વૃત્તિને અનુકૂળ વર્તી તેના દરેક સંકલ્પને કૃતિ રૂપમાં મૂકવાને તત્પર અને પહેલેથી તૈયાર રહેતાં શિખવનાર, તથા–

૫ ઘેર કોઇ મહાત્મા, અતિથિ ઇત્યાદિક આવે તેઓની સદ્‌ભાવપૂર્વક સેવા કરવામાં પતિને પૂર્ણ સહાયક થતાં શિખવનારું સાહિત્ય;

એમ **પતિવ્રતા** એ એક વિશેષણની સિદ્ધિને માટે ઉપર કહેલાં પાંચ પ્રકારનાં સાહિત્યની જરૂર છે.

**अकलहा**–કોઇની સાથે કલહ ન કરનારી. આ વિશેષણમાં રહેલું રહસ્ય એ છે કે–સ્ત્રીઓએ હમેશાં પ્રસન્ન મન વાળાં રહેતાં શિખવું કે જેથી પતિ અથવા ઘરનાં બીજાં દેર, દેરાણી, જેઠાણી, સાસુ વગેરેની સાથે કદી કજીયા વેળા ન આવે. માટે—

૧ પ્રસન્ન મનવાળાં રહેવા શિખવનારું, તથા–

૨ શાંતશીલ સ્વભાવનાં થતાં શિખવનારું, તથા–

૩ જરા પણ ગુસ્સો નહિ કરતાં ઘરના નોકરો પાસે સઘળું ઘર કામ સલુકાઇથી લેવાનું તેમજ દરેક કામનો ક્રમ બાંધવાનું સાહિત્ય;

એ પ્રમાણે **અકલહા** એ વિશેષણની સિદ્ધિને માટે ઉપર કહેલાં ત્રણ પ્રકારનાં સાહિત્યની જરૂર છે.

**अलौल्या**–લૌલ્ય એટલે ખાવા, પીવા, પહેરવા વગેરેના પદાર્થોમાં અતિ તૃષ્ણા તે લૌલ્ય અને તેનો અભાવ તે અલૌલ્ય. કોઇ સ્ત્રી પાસે કંઇ અભિનવ વસ્તુ જોઇ કે તુરત તે વસ્તુ પોતાને હોવાનું મન થવું એ પણ લૌલ્ય કહેવાય. એવા સઘળા પ્રકારનાં લૌલ્યની વૃદ્ધિ થતાં ઘણી સ્ત્રીઓ આચરણથી ઉતરી જાય છે. પછી પોતાની ઉગ્ર ઇચ્છાને પૂર્ણ કરવા તેને કંઇ અકૃત્ય લાગતુંજ નથી. એક કવિએ કહ્યું છે કે–

> कुर्मः किंल्विषमेतदेव हृदये कृत्वेति कौतूहलात्
> स्वैरिण्यः क्षितिपाश्च धिक्चपलतां कौर्यंच कुर्युः सकृत् ।
> पापाक्रान्तधियो भवन्त्यथ यथा नान्त्यान्स्पृशन्त्योऽपि ता
> दूयन्ते न च ते तथा स्वपितरौ घ्नन्तोऽपि शान्तत्रपाः ॥

મનસ્વી સ્ત્રીઓ અને રાજાઓ "આટલું આ પાપ કરીએ એમાં શું થઇ જવાનું છે?" એમ માની હીન પગલું ભરે છે. અને એમ આગળ વધતાં તેઓની બુદ્ધિ એટલે સુધી પાપથી ઘેરાઇ જાય છે કે એ સ્ત્રીઓ અસ્પૃશ્યનો સ્પર્શ કરતાં પણ અચકાતી નથી તેમ તે રાજાઓ પોતાનાં મા બાપને મારી નાખતાં પણ શરમાતા નથી. માટે—

૧ કરકસર અને ડહાપણથી પોતાની સ્થિતિને અનુસરીને ઘરખર્ચનું ધોરણ બાંધતાં તેમજ તે ધોરણ પ્રમાણે નિત્ય અમલ કરતાં શિખવનારું, તથા–

૨ પોતાની સ્થિતિને અનુકૂળ અને છાજતી વસ્તુઓથી હમેશાં સંતુષ્ટ રહેતાં શિખવનારૂં સાહિત્ય;

આ બે પ્રકારનાં સાહિત્યમાં **અલોલુપ્તા** એ વિશેષણની સિદ્ધિ રહી છે.

**अकुतूहला**–જોણાં, રોણાં અને વગોણાં એ ત્રણ, સ્ત્રીઓને માટે કુતૂહલનાં મુખ્ય નિમિત્તો ગણાય છે. કુતૂહલના વેગમાં પરવશ બનેલી સ્ત્રી છૂટે કેશે કે કામ કરતાં એંઠાએ હાથે અને અંગના અવયવો ગમે તેવી સ્થિતિમાં હોય તેનો કશો ખ્યાલ ન કરતાં ઘરનાં બારણાં આગળ કે ગોખ જાળીયાંમાં અને વખતે શેરીને નાકે અમર્યાદપણે જોવા કરવા નિકળી પડશે. વળી કુતૂહલપરવશતાએ ઘણી વખત બાળકને રડતું મૂકી ઘરની વસ્તુઓની હાનિ થઇ જતી હોય તેની પણ દરકાર નહિ કરતાં ઉન્મત્તપ્રાય દશામાં મૂકે છે. માટે–

૧ કુતૂહલ પરવશતા નહિ થવા દેનાર, તથા–

૨ ખોરાક, કપડાં વગેરેમાં આદરપૂર્વક સાવધાન રહી બાળકોને ઉછેરવાની ક્રિયા, શાસ્ત્રીયરીતિથી જાણી દેશ કાલનો હમેશાં વિચાર રાખી પ્રવર્ત્તાવતાં શિખવનારૂં, તથા–

૩ બાળકોને સમયસર યોગ્ય કેળવણી આપતાં શિખવનારૂં સાહિત્ય;

આ ત્રણ પ્રકારના સાહિત્ય ઉપર અકુતૂહલા વિશેષણની સિદ્ધિ આધાર રાખે છે.

**अविप्रकीर्णभाण्डा**–જે સ્ત્રી ઘરમાં ગમે તે વસ્તુ ગમે ત્યાં રખડતી મૂકી દે છે તેને તે વસ્તુ જોઇએ ત્યારે મળી શકતી નથી અને તેથી તેના મનને તે વખતે એટલો બધો ખેદ થાય છે કે જેનું સમાધાન થઇ શકતું નથી. દાખલા તરીકે દીવાસળીની દાબડી જો નિયતસ્થાનકે રાખવામાં ન આવતી હોય તો રાત્રિમાં છોકરાંને ઝાડો કે ઉલટી જેવું થાય અથવા કંઇ સર્પ જેવું છે એવી શંકા થાય અથવા ઘરમાં ચોર પેઠાની શંકા થાય તે વેળાએ દીવો કરવાનો છે અને દીવાસળીની દાબડી હાથ ન લાગે તે વખતે શી દશા થાય તેનો ખ્યાલ હરકોઇ કરી શકશે. આવીજ રીતે સર્વ વસ્તુઓનું સમજી લેવું એટલે જે સ્ત્રી પોતાના ઘરમાં ચીજોને આમ તેમ વીખરાયેલી ન રાખે તે અવિપ્રકીર્ણ ભાંડા કહેવાય છે માટે–

૧ ઘરની દરેક ચીજ માટે સ્થાન નક્કી કરીને તે તે વસ્તુ તે તે સ્થાનકે ગોઠવી રાખી ઉપયોગ વખતે લઇને પાછી સ્થાનકે મૂકી દેતાં શિખવનારૂં, તથા–

૨ ઘરને સર્વદા સ્વચ્છ અને હૃદયંગમ એટલે જોનારના મનને પસંદ પડે તેવું રાખતાં શિખવનારૂં સાહિત્ય;

આ બે પ્રકારનાં સાહિત્ય ઉપર અવિપ્રકીર્ણભાંડા વિશેષણની સિદ્ધિ અવલંબી રહી છે.

**स्वल्पनिद्रा**–આ વિશેષણ ઘણા દોષોથી દૂર રાખે છે. માર્કંડેય પુરાણમાં લખે છે કે

भास्कराद्दग्धशय्यानि नित्याग्निसलिलानिच ।
सूर्यावलोकदीपानि लक्ष्म्या गेहानि भाजनम् ॥

જે ઘરમાં સૂર્ય ઉગતા પહેલાં પથારીઓ ઉપડી જતી હોય, અગ્નિ તથા જળ જેમાં નિરંતર રહેતાં હોય અને જે ઘરોમાં હજુ સૂર્યનો ઝાંખો પ્રકાશ હોય ત્યાંજ દીવા

થતાં હોય તે ઘરોમાં લક્ષ્મીનો વાસો હોય છે. દિવસ ઉગ્યા પછી ઉઠનારાઓને દિવસ ઉગ્યા પછી જાગનારા ગણવા જોઇએ. માટે—

૬ પતિની પહેલાં ઉઠી ઘરનું પ્રાતઃકૃત્ય કરી લઇ પોતે નાહી ધોઇ સૌભાગ્ય કર્મ એટલે વાળ ઓળવા ચાંદલો કરવો વગેરેને પહોંચી લઇ પતિ ઉઠે કે તુરત તેની સેવામાં હાજર રહેતાં શિખવનારૂં, તે સાથે પોતે ઉદ્યોગી રહી ઘર સંસારની નાહાની મોહોટી ખટપટોથી પતિને મુક્ત કરી તેવી સઘળી તરખડો પોતેજ ઉપાડી લેવા સમર્થ બનાવનારૂં સાહિત્ય;

આ પ્રમાણેનું સાહિત્ય સ્ત્રીઓના **સ્વલ્પનિદ્રા** એ વિશેષણની સિદ્ધિનું મૂળ છે.

ઉપરનાં છ વિશેષણોમાં રહેલું સ્ત્રીઓના સોળ શૃંગાર સરખું સોળ પ્રકારનું સાહિત્ય સ્ત્રીઓમાં દિવ્ય સૌંદર્યને દાખલ કરે છે અને સ્ત્રી કેળવણીમાં તેનેજ મુખ્ય અને પહેલો આવકાર આપવો જોઇએ. એવા સાહિત્યવાળી કેળવણીજ સ્ત્રીઓને જરૂરની છે.

**શાસ્ત્રી હાથીભાઇ હરિશંકર-જામનગર.**

---

## સ્ત્રીઓનો અવતાર શા માટે છે?

---

**પૂજ્ય માતાઓ, પવિત્ર બ્હેનો અને નિર્દોષ કન્યાઓ!**

સ્ત્રીઓનો અવતાર શા માટે છે, એ વિષે હું આજે તમારી પાસે કાંઇક જાણવા જેવી વાતો કહેવા ઇચ્છું છું. એ માટે, મહાત્માઓ કહે છે કે, પરમ કૃપાળુ પિતા, સચ્ચિદાનંદ પરમાત્માની પાસે મુક્તિ પામેલા આત્માઓ હોય છે. તેઓ હમેશાં પ્રભુની હજુરમાં રહે છે. અને વારંવાર પ્રભુની પ્રાર્થના કર્યા કરે છે કે, હે નાથ! હે નાથ! હે નાથ! અમને કાંઇક પણ, તારી સેવા કરવાનું કામ સોંપવાની મહેરબાની કર. કારણ કે તારી સેવા કરવી એજ અમારૂં સુખ છે, તારી સેવા કરવી એજ અમારી સાર્થકતા છે, તારી સેવા કરવી એજ અમારૂં કર્તવ્ય છે, તારી સેવા કરવી એજ અમારો મહિમા છે, તારી સેવા કરવી એજ અમારી ફરજ છે, તારી સેવા કરવા માટેજ અમારી ઉત્પત્તિ તથા હયાતિ છે. માટે હે નાથ? અમને કંઇક પણ તારી સેવા કરવાની તક આપ. કારણ કે, મોક્ષના આનંદ કરતાં પણ સેવાનો આનંદ વધારે છે અને તે સારૂ તું પોતે પણ અવતાર લઇને, એટલે કે, તારા સ્વરૂપમાંથી નીચે ઉતરીને, તું, તારા બાલકોની સેવા કરે છે, માટે અમને પણ તારે પગલે ચાલવા દે, અને અમારા બંધુઓની સેવા કરવા દે, આવી રીતે જ્યારે, પ્રભુની હજુરમાં રહેતા મુક્ત આત્માઓ પ્રાર્થના કરે છે, ત્યારે પછી દયાળુ પ્રભુ કોઈ વખત કૃપાવંત થઇને એ પવિત્ર આત્માઓનો મહિમા વધારવા સારૂ તેઓને કહે છે કે, ભલે, ત્યારે તમારી ઇચ્છા છે, તો, જગતમાં જાઓ: અને ત્યાં મારો સ્નેહ તથા મારૂં જ્ઞાન ફેલાવો. આવી રીતે જગતમાં આવવા માટે પ્રભુની રજા મેળવેલા આત્માઓમાંથી, જેને, ઇશ્વરનું જ્ઞાન વધારે પસંદ હોય, તેઓ પુરૂષનો અવતાર લેછે, અને જેને; ઇશ્વરનો સ્નેહ વધારે પસંદ હોય, તે, આત્માઓ સ્ત્રીનો અવતાર લે છે.

આવી રીતે જગતની સેવા કરવા સારૂં પવિત્ર આત્માઓ મોક્ષ ધામમાંથી નીચે ઉતરીને આ જગતમાં આવે છે. માટે તે અવતાર કહેવાય છે. કારણ કે જેમ પાપીઓનો સંહાર કરવા માટે, તથા ધર્મનું સ્થાપન, કરવા માટે, પ્રભુ અવતાર લે છે. તેમ, આ જગતમાં ઈશ્વરી સ્નેહ ફેલાવવા માટે, પ્રભુની હજુરમાં રહેલા, પવિત્ર મુક્ત આત્માઓ, મોક્ષ ધામના અલૌકિક સુખો છોડીને સ્ત્રીઓનો અવતાર લઇને, આ જગતમાં આવે છે. તેથી સ્ત્રીઓની મુખ્ય કામગિરી એજ છે, કે, જેમ બને તેમ, આ જગતમાં ઈશ્વરી સ્નેહ, ફેલાવવો. કારણ કે, એ માટેજ તેઓના અવતાર છે. એટલે કે, એ કામ કરવા સારૂંજ તેઓ આ જગતમાં આવેલાં છે.

આ વાત વધારે ચોખ્ખી રીતે સમજાય, માટે તેને લાગુ પડે, એવો, કાંઈક દાખલો આપવો જોઇએ. પણ એવો દાખલો મળવો મુસ્કેલ છે. છતાં પવિત્ર ગંગાજીની સાથે તેની કાંઇક સરખામણી કરી શકાય. જેમ કે, મહાત્મા કપિલઋષીના કોપથી બળી ગયેલા સગરરાજાના સાઠ હજાર પુત્રોના ઉદ્ધાર માટે મહાત્મા ભગિરથે મહાન તપ કર્યું, તેથી ખુશી થઇને તેઓના તારણ સારૂ પ્રભુએ પોતાના ચરણમાં રહેલાં પવિત્ર ગંગાજીને આ દુનિયામાં મોકલ્યાં, પણ મહાન ગંગાની મહા જોરાવર ધારાનો અદ્ભુત વેગ કોનાથી ઝીલી શકાય? એતો માત્ર સદાશિવજ ઝીલી શકે. તેથી વિષ્ણુના ચરણમાંથી નીકળેલાં ગંગાજી સદાશિવના મસ્તકઉપર પડયાં, ત્યાંથી પણ જ્યારે નીચે ઉતરવું પડયું; ત્યારે તે કૈલાશના ઉંચામાં ઉંચા શીખર ઉપર આવ્યાં, ત્યાંથી પણ જ્યારે નીચે ઉતરવું પડયું ત્યારે તે હિમાલયમાં વહેવા લાગ્યાં, ત્યાંથી પણ જ્યારે નીચે ઉતરવું પડયું ત્યારે હૃષીકેશ, હરદ્વાર, પ્રાગરાજ, કાશી વગેરે પવિત્ર તિર્થોમાં ગયાં અને ત્યાંથી પણ જ્યારે નીચે ઉતરવું પડ્યું, ત્યારે સાધારણ જમીનમાં તથા નીચાણવાળી જમીનમાં ગંગાજી વહેવા લાગ્યાં. અને જ્યાં જ્યાં તે પહોચ્યાં ત્યાં ત્યાંની લીલા લહેર કરી મૂકી, ત્યાં ત્યાંની જમીન લીલીને ફળદ્રુપ કરી મૂકી, અને જ્યાં જ્યાં તે પહોંચ્યાં ત્યાં ત્યાં પોતાના પ્રભાવથી હજારો ગામને તથા લાખો માણસોને આબાદ કરી મુકયાં તથા હજી પણ એ પ્રમાણે કરે છે, તેવીજ રીતે જેમ મનુ ભગવાને તપ કર્યું ત્યારે તેને પ્રભુએ સૃષ્ટિ રચવાનું સામર્થ્ય આપ્યું અને એ પછી અનેક જીવોના કલ્યાણ માટે સ્ત્રી તથા પુરૂષ ઉત્પન્ન થયાં. માટે બ્હેનો યાદ રાખજો કે, સ્ત્રીઓ કાંઈ અમસ્થિજ નકામી જીંદગી ગાળવા માટે ઉત્પન્ન થયેલી નથી. પણ કરોડો જીવોના કલ્યાણ માટે લાખો વરસ સુધી જ્યારે બ્રહ્માએ તપ કર્યું ત્યારે સ્ત્રી અને પુરૂષ ઉત્પન્ન થયાં છે; એટલુંજ નહિં પણ જ્યારે પ્રભુની હજુરમાં રહેલા પવિત્ર મુક્ત આત્માઓએ વારંવાર વિનતિ કરી ત્યારે પરમ કૃપાળુ પરમાત્માએ તેઓની અરજ સ્વીકારી, તેઓને સેવા કરવ સારૂ અને જગતમાં ઈશ્વરી સ્નેહ ફેલાવવા સારૂ તેઓને સ્ત્રીઓનો અવતાર આપેલો છે. આમ હોવાથી ગંગાજી જેમ વિષ્ણુના ચરણમાંથી નીકળીને સદાશિવના મસ્તકઉપર આવ્યાં તેમ મુક્ત જીવો સ્ત્રીઓનો અવતાર લઇને ઈશ્વરી સ્નેહ ફેલાવવા સારૂ પ્રભુની હજુરમાંથી પ્રથમ સ્વર્ગમાં જાય છે અને ત્યાં દેવોની પાસેથી દયાનાં કામો કરવાનું શીખે છે. કારણ કે સ્વર્ગના દેવોની મુખ્ય કામગિરી એજ છે કે, દયાનાં કામો કરવાં. જેમકે કોઈ દેવ વરસાદ વરસાવવાનું કામ કરે છે. કોઈ દેવ પવનને કબજામાં રાખવાનું કામ કરે છે. કોઈ દેવી જગતમાં લક્ષ્મી વધારવાનું કામ કરે છે. કોઈ દેવી વિદ્યા વધારવાનું કામ કરે છે

અને કોઈ દેવી દુષ્ટોનો સંહાર કરવાનું કામ કરે છે. આવી અનેક રીતે જુદા જુદા દેવો તથા દેવીઓ જગતના કલ્યાણ માટે દયાનાં કામો કર્યા કરે છે. માટે મોક્ષ ધામમાંથી આવેલા પવિત્ર આત્માઓ દયાના કામો કરવાનું શીખવા માટે પ્રથમ સ્વર્ગમાં જાય છે. કારણ કે મોક્ષધામમાં જ્યારે વિશુદ્ધ આત્માઓ હોય છે, ત્યારે તેઓ તદન નિર્લેપ હોય છે. કારણ કે મોક્ષ ધામમાં કાંઈ માયા હોય નહિ, પણ અહીંતો માયાના પ્રદેશમાં તેઓને કામ કરવાનું હોય છે તેથી એ જાતનો અનુભવ મેળવવા સારૂ મોક્ષધામમાંથી નિકળેલા મુક્ત આત્માઓ પ્રથમ દેવોની પાસે સ્વર્ગમાં જાય છે. કારણ કે દેવોની જે કામગિરી છે તેજ કામગિરી આ જગત્‌માં સ્ત્રીઓની તથા પુરૂષોની છે. માટે જેમ વિષ્ણુના પાદમાંથી નિકળેલી ગંગા પ્રથમ શિવના મસ્તક ઉપર આવે છે, તેમ સેવા કરવા માટે પ્રભુ પાસેથી નિકળેલા આત્માઓ પ્રથમ સ્વર્ગમાં દેવો પાસે આવે છે. અ પછી શિવના મસ્તક ઉપરથી નીકળેલી ગંગાજી જેમ કૈલાશ ઉપર આવે છે, તેમ સ્વર્ગમાંથી નિકળેલા પવિત્ર આ-આત્માઓ આ પૃથ્વી ઉપર કર્મભૂમીમાં આવે છે. એવી રીતે કૈલાશની સાથે કર્મભૂમીની સરખામણી કરવાનું કારણ એ છે કે કૈલાશએ ઉંચામાં ઉંચી ભૂમી છે અને ત્યાં સદાશિવ રહે છે. એટલે કે હમેશાં કલ્યાણ રહે છે. તેમ ભોગભૂમિ કરતાં પણ કર્મભૂમી ઉત્તમ છે. અને આ કર્મભૂમીમાંજ આત્માના કલ્યાણના સાધનો રહેલાં છે. માટે કૈલાશની સાથે કર્મભૂમીની સરખામણી કરવામાં આવે છે. એ પછી કૈલાશ ઉપરથી ગંગાજી જેમ શીતળ હિમાલય ઉપર વહે છે, તેમ આ પૃથ્વી ઉપર આવેલી સ્ત્રીનો જીવાત્મા પતિના હૃદયમાં વહે છે. હિમાલયની સાથે પતિની સરખામણી કરવાનું કારણ એ છે કે, હિમાલય જેમ મોટામાં મોટો છે તેમ સ્ત્રીઓને પોતાનો પતિ સૌથી મોટામાં મ્હોટો લાગે છે, હિમાલયમાં જેમ શીતળતા છે તેમ સ્ત્રીઓને પોતાના પતિમાંથી ઠંડક મળે છે, હિમાલયમાંથી જેમ અનેક નદીઓ વહે છે તેમ પતિના હૃદયમાંથી પણ પોતાની પત્ની માટે અમૃતની અનેક ધારાઓ વહે છે, હિમાલયમાં જેમ અનેક જાતની દિવ્ય ઔષધિઓ છે તેમ પતિના અંતરમાં સ્ત્રીઓને અનેક પ્રકારના સદ્‌ગુણો દેખાય છે, અને હિમાલયમાં જેમ ઘણાએ મહાત્મા તથા દેવોનાં આશ્રમો છે તેમ સ્ત્રીઓને પોતાના પતિમાં બધાએ મહાત્માઓ તથા દેવો દેખાય છે. માટે હિમાલયની સાથે પતિની સરખામણી કરેલી છે. એ પછી હિમાલયની ઉપરથી જ્યારે ગંગાજી નીચે ઉતરે છે ત્યારે હૃષીકેશ, હરદ્વાર, પ્રયાગ, અને કાશી વગેરે પવિત્ર તિર્થોમાં વહે છે. તેમજ સ્ત્રીઓનો આત્મા જ્યારે પતિના હૃદયમાંથી ઉતરે છે ત્યારે તે કુટુંબ સ્નેહમાં જાય છે. અને કુટુંબ સ્નેહની હૃષીકેશ તથા કાશી જેવા મહાન પવિત્ર તિર્થોની જોડે સરખામણી કરવાનું કારણ એ છે કે, શાસ્ત્રમાં એમ કહેલું છે કે " मातृदेवोभव " पितृदेवोभव " अतिथिदेवोभव " આ પ્રમાણે મા બાપોને તથા અતિથિઓને શાસ્ત્રમાં દેવ ગણેલા છે. અને દેવ તો તિર્થ કરતાં પણ શ્રેષ્ટ છે. એવી રીતે મા બાપો દેવરૂપ હોવાથી તેની તિર્થની સાથે સરખામણી થઇ શકે અને મહાત્મા કહે છે કે, આપણાં છોકરાંઓ છે તે આપણા અતિથિઓ છે. માટે એ પણ આપણાં દેવો છે. કારણ કે તે પ્રભુના બાળકો છે. માટે તેની પણ પવિત્ર તિર્થની સરખામણી થઈ શકે એવી રીતે આપણાં કુટુંબીઓ તે આપણાં તિર્થો છે. માટે જેમ તિર્થોમાંથી પવિત્રતા મેળવી શકાય છે તેમ કુટુંબની સેવામાંથી પવિત્રતા મેળવી શકાય

આવી રીતે જગતની સેવા કરવા સારૂજ પવિત્ર આત્માએ મોક્ષ ધામમાંથી નીચે ઉતરીને આ જગતમાં આવે છે. માટે તે અવતાર કહેવાય છે. કારણ કે જેમ પાપીઓના સંહાર કરવા માટે, તથા ધર્મનું સ્થાપન, કરવા માટે, પ્રભુ અવતાર લે છે. તેમ, આ જગતમાં ઇશ્વરી સ્નેહ ફેલાવવા માટે, પ્રભુની હજુરમાં રહેલાં, પવિત્ર મુક્ત આત્માઓ, મોક્ષ ધામના અલૌકિક સુખો છોડીને સ્ત્રીઓનો અવતાર લઇને, આ જગતમાં આવે છે. તેથી સ્ત્રીઓની મુખ્ય કામગિરી એજ છે કે, જેમ બને તેમ, આ જગતમાં ઇશ્વરી સ્નેહ, ફેલાવવો. કારણ કે, એ માટેજ તેઓના અવતાર છે. એટલે કે, એ કામ કરવા સારૂજ તેઓ આ જગતમાં આવેલાં છે.

આ વાત વધારે ચોખ્ખી રીતે સમજાય, માટે તેને લાગુ પડે, એવો, કાંઇક દાખલો આપવો જોઇએ. પણ એવો દાખલો મળવો મુસ્કેલ છે. છતાં પવિત્ર ગંગાજીની સાથે તેની કાંઇક સરખામણી કરી શકાય. જેમ કે, મહાત્મા કપિલઋષીના ક્રોપથી બળી ગયેલા સગરરાજાના સાઠ હજાર પુત્રોના ઉદ્ધાર માટે મહાત્મા ભગિરથે મહાન તપ કર્યું, તેથી ખુશી થઇને તેઓના તારણ સારૂ પ્રભુએ પોતાના ચરણમાં રહેલાં પવિત્ર ગંગાજીને આ દુનિયામાં મોકલ્યાં, પણ મહાન ગંગાની મહા જોરાવર ધારાનો અદ્ભુત વેગ કોનાથી ઝીલી શકાય? એતો માત્ર સદાશિવજ ઝીલી શકે. તેથી વિષ્ણુના ચરણમાંથી નીકળેલાં ગંગાજી સદાશિવના મસ્તકઉપર પડયાં, ત્યાંથી પણ જ્યારે નીચે ઉતરવું પડયું; ત્યારે તે કૈલાશના ઉંચામાં ઉંચા શીખર ઉપર આવ્યાં, ત્યાંથી પણ જ્યારે નીચે ઉતરવું પડયું ત્યારે તે હિમાલયમાં વહેવા લાગ્યાં, ત્યાંથી પણ જ્યારે નીચે ઉતરવું પડયું ત્યારે હૃષીકેશ, હરદ્વાર, પ્રાગરાજ, કાશી વગેરે પવિત્ર તિર્થોમાં ગયાં અને ત્યાંથી પણ જ્યારે નીચે ઉતરવું પડયું, ત્યારે સાધારણ જમીનમાં તથા નીચાણવાળી જમીનમાં ગંગાજી વહેવા લાગ્યાં. અને જ્યાં જ્યાં તે પહોંચ્યાં ત્યાં ત્યાંની લીલા લહેર કરી મૂકી, ત્યાં ત્યાંની જમીન લીલીને ફળદ્રુપ કરી મૂકી, અને જ્યાં જ્યાં તે પહોંચ્યાં ત્યાં ત્યાં પોતાના પ્રભાવથી હજારો ગામને તથા લાખો માણસોને આબાદ કરી મુક્યાં તથા હજી પણ એ પ્રમાણે કરે છે. તેવીજ રીતે જેમ મનુ ભગવાને તપ કર્યું ત્યારે તેને પ્રભુએ સૃષ્ટિ રચવાનું સામર્થ્ય આપ્યું અને એ પછી અનેક જીવોના કલ્યાણ માટે સ્ત્રી તથા પુરૂષ ઉત્પન્ન થયાં. માટે બ્હેનો યાદ રાખજો કે, સ્ત્રીઓ કાંઇ અમસ્થિજ નકામી જીંદગી ગાળવા માટે ઉત્પન્ન થયેલી નથી, પણ કરોડો જીવોના કલ્યાણ માટે લાખો વરસ સુધી જ્યારે બ્રહ્માએ તપ કર્યું ત્યારે સ્ત્રી અને પુરૂષ ઉત્પન્ન થયાં છે; એટલુંજ નહિં પણ જ્યારે પ્રભુની હજુરમાં રહેલા પવિત્ર મુક્ત આત્માઓએ વારંવાર વિનતિ કરી ત્યારે પરમ કૃપાળુ પરમાત્માએ તેઓની અરજ સ્વીકારી, તેઓને સેવા કરવા સારૂ અને જગતમાં ઇશ્વરી સ્નેહ ફેલાવવા સારૂ તેઓને સ્ત્રીઓનો અવતાર આપેલો છે. આમ હોવાથી ગંગાજી જેમ વિષ્ણુના ચરણમાંથી નીકળીને સદાશિવના મસ્તકઉપર આવ્યાં તેમ મુક્ત જીવો સ્ત્રીઓનો અવતાર લઇને ઇશ્વરી સ્નેહ ફેલાવવા સારૂ પ્રભુની હજુરમાંથી પ્રથમ સ્વર્ગમાં જાય છે અને ત્યાં દેવોની પાસેથી દયાનાં કામો કરવાનું શીખે છે. કારણ કે સ્વર્ગના દેવોની મુખ્ય કામગિરી એજ છે કે, દયાનાં કામો કરવાં. જેમકે કોઇ દેવ વરસાદ વરસાવવાનું કામ કરે છે. કોઇ દેવ પવનને કબજામાં રાખવાનું કામ કરે છે. કોઇ દેવી જગતમાં લક્ષ્મી વધારવાનું કામ કરે છે. કોઇ દેવી વિદ્યા વધારવાનું કામ કરે છે

સ્ત્રીઓનું સ્ત્રીપણું એટલે શું ? અને એનો ઉપયોગ કેમ થાય ? આ સવાલો પણ સ્વાભાવિક છે. તેના જવાબમાં જણાવવું જોઇએ કે, એ માટે જન સ્વભાવ સમજનારા તથા સ્ત્રીઓની કુદરતી પ્રકૃતિનું રહસ્ય સમજનારા વિદ્વાનો કહે છે કે, સ્ત્રીઓમાં જે દીનતા છે, સ્ત્રીઓમાં જે આધિનતા છે, સ્ત્રીઓમાં જે કુદરતી સૌન્દર્ય છે, સ્ત્રીઓની જીભમાં જે મીઠાશ છે; અને સ્ત્રીઓના હૈયામાં જે હેત છે, તથા સ્ત્રીઓમાં સેવા કરવાની જે કુદરતી ઇચ્છા છે, તે બધા સદ્દગુણો યોગ્ય પ્રમાણમાં સાથે મળે તેનું નામ સ્ત્રીઓનું સ્ત્રીપણું છે, અને એ સ્ત્રીપણું જો વાપરતાં આવડે તો સ્ત્રીઓ જે ધારે તે કરી શકે તેમ છે; કારણ કે, જેનામાં કુદરતી રીતે જે આટલા બધા સદ્દગુણો રહેલા હોય તેઓ શું ન કરી શકે ? તેઓ તો જે ધારે તે કરી શકે. એટલુંજ નહિ પણ મને તો એમ લાગે છે કે, કદી આમાંનો એકજ ગુણ પુરેપુરો હોય તો પણ તેથી અજબ જેવાં મહાન કામો થઇ શકે, ત્યારે જેનામાં આટલા બધા સદ્દગુણો હોય તેનાથી શું ન થાય ? તેઓ તો જો ધારે તો સ્વર્ગને આ સંસારમાં લાવી શકે. તેઓ તો જો ધારે તો નવી સૃષ્ટિ રચી શકે. તેઓ તો જો ધારે તો ગ્રહોના આકર્ષણને તોડી શકે. તેઓ તો જો ધારે તો ચાંદા સુરજને પોતાના બાલકોને રમવાનાં રમકડાં બનવી શકે. તેઓ તો જો ધારે તો બ્રહ્માંડની પાર જઇ શકે, અને તેઓ તો જો ધારે તો પ્રભુને પકડીને પોતાની સામે ઉભો રાખી શકે, ત્યારે તેઓ જો ધારે તો પોતાની શક્તિના પ્રમાણમાં પોતાના ભાઇ બ્હેનોને સુધારી શકે ને તેઓને મદદ કરી શકે, એમાં શું મોટી વાત છે ? છતાં પણ આપણે જોઇએ છીએ કે આજ આટલું પણ આપણી કરોડો બ્હેનોથી બની શકતું નથી, એનું કારણ શું ? યાદ રાખજો કે, આપણામાં સદ્દગુણો ઓછા છે, તેને લીધે આપણે કાંઇ કરી શકતા નથી એમ નથી, કારણ કે પરમ કૃપાળુ પરમાત્માએ આપણને પોતાના બધા સદ્દગુણો આપીને આપણને અહીં મોકલેલા છે, આપણે આપણા એ ગુણોને દાબી દઇએ છીએ, તેને લીધે આપણે આગળ વધી શકતાં નથી. માટે હવે તો આપણી બ્હેનોએ સ્ત્રીઓના સ્ત્રીપણાની મહત્તા સમજીને એ સ્ત્રીપણાનો લાભ લેવો જોઇએ અને જગતને તેનો લાભ આપવો જોઇએ. પણ આ બધી વાતો સાંભળ્યા છતાં હજી પણ ઘણીએ બ્હેનોને પુછવાનું મન થશે કે, સ્ત્રીઓના સ્ત્રીપણાનો ઉપયોગ કેવી રીતે કરી શકાય ? એના જવાબમાં મહાત્માઓ કહે છે કે,

આપણે આપણા મનમાંથી વારંવાર એવો વિચાર કરવો જોઇએ કે, આ ઉત્તમ મનુષ્ય અવતાર મને શા માટે આપવામાં આવ્યો છે ? કરોડો રૂપિયા દેતાં તથા ત્રણે ભુવનનું રાજ્ય દેતાં છતાં પણ એક ક્ષણ પણ મળે નહિ, એવી આ અમુલ્ય જીંદગી મને શામાટે આપવામાં આવી છે ? શું ખાવા પીવાને સુવા બેસવા માટેજ ? શું નહાવા ધોવાને ફરવા હરવા માટેજ ? શું રમત ગમતને, મોજ મજા માટેજ ? શું વગર મફતની હાય અફસોસ કરવા માટેજ ? શું નજીવા નજીવા સ્વાર્થમાં પડી રહેવા માટેજ ? શું મુલકમાં કુથલી કરવા માટેજ ? શું જેની તેની સાથે વેર ઝેર કરવા માટેજ ? શું કડવાં વચનો બોલવા માટેજ ? શું ઉપલકપણાના રહી જતા ભાવો માટેજ ? શું બહારનો ઠોળ ડીમાકને ભભકા સપકા કરવા માટેજ ? શું વિકારો તથા વાસનાઓ સાથે રમ્યા કરવા માટેજ ? અને શું મ્હારે હાથે કરીને મ્હારે માટે નરકની ટિકિટ લેવા માટેજ આ જીંદ-

સાથે નથી, પણ ઇશ્વરી સ્નેહની સાથે છે. માટે જે વ્યવહારના દરેક કામોમાં ઇશ્વરી સ્નેહ હાજરને હાજર હોય અને જીંદગીની દરેક ક્ષણમાં અસ્ખલિતપણે જે એવી વર્તણુક હોય તો એવાં ભાગ્યશાળીઓને તો પોતાની હથેળીમાંજ મોક્ષ હોય છે. અને તે પણ મુવા પછી નહિં પણ આ સંસારમાંજ અને આ જીંદગીમાંજ તેઓ મોક્ષ ભોગવે છે. અને બ્હેનો ! જેની આવી દશા હોય, જેનો ઇશ્વરીસ્નેહ એટલો બધો ખીલી ગયો હોય, તે માણસોને કુદરતી રીતેજ પરમાર્થનાં મ્હોટાં કામો કરવાની તક મળે તેમાં કાંઇ નવાઇ નથી. કારણ કે કુદરત પોતેજ તેની મદદમાં હોય છે. અને ઇશ્વર પોતેજ તેની મારફત પોતાનો સ્નેહ વહેવરાવવા ઇચ્છે છે; તેથી એવા પવિત્ર આત્માઓમાં એટલું બધું બળ આવી જાય છે અને એટલી બધી ખુબી આવી જાય છે કે, તેની કલ્પના પણ આપણા જેવા સાધારણ માણસોને થઇ શકે નહિં. કારણ કે, તેઓ ઇશ્વરી સ્નેહનીજ જીવતી મૂર્ત્તિઓ અને ઇશ્વરી સ્નેહનાજ તેઓ અવતાર હોય છે. એટલે તેઓથી ન બની શકે એવું કાંઇ પણ નથી. અને બહુજ સહેલાઇથી સ્ત્રીઓથી આટલું બધું થઇ શકે છે. તેનું કારણ એ છે કે; સ્ત્રીઓ દયાની દેવીઓ છે. અને આ સંસારમાં સ્વર્ગ લાવવા માટે તથા સ્વર્ગની જીંદગી અનુભવવાજ તેઓનો અવતાર છે. માટે સર્વશક્તિમાન પરમકૃપાળુ પરમાત્માએ સ્ત્રીઓના આંખમાં શરમ રાખેલી છે, તેઓના હાથમાં કામ સોંપેલું છે, અને તેઓની વાણીમાં મીઠાશ મુકેલી છે, અને તેઓના શરીરમાં સૌન્દર્ય ભરેલું છે, તેઓની લાગણીઓમાં નાજુકાઈ ભરેલી છે, તેઓના મનમાં ધર્મ ભાવના ભરેલી છે, તેઓના સ્વભાવમાં આધિનતા રહેલી છે, તેઓના ચારીત્રમાં પવિત્રતા રહેલી છે, તેઓના આચાર વિચારમાં કાંઇક ખાસ ધ્યાન ખેંચનારપણું રહેલું છે, તેઓના હાવ ભાવમાં સ્વભાવિક રસિકતા રહેલી છે, તેઓના બંધારણમાં નાજુકાઇ રહેલી છે, તેઓની ઇચ્છાઓમાં નવું નવું જાણવાનો શોખ રહેલો છે, તેઓના અંતરમાં પરમાત્મા તરફનો ઉંડો વિશ્વાસ રહેલો છે, અને તેઓમાં બુદ્ધિ જલદી પરીપકવ થઇ જાય એવી શક્તિ રહેલી છે. એટલુંજ નહિં પણ ઉત્સાહ, દયા, સહનશીલતા, કુટુંબ સ્નેહ, શરીરના દુઃખો ખમી લેવાની આવડત, સ્મરણ શક્તિ વગેરે ઘણાએ મહાન સદ્ગુણો કુદરતી રીતેજ પરમકૃપાળુ પરમાત્માએ ખાસ મ્હાઇને સ્ત્રીઓને વધારે આપેલા છે. કારણ કે આ જગતમાં ઇશ્વરી સ્નેહ ફેલાવવા માટે સ્ત્રીઓનો અવતાર છે. તેથી તેઓને પ્રભુએ આ બધા સદ્ગુણો ખાસ કરીને આપેલા છે. એટલે એ સદ્ગુણોના બળે સ્ત્રીઓ જ્યાં જ્યાં નજર ફેંકે, ત્યાં ત્યાં અમૃત વરસી રહે છે. જે વચનો બોલે તે વચનોમાં સૌને કાંઇક ખાસ મિઠાશ લાગ્યા કરે છે. તેઓ જે, જે, પગલાં ભરે, તે, દરેક પગલામાં કાંઇક આકર્ષણ છે, તેઓનું મ્હોડું જરાક મલકાઈ જાય તેમાં પણ કોઇનું કલ્યાણ થઈ જાય છે. તેઓનો સ્નેહ ભરેલો હાથ હેતથી અડી જાય તો એમાંથી પણ ઘણી નવી વીજળી મળી જાય છે. તેના સ્વભાવિક હાવભાવમાંથી પણ ઘણુંએ નવું નવું શીખવાનું મળે છે. તેના સાદા સાદા ઘરસંસારી કામકાજોમાંથી પણ ઘણાએ જિવોનું ભલુ થઇ જાય છે. તેની નાજુકાઇમાંથી પણ રસિક કવિઓને ઘણુંએ નવું નવું મળી જાય છે. તેની મસ્તીમાં પણ કાંઇક ખાસ હોય છે. અને તેની સેવામ પણ હૃદયના ઘણાએ મૃદુભાવો જાગી શકે છે, તથા ખીલી શકે છે. કુદરતી રીતેજ આ પ્રમાણે હોવાથી સ્ત્રીઓ બીજું કાંઇ પણ

ન કરે, અને માત્ર પોતાનો ઘરસંસાર રૂડી રીતે ચલાવ્યા કરે તો એમાંથી પણ અજાણતાં અજાણતાં પણ ઘણાં માણસોનું ઘણા પ્રકારનું તેઓ ભલું કરી શકે છે. કારણ કે તેઓ દયાની દેવીઓ છે અને આ સંસારમાં સ્વર્ગ બનાવી સ્વર્ગની જિંદગી ભોગવવા માટે તેઓનો અવતાર છે. હવે વિચાર કરો કે, જો સ્ત્રીઓ બીજાં કાંઇ પણ ભલાં કામો ન કરે પણ માત્ર રૂડી રીતે પોતાનો ઘરસંસાર ચલાવે તે બાઇઓ પણ આટલું બધું ભલું કરી શકે છે, ત્યારે જે બ્હેનો પ્રભુ પ્રિત્યર્થે પરમાર્થનાં મહાનકામો કરે તેઓ જગતનું કેટલું બધું હિત કરી શકે ? અને એથી પ્રભુ કેવા રાજી થાય ? એ જરા ખ્યાલ તો કરો. માટે તમને જે આ અમુલ્ય તક મળેલી છે, તેનો લાભ લ્યો, તેનો લાભ લ્યો. અને ઇશ્વરી સ્નેહ ફેલાવવા માટેજ તમારો અવતાર છે, એમજ તમે સાબિત કરી આપો. એમ કરવું એજ તમારૂં મુખ્ય કામ છે, અને એજ તમારી જીંદગીની સાર્થકતા છે. માટે આ જગતમાં ઇશ્વરી સ્નેહ ફેલાવવા સારૂં તમે સૌ તમારાથી બની શકે તેવા પરમાર્થનાં કામો કરો. અને એમ કરવાની પરમકૃપાળુ પરમાત્મા તમોને શક્તિ આપો.

અમૃતલાલ સુંદરજી પઢીયાર.

---

## ગુજરાતની સ્ત્રીકવિઓ.*

### ( સ્ત્રીલેખ )

---

સુપ્રસિદ્ધ સંસ્કૃત ટીકાકાર મમ્મટે કવિની સૃષ્ટિને વિધાતાની સૃષ્ટિ કરતાં ચઢીયાતી કહી છે. એ તો કાંઇક અતિશયોક્તિ છે. પોતાને પ્રિય વસ્તુનું નિરૂપણ કરવાના આવેશમાં તેની હદ બહારની પ્રશંસા છે તથાપિ કવિની વાણી અલૌકિક છે, દિવ્ય છે અને આ સૃષ્ટિમાં તેની સરખામણી કરવા સરખું મનુષ્યની અન્ય કૃતિઓમાં ભાગ્યે જ જડશે. અથવા મનુષ્ય કૃતિમાં કવિતા Sui generis છે એટલે તેનો મુકાબલો કરી શકાય તેમ નથી. સૌન્દર્યોત્પાદક કલાઓમાં કવિતા આવે છે, અને બીજી કલાઓ સાથે એ રીતે તેને સરખાવવામાં આવે છે, તથાપિ દરેક કલાની ખરી ઉત્તમતા તેમાં રહેલી કવિતામાં જ રહેલી છે. એટલે દરેક કલામાં કાવ્યનો અંશ હોવો જ જોઇએ. ઉત્તમ કવિનાં કાવ્યો તે ઇશ્વરના દૂત છે. ઇશ્વરી સંદેશા એવાં કાવ્યો દ્વારા આપણે મેળવી શકીએ છીએ. ખરાં કાવ્ય મનુષ્યહૃદયપર જે અસર કરી શકે છે તે બીજા કશાથી થતી ન :. શુષ્કતા હોય છતાં રસ રેલાવવો એ કાર્ય કવિતા કરે છે; નિર્વેદ હોય ત્યાં આનંદ પસરાવવો એ કાર્ય કવિતા કરે છે; જડતા હોય ત્યાં દિવ્યતા દર્શાવવી એ કાર્ય કવિત કરે છે; અધમતા હોય ત્યાં ઉચ્ચ આદર્શ દેખાડવો એ કાર્ય કવિતા કરે છે. આવી પ્રસાદમય કવિની વાણી છે. આ સંસારને દુઃખાવર્તથી ભરેલો સાગર માન્યો છે તો તેમાં કવિતા એ કવચિત્ આવતા આનંદ તરંગ રૂપ છે. કવિતા–ઉત્તમ કવિતાની શક્તિ અમાપ છે.

---

* તૃતીય સાહિત્યપરિષદ્‌માં વંચાયલો નિબંધ.

સ્ત્રીના જ હૃદયનાં વાક્ય હોઈ શકે. પુરુષને રાંડવાનો ભય હોતોજ નથી. સ્ત્રીની આ કલ્પના છે. મીરાંબાઇનું હૃદય સ્ત્રીનુંજ હતું એ ઉપરનાં જેવાં ઉદાહરણોથી જણાઇ આવે છે.

કૃષ્ણ ભક્તિનાં કાવ્યોમાં બધા કવિઓની પેઠે શૃંગારવર્ણન અને ગોપીઓ સાથેનાં વિલાસવર્ણન મીરાંબાઇમ પણ છે. કૃષ્ણ ગોપીના વિહાર ગાવાથીજ કૃષ્ણ પ્રત્યેની ભક્તિ દર્શાવાય છે એવી માન્યતા હોવાથી ગુજરાતના સર્વ કૃષ્ણભક્ત કવિઓએ તે ગાયા છે. ભક્ત તે ગોપીરૂપ અને પ્રભુ તે કૃષ્ણરૂપ છે એમ માની એ લખાયેલાં છે. અને ગમે તેવા શૃંગારનાં વર્ણનમાં પણ મીરાંબાઇનાં કાવ્યોમાં છેવટે 'મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમળ ચિત્ત લાગ્યું'; 'મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમળ બલિહારીરે'. 'ચરણ કમળ ચિત ધાલે રે' એવા ઉદ્‌ગારોથી એની શુદ્ધ ભક્તિ જણાઈ આવે છે. ઈશ્વિરપર પૂર્ણ પ્રેમ અને શ્રદ્ધા એ મીરાંના જીવન તથા કાવ્યમાં પ્રધાનપણે જણાતો ગુણ છે. કૃષ્ણના મનુષ્ય તરીકેનાં એનાં વર્ણન છતાં એ સર્વ કાવ્યોના અંતરમાં રહેલો અર્થ જોઇશું તો સર્વ શક્તિમાન સચરાચર, સર્વજ્ઞ અને ભક્તવત્સલ ભગવાનનીજ તેણે ભક્તિ કરી છે એમ જણાઇ આવે છે. એનું શુદ્ધ જીવન અને દૃઢ શ્રદ્ધા તથા સંસારપરનો વિરાગ એ સર્વ જોતાં રાધાકૃષ્ણના વિલાસના વર્ણન રચવા છતાં તે કેવળ અલિપ્ત રહેલી છે એમ ભાન થયા વિના રહેતું નથી એવં વર્ણન, એથી પણ વધારે શૃંગારમય વર્ણન નરસિંહ મહેતાનાં કાવ્યોમાં છે. બીજા સંતકવિઓના કાવ્યોમાં પણ શૃંગાર ઠામ ઠામ છે.

મીરાંબાઇની કવિતામાં જે મધુરતા અને આકર્ષક શક્તિ રહેલી છે તેવી બીજી કોઇ સ્ત્રી કવિમાં નથી. તેનું જીવન romantic અદ્‌ભુત કૌતુકવાળું બન્યું હતું અને તેની શૈલીમાં જે ગૌરવ તથા સુદૃઢતા છે તેની બરોબરી અન્ય સ્ત્રીકવિઓથી થાય તેમ નથી. વિચારની પરિપક્વતા એ પણ એનાં કાવ્યોનું લક્ષણ છે. એને નામે ઘણાં કાવ્યો પ્રચલિત છે તથાપિ તે સર્વ એનાં હશે કે નહિં તે સંશય પડતું છે. પરંતુ કેટલાકમાં તો ખાતરી ર્વક એની છાપ જણાઇ આવે છે.

ચાલતા આવેલા સામાન્ય અભિપ્રાય પ્રમાણે એ સંવત ૧૪૬૯ માં જન્મી સંવત ૧૫૨૬ માં મૃત્યુ પામી. એ કાળમાં બનેલા બનાવોની નોંધ કોઈ ઠેકાણે રાખવાનો રિવાજ ન હોવાથી મીરાંબાઇનો સમય અથવા બીજા કોઈ પ્રાચીન કવિઓનો સમય નક્કી કરવો એ મુશ્કેલ કામ છે. તેઓનાં પોતાનાં લખાણોમાં કાંઈ સાલ કે હકીકત હોય તો કાળ નક્કી કરી શકાય. મીરાંબાઈનાં કાવ્યોમાં તેવું કાંઈ માલમ પડતું નથી.

કૃષ્ણાબાઈ વડનગરની નાગરણ હતી એવું માલમ પડે છે. સીતાજીની કાંચળી નામે એવું કાવ્ય છે તે સુપ્રસિદ્ધ સ્ત્રીઓમાં વિશેષે કરીને તે જાણીતું છે. સ્ત્રીના સ્વભાવ તથા આચારવિચારનું એમાં આબેહુબ વર્ણન છે તે સિવાય એનાં કૃષ્ણનાં હાલરડાં અને બીજાં ગીતો છે. એની જીવન કથા અપ્રસિદ્ધ છે. મીરાંબાઈ કરતાં એની કાવ્ય શક્તિ ઉતરતા પ્રકારની છે.

ગવરીબાઈ તે ગીરપુર અથવા ડુંગરપુરમાં સંવત ૧૮૧૫ માં નાગર જ્ઞાતિમાં જન્મી હતી તેને પાંચ કે છ વર્ષની ઉમરે પરણાવી હતી અને લગ્ન પછી થોડા જ દિવસમાં તેનો વર મૃત્યુ પામ્યો. તે પછી પરમેશ્વર મારો ધણી છે એવી ભાવના તેનામાં ઉત્પન્ન

થઈ. પોતે બુદ્ધિમાન હતી તેથી વાંચતાં લખતાં શીખી અને ભાગવત ગીતા વગેરે શ્રવણ કરવા માંડયાં. ઈશ્વર ભક્તિમાં એનું ચિત્ત દિવસે દિવસે દઢ થયું પોતાનો સર્વે કાળ તે ઈશ્વર ભજનમાં કાઢતી. ધીમે ધીમે સંત સમાગમથી એનામાં જ્ઞાન અને વૈરાગ્ય વધ્યાં. લાંબા સમય સુધી તે સમાધિ ચઢાવીને રહી શકતી એવું માનસિક બળ તેણે પ્રાપ્ત કર્યું હતું. તે લાલજીની પૂજા કરતી. સંસારપર તેને કાંઈપણ મોહ નહોતો. ગીરપુર તથા જેપુર તથા કાશીના તે સમયના રાજાઓ પણ તેનાં દર્શન કરવા આવતા. ડુંગરપુરથી તે કાશી જઈને વસી હતી, અને ત્યાં જ દેહત્યાગ કર્યો હતો.

એનાં ૬૫૨ પદોની હસ્તલિખિત પ્રત છે પણ તેમાંનાં જુજ છપાએલાં છે. કૃષ્ણ-બાળલીલા અને શિવસ્તુતિનાં કેટલાંક છે, અને ઘણાં બ્રહ્મજ્ઞાનનાં છે. પ્રાચીન ગુજરાતીમાં વેદાંન્તી કવિ અખો શ્રેષ્ઠ છે. તેના કાવ્યો પેઠે જ ગવરીબાઇનાં બ્રહ્મજ્ઞાનનાં કાવ્યોનો અર્થ સરળતાથી સમજી શકાય તેવો નથી. શુદ્ધ બ્રહ્મજ્ઞાનનાં પદમાં કવિતાની ઉર્મિ કાંઇક ઓછી છે. અદ્વૈત મતનું પ્રતિપાદન કરેલું છે અને ઉપદેશ પણ છે. બીજાં કાવ્યોમાં તેમની કવિત્વશક્તિ જણાઇ આવે છે. તેમની ભાષા સસ્કારી છે, અને કેટલાંક કવિતામય સુંદર વાક્યો એવાં છે કે બીજી સ્ત્રી કવિઓમાં નજરે નથી પડતાં. ' વનેશ્વર વિશ્વમાં વિલાસ્યા, જેમ ફુલનમેં બાસ '; ' ચંદમેં તું ચૈતન્ય, સુરજમેં તું તેજ ' ; ' ગવરી બેઠી બ્રહ્મ સનાતન, જેમ સાગરમાં ગંગ ' ; વગેરે. એના કાવ્યનાં ઉદાહરણ તરીકે એક લઇએ.

> ' હરિ નામ બિના રે ઔર બોલના ક્યા,<br>
> ' હરિ કથા બિના ઔર સુનના ક્યા.<br>
> સુખ સાગર સામલીઓ ત્યાગી,<br>
> કુપ ડાબમે ડોલનાં ક્યા.<br>
> ઘટ ગિરધર ગિરિધારી પાયા,<br>
> બાહેર ઢોંગ અબ ખોલના ક્યા.<br>
> આત્મા અખંડ આવે ન જાવે,<br>
> જન્મ નહિં ફિર મરના ક્યા.<br>
> ગવરી બ્રહ્મ સકલમેં જાન્યા,<br>
> જાન્યા તો જદ બોલના ક્યા. '

બાલપણમાં વૈધવ્ય પ્રાપ્ત થયું તથાપિ ગવરીબાઇએ પોતાનું જીવન એળે ન ગાળતાં તેનું સાર્થક્ય કર્યું છે, અને પોતાનું નામ અમર કરી ગઇ છે. આ લેખમાં ગણાવેલી સ્ત્રીકવિ-ઓમાં એ સર્વથી સંસ્કારી હતી. અને તેનું જ્ઞાન પણ સર્વેથી ચઢીઆતું હતું.

પુરીબાઇનું સીતામંગળ પ્રસિદ્ધ છે અને કેટલાક ભાગ લગ્ન પ્રસંગે સ્ત્રીઓ ગાય છે. તેનાં જે કાવ્યો પ્રસિદ્ધ છે તે પરથી તેની કવિત્વશક્તિ સામાન્ય હોય એવું જણાય છે. તેની ભાષા ગૌરવવાળી છે. તેના જીવનની હકીકત જણાએલી નથી.

દીવાળીબાઇને વિશે એવી હકીકત જણાએલી છે કે તેનો બાપ ડભોઇનો બ્રાહ્મણ હતો. અને સંવત્ ૧૮૪૭ માં જ્યારે સુડતાળો કાળ પડયો ત્યારે દીવાળીના બાપથી પોતાનું તથા પોતાની દીકરીનું પોષણ થઈ સક્યું નહિ તેથી એક વૃદ્ધ સાધુને તે છોકરી સોંપી તીર્થયાત્રા નિમિત્તે કહીંક જતો રહ્યો. વૃદ્ધ સાધુ રામભક્ત હતો તેથી તેણે દીવાળીને

' ધન્ય ધન્ય કૃષ્ણા ચોરરે,
સુણો જગ્ત જનાયાં સોરરે,
દેવા કરે સેવા રાધીબાઈરે,
માતા યશોદા તણે કૃષ્ણુરાયારે,
જગમેં કો હોય તેરા સાંચારે;

આવી રીતે તમામ કાવ્યોમાં મિશ્ર ભાષા હોવાથી ગુજરાતી વાંચનારને તેમજ બધી ભાષા સમજનારને પણ રસગ્રહણ કરવામાં કાંઇક ક્ષતિ થાય છે.

આ સર્વ સ્ત્રી કવિઓનાં કાવ્યો અને ચરિત્રો જોતાં એ વાત સ્પષ્ટ થાય છે કે જેમ ગુજરાતના કવિઓનો મોટો ભાગ ભક્ત કવિઓનો છે તેમ સ્ત્રી કવિઓ તો સર્વ ભક્ત જ છે. તેમનાં કાવ્યની પરીક્ષામાં તેમની કવિ તરીકેની તેમજ ભક્ત તરીકેની પરિક્ષા સ્વાભાવિક રીતે જ થાય. ભક્ત હોવાથી જ કવિ થઈ હતી માટે તેમની ભક્તિ જ તેમની કવિત્વ શક્તિના મૂળરૂપે છે તે ધ્યાનમાં લીધા વિના તેમની કવિતાનું યથાર્થ વિવેચન થઈ શકે તેમ નથી. ગુજરાતના પ્રથમ પંક્તિના કવિઓ પ્રેમાનંદ કે દયારામની બરોબરી કરવા સરખી ઉચ્ચ કાવ્ય શક્તિ એ કોઇનામ નથી એમ કહ્યા વિના ચાલે તેમ નથી. તેમ બીજા વર્ગના કવિઓ કરતાં કોઇ રીતે સ્ત્રી કવિઓનાં કાવ્યો ઉતરે તેમ નથી એ પણ સિદ્ધ થાય છે. તેમની કવિતાનો વિષય પરમેશ્વર છે અને તે સર્વનો ભક્તિભાવ એવો ગાઢ છે કે એ ભાવની અતિશયતાથી લાગણીઓ ઉભરાઈ કવિતાનું રૂપ ધારણ કરે છે. સાંસારિક ભિન્ન ભિન્ન સ્થિતિનાં છતાં સર્વેને સંસારનાં બંધન નહોતાં અને સંસારથી વિમુખ થઈ આખું જીવન ભક્તિપરાયણતામાં કહાડેલું એમ જેમનાં ચરિત્ર જણાયાં છે તે પરથી માલમ પડે છે. સંસાર છોડવાથીજ તેમને જ્ઞાન અને સંસ્કાર પ્રાપ્ત કરવાનો અવકાશ અને સાધન મળેલાં. સંસારમાં રહેલી સ્ત્રીઓની કલ્પના. શકિત કાવ્ય રચવા કરતાં નવલ કથાઓ લખવા તરફ પ્રેરાતી હશે એમ ઇંગ્લાંડની સ્ત્રી લેખકો જોતાં લાગે છે. આપણા દેશમાં તો તેવું જ્ઞાન અને સંસ્કાર સંસારીજીવનમાં ગુંથાએલી સ્ત્રીઓને ભાગ્યે જ પ્રાપ્ત થાય છે.

પ્રસિદ્ધ ગુર્જર સ્ત્રી કવિઓ વિશે યથાશક્તિ ચર્ચા કરી છે. પ્રાચીન કાવ્ય માળા અને બ્રહત્ કાવ્ય દોહન એ બે ગ્રંથોની સહાયતા છૂટથી આ લેખમાં લીધી છે. એ ગ્રંથો શિવાય અન્યત્ર સ્ત્રી કવિઓનાં કાવ્યો હશે તે જાણમાં નહિં હોવાથી તેનું વિવેચન થઇ શક્યું નથી. અર્વાચીન સમયમ સ્ત્રીઓની કવિતા કોઇક કોઇક સ્થળે નજરે પડે છે, પણ બંગાળાની તરૂલતા દત્ત જેવી કે ઇંગ્રેજીમાં કાવ્ય લખનાર સરોજિની નાઇડુ સરખી સબળ શક્તિધરાવનાર નવીન સ્ત્રી કવિ હજી ગુજરાતમાં થઈ નથી. તેમજ પ્રાચીન કવિઓની ઢબનાં પણ હાલની સ્ત્રીઓમાં કાવ્યો નથી તેથી તેમનાં કાવ્યોની પરીક્ષા પાછળના જમાનાને સોંપવી ઉચિત છે. અંગ્રેજી અને સંસ્કૃત અભ્યાસના પરિણામે પુરૂષ કવિઓનો નૂતન વર્ગ થયો છે તેવોજ કોઇ કાળે સ્ત્રી કવિઓનો થશે એવી આશા સાથે આ અલ્પ મતિ અનુસાર લખેલો લેખ સમાપ્ત કરૂં

સૌ. વિદ્યાગૌરી.

"સુન્દરીસુબોધ"ની પાંચમા તથા છઠ્ઠા વર્ષની ભેટ.

તૈયાર છે. **વાર્તાલહરી.** તૈયાર છે.

( ૩૦૦ પાનાનું દળદાર પુસ્તક )

તા. ૧ લી સપ્ટેંબર ૧૯૦૯ થી વ્હેંચાવા માંડી છે. બ્હારગામના ગ્રાહકો જેઓએ પાંચમા અને છઠ્ઠા વર્ષનાં લવાજમ નહી મોકલ્યાં હોય તેમને પહેલી સપ્ટેંબરથી વી.પી.થી ભેટનું પુસ્તક મોકલવામાં આવેછે. જેઓએ મનીઓરડરથી લવાજમ મોકલી આપ્યાં છે તેઓને વાર્તાલહરી મોકલી આપી છે. જેઓને ન મળી હોય તેમને અત્રે ખબર કરવા વિનંતિ છે.

## સ્થાનિક ગ્રાહકોને વિનંતિ.

જેઓએ લવાજમ ન ભર્યાં હોય તેઓએ મહેરબાની કરી, રાયપરમાં કામેશ્વરની પોળ પાસે "સુંદરી સુબોધ ઑફીસ" માં સ્હવારના ૮ થી ૧૦ વાગ્યા સુધી લવાજમના પૈસા ભરી જવા. જેઓ તરફથી લવાજમના પૈસા નહિં આવે તેઓના ઉપર ચ્હડેલા લવાજમ તથા વી. પી. ખર્ચ સાથે ભેટનું પુસ્તક વી. પી. થી મોકલવામાં આવશે, જે સ્વીકારવા અમારા સુજ્ઞ ગ્રાહકો મ્હેરબાની કરશે. લવાજમ માસ આખર સુધી કેટલું બાકી છે તેની ખબર સર્વે સ્થાનિક સભાસદોને આપવામાં આવી છે.

## સાતમા વર્ષની ભેટ.

**ગીતમાળા ભાગ ૨.** (તૈયાર થાય છે.)

## બન્ને ભેટો બાબતની વ્યવસ્થા.

**વાર્તાલહરી** બે વર્ષ માટેનું ભેટનું પુસ્તક છે; તેથી જેઓનો બે વર્ષની ભેટ મેળવવાનો હક હશે તેમનેજ આ પુસ્તક મળી શકશે. જેઓ છઠ્ઠા વર્ષથી પત્રના ગ્રાહક થઇ સાતમા વર્ષ માટે ચાલુ રહેવા માગતા હશે તેમને પણ તે બન્ને વર્ષ પેટે આ પુસ્તક મોકલી આપવામાં આવશે. પરંતુ જેઓ માત્ર પાંચમા, છઠ્ઠા કે સાતમા—એકજ વર્ષના ગ્રાહકો હશે તેમને ઉપર જણાવેલી ગીતમાળા ભાગ ૨ જો તૈયાર થયે મોકલી આપવામાં આવશે. સર્વ બાબતનો પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

મંત્રી, બન્ધુસમાજ, સુન્દરીસુબોધ ઑફિસ, અમદાવાદ.

---

લગભગ છપાઇ રહી છે. ચાલુ માસમાં તૈયાર થશે.

# ડીટેક્ટીવ બહાદુર શેર લૉક હોમ્સ.

પ્રખ્યાત વાર્તાકાર સર એ. કૉનન ડૉયલ છુપી પોલીસની વાર્તાઓ લખવામાં એક્કા છે તેમની અંગ્રેજીપરથી આ વાતો ગુજરાતીમાં ચાલુ માસમાં છપાઇ બહાર પડશે. કલ્પના શક્તિથી કેવા કેવા ગુન્હાઓ પકડાય છે અને વિચાર શક્તિ શું કરી શકે છે તે આ વાર્તા સરસ રીતે બતાવે છે. શોભીતી બંધાઇમાં કી. રૂ. ૧-૪-૦

**ગૃહલક્ષ્મી.** હિંદુ સંસારી અતિ ઉત્તમ વાર્તા. પ્રેમ અને નીતિના ઉચ્ચ સિદ્ધાંતોની ગુંથણી છે; નામદાર ગાયકવાડ સરકારના કેળવણીખાતાએ ઇનામો તથા લાયબ્રેરીઓ માટે મંજુર કરેલી છે. સર્વે વર્તમાનપત્રોએ તેની ઉત્તમતા સ્વીકારી છે. ખાસ ઉપયોગી પુસ્તક છે. સુંદર બંધાઇ. કી. રૂ. ૧—૧૨—૦

# સુન્દરીસુબોધ

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતીઅને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતરૂ-વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને *અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ* આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૭મું.] ઈ. સ. ૧૯૧૦ જાન્યુઆરીઃ-માર્ગશિર્ષ, વિ. સં. ૧૯૬૬. [અંક ૫મો.


## ज्ञानसुगन्ध.

### मने केवो वर गमे ?

जेने जोइने मारी आंख्यो ठरे एवो वर मने जोइए छे, जेने जोइने मारुं मन ठरे एवो वर मने जोइए छे, जेने जोइने मारुं अंतर ठरे एवो वर मने जोइए छे, अने जेने जोइने मारो आत्मा ठरे एवो वर मने जोइए छे, मारुं कह्युं माने ने मने लाड लडावे एवो वर मने जोइए छे, मने सुखी राखवा माटे मोटां जोखमो खेडी शके एवो वर मने जोइए छे, मने सुखी राखवा माटे पोताना स्वार्थनो भोग आपी शके एवो वर मने जोइए छे, मने सुखी राखवा माटे पोतानुं धन मारी उपरथी कुरबान करी शके एवो वर मने जोइए छे, अने जरुर पडे तो मारी खातर आखी दुनियांनी सामे थइ शके एवो वर मने जोइए छे, मने मोजीलो वर जोइए छे, मने रसिलो वर जोइए छे, मने रुपाळो वर जोइए छे, मने तंदुरस्त वर जोइए छे, मने बहु कमाणी-वाळो वर जोइए छे, मने बहु नीति वाळो वर जोइए छे, मने बहु मान मर्तबावाळो वर जोइए छे, मने बहु बहादूर वर जोइए छे, मने बहु डहापणवाळो वर जोइए छे. अने मने भक्तिवाळो वर जोइए छे. जेनी आंखमां गंभीरता होय, जेनी आंखमां आबरुदारपणुं होय, जेनी आंखमां अदब होय, जेनी आं-खमां अमीराइ होय, जेनी आंखमां मिठाश होय, जेनी आंखमां प्रेम होय,

जेनी आंखमां पोतानो टेक साचववानुं बळ होय, जेनी आंखमां उदारता होय, जेनी आंखमां बीजाओने दाबी देवानी शक्ति होय, जेनी आंखमां ठरेलपणुं होय, जेनी आंखमां कुदरती म्होटाइ होय, जेनी आंखमां स्वभाविक डहापण होय, अने जेनी आंखमां मने खेंची लेवानुं आकर्षण होय एवो वर मने जोइए छे, जेनी वाणीमां मिठाश होय, जेनी वाणीमां उत्तम विचारो होय, जेनी वाणीमां निर्दोष रमुज होय, जेनी वाणीमां मारां वखाण होय, जेनी वाणीने सौ लोको मान आपता होय, जेनी वाणी सांभळवानी घणां माणसो इच्छा राखतां होय, जेनी वाणीमां कुदरती भभक होय, जेनी वाणीमां बीजाओने राजी राखवानी आवडत होय, जेनी वाणीमां सत्य होय, जेनी उपर आफडो विश्वास आवी जाय एवुं जेनी वाणीमां बळ होय, जेनी वाणीमां कांइक नवो नवो माल होय, अने जेनी वाणीमां मने वश करी लेवानुं वशिकरण होय एवो वर मने जोइए छे. जेना म्होडां उपर गृहस्थपणुं होय, जेना म्होडां उपर आफडुं आफडुं गमी जाय एवुं कांइक होय, जेना म्होडां उपर बीजा घणाओना करतां कांइक वधारे भभक होय, जेना म्होडां उपर पोतानो टेक साचववानुं बळ होय, जेना म्होडां उपर मर्दाइ होय, जेना म्होडां उपर डहापण देखातुं होय, जेना म्होड उपर भलाइनी छाप खोली नीकळेली होय, जेना म्होडां उपर भारबोज होय, जेनां म्होडां उपर कांइक कुदरती मस्ती होय, अने जेना म्होडां उपर आनंद रमी रह्यो होय एवो वर मने गमे छे.

जेनी चालमां कांइक खुबी होय, जेनी वाणीमां कांइक मिठाश होय, जेना हावभावमां कांइक उत्तमता होय, जेना विचारो जाणवा घणां माणसो इच्छा राखतां होय, ज्यां जाय त्यां जेने मान मळतुं होय, घणां माणसो जेनी बहु चाहना राखतां होय, जेना हाथमां घणां काम होय, घणा जणां उपर जेनो अधिकार चाली शकतो होय, लागतां वळगतां सौ ठेकाणे जेनां वखाण थतां होय, प्रेमथी जेनुं हृदय भरेलुं होय, जेने पैसा कमाइ लेवा ए पण मोटी वात न होय अने पैसा खरची नांखवा ए पण मोटी वात न होय, जे रमत गमतमां मोजीला स्वभावनो ने खावा पीवामां शोखीन होय, जे मारा करतां शरीरे वधारे बळवान होय, जे मारा गुण माटे मान धरावतो होय ने मारा रुप उपर मोहीत थयो होय, अने मने राजी राखवी एज जेना अंतरनी इच्छा होय एवो वर मने गमे छे. एटलुंज नहीं पण मारा वरने जोइने बीजी घणी बाइडीओने मारी अदेखाइ लागे ने तेओना मनमां एवा विचारो आवे के, आवो वर अमने पण होय तो केवुं सारुं ? एवो वर मने जोइए छे.

टुंकामां एज के, जेनुं म्होडुं जोया करवाथी हुं धराउं नहीं, जेनी वाणी सांभळ्या करवाथी हुं थाकुं नहीं. जेनी पासेथी खसवुं मने गमे नहीं, अने जेनी दरेक बाबतमां मने कांइक खुबी लाग्या करे एवो वर मने जोइए छे, एटलुंज नहीं पण जेने सारुं सारुं करीने वापरावबानी मने इच्छा थया करे,

जेनी जीभ चळे तां मारुं शरीरे चळे, जेनी सेवा करवांथीज मारुं अंतर राजी रहे, अने जेने जोइ जोइने मारो आत्मा उछळवा लागे, तथा जेने दुःखी जोइने स्वाभाविक रीतेज माराथी एवी प्रार्थना थइ जाय के, हे प्रभु ! एनुं दुःख मने आप. आवो भाव ने आवो प्रेम जींदगीना छेल्ला श्वास सुधी टकी शके, तथा मुवा पछी स्वर्गमां पण जे मने चाही शके, अने हुं जेनी सेवा करी शकुं एवो वर मने जोइए छे. एवो वर मने जोइए छे.

रा. अमृतलाल पाढियार कृत "स्त्रीओनुं स्वर्ग"

## કાવ્યકુંજ.

### નવીન વર્ષની શુભેચ્છા.

હરિગીત.

કાલોદધિ આ ઘૂઘવતો ને વર્ષ સરિતા મળી જતાં,
ગત સમયનાં સુખ અલ્પ પણ આનંદને ઉપજાવતાં;
નૂતન તણી શુભ આશથી આહ્લાદથી હૃદ ધબકતાં;
ને સ્નેહી જનનાં સ્નેહ ઝરણો શાન્તિ ચિત્ત પ્રસારતાં. ૧

એ દિવ્યને મિઠું ઝરણ પરમેશનું જે સત્વ છે,
વ્હેલો અખંડિત જગતમાં સ્વર્ગીય સુખ ઉદ્દલાવીને;
વળી દંપતિનાં સ્નેહ બિજ વિકસાવી વૃક્ષ ઉગાડીને,
કંઇ બાલ પુષ્પો લલિત ખીલવી આર્ય વાડી દિપાવજે. ૨.

સૌ. પ્રમિલા.

### નૂતન વર્ષ નિમિત્ત પત્નીને.

વસંતતિલકા.

વ્હાલી ! ઉગ્યું વરષ કુસુમ આજ એક,
ત્હેં ખીલવી હૃદય વૃત્તિ ઊંચી અનેક;
વર્ષો વિતે જીવનનાં જમ જેમ વ્હાલી,
ગાઢા થતા નહિ શું ! આપણ ભાવ આલી. ૧

આ 'દંપતિ' 'જીવંત મિત્ર'જ 'પ્રેમમૂર્તિ'!
ઉદ્‌ગાર આમ નિકળે કંઈ કૈં સ્થળેથી,
નિહાળી દિવ્ય શુદ્ધ આન્તર્વૃત્તિ ત્હારી;
આનંદ, વિસ્મય થતાં, કંઈ વૃત્તિ જાગી. ૨

આપી, લીધી, કુસુમમાલ પ્રિયે! શું આજે,
પ્રત્યેક પુષ્પ હૃદની પ્રીતિ તે જણાવે.
રે * * * કુમુદ ખિલતું કૌમુદીમાં,
ખીલો સદા પ્રણય પુષ્પ હજી ઘણેરાં. ૩

શાન્તિકુટિર
શાન્તાકુઞ્જ
કાર્તિક સુદ ૧, ૧૯૬૬

ભોગીન્દ્રરાવ ર. દિવેટીયા.
(સુબન્ધુ–બન્ધુસમાજ.)

---

## સૌન્દર્ય.

---

હરિણી.

જગત સઘળું માને જ્હેને સુરૂપ અને ભજે,
નહિ નહિ મ્હને ત્હેની હૈયે જરી પરવા હવે;
રસિક ભ્રમરો ગુંજે ગુંજે, પરાગ ચુસો ભલે;
કમળ વદને, ત્હેની શોભા નહિ ગમતી હવે.

## મ્હારી મોહિની.

૧

અહા ! ખીલી મનહર ચંદ્રિકા !
હાં, હાં ! ખીલી ખીલી ચંદ્રિકા !
રમ્ય હસંતું, મુખ મલકંતુ, આનન્દે શું ઉભરાય,
ખીલી ચંદ્રિકા !

( સાખી ) શાંત શૃંગારે ડુબતું, રંગ રમે નવ રાસ,
મંદ મધુરા ભોગમાં, ભુલે મન સહુ માન.
ખીલી ચંદ્રિકા !

૨

મ્હારો ચંદ્ર નાચે શું ઉલ્લાસમાં રે,
મ્હારૂં મન મોહે તે તે નાદમાં રે !
આ ધરણી છવાઈ શું રંગમાં, દીસે શું આનંદમાં.
હાં ! જુઓ ચંદ્રિકા.

( સાખી ) મધુર લહરી વીંઝતી, મંદ પવનની રેલ,
સ્વચ્છ ગગને મ્હાલતો, મ્હારો મોહક પ્રાણ.
હાં ! જુઓ ચંદ્રિકા.

૩

પ્રીતિની મંદ મોહિની શું ભાળતો,
રસિક છંદ દોરતો, મને શું પ્રેરતો !
ખળખળ કરતી, વહતી, સરતી, રમતી નદી શું ગાતી જાય.
હાં ! ખીલ્યો શૃંગાર.
ખીલી ચંદ્રિકા.

હીડલબર્ગ
જર્મનિ. } ન્હાનાલાલ મ્હેતા.

# નવા વર્ષના બે બોલ.



ગુજરાતની ગૃહલક્ષ્મીઓ ! મારી સુન્દર બ્હેનો ! આજે નવું વર્ષ શુભ થાવ. તમારૂં જગતનું કલ્યાણ થાવ. આજ મંગલ તિથિયે તમારા હૃદયાકાશમાં આનન્દનાં નૃત્ય આદરો બ્હેનો ! આજે હૃદય સાક્ષી પુરે છે કેઃ—

આશાનાં નૂર ને શ્રદ્ધાનાં પૂરની
ઉષા જાગી, ઉષા જાગી.
જાગો, જાગો ઝીલનારી રે બ્હેન.
ઉષા જાગી, ઉષા જાગી.

નવ આશાનાં નવ રાસ ઝીલનારી બ્હેનો ! જાગો, જાગો. આજે આશાનાં નૂર ને શ્રદ્ધાના પૂરની ઉષા જાગી ! પ્રભુના પ્રકાશ ભર્યું જુઓ આજે જગત; નવી આશાનાં નવાં તેજ. એ તેજનીજ જ્યોતિમાંથી આપણે આપણો આત્મા પ્રગટાવવું; એજ જ્યોતિની શુદ્ધિમાંથી આપણે આપણા આત્માની વિશુદ્ધિ સંભરશું એજ જ્યોતિના પરમ મૂલ પરમ ધામ પરમાત્માના પરમ મોક્ષ ધામ તરફ આપણે આપણી દ્રષ્ટિ રાખશું. એ જ પ્રકાશનાં આંખડલીમાં અંજન આંજશું. એ જ જ્યોતિના અખંડ દિવડાઓ સંસારના પૂણ્ય ધામના મન્દિરો–ગૃહરાજ્યોમાં અખંડ જ્યોતિશા ઝળકાવશું. ને એ જ જ્યોતિ ઝીલતા જગતને એ જ જ્યોતિનાં દાન આપશું. પ્રભુના પરમધામમાં જ આશા રાખશું બ્હેનો ! આ આશા રાખશો તો આનંદ જ છે.

મંગલ સૌભાગ્યદેવીઓ ! આર્યભૂમિની આશાઓ ! શ્રદ્ધા મુર્તિઓ ! પરમેશ્વરની પરમ કૃપાની વર્ષા ઝીલો. દયાનિધિના દયાના અખંડ પૂણ્યોનાં પાન કરો- પ્રભુનાં દર્શન ને પ્રભુની પરમ પ્રસાદી રૂપી મૃતસંજીવની દયાના પાન કરો. **તમારામાં શ્રદ્ધા છે તે શ્રદ્ધા વિકસાવો.** આશાની જ્યોતિ ને શ્રદ્ધાના અમૃતનાં સદાવ્રત સંસારે સ્થાપો ! આ જ આ જ આ જ ભાવના નવ વર્ષનું તમારૂં વ્રત, બ્હેનો ! સિદ્ધ થાવ તમોને આ સદાચરણ. મૈયાઓ ! આથી શુભ આશિર્વાદ શું આપું !

બ્હેનો ! આ આશા આ શ્રદ્ધા જીવનને પગલે પગલે જીવનની ક્ષણે ક્ષણે અનુભવજો અને વિકસાવજો, પ્રભુ વિશ્વનો આધાર છે. જગતનો ઇશ છે, ને સંસારનો સ્રષ્ટા છે. વિશ્વના અનેક વિભાગમાં એ જ જ્યોતિ જાગે છે. જગતની અનેક સાંકળોને સાંધનાર તે સત્ર છે. ને સંસારની અનેક સુખ દુઃખ ભરી યાત્રાઓમાં તેજ પરમ મૂર્તિ આપણી આશાને શ્રદ્ધાનું સ્થાન છે.

સૌભાગ્યદેવીઓ ! તમો સંસારની દેવીઓ છો. કન્યા, વધુ, માતા રૂપે તમારે સંસારમાં તરવાનું છે અને સંસારને તારવાનો છે. જીવનનો પ્રવાહ ચાલ્યો જાય છે. બ્હેનો ! કાલે માતાને મન્દિર દોડતાં હતાં. શાળામાં કંઇ શીખ્યાં. સાસરીએ આવ્યાં. ગૃહણી ધર્મનો વારો આવ્યો ને માતાએ થયાં. અનેક તડકાછાયાનો અનુભવ થયો. કેટલાક સંબંધીઓ, સાથીઓ પરલોકવાસી થયા. જીવન વહ્યું જાય છે. દેહને જરા આવતી જાય છે.

સંસારનો અર્થ બ્હેનો ! સારી જાય તે—જે ન ટકે તે. આ સરી જતા ક્ષણ ક્ષણ બદલતા સંસારમાં પ્રભુ પરાયણ થવામાંજ સાર્થકતા છે. દેહમાં રહેલો ચેતન આત્મા ભગવાનનો અંશ છે અને તે આપણું નિજ્સ્વરૂપ છે, આપણું મૂલ છે. બ્હેનો ! માનવીનાં સૌભાગ્ય આ સાર્થકતામાં જ છે અને સ્રીસૃષ્ટિ આ શક્તિમાં સહધર્મચારિણી છે.

જાણો છો બ્હેનો ! મહર્ષિ મનુનું વચન "પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુંદરી." સ્રી જ્યોતિની સંસારના મન્દિરમાં આ જ્યોતિ પ્રતિષ્ટા કરે છે.

એકાકી બ્રહ્મનારાયણે "હું એકલો અનેક રૂપ થાઉં" વિચારી સહધર્મચારિણી સખી પરમ કલ્યાણિની માતજ્યોતિ માયાને પ્રગટ કરી. તે મહાદેવને મહાદેવીના પરમ, તપોમય, આનંદમય અદ્વૈતલગ્નથી સૃષ્ટિ ઉત્પન્ન થઇ. પ્રભુ જ્યોતિએ પ્રકૃતિદેવી દ્વારા પરમ સુંદરતા પ્રગટ કરી. આ જ્યોતછાંયની અખંડ બેલડી વિશ્વના વૃંદાવનમાં વિહાર કરતી કઇ ભક્તદૃષ્ટિ નીરખતી નથી ?

આ જ્યોતિને પરમાત્માએ પોતાથી પણ અધિક એવા "મહત્—બ્રહ્મ" ના સંબોધનથી શ્રી ગીતામાં બોધી છે.

આજ જ્યોતિને શ્રી રાસેશ્વરની અમૃતરાસ લખ કરતી રાસેશ્વરી નામે રસિક ભક્તો પૂજે છે.

સૌન્દર્યના પૂજારીઓએ—રસિકવિઓએ પ્રભુની Energy—શક્તિ Nature પ્રકૃતિ રૂપે તે મહાદેવીનાં અમર ગાન ગાયાં છે.

મહા ચિત્રકારો તે સ્વરૂપદ્વારા મોહ પામી પ્રભુ જ્યોતિને પામ્યા છે ને તેમની પીછીએ તે જ્યોતિનાં દર્શન કરાવ્યાં છે.

તે પરમ જ્યોતિના સહધર્મચાર વગર આપણા કયા દેવો તેમની પ્રભા પ્રગટ કરી શકયા છે? શ્રી કૃષ્ણનો મહિમા ગાતાં સુરદાસ, નરસૈયો ને મીરાં રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ કરી નાખ્યાં છે. ને રામજીનો પરમ ઉપાસક તુલસીદાસ 'સિયાવર રામચંદ્રકી જય' ના ચિરંજીવ સ્તોત્રોથી તે જ્યોતિના મહિમાના પાવન શંખનાદ કરી ગયો છે.

અમ્બા—માતા—રૂપે તેમની પ્રતિષ્ઠા ગવાય છે. પ્રભુમય જીવન ગાળતા અનેક ભક્તો તે માતાને ખોળે પોતાનાં શિર નમાવી સંસારના રાગથી વિમુક્ત થયા છે. આરાસુરી આઇઆંના રાસો કઈ સ્રીઓએ નથી ઝીલ્યા ? ને માના પુરૂષ ભક્તોએ સ્રીની દીનતાથી નથી ગાયાં ?

"આ અખિલ વિશ્વમાં વ્યાપતી બીરદાળી મા
મુજ કાળજડામાં માય, ઝાંઝર વાગે મા."

* * *

"દશે દિશા માની જોગણીઓ લગાડી રહી છે લ્હાયરે
હરિહર બ્રહ્મા નમી પડયા ને સ્તોત્ર શક્તિનાં ગાય!
માના બાળક સહુ!"

" હરિહર બ્રહ્મા ને સહુ પુરૂષો–તેને કરીયે શુંપરે ? ..
માવડી પાસે ગોઠડી કરતાં વળે દીકરીને હુંફ,
અમે મા તુજ ખોળે !"

" તુજ ખોળે પડી રહીયે ત્યારે ભાગે ભવની ભાવટ રે,
જમ કિંકરની બ્હીક ન લાગે, તરી જઇએ ભવસાગર,
એમાં તું હોડી છો "

આ માતાજીના સ્તવનમાં અહા કેટલી દુઃખી દીકરીઓએ આશ્વાસન લીધાં છે: કેટલી નિર્દોષ મુગ્ધાઓ શક્તિવાળી વિરાંગનાઓ બની છે ને સંસાર સાગરને તરી ગઈ તરાવી ગઈ છે ? "

"વંદેમાતરમ્" પવિત્ર સુત્રે દેશને માતા રૂપેજ નમન કરાવ્યાં છે ને દેશની માતૃસેવા માટે સુપુત્રો સજ્જ થતા જાય છે. આ જ્યોતિનો સ્ત્રી અવતાર છે. આ જ્યોતિના અંશો—અંકુરો સ્ત્રી જ્યોતિએ સંસારના બાગમાં ખીલવવાના છે, તેની સુવાસ પ્રગટ કરાવવાની છે; તેનાં શુભ ફળોનો ફાળ ધારવાનો છે ને તેજ જ્યોતિની સુંદરતા, સાત્વિકતાને શૌર્ય ગૃહે ગૃહે, આશ્રમે આશ્રમે ને આખી સૃષ્ટિમાં પ્રગટ કરવાનાં છે.

તેજ જ્યોતિ એકાકી—કુમારી સરસ્વતી રૂપે પ્રગટ થઈ છે, ને માણસોના શબ–મડદાઓમાં જ્યોતિનો પ્રાણ પ્રગટાવી માટીનાં મંદિરોમાં પ્રાણ પ્રતિષ્ટા કરી છે ને પુરૂષોને શિવરૂપ કર્યા છે.

નિર્મલ ગંગારૂપે તેજ જ્યોતિ સ્વર્ગમાંથી નીકળી છે ને પતીત સંસારમાં પવિત્ર રહી સર્વેને પાવન કરે છે.

માતા રૂપે તેજ જ્યોતિ ક્ષમા ને સ્વાર્થ ત્યાગની અન્નપૂર્ણા દેવી સમી ગૃહે ગૃહે પ્રગટ થાય છે. માતાનાં તપ માતાનાં દાન તે પ્રભુના દાનને પ્રભુના તપ સમાન હો !

આ જ્યોતિનાં દર્શન ઈતિહાસોએ કેવાં દિવ્ય કરાવ્યાં છે—સાહિત્યના સુંદર બાગોમાં હૈયાની મનહર મહારાણી સમાશા ખીલ્યાં છે. કંઈ મૂર્તિઓની ઝાંખીજ કરી પાવન થઇએ.

સીતાજી ! હા પવિત્ર સીતા માતા ! પવિત્ર રામજીની પરમ પવિત્ર દેવી ! શાં તમારાં તપ ! શી તમારી ક્ષમા ! રામચંદ્રજીનો રાજ્યાભિષેક વનવાસમાં બદલાયો ને મહારાણી થતી મૃગાક્ષી સિંહણ સમી શૂરી થઈ પિયુજી સાથે વનમાં ચાલી. અસુરની લંકામાં તેણે રામજીનાંજ સ્તવન કર્યા, ને ક્ષુદ્ર ધોબીના મતથી ડરી લોકાપવાદના ભયથી પવિત્ર દેવીને અન્યાયીશાસન કરતા પતિ—રાજા તરફ તેણે ખેદ સરખો પણ ન દેખાડ્યોને પવિત્ર દેવી અગ્નિના બડકામાં અમર રહી શુદ્ધ હતી તેવાં શુદ્ધિનાં સાક્ષ્ય અપવિત્ર સંસારને આપ્યાં. નમન નમન છે તે પરમ કલ્યાણિની દેવીને, જય જય સીતા, જય જય સીતા, જય જય સીતારામ.

સાવિત્રી ! હા ! પવિત્ર સાવિત્રી ! રાજકુમારી તપતા રાજર્ષિની પત્નિ થઈ તમે ... તપ્યાં. તમારા મરેલ પતિના શબમાં ધર્મરાજને છતી છત્ર મૂકાવ્યો. તમારા અન્ધ ...જાને લોચન અપાવ્યાં. જય જય તપોમયી દેવી, જય ! જય !

મદાલસા ! પવિત્ર મદાલસા ! ગૃહદેવી ! સન્યાસની ! શા તારાં બાલકોને તેં લડાવ્યાં, શા પરમ સન્યાસની તે ઉગતા છોડોને દિક્ષા આપી. સંસાર સાગરને તરવાનું સન્યાસ—પરમ ત્યાગની દિક્ષાને દેનારી માતા—જય તારનાર ઉદ્ધારનાર માતાનો.

ઇતિહાસની આરસીમાં દિવ્ય દેખાતી શુરાંગના સિંહણુ સમી શરી ઝાંસીની રાણી લક્ષ્મીબાઇનાં શાં શૌર્ય. દેવી ! ઇતિહાસમાં તારૂં નામ અમર થયું.

ફ્રાન્સની પ્રેરિત બાલિકા જૉઅન ઑફ આર્ક ! તેં ફ્રાન્સના શા ઉદ્ધાર કર્યા ! શાં શૌર્ય દાખવ્યાં ! હારી જતા રાજ લશ્કરને બાલિકા તે શું સતેજ કર્યું ! જય જય તારી શૌર્ય જ્યોતિનો !

પુરાતનના દિવ્ય દેશ તથા ઇતિહાસની પ્રેરક ભુમિકાઓમાંથી ચાલો જરા વર્તમાન યુગનીજ ઝાંખી કરી લઇએ.

પરમ પુન્યશાળી શાન્તિના સામ્રાજ્યનો વિરલ લ્હાવો લઈ ગયેલી મહારાણી વિકટોરીયા ! શા તારા મધુરા શબ્દો ! આશા જનક પ્રેરક શબ્દો ! કયે ખુણે કયા ગામડીયાથી પણ તારૂં નામ અજાણ્યું છે ? ને કયા પુરૂષે રાણીનું રાજ્ય છે કહી તેની પત્નિને ઠકો નથી આપ્યા કે તેના હુકમો નથી ઉઠાવ્યા ?

પવિત્ર મૈયા ફ્રાન્સીસ પાઉર કોલે પ્રભુ ભક્તિના કેવા પાઠો ગાયા છે—પ્રેર્યા છે.

પવિત્ર દયા દેવી નાઇટિંગલે કેટલાંક દુખીઓનાં દુઃખ નિવાર્યાં છે.

જનરલ બુથે તે દેવીના સહધર્મચારથી મુક્તિફોજના ધર્મયુદ્ધોના શા શા વિષયો મેળવ્યા છે !

હિંદુસ્તાનમાં આવી હિંદુ ધર્મપર ફિદા થયેલી એની બિસેન્ટે આ દેશમાં શા મંગળ સમારંભો યોજ્યા છે.

હિંદુસ્તાનની આદર્શરૂપ સુન્દરી સરલાદેવીની અપૂર્વ શક્તિનો આપણને ગયે વર્ષેજ અનુભવ થયો.

નાની વયમાંજ વિદેહી થયેલી તોરૂદનાં કાવ્યોયે યુરોપમાં પણ પ્રશંસા મેળવી.

સ્ત્રીજ્યોતિની શક્તિની ઝાંખી ભૂત અને વર્ત્તમાનમાં આપણે કરી. સ્ત્રી તે સરલતાની મૂર્ત્તિ છે. શાન્તિની ગંગા છે. જીવનની આનંદ બંસી છે. શ્રદ્ધાનું સ્વરૂપ છે. અને યોગ-સ્વાર્થ ત્યાગની સિદ્ધિ છે. ભગવાન બુદ્ધને મળેલી સુજાતાની કથા બ્હેનો સાંભળવા જેવી છે.

બુદ્ધ ભગવાન બોધિસત્વ વૃક્ષ નીચે તપ કરતા હતા-સત્ય શોધતા હતા. ઘણા દિવસના કઠણ તપ અને અપવાસથી શરીર જીર્ણ થયું. મહર્ષિને ઘણા દિવસ થયાં ભોજન મળ્યું ન હતું ગાત્ર સુકાયાં હતાં.

પડોશમાં એક ગામ હતું, ત્યાં સુજાતા નામની સુન્દરી એક ધનવાનની પત્નિ હતી. પુત્રના કોડવાળીએ એમ માનતા લીધી કે પુત્ર પ્રસવ થશે તો વનદેવને થાળ ધરાવીશ. ભગવાને માનતા સફળ કરી ને ત્રણ માસના હલેતા બાલકને લઇ કોડવતી સૌભાગ્યવતી વનદેવને થાળ ધરાવવા ચાલી. બુધ ભગવાન તપતા હતા તે વૃક્ષ નિચે સુન્દરીઓનો સંઘ

આવ્યો. બુદ્ધને જોયા. સાક્ષાત વનદેવે દર્શન દીધાં અને બુદ્ધ ભગવાનને થાળ ધરાવી અર્ધ્ય આપી તેમના સુકાતા મુખમાં શરીરને સંતોષનાર મધુર દુધપાકના કોળીયા ભરાવ્યા. આ પ્રસાદે બુદ્ધને સતેજ કર્યા ને પુનર્જીવન આપ્યું. સુજાતા દેવને પ્રસન્ન જોઈ શાન્ત થઈ ને બુધે તેને તથા તેના બાલકને આશિર્વાદ આપ્યો. સરલતા, શાન્તિ અને સંતોષની મૂર્તિ સુજાતાને જોઇ ભગવાને પુછ્યું. "મૈયા સત્ય માટે, પ્રકાશ માટે, દુનિયાના દુઃખ નિવારનાર સાધનો મેળવવા ભમું છું. ૭ વર્ષના કઠણ તપ પછી યે નથી મળ્યું તે પણ તમોને જીવન મધુરું લાગે છે? સંસારમાં આનન્દ છે? સંસારના લ્હાવા ને હેતમાં સંતોષ છે?" સુજાતાએ ઉત્તર આપ્યો "પૂજ્ય દેવ! હૃદય નાનું છે મારૂં. આખા ખેતરને વર્ષાદનાં છાંટણાં ન ભીંજવે પણ મારા પુષ્પ જેવા નાના હૈડાંને તો તે પૂર આણે છે, મહારાજ મારા પતિની કૃપાના પ્રકાશ ને મારા બાલકડાંનાં મરકલડાં મારા જીવનના પ્રકાશ છે. ગૃહ સેવામાં મારા દિવસો આનન્દે જાય છે. પ્રાતઃકાળે ઉઠું છું, ભગવાનનુ સ્તવન કરૂં છું. દાન કરૂં છું. તુલસી સમારૂં છું. ચાકરોને કામે લગાડું છું. બપોરના પતિદેવને પોઢાડુ છું. મારા ખોળામાં મધુરાં ગીતો ગાઉં છું ને મીઠો પવન ઢાળુ છું. સાંજના વાળુને વખતે કુટુમ્બને પીરસું છું. આડોસી પડોસી સાથે વાર્તાવિનોદ થાય છે ત્યાર પછી પ્રભુની કૃપા છે અમારા પર. અમે શાને સુખી ન હોઇએ? ને આ મારો પુત્ર તેના પિતાને સ્વર્ગનાં દ્વાર પણ ખોલી અપાવે તે પુત્ર જન્મથી શી અધિક તૃપ્તિ હોય, વનદેવ! શાસ્ત્રોનું વચન છે કેઃ—રસ્તાઓપર વટેમાર્ગુ માટે છાયા થાય માટે વૃક્ષો રોપવાં, તેમની તૃષા છીપાવવા કુવા ખોદવા અને પુત્રની પ્રાપ્તિ આટલું સ્વર્ગ અપાવશે. શાસ્ત્રમાં અમને તો શ્રદ્ધાજ છે. મહર્ષિઓ કરતાં અમો ડાહ્યાં નથી. તેઓ દેવો જાડે વાતો કરતા, વેદ ને મંત્રો જાણતા. સત્ માર્ગ ને શાન્તિના વેત્તાઓ હતા. હું તો એટલુંજ જાણુ કે સારામાંથી સારૂંજ ફળે ને ખરાબમાંથી ખરાબ! સર્વને સર્વ યુગમાં સારા બીજમાંથી સારૂં ફળ જોઇએ છીએ પ્રસક્ષ. અને કડવાં બીજોમાંથી ઝેર પ્રગટે છે. ઈર્ષામાંથી વેર ઉત્પન્ન થાય છે; હેત હોય તો મિત્રો મળે છે, ધૈર્યમાંથી શાન્તિ. આ બધું મળે છે આ એક જીવનમાંજ મહારાજ! અને પ્રભુ દોરી ખેંચે ત્યારે જેવું વાવ્યું છે તેવું લણશું, જેવું દીધું છે તેવું મળશે, જે અહિં આદર્યું તેવું ત્યાં છે ફળ. વનદેવ! વધારે સારૂં એ મળે. એક ચોખાના દાણામાંથી અનેક દાણાઓ થાય છે. સંસારમાં દુઃખે છે. અને માનવીઓનાં હૈયાં હાથ પણ ન રહે. આ મારૂં બાલકડું હતું ન હતું થાય તો તો મારૂં કાળજું ફાટી જ જાય, તેની સાથે હું તો સ્વર્ગે જાઉં ને પતિદેવની ત્યાં વાટડી જોઉં. પતિદેવ સાથે પણ સ્વર્ગ સીધારૂં—સતિ થાઉં. શાસ્ત્રોનાં વાક્ય છે મહારાજ સતિઓ માટે. તેમના માથાપર વાળ છે તે વાળ દીઠ ક્રોડ વર્ષ સ્વર્ગનાં મળશે. મને શો ભય હોય. વનદેવ! જીવન અમારામાં મિઠાશ છે. ગરીબોને દુખીઆંને નથી વિસરતાં અમો. સારૂં લાગે તે કરવું તે મારૂં છે નાનકડું સત્રશાસ્ત્રની આજ્ઞા પાળું છું."

ભગવાન બુદ્ધ પ્રસન્ન વદને બોલ્યા "ગુરૂઓની ગુરૂ છે, તું મૈયા! તારી નાની કથામાં વેદથી પણ અધિક જ્ઞાન છે. તારે વધારે જાણવાની જરૂર નથી. સત્યને ને ધર્મને તું જાણે છે. મધુર પુષ્પ! તું નિર્ભય ખીલજે, તારાં જેવાઓની સાથે શીળી છાયામાં સત્ત્વનો પ્રચંડ પ્રકાશ તમારા જેવાં કુમળાં મ્હોર માટે નથી. તેં મારી પુજા કરી પણ હું તારી

પૂજા કરૂં છું, દેવિ! જ્ઞાનેશ્વરી! જ્ઞાન મળ્યું છે તેનું તને ભાને નથી. અને જેમ પ્રેમથીજ પંખીડું ઘર તરફ દોડે છે તેમ શ્રદ્ધાથીજ તું ધર્મ આચરણ કરે છે. તારા દર્શનથીજ ખાત્રી થાય છે મારી, કે માનવીઓ માટે આશા છે. શાન્તિ! શાન્તિ! કલ્યાણ! કલ્યાણ! સિદ્ધ થા તું અને મને સત્યની પ્રાપ્તિ થાવ, આ આશીર્વાદ માગું છું તારી પાસે."

બ્હેનો! સુજાતાએ ભગવાન બુદ્ધને આશીર્વાદ આપ્યો ને તે ફળ્યો. અમારી બુદ્ધિની સંસારની સુજાતા થાઓ બ્હેનો! આજે બેસતા વર્ષે આજ આશીર્વાદ.

**મુળજી દુર્લભજી વેદ.**

---

# વાર્તાલહરી.

---

## આંધળો.

હું આંધળો છું. જન્મથી આંધળો નથી માત્ર એક વર્ષ થયાં મ્હારી આંખ્યો ગઈ છે. આંખ્યોના જવાથી કેટલું દુઃખ થાય છે તે હું હવે જાણું છું. આ એક વર્ષ મ્હને હજાર વર્ષ જેવું લાગે છે. આંખ્યો ગઇ એ વાત ભુલાતી નથી. આંધળાઓની સ્મૃતિ વધારે તીક્ષ્ણ હોય છે. અને આજે પણ મ્હને મ્હારા પ્હેલાંની સઘળી વાત યાદ આવે છે. વિચિત્ર સૌંદર્યપૂર્ણ શ્યામ પૃથ્વી, ઉષાનો મનોહર લાલરંગ, પુર્ણચંદ્રની શરદ રાતની સ્નિગ્ધ શોભા અને પૃથ્વીમાં નર નારીઓનાં પ્રફુલ્લ મૂખ વગેરે વિશ્વની સઘળી ચીજો પર એક વર્ષથી વિધાતાએ પડદો નાંખી દીધો છે. અંધકાર, ચારે તરફ અંધારી રાતના જેવો અંધકાર, વ્યાપ્યો છે. આંધળાને જે જે કષ્ટ સહન કરવાં પડે છે તે જણાવવાને ભાષામાં શબ્દ નથી. આ આંધળાની વાત જાણી ત્હમે સમજી શકશો કે મ્હારા જેવા કમનસીબ આ દુનીઆમાં થોડા હશે. હું ગામડામાં વસ્તા એક ગૃહસ્થનો છોકરો છું. ઉંચ જાતનો છું. પિતાની સ્થિતિ દ્રવ્યવાન ન્હોતી; અને મ્હને લખતાં વાંચતાં પણ બરાબર આવડતું ન્હોતું. ઉંચ જાતમાં જન્મ લઇ મૂર્ખ રહેનારને ઘણીજ વિપદ ભોગવવી પડે છે. હલકું કામ કરાતું નથી અને સારી નોકરી મળતી નથી.

મ્હારા બાપ એક ગામડામાં તલાટીનું કામ કરતા, મા લક્ષ્મી હતી, અને તેના ગુણથી અમારી સાધારણ આવક છતાં કોઈ દિવસ અન્ન કષ્ટ ભોગવવું પડયું નહિ. ગામડામાં ખેડુતોના છોકરાની માફક હું પણ સ્વચ્છંદ બની આખા ગામમાં રખડતો; અને વૃદ્ધ પિતા શરિરનો પરસેવો કરી મ્હારૂં પાલન કરતા અને અધિક સ્નેહને લીધે તેઓ ત્હેમના દુઃખની વાત કે કડવો અક્ષર મ્હને કહેતા નહિ, કારણ કે હું એકનો એક લાડકો છોકરો હતો.

આ હતભાગીનું સુખ વિધાતાથી સહન થયું નહિ–એક અજ્ઞાન સ્નેહમુગ્ધ બાળકનું સુખ તેનાથી સહન ન કરાયું. ઈશ્વરનો એમાં શાનો દોષ? દોષ મ્હારા નસીબનોજ..હું

સોળ વર્ષનો થયો એટલે મ્હારી મા સ્વર્ગવાસી થઈ. દુઃખ શું છે, તે આજેજ પ્હેલી વાર જાણ્યું. આ દુઃખ તે દિવસથી નદીનાં તરંગની માફક એક પછી એક આવ્યાં કરે છે. એક શુષ્ક, જીર્ણ તણખલાંની માફક આ દુઃખના પ્રવાહપર ચાલ્યો જાઉંછું. આ કષ્ટનું આ નિદારૂણ દુઃખનું અવસાન ક્યારે થશે એ ખબર નથી !

પિતાની ઉંમર પાકી થઇ હતી. આ હિનભાગ્ય ગુજરાતમાં ધોળા વાળવાળાને પણ કન્યા આગ્રહથી આપનારનો અભાવ નથી. મ્હારી માના વિયોગથી પિતાજી ઘણા દુઃખી થયા હતા. સંસાર ઉપર એક જાતનો વૈરાગ્ય આવી ગયો હતો. ત્હેમના શુભેચ્છુ મિત્રોના આગ્રહને વશ થઈ એક બાલિકાનો આ લોક પરલોકનો નાશ કરવા તેઓ તૈયાર થયા નહિ; ઘરમાં સ્ત્રી ન હોવાથી ઘરકામના દુઃખને લીધે ઘરની વ્યવસ્થાને માટે અગિઆર વર્ષની એક પુત્ર વધુ ઘરમાં આણી. આ સમયે મ્હારી ઉંમર સતર વર્ષની હતી.

માણસ કોઇવાર જે વિચારથી કામ કરે છે તેનાથી વિપરીત ફળ આવે છે. મ્હારાં લગ્ન થયા પછી છઠ્ઠે મહિને પિતા પણ સ્વર્ગે ચાલ્યા. ઉતરક્રીયામાં જે કાંઇ થોડું ઘણું ધન હતું તે અને ઘર જમીન સઘળું પાર પડી ગયું. જ્ઞાતિના ક્રૂર રીવાજે જે થોડું ઘણું સાધન હતું તે પણ લઈ લીધું. આ વિસ્તીર્ણ પૃથ્વીપર પ્હેરેલાં વસ્ત્ર સિવાય અમારી પાસે કાંઇજ રહ્યું નહિ. અરાઢ વર્ષની વયે યૌવનમાં પગ મુકતાં ગ્હડતા લોહીને લીધે જ્યારે સુખ, આશા, અડંત જીવન તૃપ્તિ વગેરે સિવાય કંઇજ દેખાતું નથી ત્યારે બાર વર્ષની પત્નિ લઈ હું સંસાર સાગરમાં દુઃખના મોજા કાપવા લાગ્યો.

કંઇજ સાધન ન રહેવાથી સસરાને ઘેર જઇ આશ્રય લીધો. મ્હારા જેવા અભણ યુવકને છોકરી આપનારની આર્થિક અવસ્થા કેવી હશે ? તે કહેવાની કાંઈ જરૂર નથી. લાંબા દિવસ ત્યાં રહેવાય તેમ ન્હોતું. તેમજ તેનાથી રખાય તેમ પણ નહોતું. મ્હારા સસરાના સગાનું મુંબઇમાં એક છાપખાનું હતું. અમારે માટે ત્હેણે તેને ભલામણ કરી. દયાવશ થઇ તે છાપખાનાનો માલેક મને મુંબઇ લઇ ગયો. મ્હારી સ્ત્રી પોતાને બાપને ઘેર રહી.

મ્હારા જેવા વિદ્યા સંપન્ન યુવકને જે નોકરી આપે તે સોનું સમજી લેવી જોઇએ. છાપખાનાના મૅનેજરે કૃપા કરી કમ્પોઝીટરનું કામ કરવાની સગવડ કરી આપી અને હું છાપખાનાના ભૂતો સાથે કામ શિખવા લાગ્યો. સંસાર સાગરમાં તરતાં જે તૃણ હાથ લાગ્યું તે પકડી લીધું. થોડા વખત પછી સરકારી છાપખાનામાં એક ખાલી પડેલી જગા પર મ્હારી નીમણુંક થઇ. પિતાએ બાર રૂપીઆની નોકરીમાં આખી ઉંમર ગુજારી હતી; અને મ્હને થોડા વખતમાં એથી બમણા પગારની નોકરી મળવાથી હું નસીબને ધન્યવાદ દેવા લાગ્યો. કોઇ કોઇ વખત બે ચાર કલાક વધારે કામ કરવું પડતું પણ તેથી બે પૈસા વધારે મળવાની સંભાવના હતી તેથી તે કષ્ટ સુખથી સહન કરતો.

સ્ત્રીને કેટલો વખત તેના બાપને ત્યાં રાખવી? વિચાર કીધો કે આ સામાન્ય આવકમાં બન્નેનું પોષણ થશે. એથી મ્હેં સુલોચનાને મુંબઇ બોલાવી. મુંબઇમાં ભૂલેશ્વરમાં એક માળામાં ઓરડી રાખી. ત્હેમાં બન્ને જણ રહેવા લાગ્યાં. પૈસાનું થોડું ઘણું દુઃખ હતું પણ તે કંઇ લાગતું નહિ. જેણે હમેશાં દુઃખજ જોયેલાં તેને આ દુઃખનો હિસાબ

શે ! પરમેશ્વરે આટલું પણ સુખ આપ્યું છે તેને માટે તેનો આભાર માનતો. અને તે ખરેખર દયામય છે એમ જાણતો.

થોડા વખત પછી—બરાબર યાદ નથી કે કેટલા વખત પછી મ્હારી સ્ત્રીના મુંબઈ આવવા પછી એક દિવસે એક મ્હારા સહયોગી કમ્પોઝીટરને ત્યાંથી અમને જમવાનું આમંત્રણ આવ્યું. આ કમ્પોઝીટર પેલા છાપખાનાવાળાના સગા હતા અને મ્હારા મિત્ર હતા. તેણે ઘણા આગ્રહથી કહ્યું હતું કે "તમારે સાથે તમારી સ્ત્રીને પણ લાવવી." આ સઘળા કારણોને લીધે ના પાડી શકાય તેમ ન્હોતું. સ્ત્રીને ઘણું કહ્યું પણ તેણે તો આવવાની ના પાડી. કારણ પુછતાં આખરે જણાવ્યું કે "આવા ઉઘાડે શરીરે લોકને ત્યાં જવાય કે શું? લોકો મનમાં શું ધારે ? લોક કહેશે કે ગરીબ છે, શરીરે એક દાગીનો પણ નથી તેથી શું ? સુલોચનાએ માન્યું નહિ. સ્ત્રીઓની હઠ આગળ સઘળી યુક્તિ નકામી છે. આખરે મ્હેં પેલા મુરબ્બી પાસેથી એક હાર, બે એરીંગ અને બંગડીઓ માગી લાવ્યો. સ્ત્રીએ નિમંત્રણ કબુલ રાખ્યું. કેટલોક સમય તે સ્નેહીને ત્યાં રહી સંધ્યાકાળ પ્હેલાં ઘેર આવી.

સંધ્યાકાળ પછી હું ઘેર આવ્યો. આવી જોઉં તો સ્ત્રી ગાંડાની માફક રડે છે. કોણ જાણે શો અનર્થ થયો હશે ? આમ જોતાંજ મ્હારૂં હૃદય ધડકતા લાગ્યું. તે મ્હને જોઇ વધારે રડવા લાગી આખરે પગે પડી કહેવા લાગી કે "બંગડી ખોવાઈ ગઇ શું થશે ?" જાણે સઘળી પૃથ્વી ચક્કર ચક્કર ડોલવા લાગી આંખોમાં અંધકાર વ્યાપ્યો ? હાય ! હાય શી રીતે ચારશેં રૂપીઆનો દાગીનો ભરી અપાશે ? જગત શૂન્યમય દેખાવા લાગ્યું. ઘણો વિચાર કરી જોયો પણ કંઇ સુઝ પડી નહિ. આખરે ઘરમાં કંઇ પડ્યાં હોય એમ જાણી આખું ઘર શોધાવ્યું. પણ કાંઇ પત્તો મળ્યો નહિ. હૃદયના આગ્રહથી જો જણસ મળતી હોય તો પછી પુત્ર વિરહથી રડતી માતાનું રૂદન વ્યર્થ ન જાય.

જે વધારે વાત મ્હારા મનમાં લાગી આવી તે એ હતી કે, આ દાગીના ખોવાયાની વાતપર પેલા મહાત્મા વીશ્વાસ શી રીતે કરશે ? અને ગરીબ માણસના બોલવાપર કોને વિશ્વાસ આવે ? ત્હેના મનમાં જો એમ આવે કે દાગીનો વેચી ખાધો છે તો પછી શી રીતે હું તેને સમજાવીશ કે ખરેખર દાગીનો ખોવાઇ ગયો છે. ગમે એમ પૈસા તો ભરી આપવા પડશે. આબરૂ અને કર્તવ્ય તે કર્યા વિના છૂટકો ક્યાં ? આખરે કૃત સંકલ્પ કરી સ્ત્રીને કહ્યું "બંગડી ખોવાઇ છે એવી વાત કોઇને કરવી નહીં. બંગડી ક્યાંથી લાવવી એ વિચારમાં રાત વીતી ગઇ અને સ્હવાર થયું. હું વિચારસાગરમાં ડુબવા લાગ્યો. બૈરી બીચારી અપરાધિનિની માફક એક ખુણામાં બેસી રહી. આખરે સેવીંગ બેંકની પાસ બુક કાઢી. જોયું તો ૯૫-૫-૦ ખાતામાં નીકળ્યા. આટલાથી કંઈ એવી સોનાની જણસ આવે, પારકાનું ઘરેણું એક બે દિવસથી વધારે રખાય કેમ !

આખરે જમી કરી બ્હાર નીકળ્યો. કાળકાદેવીરોડપર એક ઝવેરીની દુકાને ગયો ત્યાં જઇ તૈયાર દાગીના જોયા. આખરે એક ખોવાયલાના જેવીજ બરાબર બંગડી મળી આવી. કીંમત નકી કરી પણ પૈસા ક્યાં. એ ચાર સ્નેહી કમ્પોઝીટરોને પુછી જોયું. આખરે એમ માલમ પડયું કે મેનેજર રણછોડરાય પૈસા વ્યાજે આપે છે. ઠીક પણ પૈસા ઉછીના લેવાનું કારણ શું બતાવીશ ? વિચાર કર્યો કે સસરાને કંઇ વિપત્તિ છે. એમ જણાવીશ. વાંચકો

કદાચ જુઠું બોલવાને માટે મ્હારી ઘૃણા કરશે પણ તે વખતે દાગીનો પાછો આપવા સિવાય સાચું જુઠું કંઇજ મ્હારા મનમાં ન્હોતું.

રાત્રે માસ્તર રણછોડરાયને ત્યાં ગયો. બનાવટી વાત કરી, વ્યાજે રૂપીઆ લીધા. ઘેર આવી જોયું તો બૈરી બીચારી ખૂણામાંજ ઉંધું માથું ઘાલી બેસી રહી છે. આ બે દિવસમાં ત્હેનું અડધું લોહી બળી ગયું છે. ત્હેનું દુઃખ જોઇ હું મ્હારૂં પોતાનું ભૂલીગયો. મ્હેં ત્હેનો હાથ પકડી પાસે લઈ ત્હેનું સાંત્વન કર્યું, અને કરેલી સઘળી વ્યવસ્થા ત્હેને ખુલ્લા દીલથી કહી. ત્હેણે પુછ્યું "આ કરજ ફેડશો શી રીતે ?"

મ્હેં કહ્યું સુલોચના, કાંઇ ચિંતા કરીશ ના, જો હાથ પગ અને આંખ્યો સલામત છે તો એક વરષમાં કરજ ફેડી શકીશ. તું દુઃખી થઇશ ના, જો ત્હારૂં મ્હોં પ્રફુલ્લ જોઇશ તો હું મ્હારૂં સઘળું દુઃખ ભૂલી જઇશ. થવાનું થયું હવે શોક છોડી દે."

ત્હેણે કહ્યું "સમજી બધું સમજી. આબરૂને માટે આપણે સઘળું સુખ ખોયું. હું દુઃખનું કારણ થઇ પડી છું મ્હેંજ સત્યાનાશની પાડી વાળી છે."

બીજે દિવસે સ્હવારે જઇને પૈસા લઇ દાગીનો ખરીદ કરી પાછો આપ્યો. બે દીવસ વધારે રાખ્યો તેને માટે માફી માગી. તે મહાશયે કહ્યું "એઓ સંકુચિત થવાનું કારણ નથી. દાગીના કયાં જવાના હતા ?" દાગીના બૈરી પાસે તેઓએ મોકલાવી આપ્યા. હું નિરાશ થઇ ઘેર આવ્યો.

ઘેર આવતાંજ કરજની વાત મનમાં આવી. શી રીતે કરજ ફેડીશું ? પગાર તો પેટપુરતો પણ નથી. સ્ત્રીને પોતાને પિયર મોકલાવું પણ સસરાની અવસ્થા પણ ઘણી શોચનીય હતી. એકસ્ટ્રા કામ બહુ બહુ તો ચાર પાંચ રૂપીઆનું મળે. ભૂખ વેઠીશું. અનાહારથી મરીશું પણ દેવું તો ભરવુંજ પડશે. સુલોચના પણ દુઃખ વેઠવા સામેલ થઇ. તે બોલી કે હુંજ મૂર્ખી દુખનું મૂળ થઈ પડી છું. મ્હેજ આટલું બધું સત્યાનાશ વાળ્યું છે. હું ત્હમારા સાથે દુઃખ નહિ ભોગવું તો ધીક્કાર છે મ્હારા અવતારને ?" હું મ્હારૂં દુઃખ વિસરી ગયો. થોડીવાર એમ લાગ્યું કે સંસારમાં હુંજ એકલો દુઃખી નથી. મ્હારાથી કેટલા પણ વધારે દુઃખી બીજા પડ્યા છે. પ્રિયતમા પત્નિના તે 'સ્વર્ગીય પ્રેમનું' કવચ ધારણ કરી, ઇશ્વરની કરૂણાપર શ્રદ્ધા રાખી, ત્રીસ વરષના વયે મ્હારી સઘળી શક્તિ દક્ષતા, વિચાર સહિત હું કરજ ફેડવાના વ્રતમાં કામે લાગ્યો. આ દુષ્ટકષ્ટે સાધનમાં મ્હેં જે જે કર્યું છે તે બીજો કોઇ કરી શકે કે નહિ ત્હેની મ્હને શંકા છે ! હું જે ઓરડીમાં રહેતો હતો તે ઓરડી છોડી દીધી. ચાર રૂપીઆની એક અંધારી ન્હાની ઓરડીમાં રહેવા લાગ્યો. ખાવાનું પણ રાતનુ છોડી દીધું. માત્ર એકવાર સાદું ભોજન કરી અમે ચલાવવા લાગ્યાં. રાત્રે બીજું કામ લાવી એક પૈસાના ઘાસલેટને દીવે કરવા લાગ્યો. આમ કરવાથી મ્હારી શારિરીક સંપત્તિ જતી રહી. માથે ચક્કર આવવા લાગ્યા. શરિર એટલું દુર્બળ થતું ગયું કે ચાલવાની પણ શક્તિ રહી નહિ. આંખે અંધારાં આવવા લાગ્યાં શરિરને પોષણકારક ખોરાક નહિ. મનને શાન્તિ નહિં. આખું દુઃખમય, અસહનીય જીવન હું અવિરામ પરિશ્રમથી કાંપવા લાગ્યો. આટલું છતાં હું કર્તવ્ય વિમુખ થયો નહિ.

આમ આઠ મહિના વીતી ગયા. હું પરમેશ્વરનો આભાર માનવા લાગ્યો કે આઠ મહિનામાં એક દિવસ પણ બીછાનાવશ પડયો નહિ. આઠમા મહિનાની આખરે એક દિવસે માસ્તરના સઘળા પૈસા વ્યાજ સાથે ભરી, ખાતું બંધ કરાવી ઘેર આવ્યો. જેમ તેલ ખુટી ગયેલો દીવો રાત્રીના પવનથી ઘડી ઘડી હોલાઈ જવાની તૈયારી કરે તેના માફક મ્હારો જીવન દીપ હોલાઈ જવાની તૈયારી કરતો હોય તેમ હું બીછાનાપર આવી પડયો. મનનો ભાર ઓછો થયો પણ દેહનો ભાર ખેંચવો ભારે થયો. આટલા દિવસના અમાનુષિક શ્રમથી ઉત્સાહહીન હું સુઈ ગયો.

બીજે દિવસે બીછાના પરથી ઉઠી શક્યો નહિ. મહા કષ્ટે શય્યા ત્યાગ કરી. આંખોમાં ઘણું દુઃખ થવા લાગ્યું. સ્ત્રીએ કહ્યું કે "આંખો હીંગળોક જેવી લાલ થઇ છે." જ્યેમ જ્યેમ વખત જવા લાગ્યો ત્યેમ ત્યેમ દુઃખ વધવા લાગ્યું. તે દિવસે પ્રેસમાં જઈ શક્યો નહિ. રાત મહા દુઃખમાં જ્યેમ ત્યેમ ગાળી.

સ્હવાર થયું. મ્હારા સસરાના સગાનો છોકરો ત્યાં દાકતર હતો. હું એ અનિલ કુમાર સાથે મેડીકલ કોલેજમાં આંખ્યો દેખાડવા ગયો. તે ત્હેના સાહેબ પાસે લઈ ગયો. સાહેબે યત્રથી આંખ્યો તપાસી અને જે કહ્યું તે મૃત્યુ સુધી હું કદી પણ વિસરીશ નહિ. ત્હેણે કહ્યું કે "આંખ્યો એ ગઇ છે. હવે ત્હેને માટે શ્રમ કરવો નિરર્થક છે. કોઈ પ્રકારે મટવાની નથી."

દૃષ્ટિ શકિત જવા પૂર્વેજ મ્હને જગત અંધકારમય લાગ્યું. સુલોચનાનું શું થશે? તે ક્યેમ કરી જીવશે? અમે ઉદર શી રીતે પોષણ કરીશું વગેરે વિચાર એકદમ મ્હારા મગજમાં આવ્યા. મ્હારી આંખોમાંથી દડદડ પાણી વહેવા લાગ્યું. હું આત્મ સંવરણ કરી શક્યો નહિ.

મ્હને શોકાકુલ જોઈ અનિલકુમાર ગાડી ભાડે કરી મ્હને ઘેર મુકી ગયો. સ્ત્રી સઘળી હકીકત સાંભળી મૂર્છિત થઈ. અમારે બન્નેમાંથી એક બીજાને સાંત્વન કરવાનું સામર્થ્ય રહ્યું નહિ.

અનિલના પિતા હરિસુખરામ દયા કરી અમને પોતાને ઘેર લઈ ગયા. અનિલ અતિ પ્રાણપૂર્વક આંખ્યની દવા કરવા લાગ્યો; પરંતુ કંઇજ ફાયદો પડયો નહિ. દાકતરે કહ્યું હતું તે સત્ય થયું. બે અઠવાડીઆમાં મ્હારી દૃષ્ટિ તદન ગઈ. આ ચિર દિપ્તિમાન, પૃથ્વીની સર્વ શોભા મ્હારે માટે નકામી થઈ પડી.

એક દિવસે હરિસુખરામે કહ્યું કે "વારૂ! અનિલ કહે છે કે લોહીની વધારે પરિચાલનાથી આંખ્યો ગઈ છે. આનો અર્થ હું બરાબર સમજતો નથી. ત્હારાં કરતાં વધારે વયોવૃદ્ધ કમ્પોઝીટરોની આંખ્યો હજી સુધી મ્હેં સતેજ જોઇ છે."

આરાધ્ય દેવતાની ઘણા વખત સુધી તપસ્યા કરી ફલ નિષ્ફળ જવાથી જેવું સાધકનું દિલ દુઃખી થાય તેવી મ્હારી અવસ્થા થઈ. હાય વૃદ્ધ તમે જાણતા નથી કે મ્હેં મ્હારી આંખ્યોપર શો અત્યાચાર કર્યો છે; પરંતુ તેનો પરિચય આપવો નકામો જણાયો તેથી હું ચુપ રહ્યો. હરિસુખરામ છોડે એવું પાત્ર ન્હોતું. કોણ જાણે શાથી હું આંધળો થવા પછી ત્હેમનો પ્રેમ મ્હારાપર સો ગણો થયો છે. ત્હેમનો પ્રશાન્ત ચહેરો

જોઇ શકતો ન્હોતો. પરંતુ ત્હેમનો કરૂણાર્દ્ર-સ્વર અનુભ શકતો હતો. હાય વિધાતા આ નિરૂપાય સ્થિતિમાં ત્હેં એક અવલંબન આપ્યું છે.

તેઓના આગ્રહથી મ્હેં સઘળી વાત ખરેખરી કહી દીધી. હું જન્માંધ નથી. વાત કરતાં કરતાં મ્હારી આંખ્યોમાંથી પાણી આવી ગયું, મ્હારો કંઠ ભરાઇ આવ્યો. ત્હેમણે વાત પૂરી કરવા દીધી નહિ અને બોલી ઉઠયા "વિર,..ત્હારૂં અમૂલ્ય રત્ન મ્હેંજ નષ્ટ કર્યું છે. માફ કરજે મ્હેં ત્હને કહ્યું નહિ. બંગડી તો "ટેઇટ ડાયમેન્ડ પેલેસમાંથી" લીધેલી હતી, હીરા ખોટા હતા, અને કેમીકલ સોનું હતું. મ્હેં ત્હારો ઘાત કર્યો છે. પણ ત્હેનો બદલો હું વાળીશ. ચક્ષૂ આપવાં એ મને સાધ્ય નથી પણ જ્યાં સુધી મ્હારા કુટુમ્બના મનુષ્યોમાંનું એક પણ હયાત છે ત્યાં સુધી ત્હને અને ત્હારી સ્ત્રીને, અન્ન વસ્ત્રનો અભાવ નથી. આટલું બોલી તે વૃદ્ધ ગળગળો થઇ રોઇ પડયો અને મ્હને બાઝી કહ્યું "માફ કર" વિધાતા! મ્હારા ચક્ષૂ લઇ મ્હને અનંત દુઃખનું દાન દીધું છે. ધરિત્રિની વિપુલ શોભા મ્હારા હાથમાંથી છીનવી લીધી છે મ્હને અસહાય પરિશ્રિત કર્યો છે ત્યારે હવે મ્હારૂં જીવન ગ્રહણ કરી મૃત્યુદાન દઇ આ હતભાગ્યને શાન્તિ આપ. ભગવાન એ પણ શું એટલું દુર્લભ છે!

**રમણિકલાલ અમૃતલાલ મહેતા.**



# વિવિધ વિહાર.

## * "શિક્ષણશાસ્ત્રમાં પ્રવીણ સ્ત્રીઓ"

અથવા

## "સ્ત્રી શિક્ષકો."

(વ્યાખ્યાનકાર—મીસ દીનબાઇ પેસ્તનજીમાસ બી. એ. લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ, ચંદારામજી હિંદુ ગર્લ્સ હાઇસ્કુલ, મુંબઈ.)

પ્રિય બ્હેનો,

આજનો મારો વિષય ઘણો અગત્યનો છે, માટે મારા કરતાં કોઇ વધારે અનુભવી બ્હેને ઉપાડી લીધો હોત, તો તેનું વિવેચન વધારે સંતોષકારક થાત એમ મારૂં માનવું છે. મને મારા કામમાંથી આ વિષય ઉપર પૂરતો વિચાર કરવાને ઘણો થોડો સમય મળ્યો છે, તેમ છતાં સેવાસદનના મંડળનાં આમંત્રણને માન આપવું એ મારી ફરજ સમજી હું મારી અલ્પમતિથી જે કંઈ થોડું વિવેચન કરૂં, તેમાં કંઈ દોષ જણાય તો મને ક્ષમા કરશો.

બ્હેનો, સ્ત્રી શિક્ષક ઉપર બોલવા પહેલાં કેળવણી અને ખાસ કરીને સ્ત્રી કેળવણીની જરૂર પર બે બોલ બોલીશ. જેવી રીતે એક ખેડુત ઓછી વધતી મહેનતે, ઓછી વધતી

* મુંબઇ સેવાસદનમાં અપાયલ વ્યાખ્યાન.

જમીન ખેડી, તે જમીનમાંથી ઓછો વધતો પાક મેળવી શકે છે, તેની રીતે એક દેશના લોકો કેળવણી પાછળ જે પ્રમાણમાં શ્રમ લે, તેજ પ્રમાણમાં પોતાના દેશની ઉન્નતિની આશા રાખી શકે.

કેળવણીનાં ફળ કેવાં મીઠાં હોય છે, તે પશ્ચિમ દેશોના લોકોની હાલની ઉંચ સ્થિતિ પરથી આપણને તરત માલમ પડી આવે છે. જે દેશો, હિંદુસ્તાન સાથ સરખાવતાં, આજથી દશ બાર સૈકાની વાતપર, તદ્દન અંધકારજેવી હાલતમાં હતા, તેઓએ આજે, કેળવણીના બળે, આગળ વધી આપણા પૂર્વના દેશોને, સુધારા વધારાની બાબતમાં પાછળ નાંખી દીધા છે, અને હવે Civilizationના Pioneers એટલે સુધારાના ના અગ્રેસર થઈ પૂર્વના દેશોને દાખલો બેસાડનાર થઈ પડયા છે, એટલુંજ નહિ પણ પોતાના બુદ્ધિબળથી તેમના ઉપર રાજ પણ ચલાવે છે. કેળવણીના ફાયદા માટે, એટલું બધું બોલાયલું અને લખાયલું છે, કે તેમાં મારી તરફથી કંઇ પણ નવું ઉમેરવાનું બાકી રહ્યું નથી.

બ્હેનો, મારે એટલું તો કહેવાનું છે, કે સામાન્ય કેળવણીમાં સ્ત્રી કેળવણીએ મુખ્ય ભાગ લેવો જોઇએ. સ્ત્રી કેળવણી વગર દેશનું કલ્યાણ થશે નહિ, એમ પશ્ચિમના વિદ્વાનોની ખાતરી થવાથી સ્ત્રી કેળવણીને કેવી રીતે આગળ વધારવી, ને મોટાંમાં મોટી સંખ્યાને તેનો લાભ આપી, સ્ત્રીઓને અજ્ઞાનપણાનાં અંધકારમાંથી કેવી રીતે મુક્ત કરવી તેનો તેઓએ અભ્યાસ કર્યો; અને સ્ત્રી કેળવણીનાં કામમાં સ્ત્રીઓજ વધારે ઉપયોગી નીવડશે, એમ સ્વાભાવિક રીતે જણાવાથી, તેઓએ સ્ત્રીઓને શિક્ષકો બનાવવાની તાલીમ આપવા માટે, ખાસ મોટી મોટી જુદી ટ્રેનીંગ કોલેજો સ્થાપી છે. ત્યાં કેળવણી માટે કેળવાયલી સ્ત્રી શિક્ષકની કેટલી જરૂર છે, તે એટલા ઉપરથી જણાશે, કે માત્ર છોકરીઓનીજ નહિ, પણ બાળ છોકરાઓની કેળવણી પણ તેઓનેજ સોંપવાનું ડહાપણભરેલું ગણવામાં આવે છે. આ ઉપરથી સાબીત થાય છે, કે દેશની ઉન્નતિ સ્ત્રી કેળવણી ઉપર મોટો આધાર રાખે છે.

બાળકોનાં કોમળ મગજોમાં સારો નઠારો છાપ જેવી રીતે માતા—સ્ત્રી પાડી શકે છે, તેવો છાપ પિતા અથવા અન્ય પુરૂષ પાડી શકતા નથી, જે દેશોમાં સ્ત્રી અને પુરૂષ સંસાર વ્યવહારમાં સુર્ણું કરીને એક બીજા સાથ છૂટથી ભળવા આંચકો ખાતા નથી, ત્યાં પણ જ્યારે સ્ત્રી શિક્ષકની આટલી જરૂર લાગી છે, ત્યારે આપણા અસલી વિચારના દેશમાં કે જ્યાં હિંદુઓની લાજ કાઢવાની ને બાળ લગ્ન કરવાની રૂઢી, તથા મુસલમાનોની જનાના પરદા રૂઢી હજી બરાબર નાબુદ થઈ નથી, ત્યાં તો સ્ત્રી શિક્ષકોની અવશ્ય જરૂર છે. એટલું તો દેખીતું છે કે સૃષ્ટિમા દ્રવ્ય મેળવવાનો બોજો, રાજકારભારની ખટપટ, તથા નવી શોધખોળનું કામ, પુરૂષોને માટે સરજાયલું છે. પણ સ્ત્રીઓનું કર્ત્તવ્ય શું છે, તે ચંદારામજી હાઇસ્કુલના Prospectus માં દર્શાવેલું છે કે, " હિંદી બાળાઓ આર્ય માતા બને, ઘર સંસારનો ભાર બુદ્ધિપૂર્વક ઉપાડી શકે, નિપુણ ગૃહિણીઓ બને, અને સમાજની પ્રગતિ તથા ઉન્નતિ કરવામાં પુરૂષને મદદ કરે, " અર્થાત સ્ત્રીઓને સ્ત્રી તરીકે કેળવવી જોઈએ. હવે જ્યારે, પુરૂષ અને સ્ત્રીના ક્ષેત્ર અને કર્ત્તવ્ય જુદાં છે, ત્યારે સ્વાભાવિક રીતે તેમનાં શિક્ષણ પણ જુદાં હોવાં જોઈએ. ઉપર જણાવ્યા પ્રમાણે હિંદી બાળાઓ આર્યમાતા બને અને ઘરસંસારનો ભાર સહેલાઇથી ઉપાડી શકે, એવું શિક્ષણ આપવાનું કામ પુરૂષોનું છે,

એમ કોઇથી કહી શકાશે નહિ. માટે એ કામ પાર પાડવા, સ્ત્રીઓનેજ શિક્ષકતરીકે કેળવવી જોઈએ. આટલાજ હેતુથી સ્ત્રી કેળવણીનો મૂળ પાયો આપણા ઇલાકામાં લોકપ્રિય મહાન નર દાદાભાઈ નવરોજીએ નાંખ્યો. તેમણે Student's Literary and Scientific Society તરફથી ૧૮૫૮ ની સાલમાં Parsi girls School association નામનું મંડળ સ્થાપ્યું, અને તેને અંગે આપણા શહેરમાં કોટ, બહારકોટ, ચંદનવાડી, તથા મજગામની ચાર કન્યાશાળા સ્થાપી. વળી એજ Society હસ્તક સ્થપાયલી હિંદુ કન્યાશાળાઓ પણ આજપર્યંત હિંદુ બાળાઓને કેળવણી આપે છે.

હવે, શાળામાં પગારદાર શિક્ષક તરીકે નોકરી કરવાનેજ હું સ્ત્રી શિક્ષક તરીકે ઓળખાવવા માંગતી નથી. પણ દરેક માતા કે જે પોતાના બાળકનાં શિક્ષણ માટે જોખમદાર છે, તેને પણ હું સ્ત્રી શિક્ષકના વર્ગમાં મૂકીશ. અને માતા શિક્ષક વિષે બોલતાં જણાવીશ, કે, બાળ માત્રની કેળવણીમાં પીતા-પુરૂષ કરતાં માતા-સ્ત્રીને શીર વધુ જોખમદારી રહેલી છે એક માતા પોતાના બાળક પ્રત્યે જે પ્રમાણમાં, પોતાની ફરજ અદા કરે છે, તેજપ્રમાણમાં આજતું બાળ કાલે મોટું થઈ, દુનિયા પ્રત્યે પણ પોતાની ફરજ તેવીજ રીતે બજાવશે. આ સિદ્ધાંતના ટેકામાં જણાવીશ કે, ઘણા મહાન નરો પોતાની જીંદગીના અહેવાલમાં જણાવી ગયા છે, કે તેમનાં મોટપણના ઉચ્ચ ગુણો, ઉચ્ચ બુદ્ધિ અને શ્રેષ્ટાઈને માટે તેઓ પોતાની માતાનેજ આભારી હતા. વળી, તેનું કારણ શોધવા, દૂર જવું પડે એમ નથી. કારણકે એક બાળક જન્મે છે, ત્યારથી તે શાળામાં અભ્યાસ કરી મોટું થઈ દુનિયામાં બહાર પડે છે, ત્યાં સુધી તે પોતાના પિતા કરતાં માતાના સમાગમમાં વિશેષ આવે છે. તેમાં પહેલાં નવ વરસ સુધીમાં કે જ્યારે તેની સમજ શક્તિ પૂરેપૂરી ખીલેલી હોતી નથી, ત્યાંસુધી તો, તે માતાનેજ આધારે હોય છે. માટે ત્રણથી પાંચ વરસ સુધીમાં obedience નો ગુણ, એટલે આજ્ઞા તે શું, તે કેમ પાળવી, તે પાળવાથી શા શા ફાયદા થાય છે, તે એક માતાએ પોતાનાં બાળકને બરાબર શીખવવું જોઇએ. પછી, તે બાળક પાંચથી નવ વરસનું થાય ત્યાં સુધીમાં, તેને સવાલ જવાબ કરવાની કુદરતી પ્રેરણા થાય છે. તે વખત દરમ્યાન, જો તે માતા પોતાનાં બાળકને તેની સમજશક્તિ પ્રમાણે તે પુછે તે સવાલોના જવાબ આપે, અને હેતાળ સ્વભાવથી દયા, નમ્રતા, સહનશીલતા, અને ધર્મ એટલે દુનિયા પ્રત્યેની, તેની ફરજના સારા અને બોધદાયક પાઠો શીખવે, તેના કોમળ મગજના સારા ગુણોનો છાપ બેસાડે, તો, પછી શાળામાં જતાં, જેમ તે બાળકની મગજશક્તિ ખીલે, તેમ તે બચપણના છાપો ભૂસાઈ જવાને બદલે વધારે ને વધારે ઉંડી જડ ઘાલે. "દીકરા તે દોલત, કેળવે તે ભોગવે," એ કહેવત તો, બ્હેનો, આપની જાણમાં હશે. માતા જેવાં બી રોપે તેવાંજ તેનાં ફળ આવે. અર્થાત દરેક માતા પોતાના બાળકની પહેલી અને મુખ્ય શિક્ષક છે.

આપણા દેશમાં બાળકોને પાંચમે અથવા સાતમે વરસે સ્કુલમાં મૂકવાનો ચાલ છે. પણ યુરોપાદિ દેશોમાં તો શાળાની કેળવણી લગભગ નવમે વરસથી શરૂ થાય છે. કારણ કુમળા વયે બચ્ચાંનાં મગજપર શિક્ષણનો બોજો નાંખવાનું ડહાપણ ભરેલું ગણવામાં આવતું નથી.

જેમ ઘરમાં, માતાના હાથ તળે બચપણથી બાળકનાં લક્ષણ અને અને આચરણ બંધાય છે, તેમ શાળામાં, શિક્ષકના હાથ તળે જ્ઞાન સંપાદન થાય છે. અને ઘરમાં, જે જાતની કેળવણી આપી શકાતી નથી તે ત્યાં શિક્ષકના હાથ તળે, બીજાં છોકરાં ભેગાં આપવાનું સહેલું અને સસ્તું થઈ પડે છે. પણ શાળામાં છોકરાંઓ ભણવા આવ્યાં, તેથી શિક્ષકે એમ નહિ સમજવું જોઇએ, કે નક્કી કરેલો અમુક અભ્યાસક્રમ ભરડાવી, તેઓને વેદિયાં ઢોર બનાવ્યાં, એટલે તેમની ફરજ પૂરી થઇ, શિક્ષકે ફક્ત મનની કેળવણી ઉપર ધ્યાન આપવાને બદલે છોકરાંનાં તનની તથા ધર્મ નીતિની કેળવણી ઉપર પણ લક્ષ આપવું જાઇએ.

તનની કેળવણીના ફાયદા વિષે કોઈ અજાણ્યું નથી. ખુલ્લી હવામાં ફરવાના રમત ગમત અને ડ્રીલ વગેરેની અંગ કસરતના ફાયદાઓ, શિક્ષકે વર્ગમાં સમજાવવા જોઇએ,— એટલુંજ નહિ પણ Hygeine એટલે આરોગ્ય શાસ્ત્રના નિયમો, તથા Physiology અને Biology એટલે શારરિક રચના તથા બંધારણના મૂળ તત્વોનું જ્ઞાન પણ સાથે સાથે આપવું જોઇએ.

મનની કેળવણી વિષે બોલતાં જણાવીશ કે, બાળકોનું બુદ્ધિબળ ખીલવવું, તેમને વાદવિવાદ કરતાં શીખવવું, તેમની યાદદાસ્ત શક્તિ કેળવવી, અને તેમને અવલોકન કરવાની ટેવ પણ પાડવી જોઇએ.

નૈતિક કેળવણી માટે ચંદારામજી હાઇસ્કુલના Prospectusમાં જણાવ્યું છે, તે પ્રમાણે " કન્યાઓનું લક્ષણ બંધાય, તેમનું વલણ દેશભક્તિ, તથા પરમાર્થ તરફ થાય, તેઓમાં સ્વમાનની લાગણી જાગૃત થાય; તેઓમાં વ્યવસ્થા, કામ તથા કસર માટે હોંસ ઉત્પન્ન થાય એ તરફ ખાસ લક્ષ આપવાની શિક્ષકોએ પોતાની ફરજ વીચારવી જોઇએ. "

શાળાઓમાં બાળકો શું કરે છે, તેમનું વર્તન કેવું છે, તેમની બુદ્ધિ કેવા પ્રકારની છે, અને તેમની વલણ કેવી છે, તે સઘળી હકીકતથી શિક્ષકોએ છોકરાંનાં માબાપોને વાકેફ કરવાં જોઇએ.

જો, માબાપો શિક્ષકની સુચના ઉપર ધ્યાન આપે, અને તેઓને તેમનાં કામમાં મદદ કરે, તો બાળકોને ખોટે રસ્તે ઉતરવાનો સંભવ બહુ થોડો રહે, તેમનું વર્ત્તન સુધરે, અને છેવટે તેઓ સુખી થાય.

ધાર્મીક કેળવણી આપતી વખતે ઇશ્વર કોણ છે, તેનું શિક્ષણ શું છે, તેની આજ્ઞા શી છે, તેટલુંજ બાળકોને સમજાવવું બસ છે. પ્રત્યેક ધર્મના મતભેદના ઉંડાણમાં જવાની કાંઈ જરૂર નથી. પણ કન્યાઓને ધાર્મીક બનાવવી એટલે તેમને ઇશ્વરનો ડર રાખતાં, પરમાર્થી તથા દયાળુ થતાં, અને મુશ્કેલીના વખતમાં પણ સાચવટને દ્રઢપણે વળગી રહેતાં શીખવવું જોઇએ. આ બધો બોધ આપવા સાથે, Example is better than Preceptની કહેણી પ્રમાણે, દરેક શિક્ષકે પોતાનાં સારાં વર્ત્તનથી, બાળકોને સારો દાખલો બેસાડવો જોઇએ;—કે, તેઓ શિક્ષકોનું અનુકરણ કરી તે પ્રમાણે વર્ત્તતાં શીખે.

હવે, શિક્ષકે વર્ગમાં શિક્ષણ કેમ આપવું, તે વિષે હું બે બોલ બોલીશ. શિક્ષકે હમેશા સરળ રીતે રોજનાં લેસન સમજાવવાં, અને જેમ બને તેમ, સ્પષ્ટ અને સહેલા બોલોમાં

વિવેચન કરી, છોકરાંઓને ઉલટ પાલટ સવાલ પૂછી, તેઓ પાઠ બરાબર સમજ્યાં છે કે નહિ, તેની ખાતરી કરવી; અને પાછળ પડેલાં છોકરાંઓપર ખાસ કરી વિશેષ લક્ષ આપવું વળી દરેકને અમુક બાબતપર છુટથી પોતાના વિચારો દર્શાવવા કહેવું, દરેકના વિચારો એકમેક સાથ સરખાવવા, અને શિક્ષકે પોતાના વિચાર જણાવ્યા પહેલાં શીખનારનાં મગજની કસોટી કરવી, કે જેથી તેમની બુદ્ધિ ઘણી જલદી ખીલી શકે.

બોલવા ચાલવામાં, હસવા વાત કરવામાં, લેસન આપવામાં, બાળકોની રીતભાતપર લક્ષ આપવું, અને અદબ અંદાજ તથા મર્યાદા પૂર્વક રહેતાં તેમને શીખવવું જોઇએ.

છેલ્લે, મારો વિષય ખતમ કરવા પહેલાં, શિક્ષણ શાસ્ત્રમાં સ્ત્રીઓને પ્રવીણ કરી, બહાર પાડવા વિષે બોલતાં જણાવીશ કે, ઉપર જણાવેલા ગુણો ધરાવતી સ્ત્રીશિક્ષકો તૈયાર કરવામાં, યુરોપાદિ દેશોમાં, જેમ સ્ત્રીઓ માટે ખાસ પાઠશાળાઓ અને કોલેજો સ્થાપવામાં આવી છે, તેમ, અહીં પણ થવું જોઇએ; કે જેથી મોટી સખ્યામાં કેળવાયલી શિક્ષકો તૈયાર થાય, અને સ્ત્રી કેળવણીનું કામ ત્વરાથી આગળ વધી શકે. હાલમાં મોટે ભાગે, શીખેલી પણ શિક્ષક તરીકે નહિ કેળવાયલી, સ્ત્રીઓથી કામ ચલાવી લેવું પડે છે, અને આપણા ઇલાકામાં જે કંઇ થોડીઘણી કેળવાયલી સ્ત્રીશિક્ષકો પ્રાથમીક શાળાઓ માટે મળી આવે છે, તે અમદાવાદ તથા પૂનાની ટ્રેનીંગ કોલેજની છે. પણ મોટા ખેદની વાત તો એ છે, કે, ઇલાકાની રાજધાની જેવા મોટા સુધરેલા મુંબાઈ શહેરમાં, આપણી સ્ત્રીઓ માટે સરકારી કે ખાનગી સખાવતથી ચાલતું એક પણ એવું ઉપયોગી ખાતું નથી, કે જેથી પ્રાથમીક તથા ગ્રામ્ય શાળાઓમાં કેળવાયલી પ્રવીણ શિક્ષિકો પૂરી પાડવાનું બની શકે. આવાં અગત્યનાં ખાતાં ઉઘાડવાની, હું તવંગર સ્ત્રી પુરૂષોને ભલામણ કરી મારો વિષય બંધ કરવાની રજા લઉં છું.

---

## ઇંગ્લાંડમાં આર્ટ્ની કન્યાકેળવણી.*

અને તેઓ સત્તર અઢાર વર્ષની ઉમ્મર સુધી કન્યાશાળામાં કેળવણી લેવા સારૂ રહે છે. ત્યાં તેમને ગમે તેવી બધી યોજના કરેલી હોય છે.

આપણી શાળાઓ એવી હોવી જોઈએ કે જેમાં બાળાઓના વાલીને એમ ન લાગે કે મારી બાળકીને શરીરશિક્ષા ખમવી પડશે કે લાગલાગટ આખો દહાડો ભારે બોજારૂપ કામ તેની પાસેથી લેવામાં આવશે. એ નાની બાળાની માતા પોતાની બાળાને નિશાળે મૂકે ત્યારે તેને એમ લાગવું જોઇએ કે શિક્ષક તેની બાળાને સારી રીતે શીખવશે અને સાચવશે. આવો વિચાર શિક્ષકે બાળાઓના વાલીઓના મનપર ઠસાવવો જોઇએ. તેમજ બાળાના મનમાં પણ નિશાળ તરફ પ્રેમ ઉપજે તેમ કરવું જોઇએ. અંગ્રેજી બાળશાળાઓ ઘણેભાગે સારૂં શિક્ષણ આપનારી તથા બરાબર યોગ્ય સમજણવાળી સ્ત્રીઓના હાથમાં હોય છે તેને બદલે અહીં તો સૌથી હલકા શિક્ષકને બાળવર્ગનું કામ ઘણે ભાગે સોંપાએલું જોવામાં આવે છે. ઇગ્લાંડમાં તો બરાબર કિંડરગાર્ટન પદ્ધતિથી માહિતગાર થયેલી સ્ત્રીનેજ તે કામ સોંપવામાં આવે છે. વળી કામના કલાકોથી બાળકોને કંટાળો ન આવે એવી સંભાળ લેવામાં આવે છે.

બાળશાળાઓ ઘણે ભાગે સવારના ૯॥ થી ૧ વાગ્યા સુધી ચલાવવામાં આવે છે ને તે ૩॥ કલાકમાં પણ વચગાળે બાળકોને અમુક વખત રમવાનો મળે છે જો ઋતુ ઠીક હોય તો તેઓને માટે રમવાના રાખેલા ચોકમાં તેઓ ખુશીમાં આવે તેમ દોડાદોડ કરી શકે છે. નિશાળનું કામ શરૂ કરતા પહેલાં હમેશાં પરમેશ્વરની પ્રાર્થના કરવામાં આવે છે. જેથી બધાંને એમ લાગે છે કે દહાડાનું કામ ફળીભૂત કરવા માટે પરમેશ્વરની સહાયતા અવશ્ય માગવીજ જોઇએ. પછી સૌ પોતપોતાને કામે વળગી જાય છે. ૧૧॥ વાગે થોડું દૂધ પીવાને માટે બધાને ૦ કલાકની રજા મળે છે. નાની બાળાઓને ખવરાવ્યા પછી ચોકમાં રમાડવાનું કામ ચાલે છે. આમ કર્યા પછી બધાં ફરીથી સૌ સૌને કામે વળગી જાય છે. ૧॥ વાગ્યા સુધી વર્ગનું કામ ચાલે છે. ૧॥ વાગે નિશાળનું કામ છોડ્યા પછી બાળાઓને પાછું કામ ઉપર આવવું પડતું નથી. આમ નિયમિત રીતે કામ ચલાવ્યાથી બાળાઓ નિયમસર કામ કરતાં તથા સારી રીતભાત આચરતાં નાનપણથીજ શીખે છે. નિશાળના મકાનમાં એક ચોકસ ઠેકાણે દફતર, છત્રી તથા ઠંડા દેશને લીધે ઉપર પહેરેલો બહારનો કોટ વગેરે કપડાં કેવી રીતે વ્યવસ્થાપૂર્વક મૂકવાં તે પણ તેમને પ્રથમ બતાવવામાં આવે છે. આથી તેઓ સર્વ ચીજો સુઘડતાથી વ્યવસ્થિત રીતે મૂકવાને સારી રીતે ટેવાય છે. એ ટેવ તેમને મોટપણે બહુ કામની થઈ પડે છે. વરસાદ પડતો હોય ને તેમાં કોઈ બાળા ભીંજાઇને આવી હોય તો તેને બીનાં કપડાં પહેરી બેસી રહેવા દેવામાં આવતી નથી. સૌ બાળાને બહારનો કોટ નિશાળમાં આવીને ઉતારવો પડે છે, ને નિશાળમાં અમુક ઠેકાણે હમેશાં દરેક બાળા માટે એક વધારાની બુટની જોડ રખાય છે ને તેને રોજ બદલવાં પડે છે, આ બંદોબસ્ત રાખવાની વિલાયત જેવા અનિયમિત ઋતુવાળા દેશમાં દેશમાં ખાસ આવશ્યકતા છે.

નિશાળમાં રમતનો વખત રાખવો કે નહિં તે બાબતમાં આપણા આ દેશમાં કેટલીક કન્યાના વાલીઓ વિરૂદ્ધ હશે તો તેઓને એટલુંજ કહેવાની જરૂર છે કે રમતનો વખત

રાખવાથી બાળાઓ વચ્ચે સંપ ઘણો વધે છે, મિત્રાચારી બંધાય છે અને રમતનો વખત થઈ રહે કે તરતજ વર્ગમાં જવાની સખ્તાઈ રાખ્યાથી બધું કાર્ય વખતસર કરવાની ટેવ પડી જાય છે.

ઇંગ્લાંડમાં બાળશાળામાં દશ કરતાં વધારે વર્ષની બાળા ભાગ્યેજ જોવામાં આવે છે. શાળાના ઉપલા વર્ગમાં ( શિશુશાળા કરતાં ચડીયાતી કન્યાશાળામાં ) ૧૦ થી ૧૮ વર્ષ સુધીની ઉમ્મરની કન્યાઓ ઘણું કરીને ભણે છે. કોઈ કન્યા ૨૦ વર્ષની ઉમ્મર સુધીની, કોઈ ઉંચી પરીક્ષા માટે કેળવણી લઈ શકે છે; પણ એવા થોડાજ દાખલા જોવામાં આવે છે

મોટી વયની કન્યાઓ ભણે છે તેને માટે પણ સગવડતાવાળી ગોઠવણ કરવામાં આવેલી હોય છે. તે ગોઠવણ શુ છે તે હવે પછીના લખાણથી જાણવામાં આવશે. મોટી વયની બાળાવાળી ઘણીખરી શાળાઓની સાથે બોર્ડિંગો હોય છે. તેથી જેનાં માબાપ ગામડામાં રહેતાં હોય તેઓ પોતાની કન્યાઓને ત્યાં રાખી શકે છે. આવી બોર્ડિંગો શાળાના મકાનની પાસે હોય છે. ને તે કોઈ સારી અનુભવી ને કેળવાયેલી સ્ત્રીના હાથતળે મૂકાયેલી હોય છે.

સવારથી તે ઠેઠ સાંજ સુધી શાળામાં કેવી રીતે કામ ચાલે છે તે સંબંધી મારા જોવામાં જે આવ્યું છે તે હવે જણાવું છું. સવારમાં ૭ વાગે ચાકરડી સૂવાની ઓરડીનું બારણું ઠોકીને ઓરડીમાં દાખલ થતી ને ગ્યાસની બત્તી સળગાવતી. ( કારણ કે વરસના ઘણાખરા ભાગમાં ઇંગ્લાંડમાં તે વેળાએ બરાબર અજવાળું થતું નથી.) આઠ વાગે જમવું પડતું. તે પહેલાં નાહી ધોઇને સાફસુફ થઇને દહાડાનું કામ કરવાને તૈયાર થવુ પડતું. જમતાં પહેલાં બોર્ડીંગની સર્વે કન્યાઓ પરમેશ્વરનું નામ લઇને ટુંકી પ્રાર્થના કરતી. ત્યાર પછી નવ વાગ્યા પહેલાં કન્યાઓ ફરવા નીકળી. અરધો કલાક ફરી આવીને બરાબર ૯॥ વાગે નિશાળમાં દાખલ થતી. તેજ વખતે નિશાળનો ઘંટ વાગતો ને બધી કન્યાઓને નિશાળના મોટા હોલમાં ભેગી કરીને કામ શરૂ કરવામાં આવતું. પ્રથમ પરમેશ્વરની સ્તુતિ ગવરાવવામાં આવતી. ૯॥ વાગ્યામાં તો બધી બાળાઓ સૌસૌને કામે વળગી જતી ને ૧૧॥ વાગ્યા સુધી વર્ગો ચાલતા. પછી ૦। કલાકની રજા મળતી. તે વખતમાં દરેકને થોડું દૂધ પીવું પડતું. ત્યાર પછી બાળાઓ ફરીવાર ભણવા મંડી પડતી તે ઠેઠ ૧॥ વાગ્યા સુધી કામમાં રહેતી. ૧॥ વાગે રજા પડતી ને સૌને જમવાનો વખત મળતો. અઢી વાગ્યા પછી જે કન્યાઓ જે કોઈ અમુક વિષયમાં તેના શિક્ષકોને ઘણી કાચી લાગતી તે કન્યાઓને તે વિષયમાં વધારે શિક્ષણ લેવા સારૂ નિશાળમાં ફરી વાર આવવું પડતું. વળી જે કન્યાઓને વાજીંત્ર, ચિત્રકળા, રંગવાની કળા કે શરીરની કવાયત સંબંધી ખાસ શિક્ષણ લેવું હોય તેને અમુક વખત માટે હાજર રહેવું પડતું. જેઓને નિશાળમાં ફરીવાર આવવાં કારણોને લીધે જવું પડતું નહિ, તેઓને તે વખત દરમ્યાન બીજા દિવસ માટે ઘેરથી તૈયાર કરવાને અભ્યાસ આપ્યો હોય તે તૈયાર કરવાનું કામ કરવું પડતું. તે અભ્યાસ તૈયાર કરતી વખતે તે કામ માટે નિમાયેલા શિક્ષક હાજર રહેતા હતા. ચાર વાગે દરેક કન્યા લુગડાં બદલી સ્વચ્છ અને સુઘડતા ભરેલી ટાપટીપ કરીને સૌ સાથે ફરવા જતી અથવા તો રમત રમવામાં ૫॥ વાગ્યા સુધીનો વખત ગાળતી. રમતોમાં ટેનિસ કે કોઈપણ દોડવાની રમત થતી ને તે વેળાએ પણ એક શિક્ષકના સ્વાધીનમાં કન્યાઓને સોંપવામાં આવતી.

હમેશાં બહાર રસ્તાપર જનાર લોકો રમનારાને ન જોઈ શકે એવે સ્થળે રમત થતી. ત્યાર પછી ચા પીવાનો વખત થતો ને ૭ વાગ્યાથી સ્હાડાઆઠ વાગ્યા સુધી ફરીથી અભ્યાસ કરવાનો વખત મળતો. તે વખતે નાની વયની બાળાઓને સૂઈ જવું પડતું. જેઓ મોટી ઉમ્મરની હોય તેઓને નવ વાગ્યા સુધી રમત કરવાનો તથા વાતચીત કરવાનો વખત મળતો. નવ વાગે બધી બાળાઓ પોતપોતાની ઓરડીમાં જતી ને શાંતિથી રહેતી ત્યારે તેમને શાંતિથી પરમેશ્વરનું ભજન કરવાનો વખત મળતો. ૧૦ વાગે દીવા ઓલવી નાંખવામાં આવતા. તે પછી ચારે ગમ શાંતિ જ વ્યાપી રહેતી હતી. ને કોઈના તરફથી જરા પણ અવાજ આવતો નહિ.

મેં આ જે વર્ણન કર્યું છે તે ફક્ત દહાડાના કામ કરવાના તથા રમતના કલાકોનું છે. દરેક વખતે હુકમ પાળવો તથા કંઈ પણ અનિયમિત કામ ન કરવું એવું દરેક બાળાના મનમાં રમ્યા કરતું હતું. કોઈપણ રીતે નિશાળમાં ઠપકો ખાવો ન પડે એવો પ્રયત્ન ઘણે ભાગે બધી કન્યાઓ કરતી હતી. જે વર્ગની એકંદર ઓછી ખામી કાઢવામાં આવી હોય તે વર્ગને માસ આખરે આખી નિશાળની રૂબરૂમાં શાબાશી આપવામાં આવતી. શુક્રવાયે સાંજે કામથી પરવારવાનો કાંઈક આરામ મળતો હતો ને તે વેળાએ સોયનો ઉપયોગ વધારે કરવામાં આવતો હતો. ( શીવણકામ વધારે કરવામાં આવતું. ) સૌને પોતપોતાનાં લુગડાં કોઈપિણ રીતે જરા પણ ફાટયાં હોય તો તે સમાં કરવાં પડતાં.

ગરીબને માટે વરસોવરસ કન્યાઓ પાસે એક એક પહેરવાનું કપડું શીવડાવવામાં આવતું હતું. નાતાલ પહેલાં પુષ્કળ ટાઢ પડતાંવેંત જ કપડાં વગેરેથી ભરેલી મોટી પેટીઓ ગરીબોને મોકલાવી દેવાને માટે તૈયાર થતી મે મારી નજરે જોઇછે. તે પેટીમાંની દરેક ચીજ શાળાની કન્યાઓએ ગરીબોને મફત આપવાને માટે પોતાને ખર્ચે બનાવેલી હોયછે. આથી દરેક વિદ્યાર્થીને પરોપકારી થવાનો રસ્તો દેખાડવામાં આવતો. એક અંગ્રેજી કહેવત છે કે " It is better to give than to receive " એટલે પોતે મેળવવું તેના કરતાં બીજાને આપવું એ વધારે મારું છે એ નિયમ અહીં પૂરેપૂરો અમલમાં મૂકવામાં આવતો હતો. વળી નિશાળ તરફ પ્રીતિભાવની લાગણી વધારવાને માટે દરેક વિદ્યાર્થીને હાથે એક બે ભરતની ચીજો તૈયાર થતી ને તેના પૈસા પણ પોતાના ગજવા ખર્ચમાંથી આપવામાં આવતા; એટલે ભરત ભરવાની મહેનત તથા વખત ઉપરાંત કન્યાઓને પોતાનાં નાણાં પણ આપવા પડતાં. એ ભરત શીવણને એકઠું કરીને " Founder's day " એટલે નિશાળ સ્થપાયાની સંવત્સરીને દહાડે ઇનામનો મેળાવડો થઈ રહ્યા પછી વેચી નાંખવામાં આવતું હતું. તેની ઉપજ નિશાળના ખર્ચના ફંડમાં જતી. આથી દરેક વિદ્યાર્થીને એમ લાગતું કે હું મારી નિશાળના ભારે ખર્ચમાં કાંઈ ભાગ આપુંછું. દરેક અઠવાડીઆમાં અર્ધો કલાક સુધી હેડમિસ્ટ્રેસ કે બીજા કોઈ ઉત્સાહી ગૃહસ્થ જેઓ વિદ્યાર્થીઓનું ભલું ઇચ્છતા હોય તેઓ, અમુક વર્ગોને ભેગા ને ભાષણ આપતા હતા. તે ભાષણો ફક્ત નીતિના જ વિષયોપર નહોતાં; પણ ભાષણકર્તાએ કોઈ વેળા કોઇપણ બીજા દેશમાં મુસાફરી કરી હોય તો તે તેનું વર્ણન આપતા અથવા તો કોઈ વાંચવા લાયક ચોપડીનો હેવાલ આપતા ને તે વાંચવાને ભલામણ પણ કરતા હતા. આવાં ભાષણો સાંભળવાની તક ફરી જલદી આવે એવી અમને બધાંને જિજ્ઞાસા રહ્યા કરતી.

શનિવારનો દિવસ બહુ આનંદમાં પસાર થતો. કારણ કે બપોર પછી અમને કોઇ-પણ જોવા લાયક સ્થળે અથવા તો કોઈ સંગ્રહસ્થાનમાં અથવા બપોરે કોઇ નાટક થતું હોય તેવી જગામાં લઈ જવામાં આવતાં. (વિલાયતમાં બુધ ને શનિવારને દહાડે હમેશાં બપોરે ૧ થી ૫ વાગ્યા સુધી ઘણીખરી નાટકશાળામાં ખેલ કરવામાં આવેછે.) નાટકથી અમને જ્ઞાન મળતું અને તેની સાથે આનંદ પણ ઘણો થતો. વિલાયતમાં શનિવારનો આખો દહાડો રજાનો હોયછે એટલે સવારે સૌને પોતપોતાનાં કપડાંની પેટી સમી કરવી પડતી. ત્યારપછી બે ત્રણ કલાકે સવારમાં જમ્યા પછી લેસનની તૈયારી કરવી પડતી ને તે પછી અમને ઉપર કહ્યા પ્રમાણે આનંદનો વખત મળતો હતો. "All work and no play makes jack a dull boy" આ કહેવત આ દેશની કન્યા કેળવણીમાં ખાસ યાદ રાખવાની જરૂર છે. તેનો અર્થ એ છે કે આખો વખત કામ કરે તો છોકરૂં ઉદાસી બની જાય છે.

રવિવારને દિવસે અમને લેસન કરવા દેતા નહોતા, કારણ કે અમારા ધર્મ પ્રમાણે તે દિવસ આરામનો ગણાય છે. તે દિવસે સવારે દેવળમાંથી આવ્યા પછી વાર્તાઓની ચોપડીઓ વાંચવાની છુટ મળતી. તે ચોપડીઓ કેવા પ્રકારની છે તે હમેશાં અમુક શિક્ષકને જોવી પડતી. સાંજે ફરીને અમે બધાં દેવળમાં જતાં આ પ્રમાણે તે દિવસ અમારો હમેશાં આનંદમાં જતો.

વેકેશનમાં વિદ્યાર્થીઓને એમ લાગે છે કે અમારે કંઈ કામ કરવાનું નથી તેટલામાટે તે વખતે શિક્ષકો કન્યાઓને અમુક વિષયોપર નિબંધ લખી લાવવાનું કહેતા તથા

વિદ્યાર્થીઓ વખત ગાળવાના હોય તે પ્રદેશમાં કોઇપણ અસાધારણ ઝાડ કે છોડવાના નમુના જો જોવામાં આવે તો તેનું વર્ણન અથવા તો કોઇ ઐતિહાસિક જગા જોઈ હોય તો તેનું વર્ણન લખી લાવવાનું કહેવામાં આવતું. અથવા તો ભૂતળ સંબંધી કાંઈ જ્ઞાન મળી શકે એવો પ્રદેશ જોયો હોય તો તે વિષેની હકીકત સહિત નિબંધો લખાવી મંગાવવામાં આવતા. રજામાં કરેલા એ કામપર ઇનામ પણ આપવામાં આવતું. તેથી વેકેશનમાં પણ કામ કરવાનો સૌને ઉત્સાહ રહેતો.

ઇંગ્લાંડમાં ચાલતી ઘણી રૂઢીઓ આપણા આ દેશમાં લાગુ પાડી શકાય તેવી સ્થિતિ નથી. કારણ અહીંના રીતરીવાજ તથા પરિસ્થિતિને અનુસરીને સર્વેને ચાલવું પડે છે. તોપણ સ્ત્રી કેળવણીના હિમાયતીઓ અને શિક્ષકો ધારે તો દેશને બંધ બેસે તેવી યોજનાઓ ઘડી શકે ખરા, અને રાજા મહારાજાઓ તથા વ્યવસ્થાપકો ધારે તો એવી યોજનાને અમલમાં પણ મૂકી શકે ખરા.

નિશાળના વ્યવસ્થાપકો ધારે તો નીચે જણાવેલી બાબતોના સંબંધમાં અમલ કરી શકે તેવું છે.

૧. કન્યાઓને ભણવાના કલાક વધારે છે તે ઓછા કરવા.

૨. બાળાઓ નિશાળમાં રમવાના વખતમાં રમતી હોય ત્યારે શિક્ષકો ત્યાં હાજર રહે તેમ થવું જોઇએ. એથી શિક્ષકો અને બાળકો વચ્ચે પ્રેમભાવ વધશે, તેમજ બાળા-

ઓને રમતમાં ટક્કાઓ કરવાની કે ગાળો દેવાની ખરાબ ટેવ પડશે નહિ. વળી જેમ નીચલા વર્ગો તેમ શિક્ષકો વધારે સારા અને વધારે માયાળુ હોવા જોઇએ.

૩. તહેવારોને દિવસે કોઇ કોઇ વેળાએ શિક્ષકો પોતાના વિદ્યાર્થીઓને કોઈ જોવા લાયક સ્થળે લઈ જાય તો તેથી બાળકોને કેળવણી લેવાની ઘણી હોંસ વધે ને અવલોકન શક્તિની જોવામાં આવતી ખામી દૂર થાય. તેમજ વિદ્યાર્થીની વર્તણુક વિષે કંઇ ખોટી ચર્ચા થતી હોય તો તે પણ બંધ પડે. સારા શિક્ષક નિશાળ બહાર પણ સ્વાભાવિક રીતે પોતાના શિષ્યોના મન ઉપર ઘણી સારી અસર કરી શકે છે.

૪. સારા કેળવાયલા નીતિમાન અને કર્ત્તવ્યપરાયણ માણસો શિક્ષકનું કામ કરવા લલચાય તેવા સારા પગાર શિક્ષકોના હોય તો ઘણું સારૂં.

૫ શાળામાં સમજાવ્યા પછી શાળાના વખત બહાર કરી લાવવા માટે જે લેસન બાળકોને આપવામાં આવ્યાં હોય તે યોગ્ય રીતે તૈયાર કરવામાં શિક્ષકો તથા માબાપો સહાયભૂત થાય ને કાળજી રાખે તેમ થાય તો સારૂં. બાળકો અપૂર્ણ અને અચોકસ રીતે જે લેસનો લખી લાવે છે કે મ્હોડે કરી લાવે છે તેમાં આવી ગોઠવણથી સુધારો થશે.

ટુંકામાં આટલું કહ્યા પછી શિક્ષકો પોતાનો ખાનગી વખત શાળોપયોગી પુસ્તકો વાંચવા, વિચારવા કે લખવામાં રોકે અને પરોપકારનાં કાર્યોમાં સારી રીતે ભાગ લે તો ઠીક એટલું શિક્ષકોના લાભની ખાતર કહ્યા વગર આ નિબંધ પૂરો કરવાની ઇચ્છા થતી નથી. શિક્ષકો જો ખરા અંતઃકરણથી પોતાના ખાનગી વખતનો લાભ બીજાઓને આપતા હોય તો તેઓને પણ વધારે સુખ અને સંતોષ મળે. કેમકે બીજાને મદદ કરવાથી મદદ લેનાર સામો માણસ સુખી થાય છે, અને મદદ કરનારને પણ સુખ મળે છે એવો કુદરતનો કાનુન છે.

ગૃહસ્થો ! હવે હું આપનો વિશેષ વખત નહિ રોકું. મારા આ ટુંકા લખાણ ઉપરથી અહીંની કન્યાકેળવણીના સંબંધમાં જો કાંઈ પણ સુધારો થશે અથવા શિક્ષકો અને માબાપો પોતાની શું ફરજ છે તે સારી રીતે સમજશે તો હું મારો આ શ્રમ સફળ થયેલો માનીશ.

*Frances Mc-Afee.*

# વર્તમાનરંગ.



**ના. લેડિ મિન્ટો અને સ્ત્રીગૌરવ.**

હિન્દુસ્થાનના વાઇસરૉય લૉર્ડમિન્ટો અને તેમનાં બાનુના પ્રવાસમાં તેમનો ભોપાલનો પ્રવાસ એક રીતે જાણવાજેવો છે. ભોપાળનું રાજતંત્ર એક પછી એક ચાર બેગમો ચલાવતી આવી છે. તેઓએ દરેક પ્રજાના કલ્યાણ માટે મહાન્ શ્રમો ઉઠાવ્યા છે. હાલનાં બેગમ પણ પોતાની જાતિની કેળવણી માટે સ્તુત્ય પ્રયાસો કરે છે. તેઓ પોતે પણ કેળવાયલાં, શુરવીર અને બહાદૂર છે. મક્કા શરીફની તેઓની હજ વખતે આરબોએ તેમનાપર હુમલો કરતાં પોતાના રસાલાની આગેવાની લઈ હુમલો તેઓએ હઠાવી દીધો હતો, આ વિખ્યાત વીરાંગનાની મુલાકાત લેતાં **ના.** લેડિ મિન્ટોને ખરેખર આનન્દ થયો હોવો જોઇએ. **ભોપાળમાં ના.** લેડિ મિન્ટોને **સુલ્તાનીયા** ગર્લ્સ સ્કૂલ ( કન્યાશાળા ) તરફથી અપાયલા સન્માનપત્રના ઉત્તરમાં તેઓએ કેટલાક વિચાર જણાવ્યા હતા તે ખરેખર મનન કરવા જેવા છે. તેઓએ જણાવ્યું હતું કે " અનુક્રમે ચચ્ચાર બેગમોથી આ રાજ્યનું તંત્ર ચાલતું આવ્યું છે તો આ રાજ્યની સ્ત્રીસમાજની સ્થિતિ માટે જેટલો વિચાર થતો હોવો જોઇએ તેટલો બીજા કોઈ રાજ્યમાં થતો હશે નહિ." પશ્ચિમમાં સ્ત્રીઓની અસર જેટલી વધારે, જેટલી બહોળી, જેટલી લાભકારક છે તેટલીજ મોટી, બહોળી અને લાભકારક અસર સ્ત્રીઓની હિન્દુસ્થાનમાં પણ છે. દુનિયાના સઘળા ભાગમાં ગયા જમાનાપર અસર કરનાર માતાઓજ છે. હાલની તેમ ભવિષ્યની પ્રજાઓપર તેઓજ હજુ પણ અસર ચલાવતી રહેશે પણ એટલું યાદ રહેવું જોઇએ કે તે અસર સુખકર થાય તે માટે દરેક પ્રજાની સ્ત્રીઓએ સમયથી વાકેફ ને અનુકૂળ રહેવું જોઇએ. સ્ત્રીઓના વિકાસના પ્રયત્ન પુરૂષના વિકાસના પ્રયત્ન કરતાં મંદ રહેશે તો દેશ આગળ વધી શકશે નહિ. લૉર્ડ હેલિફેક્સે એક સ્થળે કહ્યું છે કે પુરૂષની કેળવણીથી લોકોને જે શિક્ષણ અને નીતિનું બળ મળે છે તેના કરતાં પ્રમાણમાં સ્ત્રીઓની કેળવણીથી ઘણું વધારે બળ મળે છે."×

જગતમાં સ્ત્રીઓનું કેટલું ગૌરવ છે, સ્ત્રી પુરૂષના દરેક પ્રકારના વિકાસના યત્ન સમાન રહેવા જોઇએ એ ઉપરનાં વચનો પરથી સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. સ્ત્રીઓના ગૌરવ અને

---

×"The influence of women is as great, as vast and beneficial in India as in the Western Hemisphere. All over the world, it is the mothers who have influenced past generations and who will still exert that influence over the generations of the present and of the future, but it must be remembered that in order to maintain a healthy influence, the women of all nations must be in sympathy and in touch with the times........ If their developement is allowed to lag behind that of the men, the country cannot progress."
*H. E. Lady Minto.*

" By female education a far greater proportional impulse is imparted to the educational and moral tone of the people than by the education of ."
*Lord Halifax.*

ઉન્નતિના સંબન્ધમાં જે ઉત્તેજક શબ્દો ના. લેડિ મિન્ટોએ પ્રસિદ્ધ કર્યા છે તે માટે તેઓને ખરેખર અભિનંદન ઘટે છે.

***        ***        ***

**ટ્રાન્સવાલમાં વસતાં હિંદી કુટુમ્બો પ્રત્યે દિલસોજીની જરૂર.**

ટ્રાન્સ્વાલમાં આપણા હિંદી ભાઇઓ અને તેમનાં કુટુંબ વ્યાપાર રોજગાર માટે રહે છે તેઓપર, ચામડીના તફાવતને લીધે વિવિધ પ્રકારના અંકુશ અને હરકતો નાંખવામાં આવે છે, હિંદી પ્રજા તરીકે તેમના ઉપર ત્યાંની ગોરી પ્રજા, ત્યાંની સરકાર જૂલમ કરે છે, તેમના જૂલમને લીધે સેંકડો હિંદીઓએ પોતાના દેશની પ્રતિષ્ઠાને ખાતર કારાગૃહનાં સંકટ સહન કરવાને પસંદ કર્યું છે; આ સઘળું અમારા સુજ્ઞ વાચક વર્ગને સુવિદિત હોવું જોઇએ. ટ્રાન્સવાલના આ હરકત ભરેલા કાયદા સામે બખેડા કરવાને બદલે ગમે તે સંકટ સહન કરવાં, કાયદાની સજા ભોગવી લેવી, પરન્તુ સન્માન ખોવું નહિ એવો જે આત્મત્યાગપૂર્ણ માર્ગ ત્યાંના ઘણા હિંદીઓએ અખ્ત્યાર કર્યો છે તેથી ઘણા હિંદીઓ હાલ કેદખાનામાં છે. તેમની કમાણી બંધ પડી છે. તેમનાં કુટુમ્બના નિર્વાહનાં સાધનો બન્ધ થયાં છે. કેટલીક સ્ત્રીઓ અને બાળકો અર્ધો ભૂખમરો વેઠે છે. કેટલીક સ્ત્રીઓ બજારમાં ભાજીપાલો, ફળ આદિ વેચી કુટુમ્બનો કાંઇક નિર્વાહ કરે છે. કેટલાંક કુટુમ્બનો નિર્વાહ લોકોની મદદ વડે ચાલે છે. ત્યાંની હિંદી સ્ત્રીઓએ આ મહાન્ આપત્તિના સમયમાં ધૈર્યનો ત્યાગ કર્યો નથી. નામદાર બ્રિટિશ સરકાર, હિંદીઓના સન્માન માટે આ સંબંધમાં પ્રયાસ કરે છે પરન્તુ હિન્દુસ્થાનની પ્રતિષ્ઠાને માટે, ચાલતી આ લડતથી હાલ લાચાર સ્થિતિમાં આવી પડેલાં સ્ત્રી-પુરૂષો અને બાળકોને તેમના નિર્વાહના સંબન્ધમાં ગોઠવણ કરવાની ફરજ દરેક દેશાભિમાની સ્ત્રીપુરૂષને માથે રહે છે.

આ સમયે, હિંદી સ્ત્રીપુરૂષો યથાશક્તિ આ કામમાં મદદ કરશે તો તેઓએ પોતાના દેશબન્ધુ અને બગિનીઓની એક ઉચ્ચ સેવા કરી કહેવાશે.

ટ્રાન્સ્વાલની હિંદી સ્ત્રીઓને મદદ કરવાના હેતુથી મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનાં પ્રમુખ અને સેવાસદનનાં જોઇન્ટ સેક્રેટરી સૌ. જમનાબાઈ નગીનદાસ સક્કાઇ તરફથી એક ફંડ ઉઘાડવામાં આવ્યું છે તે માટે તેઓને ધન્યવાદ ઘટે છે. હિંદી બ્હેનોને તેઓએ આ સબન્ધમાં કરેલી વિનંતિ ઉપર લક્ષ આપવાને અમારા સન્નારી વાચકવર્ગને આ પ્રસંગે સૂચના કરવામાં આવે તો તે અયોગ્ય ગણાશે નહિ.

***        ***        ***

**સ્ત્રીઓપર જુલમ.**

અમે એમ કહેવા માગતા નથી કે સર્વ સ્ત્રીઓ હમેશાં પોતાના પતિ પ્રત્યે જોઇએ તેવું વર્તન રાખે છે પરન્તુ સ્ત્રીઓએ પોતાના પતિ પ્રત્યે કેવું વર્તન રાખવું જોઇએ એને વિષે જેટલા ઉપદેશ અપાય છે તેટલા ઉપદેશ પુરૂષોને અપાતા નથી, સ્ત્રીઓ પ્રત્યે જે અયોગ્ય વર્તન ચલાવવામાં આવે છે તે સામે કદાચ ફરિયાદ ઉઠાવવામાં આવે છે તો પુરૂષોના "સ્વામીત્વ"ના અધિકાર નષ્ટ થતા હોય તેમ તેઓ ઘોંઘાટ કરી મૂકે છે. અમે કબુલ કરીએ છીએ કે કેળવાયલાં ઘણાં કુટુમ્બોમાં સ્ત્રી સન્માન હોય છે છતાં સ્ત્રીસમાજના સુખની પરીક્ષા માત્ર કેળવાયલા

સ્ત્રીસમાજ પરથી થઇ શકે નહિ, અશિક્ષિત કુટુમ્બોમાં, તેવાં સંયુક્ત કુટુમ્બોમાં સ્ત્રીઓની, મુખ્યત્વે કરીને "વહુ"ની જે ખરાબ સ્થિતિ હોય છે તેનો સર્વને થોડો ઘણો અનુભવ હશે. નવલકથાકારોએ તેવાં કેટલાંક ચિત્ર દોર્યાં પણ છે. આ સ્થિતિ અમારા પુરૂષ–વાચકોના દિલમાં તાજી કરવા માટે હમણાં થોડા વખતપર બનેલા કોર્ટ સમક્ષ આવેલા બે કેસ રજુ કરવા અમે દુરસ્ત ધારીએ છીએ. કેળવાયલાં ગુજરાતી કુટુમ્બોમાં પણ કોઇક કોઇકવાર પરન્તુ અશિક્ષિત કુટુમ્બોમાં આવા દેખાવ ઘણી વખતે જોવામાં આવે છે.

ત્રિચિનોપોલિની રેલ્વે મેલ સરવિસના એક સોર્ટર વ્યંકટેશ શર્મા, તેની મા અને તેની બે બ્હેનો ઉપર, વ્યંકટેશની સ્ત્રીને ડહામ દેવાનું તહોમત મૂકવામાં આવ્યું હતું. વ્યંકટેશની બે બ્હેનોમાં એક વિધવા હતી અને હમેશાં તેના ઘરમાંજ રહેતી. બીજી બ્હેન પરણેલી હતી છતાં ઘણે ભાગ પીયરજ રહેતી. કુંતલતામલ ૧૦ વર્ષથી તેને સાસરે રહેતી હતી. તેની સાસુ અને નણંદો, હમેશાં, વ્યંકટેશ આગળ તેનું વાંકું બોલતી અને તેના પર જુલમ ગુજરાવતી. ડામ દેવાનો આ બનાવ બન્યો તે દિવસે આ ત્રણે તહોમતદાર, સાસુ, અને બે નણંદ ઘરના પાછલા ભાગમાં કાંઇક વાતો કરતાં હતાં.

નંબર ૩ જાની તહોમતદાર જે ઘણે ભાગે સાસરે જતી નહોતી તેણે કુંતલતામલને આવી કહ્યું કે "વ્યંકટેશ તને બોલાવે છે." વ્યંકટેશની પાસે તે ગઇ ત્યારે તેણે લાકડીથી તેને મારી અને ઘરમાં "ફલાણાં ફલાણાં આવે છે" એવી જે તેણે કુટુંબની વાત બહાર પાડી હતી તે કબૂલ કરી દેવા હુકમ કર્યો. વહુએ કહ્યું કે "મેં કાંઇ પણ કોઇને કહ્યું નથી." પેલી વિધવા બ્હેને તેના હાથ તેની પીઠ પાછળ બાંધ્યા અને બોલી "નરમાશથી તે માનશે નહિ." દેવતાપર એક શળીઓ ક્યારનો ધગધગતો પડયો હતો. વિધવા બ્હેને અને માએ તેને નીચે નાંખી તેનું વસ્ત્ર ઉતારી લીધું. નં. ૩ જાની તહોમતદાર બ્હેને પેલો ધગધગતો શળીઓ વ્યંકટેશને આપ્યો. ત્રણે તહોમતદારોએ વહુને ડામ દેવા તેને ઉશ્કેર્યો. વિધવા બ્હેને તેના પગ અને માએ તેનું માથું પકડી, દબાવી રાખી હતી. વ્યંકટેશને થોડીવાર તો સંકોચ થયો. ફરી, સર્વ સ્ત્રીતહોમતદારોએ ઉશ્કેરણી કરતાં તેની જમણી જાંગપર ત્રણ અને ડાબી જાંગપર બે ડામ તેણે દીધા. તે રોવા લાગી પણ તેની સાસુએ તેને રડતી અટકાવવાને તેનું ગળું દાબ્યું. વિધવા બેને પછી તેના બાંધેલા હાથ છોડી દીધા અને પહેરવાને તેનું લુગડું આપ્યું. તે તેને પછી એક ઓરડીમાં લઇ ગઇ અને તેને ત્યાં પૂરી. આ ઓરડીમાંથી નીકળવાનો બીજો કોઇ માર્ગ નહોતો. ત્રણ દહાડા સુધી તે આ સ્થિતિમાં અહિં રહી. ઘર મૂકી બીજે જવું નહિ એવી શરતથી ચોથે દહાડે, તેને ઓરડીમાંથી બહાર નીકળી ઘરના અંદરના ભાગમાં ફરવાની પરવાનગી આપવામાં આવી. પાંચમે દિવસે, "આજ સાંજે ત્હારા પગ ભાગી નાંખીશ" એમ કહી વ્યંકટેશ બહાર ગયો. જેણે તેને ડામ દીધા હતા તે તેના પગ પણ ભાગવાની ધમકી અમલમાં આણવા ચૂકશે નહિ એવી તે બાઇને બ્હીક લાગી તેથી તેણે નાશી જવાનો નિશ્ચય કર્યો. વિધવા - બ્હેન અને નં. ૩ જાની તહોમતદાર ઘરમાં ન્હોતી તે વખતે તેણે બાજારમાં જવા માટે સાસુની પરવાનગી માગી. સાસુએ ના પાડી પણ તે ચાલી ગઇ. વ્યંકટેશને આ ગુન્હા કરવાનો સબબ એ મળ્યો હતો કે નં ૩ જાની તહોમતદારને ઘરમાં આવતા કેટલાક પુરૂષો સાથે સંબન્ધ હતો એવી ઘરની વાત તેની વહુએ બહાર પાડી દીધી હતી. મેજીસ્ટ્રેટે ફેંસલો આ-

પતાં જણાવ્યું કે ફરિયાદ કરનાર બાઇને ડામ દેવામાં આવ્યા હતા. કાયદા વિરૂદ્ધ કેદ કરવાની હકીકત પણ સાબિત થાય છે. એ બાઇની સહિસલામતી અગર આબરૂ ખાતર તેના પતિએ તેને ઘરની બહાર જવા દીધી નહોત તો તે કાયદા વિરૂદ્ધ કેદ કહેવાત નહિ. ડામની બાબતમાં કેસની માંડવાળ કરવાને તે બાઇએ પાછળથી મેજીસ્ટ્રેટને અરજ કરી. તેણે જણાવ્યું કે વ્યંકટેશે તે કામ ગુસ્સામાં ને ગુસ્સામાં કર્યું હતું પણ પાછળથી તેને તેનો પૂરો બદલો મળ્યો હતો. "અમે બે ખરી એકઠાં રહી શકીએ" એ કારણ પણ તેણે રજુ કર્યુ હતું. પોલિસ ઇન્સ્પેક્ટરે અને પ્રોસિક્યુટરે જણાવ્યું કે આ ગુન્હાને માત્ર એક વ્યક્તિ સાથે નિસ્બત નથી, આખી બ્રાહ્મણ જાતિ સાથે તેને નિસ્બત છે. એક નિરાધાર બાઇના સંબન્ધમાં આ ક્રૂર કામ કરવામાં આવ્યું છે. મેજીસ્ટ્રેટે વ્યંકટેશને, તેની મા અને તેની બે બ્હેનોને એક એક માસના સખ્ત કેદખાનાની સજા કરી.

બીજો બનાવ મુંબાઇમાં બન્યો છે. તાનીબાઇ નામની હિન્દુ બાઇએ પોતાના પતિ-જુલમથી કંટાળી આપઘાત કરવાની કોશિસ થોડા દિવસ ઉપર કરી હતી. આ કેસ કોર્ટમાં રજુ થતાં, પ્રેસિડન્સિ મેજીસ્ટ્રેટ ખા. બ. ફિરોઝ હોસંગજી દસ્તુરે ટીકા કરતાં જણાવ્યું હતું કે ધણીના જુલમી વર્તનને લીધે આરોપી બાઇને આપઘાત કરવાની વૃત્તિ થઇ હતી. આપઘાત કરવાની કોશિશ માટે તેઓએ તાનીબાઇનો રૂ. ૮ દંડ કર્યો હતો અને એ દંડ તેના પતિએ આપવો અને તેને તેના બાપને ત્યાં રહેવા દેવી એવો તેઓએ હુકમ કર્યો હતો.

**રાઘોભાઇ લક્ષ્મણ, બન્ધુસમાજ.**

---

# સ્વાગત મંદિર.

**"ગુજરાતી પંચનો" દિવાળીનો ખાસ અંક.**

આ સચિત્ર અંકની નોંધ લેતાં અમને ઘણો આનંદ થાય છે. રા. સોમાલાલ દિનપ્રતિદિન ગુર્જર સાહિત્ય સેવા કાંઇ આડંબર કર્યા વગર કરે જાય છે, તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. આ ખાસ અંકમાં ૨૨૦ પાનાં છે. મુખપૃષ્ટ ઉપર હિંદ દેવીની છબી છે. તે અંક આપણા ના. ગવર્નર સાહેબ સર જ્યોર્જ ક્લાર્કને અર્પણ થયેલો છે. તેઓ નામદારની છબી ઉપરાંત બીજા ગુજરાતના જાણીતા વ્યાપારીઓ, સાક્ષરો, ગ્રાજ્યુએટો, મીલ માલીકો, ધર્મ ગુરૂઓની છબીથી અલંકૃત છે. સાક્ષરોના ઉત્તમ લેખો વાર્તાઓ, કવિતાઓ વડે આ અંક વિભૂષિત થયેલો છે. સર્વ દિશામાંથી રા. સોમાલાલને આ અંક માટે અસાધારણ ધન્યવાદ મળ્યો છે, તે વ્યાજબી છે. માત્ર દોઢ રૂપીઆમાં સ્વતઃકલ્પિત બબ્બે નવલ કથાઓ ઉપરાંત, આવા પ્રકારનો સાક્ષરોના હાથથી લખાયલો સચિત્ર અંક આપવો એમાં અમે તો એમજ માનીએ છીએ કે સાહિત્યની વૃદ્ધિ માટે રા. સોમાલાલ સ્વાર્થ ત્યાગ કરે છે.

આવા ઉત્તમ સ્વાર્થ ત્યાગને ગુર્જરપ્રજાએ વધાવી લીધો છે એ " ગુજરાતી પંચ " ના વધતા જતા પ્રચાર અને દીવાળીના અંક માટે વિદ્વજ્જનોએ મોકલેલા લેખોથી સાબીત થાયછે. કોઇક જુજ માસિકમાં અગર વર્તમાનપત્રમાં તત્સંબંધે કાંઇક વક્રોક્તિયુક્ત વિવેચન જોવામાં આવે છે, પણ તે લક્ષમાં લેવા જેવું નથી. નિરીક્ષકને અભિપ્રાય આપવાનો છે તે વર્તમાન અંક ઉપર છે. આ પત્રના દિવાળીના ભાવિ અંકની ચિંતાથી અન્ય માસિક વર્તમાન પત્ર અગર કોઈ નિરીક્ષકે દુબળા પડવાની જરૂર નથી. વિવેચકો જો ન્યાય અને નિષ્પક્ષપાત દષ્ટિથી આ અંક જોશે તો તેમને આ અંકમાં ઘણું વખાણવા જેવું માલમ પડશે. ગુર્જર સાહિત્ય પ્રેમી સ્ત્રીપુરૂષોને આ અંક ખાસ વાંચવા લાયક છે. ફરી એક વાર આવા અપૂર્વ શ્રમ અને ઉત્સાહથી કરેલ ગુર્જ્જર સેવા માટે રા. સોમાલાલને અમે ધન્યવાદ આપીએ છીએ.

**" માસિક મનોરંજન"નો દિવાળીનો ખાસ અંક.**

મરાઠી ભાષામાં પ્રકટ થતા આ " મનોરંજન " નો ખાસ અંક ગુજરાતી પંચના ખાસ અંક જેટલોજ ઉત્તમ છે. તેમાં મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ લેખકોની તથા વિદ્વજ્જનોની છબીઓ તથા લેખો દૃષ્યમાન થાય છે. તે ઉપરાંત કુમારસંભવમાંનાં તથા શાકુન્તલનાં અને બીજાં ઉત્તમ ચિત્રો છે. ભગવાન શંકરને કામદેવ બાણ મારે છે, તેથી ક્રોધયુક્ત નેત્રથી સદાશિવ કામને બાળે છે, (क्रोधप्रभो संहर संहरेति ××× भस्मावशेषं मदनंचकार) તે ચિત્રો ઘણાં ઉત્તમ છે.

જેમ પારસી અંકોની અંદર પારસીઓની, ગુજરાતી અંકોની અંદર ગુજરાતીઓની તેમજ આ મહારાષ્ટ્રીય અંકની અંદર મહારાષ્ટ્રીય સન્નારીઓની અને પુરૂષોની છબીઓ નજરે પડે છે. પણ તેમાં મહારાષ્ટ્રમાં હિત કરનારાઓના મંડળમાં રા. બ. લાલશંકરભાઇની અને મરાઠી ઇતિહાસકાર તરીકે શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી. જે. પી. ની છબી જોઈ અમને ઘણો આનંદ થાય છે. આ સજ્જનો ગુજરાતમાં તો માન પામ્યાછે એ વાત સર્વને વિદિત છે, પણ તેઓની કીર્તિ આખા મહારાષ્ટ્રમાં પ્રસરે છે એ જોઈ ગુજરાતી તરીકે અમને આનંદ થાય છે. પુનઃ એકવાર અધિપતિ મી. મિત્રને આવી ઉત્તમ કૃતિ માટે ધન્યવાદ આપી તત્સંબંધી વિવેચન બંધ કરીએ છીએ.

શિવભાઇ, બંધુસમાજ.

# સમયતરંગ.

## ( મળેલું. )

**સેવાસદન અને લેડિમિન્ટો.** થોડા વખત પર જ્યારે નામદાર વાઇસરૅાયનાં બાનુ લેડિમિન્ટો આ ઇલાકામાં પધાર્યા ત્યારે મુંબાઈના " સેવાસદન " ની તેઓએ મુલાકાત લીધી હતી. તેઓને " આંખની ઑસ્પિતલ " " સામાન્ય ઑસ્પિતલ " "ઉદ્યોગ મંદિર," પારસી અને હિન્દુ આશ્રમ બતાવવામાં આવ્યાં હતાં મિસ ઉર્મિલા નરસિંહરાવ દિવટીયાએ પોતાની બનાવેલી એક સુંદર પર્સ ( કોથળી ) લેડિમિન્ટોને અર્પણ કરી હતી

**સ્ત્રીઓ તરફનું પ્રદર્શન** મિસિસ મંગળાગૌરી ચુનીલાલ હ સેતલવાડ, મિસિસ રસિકમણિ બાલમુકુંદરાય અંબાલાલ દેસાઇ, મિસિસ તનમનગૌરી રામલાલ મોતીલાલ દેસાઈ અને અન્ય સન્નારીઓની દેખરેખ નીચે સ્ત્રીઓના હાથની કારીગરીની ચીજોનું એક પ્રદર્શન અને ફેન્સી ફેર ભરૂચમાં આ માસના આરમ્ભમાં ભરવામાં આવનાર છે. લેડિ મ્યુર મેકેન્ઝી આ પ્રદર્શન તા. ૧૨ મી જાન્યુઆરીએ ખુલ્લું મૂકશે. સ્ત્રીકારીગરીના નમૂનાનો સ્વીકાર તા. ૭ મી જાન્યુઆરી ૧૯૧૦ સુધી થઇ શકશે. સારા નમૂના માટે સોના રૂપાના ચાંદ, રોકડ ઇનામ તથા સર્ટીફિકેટ આપવામાં આવશે નમૂના મોકલવાનું એક વખતનું ખર્ચ પ્રદર્શન આપશે. ના. ગવર્નર આ પ્રદર્શનની મુલાકાત લેવાના છે.

**એક બાનુની ફતેહ.** ડૉ. મિસ ડોશી બાઇ પટેલ એલ. એમ. એન્ડ એસ. લંડનની વૈદ્યવિદ્યાને લગતી એમ. બી. બિ. એસ ની પરીક્ષામા પસાર થયાં છે.

**પ્રેસિડંટ ટેફટ અને તેમનાં બાનુ.** અમેરિકાના યુનાઈટેડ સ્ટેટસના પ્રજાસત્તાક રાજ્યના પ્રેસિડંટ મિ. ટેફટ થોડા વખત ઉપર જણાવ્યું હતું કે હું જ્યારે મારી સ્ત્રીના વિચારથી જૂદો પડી વર્તન કરૂં છું ત્યારે પાછળથી મારે કબુલ કરવું પડે છે કે " તમે પહેલાં કહેતાં હતાં તેજ ખરૂં હતું. "

**૭૯ વર્ષની વયે મેટ્રિક.** અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસની વોશિંગટન યુનિવર્સિટીની મેટ્રિકની પરીક્ષા ૭૯ વર્ષની વયે એક બાનુએ પસાર કરી છે. તે હવે ગ્રેજ્યુએટ થવા ઇરાદો રાખે છે ! ( સાં. વ )

**સ્ત્રીસમીક્ષા.** અમદાવાદના પ્રેમાભાઇ હોલમાં ગયા માસમાં " સ્ત્રીસમીક્ષા " એ વિષયપર ભાષણ આપતાં પંડિત વિષ્ણુરામ શ્રીકમજીએ જણાવ્યું હતુ કે " સ્ત્રીઓ કોહિનૂર કરતાં વિશેષ મૂલ્યવાન્ છે. એક રત્નથી બીજું રત્ન પેદા થઈ શકતું નથી પરન્તુ સ્ત્રીરત્ન બીજું રત્ન પેદા કરી શકે છે. મહારાજા એડવર્ડ જેવાં મહા રત્નને જન્મ આપનાર તે છે સ્ત્રીઓ બહ્માંડનું મૂળ છે.

**કુટુમ્બ અને સમાજ**—મિસિસ કાશીગૌરી ત્રિભુવનદાસ ક. ગજ્જરે "સમાજ-શાસ્ત્ર" વિષે મુંબાઈમાં ભાષણ આપતાં જણાવ્યું હતું કે "સમાજની ઉન્નતિ તેની શિષ્ટતા અને તેની સ્થિતિ સહુ કુટુંબ ઉપરજ આધાર રાખે છે. સારે સહુએ પ્રથમ કુટુંબનુ અવલોકન કરી પછી સમાજને જોવા પ્રયત્ન આદરવો એજ વાંછનીય છે. આપણે એવાં ઘણાં કુટુંબો જોઇએ છીએ કે, જેમાં હમેશાં કજીઆ કંકાસ ઝેર, વેર અને કુસંપ હોય છે. કુટુંબો ખાનદાન, સુશિક્ષિત અને કીર્તિવાળાં પ્રખ્યાત હોય છે. તેમાંથી જે સ્ત્રી પુરૂષો આત્મોન્નતિ, પરોપકાર, સ્વરાજ્ય, સંસાર સુધારો વગેરે વિષયો ઉપર ભાષણો આપી અન્યને ઉપદેશ કરતાં હોય છે અને પોતામાં કે પોતાનાં કુટુંબોમાં આત્મોન્નતિનાં બીજ હોતાં નથી, પોતાના ઉપરજ ઉપકાર કરી શકતાં નથી તો બીજાઉપર તો ક્યાંથીજ કરે,

પોતા ઉપર રાજ્ય હોતું નથી ઘરમાંજ સ્વતંત્રતા આપી દેતા નથી તો તેના પરોપકાર શા કામના ? સંસાર સુધારાની હીમાયતનાં ભાષણો કરી બીજાઓને સલાહ આપે છે અને પોતાને પ્રસંગ આવતાં વાત વીસારે મુકે છે.

આવી રીતેજ જ્યારે કુટુંબોમાં તેઓ વર્તે છે અને જ્યારે કુટુંબોનીજ સ્થિતિ આવી હોય છે તો પછી જનસમાજની શિષ્ટતા ક્યાંથી ? દરેક કુટુંબો આવાં હોય છે એમ મારૂં કહેવું નથી પણ ઘણાં કુટુંબોમાં એવું જોવામાં આવે છે અને તેથી તેમાં સુધારો કરવાની ખાસ જરૂર છે. જ્યાં સુધી કુટુંબોમાં સુધારો થવાનો અને ઉંચ જ્ઞાનતનું જ્ઞાન મેળવવાનો અભાવ જોવામાં આવે છે ત્યાં સુધી જનસમાજ પણ સારો થવાનો સંભવ નથી. વેર અને કુસંપ એ દુર્ગુણો પાયમાલી કરનારા છે અને જ્યાં સુધી તે દૂર નહી કરવામા આવે ત્યાં સુધી ઉન્નત જીવન બનવાનું નથી. "

---

## મુંબાઈ યુનીવર્સીટીની જુદી જુદી પરીક્ષાઓમાં પાસ થયેલી સ્ત્રી-વિદ્યાર્થીઓ.

### મેટ્રીક્યુલેશન.

| | ગુજરાતી. | દક્ષિણી. | પારસી. | ખ્રીસ્તી. | દ્રાવીડી. | કુલ. |
|---|---|---|---|---|---|---|
| સંસ્કૃત ભાષા લઇને | ૨ | ૬ | | | | |
| ફારસી ,, | | | ૩ | | | |
| ફ્રેંચ ,, | | ૮ | ૨૪ | ૩૨ | ૧ | |
| લેટીન. ,, | | ૧ | | | ૧ | |
| કુલ | ૨ | ૧૫ | ૨૭ | ૩૩ | ૨ | =૭૯. |

### પ્રીવીયસ.

| | | | | |
|---|---|---|---|---|
| બીજો વર્ગ. | | | ૧ | |
| પાસ વર્ગ. | | ૪ | ૨ | |
| | | ૪ | ૩ | =૭. |

### ઇન્ટરમીજીએટ.

| | | | |
|---|---|---|---|
| બીજો વર્ગ. | | | |
| પાસ વર્ગ. | ૭ | ૩ | =૧૦. |

### બી. એ.

| | | |
|---|---|---|
| બીજો વર્ગ. | ૧ | |
| પાસ વર્ગ. | ૨ | |
| | ૩ | =૩ |

### એમ. એ.

| | | |
|---|---|---|
| બીજો વર્ગ. | ૨ | |
| પાસ વર્ગ. | ૧ | |
| | ૩ | =૩ |

## છઠ્ઠા વર્ષ પેટે લવાજમની પહોંચ.

રા. મ્હેતા જેઠાલાલ મુળજી — વડોદરા
રા. નરભેરામ પ્રભાશંકર પંડ્યા — વડોદરા
રા. જટાશંકર ઘેલાભાઇ — ગોંડળ
રા. લક્ષ્મીલાલ ગીરધરલાલ — ખેડા
રા. લલ્લુભાઇ ખંડુભાઇ ભાગડા હનુમાન (વલસાડ)
રા. નૃસિંહપ્રસાદ ગીરજાશંકર — દામનગર
સૌ. કુંદનવિદ્યા અંબાલાલ — નડીયાદ
રા. પોપટલાલ ધારસી — મુંબાઇ
રા. આનંદજી નાનચંદ — કાનપુર
રા. ગીરધરલાલ બાપાલાલ — ધોળકા
રા. હીમ્મતલાલ ગણેશજી અંજારીયા એમ. એ. જામનગર
રા. બા. બળદેવજીભાઇ લાલજીભાઇ વડોદરા બી. એ. એલ. એલ. બી.
રા. ચીમનલાલ કૃપાશંકર — આણંદ
રા. બા. પ્રહ્લાદજી સેવકરામ — દહેગામ
સૌ. તારાગૌરી — નડીયાદ
રા. કરશનદાસ બાલગોવીંદ — માહીમ
રા. છોટાભાઇ ચતુરભાઇ — બોરસદ
રા. મણિશંકર આનંદજી — પોરબંદર
સૌ. પ્રેમાબાઇ પુનસી દેવજી — કોઠારા
સૌ. વસન્તબા — મુંબાઇ
રા. કલ્યાણજી જીવણદાસ — પોરબંદર
શેઠ. ત્રીભોવન હીરાચંદ — અલીબાગબંદર
રા. પુરશોત્તમ રણછોડદાસ — અનઘડ
રા. વિઠલદાસ ભાણજી — અકોલા
રા. માધવલાલ ઝવેરીલાલ — નડીયાદ
સૌ. હીરાલક્ષ્મી — ભરૂચ
રા. હરિપ્રસાદ ઉત્તમરામ — અમદાવાદ
રા. પૂર્ણાનંદ મહાનંદભર ભટ્ટ બી. એ. એલ. એલ. બી. ,,
રા. અમરતલાલ એમ. ગાંધી — મહુવા
રા. રમણિકલાલ ઉદેરિય — બોટવા
સૌ. દુરગાબાઇ — સુચરામપુર
રા. હીમ્મતલાલ કલ્યાણરાય — અમદાવાદ
રા. નરસીલાલ ધમનલાલ — ડેકુા (સીંધ)
રા. ગોપાળજી સુન્દરજી — તલાજા
રા. મુકુન્દરાય હરસુખરાય — ભુજ
રા. નાગરદાસ જેભાઇ રાવળ — કરાંચી
રા. હસમુખભાઇ વાડીલાલ — સોલાપુર
રા. મનસુખરામ પ્રાણજીવન — બીલખા

રા. આનંદરાવ હરિવલ્લભદાસ — નાગપુરસીટી
મીસીસ મોરારજી વલ્લભદાસ — કરાંચી
રા. ગોરધનદાસ કરશનદાસ — અંજાર
બાઇ જમના — કરાંચી
મીસીસ તારાલક્ષ્મી રૂપશંકર — વડોદરા
રા. ત્રીકમજી ભાણજી મ્હેતા — મુંદ્રા
મ્હેતા કીષ્ણદાસ મોરારજી — મુંદ્રા
શેઠ. અરદેશર ફ્રામજી ખબરદાર — મંદ્રાસ
રા. માણેકધર ગીરજાધર — અમરીતસર
રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી મુંબાઈ એમ. એ એલ. એલ. બી.
રા. અમરચંદ સોમજી — રંગુન
રા. રણજીતભાઇ કાળાભાઇ — સુરત
બ્હેન કમળાગૌરી પીરજરાય — સુરત
રા. વિજયશંકર વિશ્વનાથ — રંગુન
રા. એ. આર. જીમાણી — રંગુન
બ્હેન મધુરિકા — સુરત
રા. ઇચ્છાશંકર દુરગાશંકર ધોળકીયા બગસરા
રા. દીપચંદ દામોદર — હીંગનઘાટ
રા. હરિદાસ માધવજી — વેરાવળ
રા. ડાહ્યાભાઈ રેવાશંકર — અમદાવાદ
અ. સૌ. સુરજગૌરી — મુંબાઇ
ઠક્કર ભાણજી પ્રાગજી — કોલંબો (સીલોન)
શેઠ. ખાનમહમદ પીરભાઇ — રંગુન
રા. રામપ્રસાદ અર્જુનલાલ બી. એ. એલ. એલ. બી. જેતલસર
રા. ચંદુલાલ લલ્લુભાઇ — ધાડબંદર
રા. ભોગીલાલ પુંજાભાઇ બી. એ. એલ. એલ. બી. દાહોદ
રા. વિઠ્ઠલભાઇ સામળભાઇ — વઢવાણસીટી
રા. સારાભાઇ વેલાભાઇ — વડોદરા
બ્હેન વિજીઆ બ્હેન — વડોદરા
અ. સૌ. સવિતાગૌરી — વાગરા
સૌ. બ્હેન ચંચળગૌરી — વલસાડ
રા. નાગરદાસ છગનલાલ — વઢવાણસીટી
રા. છગનલાલ નરસીલાલ કાનોગા અમદાવાદ
અખંડપ્રૌઢ પ્રતાપ બાશ્રી રાણીજી બાસાહેબ મોરબી.
રા. પ્રભાશંકર દલપતરામ પટણી દીવાન ભાવનગર
રા. ઇન્દુલાલ ચુનીલાલ હજરત — અમદાવાદ

# સાતમા વર્ષ પેરે લવાજમની પ્હોંચ.

મીસીસ નાનાલાલ મ્હેતા — અમદાવાદ
ડૉ. બલદેવસીંગ વી. ઠાકોર — વાગરા
રા. ગીરધરલાલ બાપાલાલ — ધોળકા
મહારાજ વિઠ્ઠલરાય મગનલાલ — વિસનગર
મ્હેતા કરશનદાસ સલ્લુભાઈ — મુંબાઈ
ખત્રી કાનજી હંસરાજ — મુંબાઈ
સેક્રટરી યુનીયન રીડીંગ રૂમ લાયબ્રેરી — જંબુસર
મે. દેલવાડા જ્ઞાનવર્ધક લાયબ્રેરી ના. સે. — દેલવાડા
શેઠ જમનાદાસ ત્રીભોવનદાસ નેટીવ લાયબ્રેરી — જાફરાબાદ
જૈન લાયબ્રેરીનાં સેક્રટરી સાહેબ — કુંડલા
રા. ધીરજલાલ છબીલદાસ સ્ટોર — મુંબાઈ
રા. પૂર્ણાનંદ મહાનંદ ભટ્ટ બીએ. એસ. એલ. બી. — અમદાવાદ
રા. અમરતલાલ એચ. ગાંધી — મહુવા
આમોદ જનરલ લાયબ્રેરીના સેક્રટરી — આમોદ
વ્યાસ છગનલાલ કાળીદાસ — મસકત
રા. અમુરતલાલ મોતીરામ — અમદાવાદ
રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ. એલ. બી. — મુંબાઈ
રા. છગનભાઈ ઝવેરભાઈ — ધરોલા
રા. મંગનલાલ કલ્યાણજી — મેંગલોર
રા. કેશવલાલ ગોકળદાસ — મુંબાઈ
સૌ. સવિતાગૌરી નારણદાસ — મુંબાઈ
રા. હીમ્મતલાલ કલ્યાણજી — અમદાવાદ
અ. સૌ બ્હેન જસવંતી — આમોદ
અ. સૌ. ચંપકગૌરી જસવંતરાય — ભરૂચ
મીસીસ ઠાકોરલાલ કપીલરામ — સુરત
ગંગાસ્વરૂપ સાકરબા — નડીયાદ
ડૉ. રજબઅલી વિશરામ — મુંબાઈ
બાઈ ગુલાબ હરિભાઈ — મુંબાઈ
રા. છોટુભાઈ અનુપરામ — મુંબાઈ
રા. જમનાદાસ મનોરદાસ — મુંબાઈ
રા. અંબાલાલ નાથાભાઈ — મુંબાઈ
રા. મૂળચંદ લાલજી — મુંબાઈ
રા. દેસાઈ પ્રાણલાલ મગનલાલ — કાસરા
રા. પરમોદરાય જમિયેતરામ — અમદાવાદ
બ્હેન સુલોચના — અમદાવાદ
રા. કેશવલાલ હર્ષદરાય — અમદાવાદ
સૌ. ચુનીગવરી કેશવલાલ સેનલવાડ — મુંબાઈ
સર ભગવતસિંહજી લાયબ્રેરી — ગોંડળ
રા. પુષ્કરરાય જે. દેસાઈ — ખંભાત
રા. ચુનીલાલ માણેકચંદ — કાનપોર
મીસીસ ઝવેરીલાલ જગજીવન — બાલાગામ
સૌ. વસંતગૌરી ત્રીવેદી — સોલાપુર
રા. ભોગીલાલ પુંજાભાઈ — દાહોદ
રા. બળવંતરાય ચન્દુલાલ — આમોદ
રા. બળવંતરાય વજેશંકર — અજમેર
રા. છગનલાલ નરસીલાલ બી. એ. એલ એલ. બી. — અમદાવાદ
અ. પ્રૌઢ પ્રતાપ બાશ્રી રાણીજી બા સાહેબ — મોરબી
દીવાન સા. પ્રભાશંકર દલપતરામ — ભાવનગર
સૌ. હીરાગૌરી — પોરબંદર
રા. કંચનરાય વિ. નવનીધરાય — ભાવનગર
રા. મોતીજી સામજી — કરાચી

Registered No. B. 436

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.


| | | |
|---|---|---|
| પુસ્તક ૭. | સંપાદક, | ઇ. સ. ૧૯૧૦; ફેબ્રુઆરી. |
| અંક ૬. | બન્ધુસમાજ, અમદાવાદ. | વિ. સં. ૧૯૬૬; પોષ. |


## વિષયસૂચન.



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે માત્ર સવા રૂપિઓ.

રઘુકુલ દીપક જ્યારે આજ, વનવાસે ચાલ્યારે
સીતા આગળ તેની ધાય, પંથ સાફ કરતીરે
ત્યજો અન્ય તરંગ વિચાર, સીતા સાથે રાખોરે
જંગલ ઝાડી ખીણ માંહ્ય, સીતા સાથે રાખોરે
નથી રથ વાહનમાં સાર, રામ પગ પાળારે
પ્રેમી વ્હાલા તમારીને અસાર, રામ વિણુ બધું લાગે છે
જ્યમ છાયા વ્યક્તિ સાથ ફરતાં ફરતીરે
આર્યબાલા પતિની પાસ રહે સંકળાયેલરે
જાય જીવ જો ન રાખો સાથ મ્હારા વ્હાલારે
સીતાની મૂકજો આશ જો રાખી અળગીરે.
આજ્ઞાને આધીન રઘુ કુલ દીપકરે
કર વનવાસી મમ પ્રાણુ હરિણુ વ્યાઘ્ર જ્યાં ફરતાંરે
મને લાગે નહિ ઉદ્યાન જંગલથી સારાંરે
મમ રામ રહેતાં પાસ જંગલમાં મંગલરે
સુનાં લાગે પીતા મંદિર શહેર સ્મશાનીયાંરે
મ્હારા વ્હાલા રામની પાસ સીતા વનવાસીરે
ફલ ફુલ વીણુતી ત્યાંહ્ય સીતા સેવા કરશેરે
સેવા કરવા સીતા સાથ વ્હાલા રામ રાખોરે
લાગે ડુંગર ખીણુ રમણીય રામ સાથે મ્હાલતાંરે
ઝાડી જંગલ નદીને નાળ ગમે સીતા ત્હારીને
રામ સાથે સીતા રાખ વનવાસ મને ગમશેરે
સરોવરીયાંમાં ખીલતાં કમલ સીતાને દેખાડજોરે
સીતા ત્હારીને તેમાં બહુ સુખ સીતા નહિ થાકેરે
વનવાસી સાથે પ્રયાણુ સીતા તવ કરશેરે
અરે પક્ષિના કલોલ સંગિત રચતાંરે
વનવાસે વિશ્વ સૌંદર્ય સીતાને દેખાડજોરે
સીતા એકલી રહે શા માટ રઘુકુળ દીપક રે
તવ અવલંબન આપ સીતા સાથ રાખીનેરે
સીતાને નહિ બીજું સુખ રામ વિણુ રહેવામાંરે
સીતાનું છે તેમાં સદ્ભાગ્ય. રામ સાથ રહેવામાંરે

આર્ય લાલાનું જીવન, રઘુ કુલ દીપકરે
પ્રાણુ સાથ વિચરવામાં, અહો ભાગ્ય માનુંરે
નથી સ્વર્ગીય અન્ય કંઈ સુખ આર્યબાલાનેરે
પ્રાણુ સાથે રહેવું એજ દ્રઢ નિશ્ચય છે રે
વનવાસી થાવા આજ અહો રામ વ્હાલારે
રામ રાખી સીતાને પાસ કરજો તમારીરે
સહચારિણી થવા અવકાશ રામ મને દેજોરે
અર્ધાંગનાનો ધર્મ સીતાને પળાવજોરે
રામ ખાળે અશ્રુ વારંવાર સીતા રામ ભેટતાંરે
સતી માતા ન માને લગાર રામ કંઠે વીટળાતાંરે
ફાવ્યાં જાનકીમાતા ત્યાંહ્ય રામ રાખી હૃદયેરે
અશ્રુ સીતા રામનાં સાથ ભળી હૃદય ભીંજાણુંરે
સીતા રામનું સમેલન વનવાસી થાતાંરે
પ્રકટાવજો આંતર ઐક્ય સહજ પતિ પત્નિનુંરે.

બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ.

---

## હૃદયાવસ્થા.

(૧)

(વસંતતિલકા.)

હા ! હાય ! આ હૃદય તો અતિ શુન્ય થાયે,
જાણે નથી કંઇ કંઈ, સ્થળમાં ખમંતું !
ઉંડી ખરે ! હૃદયમાં કંઇ વેદના છે.
જાણું નહિ, હૃદય શાથી પીડાતું દીસે
ઘેરાતું ઘોર તમસે, અતિ મંદ વેગે.
જાણે થઈ હૃદયની સહુ આશ નષ્ટ,
જાણે જતું હૃદય સાશ્વત શાંતિ લેવા,
ઉંડું ઉંડુ ઉતરતું મન લેતું નિદ્રા.
પ્રેરાતું જો હૃદયના સહુ બંધુ જોઈ.
શાંતિ પુરી સુખદ પામીશ, જાઉં ક્યાંય !
આ એક આશ—સહુ નષ્ટ થઈજ નષ્ટ
જાણે નમું હૃદયનાથ સશાંતિ માગી !

લીઝ્ઝબર્ગ } જર્મની. } ન્હાનાલાલ મ્હેતા.

---

# વાર્તાલહરી.

---

## બાલવાડી.

### સુવર્ણ દૂર્ગનો ભેદ.

એક સુવર્ણ દુર્ગમાં એક આશમાની પરી રહેતી હતી. આ પરીને આશમાની રંગના કપડાં પહેરવાનો બહુ શોખ હોવાથી, આશમાની પરી તરીકે ઓળખાતી. જે કિલ્લામાં તે રહેતી તે કિલ્લો તદ્દન સોનાનોજ બનાવેલો હતો. આ કિલ્લામાં એટલા બધા 'ખંડ હતા કે મ્હને ખાત્રી છે કે તે ગણવાને તમને પુરતો વખતજ મળે નહિ.

આ આશમાની પરીનું નામ વનમધુરી હતું પરંતુ ત્હેને બધાં ' મધુરી ' કહી બોલાવતાં. આ કિલ્લામાં દરરોજ સ્હાંજે મિજલસ ભરાતી દરરોજ સ્હાંજે મિજલસ એટલે શું ત્હેનો વિચાર કરો.

વનમધુરી આ મિજલસમાં જેટલાં બની શકે તેટલાં છોકરાંને બોલાવતી. છોકરાં ગંદાં હોય વા ચોખ્ખાં હોય ત્હેની ત્હેને દરકાર નહોતી. ગરીબ તેમજ તવંગર બધાં છોકરાંને તે બોલાવતી.

એક ન્હાની છોકરી આ મધુરીના સુવર્ણ દુર્ગમાં કદિ ગઈ નહોતી અને જ્યારે ત્હેણે પોતાના સોબતીઓ મારફત જાણ્યું કે તરતજ ગઇ અને કિલ્લાના બારણાં ઠોકયાં.

કિલ્લાનું બારણું એક દેડકાએ ઉઘાડયું ને ત્હેને પેલી છોકરીએ પૂછયું "આશમાની પરી મ્હને મળી શકશે કે કેમ ! તે મ્હેરબાની કરી કહેશો."

"આ રસ્તે આવો" આટલું કહી દેડકો સોનાની નિસરણીએ ઝડપથી ચ્હડવા લાગ્યો અને પેલી છોકરીને ત્હેની સાથે રહેવા દોડવું પડયું. તેઓએ એક પછી એક એમ ઘણા ખંડ વટાવ્યા; આખરે સોનાના પડદાવાળા એક બારણા પાસે આવી પહોંચ્યાં. દેડકાએ પડદો ઉંચો કર્યો અને કહ્યું "અંદર જાઓ."

પ્રિયબાલા જે—આ છોકરીનું નામ હતું—તે અંદર દાખલ થઇ. ત્હેણે જન્મારામાં ન જોયો હોય એવો વિશાળ હોલ જોયો અને તે તદ્દન ખાલી હતો. દેડકાને પૂછયું "શું તમે મ્હને અહીં એકલી રાખશો !"

"હા; બીજાં છોકરાં આવે ત્યારે બ્હારણા ઉઘાડવા માટે મ્હારે બ્હાર રહેવું જોઇએ. શું ત્હને એકલાં રહેતાં બ્હીક લાગે છે!"

"ના. ના. માત્ર હું એકલી પડીશ એટલુંજ લાગે છે."

"આશમાની પરી હમણાજ આવશે" આટલું કહી દેડકો દાદરો કૂદી નીચે ઉતરી પડયો.

પ્રિયબાલા એકલીજ આખા હોલમાં ફરવા લાગી અને મ્હોટી ભીંતો, મ્હોટી બ્હારીઓ, વિશાળ છત તરફ જોતાં પોતે એક બહુજ ન્હાની છોકરી છે એમ ત્હેને ભાસ્યું. ‘ન

„ શું બૅન્ડ સ્ટેન્ડ–કે બાગમાં વાગે છે તેવું ? „

" હા. ત્હેના જેવુંજ. " આટલું કહી દિવા તૈયાર કર્યા છે કે કેમ ? તે વિશે ઉંદરને પૂછ્યું.

ઉંદરોએ ઉત્તર આપ્યો, "હાજી સળગાવ્યા છે."

પ્રિયબાલાએ ઉંદરોની મુલાકાત કરી; ઉંદરો બારણા પાસે ગયા અને બીજાં છોકરાંને દાખલ કરવા ત્હેણે પડદા ઉંચા કર્યા.

મધુરીએ પૂછ્યું—ત્યારે ઉંદરોની મૂલાકાત લેતાં ત્હને બ્હીક ન લાગી ખરૂં ને ?

" અરે બ્હીક શેની ! તે બિચારા બહુ સારા છે, "

" તું આવી ડાહી છોકરી છે જાણી ખુશી થઇ છું. "

ત્યાર પછી સંખ્યાબંધ છોકરાંઓ આવવા લાગ્યાં. છોકરા તેમજ છોકરીઓ, કેટલાંક ન્હાનાં–કેટલાંકતો ભાગ્યેજ ચાલી શકતાં. દરેક છોકરૂં મધુરી પાસે આવતું અને નાજુક કોમળ હાથ જોડી કાલી કાલી ભાષામાં જય જય કરતું, વનમધુરી પ્રત્યેકને પ્રેમથી પાસે લઇ–ત્હેના ઉપર હાથ ફેરવી–તમને જોઈ મ્હને બહુ આનંદ થાય છે. એમ બોલતી વનમધુરીએ ટોળામાંથી એક છોકરીને પાસે બોલાવી અને કહ્યું.

" જમની ! ત્હેં એક ભૂલ કરી ખરૂં ? "

જમનીને તરતજ યાદ આવ્યું કે બધાં છોકરાંની માફક ત્હેણે દાખલ થતી વખત હાથ જોડયા નહોતા અને તરતજ હાથ જોડયા.

વનમધુરી બોલી ઉઠી—"હવે સ્હમજી. કેવી રીતે વર્તવું તે ન સમજનારી છોકરી મ્હને જડી છે. સારાં સારાં કપડાંથી કાંઈ ખરાબ રીતભાત ઢંકાતી નથી."

એટલામાં એક બીજી છોકરી દોડતી આવી વનમધુરીને કહેવા લાગી. "જય. જય હું દીલગીર છું. પહેલાં કહેવું ભૂલી ગઈ હતી."

" તું શાથી ભૂલી ગઈ હતી તે જાણે છે ? "

" ના. "

કારણ તું ઘેર ભૂલી જાય છે. સ્હવારમાં ઉઠીને ત્હારી મા કે ત્હારા બાપને તું કદી પગે લાગતી નથી ને જય. જય કહેતી નથી. તું ઘર આગળ નહિ ભૂલી જાય તો મિજલસમાં કદિ ભૂલવાની નથી.

" ઠીક—હવેથી હું બરોબર ધ્યાન રાખીશ "

સર્વ છોકરાં જય જય કર્યા પછી તે વિશાળ હૉલમાં એક હારમાં ગોઠવાઈ ગયાં અને દેડકાંનું બૅન્ડ શરૂ થયું. ઉંદરોએ ફરીને પડદા ઉંચા કર્યા અને આ હોલ કરતાં પણ વધારે મ્હોટા હોલમાં સર્વ છોકરાં ગયાં. ત્યાં ત્હેમણે ગાયન–રમત ગમતમાં વખત ગાળ્યો અને ખુશી ખુશી થઈ ગયાં. જેઓ ભૂખ્યાં હતાં તેઓ ભૂખ વિસરી ગયાં, દુઃખી છોકરાંને દુઃખ સાંભર્યું નહિ, તવંગર તેમજ ગરીબ છોકરાંઓ પોતાની સ્થિતિ ભૂલી જઇ સઘળાની સાથે પ્રેમથી આનંદથી રમવા લાગ્યાં.

થોડીકવાર પછી વનમધુરીએ પોતાના દંડથી નિશાની કરી અને બબ્બેની હારમાં છોકરાં–દેડકાં અને ઉંદરો તે કિલ્લાને બીજે છેડે આવેલા એક ભવ્ય હોલમાં ગયાં. ત્યાં તેમણે સ્વાદિષ્ટ ખોરાકથી ભરપૂર ભાણા પીરસેલાં દીઠાં.

વનમધુરી બોલી—છોકરાંઓ ! બેસી જાવ અને નિરાંતે જમો. સઘળાં છોકરાં ચપો ચપ બેસી ગયાં અને ઉંદર અને દેડકાંઓ ત્હેમની તહેનાતમાં હાજર રહ્યાં.

વનમધુરી એક બાજુ ઉભી રહી સર્વ જોતી હતી તે બોલી.

ઠીક. આમાંથી કયાં છોકરાં ઘર આગળ સારાં રહેતાં હશે તે કહી શકું છું. આમાં એક છોકરો પાટલા ઉપર ટેકો રાખી બેઠો છે. દેડકાઓ ! એને અહીંથી ઉઠાડી મૂકો. ત્હેને એકલા ખાવા બેસાડો. ”

દેડકાઓએ તરતજ તે છોકરાને ઉઠાડી બીજા ઓરડામાં એકલો બેસાડયો.

વનમધુરી વળી બોલી—એક બીજો છોકરો બહુજ ઉતાવળથી ખાય છે અને પડોશમાં બેઠેલી છોકરીને રોટલી જોઇએ છીએ કે કેમ ત્હેની જરાપણ દરકાર નથી રાખતો દેડકાઓ ! આને પણ ઉઠાડી બીજી જગાએ એકલો બેસાડો. ”

દેડકાઓએ વનમધુરીની ઇચ્છા પ્રમાણે અમલ કર્યો.

એક છોકરી ચમચો મ્હોંમાં નાંખે છે તે ઠીક નહિ વળો વાગી બેસશે. દેડકાઓ ત્હેને પણ ઉઠાડી મૂકો ને ચમચાનો શો ઉપયોગ છે તે શિખવો.

દેડકાઓએ ત્હેને ઉઠાડી મૂકી અને સ્હમજાવ્યું કે ચમચો માત્ર રાયતું લેવાને મૂકયો છે નહિ તે વડે ખાવાને ! ”

જ્યારે ખરાબ રીતભાતવાળાં છોકરાંને ઉઠાડી મૂકવામાં આવ્યાં ત્યારે વનમધુરી અને બીજાં બધાંએ ખાવાનું પૂરૂં કર્યું.

એક ન્હાના છોકરાએ પ્રિયબાલાને કહ્યું—“ હવે જાદુઈ ઝાડનો સમય થયો છે. ”

“ એ શું ? ”

“ દિવા મારેનું ઝાડ નો જોયું છેને ? એ એવુંજ હોય છે. ત્હેના ઉપર દિવા સળગાવેલા હોય છે ને ઉપર ભેટની ચીજો મૂકી હોય છે. વનમધુરી દરરોજ રાત્રે દરેકને ભેટ આપે છે. ”

“ કેવું મજાનું ? ”

ખાવાનું કામ પૂરૂ થયા પછી વનમધુરીએ બધાં છોકરાંને ભેગાં કરવા દેડકાને કહ્યું.

જ્યારે બધાં છોકરાં ભેગાં થયાં ઉંદરો આગળ ચાલ્યા. છોકરાં ત્હેની પાછળ પાછળ ચાલ્યાં અને સુવર્ણના દાદર ઉપર થઈ એક વિશાળ હોલમાં દાખલ થયાં. ત્યાં જાદુઇ ઝાડ તૈયાર હતું. આ ઝાડ એટલું તો વિશાળ હતું અને ત્હેના ઉપર એટલા તો દિવા ઝગઝગતા હતા કે સર્વ અંજાઇ ગયાં. તે ઝાડની ડાળીયે ડાળીયે દરેક છોકરાં માટે ભેટ લટકતી હતી.

વનમધુરીએ પ્રિયબાલાને પાસે બોલાવી કહ્યું. પ્રિયબાલા ! તું આવવાની છે એમ ત્હેને ખબર નહોવાથી ત્હારે માટે મ્હેં ભેટ તૈયાર રાખી નથી.

" ત્હેની કાંઇ ફિકર નહિ. "

તું મ્હારી પાસે ઉભી રહેજે અને બીજા છોકરાં ભેટ લે તે તું જોજે. દેડકા! તૈયાર થાવ.

દેડકાંઓ કુદ્યા અને ઝાડ ઉપરથી ભેટ લઈ છોકરાંઓને આપવા લાગ્યાં. ત્યાં શું થયું તે ત્હમે ધારી શકો છો? કેટલાંક છોકરાંએ દેડકા પાસેથી ભેટ બાગ્યેજ હાથમાં લીધી હશે ત્યાં તે ભેટ ઉડી જઇ ઝાડને વળગી પડી. એક છોકરાને પેનની પેટી મળી પણ જ્યાં તે અડકવા જાય છે ત્યાં પેટી ઉડી ઝાડને બાઝી પડી. એક છોકરીને ઢીંગલી મળી પણ દેડકાંઓ ત્હેના હાથમાં મૂકે તે પહેલાં તે પણ ઉડી ઝાડને ચ્હોંટી.

પ્રિયબાલાને આ બધું વિચિત્ર લાગ્યું.

જે છોકરાંને આવી રીતે કાંઇ ન મળ્યું તે છોકરાંને નીચે મ્હોંએ શોકાતુર જોઈ પ્રિયબાલા બહુ દિલગીર થઈ અને વનમધુરીને કહેવા લાગી " ત્હેમને ત્હેમની ભેટો હું આપું!"

ના આ જાદુઇ ઝાડ વિશે બધાં જાણે છે અને ત્હેમની ભેટો કેમ ઉડી ગઇ ત્હેની ત્હેમને ખબર છે.

" શું ત્હેમને ખબર છે?"

" હા. તેઓ જાણે છે. કદાચ કાલ ત્હેમને તે ભેટો મળશે, દેડકાંઓ આવતી કાલ માટે છોકરાંને કહો. "

દેડકાઓ હારબંધ ઉભા રહ્યા ને બોલ્યા—આ સુવર્ણ દુર્ગવાળી આશમાનીપરી આવતી કાલ સાંજના સાત વાગે અહીંજ મિજલસમાં આવવા નોંતરે છે. આજરાત્રે જે રીતભાત અહીં શિખ્યાં હોય તે રીતભાત ઘેર લઇ જવા ભલામણ કરે છે એટલે કે જેવી રીતે અહીં સારી રીતભાત રાખવાની છે તેવીજ રીતભાત ઘેર તેમજ નિશાળમાં રાખવા ભૂલતા નહિ. આવતી કાલ માટે પણ એ રીતભાત યાદ રાખજો તેથી કોઇ પણ ભેટ પાછી ઝાડ ઉપર જતી ન રહે તે સંભાળજો."

પ્રિયબાલાને કાંઇ સમજ ન પડવાથી અચંબો પામી હતી પણ બીજાં છોકરાં સ્હમજ્યાં હતાં.

" બાલકો—જય જય " વનમધુરીએ કહ્યું.

વનમધુરી! જય. જય અને આજની મિજલસ માટે ઉપકાર માનીએ છીએ! ત્યાર પછી છોકરાંએ હારબંધ ગોઠવાઇ ગયાં અને સરખી રીતે દાદર ઉતરી દરવાજા બ્હાર જઇ પોતપોતાને ઘેર ગયાં. વનમધુરીએ પ્રિયબાલાને કહ્યું—મ્હેં ત્હને ખાતાં જોઇ હતી, તું બરાબર બેઠી હતી, સભ્યતાથી ખાતી હતી અને સાથે બેઠેલાં બીજાં છોકરાંની દેખરેખ રાખતી હતી. હું બહુજ ખુશી થઇછું.

પ્રિયબાલા વનમધુરીને મ્હોડે આટલું સાંભળી બહુજ રાજી થઇ. ભેટ મળવાથી જે આનંદ થાત તે કરતાં વધારે આનંદ થયો.

" હવે જાદુઇ ઝાડ વિશે ત્હારે સાંભળવું છે?

"હાજી"

ત્હેને જાદુઇ ઝાડ એટલા માટે કહું છું કે જે છોકરાં વિશે બધું જાણે છે. ઘર આગળ કે નિશાળમાં વિવેકથી બોલતાં કે વર્તતાં ભૂલી જાય છે કે તરત આ ઝાડ જાણે છે. શિક્ષકને સભ્યતાથી નમસ્કાર કરતાં, માબાપ, ભાઇભાંડુને ધીરેથી બોલાવતાં, કોઇને તુંકારો ન કરતાં વિસરે છે કે તરત આ ઝાડને ખબર પડે છે. આટલાજ માટે આ ઝાડને જાદુઈ ઝાડ કહું છું.

એમ! શું ત્યારે એટલા માટે રમકડાં, બેરા ઝાડની સાથે ચ્હોંટી જાય છે.!

"હા. પણ મિજલસમાં આવતાં છોકરાંને જાદુઈ ઝાડ વિશે તરતજ ખબર પડે છે અને સર્વ વાત ધ્યાનમાં રાખતાં શિખે છે.

ત્યારે આ બધાં છોકરાં ત્હમને બહુ ચાહતાં હોવાં જોઇએ.

વનમધુરી—હા! મ્હને એમ લાગે છે ખરૂં. હું પણ ત્હેમને ચાહું છું. હું ન ચહાતી હત તો મિજલસમાં બોલાવુંજ નહિ. હવે સુવાનો વખત થઇ ગયો છે તેથી હું ત્હને મ્હારી જાદુઈ ગાડીમાં ઘેર મોકલીશ.

પ્રિયબાલા—જય જય-મધુરી! આજ મ્હને બહુ ગમ્મત પડી.

વનમધુરીએ જય જય કરી પ્રિયબાલાના માથા ઉપર વ્હાલથી હાથ ફેરવ્યો અને સોનાની ગાડીમાં મોકલી.

પ્રિયબાળા જતાં જતાં મનમાં બોલી-મ્હને ઇનામની દરકાર નથી પણ મ્હારી બેટ ઝાડને ચ્હોંટી નજાય તેની કાળજી રાખીશ કારણ કે વનમધુરીને દીલગીર કરવા નથી ઇચ્છતી.

ગાડી હાંકતાં હાંકતાં ગંગદત્ત દેડકો બોલ્યો—"સુવર્ણ દુર્ગનો ભેદ એને જાણતાં વાર થઇ નથી. વનમધુરી બધાંઓને ખુશ કરે એમ ઇચ્છે છે. અને પોતે શિખવે તે બધાં શીખે એમ ચાહ્ય છે. પરીના બે નામ છે. એક વનમધુરી અને બીજું ધર્મદેવી. છોકરાંઓએ શું કરવું જોઇએ એ જાણે છે માટે એનું નામ ધર્મદેવી છે. અને ત્હેની પાસેથી કાંઈ શિખે તે પહેલાં ત્હેને ચાહવાની જરૂર હોવાથી ત્હેને મધુરી કહે છે.

પ્રિયબાલા આ સાંભળી આનંદમાં આવી ગઈ.

લે૦ ગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા.

---

શ્રી હરિઃ

## આત્મભોગ અથવા કાલ્પનીક મૂર્તિનું ખંડન.

(સ્ત્રી લેખ.)

થાણા જીલ્લામાં મુંબઇથી થોડે દુર કુરલા કરીને એક ન્હાનું સામાન્ય ગામડું છે. ત્હેનાથી પાંચ સાત માઇલ દુર ડુંગરોની વચમાં વિહાર નામનું એક વિશાળ સુંદર તળાવ છે. વિહાર સરોવરનું પાણી નળ મુકી મુંબાઇ શહેરની વસ્તીને પુરૂં પાડવામાં આવે છે.

એ તળાવની ત્રણ બાજુ ન્હાના ન્હાના પર્વતો આવેલ છે, ને વચમાં તળાવ હોવાથી એનું સૌંદર્ય અપૂર્વ લાગે છે. પર્વત પણ લીલોત્રીથી પુર્ણ છે એટલે શોભામાં વધારો થાય છે. પર્વતપરનાં તથા તળાવના કાંઠાના વૃક્ષોનાં પ્રતિબિમ્બ સૂર્યના તેજમાં અથવા ચંદ્રની ચાંદનીમાં અતિ રમણીય જણાય છે. કથાની શરૂઆત તે જગ્યાથી થાય છે.

સાંજનો સાતેક વાગ્યાનો સમય હતો. કુદરતી શોભા અને સૌંદર્યે દીવ્યતા પ્રાપ્ત કરી હતી. ચન્દ્ર પણ ઉદય થઇ ચન્દ્રિકાને નચાવતો ઉપર આવતો હતો. તે સમયે તળાવના એક બાજુના કિનારાપર બે યુવકો બેઠેલા હતા. બન્ને સરખી ઉમ્મરના ચોવીસ વર્ષના હોય તેવા જણાતા હતા. તે બેમાં એક જરા ભપકા ભર્યા પોશાકમાં હતો અને બીજો સાદો જણાતો હતો. બીજા યુવકના મુખ ઉપર શોકનાં ચિન્હ સ્પષ્ટ જણાતાં હતાં. જે યુવક ભપકાવાળો હતો હેનો એક હાથ બીજા યુવકના ખભાપર હતો. શોકિત યુવકેજ શોકિત સ્વરે બોલવું શરૂ કર્યું. "ભાઇ! બીજો કશો રસ્તો સુઝતો નથી મ્હારૂં કહેવું માની હમે કુશલે પાછા જાઓ, અને મ્હારી વિનંતી સાંભળી: આ પત્ર આપણા ગુરૂના હાથમાં આપજો."

"કાન્ત! હું તો જાઉં પરન્તુ તું અહીં એકલો રહી શું કરીશ! મ્હારૂં મન માનતું નથી. તું હારૂં હૃદય પુરૂં ખોલતો નથી ને આમ ગભરાય છે તે શું મરદાનગી કે?" મિત્રે જરા શોકિત યુવકમાં જુસ્સો આણવા કહ્યું. "ભાઇ! વિણુ અનુભવી ન જાણે એવું મ્હારૂં દુઃખ છે. મ્હારી કાલ્પનીક મૂર્ત્તિના ખંડનથી મને અસહ્ય દુઃખ થાય છે.

"મ્હારા કવિ મિત્ર! હું એવી હારી ભાષા કાંઇ સમજતો: નથી તું મ્હને જરા ખુલાસા પૂર્વક કહે." "સદાના ઉપકારી બન્ધુ! હમે કુશલે પાછા જાઓ. મ્હારી વિનંતી સ્વીકારો ને જો બને તો મ્હારાં માતુશ્રીને એટલું કહી આવજો કે આજ રાત્રે હું ઘેર ન આવું તો ચિન્તા ન કરે. મ્હારે મુંબાઈ કામ છે એટલે વખતે હું ફરતો ફરતો અંધેરી અથવા સાન્ટાક્રુઝથી મુબાઇજ જઇશ. હું હમને કરગરીને કહું છું કે હમે જાઓ" અત્યંત ધીરે મ્હોંએ કરેલ કાલાવાલાથી શ્રીમંત મિત્ર ઉઠયો ને વગર મને અચકાતે હૃદયે ત્યાંથી ઉઠી થોડું ચાલી રસ્તાપર ઉભી રાખેલી પોતાની ગાડીમાં જઇ બેઠો. ને હાથમાંનો પત્ર ખીસામાં મુકયો.

પેલી તરફ મિત્રના ગયા પછી કાન્ત ઉભો થ જરા દુર ઝાડીથી ગીચ જગામાં ગયો. માથા પરની ટોપી નીચે મુકી અને ઘુંટણભર પૃથ્વીપર બેઠો.

"મ્હારા પૂજ્ય ગુરૂ! એક વખત નીતિને પવિત્રતાની પ્રતિમારૂપ માનેલ આપ મ્હને પરમેશ્વર તુલ્ય પૂજ્ય હતા. મ્હારી કલ્પનામાં આપ એકજ એ ગુણોની મૂર્તિરૂપ હતા. પરન્તુ એ મૂર્તિનું આપે સ્વહસ્તેજ ખંડન કર્યું છે. એ ખંડનનું દુઃખ ન સહી શકવાથી તેમજ હમારી અને મ્હારી કીર્તિને સારૂ હું આજે મ્હારો આત્મભોગ આપવા તૈયાર થયો છું. મ્હારી વિધવા અનાથ માતાની પણ દયા નથી ખાતો અને આ મહાન સરોવરમાં પડી જીવ આપુ છું. પત્રથી સર્વ હકીકત સમજાશે. મ્હારે એકલાને આ બદ-

પ્રિય વાંચક !

આ કથામાં ત્રણ રહસ્ય રહેલાં છે. કથાનો મૂળ ઉદ્દેશ નીતિનો છે, તે તો સર્વ કોઇના લક્ષમાં આવી જાય એમ છે. શિષ્યની નીતિ માટેની કલ્પના એટલી પ્રબળ હતી ગુરૂની કીર્તિ માટે એટલી ભીતિ હતી, ને ગુરૂ પ્રત્યે એટલી પ્રીતિ હતી કે પોતાના જાતિ ભોગે તેણે ગુરૂને બચાવવા પ્રયત્ન કર્યો, ઉપરાંત શિષ્યના મનને એવી દૃઢ શંકા પેસી ગઇ હતી કે જગતમાં સત્ય નીતિવાળું કોઇ છેજ નહિ. સર્વ બાહ્ય દેખાવ માત્ર છે, ને તેથી ચેતીને ગુરૂએ એ શંકા ખોટી પાડવા, જગતમાં એવાં મનુષ્યો પણ હોય છે તે સાબીત કરવા, અને પોતે પણ એ માર્ગે અનુસરવા નિશ્ચય કર્યો. ( ૧ ) ઉચ્ચ વૃત્તિવાળા જનોને નીતિની ઉચ્ચ ભાવના હોય છેજ. ( ૨ ) વચ્ચે વચ્ચે તેઓની ભાવનાને સ્ખલીત કરનાર વિઘ્નો આવે છે પરન્તુ અન્તે ( ૩ ) દૃઢ નિશ્ચયથી પ્રયાસ કરવાથી તે બની શકે તેવું છે એમ મનને પ્રતિત થાય છે. આ ત્રણે સર્વોપયોગિક રહસ્ય છે. તે પૂર્ણ કરનાર ઇશ્વર છે. પ્રયાસ આપણે કરવાનો છે ને તેથી એવો યત્ન કરવાની ઉચ્ચ વૃત્તિ આપણા સર્વમાં ઉદ્દભવો એ પ્રભુ પ્રાર્થના છે.

તથાસ્તુ.

દેવલાલી. } સૌ. સુમતિ.

---

## વૈરાગ્ય.

૧.

આખો દિવસ જંગલમાં રખડી રખડીને એક શિકારી નિરાશ થઇને ઘેર ફરતો હતો–તે દિવસે હેને એક પણ શિકાર મળ્યો ન હતો.

શિયાળો હતો. ચારે તરફ કડ કડતી ઠંડી હતી. થાકથી કંટાળેલો અને ભૂખ્યો હતો અને વળી તે ઉપર ઠંડો પવન ફુકાતો હતો! શિકારી થાક્યો પાક્યો જેમ તેમ કરીને ઘેર ચાલ્યો આવતો હતો.

રસ્તે નદી હતી. તેના મેલા પાણીમાં સાદા મેઘ જેવાં બે હંસ તરતાં હતાં. તેમના કંઠનો કલ કલ શબ્દ નદી સ્રોતના છલ છલ શબ્દમાં ભળી જતો હતો!

હંસને મારવું એ ઘણું ક્રૂર કામ છે. પરન્તુ તે વાતનો વિચાર કરવાનું રહ્યું નહિં–શિકારીની ભૂખ ઘણી તીવ્ર થઇ હતી.

વિપદ જોઈને બન્ને હંસ નાસવા ગયાં, પણ એક હંસ શિકારીના તીરથી મરણ પામ્યું;—તે જગાનું પાણી એકીવારે લાલ થઈ ગયું !

પાણીના વ્હેણમાં ભેળાયલા તે લોહીની એક છાલક તે શિકારીના પગને અડી ! શિકારી કંપી ઉઠયો. આંખો મીંચી દીધી !

૨.

હંસના માંસથી કોઇપણ રીતે ભૂખ તૃપ્ત કરીને શિકારી તે રાત્રે સુતો હતો. ત્હેણે સ્વપ્ન જોયું કે, એક પરમ સુન્દરી બાલિકા ત્હેને ઓશિકે બેઠી છે. પદ્મ સમું ત્હેનું સુન્દર મ્હોં મ્લાન છે. આંખમાં પાણી છે—અને છાતી ધબકે છે! આ જોઇને શિકારીને દયા ઉપજી.

બાલિકા ડુસકાં ખાતી ખાતી રોતી હતી. ત્હેના તે રોવાથી શિકારીની આંખમાં પણ પાણી આવ્યાં.

બાલિકા રોતી રોતી કહેવા લાગી—" નિષ્ઠુર ત્હેં શું કર્યું—મ્હારૂં સત્યાનાશ વાળ્યું! એણે ત્હારૂં શું બગાડયું તું કે ત્હેં એનો પ્રાણ લીધો? નદીને હૈયે અમે કેવા સુખમાં હતાં. નિર્દયની માફક ત્હેં અમારૂં સુખ શા સારૂ લૂંટયું? ત્હારૂં તીર મ્હારી છાતીમાં ભોંકાયું હોત તો, આહા! એની કોમળ છાતીમાં શા સારૂ વાગ્યુ!" .

શિકારીને લાગ્યું કે એક એક વાત જાણે એક એક વિષ સર્પ બનીને તેને ડંશ દે છે. તે પીડાથી પોકારી ઉઠયો—" રહો રહો; વધારે બોલો નહિં!"

બાલિકા તે વખતે ગુન ગુન કરીને કહેવા લાગી—" હુંજ એહેને નદીમાં તેડી લાવી હતી—હાય શા માટે લાવી! કદિ પણ એહેને વીલો મુકયો નથી;—આજ કેટલો વખત થયો એ મ્હારી પાસે નથી;—હું એકલી—તદ્દન એકલી—ઓહો એ વાત પણ મનમાં લાવી શકતી નથી!"

ત્યાર પછી ફરી મ્હોટે સાદે બોલી—" નિર્દય શિકારી! તું કંઇ સમજી શકે છે કે ત્હેં મ્હારી શી દશા કરી છે?—ત્હને ત્હેનો ખ્યાલ સરખો પણ નહિં આવે!—જોજે, કાલ સ્હવારે જોજે, નદી કિનારે—મ્હારી શું સ્થિતિ થાય છે!"

બાલિકા ધીરી ધીરી ચાલી ગઇ.

શિકારીનું સ્વપ્ન પણ ભાગી ગયું. ત્હેણે જાગીને જોયું તો—આંખનાં પાણીથી બિછાનું ભીંજાઇ ગયું છે. ત્હેની આંખમાં તો આંસુ આવતાં ન હતાં— ત્હેણે ધાર્યું કે, આ પેલી બાલિકાનાંજ આંસુ છે ત્હેનું હૃદય અનુશોચનાના અગ્નિથી બળવા લાગ્યું. ત્હેના કાનમાં ફક્ત સંભળાવા લાગ્યું—" કાલ સ્હવારે જોજે કે નદી કિનારે મ્હારી શી દશા થાય છે!" શિકારી આ શબ્દ ભુલી શકયો નહિં.

આજ ત્હેના અંતરમાં આ શાનું પ્લાવન! ત્હેને કદિ પણ કોઇને માટે દુઃખ લાગ્યું ન હતું—કોઇના પણ દુઃખે તે દુઃખી થયો ન હતો! સ્વપ્નમાં જોયલી એક બાલિકાના દુઃખથી શા માટે ત્હારે ત્હેનો પ્રાણ રૂવે છે?

૩.

શિકારી સ્હવારે નદી કિનારે ગયો—આજ ત્હેના હાથમાં ધનુષ્ બાણ નથી!

નદીના મેલા પાણીમાં ધુળ કાદવવાળું એકજ ફક્ત હંસ તરતું તરતું ચાલ્યું આવે છે. કાલ સ્હાંજને વખતે એ બન્ને હંસને એક સાથે જોયા હતાં! એ વાત, ત્હેના દેહના રક્તની સાથે હૃત્પિન્ડમાંથી બ્હાર આવી, સમસ્ત શીરાએ શીરાએ વ્યાપી ગઇ. ત્હેનાજ આવેશમાં તે ગાંડા જેવો બની ગયો.

રીતે ચાલે છે તે સ્થિતિ શી રીતે થઈ તેનો સવિસ્તર હેવાલ તેને Evolution સામાન્ય નામ આપવામાં આવ્યું છે.

હવે એ મત પ્રમાણે એમ મનાય છે કે અનેક પ્રકારના **પ્રયોગ** સૃષ્ટિક્રમમાં થયા ત્યાર પછી જ વર્તમાન સ્થિતિ પ્રાપ્ત થઇ છે. આ પૃથ્વીપરની હવા તથા પાણી સહન કરી શકે એવાં પ્રાણી એકી વખતે ઉત્પન્ન થયાં નહિં. પરંતુ પ્રથમ Protoplasm (માત્ર હાલી ચાલી શકે એવો માંસનો ન્હાનો સમુદાય) સૃજાયો. તેમાંથી કાળક્રમે ફેરફાર થતાં વિવિધ પ્રકારની માછલીઓ ઉત્પન્ન થઇ. તે પ્રકારમાં જેટલાં પ્રાણી હવા-પાણી સહન કરી શક્યાં તેટલાંની ઉત્તરોત્તર વૃદ્ધિ થઇ, અને બાકીનાં નાશ પામ્યાં. જે જે નવાં પ્રાણી ઉત્પન્ન થયાં તેમનામાં પ્રથમના પ્રાણીના અંશ ઉપરાંત કાંઇક નવીનતા આવતી ગઇ, અને એ નવીનતાને લીધે પ્રથમના પ્રાણી ને તેમની વચ્ચે ભિન્નતા આવતી ગઇ.

માછલીઓના વર્ગ પછી માત્ર જમીન ઉપર રહી શકે એવાં પ્રાણી ઉત્પન્ન થયાં. તેમનાં અંગઅવયવોમાં ઉત્તરોઉત્તર વૃદ્ધિ અને ભિન્નતા આવતાં ગયાં. સૃષ્ટિક્રમનો જેમ જેમ ઉત્કર્ષ થતો ગયો, તેમ તેમાં રહેનારાં પ્રાણીઓની રહેણી કરણીમાં પણ ફેરફાર થતો ગયો, અને તે સર્વને અનુકૂળ પ્રાણીઓનાં અવયવ થતાં ગયાં. એમ ઉત્તરોત્તર ઉત્કર્ષ થતાં મનુષ્યની ઉત્પત્તિ થઇ. મનુષ્યનાં અવયવો સૂક્ષ્મ રીતે તપાસ્યાથી વિજ્ઞાનવેત્તાઓને માલૂમ પડ્યું છે કે તેમાં પ્રથમ ઉત્પન્ન થએલાં દરેક પ્રાણીનો સૂક્ષ્મતર પણ અંશ છે ખરો.

સર્વ પ્રાણીઓમાં મનુષ્ય શ્રેષ્ઠ છે એનું કારણ એ છે કે મનુષ્યમાં બુદ્ધિશક્તિ છે. અન્ય પ્રાણીઓમાં સ્વરક્ષણની પ્રેરણાશક્તિ તો હોય છે; પરંતુ મનુષ્યમાં પ્રેરણાશક્તિ ઉપરાંત બુદ્ધિશક્તિ છે, અને તેને જ લીધે તે શ્રેષ્ઠ ગણાય છે. મનુષ્યમાં બુદ્ધિશક્તિની વૃદ્ધિ વાચાને લીધે જ થઇ છે. મનુષ્યની પ્રથમ જ્યારે ઉત્પત્તિ થઇ હશે, ત્યારે ભાષાનું અસ્તિત્વ હોવાનો કાંઈ પણ પુરાવો નથી. જેમ જેમ મનુષ્યની જરૂર વધતી ગઈ તેમ તેમ ભાષાનો ઉદય થતો ગયો.

સૃષ્ટિની ઉત્પત્તિ જો ઉત્તરોત્તર ઉત્કર્ષથી થઈ હોય તો વાચા પણ તે જ પ્રમાણે ઉત્પન્ન થએલી હોવી જોઇએ. એ કાંઇ ઇશ્વરી બક્ષિસ હોઇ શકે નહિ. મનુષ્યના મગજમાં કોનોગ્રાફની માફક શબ્દનો સંચય ભવિષ્યના ઉપયોગ માટે કરી મૂક્યો હોય એ કેવળ અસંભવિત વાત છે. એક એવો પણ કાળ હશે કે જે વખતે મનુષ્યથી એક શબ્દનો પણ ઉચ્ચાર નહિં કરી શકાતો હોય. પ્રથમ મૌનસંજ્ઞાથી, હુંકારાથી, ઇત્યાદિ પ્રયોગથી વ્યવહાર શરૂ થયો હશે, ને ધીમે ધીમે તેમાં ફેરફાર ને વૃદ્ધિ થતાં ભાષાનો ઉદ્દભવ થયો હશે એમ સંભવિત છે.

ભાષાની ઉત્પત્તિ સહસા આકાશવાણીથી થઈ એ મત સાયન્સ આગળ ટકી શકે એમ નથી. આખી સૃષ્ટિ ઉત્તરોત્તર ઉત્કર્ષના નિયમને અનુસરીને ઉત્પન્ન થઇ છે, એમ દૃઢ રીતે સિદ્ધ થઈ ચૂક્યું છે, તો ભાષાને માટે જુદો નિયમ હોય એમ માનવાને કાંઈ પણ કારણ નથી. તેમ જ વિજ્ઞાનશાસ્ત્રીઓએ તેમાં કાંઇ બાકી રાખી નથી, અને તેના પુરાવા પણ શોધી કહાડ્યા છે. સૂક્ષ્મ રીતે જોઇશું તો આપણને પણ શબ્દના ઇતિહાસ ઉપરથી ભૂતકાળનો સંબંધ બરોબર માલૂમ પડશે.

હવે પ્રથમ શબ્દોનો સમૂહ કેવી રીતે થયો, અને કાલાન્તરે જનસમૂહ સાથેના વ્યવહારમાં ભાષાની વૃદ્ધિ કેવી રીતે થઈ તે જોઇએ; અને તે જોવા માટે મનુષ્યનો પ્રથમ જ્યારે અરણ્યમાં વાસ હતો ત્યારે તેની સ્થિતિ, તેનો વ્યવહાર કેવો હતો તે તપાસવું પડશે.

મનુષ્યના ઉત્કર્ષમાં પ્રથમ પગથીઉં તે Co-operation એટલે સંયુક્તવ્યવહાર છે. આત્મરક્ષણને માટે જાતિ કે કુળની સંસ્થાની શરૂઆત થઈ તે પહેલાં એક ટોળામાં રહેવાની રીત હોવી જોઇએ. કેમકે એવી રીતે એકત્ર બળથી ક્રુર પ્રાણી વિગેરે સામે ટક્કર ઝીલવાનું સુગમ થાય. પ્રાણીવર્ગમાં તે જ પદ્ધતિ છે. વનમાં મૃગ ટોળાં થઇને જ ફરે છે. વાંદરાં, વરૂ, પક્ષી, કીડી સર્વ ટુકડીઓ બંધાઇને જ પોતાનું રક્ષણ કરે છે. આ પદ્ધતિનો મુખ્ય લાભ શારીરિક બળની સમગ્રતા છે, તે ઉપરાંત માનસિક બળ પણ તેથી વધે છે. એક મનુષ્યને કાંઇપણ ભયની સૂચના થાય તો તે આખા ટોળાને બચાવી શકે. એમ દરેક જણ સાવચેત રહે તો ભયનો અવકાશજ ના રહે. કારણ પ્રસંગ પડે સર્વ એકઠાં થઇને રક્ષણ કરી શકે.

આમાં એક વાત લક્ષમાં રાખવાની છે. સંયુક્ત ટુકડીનો લાભ ક્યારે મળે કે દરેક વ્યક્તિ પોતાના વિચાર બીજાને કોઇપણ પ્રકારે દર્શાવી શકે તોજ ભયસૂચક ચિહ્ન માલુમ પડતાં ટુકડીનાં સર્વ મનુષ્યને તે દર્શાવી શકે તોજ બચાવ થઈ શકે. જો એમ ના થઇ શકે તો સંયુક્ત રહ્યાનું પ્રયોજન વ્યર્થ જાય. પરંતુ ટોળામાનું કોઈ માણું, કે કાંતો હાથ, આંખ કે પગ હલાવીને અથવા ગમે તે પ્રકારની સંજ્ઞા કે અવાજ કરીને બીજાને ભય પ્રદર્શિત કરે તો સંયુક્ત બળનો ઉપયોગ થઈ શકે. આવી રીતે એક ટુકડીને સૂચકચિન્હ જડે તો અન્ય છુટક વ્યક્તિ કરતાં તે વધારે બળવાન થાય, અને છેવટ તે ટકી શકે, અને કાળક્રમે તેની વૃદ્ધિ અને ઉત્કર્ષ થાય આ પ્રમાણે સંજ્ઞા કે સૂચક ચિન્હની ઉત્પત્તિ થઇ. જેમ જેમ વ્યવહાર વધતો જાય તેમ તેમ આવાં સૂચક ચિન્હ વધતાં જાય. આ સૂચકચિન્હ તે ભાષાનું પ્રથમ પગથીઉં છે. વાસ્તવિક રીતે એ ભાષાજ છે. ભાષાની વ્યાખ્યા શી છે ? જે પ્રયોગવડે મનુષ્યના વિચારનું અરસપરસ ભાન કરાવાય તે ભાષા. જ્યારથી પ્રાણી માત્ર સંયુક્ત થઇને વસવા લાગ્યાં ત્યારથીજ ભાષાની શરૂઆત થઇ.

સર્વ પ્રાણીની ભાષા કેવી છે તે હજી જાણવામાં આવ્યું નથી, પણ કોઈ પ્રકારની છે એ તો નિઃસંશય છે. કુતરાનું ભસવું, ઘોડાનો ખુંખારો, ઘેટાની બરાડ, સર્વમાં કાંઇક અર્થનો સમાવેશ હોયછે અને તે માંહોમાંહે પોતાના ભાવ દર્શાવી શકે છે. આવા અવાજ તે સામાન્ય ઉક્ત શબ્દો જેવીજ ભાષા છે. આવા અવાજમાંથી મનુષ્યનો શબ્દકોશ રચાયો છે.

ભાષાની ઉત્પત્તિનું આ બીજું પગથીઉં છે. ઉપર બતાવ્યું તેમ એ પ્રકારની ભાષા થઇ. કોઇપણ અવયવનો ચાળો—સંજ્ઞા, અને કોઇપણ પ્રકારનો ધ્વનિ, વર્તમાનકાળમાં આ બેનોજ ઉપયોગ કરવામાં આવે છે. ભાષાના આ બેજ અંશ છે. આ ઉપરથી એમ લાગશે કે આવી શરૂઆત તો ભાષા જેવા ગહન વિષય માટે બહુ ક્ષુલ્લક છે. પરંતુ સૃષ્ટીક્રમમાં દરેક નવા બનાવની શરૂઆત ક્ષુલ્લક થાય છે. એક protoplasm માંથી પ્રાણી માત્રની ઉત્પત્તિ થઇ છે. ઉત્કર્ષ ધીમે ધીમે વિષયમાંથીજ થાય છે, અને એકદમ આપણને માલુમ પણ પડતો નથી.

આપણે જોયું કે મનુષ્યની પ્રથમ ભાષા કાંઇ અંગવિક્ષેપ કે સંજ્ઞાની હતી. તેની સાથેજ કોઇપણ પ્રકારની ધ્વનિની શરૂઆત પણ હોવી જોઇએ. બન્નેનો સાથેજ ઉદ્‌ભવ થઇ શકે. હવે આ સિદ્ધાંત સિદ્ધ કરવા માટે થોડા ઘણા પુરાવા અપ્રાસંગિક નહિં ગણાય.

જન્મથી જે માણસ બહેરો ને મૂંગો હોય તેનું દૃષ્ટાંત લઇએ. જે જન્મથી બહેરો હશે તે સ્વાભાવિક રીતેજ મૂંગો હશે. તેજ સિદ્ધ કરી આપેછે કે વાચાશક્તિ ઇશ્વરી બક્ષિસ નથી. તેમ હોય તો બહેરો મૂંગો રહે એમ થવાનું કાંઇજ કારણ નથી એને વાચાનાં અવયવ તો સંપૂર્ણ હોયછે. જો તે એક શબ્દ પણ સાંભળી શકે તો તે તરતજ બોલી શકે. એકવાર સાંભળે તોજ અનુકરણ કરી શકે. ( આ પ્રમાણે જોતાં ભાષા એ અનુકરણનોજ વિષય છે ) એનાથી શબ્દોચ્ચાર કરી શકાતો નથી, તેથી તેને ભાષાના પહેલા પગથીઆનું ગ્રહણ કરવું પડેછે. અંગ વિક્ષેપ–નિશાનીઓ, કરીને પોતાના વિચાર દર્શાવે છે. અને એજ ભાષા પરિપૂર્ણ રીતે કેળવે છે. આ પ્રમાણે જોતાં ભાષા માટે શબ્દોચ્ચારની ઘણી અગત્ય નથી. કારણકે મૂગાં મનુષ્ય પોતાનો સર્વ વ્યવહાર નિશાનીઓથી ઘણી સરળતાથી ચલાવી શકે છે.

બીજું દૃષ્ટાંત જંગલી પ્રજાનું લઇએ. જંગલી લોકો પોતાનો ઘણોખરો વ્યવહાર હાથના હાવભાવથીજ કે મોં, આંખના ચાળાથીજ ચલાવે છે. તેમનો શબ્દકોશ ઘણોજ પરિમિત હોય છે. તેથી હાથના કે મોંના ચાળા કરીનેજ અરસપરસ વાત કરે છે. સામાન્ય વ્યવહાર હાવભાવથી કે ઘણું થાય તો કાંઇક ધ્વનિથીજ ચલાવે છે અને તેજ કારણને લીધે તેમનો શબ્દ સંગ્રહ બહુ અલ્પ હોય છે. ત્રીજું દૃષ્ટાંત ન્હાના બાળકનું લઇએ. બાળકનામાં જ્યારથી સહેજ સહેજ સમજણ આવવા માંડે છે. ત્યારથી નિશાની કરવા માંડે છે. પોતાને જે કાંઈ જોઇએ છે તે આંગળીથી બતાવે છે, અને હુંકારાથી બધું સમજાવવાનો પ્રયત્ન કરે છે, શબ્દોચ્ચાર આવડયા પહેલાં સર્વ વ્યવહાર એજ પ્રમાણે ચલાવે છે. સ્વાભાવિક રીતેજ આ પ્રમાણે કરતાં શીખે છે. શબ્દોચ્ચાર–વક્તૃત્વ એ તો એક જાતની કળા છે, એટલે એતો એને શીખવવી પડે છે. પરંતુ મનુષ્યની કુદરતી જે મૂળ ભાષા છે તે તો એ આપો આપ શીખે છે. શબ્દ બનાવટી છે. પરંતુ નિશાનીઓ અને ધ્વનિ એતો સ્વાભાવિક છે. બાળકની ભાષા જેવાજ જાનવરોના નાદ છે, અને જંગલી પ્રજાની ભાષા પણ તેજ પ્રકારની છે.

બાળકો પોતાની ઇચ્છા અને ભાવસંજ્ઞાથી જે ઘણો ભાગ બતાવેછે. મુખથી ઉચ્ચાર ક્વચિતજ કરે છે. શબ્દોચ્ચાર આવડતા એને બહુ વખત લાગે છે. શબ્દો તો શિક્ષણથીજ આવડે છે. પોતાને કાંઇ સમજવું હોય છે ત્યારે પણ માતા પિતા મુખના અણસારાથીજ સમજે છે, અને તેની જરૂરીઆતો પણ અણસારાથીજ બતાવી શકે છે.

મનુષ્યની ભાષાની શરૂઆત આવા પ્રકારની સંજ્ઞામાંથીજ થઈ એમાં હવે કાંઇ સંદેહ રહ્યો નથી. દરેક શબ્દનાં મૂળ આવી નિશાનીમાંથી નીકળી શકશે નહિં; કહેવાનો ભાવાર્થ એટલોજ છે કે ભાષાની પ્રથમ શરૂઆત આ પ્રમાણે થઈ, પછી જેમ જેમ મનુષ્યના જ્ઞાનની વૃદ્ધિ થતી ગઇ તેમ તેમ વિવિધ પ્રકારનાં મૂળવાળા અનેક નવા શબ્દો ઉમેરાતા ગયા. હાથ, મોંના હાવભાવથી અનેક જાતની નિશાનીઓ થઈ હશે, અનેક પ્-

કારના ધ્વનિ થયા હશે, અને ધ્વનિમાંથી શબ્દની ઉત્પત્તિ થઈ હશે, આજ પ્રમાણે ભાષાનો ઉત્કર્ષ સંભવિત છે.

મનુષ્યના વ્યવહારમાં જેમ વૃદ્ધિ થતી જાય તેમ તેમ એને સંજ્ઞાથી સમજાવવાનું મુશ્કેલ થતું જાય. એક મનુષ્ય જંગલને એક છેડે હોય, અને બીજો બીજે છેડે હોય તો બેશક નિશાની કેવળ નિરૂપયોગીજ થઇ પડે. તે વખતે બુમજ પાડવી પડે, અને તે બૂમો પણ જુદા જુદા ભાવ દર્શાવવાને જુદા જુદા પ્રકારની હોવી જોઇએ. અંધકારમાં પણ નિશાનીઓનો ઉપયોગ થઇ શકે નહિં, તે માટે નીચે સ્વરે અવાજ કહાડવો પડે, એમ કરતાં કરતાં વ્યવહાર એટલો વધી ગયો કે દરેક વસ્તુ નિશાનીથી બતાવ્યા કરતાં તે વસ્તુના અવાજનું અનુકરણ કર્યાથી તેને સરળતા પડવા માંડી. એમ પોતાની આસપાસની દરેક વસ્તુ દર્શકધ્વનિની શરૂઆત થઇ. આ પ્રયોગનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત બાલકોની ભાષાપરથી મળશે.

બાલકને કાને જેટલું :પડે તેટલું બોલવાનો તે પ્રયત્ન કરે છે; પરંતુ કોઇ પણ વસ્તુના અવાજ કે દેખાવ ઉપરથી પોતાની મેળે શબ્દ સુઝે તો તે શબ્દનો તરત તે ઉપયોગ કરે છે. ચકલીને બદલે ચકચક, બિલાડીને બદલે મ્યાંઉં, ઘડીઆલને બદલે ટિકટિક, રેલવે ટ્રેનને બદલે ભભભભ, વાંદરાને બદલે હુક, આ પ્રમાણે ધ્વનિસૂચક શબ્દો બાલકો વાપરે છે. આપણી વપરાતી ભાષામાં ઘણા શબ્દો એવા છે કે જે મૂળ તે શબ્દસૂચક વસ્તુના ધ્વનિપરથી ઉત્પન્ન થએલા છે. તે ઉપરથીજ ભાષા આ પ્રકારે ઉત્પન્ન થઇ હશે, વર્તમાન ભાષાનો ઉદ્ભવ એજ રીતે થયો હશે એમ સિદ્ધ કરી શકાય છે. આવા શબ્દોનાં અનેક દૃષ્ટાન્ત મેળવી શકીશું. ઉભરો, ધડાકો, રણકાર, ચીરવું, તાડન, સરવું, થુંક, સસણી, સુસવાટ, ગર્જના, ગડગડાટ, ગબડવું, દર્દુર, ઘમઘમાટ, ચીસ, નીસરણી, ઈત્યાદિ ધ્વનિસૂચક શબ્દોનાં દૃષ્ટાન્ત છે. અનેક મિશ્રણ તથા કાળક્ષેપને લીધે મૂળ કદાપિ વિસ્મૃત થયાં હશે; પણ તપાસ કરીએ તો સંખ્યાબંધ એવા ધાતુ જડશે.

દરેક શબ્દનાં મૂળ આ પ્રમાણે ધ્વનિમાંથી જડી શકશે નહિં. કારણ કે શબ્દ અસંખ્ય છે, અને ધ્વનિ થોડા છે. અને તે ઉપરાંત ધ્વનિસૂચક વસ્તુ હોય તે છતાં તેનું નામ જુદું આપવામાં આવે. ઘડીઆળ ટિકટિક કરે છે છતાં એ યંત્ર ઘડી બતાવે છે તે ઉપરથી તેનું નામ ઘટિકા, કે ઘડીઆળ આપવામાં આવ્યું છે.

સાંપ્રત કાળમાં ઘણા શબ્દો અર્થ સૂચક હશે, કારણ કે એ સર્વ બુદ્ધિની વૃદ્ધિ થઇ ત્યાર પછી ઉત્પન્ન થએલા છે.

પ્રાચીન સમયનાએ કેટલાક શબ્દો ધ્વનિસૂચક ન હોય એમ પણ બને, તેનું કારણ માત્ર એટલું આપી શકાય કે તેનાં મૂળ કાંઇક વિચિત્ર હશે. અને મૂળ સાથેનો સંબંધ નાબૂદ થઇ ગયો હશે. શબ્દો તો કૃત્રિમજ હોય છે. શબ્દ રચવાનો હક્ક સર્વને છે, એટલે દરેક વ્યક્તિ પોતાની ઇચ્છા પ્રમાણે શબ્દ બનાવી શકે. એટલે શબ્દના મૂળ શોધવાનું કામ ઘણું વિકટ છે. એ કાંઇ સૂક્ષ્મદર્શકયંત્રથી શોધી શકાય એવી ચીજ નથી. આજ કારણને લીધે દુનિયાના :દરેક દેશમાં જુદી જુદી ભાષાનો પ્રચાર છે. તે છતાં ભિન્ન ભિન્ન ભાષાની સરખામણી કરતાં વિદ્વાન વર્ગે દરેક ભાષાનો મૂળ પાયો એકજ છે એ સિદ્ધાન્ત સિદ્ધ કરી આપ્યો છે.

પ્રોફેસર મેકસ્મુલરે ઘણીજ ઝીણવટથી આ વિષયનું અધ્યયન કરીને બતાવ્યું છે કે સંસ્કૃત શબ્દોનો સાર કહાડતાં માત્ર ( ૧૨૧ ) એકસો ને એકવીસ ધાતુ રહે છે. એટલે સંસ્કૃત ભાષાનો મૂળ શબ્દકોશ એકસો ને એકવીસ ધાતુનો હોવો જોઈએ. આ એકસો ને એકવીસ ધાતુમાં આપણી ઇચ્છા, ભાવના, વિચાર સર્વનો સમાવેશ થએલો હોવો જોઈએ.

હવે આ એકસોએકવીસે ધાતુ શી રીતે ઉત્પન્ન થયા તે યથાર્થ રીતે તો આપણે જાણી શકીએજ નહિં. પરંતુ તેમાંના ઘણા ધાતુ સંજ્ઞાવાચક, કે ધ્વનિસૂચક છે. અને જે શબ્દોનો ભૂતકાળ સાથેનો સંબન્ધ માલુમ પડી આવે છે, તો સિદ્ધ કરી શકાય છે કે તે ઉત્તરોત્તર ઉત્કર્ષના નિયમને અનુસરીનેજ ઉત્પન્ન થયા છે. ઉપરના વિવેચન ઉપરથી માલૂમ પડશે કે ભાષા સૃષ્ટિક્રમની માફક Evolution ના નિયમથી ઉત્પન્ન થઈ છે. ભાષાની શરૂઆત ક્ષુલ્લક વિષયોથી થઇ છે, અને કાલાન્તરે આટલો ઉત્કર્ષ થયો છે.

---

## સ્ત્રી લેખ.

## ભાઇનું હાલરડું.

( તેર વર્ષની બાલિકાની કૃતિ. )

ભાઇને પારણીયે પોરાઢું આછી પામરીઓ ઓરાઢું,
ગોરા ભાઇને હું હાલો ગાઉં ને હૈયામાં હરખાઉં;
હેતે હેતે હું હીંચોળું સુંદર પંખે વાયુ ઢોળું,
ભાઇનું મુખડું હુંતો નીરખું શોભે પુનેમ ચંદ્ર સરીખું.
ભાઇના નીર્મળ રૂડાં નેણાં ઉત્તમ અમૃતા સરખ વેણા,
ભાઇને કાને લળકે મોતી વારે વારે રહું છું જોતી;
ભાઈના નીરખી ગોરા ગાલ અંતરમાં ઉપજે છે વ્હાલ,
ભાઈના હોઠ દીસે રાતા ભાઇના મામા છે બહુ માતા.
સોનું રૂપુ તો છે સોંઘુ ભાઇનું મુખડું સૌથી મોઘું,
સોનારૂપાની જે હેલ તે તો ભાઇના અંગનો મેલ;
સુંદર ભાઇને જોવા સારૂ, મનડું તલસે છે બહુ મારૂં
ધન ને સઘળું જે છે મારૂં, તેતો ભાઇને હું તો આપું
દુધ ચુલે ઉભરાવા દઉં ભાઈને હું તો તેડી લઉં
રત્નાગરની લ્હેરો ન્યારી, ભાઈની સુરત સૌથી સારી,
સુરજ જગને તાપતો આપે ભાઈને જોતાં શાંતિ વ્યાપે
જગત આખું લીધું જોઈ ભાઇના જેવું સારૂં ન કોઈ
ભાઇને પારણીયે પોપટ મોર ભાઈને પારણીયે હીરની દોર
ભાઇને પારણીયે ચોફેર ઘમકે ઘુઘરીઓનો ઘેર
પારણીયામાં હીરા જડાવું મોતીના લુમખા લટકાઉં
ભાઇ બોલે ત્યાં મોતી ઝરે ને કંકુ કેરાં પગલાં પડે

જેવી બાબતો વિશે બહુ દરકાર કરી નહીં હોય. વળી સિંધમાં કોઇ હેવું યાત્રાનું સ્
નથી કે જેથી કરીને સ્ત્રી પુરૂષો ત્હાં ટોળાંબંધ જાય.

હમારૂં કામ તે પ્રાન્તના ઇતિહાસ સાથે ગાઢો સંબંધ ધરાવે તેવું હતું તેથી લં
બુથી તો નહીં પણ માત્ર એના ઇતિહાસનો સારાંશ હું આપું છું. સિંધ ગેઝીટીઅર
ઉપરથી તે પ્રાન્તની માહીતી મળે છે એ વાત સાચી પણ હિંદવાસીને બીજી કેટલીક
ણુવા જેવી બાબત લાગે તે ગેઝીટીઅર બનાવનારને ખબર નથી હોતી તેથી તેનો સ
વેશ તેમાં નથી કરેલો હોતો.

હમે અમદાવાદથી રજપુતાના માળવા રેલ્વેમાં સિંધ જવા નિકળ્યા. સ્હવારે સ
આઠે જે મેલ જાય છે તેમાં હમારે જવાનું હતું તેથી સ્હવારમાં વ્હેલા ઉઠી નાહીધે
સ્ટેશન ઉપર ગયા. સ્ટેશન ઉપર જઇ કેટલાંક સરકારી રેકર્ડ્ઝ હમારી સાથે હતાં
વજનમાં ભારે હોવાથી પટાવાળાને કાંટા ઉપર તોળાવવા સેવડાવી જવા કહીને હું ટીકી
લેવા ગયો. ટીકીટ માસ્તરને કહ્યું કે મ્હારે એક સેકન્ડ કલાસની ટીકીટ 'સક્કર'
જોઇયે છે; એટલે ટીકીટ માસ્તરે, ટીકીટનો દર જોવાને માટે ચોપડીઓ ઉથલાવવા માં
આ વખતે ગાડી ઉપડવાને દસ મીનીટ બાકી હતી. છેવટે ટીકીટ માસ્તર બોલ્યા
"મ્હને ભાડાના દરની ખબર નથી. કહોતો હૈદ્રાબાદ (સિંધ) સુધીની ટીકીટ આપું કાર
હાલમાં દરમાં કાંઇ ફેરફાર થયો છે. નહિં તો થોડીવાર થોભો તો મ્હારો ઉપરી હમણ
આવશે તે બરાબર જોઇને ટીકીટ આપશે."

"ત્હારે માસ્તર એમજ કહોને કે આજે તમે ગાડી ચૂકી જાઓ કાલે જજો! જે
ટીકીટના દરમાં ફેરફાર થયો હોય તો તમારે ત્હાં છાપેલા દર આવ્યા હશે ને છપા
નહીં હોય તો કોઈ સરક્યુલરથી ખબર આપી હશે." મેં કહ્યું. છેવટ હમે થાકીને હૈદ્રાબ
સુધીની ટીકીટ લીધી ને હૈદ્રાબાદ થોડા કલાક રોકાવાનો વિચાર રાખ્યો, કારણ હજી
હમારે સામાન જોખાવવાનો હતો. ને તે ગાડીમાં મૂકવાનો હતો. અમદાવાદ જેવા સ્ટેશ
ઉપર પણ હાવા ટીકીટ માસ્તર હોય છે. મ્હેં એક સેકન્ડ કલાસની ટીકીટ, એક ઇન્ટરન
બે થર્ડ કલાસની લીધી હતી.

હમારી સાથે ટ્રેનમાં ફર્સ્ટ કલાસના ડબ્બામાં એક જર્મન મુસાફર હતો; તે તે
ભાણેજ સાથે હિંદુસ્થાન જોવા નીકળ્યો હતો. હમારા પટાવાળા નોકરના ડબ્બામાં બે
હતા તેમની સાથે ત્હેનો બટલર વાતોના તડાકાએ ચ્હડતો તેમાં ત્હેણે કહ્યું કે "જે જર્મ
મુસાફર સાથે બાઇ છે તે એની ભાણેજ છે ને પોતાને બીજું કોઇ સગુંવ્હાલું નથી
પાસે અઢળક ધન છે. બધો એનો હીસાબ મ્હારા હથ્થુ થાય છે ને જેટલો હીસાબ
બતાવું છું તે મંજુર કરે છે. મુસાફરી શું, કેમ કરવી, શા માટે કરવી એ યુરોપીય
મુસાફરો સારી રીતે સમજે છે. આપણે ત્હાં મુસાફરીનો શોખ એટલો બધો જણાતે
નથી. હેનો બટલર કોલમ્બોનો હતો ને ત્રણ ભાષા જાણતો હતો. મેસાણા સ્ટેશનથ
ઇન્ટર કલાસમાં બે બાવાઓ જેમને સાધારણ બોલવામાં સાધુ કહે છે તે દાખલ
થયા છે. આબુ સુધી હેમની પાસે ટીકીટ માંગી નહીં પણ આબુના સ્ટેશ

ટીકીટ નહોતી. ગાડીમાંથી નીચે ઉતરવાનું કહ્યું એટલે એક તો નીચે ઉતર્યો પણ બીજાએ એક કપડું ખભે વિંટ્યું હતું તે ખંખેરી હાથ ઉંચા કરી કહ્યું "દેખ લે, કછુ મેરી પાસ હય નહીં ક્યા કરેગા ઉતાર કે? પુષ્કરજી જાના હય. મહાબીરકી આજ્ઞા હય" ટીકીટ તપાસનારે હિંદુસ્તાનીમાં કહ્યું "પેસા હય નહી ઓર ટીકીટભી નહીં હે મગર ગુસ્સા કીતના કરતા હય." એમ કહી તે ચાલતો થયો, ને થોડીવારે ગાડી ઉપડી એટલે એક જે ઉતર્યો હતો તે પણ પાછો બેશી ગયો. જોડેનો મુસાફર જે દમબેર બોલ્યો હતો. તેણે બાવાને ભાગીતૂટી હિંદુસ્તાની ભાષામાં કહ્યું "બાવાજી? તુમકુ તો ઉતાર્યા નહીં હો" બાવાએ કહ્યું "મહાબીરકી આજ્ઞા હય, પુષ્કરજીકી મરજી હય, ઓ કયા કર સકતા થા. ઓ ગુસ્સા કર ગયા; મેં તો કભી પહાડ પરસે મેરેકું પટક દે મગર ગુસ્સા નહિં કરતા હું"

કાંઇક હાવી ગમ્મત જોતે જોતે હમે સાંજરે પાંચના અમલે મારવાડ જંકસને આવી પ્હોંચ્યા. અહીંયાં હમારે ગાડી બદલવાની હતી, કારણ જે ગાડીમાં હમે બેઠા હતા તે દીલ્હી જવાની હતી. હમે અહીંથી જોધપુર બીકાનેર રેલ્વેમાં બેઠા. આ ગાડીમાં હમારા કંપાર્ટમેન્ટમાં કોઇજ નહોતુ. અડધા કલાક પછી ગાડી ઉપડવાની હતી. અહીંયાંથી ખરો મારવાડનો પ્રદેશ ચાલુ થાય છે. લુણીના સ્ટેશનેથી બે હૈદ્રાબાદી સિંધી મ્હારા કંપાર્ટમેન્ટમાં આવ્યા. આ હૈદ્રાબાદીની સાથે હું વાતોએ ચઢ્યો. હેમણે કહ્યું "હમે કલકત્તેથી આવીયે છીયે. વેપારી છીયે રેશમ, સોનું અને ચાંદીનો વ્હેપાર કરીયે છીયે. આજ અઢી વર્ષે ઘેર પાછા જઇએ છીએ. કલકત્તામાં હમે બે દીવસજ રહ્યા હતા. હમે ચોખુંટ પૃથ્વિ ફરીને આવ્યા છીયે. જાપાન, ફ્રાન્સ, જર્મની, આફ્રીકા, અમેરિકા વિલાયત વિગેરે સ્થાનકે થઇને હવે ઘેર જઇયે છીયે. આ બે પુરુષમાંનો એક ત્રીશેક વર્ષનો હતો ને બીજો સત્તાવીશ અઠ્ઠાવીશ વર્ષનો હતો. ન્હાનો હતો તે ખુશ મીજાજી બહુ હતો ને જેમ જેમ હેનો દેશ પાસે આવતો ગયો તેમ તેમ હેને ઘણી ખુશાલી ઉપજતી હતી. ગાનતાન ઉડાવતો હતો. કંઠ ઘણો સારો હતો તે ગાઇ પણ સારૂં જાણતો હતો. મ્હેં હેને કહ્યું કાંઇ ખૂબ લ્હેરમાં આવ્યા લાગો છો? ત્હારે કહે અઢી વર્ષે આજે ઘેર પાછો જાઉં છું. બે ચાર મહિના હૈદ્રાબાદમાં ચુપચાપ બેશી રહેવું છે ને પાછું મુસાફરીએ જવું છે; સ્વીટહોમ 'Sweet Home' શું કોઇથી અજાણ્યું? વાતે વાતે હેણે કહ્યું હમારા હૈદ્રાબાદી ઘણા દેશાવરમાં મ્હોટા વ્હેપારીઓ છે. મ્હારો ભાણેજ નવ વર્ષનો છે તે મ્હારા ભાઇ સાથે શીંગાપોર આ સાલજ ગયો છે, પાછો આવશે ત્હારે જોજો કેવો હોંશીયાર થઇ આવે છે. હમારી વાતો હીંદુસ્તાની કે ઇંગ્રેજીમાંજ ચાલતી.

વાતો કરતા કરતા બીજે દીવસે બપોરે બાર વાગે હમે હૈદ્રાબાદ આવી પ્હોંચ્યા. હૈદ્રાબાદનું સ્ટેશન મ્હોટું છે ને અહીંથી નોર્થ વેસ્ટર્ન રેલ્વે શરૂ થાય છે. હમને લેવાને પ્રોફેસર શહાનીને ત્યાંનો સરકારી વકીલ સ્ટેશન ઉપર ગાડીઓ લઇને આવ્યો હતો. ઉતરીને હમે ઘોડા ગાડીમાં બેશી સરકારી વકીલને ઘેર ગયા.

હૈદ્રાબાદમાં સીવીલ હોસ્પીટલ અને ફ્રોર્ટ (કિલ્લો) એ બે જોવા લાયક છે. બધુ શહેર ટેકરા ટેકરી ઉપર વસેલું છે. ને રસ્તા તો એવા સાંકડા છે કે સ્હામસ્હામી બે ગાડીઓ તો શું પણ પાંચ છ માણસથી જઇ ના શકાય. શહેર બ્હારના રસ્તા પ્હોળા ને મ્હોટા કીલ્લો જોવા લાયક છે. કેન્ટોન્મેન્ટથી ઓફીસની રજા શિવાય બીજા કોઇથી અંદર જવાતું

નથી. કીલ્લો હાલતો બધો પડી ગયો છે. પણ તેમાં લેન્ડ રેકર્ડઝ ઓફીસ છે. કીલ્લાની અંદર એક મ્હોટી ટાંકી છે ને વચ્ચેનો બુરજ સાઠ સીત્તેર ફીટ ઉંચો છે તેના ઉપર ચ્હડીને જોઈયે તો આસપાસના મુલકનો દેખાવ જણાય છે. આ કીલ્લો પ્હેલાંના મીર લોકો જે વખતે સિંધમાં રાજ્ય કરતા હતા તે વખતનો છે. જે વખતે ઇંગ્રેજ સરકારે મીરો પાસેથી આ કીલ્લો લીધો તે વખતે લાખો મણ જવહેરાત એમના હાથમાં આવ્યું હતું એમ દંતકથા ચાલે છે,

હાલના હૈદ્રાબાદનું મૂળ નામ નારણકોટ હતું ને ત્હાં હીંદુ રાજ્ય હતું. પણ આરબ લોકો પ્હેલા ત્હાં આવ્યા ને ત્યાર પછી મહમદ કાસીમના વખતમાં નામ બદલાયું. હૈદ્રાબાદથી થોડે દૂર અલોર કરીને ગામ છે જેનું મૂળ નામ બ્રાહ્મણાબાદ છે તે દસમા સૈકામાં એક મ્હોટું શેહેર હતું. આ બ્રાહ્મણાબાદ–હિંદુસ્તાનના પોંપીઆઈમાં–જે હુન્નર હતો તે હાલ કોઈ પણ જગ્યાએ જણાતો નથી. એમ કહેવાય છે કે બ્રાહ્મણાબાદ જ્વાળામુખી ફાટવાથી એકદમ પાયમાલ થઈ ગયું તે ઇંગ્રેજ લોકોના આવ્યા પછી જ્હારે ત્હાં ખોદ કામ કર્યું ત્હારે ત્હાંથી અઢળક ધન મળ્યું. જ્વાળામુખી ફાટતી વખતે જે લોકો જે સ્થિતિમાં ઘરમાં હતા તેજ સ્થિતિમાં તેમનાં મડદાં નીકળી આવ્યાં ને કેટલાંક માટીનાં રંગેલાં હોય એમ દેખાતાં. ઇસ્ટ ને વેસ્ટમાં બ્રાહ્મણાબાદને લગતી કેટલીક હકીકત કોઇએ લગભગ બે વર્ષ ઉપર આપી છે એટલે એ વિશે બહુ લખવાની જરૂર જણાતી નથી. સિંધમાં હૈદ્રાબાદી પ્રાન્તના લોકો બીજા ભાગ કરતાં અક્કલવાન ને હુશિયાર ગણાયછે. ને તેનું કારણ ત્હાં આગળ કેળવણીનો પ્રચાર બીજે બધે થયો તે કરતાં પ્હેલો થયો હતો. હૈદ્રાબાદમાં એક હીરાનન્દ એકેડેમી કરીને ઈન્સ્ટીટયુશન છે તેમાં છોકરાઓને મફત કેળવણી અપાય છે. હીરાનન્દ પોતે એક સાધુ પુરૂષ થઈ ગયો છે પોતે બી. એ. થયેલો હતો ને જેટલો પૈસો કમાયો તે બધો આ એકેડેમી સ્થાપવા આપી દીધો છે. સિંધીઓના પ્હેરવેશથી આપણે તો હેમને એકદમ ના ઓળખી શકીએ કે એ કોણ છે જ્યુ પારસી કે મુસલમાન ? જો માથે તપેલા જેવી પાઘડી પ્હેરે તો એટલું જણાય કે સિંધી છે પણ માથે ટોપી હોય તો કોણ છે તે ના સમજાય; પણ જ્હારે માથેથી ટોપી કાઢી નાંખે ત્હારે માથાની ટુંકી ચોટલીના આધારેજ કહી શકીએ કે આ હિંદુ છે તે શિવાયના મુસલમાન છે; અથવા કોઇ હેમને જ્હારે નામ દઇને બોલાવે ત્હારે જાણીયે કે આ હિંદુ ને પેલો મુસલમાન. હિંદુઓને ફલાણા દીવાનજી ને મુસલમાનના ફલાણા મીર એમ બોલાવવાનો રીવાજછે. જેમ આપણે અહીંયાં કહીયે છીએ કે સાહેબ ? તેમ ત્હાં 'સાંઇ' કેહેવાનો રીવાજ છે. અહીંયાં માજીસ્ટ્રેટની કોર્ટમાં કેસના માણસોનેજ ફક્ત નામ દઇને મ્હોટે બાંટથી સિપાઇ બોલાવે છે પણ ત્હાં સિપાઇ નીચે પ્રમાણે બોલે છે. આ સિંધીનો ગુજરાતીમાં તરજુમો છે. સિપાઇ જેમ ગાતો હોય તેમ બોલે એટલે રમુજ પડે છે. (અપૂર્ણ.)

માણુભાઈ બાબારાવ.

## "ભરૂચમાં સ્ત્રીઓના હુન્નરનું પ્રદર્શન અને હું"

કાંઇ કાર્ય પ્રસંગે મુંબાઇ જઈ ત્યાંથી પાછા વળતાં મારા મિત્રની સૂચનાથી ભરૂચમાં ભરાયેલું સ્ત્રીઓના હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન જોવા હું ભરૂચ ઉતરી પડયો. ઊતરીને મારા મિત્ર તરફથી થએલી ગોઠવણ પ્રમાણે સ્નેહનો સત્કાર પામી ઉતારે જઈ નાસ્તો પાણી કરી પ્રદર્શનના મંડપ તરફ ગયો. મારી સાથે અમદાવાદ નિવાસી હીરાલાલ મણીલાલને મોકલવામાં આવ્યા હતા.

પ્રથમ અમે પ્રદર્શન જે એક નાટક શાળા જેવા દેખાતા મકાનમાં કરવામાં આવ્યું હતું તેમાં ગયા અને અનુક્રમે એક પછી એક લગભગ સર્વ નમુનાઓ જોયા.

એ નમુનાઓમાં અનેક ઢબનું સુતરનું ગુંથણ કામ રેશમનું ભરત કામ શીવણ કામ, ચિત્ર કામ, ચિત્રને પોશાકથી શણગારવાનું કામ; શીલ્પ કામ જોવામાં આવતું હતું. એ ઉપરાંત કીડીયાંથી ભરેલા તોરણ તથા પડદા પણ ત્યાં લટકી રહ્યા હતા. બધી દીશામાં ફરી બધાં નમુનાઓ જોઇ હું તે મકાનના મધ્યમાં ઉભો રહ્યો અને ચારે દીશાએ નજર ફેરવી જોઇતો મને જણાયું કે નમુનાઓની ગોઠવણી કરનાર સ્વચ્છતા ભવ્યતા અને રસીકતા તે શું છે એ સમજે છે એટલુંજ નહિ પણ તે તેમને મૂર્તિમાન પણ કરી શકે છે. નમૂનાઓ ગોઠવી મકાનને એવું તો શોભાયમાન અને ભવ્ય બનાવી દીધું અને તેમને સ્વચ્છ અને સુઘડ રાખી એવું તેજોમય બનાવી દીધું હતું કે તે છોડી જવું ગમે નહિ.

આ મકાનની અંદરથી નીકળી જ્યાં ફેન્સીફેર મંડપ હતો ત્યાં મને લઇ જવામાં આવ્યો. ત્યાં જેટલા સ્ટોલ્સ હતા તે બધા સ્ત્રીઓના હતા. તેમાં બે સ્ટોલ્સ ખાસ કરીને ધ્યાન ખેંચે તેવા હતા. મીસીસ મંગળાગવરી ચુનીલાલ સેતલવાડનો તથા મીસીસ રસીકમણી બાલુભાઇ દેસાઇનો હતા. પહેલામાં સોનાનો તથા ઝવેરાતનો માલ વેચાતો હતો અને બીજામાં રૂપાનો માલ તથા સાડીઓ વેચાતી હતી. તે મંડપમાં વળી મીસીસ ચુનીલાલ સેતલવાડ પ્રેક્ષકોને ફુલની છડી આપતાં અને તેને બદલ પૈસા લેતાં. એક બાળા ભરૂચની શ્રી લાયબ્રેરીના ફંડમાં રકમ લેવા ફરતી હતી. ત્યાં વળી ચાને માટે ગોઠવણી હતી. અને દરેક પ્યાલાના આના બે આપવા પડતા હતા. ફુલની છડીને માટે, લાયબ્રેરીમાં મદદ આપવા માટે, ચા પીવા માટે જે આગ્રહ કરવામાં આવતો તે એવો તો હૃદયપૂર્વક થતો કે તેનાપર ધ્યાન ન આપવું એક ઘાતકી કામ લાગતું. વળી સ્ટોલ્સમાં બેઠેલી સ્ત્રીઓની માલ લેવાની વિનતિ પણ એવી તો સચોટ થતી કે તે પાછી ઠેલાય જ નહિ. મેં યથાશક્તિ તેમની વિનતિનો સ્વીકાર કર્યો અને હું સમજ્યો કે પ્રદર્શન જેવા લોકોપયોગી કામ માટે આ સ્ત્રીઓ આવી સારી રીતે કામ કરે છે અને તેવું કામ કરવાનું બીજી સ્ત્રીઓને શીખવે છે તે ઘણુંજ સ્તુત્ય છે અને હિંદુ સંસારની ચઢતીનું ભાન કરાવે છે.

આ મકાનમાંથી બહાર નીકળીને ઉભો તો એક બાજુએ ઉપહાર ગૃહ ઉભુ કર્યું હતું: બીજી બાજુએ ખેતીનું નાનુ પ્રદર્શન કર્યું હતું અને સામે કેટલીક દુકાનો બેસાડેલી હતી. તે બધાની મધ્યે સુંદર રાગ વગાડતું વાજુ ગોઠવવામાં આવ્યું હતું. ત્યાં ઉભા રહીને

મેં જોયું તો મને લાગ્યું કે લોકો પ્રદર્શન જોઇ, કૈન્સફિરમાં ફરી ઉપહાર ગૃહમાં જઈ તાજા થઇ ચોગાનમાં ખુરશીઓપર બેસી સુંદર મનહર રાગ સાંભળી ધુનમાં ડોલી બે ઘડી દુનિયાં વિસારી આનંદ પામી ઘેર જતા હતા, જે સન્નારીના મગજમાં . આ સમય ભરૂચમાં લાવવાનો વિચાર થયો અને જે પતિએ તે વધાવી લઇ આવા સારા રૂપમાં મૂક્યો તે સ્ત્રીને અને તેના પતિને ધન્ય છે, એવો વિચાર પણ મને થયો. જે માતપિતાએ એને કેળવણી આપી અને જે પતિએ તે કેળવણીને પોષી ઉત્તેજીત કરી આવાં કાર્ય કરવાના પરિણામમાં ઉતારી તે માતા પિતાને અને તે પતિને પણ ધન્ય છે એ પણ મને તે વખતે સુઝયું. અને મારા હૃદયમાં એવી ઉર્મી ઉઠી કે બધાં માબાપો પોતાની દીકરીઓને આવાં કામ કરવાની શક્તિ આપે એવી કેળવણી આપે અને બધા પતિઓ તેને દાબી ન દેતાં પોષી ઉત્તેજીત કરી આવાં કાર્યો કરાવે તો કેવું સારૂં ?

ત્યાર પછી હું તે સ્થળમાં આમ તેમ ટહેલતો હતો તેવામાં રા. બા. ચુનીલાલ હરીલાલ સેતલવાડ મને મળી ગયા. તેમણે મને પાછો બધે ફેરવ્યો અને હરેક જોવા લાયક વસ્તુ મને ફરીથી બતાવી. જે જે નમુનાઓ મેં ફરીથી જોયા તેમાં ખાસ ધ્યાન ખેંચે તેવા મીસીસ પ્રિયગવરી છગનલાલ કાનુગાના અને મીસીસ ચુનીલાલના નમુના હતા પછી તેમણે મારૂં ધ્યાન વોલેન્ટીયર્સ તરફ ખેંચ્યું. તેઓની મુખાકૃતિપરથી મને લાગ્યું કે તેઓને ઘણીજ સારી રીતે રાખવામાં આવતા હતા. અને તેઓ મંડપમાં પોતે નીયમો પાળતા હતા એટલુંજ નહિ પણ પ્રેક્ષકો પાસે સભ્યતાથી વિનવી નિયમો પળાવતા હતા. એટલામાં રોશ્ની થઈ અને તેથી મંડપની શોભામાં કાંઇ ઓરજ ફેરફાર થઇ ગયો. મે એમને સુચવ્યું કે વીજળીની રોસ્ની હોત બહું સારૂં. ત્યારે તેમણે કહ્યું કે બે ચાર દીવસમાં તે પણ થશે. એમ કહી તે મને જ્યાં વીજળીનું યંત્ર ગોઠવાતું હતું ત્યાં લઈ ગયા. ત્યાર બાદ એક જગાએ અમે ઉભા રહ્યા અને મેં એમને પુછ્યું કે આ પ્રદર્શન કેવી રીતે ઉત્પન્ન થયું ? તેમણે કહ્યું કે પ્રથમ મીસીસ મંગળાગવરીના મનમાં માત્ર ભરૂચની સ્ત્રીઓના હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન કરવું અને તેમણે તેમનો તે વિચાર મને જાહેર કર્યો. ત્યારે મેં તે સાંકડો વિચાર છે એમ કહ્યું અને આખા મુંબાઈ ઇલાકાની અને બને તો આખા હિંદુસ્તાનની સ્ત્રીઓના હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન ભરવાનો વિચાર રાખો. તે તેમને ગમ્યો અને ભરૂચ જે એમની જન્મ ભૂમિ છે તેમાં એ ભરવું એમ એમણે કહ્યું. અમે બન્નેએ એ કામ ઉપાડી લીધું અને તેને જે રૂપમાં અમે મુક્યું છે તે તમે જુઓ છો. મેં એમને ધન્યવાદ આપ્યો; અને ફરીથી મનમાં બોલ્યો કે બધી સ્ત્રીઓમાં આવા વિચાર થાવ; અને બધી સ્ત્રીઓના પતિઓ આવા વિચારને પોષો અને વિસ્તારો.

સલામ કરી હું તો પછી ચાલતો થયો. મુકામે આવી સાંજનું ભોજન લીધું. ઓનરેબલ સરદાર બહાદુર મોતીલાલ, મીસીસ મંગળાગવરીના પિતાજીને મળી તેમને પણ ધન્યવાદ આપી ગાડીમાં બેસી સ્ટેશનપર આવી અમદાવાદ આવી પહોંચ્યો.

આ લેખ મેં સુંદરી સુબોધમાં લખ્યો છે તે એટલાજ હેતુથી કે આવાં પ્રદર્શન અન્ય સ્ત્રીઓ કરે. એમ થશે તો આ લેખ લખ્યો સાર્થક માનીશ.

દાઘાભાઇ બાળકૃષ્ણ.

---

---

## સ્વીકાર.

નીચેનાં પુસ્તકોનો સ્વીકાર ઉપકાર સાથે કરવામાં આવે છે.'

શા. મેઘજી હીરજીની કંપની તરફથી શિવવિનોદ મણકો, બીજો ત્રીજો અને શિવબોધ ભાગ બીજાનો મણકો ૪ થો, શિવવિનોદ ભાગ ત્રીજો, મણકો ૫ મો.

| | |
|---|---|
| રા. ધીમતરામ નવલરામ તરફથી | ટેલીમમાનનું ભાષાન્તર. |
| રા. માધવરાવ બાબારાવ " | જ્યોતિપુંજ. |
| રા. હીમનલાલ ગણેશજી અંજારીયા " | સંગીત મંજરી. |
| રા. સાગર | ઘાયેલું હૃદય. |

---

## લવાજમની પહોંચ.

### છઠ્ઠા વર્ષ પેટે,

મે. ડેમગ મરચ્યુલેટીંગ લાયબ્રેરી ડેસર
સૌ. જમનાબ્હેન નગીનદાસ મુંબાઈ
રા. જેશંકર બાપુજી ભટ અંકલેશ્વર
રા. લખુમલ ગોપાળદાસ કુકા (સીંધ)
ડૉ. મુકુન્દરાય માયાપ્રસાદ અમદાવાદ
ડૉ. તુળજારામ મી. ખાંડવાળા કંથારિયા
રા. રમણિકલાલ બાલાજી પાલીતાણા
રા. ધનજી ગોપાળદાસ પોરિયા મુંબાઈ
રા. રા. માણેકલાલ માધવરાવ વડોદરા
સૌ. કુમુદા બ્હેન મુંબાઈ
રા. ગીરધરલાલ ધરમદાસ વલસાડ
રા. પ્રાણલાલ હરિપ્રસાદ (વ. ૪-૫-૬) કરગામ
રા. નર્મદાશંકર બાળાશંકર ઉમરેઠ
રા. ગુલાબરાય ઠાકરદાસ મનુભાઈ વાવડી.
અ. સૌ. વેણીગૌરી અમદાવાદ
આપારાવ ભોળાનાથ લાયબ્રેરી "
રા. રત્નવદનરામ કર્પુરરામ મુંબાઈ

### વર્ષ ૭.

સૌ. નર્મદાગૌરી મુંબાઈ
રા. નરભેરામ જયરાજ જુનાગઢ
રા. મણિલાલ મામજીભાઈ બી. એ. અમદાવાદ
રા. મુળજી રણછોડ ભાટિયા મુંબાઈ
રા. મણિલાલ ડાહ્યાભાઈ સોનાવલા
રા. સૌભાગ્યચંદ ચુનીલાલ અમદાવાદ
રા. શારદાવિશંકર ચીમનરાયને પેટે બાપ મણિ વિમનગર,

રા. શંકરલાલ નરોત્તમ પંડ્યા ઉમરેઠ
સૌ. ચુનીગવરી વરજદાસ મુંબાઇ
રા. દયારામ સોમચંદ રંગુન.
રા. તુલસીદાસ વલભદાસ મુંબાઈ
રા. સાકરલાલ મોતીલાલ બી. એ. વાંકાનેર
( વ. ૫-૬-૭ )
રા. ધમનલાલ ગંગારામ બી. એ. નગરઠઠ્ઠા
( વ. ૫-૬-૭)
રા. ગણપતરામ ઉત્તમરામ (વ.૫-૬-૭) ભરૂચ
રા. નર્મદાશંકર બાળાશંકર ઉમરેઠ
રા. છોટાલાલ હરિશંકર આંકલાવ
રા. ધનપ્રસાદ હિરાલાલ અજમેર
મે. સ્ત્રી લાયબ્રેરીના વ્યવસ્થાપક વડોદરા
ધી રામદાસ મોરારજી લાયબ્રેરી કરાંચી
રા. રઘનાથ ડી. દેવશંકર કોડીનાર
રા. ધનજી ગોપાળદાસ મુંબાઇ
મે. બન્ધુમંડળના સેક્રેટરી કરાંચી
સૌ કુમુદાબ્હેન મુંબાઇ
મીસીસ ડાહીલક્ષ્મી ,,
રા. મગનલાલ ચીમનલાલ પાલણપુર
રા. મગનલાલ દોલતરામ જમદણ
રા. જયેન્દ્રરાવ બાબારાવ ધોધો
મે. વડોદરા સ્ટેટ લાયબ્રેરી વડોદરા
રા. ચુનીલાલ લલ્લુભાઇ ધોળકા
રા. ત્રિજલાલ ખીમજી . મુંબાઇ
રા. ધનશ્યામલાલ ધરમદાસ તાતા (સીંધ)
રા. મનતરાય કૃષ્ણમુખરાય મ્હેતા વડોદરા
સૌ. ઇન્દુમતિ વડોદરા
ખેરવા ગુ. કન્યાના મ્હેતાજી કરસનદાસ ખેરવા
શેઠ મણિલાલ રણછોડલાલની લાયબ્રેરી
( વર્ષ ૪-૫-૬-૭ ) અમદાવાદ
ડૉ. જેહાબાઈ ધનમાળીદાસ મુંબાઈ
રા. હિરાલાલ ત્રીભોવનદાસ અમદાવાદ
રા. ગજાનન બાલાજી દવે પેટલાદ
રા. મોહનલાલ પાર્વતિશંકર (વ.૬.૭.)મુંબઈ
મે. ન્યુ. હિંદુ ગુજરાતી કન્યાશાળા કરાંચી

રા. વૈકુંઠરાય શ્રીપતરાય નડીઆદ
રા. યુસફઅલી એ બાકરબાઈ મુંબાઇ
ડૉ. તુલજારામ સી. ખંડવાળા કલ્યાણ
( વ. ૫-૬-૭ )
રા. રમણિકલાલ બાલાજી પાલીતાણા
મે. શાખપુર સરક્યુલેટીંગ લાયબ્રેરી સાખપુર
રા. મોહનલાલ બી. મણિયાર સુરત
ઓન. સે. લોર્ડ. રે. લાયબ્રેરી ખંભાત
મે. કોસિન્દ્રા સરક્યુલેટીંગ લાયબ્રેરી કોસીન્દ્રા
અ. સૌ. રસિકગૌરી મુંબાઇ
સૌ. જમનાબ્હેન નગીનદાસ ,,
રા, જેશંકર બાપુજી-ભટ અંકલેશ્વર
રા. નરસીદાસ ભીમજી મુંબાઇ
સૌ. ધનલક્ષ્મી C/o હિરાલાલ ડૅ. અંકલેશ્વર
રા. લક્ષ્મીદાસ દેવજી ભટ મુંબાઈ
અ. સૌ. જયાલક્ષ્મી વેરાવળ
ડૉ. મુકુન્દરાય શામળપ્રસાદ અમદાવાદ
રા. મયાશંકર હરજીવન થાન્ડાકિ
રા. રતિલાલ એમ. રાવલ પાલીતાણા
રા. રતિશંકર ગીરજાશંકર ભાવનગર
રા. અરજુનલાલ નાગરજી દેસાઇ મુંબાઇ
રા. ત્રીકમલાલ બાપાલાલ આણંદ
રા. હરગોવનદાસ હરકીશનદાસ બાજવા
રા. કોરશી મૂલજી મુંબાઇ
રા. કેશવલાલ વાડીલાલ મુંબાઇ
રા. હરખચંદ લખમીચંદ મુંબાઇ
મે. ઓન. સે. સ્કુલ્સ કમીટિ(વ.૫,૬,૭)મુંબાઈ
રા. રઘવેન્દ્રરાવ કે. એનીઝેરી
રા. દિનકરલાલ નંદલાલ ખંભાત
રા. મગનલાલ છગનલાલ ગોધરા
રા. ધનજી ખેતશી (વ. ૫. ૬. ૭) કોડારા
મે. યુ. વી. પટેલ સેરબાન
રા. નરસીલાલ માધવલાલ (વ.૬.૭.)અમદાવાદ
રા. ભગવાનલાલ ગોપાળદાસ તોલાટ અમદાવાદ
રા. ઠા. નારણજી વિ. ઉમરસી(વ.૬.૭) મુંબાઇ
રા. હરિશંકર કૃષ્ણરામ ઉમરેઠ

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય; સ્વસ્થ થાય શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરા કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોના "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આતુર-વિચારોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ મેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે"

વર્ષ ૭ મું.] ઈ. સ. ૧૯૧૦ માર્ચ:-માઘ, વિ. સં. ૧૯૬૬. [અંક ૭ મો.

## ज्ञानसुगन्ध.

### स्त्रीओ अने अंग्रेजी भाषा.

युनिवर्सिटीनुं ज्ञान पामेलामांथी केटलाक स्त्रीओने अंग्रेजी भाषा शिखववी नहि एवुं कहेनार होय छे तेमने अंग्रेजी भाषा न समजी शक्या होय ए वर्गमां तो मूकी शकायज नहि. तेमने पोताने अंग्रेजीनुं ज्ञान न मळ्युं होत, अंग्रेजी पुस्तकोनुं अध्ययन तेमणे न कर्युं होय तो केवी स्थितिमां तेओ होत ते विचार करवानी मारी विनंति छे. शा कारणसर अंग्रेजी न शीखववुं ए जाणवामां नथी. कोई एम माने छे के अंग्रेजी भणवाथी स्त्रीओमां उद्धताई आवे छे, छुछलापणुं आवे छे अने स्त्रीने योग्य मर्यादा, गांभीर्य अने विनीतता नष्ट थाय छे आवुं परिणाम पुरुषोमां नथी आवतुं तो स्त्रीओमां शा सारु आवे ? अने कोई कोई दृष्टान्त तेवां मालम पडतां होय तो पुरुषोमां पण केम नहि होय ? तेम होय तो दोष अंग्रेजी अभ्यासनो नहि, पण अमुक व्यक्तिना मनना बंधारणनो छे. अंग्रेजीनुं नाम पण न जाणनार एवां उद्धत अने छुछलां, स्त्रीपुरुषोनी क्यां खोट छे के ते दुर्गुणो माटे अंग्रेजी भणतरनुं कारण शोधवानी जरुर होय, माटे अंग्रेजी साहित्यनी विशाळता, मनोहरता अने अर्वा-

चिनता लक्षमां राखो सारां पुस्तको वांचवा वंचाववानी इच्छा राखनारे ए भाषानो अनादर करवो घटतो नथी. संस्कृत भाषा प्राचीन छे, तेनुं साहित्य ओछामां ओछु हजार वर्ष जूनुं छे माटे ते बस नथी, आवश्यक छे पण पर्याप्त नथी. पुरुषोने तो सर्वत्र अंग्रेजी केळवणी मळे छे, पण स्त्रीओने माटे जूदी केळवणी; स्त्रीओने अंग्रेजीनी अनावश्यता माननारने आटलुं कहेवुं जरुरनुं लाग्युं छे.

सौ. विद्यागौरी.

---

## કાવ્યકુંજ.

### ગૃહદેવીઓનું ગીત.

અમે સ્નેહને સૌજન્ય કેરી દેવીઓરે લોલ,
અમે સ્વર્ગથી સંસાર તટે ઉતર્યાંરે લોલ,
અમે શાન્તિ ને આનંદ બધે વેરીએરે લોલ,
અમ હાસ્યમાં તો તેજના અંબાર છે રે લોલ.
અમે વાણીથી સ્વર્ગીય સુધા રેડીએરે લોલ,
અમ નેણમાંથી પ્રેમની ધારા ઝરે રે લોલ;
અમે ધાત્રીઓ સંસારની કહેવાઇએરે લોલ,
અમે વીર કૈં ઉછંગમાં હુલાવીએરે લોલ.
અમ ઉરથી અમૃત સેર બે ઝરે રે લોલ,
અમી પાઇને દેવાંશીઓ ઉછેરીએરે લોલ;
અમે વિશ્વના સંતાપ સર્વ હેરીએરે લોલ,
તપ્યા માનવીને છાંય શીળી આપીએરે લોલ.
દુઃખી માનવીનું શીર અઙ્ક રાખીએરે લોલ,
અમે ઉતર્યાં રોતાનાં આંસુ લૂછવારે લોલ;
અમ હાસ્ય થકી શોભતો સંસાર છે રે લોલ,
અમે વિશ્વમાં સૌન્દર્યના અવતાર છાંરે લોલ.
અમે કાન્તની માનીતી ગૃહદેવીઓરે લોલ.
અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છેરે લોલ,
અમે સ્વર્ગને સંસારમાં ઉતારીએરે લોલ,
અમે સ્નેહને સૌજન્ય કેરી દેવીઓરે લોલ.

નર્મદાશંકર બાળાશંકર.

## मातृ–उपकार.

અહો ! અતુલ ઉપકાર તુજ તો સદા માત ! છે,
કદી નવ શકે થઇ સુતથી તું પ્રતિ કાંઈ એ !
ગણી પણ શકાય ના જ ! બદલો વળી શો શકે ?
" અનન્ત તુજ ઉપકાર ! " વદી સર્વ વિરામશે !
વિના અરર ! સ્વાર્થલેશ, સુત કાજ તું વેઠતી,
અપાર શ્રમ વૃદ્ધ તોય કરતી હજુ માવડી !
અહો અવધિ માતૃસ્નેહ–ઉપકારની છે સદા !
ત્હને, સુખદ માત ! ઉપકૃત હું કરૂં વંદના !
થયું નહિ જ કાંઈ એ મુજથી, યાચનાં તે ક્ષમા
વહે નયનથી ન નીર, હૃદયે જ શોકાશ્રુ આ !
શકે નિરખી એ ન આ જગત કે કદી માત ! તું,
છતાંય પ્રભુ એક તો નિરખશે નકી એ બધું !
સદા તનયદોષ તો નકી અનેકધા થાય છે,
અને પુત કપૂત આજ બહુધા થતા આ જગે;
છતાંય તુજ તો સદા સતત સ્નેહ એ–એજ છે,
અપૂર્વ, અધિકારી, નિત્ય, જનનિ ! સદા શુદ્ધ એ !
અપૂર્વ તુજ સ્નેહ એ કૃતિ અગમ્ય છે ઇશની;
વિચાર ઉર એ કરી મતિ વિરામ પામી રહી !
અહો ! પરમ પૂજ્ય તું, પરમ ઉપકારી સદા,
ત્હને, પરમ,–માત ! પ્રેમમય હો સદા વંદના !

कुसुम.

---

## कष्टविस्मरण.

જો કષ્ટવિસ્મરણ થાય ન કોઇ કાલે,
ને અશ્રુનું વહન આમ સદૈવ સાલે,
કર્તવ્ય નષ્ટ થતું શાન્તિવિહીનતામાં !
અશ્રુ તણું જ પ્રતિબિમ્બ પડે બધામાં !
ને, અશ્રુ તો સંતતના જ વહ્યાં કરે છે,
કલાન્તિ થતાં નયન તો વિરમી રહે છે !
અકલાન્ત કિન્તુ ઉર–અશ્રુ રહી શકે છે,
અદૃશ્ય અશ્રુ પણ શાન્તિવિહીનતા છે !

કર્ત્તવ્ય લુપ્ત થવું નાજ કદી ઘટે છે!
કષ્ટોજ માત્ર સહવાં સુખ-સ્વાર્થ તો છે!
કાઠિન્ય કષ્ટ સહવા ધરવું સદા એ,
કર્ત્તવ્ય તેથીજ થઇ શકતાં બધાંએ!
જો કષ્ટવિસ્મરણ થાય ન કોઇ કાલે—
કર્ત્તવ્ય જીવન તણું કંઇએ ન થાશે!
કાઠિન્ય કાર્ય કરવા ધરવું,—સહેવું!
કર્ત્તવ્યમાં હૃદયકષ્ટ બધું વિલાવું!

કુસુમ.

---

## ન્હાની ન્હાનુની ગમતી ગરબી.

સખી કાન્ત કેરી પ્રેમ માલ કંઠે ઓપતી
કઠે ઓપતી હૃદયે ઓજ ઉજાસતી— સખી૦
અતિ મોંઘી પ્રીતિ કંથ તણી, મૂલ કદિ ન અંકાય;
ઘેલી બની હું એ પ્રીતિની પ્રેમિ મુજ સહચાર.
પ્રિતમ કેરા સંગમાં આનન્દજ માનતી,
લાજાલુ બની પિતમ નિરખી હું તો લાજતી— સખી૦
હેમનાં ઝરણાં ઉરમાં, માંહે હીલે નાથ
નંદ વહે સતત રતિની, જાપું કાન્ત જાપ
છાની છપની કા'નાથી ફરતી ભોળીરે
છાની ગોઠડીની ઘેલી એકાન્ત શોધતીરે
વ્હાલપના એ વીરાએ, જાણ્યું મુજ કામ
ધીમું થોડું રહઃ બોલી, સર્યા કરી સાન.
ધડકે હૃદય મુજ આ કિશોર બાલાનું
પ્રીતિના લ્હાવની મોજીલી હું ન્હાનુ— સખી૦
સંભાળતી કંકણ ખખડાટ, વળી નેપુરનાં નાદ
મૃદરવ કરતી હોઠ દાબતી, પિયુ રતિ ઉભરાય
સખી અલબેલીરે, કાન્તમાં શાન્તિ પામતી;
શાન્તિ પામતીરે, મોદ આણતી ધીરી આછું
સખી કાન્ત કેરી પ્રેમમાલ કંઠે ઓપતી
કઠે ઓપતી, હૃદયે ઓજ ઉજાસતી— સખી૦

બિહાર.

## વાર્તાલહરી.



### શ્યામકુંવરે લીધેલો લગ્નનો લ્હાવો.

( મળેલું )

શ્યામકુંવર પચ્ચીશીમા પેઠાં હતાં. ગૌરવર્ણાં હતાં. જીભનો ઝાઝો ઉપયોગ કરવાની ટેવ હતી. બાબાપને ઘેરથી ભર્યા પુર્યા પધારેલાં તો નહોતાં પણ જુવાનીમાં તેમના સસરા હુલાવી ફુલાવીને મેહેનતનું કામ લેતા તે તે હોંશે હોંશે કરતો તેથી શ્વસુરને ઘણાં પ્રીય હતાં. તેમના બોલને સસરા જરા વિશેષ માન આપતા હતા. ઘરમાં રેશમનો સાંચો હતો. સાંચાનું પઇડુ ફેરવતાં શ્યામકુંવર વિચારના વમળમાં પડ્યાં હતાં.

શ્યામકુંવરના પતિ પણ ઘરનોજ ધંધો કરતા હતા. પણ તેમનું ધ્યાન બહાર ફરવામાં વિશેષ હતું. પોળની બહાર શાકનું ચકલું હતું પણ સવારમાં દાતણ પાણી કરીને શાક લેવા જતા તે અગીઆર અને બારની વચમા ઉતાવળા ઉતાવળા પાછા આવીને ખાવા ક્યારે થશે, ભૂખ બહુ લાગી છે એવા બુમાટા કરી મુકતા હતા. સાધુ બાવાના અખાડામાં દમ મારવા બેસતા ત્યાં વખત વહી જતો તે વાત છુપાવવાને ચકલામાં શાક સારૂં મળ્યું નહીં માટે મોટે ચૌટે લેવા ગયો તેથી વાર થઇ એવું બહાનુ કહાડતા હતા. તેમના પિતા ભગવતી પ્રસાદ ખરેજ ભગવતિનો પ્રસાદ હતા. જાતે મેહેનતુ હતા, તેથીજ મેહેનતુ વહુને માન આપતા અને વહુનો બોલેલો બોલ ઝીલી લેતા, તથા વહુ વધારે પડતું ઘણુંએ બોલતાં પણ તેવણ સાંભળયું ન સાંભળયું કરી ચલાવતા હતા, અને તેજ કારણે સેહેને પુત્ર, રેવતીરમણ ઉપર ઘણો પ્યાર નહોતો.

વિચારની ગતિ–વેગ ઘણો હોય છે. વિચાર અજાણ્યા પ્રદેશમાં તેમજ નહિં અનુભવેલી વાતોમાં પણ વેગથી ચાલ્યા જાય છે. કેટલીક વખત અસંભવિત બાબતો ઉપર વિચાર એટલા બધા આગળ ચાલ્યા જાય છે કે તેને શેખચલ્લીના વિચાર એવું ઉપનામ મળી ચુકયુ છે. સાંચાનું પઇડુ ફેરવતાં ફેરવતાં શ્યામકુંવર વિચારના વમળમાં ગોથાં ખાતાં હતાં. તે વખતે મન સાથે એક નિશ્ચય કીધો કે છોકરાને પરણાવવો તો ખરોજ. કન્યા મળે અગર ના મળે, ખરચ થાય અગર ના થાય, સાસુ સસરો તેમાં સંમતિ–યા મદદ આપે યા ના આપે,–તોપણ છોકરાને કુંવારો રખાયજ કેમ ? કુંવારો રહેશે તો માતાનું કુટુ પડશે, લોક ચુંટી ખાશે, પીઅરીઆં કહેશે કન્યા મળતી નથી. આવડો મોટો છોકરો કુંવારો રખાય ખરો કે ? આ લગ્નમાં કુંવારો રહે તો છોકરો ટપલે પડે ! પછી કન્યા મળેજ ક્યાંથી ? પરણાવવો તો ખરોજ. સાસુ સસરો તો મારૂં બાપ જુએ છે. શું ? તેમને નાક વહાલું નથી ? ઇજ્જત જવા દેશે ? કદી નહીં. પરણાવવો તો ખરોજ. પરણાવ્યા વિના કેમ ચાલે ? છોકરાને કોઈ રીતે આ વિવાહમાં પરણાવવો એ નિશ્ચય પર શ્યામકુંવર આવ્યાં.

કડવાની દેરી બોલી હતી અને આજ વર્ષમાં કડવા સમસ્તનાં છોકરાં–છોકરાઓ અને છોડીઓ એકજ દીને પરણાવી દેવાનો માતાનો હુકમ થયો તો. કડવાનાં લગ્ન દર

દસ વર્ષે થાય છે ત્યારે ૪૦ દીવસનાં બાળકોને પણ પરણાવી દેવાનો ગુજરાતમાં રીવાજ છે. લગ્ન-આડા ફક્ત બે મહીનાજ રહ્યા હતા. જ્યાં ત્યાં વિવાહની-ચાંલ્લાની ધમાલ ચાલી રહી હતી. શ્યામકુંવરમાં ઇર્ષા-ખાર ઘણો હતો. કોઈનું સારૂં સાંખી શકતાં નહીં. એક બાંધએ તેમને ગોળ-ધાણા આપવા માંડયા. બીજીએ પુછ્યું, અલી ! તારા કીકાના વિવાહ કર્યા થયો ? શ્યામકુંવરના દીલમાં ઇર્ષાની આગ પ્રજળી. હાય ! ! હાય ! ! પડોશણના છોકરાના વિવાહ થયા અને મારા ચંદ્રશેખર માટે કોઇ માગું પણ આવતું નથી. આતે શો ગજબ ? ! રોયા લોકો પણ આંધળા છે. અરે ! એતો મારૂંજ ઘર પુછતો આવેલો પણ પડોશણ ભૂલ થાય ખવરાવીને પોતાના ઘરમાં લેઈ જઇને પોતાના છોકરાને ચાંલ્લો કરાવ્યો, એમ કહી મન વાળયું. પણ ઇર્ષાની આગ ઓલવાઇ નહીં.

બીજે દીવસે પોતાના જેઠના છોકરાના વિવાહ થાય છે સાંભળી શ્યામકુંવર વહુ છછણી ઉઠયાં. આડોશી પાડોશી, જેઠ જેઠાણી, સાસુ નણંદ, સસરા, ધણી જે હાથ આવ્યુ તેમને ઉધડાંજ લીધાં. કોઇએ જવાબ આપ્યો નહીં ત્યારે થાકીને બેઠાં. વિચારની પરંપરા ચાલી. સસરાની ઓશિયાળી શા માટે રહુ ? હું પોતેજ છોકરાવાસ્તે વહુ-કન્યા ખોળી કહાડીશ. એમ વિચાર કરી સંતોષ પામ્યાં. તે દીનથી કામ ધંધો મુકી દીકરાવાસ્તે કન્યા ખોળી કહાડવામાં ચિત્ત પરોવ્યું.

કન્યા તો ખોળી કહાડી પણ ખર્ચ થવાનું હતું. સસરાને વધામણી ખાધી. સસરા પણ છોકરાને પરણાવવા રાજી હતા. તે પણ પૌત્ર માટે કન્યાની આશામાં દીવસ કહાડતા હતા. એટલે શ્યામકુંવરને સંમત થયા. શ્યામકુંવરે રાત દીવસ મેહેનત કરીને સારી કમાઇ કરવાનો સધ્યારો આપ્યો. ડોસા દેવું કરવાને-મરજી વિરૂદ્ધ-કબુલ થયા. ડોસાએ વિચાર કીધો કે તેલ, મસાલો, ઘી અથાણું વિગેરે ખાવાની ચીજોમાં કસર કરીશું અને શ્યામકુંવર વહુ તન મનથી મેહેનતકરશે એટલે ખરચ ઘટશે અને કમાઇ વધશે. બે વર્ષમાં દેવું વાળી દઇશું. એમ કરી દીલ બેહેલાવ્યું.

શ્યામકુંવરના ચી. ચંદ્રશેખરભાઇના વિવાહ થયા. શ્યામકુંવર વહુનાં સાસુ લલીતા ડોશીએ ગોળ ધાણા વેહેચ્યા, તે શ્યામકુંવરને પસંદ આવ્યું નહીં. એક તપેલીમાં પાંચશેરેક માટલાનો ગોળ કહાડયો અને તેમાં આશરે અડધો શેર ધાણા નાંખી તપેલી હાથમાં લેઇ શ્યામકુંવર એક છેડાથી બીજા છેડા સુધી પોળમાં ફરી વળ્યાં. "ગૌતમ કાકીજી ! ઘરમાં છો કે ? આ ગોળ ધાણા લ્યો." "અલી ! શ્યામકુંવર ! શેના ગોળ ધાણા વેહેચચ. તારાચંદ્રાના વિવાહ થયા કે ? હોવે ! કાકીજી ! એહ ! વહુ તો રૂપનો ભંડાર છે. બડી ચંકાર છે. અને ખોળકણી તો એવી કે તમે ખુશ ખુશ થઇ જાઓ. મોટી થશે ત્યારે મોટા ઘનેતરને જવાબ દે એવી હુંશીઆર થશે. કાકીજી ! છે તો નાની પણ બહુ ચાલાક છે. તમારા છોકરા કરતાં જરાક મોટી દેખાય છે. ઉંમરમાં તો સરખાંજ હશે. આઠ દસ મહીને મોટી હશે પણ તે કાંઈ ઝાઝો ફેર કહેવાય ? કાકીજી ! લ્યો કાકીજી આવજો હોંકે. હવે હું જેઉંછું. બહુ વાર થઇ. જરા બધે ઘેર ગોળ ધાણા આપી આવું" એમ કહી આગળ ચાલી. એક ઘરમાં તેના સમોવડી ચંચળ વહુ મળી, તેણે પુછ્યું. 'અલી, ! શ્યામકુંવર વહુ ! તારી વહુ તો બહુ ચાલાક છે એમ મેં સાંભળ્યું તે ખરૂં ?" "હોવે ! બા, વહુ બહુ વાચાળ છે." "ત્યારે જરા અત્યારથીજ દાબ રાખજે ! નહીં તો તને ગણશે પણ નહીં." "અરે ! ના બેંદે

શું ? એવા દાબમાં રાખુ કે જરાએ ચહકવાએ ના દઉ ? મને ઓળખે છે ?" એમ વાતચીત કરતાં સ્યામકુવર ગોળ ધાણા વેહેચીને ઘેર આવ્યાં. તે દીન તેનો ખુશ ખુશાલ ગયો. આનંદસાગરમાં તરવરી રહી. લગ્નનો દીવસ ક્યારે આવશે, તેની તાલાવેલી લાગી સારાં સારાં લુગડાં પેહેરી રામણ દેવો ઝાલીને હું જ્યારે હીંડીશ ત્યારે લોકો મને જોઇ જ રેહેશે એવા એવા તરંગોમાં દીવસો નિર્ગમન થતાં છેવટે લગનનો દીવસ આવી પહોચ્યો. સ્યામકુંવરનો હરખ માતો નહોતો.

વરઘોડો ચહડાવવાની સઘળી તૈયારી થઇ રહી છે. લોકને જાણુ કરવા તાંસા વગડાવવા માંડયા. વરને ( સ્યામકુંવરના પુત્રને ) પીળી ચોળી, વાગો પટકો, અને મંડીલ પેહેરાવી હાથમા શ્રીફળ આપી ઘોડાપર બેસાર્યો. ઘોડા ઉપર એકલા બેસી શકે એટલી ઉમરના ચંદ્રશેખરભાઇ હતા એટલે તેમની પાછળ તેમને ઝાલવાને બીજા છોકરાને બેસારવાની જરૂર તો નહોતી, પણ કેટલાક ઘરડાં ડોસા ડોસીઓએ આગ્રહ કરીને વરથી બે ત્રણ વર્ષે મોટો વરનો ઓરમાન મામો હતો તેને વરને ઝાલવા પાછળ બેસાર્યો. વરઘોડો આગળ ચાલ્યોઃ તાંસા ઢોલ અને વાજાં વાગતાં તેમની પાછળ વરનો ઘોડો અને પાછળ બઈરાંઓ તથા પુરૂષોનું સાજન ચાલતું હતું.

સ્યામકુંવરે એક ઉમદા રેશમી ઝીકવાળી કોરનો સાળુ પેહેર્યો હતો. કાને, કોટે, હાથે નાકે અને કોણીએ સુવર્ણના અલંકારો શોભાવી દીધા હતા. પગમાં ઘુઘરીવાળા સાંકળા પેહેરી ઠમકેથી ચાલતાં હતાં. હાથમાં રામણ દીવો ઝાલેલો હતો તેમાં કપાસીયા અને દીવેલ પુરી સળગાવેલા હતા, તેની ઝાળથી સ્યામકુંવરના હાથ વારે ઘડીયે દાઝતા હતા; પણ ફરીયાદ જરાએ કરતાં નહોતાં. રસ્તામાં એક પોલીસ ચોકી આવી, ત્યાં પોલીસના સીપાઇએ ઢોલ તાંસા વાગતાં બંધ કરાવ્યાં. કારણ ત્યાં થઇને એક અમલદારની ગાડી જતી હતી. બંધ થતા થતામાં પણ તેનો ઘોડો ભડકયો. સાથે વરનો ઘોડો પણ ભડકયો. ઉછળ્યો. વરરાજાએ જમીન ઉપર દંડવત કીધા. ઘોડાની લાત વરની મા–સ્યામકુંવરને કપાળમાં વાગી. સાળુનો છેડો ઝાળ ઉપર ઉડયો, અને સળગ્યો ભડ ભડ લાગ્યો. રામણ દીવો હાથમાંથી પડી ગયો. નિચે પડયો ત્યાંથી તેની ઝાળ સ્યામકુંવરના ચણીયે અડકી. અગ્ની દેવે સ્યામકુવરના સાળુ અને ચણીયા બંનેનો કબજો લીધો. તે બેઉ વસ્ત્ર તેણે ફેંકી દેવાનો યત્ન કીધો પણ તેમ કરતાં પેહેલાં શરીરપર ફોલ્લા પડી ગયા. શરીરે બળતરા તો ઘણી બળતી હતી પણ હરખમાં તે ગણકાર્યું નહીં. વરને જમીન પરથી ઉઠાડી ફરીથી ઘોડા ઉપર બેસારી વરઘોડો આગળ ચાલાવ્યો. વરની મા પણ સાથેજ ગયાં. હરખમાં દાઝયાનું દુઃખ જણાતું નહોતું. વર પરણીને ઘેર આવ્યો, સ્યાકુંવર પણ કેટલેક દીવસે બીલકુલ સાજાં થઇ ગયાં. એ ત્રણ વર્ષમાં દેવું વાળી દીધુ.

સ્યામકુંવરને પરતાપકુંવર ( જે તેમના પુત્ર વધૂનું નામ હતું ) ઉપર બહુ પ્રેમ હતો. મેહેનત મજુરી કરી પરવારી કોઇ કોઇ દીન બજારમાંથી કાંઇ ખાવાનું લાવીને પરતાપકુંવરને પીઅર જઇને આપી આવતાં હતાં. ગોર્યોના દિવસમાં દાડમ, જાંબુ, કેળાં કાકડીઓ વીગેરે ફળફળાદી પુષ્કળ પહોચાડતાં હતાં. કોઈ કોઇ દીવસ જમવાને બહાને વહુને ( પરતાપકુંવરને ) તેડી લાવી સ્યામકુંવર બહુજ લાડ લડાવતાં હતાં. ઘરમાં સાસુ હૈયાત છતાં વહુની સરભરા-કરવાનું પોતાને માથેજ રાખતાં હતાં.

છોકરાની વહુ અગીઆર બાર વર્ષની થતાં શ્યામકુંવરને તેને પોતાને ઘેર લાવવાનો પુંખણું કરવાનો વિચાર ઉદ્ભવ્યો. તેજ વખતે કેટલીક અભિલાષા પણ થઇ આવી પોતે સાસુને વશ રહેલાં નહીં પણ સાસુ સસરાને પોતાને વશ રાખેલા હોવાથી શ્યામકુંવરને પહેલો વિચારજ એ આવ્યો. કમળાવાળુ માણસ સર્વત્ર પીળુંજ દેખે છે. તે પ્રમાણે શ્યામકુંવરને પણ વહુ વશ નહીં રહેવાના વિચાર આવવા લાગ્યા, વહુને વશ તો રાખવીજ જોઇએ તે માટે પહેલેથીજ વહુને દાબમાં રાખવાનો વિચાર કીધો.

પ્રતાપકુંવરને, શ્યામકુંવરે પોતાને ઘેર તેડી. માતા દીકરાની વહુને ઘેર આવેલી જોઇ ઘણી આનંદ પામી. એક બે આણાં આવ્યાં ગયાં ત્યાંસુધી સઘળું ઠીકઠીક ચાલ્યું.

છોકરો—ચંદ્રશેખર રખડેલ હતો. તેના દાદા તેને ભણાવવા વાસ્તે બહુ કાળજી રાખતા હતા. પણ પોતે અંગ્રેજીથી અજ્ઞાન હોવાથી તે ભણે છે, કે ભટકે છે તેની સંભાળ રાખી શકતા નહોતા. તે કામ તેમના પિતા–રેવતીરમણ બજાવી શકે એમ હતું પણ તેમને ઝાઝી કાળજી નહોતી. ચંદ્રશેખર જેમ તેમ કરતાં ગુજરાતી ભણી રહ્યો એટલે તેને અંગ્રેજી નિશાળે બેસાર્યો. ત્યાં મહીનામાં પાંચ સાડાપાંચ દહાડા હાજરી આપતા હતા. કેટલાક દહાડા તેમની માતા શ્યામકુંવર જમવાને બહાને નિશાળે જવાજ દેતી નહોતી. વળી કોઈ દીન ચંદ્રશેખર દફતરને કોઈની ખાળકુંડીના ગોખલામાં સંતાડીને સરકારી બાગમાં મજા મારવા જતા ત્યાંથી નિશાળ છુટવાના વખતે પાછા આવી દફતરને લેઇને ઘેર આવતા હતા. એમ કરતાં ચારે જાતની એ. બી. સી. ડી. શીખી રહ્યા પછી નિશાળે જવું બંધ કરી નોકરીની તલાસમાં ફરતા હતા. એક શરાફને ત્યાં ગુમાસ્તી બેઠા. ત્યાં શેઠના કોઇ દુશ્મનને કાંઇ બાતમી આપતાં પકડાયા એટલે ત્યાંથી સુકુ નાળીએર અને લીલો ગોળ મળ્યો. નવરાત્રીના દીવસોમાં ગરબા જોવા જતા ત્યાં મ્યુનીસીપાલીટીનાં ફાનસ ફોડવાની શરત બકતા હતા. એક વખતે એવી શરતમાં પોતે જીત્યા તેનો આનંદ માનતા અને દોસ્તોમાં બડાઈ હાંકતા હતા તેવામાં એક ફરાસે (મ્યુસીપાલીટીની બત્તીઓ સળગાવનાર) ફાનસ ફોડતાં જોયેલા તે તેમની આંખની (આંખે જરા બાડા હતા) નિશાનીથી ખોળતો આવીને સીપાઇ પાસે પકડાવ્યા હતા. તેમાં તેમના ઓનરરી માજીસ્ટ્રેટે ત્રણ રૂપીયા દંડ કીધા હતા જે તેમના દાદાએ તરત ભરીને તેમને છોડાવી લાવ્યા હતા. એક વખતે તેમના સગાને ત્યાં નાત હતી તેમાં લાડુની ઓરડીની ચોકી કરવાનું કામ તેમને સોંપવામાં આવ્યું હતું. ત્યારે ઉપરવાડેથી વાઘરીને (ન્યાત જમી રહ્યા પછી જે દેડીયા પડે છે તેમાં દેડ અને વાઘરી હોય છે તે) લાડુની ટોપલી આપી લકડીઓ લીધી હતી. આવા સર્વગુણ સંપન્ન અને ભણી ગણી વિદ્વાન થયેલા ચંદ્રશેખરભાઇ. કર્મસંયોગે એક ખાતામાં ઘુસી જવા પામ્યા હતા. તેમની નોકરી શેહેરથી દૂર હતી ત્યાંજ ઘર માંડીને રહેવું પડતું હોવાથી ત્યાં વહુને–પરતાપકુંવરને મોકલવી પડી તે શ્યામકુંવરને ગમ્યું તો નહીંજ પણ અણચાલ્યે તે ઘુંટડો ગળી જવો પડ્યો. પરતાપકુંવર એકલી રહેવા પામી. ત્યાં સ્વતંત્ર થઇ, વરને વશ કીધો. વર વહુનીજ આંખે જોવા લાગ્યો. વરને બાબુ નામથી વહુ બોલાવતાં શીખ્યાં. (હીંદુ સંસારમાં ખાસ ગુજરાતમાં–વર વહુ એક બીજાનું નામ લઇ શકતાં નથી. કાંઇ છોકરૂ હોય તો તેના નામથીજ એક બીજાને બોલાવે છે.) પડોશમાં એક બંગાળી રહેતો હતો તેને માતાઓ સઘળા બાબુ કહેતા હતા તેજ શબ્દ "બાબુ" પરતાપકુંવર પોતાના સ્વામીને બોલાવતાં વાપરતાં હતાં.

પરતાપકુંવર; શ્યામકુંવરથી ચઢે એવાં હતાં. એકલાં સ્વતંત્ર રહ્યાં તેથી જીભને પણ પૂર્ણ છુટ મળી હતી. અડોશી પડોશીથી રોજ ઝડાકા લેવાતા હતા. નળ ઉપર પાણી ભરવા જતાં ત્યાં "મારા બાબુ" જમવા આવવાના છે એમ કરી પહેલાં પાણી ભરવાનો પોતાનો હક રજુ કરતાં છતાં બીજા બૈરાંઓ તેમના તે હકને ગણકારે નહીં તો ગાળી-પ્રદાનનો શરપાવ આપતાં હતાં.

એક દીવસ ચંદ્રશેખરભાઇ વહુથી ઘણા ખુશી થયા, તે તકનો લાભ લઇ પરતાપકુંવરે દયામણું મોં કરી પોતાની માની ગરીબાઇનું વર્ણન કરી પતિની દયા ઉશ્કેરી. પરતાપકુંવરની માતા જીન્હાકુંવર વિધવા હતાં. તેમને પુત્રની સંતતિ નહોતી. સંતતિમાં ફક્ત બે પૂત્રીઓ હતી.

પરતાપકુંવર બોલ્યાં—તમારા જેવો જમાઇ છતાં મારી માતા દયણાં ખાંયણાં કરી પેટ ભરે તે તો મને ઘણું શરમાવવા જેવું લાગે છે. ઘરનું કામકાજ કરતાં મને જરાપણ નવરાશ મળતી નથી. (અસારે ઘરમાં ધણી ધણીઆણી બેજ જણ હતાં) ઘરનું કામકાજ તો હું સવાર સાંજ અસુરે પણ કરી શકું એમ છે પણ મને એકલીને દેખી આ પડોશણો મને ઘણી પજવે છે, તેથી મારાથી ઘરનું કામકાજ થઇજ શકતું નથી. મારી મા જો અહીં મારી સાથે રહે તો તેના [illegible] મારી નાની બહેન વનમાળા છે તે તો ઘણીજ નાની છે એ શું વધારે ખાઇ જવાની છે? ઉલટુ તે તો તમને પણ દાતણ પાણી આપશે. હાથ પગ ધોવરાવશે વીગેરે કામમાં કેટલી ઉપયોગી થઈ પડશે તે તો વિચાર કરો ? હેં સાંભળોછો ? મારી માને થોડા દીવસ અહીં રાખશો તો તમારૂ કાંઈ ઘર ખાઈ જશે નહીં. એટલુએ મારૂ કહ્યું નહીં કરો ?

વહુના કહેવાની વરપર સારી અસર થઇ. ચંદ્રશેખરભાઇની સાસુ અને નાની સાળી પોતાને ઘેર આવી રહ્યાં.

ચંદ્રશેખરભાઈની ગેરહાજરીમાં મા દીકરીઓ ખૂબ માલમલીદા બનાવી ઉડાવવા લાગ્યાં. એક પડોશણે તે દેખ્યું. તેણે પડોશની બીજી બાઈડીઓમાં તે વાત કીધી. એક રોજ એક બાઇએ હસતાં હસતાં જીન્હાકુંવરને કહ્યું, તમે તો જમાઇને ઘેર આવી સુકાયાં. હોય ! ઘડપણ જણાઈ આવ્યું છે. બીજી બટક બોલી બાઇએ કહ્યું– પાણીમાં ચણો ઓગળે એમ તો ઓગળી ગયાં છે !! બસ. લડાઈ જામી. બે દીકરીઓ અને ત્રીજી મા ત્રણે જણીઓએ વાગયુદ્ધ શરૂ કીધું અને જીત મેળવી. પડોશણો બીચારી શરમાઇને ઘરમાં પેસી ગઈ. બહાર નિકળીજ નહીં એટલે પેલી ત્રણ કર્કશાઓ વધારે ઉશ્કેરાઈ. વાઘરીવાડા–માછીવાડાનો જેવો દેખાવ થઇ રહ્યો.

ધણી–ચંદ્રશેખરભાઇ ઘેર આવ્યા. વહુ–પરતાપકુંવરે ભરી મરયું. બબરાવીને ધણીને વાત કરી, રોઇ પડી. આંખમાં આસું આણ્યાં. વરને દયા આવી. પડોશણો ઉપર ગુસ્સે થયા. તેમણે પણ વાગ્બાણ ચલાવવામાં બાકી રાખી નહીં. તમાશો જોવાને લોક એકઠું થયું. સામા પક્ષ તરફથી કોઇ બોલ્યું નહીં એટલે ચંદ્રશેખરભાઇ થાકીને ઘરમાં ગયા. લોક વેરાઈ ગયું. ચંદ્રશેખરનો ગુસ્સો હજુ ઉતર્યો નહોતો. આ—લોકોને સીધા કરવા જોઇયે. રીપોર્ટ કરીશ. ઉપરી અમલદારને રીપોર્ટ કરીને તે સઘળાને પાંસરા કરીશ. એવો વિચાર

કીધો પણ તેમાં એક અડચણ હતી. રીપોર્ટ અંગ્રેજીમાં લખવો જોઇયે. પોતે અંગ્રેજીના મૂળાક્ષર સિવાય વિશેષ ભણેલા નહોતા તેથી કોઇ સહકર્મચારીની પાસે રીપોર્ટ લખાવવો પડશે. પણ તેમનીજ વિરૂદ્ધમાં અરજી કરવાની હતી એટલે કોઇ લખી આપશે નહીં. તે વિચારમાં નિષ્ફળ થયા. અરજી લખી આપનારના અભાવે રીપોર્ટ–અરજી કરવાનો વિચાર માંડી વાળયો.

એક દીન બપોરને વખતે જ્યારે પડોશમાંથી સઘળો પુરૂષ વર્ગ કામપર ગયા હતા ત્યારે કાંઇ કારણસર ચંદ્રશેખરભાઇ ઘેર આવ્યા. થોડાજ વખત પહેલાં તેમના ઘરમાંથી ત્રણે સુલક્ષણી બાઈઓએ પડોશણોને ગાળી પ્રદાનથી નવાજી હતી તેમાંની બે ત્રણ બાઇઓએ ચંદ્રશેખરભાઇને ખુબ પીટયા—માર્યા. ચંદ્રશેખરના પેટમાં બરોળની ગાંઠ હતી માટે વાગવાથી માંદા પડયા. મા દીકરીઓ મફતનું ખાઇને તાજી માજી થયેલી હતી તેમણે પણ સાથે ઢોંગ કીધા. તેમણે કહ્યું અમને પણ થોડા વખત પહેલાં આજ પ્રમાણે મારી હતી. ચંદ્રશેખર ઘણે દહાડે સાજા થયા.

પહેલી લડાઇ વખતે ચંદ્રશેખરભાઇ અરજી કરવાના હતા પણ અરજી લખી શકતા નહીં હોવાથી તે વિચાર બંધ રાખ્યો હતો પણ સામા પક્ષવાળાઓએ તો અરજી કીધી હતી. તેની હવે ખાતા તરફથી તજવીજ થઈ. મા દીકરીઓનો વાંક નિકળયો. બલા ઉપરી અમલદારે ચંદ્રશેખરને ઠપકો આપી મકાન બદલવાનો હુકમ આપ્યો. સાથે એ પણ હુકમ આપ્યો કે સાસુ અને સાળીને જાયુકનાં સાથે રાખવાં એ કાનુન વિરૂદ્ધ હોવાથી સરકાર મકાનમાં તેમને રાખી શકાશે નહીં. લાચારીએ જીવ્હાકુંવરને જગાઇનું ઘર છોડવું પડયું.

પીતાના મરણ પછી રેવતીરમણ ટપાલમાં નોકર રહ્યા હતા. અને ચંદ્રશેખર રેલ્વેમાં નોકર હતા. ત્યાંજ રેવતીરમણની બદલી થઇ, કરાવી. રેવતીરમણ થોડા દીવસ તાવ અને નબળાઇની બીમારી ભોગવી સ્વર્ગે સીધાવ્યા. શ્યામકુંવર હવે છોકરાને આશરે પડી. છોકરાનું વહુ આગળ ચાલતું નથી. પરતાપકુંવર સાસુનો પ્રેમ ભુલીજ ગયાં હતાં. હવે તો તેમને તે દુશ્મનજ દેખતી હતી. એ મારા ઘરમાં નહીં. અગર હું તમારા ઘરમાં નહીં. મારાથી તમારી માને દળી બચડીને ખવરાવાશે નહીં. ! ! હુ કાંઇ એમની લુંડી નથી ! ! ! તમે બાપુ કહેવાઓ અને હું શું વઇતરૂં કરૂં ? ! ! ! ચંદ્રશેખરભાઇને પરતાપકુંવરની પ્રીય પત્નિની દલીલ ખરી લાગી ! ! માતાપર ગુસ્સો આવ્યો. હદ આવી રહી ! ! ! વાંચનાર ! તેં પણ આવી સ્થીતિ નજરે નિહાળી નથી ? ! અસલના વખતમાં શ્રવણે અંધ માબાપોને કાવડમાં ઘાલી જાતરા કરાવી હતી. આજના વખતમાં અક્કલહીન આંધળા પુત્રો માબાપને ખાવા પણ આપતા નથી. તેમને આ પાપપુંજ સંચય કરવામાંશ્વસુર પક્ષનાઓ સહાયભૂત થાય છે. તેવા સહાય કરનારાઓ પણ પોતાપર એવુંજ ગુજરે છે ત્યારે અફસોસ કરે છે ! કાળની બલીહારી છે ! !

શ્યામકુંવરને રંડાપો આવ્યો હતો. આપણા હિંદુ રિવાજ પ્રમાણે લોક લાજથી ડરીને ખુણો પાળવો જોઇયે. છોકરાની વહુ તો ઘરમાં રહેવા દેવાનેજ ના પાડે છે. ભગવતી પ્રસાદના મરણ પછી ઘરનો ધંધો રેશમનો સાંચો કહાડી નાંખ્યો હતો, અને

રેવતીરમણ નોકરી કરતા હતા એટલે શ્યામકુંવરને પોતાનું ગુજરાન કરવાને કાંઇ પણ ધંધો કરવાની જરૂર હતી. ઘીની દેગડીઓ લાવી પેટીયું કુટી કહાડી શકે એમ હતું પણ ખુણો પાળવાનો હોવાથી તે બને તેમ નહોતું. ચુમાઇને છોકરાને ત્યાં થોડો વખત તો રહેવુંજ જોઇયે. સુખે વા દુઃખે થોડા દીવસ–મહીના કહાડવા જોઇયે. બીજો કોઇ ઉપાય નહીં હોવાથી રહેવું પડયું. પરતાપકુંવર બહાર ફરતી ફરે અને સાસુની બદબોઇ કર્યા કરે. ઘરમાં ફક્ત રાંધવું અને બહારથી પાણી લાવવું એ પરતાપકુંવર કરતાં હતાં અને બીજું સઘળું કામ જેવું કે દળવું, ખાંડવું. વાસણ માંજવાં વિગેરે સઘળું કામ સાસુ–શ્યામકુંવર-નેજ કરવું પડતું હતું. હવેજ શ્યામકુંવરને દુઃખના વિચારો આવવા લાગ્યા.

અરર ! દેવું કરીને દીકરાને પરણાવ્યો. પેટે પાટા બાંધીને રાત દીન મહેનત કરીને દેવું વાળયું. વહુને લાડ લડાવ્યાં. ત્યારે આ દશા ભોગવું છું. મેં જેવું કીધું હતું તેવુંજ મારા પ્રત્યે થાય છે. આપવું અને લેવું ! ! પડઘા પડવાનો નિયમ કેમ મિથ્યા થાય ? મેં સાસુને કોઇ દિન સુખ આપ્યું નહોતું તો હું ક્યાંથી મેળવી શકું ? બાળપણામાં છોકરાને પરણાવવાનો લહાવો લેવાને હું બહુ આતુર હતી. ત્યારે આ દુઃખનો ભણકારો પણ મને થતો નહોતો. હવે તો મેં જાતેજ અનુભવ્યું છે. પણ ઘણુંજ મોડું થયું છે એટલે પસ્તાવો કામનો નથી. એમ વિચારની પરંપરામાં નિદ્રાવશ થઇ ગઈ

---

## આંકની ચોપડી.

---

### ( સ્ત્રી લેખ. )

૧

મ્હારા મિત્ર દિનપ્રસાદે પુછ્યું “ હરી ! તું રાજકોટ સાહિત્ય પરિષદમાં આવીશને ?” મ્હેં મોં મરડયું ને બોલ્યો. હું તો કંઇ આવતો નથી. મને રાજકોટમાં આવવું ગમતું નથી. ભાવનગરમાં પરિષદ ભરાત તો ચોકસ આવત, પણ રાજકોટ નહિ આવું ” તેણે કહ્યું “ કાં નહિ આવ ? તું વિચિત્ર માણસ જણાય છે. ગીતોના રાગડાતો લાંબા લાંબા ખેંચે છે, ને પોતાના વતન તરફ જરાએ લાગણી ધરાવતો નથી, એ અજબ જેવું છે. પરિષદના અગાઉના દિવસોમાં ગોન્ડલ ઠાકોર સાહેબની સિલ્વર જ્યુબિલિનો પ્રસંગ છે, ત્યાં જઇશું. ત્યાર પછી રાજકોટનો પછી ગીરનારની સ્ટેલે જઇશું. તારી ઇચ્છા હશે તો રાજકોટમાં વધારે રોકાઇશું. ” છેલ્લા વાક્યથી હું છેડાઇ પડયો ને બોલ્યો–“ રાજકોટમાં વધારે રોકાઇને વળી શું ઉકાળવું છે ? ” પછી જરા શાંત થઇ કહ્યું “ દીનુ તું તારે જા. મ્હારે નથી આવવું. ” “ શામાટે નથી આવવું કંઇ કારણ ? ” દીનુએ પુછ્યું, મ્હેં કહ્યું “ આ હમણાં મને અવકાશ નથી, તબીયત સારી નથી, આવવાની સગવડ નથી, ધોબીને ત્યાંથી કપડાં આવ્યાં નથી, કેટલાંક કપડાં દરજીને ત્યાં છે, મ્હારે બહાર ગામ જવું છે, વગેરે વગેરે. ” પણ દીનુએ મ્હારાં કારણો સબળ ગણ્યાં નહિ. આગ્રહથી તે મને રાજકોટ ખેંચી લાવ્યો. સુરત, ભરૂચ, વડોદા, અમદાવાદ, વિરમગામ, વઢવાણ, ને

છેલ્લે રાજકોટ ઉતરતાં દરેક ઠેકાણેથી મ્હેં પાછું વળવા તીવ્ર ઇચ્છા ધરાવી. પણ દીનપ્રમાદ હઠીલો થયો.

૨.

ગોન્ડલ ઠાકોર સાહેબની સિલ્વર જ્યુબિલિ જોઈ કન્યાશાળાના મેલાવડામાં અમને આમંત્રણ હતું, પણ હું ત્યાં ન જતાં ભગવતસિંહજી બાળાશ્રમનાં અનાથ બાલકોને જોવા ગયો. સમીયાણામાં જવાની મ્હેં અનિચ્છા બતાવી ત્યારે દીનુ ચીડાયોને બળપુર્વક મ્હને ખેંચી ગયો છતાં પણ હું ત્યાંથી છટકી ગયોને આશપુરાં માતાના ઓટલાપર એકાંતમાં મ્હેં મારો સમય પસાર કર્યો. તો પણ જ્યુબિલિમાં મ્હને ઘણું જોવા જાણવાનું મલ્યું અને ખાસ કરીને રાજા પ્રજાનો અન્યો અન્ય પ્રત્યે ઉભરાઇ જતો પ્રેમ અને અરસપરસથી જળવાયલા માનપાને મ્હારા પર ઘણી અસર કરી.

અમે રાજકોટ આવ્યા. મ્હને રાજકોટમાં બીલકુલ ગમતું નથી. રાજકોટનું પાણી, રાજકોટની હવા, રાજકોટનો ખોરાક, રાજકોટની રમ્મત ગમ્મત, રાજકોટના ધોબીનાં ધોયેલાં કપડાં, રાજકોટના દરજીની સિલાઇ, વગેરે વગેરે મ્હને માફક આવતું નથી. બારી બારણાં બંધ કરી આપણે ઓઝલમાં બેસી રહેતા!! દીનુ કિંગ કોલેજ, શરતનું મેદાન, ફિમેલ ટ્રેનિંગ કોલેજ, મેલટ્રેનિંગ કોલેજ, સૌરાષ્ટ્ર હાઇસ્કુલ, ફુવન હોસ્પિટાલ, કિંડ કન્યાશાળ, મી. પર્ડીતની હાઇસ્કૂલ મારકીટ; પંચનાથની જગ્યા, વગેરે જોવા જતો સાથે આવવા મ્હને આગ્રહ થતો પણ દરેક વખતે હું ચીડતો.

ત્હમે શું કહો છો? બળીયલ સ્વભાવનો માણસ છું? હા કદાચ તેમ હોય. પણ ન્હાનપણથી ઇંટર સુધીના કલાસમાં મ્હને "આનંદી હરી" નો ઇલકાબ મળ્યો હતો. ઘણાં ખરાં મ્હને એજ ઇલકાબથી ઓળખતાં હતાં. એ ઇલકાબ મ્હારા મિત્ર પેસુની ન્હાની બ્હેન જરબાનુ તરફનો હતો. પણ ન્હાનાં મોટાં સર્વે કહેતાં કે એક નિર્દોષ બાલિકાએ આપેલો ઇલકાબ સત્ય છે. ખરેજ હરી આનંદીને રમુજી છોકરો છે. પણ હમણાં હમણાં મ્હારૂં નામ ફરી ગયું છે ખરૂં કોલેજના વિદ્યાર્થીઓ મ્હને બળીયલ પ્રોફેસર કહે છે, ને નોકરો મ્હને ખીજાયલા શેઠના નામથી ઓળખે છે.

લમાંથી છૂટયા પછી અમે હમેશાં ફરવા જતા અને રવિવાર તહેવારના દીવસોમાં જરી અમારો ત્રીજો સાથી હતી.

હું ને પેસુ બી. એ. ની પરિક્ષા આપવા મુંબાઇ ગયા ત્યારે જરી નવેક વર્ષની બાલિકા હતી. અમારૂં મુંબાઈ જવાનું સાંભળી તે રડીપડીને બોલી "હરીભાઇ તમે મુંબાઇ ન જાવ તો ?" મ્હેં કહ્યું "પરિક્ષા આપવા ગયા વિના ચાલે કે" ? તે બોલી ઊઠી "ઓહો ! પરિક્ષાજ આપવી છેનાં ? ત્યારે તમે અહીંજ પરિક્ષા આપોની. ડેપ્યુટી સાહેબ અમારી પરિક્ષા લેવા આવ્યા છે." અમે સર્વ હસી પડયાં ને રતનમાયજી બોલ્યાં–" જરી ઘેલી તે ઘેલીજ રહી."

નવેમ્બરની ૨૪ મીએ અમારૂં રીઝલ્ટ બહાર પડયું. પીરોજશાહ પહેલા વર્ગમાં આવ્યા હતા અને એક સ્કોલરશીપ પણ મેળવી હતી. પણ હું ? હું તો માંડ પાસ થયો. જરીએ મારો બચાવ કર્યો નહિરે હરી કંઇ ઠોઠ નથી એ તો જુઓને ડેપ્યુટી સાહેબ અમને બે રકમનો સરવાળો લખાવ્યો ને બાદબાકી સમજી મ્હેં બાદબાકી કરી તે ખરી હતી છતાં સરવાળો જોઇએ તેથી મ્હારા પંદર માર્ક કપાયા એવુંજ કંઇ હરીભાઇને થયેલું" પણ નહિ જરી ભલે તેમ કહે હું ઠોઠ હતો. હાઇસ્કુલમાં મ્હારૂં નામ પહેલું રહેતું ને પ્રીવીયસમાં મ્હને સ્કોલરશીપ મળી હતી પણ હમણાં હું ઠોઠ થઇ ગયો છું એક વિચિત્ર બનાવે મ્હારૂં ચિત્ત ભમી ગયું હતું.

૪

તે બનાવ કયો હતો ? દસબાર વર્ષ પહેલાંનાં જાહેર પેપરોમાં જ્યુબિલિ ગાર્ડનનો અકસ્માત વાંચો, તેમાંથી તમને મળી આવશે. દસબાર વર્ષની વાત તમે યાદ લાવોને તમારા સ્મરણમાં આવશે. તમારાં મુરબ્બીઓને પૂછો ને તે હકીકત તમને સંભળાવશે. છતાં મ્હારી પાસેજ માગણી કરોછો ? તો સાંભળો ઇંટરની પરિક્ષા પસાર કર્યા પછીના બીજા વર્ષ સીનીયર બી. એ. ના એક વેકેશનમાં પીરોજ જરી ને હું જ્યુબિલિ ગાર્ડનમાં ફરવા ગયાં. ચોમાસાની રૂતુ હોવાથી ગાર્ડનની ઉત્તર દિશાના નાળામાં ઘણું પાણી હતું અમે નાળા પાસેની પથ્થરની બેઠક પર બેઠાં ને મ્હારી ટોપી મ્હેં પાળ પર મૂકી. અમે સંતાકુકડીની રમત શરૂ કરી. જરી ને પીરોજશાહ સંતાયાં, તેમને શોધી કાઢવાનું કામ મ્હારૂં હતું. તમે કહેશો કે કોલેજના વિદ્યાર્થીઓ આવી રમત રમે એ તો કઢંગું, છોકરમુદ્દી. પણ જરીની પ્રિય રમત હતી અને જરાની ખુશીમાં મ્હારો આનંદ સમાયલો હતો. ને એક એવી નિર્દોષ છોકરી હતી કે વાંચક ! મ્હારે બદલે તમે ત્યાં હાજર હોત તો તેને નાખુશ કરવાની હિમ્મત ન કરતા તમે પણ તે રમતમાં ભાગ લેત.

જરી પીરોજને શોધી હું થાક્યો. હવે હું બગીચાની સામી બાજુએ ગયો પણ અકસ્માત માણસોનો કોલાહલ સંભળાયો. ફરવા આવેલા પેલાં ઉત્તર દિશાનાં નાળાં તરફ દોડવા લાગ્યાં. હું પણ તે તરફ દોડયો ને પહોંચતાંજ નાળામાં કુદયો. એક નાજુક બાળા નાળામાં ડુબતી હતી, તે જરબાનું હતી. નાળામાં પડયો પણ મ્હને તરતાં ન્હોતું આવડતું; હું આવડત વિનાનો છું. મ્હને કંઇ પણ જલદી આવડતું નથી. ન્હાનપણમાં તરતાં શીખવાની મ્હેં કોશીષ કરી હતી, પણ મ્હને આવડયુંજ નહિ. મ્હેં ડુબતી જરીને પકડી પાડી. પણ શું થયું ? હું ને જરી બન્ને સાથેજ ડુબવા લાગ્યાં. ડુબતી જરી બેભાન

થતી જોરી, મૃત્યુ સમક્ષ ઉભી જરી, ગુંગળાતાં બોલી "ઓહો! હરી!! તમે છો ? ઠીક પણ મ્હને છોડી ધો નહિ તો તમે પણ ડુબશો" તેણે છુટવાની કોશીષ કરી. પણ મ્હેં માન્યું નહિ. અમે બનેએ સાથેજ જળસમાધી લીધી. સાથેજ ડુબ્યાં. પણ મદદ આવી પહોંચી હતી. મ્હને વધારે ઇજા થઇ ન્હોતી પણ જરખાતુ બેશુદ્ધ હતી. કેટલીક મુદત તેને બીજાના વશ રહેવું પડયું જ્યારે દવા કે ખોરાક ન લેવાની તે હઠ કરતી ત્યારે રતનમાયજી " હરી " કહી મ્હને હાક મારતા, અને તે પોતાનો હઠ છોડી મ્હારા હાથથી દવા પીજતી. હવે તેને આરામ હતો. આગળ કહ્યા મુજબ બી૦ એ૦ નું રીઝલ્ટ બહાર પડયું હતું. પીરોજ તેના મામા પર કાગળ લખતો હતો. રતનમાયજી માસીક હીસાબ તપાસતાં હતાં તે નાળામાં શી રીતે પડી તે મ્હેં પુછયું તેણે કહ્યું " કોનોટ હોલની પગથી પર લાંબો વખત હું છુપાઈ રહી, પણ તમે શોધવા નજ આવ્યા. છેવટ થાકીને હું બેઠક પાસે આવીને જોઉં છું તો તમારી ટોપી નાળાના પાણી પર તરતી હતી. હું ઝબકી અને તે વાત કરતાં પણ ખરેખર કંપી હતી. " મ્હેં ધાર્યું કે તમે નાળામાં પડી ગયા, ડુબી ગયાને પછવાડે હું પડી. " વાતો કરતાં છેલ્લે તેણે કહ્યું " અને હરી તમે આવો છો ત્યારે મ્હને કેવો આનંદ થાય છે ? તમારા વિના મ્હને નથી ગમતું" બચ્ચાં જેવી સાદાઈ ને સરળતાથી તેણે ઉપરનો ઇકરાર કર્યો મ્હેં જોયું ને અનુભવ્યું કે થોડા શબ્દોમાં પોતાના હૃદયની ચાવી અજાણપણે મ્હારે સ્વાધીન કરી હતી અને તેનું હૃદય હું વાંચી શક્યો.

ઉપરનું સાંભળ્યા પછી પહેલેજ પ્રભાતે મ્હેં રાજકોટ છોડયું છે. તેને આજે દશકા ઉપરાંત વર્ષો વીતી ગયાં છે. ત્યાર પછી હું પહેલીજ વખત રાજકોટ આવ્યો છું. અને તે દીન પ્રસાદની હઠીલાઇનુંજ પરિણામ છે.

૫

સાહિત્ય પરિષદની બેઠકોમાં દીનુ મ્હને આગ્રહ પૂર્વક લેઇ જતો. ત્યાં લેખકો ને વક્તાઓને માટે ધીમેથી મ્હારી સાથે પુષ્કળ ચર્ચા ચલાવતો, પણ તેને એકનેજ સર્વ બોલવું પડતું. હું તો દરેક બાબતની વગર સમજ્યે માત્ર હાજ પાડતો. મ્હારૂં ચિત્ત શાંત ન્હોતું. ચર્ચાની સાથે મ્હારી વિચિત્રતાને માટે દીનુ વખતો વખત મ્હને ઠપકો આપવાનું ભુલી જતો નહિ, અને મને કબુલ કરવા ધો. કે તેની પણ ડોક નમાવી વગર સમજ્યે હું હાજ પાડતો. પરિષદની બેઠકમાં.

" અમે તો કાઠિયાવાડી સરલ સૌરાષ્ટ વાસી,
ભૂષ્યાં અમે ભાવનાં પ્રભુ ભક્તની ભુમી અમારી "[1]

એ બોલાતું એજ—એમાની માત્ર ઉપલી એજ લીટી મ્હને યાદ રહેતી કારણ કે હું "કાઠિયાવાડી" છું.

પરિષદ પૂરી થઈ હતી. દીનુ રાજકોટમાં રોકાયો ને મ્હારી અનિચ્છાએ પણ મ્હને રોક્યો. દીનુ દુરાગ્રહીજ થયો હતો.

આજે દીનપ્રસાદ લાલપરીનું તળાવ જોવા ગયો હતો. સાથે આવવા મ્હને આગ્રહ

---
1. રા. લલિત.

થયો હતો પણ મ્હેં કહ્યું. તું મ્હને વધારે મુંઝવીશ તો હું અત્યારેજ મુંબાઇ ઉપડી જઇશ તે એકલોજ ગયો. કેટલીક વારે હું ઉઠયો ને કાંઈ પણ નિશ્ચય વગર ચાલ્યો. ક્યાં જવું તે નક્કી ન્હોતું પણ એક અવાજથી હું ચોંક્યો ત્યારે મ્હેં જાણ્યું કે હું જ્યુબિલિ ગાર્ડનમાં આવી પહોંચ્યો છું. કેટલાંક ન્હાનાં છોકરાંએ વડવાઇ વડે હીંચકા ખાતાં હતાં. હું એક પથ્થર પર બેઠો. મ્હારી નજર એક ઉડતી ચીજ પર પડી. તે શું હતું ? "આંક-ની ચોપડી." તેનાપર વાંકા ચુંકા બેડોળ અક્ષરે લખ્યું હતું કે "આ ચોપડી હરીશંકર સોરાબજી બંગડીવાળાની છે, તે રજા વગર કોઇએ લેવી નહિ, લેશે તેને કાયદા પ્રમાણે સજા થશે." હું હસ્યો. વિચિત્ર નામો જોડાયાથી હું ફરીથી હસ્યો. ને બડબડયો "ન્હાનાં છોકરાંઓ ગમે તેમ લખી નાખે" હું તેનાં પાના ફેરવવા લાગ્યો "સાહેબ" હું ચોંકયો અવાજ તરફ મ્હોં ફેરવ્યું. તે એક છ સાત વર્ષનો ખુબસુરત બાળક હતો. તે ફરી બોલ્યો "સાહેબ એ ચોપડીનો માલીક હું છું" એમ. કે ? પણ સબુર ત્હારૂં નામ શું ?" ચોપડી પરના વાંકા ચુંકા અક્ષરો જોતાં સ્હેજ કુતુહલથી મ્હેં પુછ્યું. બાલકે જવાબ દીધો "હરીશંકર. બાવાજી ને માયજી મ્હને હરી કહે છે." હું ચોંક્યો બાળભાષામાં પણ પારસી ભાષાના ચોકસ શબ્દો હતા. મ્હેં પુછ્યું તમારા બાવાજીનું નામ ? બાલક હસમુખો આનંદી ને રમુજી જણાયો. મ્હારા ચોંકવાથી તેને ગમ્મત પડી તે હસ્તોજ બોલ્યો "દરેકે દરેક વાનીયો મ્હારા નામથી ચોંકે છે. (બાલકની માન્યતાએ બધા હિન્દુ વાનીયાજ હતા) અને તેથી મ્હને કેવી ગમ્મત પડે છે ? તે ફરીથી હસી પડયો ને બોલ્યો "મ્હારાં બાવાજીનું નામ સોરાબજી બંગડીવાળા" ચોપડી મ્હારા હાથમાંજ હતી બાલકે વગર પૂછ્યેજ બોલવા માંડયું "જુઓ હું કાંઈ બહુ તોફાની છોકરો નથી. હા કદી કદી હું બબરચીની ગંદી ટોપી રસ્તાપર ફેંકી દઉછું, પગીની આંધળી ડોશીને બંગલાના ઝાંપા બ્હાર મૂકી આવુંછું, માયજીનો કુંચીનો લુમખો છુપાવી દઉછું, કે કમાડ પછવાડે સંતાઇ બાવાજીને ચોંકાવુંછું; બસ એટલી વારજ હું તોફાની હરી છું. પણ પછીનો બધો વખત હું સારો ને ભલો હરી છું. તમને ખબર છે ? મ્હારા મામા પીરોજશાહ સાથે એક વાનીયાનો છોકરો હરીશંકર ભણતો હતો. તે ઘણો સારો છોકરો હતો. તેથીજ મ્હારૂં નામ હરીશંકર રાખ્યું છે. માયજી ઘણી ઘણી વખત કહે છે કે અરે હરી ! ! મ્હારો હરી તમારા જેવોજ ભલો થાય ! ! પણ તેમ બોલ્યા પછી તેઓ હમેશાં દીલગીર જણાય છે અને મને પણ માયજી કહે કે મ્હારે પણ હરિ જેવું ભલું ને સમજણવાળું થવું જોઇએ ! ! હું બેચેન બન્યો ચોપડી પાછી આપતાં બાળકનો નિર્દોષને સુન્દર ચહેરો નીહાળતાં મ્હેં છેલ્લુંજ પૂછ્યું તમારાં માયજીનું નામ ? "જરબાનું." મ્હારી પકડી રાખેલી હીમ્મતને સાવધતા જતી રહી. પ્રયત્ન છતાં મ્હારાં નયનની ભીનાશ બાલક જોઇ ગયો. હું સીધો સ્ટેશને દોડયો ને ત્રણ મિનિટમાંજ મ્હને ટ્રેન મળી. વઢવાણ પહોંચ્યા પછી મ્હેં દીનુને તાર કર્યો કે હું મુંબાઇ જવા ઉપડી ગયોછું. મ્હને બીક હતી કે ખબર આપવાથી ડોળીઆ કે વાંકાનેર સુધી ઘોડાગાડીમાં દીનુ મને પાછો વાળવા દોડે. પણ હું મુંબાઇ પહોંચી ગયો ત્યારેજ મ્હને યાદ આવ્યું કે ઉતાવળમાં મ્હારા મોનોગ્રામ વાળી લાકડી હું જ્યુબિલિ ગાર્ડનમાંજ પહેલા પથ્થરપર ભૂલી ગયો. હમણાં મ્હેં બીજી લાકડી ખરીદ કરી છે. પણ મ્હને ધાસ્તી રહ્યા કરે છે કે રખેને પેલો હરી તે લાકડી ઘેર લઇ જઇ તેની માયજીને બતાવે ?

મ્હારી વાત પુરી થાય છે. હવે હું નિશ્ચય કરી ચુક્યોછું કે રાજકોટમાં કોનફરન્સ ભરાય, સાહિત્ય પરિષદ ભરાય, મ્હોટાં પ્રદર્શનો ભરાય. છવિસમી કોંગ્રેસ અલ્હાબાદને બદલે ત્યાં ભરાય, પણ હું કદીએ રાજકોટમાં પગ મૂકીશ નહિ.

લી. બ્હેન ૨-

# વિવિધવિહાર.

## મ્હારો સિંધનો પ્રવાસ.

( ગતાંકના પૃષ્ઠ. ૧૯૦ થી ચાલુ. )

" ફલાણા ( ફલાણા શબ્દ જે અર્થમાં આપણે વાપરીએ છીએ તેજ અર્થમાં એ લોકો વાપરે છે ) ફલાણા ફોજદારી કેસ ફલાણામાં દાદ લેવાને કોર્ટમાં હાજર થઇ ન્યાય લઇ જાઓ. " સિંધિઓ મ્હને બહુજ ગંધા લાગ્યા. ટ્રેનમાં હેમની સાથે બેઠા હોઇએ તો જ્યહાં ખાય ત્યહાંજ થુંકે ને આખો કંપાર્ટમેન્ટ બગાડી નાંખે છે. હિંદુઓને વળી ત્યહાં આગળ દરેક ચીજ ખપે છે. માંસ, માટી, મદિરા સર્વ ખપતી ચીજ હેમને ખપે છે ને ઉત્તર સિંધમાં સ્ટેશને સ્ટેશને આ ચીજો વેચાય છે. તેહેવી રીત્યે બોલીને વેંચે છે કે " ગોસ્ત રોટી હીંદુકા " ને બીજો બોલશે " ગોસ્ત રોટી મુસલમીનકા " કેટલાક જુજ વૈષ્ણવો જેમણે આ ચીજો ત્યજી છે તેજ નથી ખાતા. જે લોકો રેલ્વે ગાડીમાં હિંદુ હશે ને પાણી જોઇતું હશે તો બુમ પાડશે " હે હિંદુ પાની વાલે. " એક જણે આમ બુમ પાડી એ-ટલે મ્હારાથી રહેવાયું નહીં તેથી મ્હેં કહ્યું વળી ત્હમારે હિંદુ પાણીવાળો ને મુસલમાન પાણીવાળો સરખાંજ છે તો. બીચારો કાંઇ સ્હમજ્યો નહીં તે બે ઘડી જોઇ રહ્યો મ્હારા સામું. પછી મ્હેં હેની સાથે વાત કરવા માંડી ને વાતે વાતે હેને કહ્યું હીંદુ પાણીવાળાને શા સારૂ બોલાવો છો ત્હમારે એ બધું સરખું છે તમને બધી ચીજ ખપે છે તો શો વાંધો છે ? ત્હરે પુછે છે કે ત્હમારે ગુજરાતમાં લોકો માંસ ના ખાય ? મ્હેં કહ્યું બીલકુલ નહીં. આ સાંભળીને તે તો દિગ્જ થઇ ગયો ને બોલ્યો ઠીક ઠીક બ્રાહ્મણ તમે હશો. મ્હેં કહ્યું હા.

હૈદ્રાબાદથી હમે સક્કર ( ઉત્તર સિંધ ) ગયા. સક્કર, બખ્ખર અને રોહરી હિંદુસ્તા-નની ભૂગોળમાં પ્રખ્યાત છે. આ ત્રણે હેવી રીતે આવેલાં છે કે એક ત્રિકોણ થાય છે. સક્કર એ બંદર છે. ત્યહાં ન્હાની ન્હાની સ્ટીમરો સિંધુ નદીમાં આવે છે. સક્કર એક લશ્કરી સ્ટેશન હતું. હેની આસપાસ નોર્થવેસ્ટર્ન રેલ્વે આવી ગઇ છે. દરેક મકાન ઉંચી ઉંચી ધોળા પત્થરની ટેકરી ઉપર બાંધેલું છે. મૂળ લશ્કરી સીપાઇને રહેવાની ( કોટડીઓ ) બેરેકસ, મહાલ કલેકટર ઓફીસ, ઇજનેર ઓફીસ વિગેરે બધી ઓફીસો તથા કલેકટરને રહેવાની જગ્યા કરી છે. સક્કરના ચાર ભાગ પાડયા છે. નવું સક્કર, જૂનું સક્કર, ગરીબા-બાદ અને યુરોપીયન ક્વાર્ટર્સ—નોર્થવેસ્ટર્ન રેલ્વેના યુરેઝીયન અને યુરોપીયન અમલદારો

યુરોપીયન ક્વોર્ટર્સમાં રહે છે. સિંધુ નદીનો કીનારો પત્થરથી બાંધી લીધો છે ને ત્હાં બેન્ચો ગોઠવી છે તેથી સ્હાંજના વખતે હવાખાવાની જગ્યા સારી થઇ છે. ત્હાંથી સિંધુનો નામીચો પુલ જણાય છે. આ પુલ પણ હવાખાવાની જગ્યા જેવો છે, તેના ઉપર આવતા જતાને પૈસો પૈસો આપવો પડે છે. સિંધુ નદીનો પટ અહીં ન્હાનો છે, પણ પુલ ઉપરથી દેખાવ ઘણોજ સરસ લાગે છે. સક્કરથી રોહરી જવાને આ પુલ ટ્રેનમાં વટાવવો પડે છે. ટ્રેન સિંધુ નદીની વચ્ચોવચ્ચ આવેલા બખ્ખરના કીલ્લામાં થઇને પસાર થાય છે. બખ્ખરનો કીલ્લો જ્હારે હશે ત્હારે ઘણોજ ભવ્ય હશે. હાલ તો તદન પડી ગયો છે. બધા કિલ્લાઓ ધોળી ચીકણી માટી ને ઇંટોના બનાવેલા છે. સક્કર આગળ સિંધુ નદીના પટની અંદર બે હિંદુ મંદીરો છે. એકનું નામ સાધુ બેલા ને બીજાનું નામ દીન બેલા. એ મંદીરો ઉપર ભગવી ધજાઓ ફરકી રહેલી છે. હેમાં હિંદુ સાધુઓનાં ટોળેટોળાં રહે છે. આ બધો દેખાવ લખવા કરતાં નજરે જોવાથી પૂર્ણ ખ્યાલમાં આવી શકે એમ છે.

સક્કરથી હમે શીકારપુર ગયા. એ કલાકનીજ મુસાફરી છે. સિંધુ નદીમાંથી ઘણી નેહેરો કાઢી છે તે નેહેરોને લીધે સક્કર કરતાં શિકારપુર તાલુકો ઘણો ફળદ્રુપ છે. સિંધની વાડી કહીયે તો ચાલે. આપણા ગુજરાત જેવોજ રમણીય પ્રદેશ લાગે છે. શીકારપુરની આસપાસ માઇલેક સુધી ઘણી ફળદ્રુપ વાડીઓ આવેલી છે ને તે બધીમાં મેવો પુષ્કળ થાય છે. મેવો સુકો ને લીલો ત્હાંજ સોંઘો મળે છે. શિકારપુરને આઠ દરવાજા છે. દરવાજાને 'દર' કહે છે. જેમકે લખીદર, હઝારીદર, હાથીદર, વિગેરે. અહીંયાં સિવિલ ઇસ્પીતાલ છે.

શિકારપુરમાં પણ હિંદુસ્તાનનાં જૂના શેહેરો માફક ઘણીજ સાંકડી ગલીયો છે. બધો ભાર આપણે અહિંયાં જેમ બળદને ઘોડાને ગધેડાં ઉપર નાંખીને લઇ જાય છે, તેમ ત્હાં માત્ર ગધેડા ઉપરજ લઇ જાય છે. ગધેડાં ઘણાંજ ન્હાનાં હોય છે; ગાયો પણ ઘણીજ ન્હાની હોય છે, જેવી સુરતભણી જોઇએ છીયે તેવીજ છે; અહીંયાંનાં ગાડાં બહુજ ન્હાના છે ને ગાડાવાળાઓ પૈડામાં લોઢાની સળીઓ નથી નાંખતા પણ લાકડાનીજ નાંખે છે તેને લીધે રસ્તે જતાં ચુંચું અવાજથી કાન ફાડી નાંખે છે. શિકારપુરના બજારનો રસ્તો સાત ફુટથી પ્હોળો નથી. ઉપર લાકડાનું છાપર છેક સુધી કરી દીધું છે. કારણ તાપ સખ્ત પડે છે તેથી હુનાળામાં તડકો ના આવે. બજાર હાવી રીતે દોઢ માઇલ સુધી એક ગલી જેવુંજ છે, તે આસપાસ બીજી ગલીઓ આવે છે. જેમાં થઇને શેહેરમાં જવાય છે. ઘરની બાંધણી આખા સિંધમાં એકસરખીજ છે, છાપરૂં તો મળેજ નહીં. છો, પણ નરી માત્ર માટી ને ઇંટોનાં મકાન ઉપર છાપરાની જગ્યાએ ખુલ્લી અગાસી જેવું રાખે છે ને તેના ઉપર ત્રણ લાકડાં નાંખી દીધાં હોય છે જેથી કરીને સખ્ત તાપ વખતે પંખો નાંખી રાત્રે સુઇ રહેવાય. શિકારપુરના બજારમાં બલુચી, સિંધિ, સિંધિ વાણીઓ નજરે પડે છે. સિંધી વાણીયા બલુચી, હિંદુસ્તાની, સિંધી ને બીજી સરહદ ઉપરની ભાષા સારી રીતે જાણે છે ને ધીરધાર સરહદના લોકોમાં કરે છે. શિકારપુરમાં તેમજ સિંધમા હોન્જસ પડદો પાળે છે પણ હવે ઇંગ્રેજ સરકારના રાજ્ય પછી એ, બહુ પળાતો નથી. સ્ત્રીઓ બ્હાર ફરતી જણાય છે. દરેક સ્ત્રીના નાકમાં બે ખોટાં મ્હોટાં મોતીની વચ્ચે એક લીલમવાળી વાળી હોય છે. શિકારપુર વિશે એમ કહેવાય છે કે ત્હાંની ખુબસુરતી બીજે કોઇ ઠેકાણે

નથી, ને એ વાત અક્ષરે અક્ષર ખરી છે. કોઈપણ સ્ત્રી કદરૂપી નથી ને હેની ખુબસુરતી આપણાં ગુજરાતમાં પણ જવલ્લેજ જણાય છે. પ્હેલાંના વખતમાં ત્રીસ માઈલ ઉપર ત્હાં જ્હાં હાલ જેકોબાબાદ આવ્યું છે ત્હાં દરરોજ ધાડો પડતી પણ મીર લોકો મોજમજામાં રહેતા કે કાંઈજ ખબર પડતી નહીં. જેકોબાબાદ લશ્કરી સ્ટેશન છે. અહીં અતિશય ગરમી હુનાળામાં પડે છે. સરહદનું સ્ટેશન છે ને ત્હાંથી ક્વેટાસુધી ટ્રેન છે. ક્વેટા મ્હોટામાં મ્હોટું લશ્કરી મથક છે. કેન્ટોન્મેન્ટ ઘણુંજ મ્હોટું છે. અહીં મ્હોટા ઇંગ્રેજ અમલદાર રહે છે. હોરા લોકોની મ્હોટી મ્હોટી દુકાનો છે. તેમાંના ઘણાખરા મૂળ જામનગરના રહેવાશી છે. ભાષા ગુજરાતીજ બોલે છે. પણ ત્રીસ ત્રીસ ચાલીસ ચાલીસ વર્ષથી વ્હેપાર માટે અહીંજ વસ્યા છે. શિકારપુર તેમજ આખા સિંધમાં આપણા તરફની જૂની વરોદશાઇ પાઘડીઓ નજરે પડે છે તેથી અનુમાન થાય છે કે મૂળ એ લોકો અહીંથી ત્હાં ગયા હશે.

આખા સિંધમાં બલ્કે આખા એશિયામાં પારસી, મારવાડી ને ગુજરાતના ખેડા જીલ્લાના વાઘરીઓ દરેક જગ્યાએ જણાય છે. સક્કર મ્યુનીસીપાલીટીમાં કામ પ્રસંગે હું ગએલો તે વખતે ત્હાં એક મજુરોનું ટોળું હતું તેમાં કેટલાયે મ્હને ખેડા જીલ્લાના વાઘરી લાગ્યા તેથી હું ત્હાં ગયો ને છાનોમાનો ઊભો રહ્યો. આ વાઘરીઓ અંદર અંદર ગુજરાતી બોલતા હતા ને બીજાની સાથે વાત કરતી વખતે એકદમ સિંધી બોલતા, તેથી મ્હેં હેમને પૂછ્યું અલ્યા ક્યહાંના છો? એટલે કહે ભાઇસાબ હમે ગુજરાતના છીએ ને હમને આ મ્યુનીસીપાલીટીવાળા મજુરીએ ખેંચી લાવ્યા છે. હમે તો રેલ્વેમાં ખોદકામ ઉપર છીએ પણ અહીં લાવ્યા છે. મ્હેં કહ્યું અલ્યા ખરેખરી મજુરી કરો છો કે કાંઇ બીજો ધંધો ? નાના સાહેબ હમે તો મજુર છીએ. પણ મ્હને ભરોસો નાપડ્યો કારણ ખેડાના વાઘરી ચોરીના કામમાં મશહુર છે. મ્હેં કહ્યું ત્યારે હવે શું કરશો ? ત્હારે કહે, સેક્રેટરી સાહબ જે છે તે આપણા ગુજરાતના છે, કારણ જુનાગઢના નાગર ગૃહસ્થ મી. માંકડ ત્હાં એન્જીનીયર ને સેક્રેટરી છે. તેમને કહીશું કે હમે ગુજરાતના છીયે ને મજુરી રેલ્વેમાં કરીયે છીયે એટલે હમને જવા દેશે. એ લોકો જેવી રીતે ગુજરાતમાં ઝુંપડા બાંધીને રહે છે તેમજ ત્હાં રહે છે. હેમાંનો એક મ્હને કહે, હમારા લોકો તો કાબુલ, આસામ ને આખા એશિઆમાં ફરે છે. કોઇ દેશ હમારો અજાણ્યો નથી.

ફળફુલ વિગેરે અહીં ઘણું સ્વાદિષ્ટ હોય છે ને પુષ્ટિકારક છે. ક્વેટાનાં મુળા જોયા તો દુધીજ જાણે જોઇ લ્યો ને મીઠાશ ઘણી, બિલકુલ તીખાશ મળે નહીં. શિકારપુર બાજી એક હાથ લાંબો ને કાંદા જેવડો જાડો જેવો દીલ્હીમાં મળે છે તેવો મુળો થાય છે ને મીઠો હોય છે. મેવો ત્હાં ઘણો થાય છે પણ બહુ ખાઈ શકાય નહીં કારણ ઠરો પડે છે. શિકારપુરમાં કંદહારી બજારમાં મ્હોટી વખારો સુકા મેવાની છે. કંદહારી બજાર જૂના કીલ્લામાં આવેલી છે.

સિંધી લોકો પરોણાગત સારી કરે છે પણ હેમને ત્હાં પરદેશીને ઝાવવા દેતા નથી. હેમની બોલી, જેમ સિંધુ નદી સિંધ આગળ પંજાબની બાજી ચારે નદીઓનાં પાણીને મળીને વ્હે છે તેમ બે ચાર ભાષા મળીને થયેલી છે. મારવાડી, પંજાબી, કચ્છી, બલુચી, ને સંસ્કૃતનું મિશ્રણ સિંધી ભાષામાં છે. કોનો છોકરો ? એમ કહેવું હોય તો " કુંજો પુટ્રો ?"

કય્હાંથી આવ્યો ? " કાથા આયો ? " હેરા એટલે અસ્યા. જેમ આપણે 'હું' કહીયે છીયે તેમ એ લોકો 'મા' કહે છે, આપણે એક, બે, ત્રણ, ચાર એમ કહીએ છીયે ત્હારે એ લોકો અક, બ, ટ્રે, ચાર, પંજ એમ બોલે છે. ભાષા સાંભળીને આપણે હસવું આવે છે કારણ ઘણીજ બોબડી ભાષા લાગે છે. જેમ ન્હાનાં છોકરાં કાલુ કાલુ બોલતાં હોય તેમ તેમ કેટલીક વખત લાગે છે. દરેક અક્ષર છુટો છુટો બોલીયે છીયે. છેવટનો 'ણુ' બોડો હોય એમ બોલીયે છીયે ઘણુ એ લોકો 'હરણુ' એમ બોલે છે. કોઇને બોલાવવો હોય તો તેના નામના છેવટના અક્ષર ઉપર ભાર દઇ લંબાવે છે, આમ બોલાવવાનો રીવાજ આપણી તરફ પણ કેટલાક ભાગમાં જણાય છે.

ટુંકામાં પતાવવા સારૂં ઘણું ઘણું લખવાનું છે પણ મુદ્દાની બાબત તો આવી ગઈ છે એટલે જગ્યાનું રોકાણ નહીં કરતાં આટલેથી બંધ કરૂં છું. હામાં કાંઇ નવી નવાઈ કહેવાની નથી પણ કોઇક વખતે મુસાફરીના શોખીનોને રસ પડે જાણી આટલું લખી મોકલ્યું છે કરાંચી સિંધનું મ્હોટું બંદર છે પણ ત્હાં હજી હવે જવું છે એટલે હેનો હામાં સમાવેશ નથી કર્યો. પાછળથી અનુકુળતા હશે તો લખીશ.

માધુભાઇ બાબારાવ.

---

## જાપાનમાં સ્ત્રીઓની યુનીવર્સીટી.

**પ્રસ્તાવના.** યુનીવર્સીટી શું, હેનું બંધારણ શું છે, તે આપણી સ્ત્રીઓ જાણતી નથી. પોતાના છોકરાઓ, ભાઇઓ, જેઠ, દિયર, મેટ્રીક, પ્રીવીયસ, ઇન્ટર, બી. એ., એમ. એ., એલએલ. બી., વગેરેમાં પાસ થયા એમ સ્ત્રીઓ સાંભળે છે ને પરિણામ જાણવાને ઇન્તેજાર પણ હોય છે. કેળવણીનું કામ સહજઃ જોતાં સ્ત્રીઓનેજ સોંપવું જોઇએ અને એમ હોય તો પછી યુનીવર્સીટી વિશે સ્ત્રીઓએ જાણવુંજ જોઇએ. આપણા દેશની યુનીવર્સીટી વિશે કાંઇ માહિતી આપના પહેલાં બીજા દેશની માહિતી આપવી કેટલાકને અયોગ્ય લાગશે પરંતુ ત્યાં સ્ત્રીઓ માટે શું શું કરવામાં આવે છે અને આપણે ત્યાં કેટલી ન્યુનતા છે તે જણાવવાના ઉદ્દેશ હોવાથી પ્રથમ તે દેશની સ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું છે.

**સ્થાપના.** જાપાનની સ્ત્રીયોની યુનીવર્સીટી ઇ. સ. ૧૯૦૦ ના એપ્રીલની ૨૦ મીએ સ્થાપવામાં આવી હતી. યુનીવર્સીટીના હાલના પ્રેસીડેન્ટ મી. ઝન્ઝો નારૂસે ઈ. સ. ૧૮૯૫ માં આવી યુનીવર્સીટી સ્થાપવા જાહેર ભાષણ આપ્યું હતું. જાપાની પ્રજાએ આ વિચારને પૂર્ણ અનુમોદન આપ્યું અને ઓસાકાના બે શેઠીયાઓએ મ્હોટી રકમ આપી. તરતજ યુનીવર્સીટીનું બંધારણ ગોઠવવા લગભગ ૬૦ સભાસદોની કમીટી નીમવામાં આવી. આ મંડળની પ્રથમ બેઠક ઇ. સ. ૧૮૯૬ ના એપ્રીલની ૨૪ મીએ ટોકીયો શહેરમાં થઈ અને કાર્યવાહક મંડળ સ્થપાયું. આ મંડળે ફંડને માટે પ્રતિષ્ઠિત ગૃહસ્થોને પત્રો લખ્યા અને ૭૦૦ સહાયકો બ્હાર પડ્યા. ઈ. સ. ૧૮૯૬ ના સપ્ટેમ્બર માસમાં યુનિવર્સીટીનું મકાન બનાવવાનું નક્કી થયું અને

જાપાનના એક ઉદાર કુટુમ્બે વ્યાખ્યાનહોલ, પ્રયોગશાળા અને પ્રોફેસરોને રહેવા માટેનાં મકાન બંધાવી આપ્યાં.

**શરૂઆત.** મકાન બંધાયું અને વિદ્યાર્થીઓને દાખલ કરવાનું જાહેર કરવામાં આવ્યું તે પહેલાંજ વિદ્યાર્થીઓની અરજીઓ આવવા લાગી અને અરજીની સંખ્યા એટલીતો મ્હોટી થઈ પડી કે કેટલાંકને ના કહેવી પડી. ઈ. સ. ૧૯૦૦ ના એપ્રીલ મહિનાની ૨૦ મી તારીખે યુનિવર્સીટીમાં ૩૦૦ અને કન્યાશાળાના હાઇસ્કુલ વિભાગમાં ૫૦૦ વિદ્યાર્થીઓથી કામ-શરૂ કરવામાં આવ્યું. યુનીવર્સીટીના પ્રેસીડન્ટ આ યુનીવર્સીટીનું સ્થાપન કરી સંતોષ ન પામતાં ઈ. સ. ૧૯૦૪ માં યુરોપ અને અમેરીકામાં સ્ત્રીઓને કેવી રીતે કેળવણી મળે છે ત્હેનું નિરીક્ષણ કરવા વિદેશ ગયા હતા. યુનીવર્સીટી ખુલતાંજ જાપાનનાં મહારાણીએ આ સંસ્થાને મ્હોટી રકમ ભેટ આપી હતી અને મહારાણી તરફથી ખાનગી સંસ્થાને આ પ્રથમજ ભેટ હતી. પસાર થયેલાં વિદ્યાર્થીઓને ડીગ્રી આપવાની પ્હેલી ક્રિયા ઈ. સ. ૧૯૦૩ ના એપ્રીલ માસની ૯ મી તારીખે કરવામાં આવી હતી અને કુલ ૧૨૦ સ્ત્રીઓને તે વર્ષે ડીગ્રી મળી હતી.

**ઉદ્દેશ.** આ યુનીવર્સીટી સ્થાપવાનો ઉદ્દેશ આ પ્રમાણે છેઃ—જાપાનની પુત્રીઓને ઉંચી કેળવણી આપી ત્હેમને પત્ની, માતા અને સ્ત્રીઓ તરીકેનાં ત્હેમનાં કર્તવ્ય વધારે સારાં બજાવી શકે એવી બનાવવી તેમજ પ્રજા અને જગતમાં જેજે વિચાર અને જ્ઞાનનો વધારો થતો જાય છે તેવા વિચાર અને જ્ઞાન ત્હેમના મગજમાં ઠસાવવાં એજ આ યુનીવર્સીટીના ઉદ્દેશ છે.

**અભ્યાસક્રમ** અભ્યાસના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) પ્રાથમિક અભ્યાસક્રમ. ( ૨ ) યુનીવર્સીટીનો અભ્યાસક્રમ. ( ૩ ) ગ્રેજ્યુએટ થયા પછીનો અભ્યાસક્રમ.

**પ્રાથમિક અભ્યાસક્રમ.** યુનીવર્સીટીના વર્ગોમાં જે વિદ્યાર્થીઓ દાખલ થવાને લાયક ન થયા હોય ત્હેમને માટે આ અભ્યાસક્રમ છે. સામાન્ય રીતે આ ક્રમને માટે એક વર્ષ છે પણ જેઓને ઇંગ્રેજીનું જ્ઞાન લેવું હોય ત્હેમને માટે બે વર્ષ છે.

( ૧ ) દાખલ થનાર વિદ્યાર્થીનું વય ઓછામાં ઓછું ૧૬ વર્ષનું હોવું જોઇએ, એટલુંજ નહિ પણ શરીર તંદુરસ્ત અને વર્તન સારૂં જોઇએ.

( ૨ ) હાઇસ્કુલોમાંથી જે વિદ્યાર્થીઓ આવતી ન હોય ત્હેમણે નીચેના વિષયોમાં દાખલ થતી વખત પસાર થવું જોઇએ.

( ૧ ) નીતિ ( ૨ ) જાપાનીસ ભાષા ( ૩ ) ઇતિહાસ ( ૪ ) ભુગોળવિદ્યા ( ૫ ) ગણિત ( ૬ ) પદાર્થવિજ્ઞાન ( ૭ ) ગૃહવ્યવસ્થા ( ૮ ) શીવણ ( ૯ ) ડ્રૉઇંગ ( ૧૦ ) સંગીત.

( ૩ ) આમાં પસાર થયાનું સર્ટીફીકેટ મેળવ્યા પછીજ પ્રાથમીક અભ્યાસક્રમ નીચે પ્રમાણે ગોઠવવામાં આવ્યો છે.

( ૧ ) વ્યવહારિક નીતિશાસ્ત્ર.

(૨) જાપાનીઝ ગદ્ય, નિબંધ, વ્યાકરણ.
(૩) વાંચન, વિવરણ, લેખન, વાર્તાલાપ.
(૪) જાપાન તેમજ વિદેશનો ઇતિહાસ.
(૫) પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર.
(૬) શિવણ.
(૭) કસરત.

(૪) દરરોજના ત્રણથી ચાર કલાકજ કામ કરવાનું હોય છે. જેને ઇંગ્રેજી અભ્યાસ કરવાનો છે, તેને બે વર્ષ અભ્યાસ કરવો પડે છે અને તેનો ઇંગ્રેજીમાં ક્રમ નીચે પ્રમાણે છે.

(૧) વ્યવહારિક નીતિશાસ્ત્ર.
(૨) વાંચન, લેખન, વિવરણ, વાર્તાલાપ.
(૩) કસરત.

યુનીવર્સીટીનો અભ્યાસક્રમ આ પ્રમાણે છે.

**યુનીવર્સીટીનો અભ્યાસક્રમ.** (૧) ગૃહવિદ્યા (૨) જાપાનીઝ સાહિત્ય (૩) ઇંગ્રેજી સાહિત્ય.
આ ઉપરાંત નીચેના અભ્યાસક્રમ ધીરેધીરે દાખલ કરવામાં આવે છે.
(૧) શિક્ષણ શાસ્ત્ર (૨) સંગીત (૩) કેલા (૪) સાયન્સ (૫) કસરત.

(૧) ગૃહવિદ્યામાં ફરજીયાત અને ઐચ્છિક એવા બે વિભાગ પાડવામાં આવ્યા છે.
ફરજીયાતમાં—નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, શિક્ષણવિદ્યા, ઇંદ્રિયવિજ્ઞાન, આરોગ્યવિદ્યા, કલા, ગૃહકલા, સાયન્સ, અર્થશાસ્ત્ર, કાયદાનું સરળજ્ઞાન અને કસરતનો સમાવેશ થાય છે.

ઐચ્છિક વિષયોમાં—જાપાનનું સાહિત્ય, ચીનનું સાહિત્ય, ઇંગ્રેજી, ફ્રેંચ, ઇતિહાસ, તત્વજ્ઞાન, તત્વજ્ઞાનનો ઇતિહાસ, શિક્ષણપદ્ધતિ, સંગિત, ચિત્રકામ દાખલ કરેલાં છે.

(૨) જાપાનીઝ સાહિત્યઃ—આમાં ઉપર પ્રમાણે ફરજીયાત અને ઐચ્છિક એવા વિભાગ પાડયા છે. અને ઉપર પ્રમાણેનાજ વિષયો દાખલ કર્યા છે.

(૩) ઈંગ્રેજી સાહિત્યમાં પણ આજ પ્રમાણે.

ગૃહવિદ્યા, જાપાનીઝ સાહિત્ય અને ઇંગ્રેજી સાહિત્ય દરેકમાં ત્રણ ત્રણ વર્ષો રાખ્યાં છે. એટલે જેને જે ફાવે તે લે. દરરોજ ત્રણ કલાક કરતાં વધારે અભ્યાસનો સમય રાખ્યો નથી.

વિગતવાર અભ્યાસક્રમ આપવાની આવશ્યકતા નથી. છતાં એટલું તો કહેવું જોઇએ કે અભ્યાસક્રમમાં ખાસ ધ્યાનમાં રાખવા લાયક નીચેના વિષયો જોવામાં આવે છે. (૧) ગૃહની કરકસર (૨) સભ્યતા (૩) બાલકેળવણી (૪) સ્ત્રીઓનું આરોગ્ય (૫) ગૃહ-આરોગ્ય (૬) જનસમાજ સાથેના વ્યવહાર રાખવાની કલા (૭) બાલકોની બુદ્ધિનું અવલોકન (૮) ઉદ્યાન બનાવવાની કલા (૯) રાજ્યબંધારણ (૧૦) સ્ત્રીઓને ને બાલકોને લગતા કાયદા (૧૧) સ્વદેશી અને વિદેશી કલા.

**ગ્રેજ્યુએટ થયા પછીનો અભ્યાસક્રમ.** ગ્રેજ્યુએટ થયા પછી જેને જે વિષયમાં વધારે જ્ઞાનની અપેક્ષા હોય તે વિષયમાં વધારે જ્ઞાન મેળવવાની અનુકુળતા કરી આપવા માટે ત્રીજા અભ્યાસક્રમની ગોઠવણ છે. આમાં ત્રણ વર્ષની મુદત છે.

**સત્ર.** યુનિવર્સીટીનું પ્હેલું સત્ર ( ટર્મ ) ૧૯ મી એપ્રીલથી ૧૦ મી જુલાઈ સુધીનું, બીજું સત્ર ૧૧ મી સપ્ટેમ્બરથી ૨૪ મી ડીસેમ્બર સુધીનું અને ત્રીજું ૮ મી જાન્યુવારીથી ૩૧ મી માર્ચ સુધીનું ગણાય છે.

**નિયમો.** દાખલ થવાના નિયમોની અત્યારે આપણને જરૂર ન હોવાથી અત્રે આપવા યોગ્ય ધાર્યા નથી. કોઈ પણ વાચકને પોતાની કન્યાને ત્યાં મોકલવા ઇચ્છા હોય તો નિયમો મંગાવી લેવા અથવા આ લેખકને લખવા વિનંતિ છે.

**પરિક્ષા.** આપણા દેશમાં પરીક્ષા જેમ રાક્ષસી લેખાય છે અને દિવાળી જેવા આનંદના દિવસોમાં ઘણા વિદ્યાર્થીનાં લોહી ચુસી જાય છે તેમ જાપાનમાં નથી. આપણે ત્યાં તો હોંશીયારમાં હોંશીયાર વિદ્યાર્થી પરીક્ષામાં એક કે પાંચ માર્ક માટે નપાસ થાય અને જીવન બગાડે. જાપાનમાં આવી દુઃખદ સ્થિતિ નથી. વિદ્યાર્થીના દરરોજના અભ્યાસની નોંધ રહે છે અને વર્ષને અંતે એ નોંધ ઉપરથી કાર્યવાહક મંડળ વિદ્યાર્થી આગળ જવાને યોગ્ય છે કે નહિ તે નક્કી થાય છે. આ ઉપરાંત ત્હેમની પાસે નિબંધ લખાવવામાં આવે છે, જે નિબંધ ઉપરથી સામાન્ય બુદ્ધિનું નિરીક્ષણ થઇ શકે છે અને એમાં પસાર થયે ગ્રેજ્યુએટની પદવી આપવામાં આવે છે.

**માન પદવી.** જે વિદ્યાર્થી ઉંચે નંબરે આવે ત્હેને માનની પદવી આપવામાં આવે છે; એટલુંજ નહિ પણ આવા વિદ્યાર્થીને બીજે વર્ષે શિક્ષણ માટે કોલેજમાં પાઈ પણ ભરવાની હોતી નથી.

**ખાનગી વીદ્યાર્થી.** લોર્ડ કર્ઝનના યુનીવર્સીટી એકટ પછી આપણા દેશમાં ખાનગી અભ્યાસ કરી પરીક્ષામાં બેસાતું નથી એટલુંજ નહિ પણ એક યુનીવર્સીટીના વિદ્યાર્થીથી બીજી યુનીવર્સીટીમાં દાખલ થવાતું નથી. આ બંધન જાપાનમાં નથી. ગમે તો એકજ વિષય લઈ અથવા તો ગમે તે ખાનગી વિદ્યાર્થી બધા વિષયો માટે દાખલ થઈ શકે છે. ત્હેમને સામાન્ય સર્ટીફિકેટ લાવવું પડે છે.

**ભાષણ.** અભ્યાસ ક્રમ ઉપરાંત દેશના તેમજ પરદેશના વિદ્વાનો પાસે જૂદા જૂદા વિષયો ઉપર ભાષણ અપાવવામાં આવે છે.

**પુસ્તકશાળા.** યુનીવર્સીટીને અંગે પુસ્તકશાળા રાખવામાં આવી છે જેનો ઉપયોગ વિદ્યાર્થીઓને કરવાનો હક છે. ગમે તે વર્તમાનપત્ર, પુસ્તક મંગાવવા સૂચવવાનો વિદ્યાર્થી હક ધરાવે છે. પુસ્તકશાળા સ્હવારના ૮ થી સ્હાંજના ૪ વાગ્યા સુધી ઉઘાડી રાખવામાં આવે છે.

**વિદ્યાર્થીગૃહ.** યુનીવર્સીટીને અંગે વિદ્યાર્થીગૃહ પણ રાખવામાં આવ્યું છે. આમાં ધ્યાનમાં આવે એવી બે ત્રણ વાતો છે.

(૧) પૂર્વની પદ્ધતિ સર તેમજ પશ્ચિમ દેશની પદ્ધતિ સર વિદ્યાર્થીને રહેવાની છૂટ છે અનેબન્ને માટે જૂદી જૂદી વ્યવસ્થા છે.

(૨) ગૃહવ્યવસ્થા શિખવવામાં આવે છે.

(૩) ન્હાનાં, મ્હોટાં, ગરીબ અને તવંગર સર્વે પોતપોતાની શક્તિ અનુસાર ગૃહકામ કરે છે.

(૪) સુપ્રસિદ્ધ સ્ત્રીઓને મુલાકાત, વ્યાખ્યાન માટે નિમંત્રણ આપવા આવે છે અને ત્હેમની દ્વારા વિદ્યાર્થીઓને ઉપદેશ આપવામાં આવે છે.

ઉપરના ટુંક દિગ્દર્શનથી જણાશે કે જાપાનની આટલી ઉન્નતિ શાથી થઇ. અભ્યાસ ક્રમ ઉપરથી જણાશે કે આપણા દેશમાં મુખ્ય, એટલુંજ નહિ પણ સ્ત્રીઓનું એકલુંજ, મનાતું ગૃહવ્યવસ્થા અને બાલકેલવણીનું કામ જાપાનમાં વિસારી દેવામાં નથી આવતું. જ્યારે આપણી સ્ત્રીઓને આપણા પોતાના દેશનાજ ઇતિહાસ, સાહિત્ય, રાજ્યબંધારણનું જ્ઞાન હોતું નથી ત્યારે વિદેશનું તો શાનુંજ હોય! આ સ્થિતિમાં કુવાના દેડકા પ્રમાણે અજ્ઞાન રહે ત્હેમાં શી નવાઈ! ને અજ્ઞાનના પરિણામ આપણે ભોગવવાંજ જોઇએ. વેદકાલ-કે પુરાણકાલમાં આપણી સ્ત્રીઓને હાલમાં જાપાનમાં જે વિષયો શિખવવામાં આવે છે તે વિષયોનું જ્ઞાન આપવામાં આવતું હતું કે કેમ તે વિશે આગળ ઉપર લખવા વિચાર છે. આજના વિષયથી 'પતિ ધર્મ' કે 'પત્નીધર્મ' થી કંટાળેલાં વાંચકને કાંઇક નવીન જ્ઞાન મળ્યું હશે એમ લાગશે તો પ્રયાસ સફળ માનીશ.

શાન્તિ કુટિર
(શાન્તાક્રુઝ.)
તા. ૨૮-૧-૧૯૧૦

ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ.

---

## બિચારી પીતળની ગૃહકેળવણિ સોનાનો ઓપ કેટલાક ઘસારાની સામે થઇ રાખી શકે?

નછકનું સગું ગુજરી ગયે હજી થોડો વખત વ્યતીત થયો છે. મેળામાં જવું, ફક્ત કાળકામાં બેસવું એવી રીતે હોંસ કરતાં બાળકો જે શીળીસાતમ માટે ટાંપી રહ્યાં હતાં તે તો આવી. "છોકરાંને બાધ નહિ" એમ કહી તેને તો રંગબેરંગી કપડાં અંગપર પહેરાવ્યાં. પણ પેટનાં આંતર વસ્ત્રનું શું? એક બાજુ, નછકનું સગું ગુજરી જાય ત્યારે મિષ્ટાન્ન ન રંધાય એ રિવાજ (સરખામણી કરતાં) થોડાં જુવાન મૃત્યુ થતાં તે વખતમાં અંતઃકરણની ખરી લાગણીથી જન્મ પામેલો તે હજી લોકાચાર માટે 'પાળવો' તો જોઇયે; અને બીજી બાજુ "આ વખત ખોટો" એ માટે મિષ્ટાન્ન ન કરે તો મન નથી માનતું.

બાળકને નિદ્રાવશ થવા દેવા પહેલાં તેનાપર સુવિચારની છાપ પડે એવી વાતો કરવી એ નિયમ આપણી વાતની નાયિકા ચિંતામણિની એક બ્હેનપણી પાળતી હોવાથી તેનાં વખાણ થતાં. આ વખાણ મ્હારાં પણ થાય એ જીજ્ઞાસાથી ચિંતામણિએ પણ આ નિયમ પાળવો શરુ કર્યો હતો. સદરહુ નિયમાનુસાર તેણે પોતાના પુત્ર ભોળાલાલને સાતમને આગલે રોજ રાત્રિએ સુશબ્દાલંકૃત ભાષણ આપ્યું કે—

" ભાઇ, હમેશાં વિચાર કરવામાં સત્ય વાત શિવાય બીજી કોઇપણ વાતને અવકાશ પણ આપવો નહિ; જો આમ કરવાની ટેવ પાડીએ તોજ આપણે બોલવામાં પણ સત્યના જાળવી શકીયે. ભાઇ, સત્યતાનો પ્રભાવ કેટલો છે તે તું મોટો થતો જઇશ તેમ તેમ તને અનુભવ થતો જશે. સાચો માણસ દેવનો મિત્રજ છે. તેની એક આંખમાં તેજ, પ્રભાવ એક યોગીના જેવો હોય છે. હમેશ યાદ રાખવું કે જ્યારે આપણે કોઇ સાથે વાત કરીયે છીયે ત્યારે આપણી તથા તેની વચ્ચે ઇશ્વર અદશ્ય રીતે ઉભો રહે છે; અને કાલ રાત્રેજ કહી ગઇ છું કે ઇશ્વર ઝળઝળતો પ્રકાશ છે. આપણે અસત્ય બોલીયે તે અંધારૂં છે. તે અંધારૂં અજવાળામાંથી પ્રસાર થઇ શબ્દરૂપમાં સામા માણસ ભણી જઇ શકે ખરૂં ? માટે અસત્ય વહેલું અગર મોડું પકડાવાનું તો ખરૂંજ. હું તને કહી ગઇ છું કે કોઇ માણસ જુઠ્ઠો છે એમ ચોક્સ થયું તે પછી તે છેંકી નાખેલ અક્ષરની માફક માનહીન છે. વાસ્તે, હમેશ યાદ રાખજે કે કોઇપણ પ્રકારે જુઠું તો બોલવુંજ નહિ."

આવી રીતે વિદ્વતાભરેલું ભાષણ અપાઇ રહ્યા પછી, ભોળાનાથ સુઇ રહ્યો. બીજે દીવસ દુધપાકપુરી વગેરે જમવામાં હતાં. ચિંતામણીને વિચાર સુઝ્યો કે ભોળો બાળક છે તેથી બહાર કદાચ કહી દેશે કે આજ અમે દુધપાક કર્યો હતો; અને આ વાત બહાર તો પાડવી નથી. તેથી તેણે ભોળાનાથને કહ્યું ભાઇ, કોઈ પુછે કે શું જમ્યો તો કહેજે, રોટલી, દાળ, ચોખા, શાક; દુધપાકનું કહીશ નહિ હો !

ભોળો—પણ બા, તું કહેતી હતી કે જુઠું તો નજ બોલવું ?

ચિંતા—હા, પણ કોઇક બાબતમાં ખોટું બોલાય તેનું કંઈ નહિ.

ભોળો—પણ તું કાલ રાત્રિએ કહેતી કે ઇશ્વર આપણી વચમાં છાનો રહીને આપણી વાતો સાંભળે છે; તેથી ખોટું બોલીયે તો તે નારાજ થાય, અને આપણે છેંકી નાંખેલ અક્ષરની માફક માનહીન થઇએ.

ચિંતા—એવી બાબતમાં માનહીન નથી થતાં; વળી, હું વાત વાળીશ.

ભોળો—ત્યારે એ બાબતનું તો ઠીક; પણ ઇશ્વર છુપો ઉભો હોય તે વખતે દર્શન દઇને વદશે તો ?

ચિંતા—હવે બહુ ચોવટીયો થા માં ને ? એમ ઇશ્વર સ્થળે સ્થળે ઉભો હશે ! છોકરાંને શું ખબર પડે કે ધર્મનીતિ એક છે અને સંસારનીતિ બીજી છે ?

સુજ્ઞ વાંચનાર ! આ કલ્પિત પણ બિનકેળવાએલ સ્ત્રીવર્ગમાં વખતોવખત જોવામાં આવતી શોચનીય ભુલનું ચિત્ર આપેલ છે. જ્યારે આવા દાખલા અહર્નિશ બન્યા કરે ત્યારે પરિણામ શું આવશે ? એ કે, બાળક એમ ધારશે કે, " **सत्यमेव जयति** " " **सत्यं वद प्रियं वद.** " " **God is where untruth is not.** જ્યાં અસત્ય

નથી ત્યાંજ ઇશ્વર છે." "Practise what you preach બોલો તે પાળો" એવા અથવા વિચારો નિબંધ લખવામાંજ દર્શાવવાના છે.

જ્યારે દાંભિક કેળવણીનો જડમૂળથી નાશ કરી તેનાપર અભાવ દર્શાવી સાત્વિક કેળવણી અપાય ત્યારેજ આપણો દેશ ઉચ્ચ સ્થિતિમાં—મૂળ સ્થિતિમાં આવી શકે.

શંકરલાલ જસદણકર.

## સંસારમાં દાખલ થતાં શીખામણ.

( આસો માસો શરદ પુનમની રાતરે )

પુત્રી? વ્હાલી જાયે આજ પતિ ગૃહે,
પ્રેમ થકી તું બ્હેની? ધર્મ સંભાળજે,
બાલપણાની બાલીશતા તો ત્યાગજે,
પણ નિષ્પાપી સરળ સ્વભાવ ન છોડજે—૧
થઇ પતિમાં તન્મય જીવન ગાળજે,
સ્નેહ સદા વરસાવજે,
ગાડીનાં બે ચક્ર પ્રમાણે માનીને
અંતરમાં નહિ ભેદ જરાયે લાવતી.—૨
સંબંધી ને પરિજનો ને પાળવાં,
તેમજ બ્હેનોનાં જીવન વિકસાવવાં,
બુદ્ધી નીતિ બાલકોની ખીલવી,
પરમ પ્રભુની પુજાએ નવ ભુલવી—૩

સૌ. પ્રમિલા.

## તરૂણીઓએ ઉદ્યમી થવાથી થતો લાભ, અને આળસુ થવાથી થતો ગેરલાભ.

"Never waste anything, but, above all, never waste time."

કોઈ વસ્તુ વૃથા ન જવા દેવી; તેમાં વખત તો કદી વૃથા નજ ગુમાવવો.

"Time is one of Heaven's richest gifts, and once lost is irrecoverable."

"વખત એ કુદરતની ઉમદા બક્ષીસ છે, અને ગયો વખત ફરી હાથ આવતો નથી"

અભણ તેમજ ઘણે ભાગે ભણેલી સ્ત્રીઓ પણ પોતાનો નવરાશનો વખત, ગપ્પાં હાંકવામાં, નિન્દા કરવામાં, કુથલી કરવામાંજ ગાળે છે. પોતાના દુર્ગુણ તરફ નહીં જોતાં બીજાની નિન્દા કરી બીજાનાં છિદ્રો ઉઘાડાં કરવાં એ પણ બહુજ નીચ કામ છે. વગર

ઉછરાએલી સ્ત્રીઓમાંની પણ ઘણીખરી આમજ વખતનો દુરૂપયોગ કરે છે. નવરાં થયા પછી પડોસણ સાથે વાતોમાં રોકાય છે. અને તે વાતો કુથલી, નિન્દા, પોતાની સરસાઇ કે પછી નકામા હલકા વિચારો સંબંધીની હોય છે, અને તેમાંથી સારૂં જ્ઞાન, ઉચ્ચ, વિચારો, કે નવીજ આવડત ભાગ્યેજ મળે છે. જો ઘરધણીઆણી આળસુ હોય તો નોકરો પણ તેવાજ બને છે અને છોકરાં માતાનું અનુકરણ કરતાં શીખે છે. તેમાં પુત્રી માતાનુંજ અનુકરણ કરતાં શીખે છે.

" As is the mother so is the daughter. "

" જેવી મા તેવી દીકરી. " આળસુ સ્ત્રી ઘરનાં બીજાં માણસને પણ દુઃખનું કારણ થઇ પડે છે. ઉદ્યમી થવાની ટેવ પડયા પછી કંટાળો આવતો નથી. કેમકે

" Nothing is impossible to a willing mind. "

" મન હોય તો માળવે જવાય. "

ઉદ્યમી પતિ અને આળસુ પત્નીનો પ્યાર બરાબર ટકી શકતો નથી, તેમ એક બીજાની વર્તણુંક મળતી આવતી નથી. આવા ઉદ્યમી પતિની પત્નીએ બીજાં માટે નહિ તો માત્ર તેની પ્રીતિ સંપાદન કરવા માટે ઉદ્યમી થવું જોઇએ. સ્ત્રીઓ જો ગૃહવ્યવસ્થા રાખવાને અને પોતાના કુટુંબને સુખી કરવાને ઇચ્છા રાખે અને તે પ્રમાણે પ્રયત્ન કરે તો તેમને વખત ક્યાં જાય છે. તે ખબર પણ ન પડે. સ્ત્રીઓએ ખાસ કરીને બહુજ ચંચળ થવાનું છે. જેમ અમુક કાર્યનો પરવાર વહેલો આવ તેમ સારૂં એમ નિશ્ચય રાખવો જોઇએ; કેમકે પહેલા નંબરની રસોઇ આવડતી હોય પણ તે વખતસર થઇ શકતી ન હોય તો પછી સારી આવડ શા કામની ? સ્વભાવનાં ધીરાં અને કાર્યમાં ઉતાવળાં થવું જોઇએ અને નાનપણથીજ તેવો પરીચય પાડવો. એવી સ્ત્રીઓ વખણાય છે. પોતાને ભાગે આવતું ઘરકામ ધીરજ અને ચંચળતાથી કરવું જોઇએ. બીજાનાં કામમાં પણ પોતાને નવરાશ હોય તો મદદ આપવી કે જેથી આવડત વધે; અને તે સાથે તે પણ સ્નેહ રાખી તમારા કામમાં મદદ આપશે. નિરૂદ્યમી બની આળસુ થવું ન જોઇએ. આળસુ સ્ત્રી મદદગાર થવાને બદલે બોજારૂપ થઇ પડે છે. ઉદ્યમ વિના શરીર જડ થઇ જાય છે અને રોગી બની સુખી રહેવાતું નથી.

" If a rich man wishes to be healthy, he must live like a poor man." " Sir R. Temple."

" જો તવંગર માણસ તંદુરસ્ત રહેવા ચાહતો હોય તો તેણે ગરીબ માણસની પેઠે, ઉદ્યમી જીંદગી ગુજારવી જોઇએ. " આળસુ બની પોતાના કામનો બીજાપર આધાર રાખે છે તેને ઇશ્વર કદિ સહાય કરતો નથી.

અભણ નારી અરે, રોજ નિંદા કરે; લોકની, અન્ન ખાઇ ધણિનું.
ચાર સાથે મળે વાત જુઠી કરે, કામ એ નારીઓ આપણીનું.

R. D. P.

કેમકે ઉદ્યમ, સહાસ, ધૈર્ય, બુદ્ધિ, શક્તિ તથા પરાક્રમ ! એટલા ગુણો જેનામાં હોય:

તેને ઇશ્વર અવશ્ય મદદ કરે છે. લક્ષ્મી પણ ઉદ્યોગથીજ પ્રાપ્ત થાય છે. જેમકે એક સ્ત્રી પોતાનો નવરાશનો વખત પરાઇ નિન્દા કરવામાં રોકવાને બદલે ભરવા ગુંથવાના ઉદ્યમમાં ગાળે તો ઉદ્યમનો બદલો મેળવેજ—પૈસા પ્રાપ્ત કરે. નવરાશને વખતે શીવવું, ભરવું, ગુંથવું, એ સ્ત્રીઓનું કર્તવ્ય ગણાય છે. પરંતુ તે સંબંધી કેટલુંક કહેવાનું છે. અત્યાર સુધી સ્ત્રીઓમાં એમ સમજાયું છે કે રૂમાલો ભરવા, ગલપટા ગુંથવા, ટેબલક્લોથ ભરવાં, કોર ભરવી વીગેરે ફેશન પડતું કામ કરવું એજ માત્ર સ્ત્રીઓનું કર્તવ્ય છે, પણ તેમ નથી. પૈસાદાર વર્ગ એવું કામ કરે તો ચાલે છે, પરંતુ સાધારણ વર્ગને માટે તો જુદા પ્રકારનું કામ જોઇએ. સ્ત્રીઓને ફ્રોક અને ઝાલરવાળા ઇંગ્રેજી નમુનાનાં લુગડાં ગમવા લાગ્યાં છે. પરંતુ તેનાતો ઘણા પૈસા દરજીને દેવા પડે છે. તેથી ઉપર કહી તેવી ચીજો ભરવા, ગુંથવાને બદલે રોજ જોઇતાં ઉપયોગી ચણીયા, ચોળી, કમખા, નાનાં પરેણો, ઝભ્ભા, કબજા એવું એવું કામ શીખવાથી સાધારણ કમાનારને કેટલું ખરચ ઓછું થાય ? રૂપ, યૌવન, ધન, જ્ઞાન અને સત્તા એ બધામાંથી ધન અને સત્તાની મગરૂબી સર્વથી વધારે હોય છે. એટલે ખરી મગરૂરી ધન અને સત્તાનીજ છે. સત્તા અને પૈસાની ખુમારીથી જમીનપર પગ મુકવો પણ ભારે પડે તેવી નાજુક સ્ત્રીઓ અમથી પડી રહે છે. એથી સુસ્તી ભરાઇને કંઇ પણ કામ કરવાનું આળસ આવે છે. આવાં કુટુંબોમાં તાણ, હિસ્ટીરીયા, જેવા રોગની શરૂઆત થાય છે; તેઓને એકજણ પોતાની તહેનાતમાંજ જોઇએ. આવાં માનવંતાં શેઠાણીના ઘરમાં ઉદ્યોગી અને મનથી કામ કરવાવાળા નોકરો પણ નથી હોતા. કરકસર અને કાળજી વગર બધો કારભાર ગેરવ્યવસ્થાથી ચાલે છે. મહેનતુ અને ધીરજવાળી સ્ત્રીના ઘરમાં આથી ઉલટોજ ચીતાર નજરે પડે છે. તેવી સ્ત્રીની દેખરેખ નીચે નોકરો હોય છે એજ બરાબર કામ કરે છે. તેવી સન્નારીઓ પોતાની જાત માટે માણસ રોકતીજ નથી અને ઘણીજ ઉમદા વ્યવસ્થાથી ઘરકારભાર ચલાવે છે. આવી ચાલક અને ઉદ્યોગી સ્ત્રી થોડા સાધનોથી ઘરને ઘરના ખરા રંગરૂપમાં લાવી મુકી પોતાનું હૈયું હરખાવે છે. આવો ગુણ ધરાવનાર સ્ત્રી ખરેજ અમુલ્ય ખજાનો છે. ડોળી બનવા ખોટાં ખર્ચ રાખનારી સ્ત્રીને ગર્વિષ્ટ કહેવામાં કશો બાધ નથી. સત્તાવાળા તેમજ શ્રીમંત લોકોના ઘરમાં, કે જ્યાં ચાકર લોકો ઘણા હોય છે, તેઓ ગમે તેટલા સુપાત્ર હોય તો પણ તેનાથી તરૂણીઓએ જેમ બને તેમ થોડું કામ લેવું. પણ હાલના વખતમાં તેવાં ઘણાં ઘરમાં પાણીનો પ્યાલો ચાકર લાવી આપે ત્યારેજ પીવાય, લુગડાં પણ તેઓ આપે ત્યારેજ પહેરાય, છોકરાને પણ તે આવે ત્યારેજ લેવાય. જ્યાં જુઓ ત્યાં નોકર પહેલો. તેવાં મકાનોની થતી ચર્ચાથી ગુણીઅલ તરૂણીઓએ બોધ લેવો જોઇએ. આવી રસમ (રીત) શ્રીમંત વર્ગમાંજ વધારે હોય છે અને આવી ખોટી નાજુકાઇથી લાભને બદલે નુકશાન વધારે છે. આવી ખોટી નાજુકાઇને નબળાઇ એ નામ વધારે શોભે છે. આવી નાજુકાઈ કાંઈ સ્ત્રીઓમાં પહેલેથી હોતી નથી પણ ધીમે ધીમે પોતાની અજ્ઞાનતાથીજ વધારી પોતાનું શરીર બગાડે છે. જ્યાં જુઓ ત્યાં હીસ્ટીરીયા, હાથ પગમાં કળતર, દીલનું ડુલવું, માથાનું દુઃખવું—ટુંકામાં સર્વ પ્રકારના રોગના પોકાર પોકાર શિવાય બીજું કાંઈ કાને પડતું નથી. આ બધી ફરીયાદનું મૂળ શું છે તે તપાસી તેના ઉપાય કરવા પૂરી જરૂર છે. એટલેથીજ અટકતું નથી, પણ પોતાની પ્રકૃતિ નબળી હોય પોતાનાથી ઉત્પન્ન થતાં

બાળકો કુદરતી રીતેજ નબળાં થાય છે. વળી માતાની ખોટી નાજુકાઈ બાળક પણ શીખે છે અને પોતાની ભૂલનો ભોગ પોતે તેમજ નિર્દોષ બાળક પણ થઇ પડે છે. એટલે કે માતાની ભૂલ, અજ્ઞાનતા, અને બેદરકારીનો હિસ્સો બાળકને પણ ભોગવવો પડે છે. પ્રાચીન આર્ય રમણીઓ ખોટી નાજુકાઇને પસંદ કરતી નહી અને તેથીજ તેનાં બાળકો વિદ્વાન શાર્યવાન અને પરાક્રમી થતાં. કોઈ એવો પ્રશ્ન કરશે કે–ઈશ્વરે આપેલા વૈભવનો ઉપભોગ ન લેવો? પરંતુ તેવી શંકા ન લાવતાં પહેલાં ઝાઝા નોકર ચાકરથી ભરપુર ઘરની થતી ચર્યાઓની શંકાઓનું સમાધાન કરવું જોઇએ. તેઓની આવી ટેવ દાસનાં પણ દાસ બનાવી દે છે. વળી—

"The Master's eye doeth much" "દેખતા ધણીની અસર દેખતી છે." શરીરસંપત્તિ જેની સારી હોય તેની આરોગ્ય અને મજબુત તરૂણીઓએ–પછી શ્રીમંત હોય કે ગરીબ હોય તોપણ તેણે–ઉદ્યોગ કર્યા વિના બેસી રહેવું વ્યાજબી નથી.

**ન. ક. વૈષ્ણવ, ટાઈપીસ્ટ.**

---

## હાલની સ્ત્રીઓની નિર્બળતા.

વાંચનાર બ્હેનો, શુદ્ધ હૃદયથી તથા કેવળ શુભેચ્છાએ નીચે જણાવેલા વિચાર માટે, તેની સત્યતા જણાય તો, મારી આપશેજ એમ ખાત્રીપૂર્વક માની, આપણી સ્ત્રીઓની શારીરિક તેમજ માનસિક સ્થિતિ કેટલી નિર્બળ થતી જાય છે અને તેને લઇને સાંસારિક કાર્યભારમાં કેટલી મુસીબત પડે છે તેનું સ્હેજ ભાન કરાવવાનું તથા જે પાશ્ચિમાત્ય રીવાજનું અનુકરણ કરવાનું અને દાંભિક મોજશોખનું સ્વાતંત્ર્ય વધી પડેલું છે તે તરફ લક્ષ ખેંચવાનું માથે લઉં છું.

સામાન્ય વર્તમાનપત્રોમાં ઉભરાતી જાહેર ખબર ઉપર આંખ ફેરવતાં સહજ જણાશે કે સ્ત્રીઓનાં અનેક દરદો, જેવાં કે હીસ્ટીરીયા, વંધ્યત્વ, ક્ષય, તથા સામાન્ય અશક્તિ—માટે સંખ્યાબંધ દવાઓ બહાર પડે છે; તે ઉપરાંત અન્ય ડાક્ટરો, તથા વૈદ્યોને ત્યાં દરરોજ કેટલી ફરિયાદો નોંધાતી હશે તેનો વિચાર કરવો મુસ્કેલ નથી. આથી એટલું તો સાબીત થાય છે કે સ્ત્રીઓમાં રોગનો પેસારો સજ્જડ થયો છે.

સાધારણ કુટુંબવાળો માણસ પોતાના અનુભવથી જાણતો હશે કે પ્રસતી વેળાએ સ્ત્રીઓ કેવળ મોતની અણી ઉપરજ હોય છે. અને ડાક્ટર વૈદ્યોની તડામારી છતાં ઘણે ભાગે તો કેસ નિષ્ફળ જાય છે. કદાચ જો બચે તો પણ જીંદગીપર્યંત જુદા જુદા રોગનું ઘર બની પીતા તથા પતિને ભાર રૂપજ બની રહે છે. આજની વધતી જતી આર્થિક મુસ્કેલીના સમયમાં આવી પીડાઓ કેટલી મુસીબત વીનાડે છે તે તો કમાનારજ જાણે. તેમાં સામાન્ય શારીરિક નિર્બળતા ઘેર ઘેર પ્રત્યક્ષ અનુભવાય છે અને તેને લઇને જુપતિઓને તથા પીતાઓને મુસ્કેલીથી મળતી ટુંકી કમાણીમાં એક અસહ્ય વિઘ્ન

તેવીજ રીતે, વધતાં જતાં દાંભિક જીવન તરફ નજર કરીએ તો જણાય છે કે સર્વત્ર ઉપરથી મોહક પણ તકલાદી, અને આખરે શરીરને પરતંત્ર બનાવી ખર્ચના બોજા સમાન થઈ પડતા માલનો પ્રચાર ઘણોજ વધી ગયો છે. તેનું એક કારણ માનસિક તથા શારીરિક નિર્બળતા નહિં તો બીજું શું ? ઠાલી ઠાઠમાઠમાં તકલાદી શણગાર પહેરી ડોળઘાલુ નાજુકતાથી બેસી રહી ભાર રૂપ થઈ પડવું એજ મોટાઇ ગણાવા લાગી છે. વળી માનસિક નિર્બળતાને લઇને ઘરમાં એકલું ઘડી બેઘડી રહેવું પડે તો તે નથી બની શકતું, તેટલુંજ નહિં પણ કલ્પિત ભય અને તરંગોથી શરીર બીલકુલ નિરાધાર બની જાય છે.

આ પ્રમાણે એક કોરથી ખર્ચ વધતું જાય છે ત્યારે બીજી કોરથી દેશની દરિદ્રતાને લીધે કમાણી ટુંકી થતી જાય છે, અને પરીણામે નિર્બળતા દરેક પ્રકારની વધતી જાય છે.

ટુંકામાં ઘણે ભાગે સંતતિની વૃદ્ધિ સિવાય બીજો એકે ધર્મ હાલની સ્ત્રીઓ બજાવતી નથી, અને તે પ્રજા પણ રોગી અને નિર્બળ હોય છે. તે ખ્યાલમાં આવે છે ત્યારે આપણી સ્થિતિ કેટલી શોકજનક અને પરતંત્ર થતી જાય છે તે વાસ્તવિક રીતે નજરે આવે છે.

**સુમંતરાય પ્રેમશંકર બક્ષી.**

---

# રમણીમણિમાળા.

## મધ્યકાલિન ભારતનાં સ્ત્રીરત્નો.

### જોધપુરનાં મહારાણી.

ઇતિહાસના વાંચકોને વિદિતજ છે કે મહાન મોગલ શાહનશાહ શાહજહાનના સમયમાં મોગલ દરબારમાં જોધપુરનરેશ જસવંતસિંહ એક અતિ સત્તાધિશ પટાવત હતો. દિલ્લિપર હલ્લો કરી પોતાના પિતાને બંદીવાન કરી મોગલ સલ્તનતનું તખ્ત ગિરફતાર કરવાના ઔરંગઝેબના દુષ્ટ યત્નમાં વિક્ષેપ નાંખી હેના સહાસને નિષ્ફળ કરવા હજારો રજપુતોનાં સૈન્ય સહિત પ્રયત્ન કરનાર નરવીર બીજો કોઇજ નહીં પણ આજ રજપુત યોદ્ધો હતો. નર્મદા આગળ હેનો ઔરંગઝેબના સૈન્ય સાથે મુકાબલો થયો. સૂર્યાસ્ત પહેલાં તો સેંકડો રજપુતોનાં શબ રણભૂમિ ઉપર રઝળતાં દૃષ્ટિએ પડવા માંડ્યાં, એટલુંજ નહીં પણ ખુદ જસવંતસિંહને પોતાને જોધપુર તરફ પરાવૃત્ત થવાની ફરજ પડી. રણસંગ્રામમાં પરાજય પામવાથી હેને અત્યંત ખેદ થયો. જેમ જેમ તે પાટનગરની સમીપ આવતો ગયો તેમ તેમ હેની મુખમુદ્રા ઉપર યુદ્ધમાં થયેલા પરાજયથી ઉદ્દભવેલી ગ્લાનિ સ્પષ્ટ દિસવા લાગી. હેનાં આ પરિભવને લીધે ઉત્પન્ન થયેલા અપયશ અને કલંકથી હેની પ્રિયતમાના હૃદયને કેટલો આઘાત થશે તે તે સારી પેઠે જાણતો હતો, અને તેજ કારણે હેનું મગજ ભ્રમિત થયું હતું. હેની સ્થિતિમાં તે હેની પતિના ક્રોધની અગ્નિની જ્વાળા સહન કરવાને પોતાને અસમર્થ માનતો હતો.

મહારાણીને જસવંતસિંહના આવાગમનની ખબર થતાંજ હેને આશ્વાસન આપવા

પોતાના સરદારોને મોકલવાને બદલે દુર્ગ રક્ષકોને કિલ્લાના દ્વાર બંધ કરી આવા કલંકિત પુરૂષને રાજનગરમાં પ્રવેશ કરતાં અટકાવવા આજ્ઞા કરી. ત્હેણે કહ્યું 'તે મ્હારો પતિ નથી. જોધપુર મહારાજા અને મેવાડના મહારાણાનો જામાત્, આવો અધમ હોઇ શકેજ નહીં.' ત્હેનું ચિત્ત એકાએક ઉશ્કેરાયું. અને ત્હેની મનોવૃત્તિ બદલાતાં ત્હેણે સતી થવા ચિતા તૈયાર કરવા આજ્ઞા કરી. તે બોલી, 'મ્હારો સ્વામી આ સમયે નિઃસંશય પ્રભુના દિવ્ય ધામમાં વિરાજમાન થયેલો હોવો જોઇએ. તે પરાજય અને કલંકિત થઇ આ જગતમાં એક ક્ષણભર રહે તે મૃગજળીવત્ છે.'

આ પ્રમાણે તે થોડા દિવસ પર્યંત જો કે ત્હેના પતિથી વિમુખ રહી, તોપણ તે ત્હેને ન મળવાના પોતાના નિશ્ચયમાં સ્ખળિત થઈ નહીં. આમ કેટલોક કાળ ચાલ્યા બાદ જોધપુરાધિપતિને મળી, ત્હેનું સન્માન કરવા સારૂ ત્હેને સ્હમજાવવાનો પ્રયત્ન સફળ થયો. રાજધાનિનાં દ્વાર ઉઘાડવામાં આવ્યાં, રાજાએ નગરમાં પ્રવેશ કર્યો, અને શાન્ત થયેલી મહારાણી આર્ય મહિલાને યોગ્ય ત્હેના પતિને તેમજ ત્હેના પરિજનને રણસંગ્રામમાં પડેલા ઘાના ઉપચાર કરવામાં અત્યંત સ્નેહાર્દ્ર હૃદયથી પ્રવૃત્ત થઇ.

રાજ્યાસનપર નિષ્કંટક થયા બાદ આરંગઝેબે જસવંતસિંહનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. કારણકે ત્હેની સત્તાનો અનાદર કરી ત્હેને અસ્વસ્થ કરનાર ત્હેના શિવાય બીજું કોઇ ન હતું. આ સંકલ્પ અમલમાં મુકવાને કાબુલની અંદર જાગેલા રમખાણે ત્હેને અનુકૂળતા કરી આપી. જોધપુર નરેશની સરદારી હેઠળ આ બળવો દાબી દેવા એક સૈન્ય સત્વર રવાના કરવામાં આવ્યું. આ પ્રમાણે પોતાનો અર્થ સાધવાને મોગલ શાહનશાહે એ યુક્તિ રચી. કારણકે ત્હેની ખાત્રી હતી કે જંગલી ક્રુર અને તોફાની અફઘાનો આ બળવાન નરવીર અને ત્હેના શૂરવીર રજપુત સૈનિકોને પકડી મારી નાંખશે.

જસવંતસિંહે આ માનનીય અતિ વિકટ પદનો સ્વીકાર કર્યો. ત્હેની બહાદુર રાણી પણ પોતાના સ્વામી સાથે જઇ ત્હેના સંકટમાં ત્હેની સહચરી થઇ યથાશક્તિ સાહાય્ય થવા તત્પર થઈ. રાજ્યની લગામ ત્હેમના પુત્ર પૃથ્વિસિંહનાં હાથમાં સોંપી એક સર્વોત્તમ મહાન્ રજપુત સેના સહિત અફઘાનોને વશ કરવા સારૂ પ્રવૃત્ત થયો.

પ્રવાસ દર્મ્યાન આ શૂરવીર રજપુત રાજકન્યાએ ત્હેની એક સ્ત્રી અને રાણી તરીકે થતી સેવાનો અવરોધ કર્યો. ત્હેણે એક સૈનિકને યોગ્ય જીવન ગાળવા માંડયું. તે ત્હેનો ઘોડો હમેશાં ત્હેના સ્વામીની સાથેજ રાખતી, એટલુંજ નહીં પણ મુસાફરીની અનેક વિટંબનાઓ તે ધૈર્યથી સહન કરતી. આ પ્રમાણે ઘણા લાંબા કાળ પર્યન્ત અનેક ડુંગરાઓ અને ખીણોવાળા તથા બરફથી આચ્છાદિત થયેલા પ્રદેશમાં અથાગ શ્રમ વેઠી લાંબી મંજલો કાપતા તે આખરે અફઘાનીસ્તાન આવી પ્હોંચ્યા. આ સમયે સમસ્ત કાબુલી પ્રજા મોગલ શાહનસત પ્રત્યે બેવફા થયેલી માલમ પડી. કાબુલ પહોંચ્યા બાદ વિશ્રામ લેવાને ત્હેમને બીલકુલ સમય મળ્યો નહીં. એટલુંજ નહીં પણ ત્યાંની આબોહવા પણ ત્હેમને પ્રતિકૂલ થઇ. આ પ્રમાણે આ બરફથી વ્યાપ્ત થયેલા અને જંગલી નિષ્ઠુર મનુષ્યોથી વસાયલા પ્રદેશમાં ત્હેમને અનેક પ્રકારનાં કષ્ટ અને આપત્તિઓ સહન કરવાં પડયાં. પણ તે શૂરવીર રાજપુત્રી લેશમાત્ર પણ આવી વિષમ આપત્તિઓથી ન ડગતાં ત્હેના સ્વામીના સંકટોમાં ત્હેની સદભાગી થઇ હમેશાં ત્હેને સહાય કરવા તત્પર રહેતી. તે ત્હેને

ત્હેની છાયા માફક અનુસરતી, એટલુંજ નહીં પણ દુશ્મનો સાથે યુદ્ધના પ્રસંગમાં પણ તે ત્હેની સાથે રહી બહાદુરીથી લ્હડતી. ત્હેનું શાર્ય અને પરાક્રમ, ત્હેની સહિષ્ણુતા અને ત્હેનું ધૈર્ય; અતિ બળવાન અને શૂરવીર યોદ્ધાને પણ આશ્ચર્યચકિત કરવા ચુકતાં નહિં.

પણ અફસોસ! જસવંતસિંહ ત્હેની યશસ્વિ કાર્કિર્દી દીર્ઘકાળ પર્યન્ત ભોગવવા ભાગ્યશાળી થયો નહીં. સામાન્ય લોકકથા એવી છે કે ત્હેનો ઘાત કરવામાં આવ્યો. જશવંતસિંહના કાબુલના નિવાસ દર્મ્યાન ત્હેના પુત્ર પૃથ્વિસિંહને દિલ્હિ આવવા બાદશાહ તરફથી આમંત્રણ કરવામાં આવ્યું. તદનુસાર તે દિલ્લી ગયો, જ્યાં મોગલ શાહનશાહ તરફથી તે અનુપમ સત્કાર પામ્યો. પણ આ સત્કાર ભેદભરેલો હતો. દિલ્હિ આવ્યા પછી અલ્પ સમયમાંજ ત્હેનો કાળ થયો. સામાન્ય લોકમત એમ છે કે ત્હેને વિષ આપવામાં આવ્યું. એમ કહેવામાં આવે છે કે આરંગઝેબ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે ત્હેણે સંકલ્પ કર્યો હતો કે રાજ્યાસનપર નિશ્ચિન્ત થયા બાદ ત્હેને રાજ્યપદ મેળવવામાં કંટકરૂપ થઇ ત્હેની મનઃશાન્તિનું ખંડન કરનાર જસવંતસિંહ અને ત્હેની સન્તતિના અસ્તિત્વનો નાશ કરવો. આ ઉદ્દેશથી જસવંતસિંહનું કાબુલથી પ્રત્યાગમન ન થાય એવો યત્ન કરવા ત્હેણે આરંભ કર્યો. ત્હેણે ત્હેનું ખુન કરવા મારાઓ મોકલ્યા. એવું માનવામાં આવે છે કે જોધપુર નરેશના ખુનીઓએ ત્હેને વિષ દઇ ત્હેનો અંત આણવાની યુક્તિ રચી હતી. દૈવયોગે તે ત્હેમની આ નીચ અને દુષ્ટ વૃત્તિમાં સફળ થયો, અને જોધપુરના સ્વામીનો નાશ થયો.

જસવંતસિંહના આ પ્રમાણે અકાળ અવસાનથી અફઘાનિસ્તાનના અરણ્યમાં નિવાસ કરતા જંગલી અને ક્રુર મનુષ્યોની વચ્ચે નિરાધાર થયેલી ત્હેની રાણીની સ્થિતિ કેવી દયાજનક થઇ ગઈ હશે ત્હેનું યથાસ્થિત વર્ણન અકથ્ય હોવાથી વાંચક પોતેજ કરી લેશે. આ સમયે તે સગર્ભા હતી. તે સતી થવા પ્રવૃત્ત થઇ અને જો ત્હેના આપ્તજનો અને સરદારો કે જે અલ્પ સમયમાંજ પ્રસુતિની આશા રાખતા હતા ત્હેમણે જો અવરોધ ન કર્યો હોત તો તે એક સ્નેહી અને ધર્મશીલ આર્ય વધુને યોગ્ય મનાતા ધર્મોનો સ્વીકાર કરવાની ત્હેની ધારણામાં નિષ્ફળ થઇ ન હોત. ત્હેના સ્વામીના કાળ પછી ત્હેણે સેનાની સરદારી લઇ હિન્દુસ્તાન આવતા સુધી પોતાનો અત્યન્ત બહાદુરીથી બચાવ કર્યો.

અલ્પ સમયમાંજ કાબુલમાં ત્હેણે એક પુત્રરત્નનેજ જન્મ આપ્યો, અને તેથી કરીને જ્યારે તે પ્રયાણ કરવાને શક્તિમાન થઇ ત્યારે તે ત્હેના બહાદુર સૈનિકો સહિત સ્વદેશ તરફ પ્રયાણ કરવા તૈયાર થઇ. પેશાવર આવતા સુધી ત્હેમને અત્યંત વિટંબના ભોગવવી પડી. અહીંઆ પોતાની રાણીને સુરક્ષિત સ્વદેશ લાવવાનો સંકલ્પ કરી જોધપુરથી ઉપડેલું એક ન્હાનું રજપુત સૈન્ય ત્હેને મળ્યું.

કેટલાક દિવસ સતત મુસાફરી કર્યા બાદ આ કાફલો દિલ્હિ આવી પ્હોંચ્યો. રાજમાતા અને ત્હેના પરિજનોનો વિચાર દિલ્હિ ન રોકાતાં જોધપુર તરફ કુચ કરી જવાનો હતો. પણ સંકલ્પ અમલમાં મુકાવાનો સંભવ ઘણોજ થોડો હતો. દિલ્હિ આવી પ્હોંચતાંજ બાળરાજાને મોગલ શાહનશાહના રક્ષણમાં સોંપવા બાદશાહી ફરમાન આરંગઝેબ તરફથી ત્હેમને પ્હોંચાડવામાં આવ્યું. મોગલ શાહનશાહના આ શાસનનો અનાદર કરવામાં આવ્યો અને રજપુત સૈન્ય રાજકુમાર અને રાજમાતાના રક્ષણાર્થે જરૂરપડતાં યુદ્ધ કરવા સજ્જ થયા.

પ્રથમ ત્હેમણે રાજપુત્રને મીઠાઇના કરંડીઆમાં મૂકી એક રાજભક્ત મુસલમાનને હવાલે કર્યો કે જ્હેણે ત્હેને એક નિર્ભય સ્થાનમાં લઈ જઈ ત્યાં આ ન્હાનું રજપુત સૈન્ય આવી પ્હોંચે ત્યાં સુધી ગુપ્ત અને સુરક્ષિત રાખવા પ્રતિજ્ઞા કરી.

આ રાજભક્ત મુસલમાનના પ્રસ્થાન પછી રજપુત યોદ્ધાઓ ત્હેમનાં કવચ અને શસ્ત્રોથી સજ્જ થઇ ત્હેમનાં નિવાસ સ્થાનમાંથી બ્હાર પડયા. શૂરવીર મહારાણી ત્હેની મશાલોના પ્રકાશથી ચમકારા મારતી તરવાર સહિત અશ્વારૂઢ થયેલી અને સૈનિકોથી વીંટળાયેલી ત્હેમના મધ્યમાં દૃષ્ટિએ પડતી હતી. જોતજોતામાં મુસલમાનોએ ત્હેમનો આવાસ ઘેરી લઇ ત્હેમને નગર બ્હાર જતાં અટકાવવા પ્રયાસ કરવા માંડયો. દિલ્હિ શહેર અને ત્હેના મહેલાઓનો દેખાવ રણભૂમિનું ચિત્ર પ્રેક્ષક વર્ગની દૃષ્ટિ આગળ ખડું કરતો હતો. અલ્પ સમયમાં આ પુરાતન શહેરમાં એક એવા પ્રકારના યુદ્ધનો આરંભ થયો કે જ્હેનું સામ્ય દુનિઆના ઇતિહાસમાં પણ ભાગ્યેજ મળી શકશે. આ સંગ્રામ આપણને એક ક્ષણ ભર પ્રાચીન ગ્રીસના મુઠીભર સ્પાર્ટનોએ થરમોપિલિનીના દારૂણ યુદ્ધમાં બજાવેલી દેશસેવાનું ભાન કરાવે છે. આ સ્થળે એક બાજુએ એક મુઠીભર રજપુતો ત્હેમના બાલ રાજાને વાસ્તે, ત્હેમની રાજમાતાને વાસ્તે, અને સૌથી વધારે ત્હેમની સ્વદેશસેવાને વાસ્તે, પોતાના પ્રાણ રણભૂમિની વેદી ઉપર હોમવાને તત્પર થયા. એક અતિ દારૂણ યુદ્ધ થયું અને ઘણા યોદ્ધાઓએ ત્હેમાં ત્હેમના જીવનની આહુતી આપી.

મહા પ્રયાસે રાજમાતા દુશ્મનોના પંઝામાંથી નાશી છુટવા ભાગ્યશાળી થઈ. જ્યારે તે ઘાયલ થયેલી અને રૂધિરમાં સ્નાન કરતી ત્હેના અલ્પ પરિવાર સહિત રાજપુત્રને સંતાડવા સારૂ નિર્મિત કરેલા સ્થાને જઈ પહોંચી અને ત્હેને કુશળ જોયો, ત્યારે ત્હેનું અન્તઃકરણ એક એવા પ્રકારના આનન્દથી દોલાયમાન થવા લાગ્યું કે જ્હેનું વર્ણન કરવું અસંભવિત છે. માતાપુત્રના મેળાપ પછી તે સ્થળેથી ત્હેમણે તુર્તજ પ્રયાણ કર્યું, અને મેવાડનો મહારાણો કે જે રાજમાતાનો બન્ધુ હતો ત્હેના પાટનગરમાં પ્હોંચતા સુધી માર્ગમાં કોઇપણ સ્થળે વિશ્રામ ન લેતાં પ્રવાસમાંજ પ્રવૃત્ત રહ્યા. મેવાડ પ્હોંચતાંજ ત્હેના સ્વામી પાસે બાલ રાજાનું ત્હેની કિશોર અવસ્થામાં સર્વ પ્રકારના વિઘ્ન સમયે રક્ષણ કરવા પ્રાર્થના કરી.

આ કાર્ય કર્યા પછી જોધપુર જઇ તેણે રજપુતોની અંદર મોગલ સલ્તનત તરફ અદિલી ઉત્પન્ન કરી; અને બાલક જોધપુરાધિપતિના રાજ્યદુશ્મનો સ્હામે યુદ્ધ કરવા લાયક થાય ત્યાં સુધી ત્હેની સત્તાનો અનાદર થતો અટકાવવા પ્રવૃત્ત થઇ. ઔરંગઝેબના આ નીચ અને સ્વાર્થહીન વર્તનથી રજપુતો કુપિત થયા અને ત્હેની સત્તાની અવગણના કરી ત્હેના વિરોધી થયા. આ પ્રમાણે ત્હેણે એક નિરાધાર અબલા અને બાલક પ્રતિ આવા પ્રકારના નીચ અને લજ્જાસ્પદ હુમલાને લીધે સમસ્ત હિન્દુ પ્રજાને મોગલ સત્તાનો તુચ્છકાર કરી ત્હેના વિરોધી બની ત્હેના જેવા હિન્દુ ધર્મના કટ્ટા શત્રુ ઉપર વેર લેવા એકત્ર થવા જાગૃત કરી.

જોધપુરની રાજમાતા મોગલ શાહનશાહતની અવનતિ, ત્હેની છિન્નભિન્ન અવસ્થા અને અંતમાં ત્હેનો નાશ જોવાને દીર્ઘકાલ પર્યન્ત છવી. સનાતન.

*Registered No. B. 436*

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

(પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી)



સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.




| પુસ્તક ૭. | સંપાદક, | ઇ. સ. ૧૯૧૦; એપ્રિલ |
|---|---|---|
| અંક ૮. | બન્ધુસમાજ, અમદાવાદ. | વિ. સં. ૧૯૬૬; ફાલ્ગુન. |


વિષયસૂચન



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે માત્ર સવા રૂપિયો

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય શરીરે બળવંતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોના "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેનાં આંતર્-વિચારોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૭ મું.] ઈ. સ. ૧૯૧૦ એપ્રીલ:-ફાલ્ગુન, વિ. સં. ૧૯૬૬. [અંક ૮ મો.

# ज्ञानसुगन्ध.

## धर्म करवानी रीत.

आपणामां लोक धर्म करे छे, तेमां कोइ ईश्वरने प्रसन्न करवाने माटे ज करे छे, ने घणा लोक तो तेमांथी कांइक पुण्य थाय ने धन मळे के संसारनुं सुख मळे एवी कामनाथी धर्मनुं आचरण करे छे. कामना राखवी ए एक जातनो लोभ छे, अने कामनाथी करेलो धर्म सकाम कहेवाय छे ने कामना विना केवळ ईश्वरने प्रसन्न करवाने धर्म करीये ते निष्काम धर्म कहेवाय छे. जे माणस दुःखमांथी बचवानी ने सुख पामवानी कामनाथी धर्म करे छे तेनो धर्म सकाम छे ने ईश्वर तेनी कामनाने सफळ करे छे, त्यारे तेने इच्छेली वस्तु आपे छे. आ संसारमां सारां कहेवातां सुखमात्र शास्त्रमां विषय कहेवाय छे. राजा ने कारभारनो पदवो पण विषय छे ने द्रव्य पण विषय छे. आ विषयनी कामनाथी जे पुण्य करे छे के धर्म करे छे तेने ते विषय मळे एटले ए पुण्य अने धर्म समाप्त थाय छे, ने तेनुं फल पुरु थइ रहे छे एटले विषय पोतानुं फळ आपवा मांडे छे. महापुण्य करी कष्ट वेठी तप करी माणस द्रव्य मेळवे तो पछी द्रव्य पोतानुं फळ शुं आपे? द्रव्यवानना घरमां कंकास

अने क्लेश होय छे ने द्रव्यवाळाने अने तेनां बाळकने ए द्रव्य माटे एम तक-रार अने वाद थाय छे के आ जाणे के मने वधारे मळे ने सामाने ओछुं मळे अथवा आ म्हारुं माणस छे तेने वधारे मळे ने सामा पक्षना माणसने ओछुं मळे. आथी ममता, अहंकार, अभिमान, अदेखाइ वगेरे उत्पन्न थाय छे. वळी पासे द्रव्य होय तेवा माणसने ए द्रव्य खोटे मार्गे खरचवानुं मन थाय छे तथा अनेक कुमार्गे चहडे छे, एटले दुर्गुणो थाय छे. आ सउ विचारीये छीए त्यारे सकाम धर्म ने सकाम पुण्यनुं फळ दुःखदायक छे एवो उपला श्लोकनो अर्थ छे. माटे सकाम वस्तु शोधवी नहि, पण सउ वात ईश्वरने सोंपी देइ ईश्वर उपर विश्वास राखी तेने प्रसन्न करवानीज कामना राखी जे धर्म करीये ते निष्काम धर्म कहेवाय छे. आवो धर्म करनारने माथे दुःख पडे त्यारे ते माणस, ईश्वर औषध आपे छे एवुं गणी, धर्मनुं आचरण करे छे. ने ते लाभथी ते माणस सिद्ध थाय छे अने ए दुःखने एवी बुद्धिथी वेठवुं ते एक जातनो योग गणाय छे. ने एवो योग साधनार योगी कहेवाय छे ने तेनुं दुःख तप कहेवाय छे. दुःखमां आवो योग साधी ए योगी सिद्ध थाय छे. सकाम धर्म शोधनार माणसने सुख मळे छे पण तेनुं परिणाम दुःख थाय छे. त्यारे निष्कामधर्म आचरनारने दुःख पण औषध जेवुं थाय छे ने तेने दुःख-मांथी एवी सिद्धि प्राप्त थाय तेने मोडी वहेली जीवन्मुक्ति मळे एटले बीजाने तो मरण पछी स्वर्ग मळे पण आने तो जीवतांज शान्ति अने मुक्ति मळे छे.

लीलावतीजीवनकला.

---

## કાવ્યકુંજ.

---

### વિમળ પ્રેમ.

( કામણ દીસે છે અલબેલા મ્હારી આંખ્યમાંરે—એ રાગ. )

વ્હેનો, વ્હાલી ! પતિ સંગે નિત્યે મ્હાલજોરે,
વિમળ પ્રીતિ રાખજોરે, વ્હેનો.
રજની સજની મ્લાન રહે છે,
ઇન્દુ પતિ વિણ ઝુરી મરે છે,
પતિવ્રત, વ્હેની ! એવું નિત્યે પાળજોરે,
વિમળ પ્રીતિ રાખજોરે, વ્હેનો.
પ્રિય રજની વિણ ઇન્દુ ઘેલો,
આકાશે ફરતો તે મેલો,

પ્રેમ અલૌકિક એવો પતિ કેરો ધારજોરે,
વિમળ પ્રીતિ રાખજોરે, બ્હેનો.
બ્હેછે જળથી પૂર્ણ ભરેલી,
સરિતા સાગરમાં મદઘેલી,
બ્હેની! પ્રીતિવહન પતિ-હૃદયે વ્હેવું રાખજોરે,
વિમળ પ્રીતિ ધારજોરે, બ્હેનો.
પ્રિય પતિ નિરખીને આકાશે,
નલીન ખીલ્યું પૂર્ણ કળાએ,
બ્હેની! ત્યમ આપણ સૌ હૃદયકમળ ખીલાવજોરે,
વિમળ પ્રીતિ રાખજોરે, બ્હેનો.
અમી ભરી પ્રિય પતિની દૃષ્ટિ,
કરવી અનુપમ સુખની વૃષ્ટિ,
પતિસહ રમતાં સૃષ્ટિ સ્વર્ગ સમી સૌ ધારજોરે,
વિમળ પ્રીતિ રાખજોરે, બ્હેનો.

વિબુધ.

---

## પનીયારી.

( રાગ:—શીખ દે છે સાસુજીરે વહુજી રહો ઢંગે ).

આવી મનોહર સંધ્યારે નિર્મળ નભમાં બ્હેલી
ચાલ્યાં જળ ભરવાનેરે મળી સહુ સાહેલી.
(સાખી) આંજી અંજન નેત્રમાં ગુંથી વેણી સાર,
કરીયા કુમકુમ ચાંદલા અંબોડે ફુલહાર.
લીલી વાડીના વનમાંરે ચાલ્યાં અમે મલકાતાં
કાંઇ મન્દ પવનમાંરે જોબનથી લચકાતાં.
પાયે નુપુર ઝમકતાં કરતાં સકે મૃદુહાસ,
મદમાતાં ત્યાં આવીયાં વાડીના કુપ પાસ.
છે ગીચ ઘટા ત્યાંરે તરૂવરની વીંટાઇ,
જ્યાં સુંદર વનિતારે કરે ચેષ્ટા કાંઇ.
સોને રસીયાં ક્ષેત્રમાં મોરલીનો ઝણુકાર,
તે સાથે ત્યાં વાજતો કોસ તણો રણુકાર.
સુંસુવાટ કરીનેરે પ્રીતે ખેંચ્યાં પાણી,
માથે ગુંડલું ઉઠાવ્યુંરે લીધું દોરડું તાણી.

ગંગાજમની બેડલાં ચડાવીયાં અમ શીષ,
સૌ સાથે પાછાં વળ્યાં ધીરેથી ઘર દિશ.
તેજે રસીયો રાતોરે ભભુકતો થઈ ભાનુ,
અતિ રેણુ ઉરાડીરે દોડી આવતી ધેનુ.
તેવે રમ્ય સમે અમે પનીયારીની હાર
સુણી વાતો સુખ દુઃખની મળીએ પુર મોઝાર.
દરવાજે જ્યાં જઇએરે મળે અમને પીયુજી;
આધું ઓઢીને ખસીએરે ત્રાંસી નજરે જોઈ.
શરમાઇને ચાલીએ ઠઠ્ઠા કરતાં એમ,
(પણ) ભરીએ અમ જળ મીઠડાં, મીઠો છે અમ પ્રેમ.
આવી નીજ નીજ સ્થાને જે થઇએ આનંદી,
જળ મુકીને જઇએરે સાસુજીને વંદી.

અધ્યાત્મિક.

---

## કૌતુકમયી.

યૌવન—વન—સારિકા
સંગીત–ધન—સાધિકા
પુટ્યાં કુન્જે પુન્જે પુન્જે માલતી યૂથિ સેફાલિકા !
તું કદિ બંસી, તો હું કુરંગ,
તું જદિ વન્હિ, તો હું પતંગ,
બળો બળો આ જીવને; અયિ ઉજ્વલ દાહિકા !
કુટિરદ્વારે ભારે ભારે સમજાવો બેસી અર્ધ્ય,
મનોમન્દિરે ધીરે ધીરે રચિત કરો છો સ્વર્ગ;
કોણ તું અયિ કૌતુકમયી,
કોણ છું તું મ્હારી ઓ ! ?
રાલે છે બન્ને ચરણ–ભંગે, જીવનં મ્હારૂં મરણ–રંગે,
કંટકે પુલે ગાંથિ
કંઠે પ્હેરાવો માલિકા*

બકુલ.

* મૂળ બંગાળી ઉપરથી.

## કુમુદીનીનો પ્રણયકલહ.

હરિગીત.

જળ પૂર્ણ એક સરિત મધ્યે કુમુદિની પ્રફુલી હતી,
નિજમુખ મધુરૂં ખીલવી સુરભી તે પ્રસારી રહી હતી;
વળી રાત્રી પડી પ્રિય ચન્દ્ર ઉદયની આશ મનમાં ધારતી,
દર્શન–સ્પૃહા અતિશય થવાથી નભ તરફ નિહાળતી. ૧.

દીંડી.

ચન્દ્ર ઉદય કાળ પૂર્ણ થતાં પહેલાં
દૈવયોગે બહુ વાદળાં રહેલાં,
તેથી લેશ પણ શશી નહિં પ્રકાશ્યો
અને કુમુદ તણો આનંદ નાસ્યો. ૨.

દ્રુતવિલંબીત.

કુમુદીની નીચું મુખડું તો કરી
રૂદન તે મનમાંહી કરી રહી,
સમજી થોડું પ્રિય દુઃખમાંહિ છે,
અરી રૂપી દળથી પકડાય છે. ૩.

હરિગીત.

પણુ સ્રીસ્વભાવ ન દુર થાયે કેમ તે પુરૂં લહી શકે,
પતિ દુઃખ જાણે તોય " કેમ પ્રકાશ દે નહિ " એમ કરે.
તે કુમુદીની એ આખી રાત્રી શોકમાં પુરી થઇ,
વિકસ્યો નહિ શશી ને વળી વાદળ થયાં અળગાં નહિ. ૪.

નારાચ.

પરન્તુ પુર્ણિમા દીને–બીજે દીને–શશી જદા,
પુરો પ્રકાશીને ખીલ્યો સહુ તણોજ સુખદા;
કરીજ કોપ મુખ આડું ફેરવી કુમુદીની,
રીસાઇ બેઠી નાથથી જુએ ન મ્હોં ઉંચું કરી. ૫.

હરિણી.

સમજી સઘળું, મીઠા સાદે, શશી મધુરૂં વદે
" પ્રિય કુમુદ તું અજ્ઞાની છે, ન કેમ કશું લહે;
" અતિશય દુઃખે કાલે રાત્રે, પીડાઇ જતો હું ને
" દળ અરી તણાં દોડી આવ્યાં, મ્હને પકડ્યો હશે. ૬.

# વાર્તાલહરી.

## "સંસાર."

(અંગ્રેજી ઉપરથી.)

૧.

ઉન્હાળાનો સખ્ત તાપ પડતો હતો. સુર્ય અસ્ત પામતો હતો. પ્રબોધચન્દ્રના વિશાળ ઉદ્યાનના એક ઓરડામાં ત્હેની સ્ત્રી કુસુમકુમારી ભૂતકાળનું અવલોકન કરતી બેઠી હતી. જ્હારે પ્રબોધ ઉધરતો વકિલ હતો ત્યહારે અને જ્હારે તે એક ન્હાનાં શહેરમાં વકિલાત કરતો હતો ત્યહારે શું ત્હેને વધારે સુખ ન હતું? તે વખતે તેઓ પૈસાદાર નહતાં પણ તે વખતે ત્હેમને પૈસાની જરૂર નહતી. પ્રેમનું ઇચ્છિત પાન કરવાની ત્હેમને નવરાશ હતી. પ્રબોધચન્દ્ર ઘણી વખત કોર્ટમાંથી વ્હેલો ઘેર ચાલ્યો આવતો, કારણ કે ત્હેને કોઇક ભાગ્યેજ વકિલ તરિકે રોકતું. આ દિવસોમાં તે પોતાની પત્નીને હ્રદય સરસી ચાંપીને ગણગણતો કેઃ—

"Though our, the home of want, I never repine;
Art thou not there, even thou, a priceless gem and mine?"

પ્રેમને સબળ ખીલવતી આવી ગરિબાઇ સિવાય ત્હેમના પ્રેમી પંથમાં અન્ય કાંટા નહતા. તે વખતે દુનિયાના વૈભવ પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રબોધને નહતી; પરન્તુ જેમ જેમ કમાણી વધતી ગઇ તેમ તેમ નવિન આશા ઉદ્દભવતી ગઇ. જે સ્થિતિએ પહોંચવાની ત્હેને આશાય નહતી, તે સ્થિતિ ત્હેને શુષ્ક લાગી. તે શહેરના વકિલ મંડળમાં શ્રેષ્ટ પદે પહોંચીને બેસી રહેવું ત્હેને રૂચ્યું નહિં. હાઇકોર્ટમાં દિગ્વિજય કરવાનો ઉત્સાહ થયો, ને આશા પરિપૂર્ણ કરવાને તે કલકત્તે આવ્યો.

મનુષ્યોના જીવનમાં કોઇક વખતે અચિંતી ભરતી આવે છે. ભરતીને ઝીલીને પ્રબોધચંન્દ્ર પૂરમાં આગળ વધ્યો. અલ્પ સમયમાં તે મનુષ્યોનો માનીતો, વકિલ મંડળમાં જાણીતો અને પ્રવિણ કાયદાશાસ્ત્રી તરીકે પ્રસિદ્ધ થયો. સ્હવારમાં પોતાના કુલોની સાથે, જમીને હાઇકોર્ટમાં, અને પછી સાંઝના મંડળોમાં, આ રીતે તે થાકીને ઘેર જાય એટલે બીજે દિવસે નીકળનારા મુકદ્દમાન કાગળીયાં ટેબલ ઉપર પડેલાં હોય. રાતના બાર બાર વાગ્યા સુધી ત્હેને જાગવું પડતું હતું. મિત્રોમાં, પૈસામાં અને સ્થિતિમાં ત્હેને લાભ થયો પણ હૃદયની સ્વસ્થતા ગુમાવી.

લોકો કુસુમને ભાગ્યશાળી સમઝતા. શું ખરેખર સત્ય હતું? જેમ જેમ પતિને ધંધો વધતો ગયો તેમ તેમ ગત સમયના પતિપત્નીની પ્રેમગોષ્ટિ નષ્ટ થતી ગઇ. આથી ત્હેને વિચાર આવતો કે શું ભૂતકાળમાં ત્હેને સુખ નહતું? આવાજ વિચારમાં તે દિલગીર થઇને બેઠી હતી, તેટલામાં ત્હેનો ન્હાનો પુત્ર દોડતો આવ્યો અને બોલ્યો; "મા, લલિત બાપુ આવ્યા છે."

મૌન મુખે સહન કરતી, પતિની સેવા કરતી, તેને ખુશી રાખવાના યત્નો કરતી. ચાકર નોકરને કરવા જેવું કામ પણ પતિની ખુશી માટે ઘણી વખત જાતેજ કરતી. અને તે સર્વથી વધારે વખાણવા લાયકતો એ હતું કે પોતે પતિને જીગરના પ્યારથી ચાહતી. “ ન્હાવું ને રહેવું ” **પ્રેમ ને ધૈર્ય** એ સ્ત્રીજીવનની સાફલ્યતાવાળાં મહાન સુત્રને તે અક્ષરશઃ અનુસરતી.

સગાં કે સાહેલી પાસે તેણે કદીપણ પતિની વર્તણુક માટે ફરિયાદ કરી ન્હોતી. પરંતુ આ અસહ્ય વેદનાથી દીનપ્રતિદીન તેનું સ્થૂલ શરીર ક્ષીણ થવા માંડયું અને આવી હૃદયભેદક સ્થિતિમાંજ યુવાનવયે તેનો કાળ થયો. પત્નીના ભોગે પતિની લાગણી જાગ્રત –સતેજ થઇ. હવેજ તેને પત્નિના સદ્‌ગુણ, ભલાઇ, કર્તવ્યપરાયણતા, સહનશીલતા, અને પ્રેમની ખરી પરીક્ષા પડી. વિયોગે વ્યાકુળ બની તે ઝુરવા લાગ્યો. પણ સમય ચાલ્યો ગયો હતો અને છેવટ પર્યંત દુઃખ ભોગવી લેડી જેન સદાને માટે સમાધીમાં સુતી હતી. કાર્લાઇલે પત્નીની ઘોર ઉંચી જાતના સંગે મરમરની બંધાવી અને તે પરના સફેદ ને સ્વચ્છ આરસપર લેખ કોતરાવ્યો કે—

---

**અત્યુત્તમ પત્ની, સહનશીલ સુન્દરી, ક્ષમા અને દયાની દેવી, પતિની કઠોરતાનું ભોગ થયેલ કોમળ પુષ્પ, લેડી જેનવાલેસે યુવાન વયે આ ભુમીપર શયન કર્યું છે.**

---

તે હમેશાં કબરસ્તાનમાં મન્દ પગલે, શોકાતુર ચ્હેરે પત્નીની સફેદ ઘોર પાસે જતો. તે પરનાં “ ક્રોસ ” ને અતિ પૂજ્ય ભાવે પોતાના હોઠ લગાડતો, અને ઘુંટણ મંડીએ પડી તેણીના આત્માની શાંતિ માટે પ્રાર્થના કરતો; અને અનુતપ્ત હૃદયે, બળતા–પ્રશ્ચાત્તાપથી બળતા અંતઃકરણે, સજળ નયને, ધ્રુજતે સાદે કહેતો કે “ મ્હારી કઠોરતાની ભોગ થઇ પડેલ નિર્દોષ પ્રિયા, મ્હારાં જડ ને લાગણી વિનાનાં અંતઃકરણથી દુભાયલી પ્રિયા, ત્હારા પ્રત્યેની મ્હારી વર્તણુકને માટે મ્હને ક્ષમા કર. ” છેલ્લે છેલ્લે પણ આ નિખાલસ દિલના ઉદ્‌ગાર લેડી જેન વાલેસે શ્રવણ કર્યા હોતતો કેટલા કર્ણપ્રિય થઇ પડયા હોત. ?

લેડી જેનવાલેસની સહનશીલતા ને સદ્‌ગુણો ઉપરાંત આ જીવન લખવાનો ઉદ્દેશ તેનો આત્મસંયમ છે. સ્વામી તરફથી ગમે તેવી વર્તણુક સહન કર્યે જવી એ આર્યબાળાઓને માટે ફરજ્યાત–સામાન્ય થઈ પડયું છે. પરંતુ યુરોપીયન સ્વતંત્ર મગજની લેડીઓને માટે તેમ નથી. તેઓ ધારેતો કોર્ટથી પણ વાજબી ન્યાય મેળવી શકે છે. તેમ છતાં પતિનો સુયશ કોઇપણ પ્રકારે ઝાંખો ન પડે એજ આંતર ઇચ્છાએ જીંદગીપર્યંત સહન કરી પોતાની અવિચલ કીર્તિ આ દુનિયાંપર કાયમ રાખી ગઇ એવી બ્હેન જેનવાલેસને ધન્યવાદ ઘટે છે.

લી: બ્હેન. રસ

# વિવિધવિહાર.



## શ્રીયુત રાણેનું ઉદ્યોગગૃહ.

પ્લેગના કારણસર ગયે વર્ષે મુંબાઇથી સાન્તાક્રુઝ રહેવાનું રાખ્યું ત્યારથીજ "તમ જૂહુ જઇ આવ્યા !" "રાણેનું કારખાનું જોયું !" "તમે તો જોયુંજ હશે !" "તમારી પાસે છે તે નથી જોયું ?" આવા ઉદ્‌ગારો નિકળવા માંડયા. પરંતુ પ્રસંગ આવતો નહિ. છેવટે ગયા માસમાં મ્હારા સ્નેહી પ્રો. ડી. ડી. કાંગા આ ઉદ્યોગગૃહ જોઇ આવ્યા અને ત્યાં શિખવવામાં આવતા ઉદ્યોગો "સેવાસદનના ઉદ્યોગગૃહમાં દાખલ થાય તો ઠીક" એવી સૂચના કરી. આ સૂચનાને અંગે એ ઉદ્યોગગૃહ જોઇ આવવા નિશ્ચય થયો. પ્રો. કાંગા મી. નાયક બે સેવિકાઓ અને મેં જવાનો દિવસ નક્કી કર્યો.

'જૂહુ' દરિયા કિનારે તાડવૃક્ષની ઘટામાં આવેલું ન્હાનુ ગામ છે. સાન્તાક્રુઝ વિલિપાર્લે કે અંધેરીથી પગરસ્તે અડધા કલાકનો રસ્તો છે. ગાડીમાં જવું હોય તો અંધેરી સ્ટેશન વધારે સુગમ થઇ પડે છે. કારણ ત્યાં ઘોડાના ટાંગા મળી શકે છે. એક ટાંગામાં ચાર માણસ બેશી શકે છે. જુહુ સુધી જતાં આવતાના બે રૂપિયા ભાડાના પડે છે. અમારી સાથે બે સેવાભગિનીઓ હોવાથી અંધેરીથી જવાનું રાખ્યું હતું. મી. નાયક ચર્નિરોડના સ્ટેશનથી બેસવાના હતા, પ્રો. કાંગા અને ભગિનીઓ ગ્રાન્ટરોડથી બેસવાનાં હતાં અને હું એમને સાન્તાક્રુઝને સ્ટેશને મળવાનો હતો.

સ્હવારના ૭-૪૫ એ સાન્તાક્રુઝ ગાડી આવી પહોંચી. સ્નેહી રા. હરસિદ્ધભાઇ દિવેટીયા મ્હારી સાથે હતા. મી. નાયકની મરજી એમ થઇ કે બીજું કોઈ નથી આવ્યું માટે જવાનું મુલતવી રાખવું કારણ ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર કોઈ નહોતું. 'આમે ને આમે આપણે જઈ આવીયે' એ ઇચ્છાથી અમે ત્રણે અંધેરી પહોંચ્યા. અંધેરીના સ્ટેશને ઉતરતાં તેજ ગાડીમાંથી અમારી બે સેવા-ભગિનીઓ ઉતરી અને અમે આશ્ચર્ય [illegible] હસી પડયા. ટાંગાનું નક્કિ કરી જુહુ તરફ ચાલ્યા. જુહુ અને અંધેરી વચ્ચે મેદાન છે એટલે [illegible]માં દરિયા કિનારે આવેલા આ ન્હાના ગામના ઘરોની ધોળી ભીંતો લીલી વૃક્ષઘટામાં અને ઉંચા ઉંચા તાડની બગલમાં બહુ આનંદ આપે છે. ગાડીમાં બેશી આમ તેમ ગપાટા હાંકતાં દૂરથી વાંદરા સાન્તાક્રુઝનાં છાપરાં જોતાં જતાં હતાં. જુહુથી બાલક અને બાલકીઓ ચોપડીયો લઇ રમત રમત રમતાં લોકલમાં બેસી વાંદરા-મુંબાઇની નિશાળે જવા આવતાં હતાં. ખરેખર આપણા ગુજરાતમાં નિશાળે લઈ જનાર એક-નોકર જોઇએ, ત્યારે મુંબાઇમાં ટ્રામ ટ્રેઇનમોટાર, અને આવા એકલા મેદાનમાં પણ બાલકો એકલાં ફરી શકે છે, અને આમ ફરી શકે છે ત્યારેજ તેમનામાં ચંચલતા નિડરતા આવે છે. જૂહુ ગામમાં પેસતાંજ ગામડાનો સીન તાદશ થયો. ન્હાનાં ઘરો ગાડાં ઘાસની ગંજી છાપરાં વગેરે જોતાં જોતાં અમારી ગાડી આગળ ચાલી. સાથે ગામનાં છોકરાં પણ કુતુહલથી અમારી ગાડીની પાછળ પાછળ આવ્યાં. એટલામાં સુરચિત બાગ, વાંસ માડીનાં પણ સુધર

બંગલાશાથી ઘેરો આવ્યાં અને આજ મી. રાણેની મિલકત હશે એમ અનુમાન કર્યું. ગાડીઓ ઝાંપા પાસે ઉભી રહી અને અમે બધાએ પ્રવેશ કર્યો.

એટલા ઉપરથી જાળીમાંથી જોતાં એક ઓરડામાં એકાદ બે પારસી ગૃહસ્થો સાથે એક ગૃહસ્થ કરતાં સન્યાસીને વાત કરતાં જોયો. આ પુરૂષ દેખાવમાં પ્રચંડ–કદાવર હતો; ધોળો બરફ જેવો ઝભ્ભો પહેર્યો હતો તે ઠેઠ-પગ સુધી આવતો હતો. પગમાં પાવડીયો હતી. માથું સન્યાસીની માફક બોડું હતું અને કોઈ તલના તેલથી ચકચકિત થતું હતું. આ સદ્ગૃહસ્થની મુખમુદ્રા જોતાં ત્હેના પ્રત્યે ભાવ ઉપ્તન્ન થતો એટલુંજ નહિ પણ કોઇ પ્રતાપી હમારામાંના એકને એમ પણ લાગ્યું કે કદાચિત આ પુરૂષ આજ કાલ બંગાળાની મુસાફરીએ જાય તો ત્હેને પોલીસને હાથે ઘણું સોસવું પડે. આજ સદ્ગૃહસ્થ મી. રાણે હતા. પેલા પારસી સદ્ગૃહસ્થો સાથે વાત પુરી કરી અમારી પાસે આવ્યા. એક બીજાની ઓળખાણ આપ્યા લીધા પછી મી. રાણેએ અમને એમનુ ઉદ્યોગગૃહ વગેરે દેખાડવું શરૂ કર્યું.

પ્રથમ એમના ડ્રોઇંગ રૂમમાં દાખલ થયા. ત્યાં પક્ષીનાં ખરી પડેલાં પીછાંના પંખા–કેળાના રેશાનાં લુગડાં, જપાનીઝ જાતના પંખા વગેરે જોયું. પીછાંના પંખા બનાવવા એટલા સહેલા છે કે બે ચાર દિવસના અનુભવથી સારી કમાણી કરી શકાય. ત્યાર પછી અમે માળ ઉપર ગયા. આગલા ખંડમાં વાંસની સળીઓ અને ગોળ રેંટીયા જેવું લાકડાનું હલકું યંત્ર જોયું. આ વિશે પૂછતાં જણાયું કે આ યંત્ર મારફત રંગ બેરંગી જપાની કારીગરીનાં કાગળનાં ફાનસ બનાવવામાં આવે છે. આ ઉદ્યાગ માટે માત્ર જપાનીઝ કાગળની જરૂર પડે છે. બાકી ફાનસ બનાવવાનું યંત્ર અહીં થાય છે. મી. રાણે પોતે યંત્ર પુરાં પાડી શકે છે. આવા ફાનસનો બહુજ ખપ છે ને વિલાયતી કંપનીઓ ફાનસ તથા કેળાના રેશાના અને જપાનીઝ કાગળના પંખા જથાબંધ લેતાં હતાં. આ કંપનીયોનુ એવું કહેવું થયું કે આ વસ્તુ ઉપર made in Japan જપાનમાં બનાવ્યાં એવી છાપ મારવા દો. જ્યારે મી. રાણે એથી વિરૂદ્ધ હોવાથી વિલાયતી કંપની આ માલ લેતી નથી. આ ફાનસ પંખા વગેરે માત્ર વચવાનોજ ધંધો કરે તો પણ સારી કમાણી થાય. ફાનસ બનાવનાર દરરોજના બેથી ચાર રૂપીઆનાં ફાનસ બનાવી શકે છે.

સ્હામે ન્હાના મેજ ઉપર સિંહ–વાઘનાં ન્હાનાં બચ્ચાંઓ જોયાં અને એમાં મસાલો ભર્યો હોય એવું લાગ્યું. મી. રાણેને પૂછતાં જણાયું કે વીકટોરીયા ગાર્ડન્સના મ્યુઝીઅમ તરફથી આ મરી ગયેલાં બચ્ચાંઓ મસાલો ભરી આપવા મોકલવામાં આવ્યાં હતાં. એક ખુણામાં કેળાંના રેસા સુતરની આંટીઓ હોય એમ પડયા હતા. આ રેશાનાં લુગડાં પણ

અડધું માણસની આકૃતિમાં ફેરવી નાંખ્યું હતું. રેશાનીજ સુંછો–વાળ. અંદર કાચલી ભાગી નહોતી. આ બે કે ચાર પૈસાના નાળીયેરને આવી આકૃતિમાં ફેરવ્યા પછી, હેના ઉપર રંગ વગેરે લગાડયા પછી હેના દશથી પંદર રૂપીઆ ઉપજે છે અને બ્હાર ગામ જાય છે. આજ પ્રમાણે નાળીયેરની કાચલીના કમંડળ, પ્યાલા, જૂદી જૂદી જાતનાં બટન બનતાં જોયાં. ખરેખર રસ્તામાં પડેલા નાળીયેરનો કાચલાનો ધારે તો કેટલો સદુપયોગ થાય અને કેટલા નિરાધાર મનુષ્યો પોતાની આજીવિકા મેળવી શકે હેનો ખ્યાલ અહીં થયો. આથી વધારે તાજુબી તો પછી થઇ. એક ખૂણામાં લાકડાનાં છોડીયાં જોયાં. 'લાકડાં ચીરે છે ને છોડીયાં ઉડે છે એ નહી પણ સુતાર સાગનાં લાકડાં કે દેવદારનાં લાકડાંને રંદાથી છોલતાં જે છોડીયાં નિકળે છે તે. આ છોડીયાં આપણે બાળવામાં વાપરીયે છીએ ત્યારે મી. રાણે આ ન્હાનાં છોડીયાની છાબડીયો, ન્હાની સાદડીયો બનાવે છે. એને રંગવાથી બહુ શોભી નિકળે છે. ખરેખર આ નિરૂપયોગી દેખાતી વસ્તુને આવી ઉપયોગી કરી કમાણી કરનારની બુદ્ધિનો વિચાર કરતાં ભણેલાઓને નોકરીની શોધમાં ફાંફાંમારતા જોઇ ખેદ થાય છે.

બીજી બાજુએ સીસાના રસના ભરતથી તૈયાર કરેલાં રમકડાં, પેપરવેટ, જીસસક્રાઇસ્ટની મૂર્તિ, સુડી, સોપારી, કાચબા વગેરે મંખ્યાબંધ નજરે પડયાં. શ્રાવણ મહિનામાં છોકરાંને મેળામાંથી રમકડાં અપાવતાં આપણને જરાપણ વિચાર થાય છે કે પતરાંના કકડાને રમકડાના રૂપમાં ફેરવી વિલાયતી લોકો આપણે ત્યાંથી કેટલો પૈસો લઇ જાય છે ? આવાં રમકડાં આપણે ત્યાં ન બની શકે એમ નથી, માત્ર મન અને દૃઢ નિશ્ચય જોઇએ. મી. રાણેનો આ રમકડાંનો ઉદ્યોગ વધારવાની જરૂર છે. માળ ઉપરથી નીચે ઉતર્યા અને એક ઓરડામાં રેશમના કીડા ઉછેરવાનું સ્થાન જોયું. રેશમના કોશેટા જર્મની સંખ્યાબંધ જાય છે અને ત્યાંથી રેશમી લુગડાં આપણે ત્યાં આવે છે. આ કીડા ઉછેરવાની યોજના પણ મનનીય છે. ત્યાંથી અમે સંગ્રહસ્થાનમાં ગયાં. મી. રાણેએ આ સંગ્રહસ્થાન માટે ભવ્ય મકાન કે આડંબર કર્યો નથી છતાં હેની અંદરની વસ્તુઓ અને વ્યવસ્થા એટલી મોહક છે કે પગલે પગલે મી. રાણેને ધન્યવાદ આપ્યા વિના રહેવાતું નથી. આ સંગ્રહસ્થાનમકુ અ
મી. રાણેએ એક પછી એક સાત પેટીઓ દેખાડી. દરેક પેટીમાં ચિત્રવિચિત્ર મોહક સ્વરૂપનો
પતંગીયાં હતાં. એક પતંગીયું બીજાથી ચડીયાતું હતું. દરેક પતંગીયાને મ
રાખ્યું હતું. આ સાત પેટીના સાત હજાર રૂપીઆ આપી જર્મની અને કુ..વતાં લેખકને
વામાં આવે છે. આ પતંગીયા આસપાસના જંગલમાંથી ખોળી કાઢવામાં પ્રયત્ન કર્યો છે.
ગીયામાં ટાંકણીઓ ખોસેલી જોઇ મ્હારી સાથે બે હિંદુ બાઇઓનાં વ સ્વરૂપને સગવડની
તેથી મ્હેં મિ. રાણેને પ્રશ્ન કર્યો કે "આ પતંગીયાં હમે જીવતાં જ જયો, ચોથા સ્વરૂપનો
ઉત્તરમાં મી. રાણેએ ઉત્તર આપ્યો કે "હું હિંદુ છું ને ધર્મનિર્ણય વગરનો ત્રીજો જયો.
તો પછી જીવતાં શા માટે પકડું ! આ પતંગીયાનાં જીવન બે પામી લાભ ખાટી જતો
હોય છે અને તે મરી જાય છે એટલે તરત હાથમાં આવે.ડ્રેજ સપાટ પાનીચું પરખાવવું
પડે છે. મરી ગયેલા પતંગીયાને આમ ભેગાં કરી મુરો"
ઉત્તરે સર્વના મનનું સમાધાન કર્યું. સંગ્રહસ્થાનમાં ઝેરીના વાળો જણાય છે. એક જયો નસીખાતામાં તૈયાર થયેલી વસ્તુઓ હતી. સંગ્રહસ્થાનતેને હસીજ કાઢે છે; પણ આટલેથીજ

બસ થતું નથી. બેઉને વાત કરવા બેસાડયા હોય તો પહેલા જથા વાળો બીજાને લગભગ સંપૂર્ણ રીતે નાસ્તિક અને લમણફોડ કરનારો ગણી કાઢસે. તેમજ તેની સાથે વાત લંબાવવાથી જાણે રખેને નાસ્તિકતાનો ડાઘ પોતાને લાગી જતો, એમ વાતને ટુંકાવવા તરફ લક્ષ રાખે છે. વળી બીજા જથા વાળો સંપૂર્ણ રીતે એમજ માને છે કે પહેલા જથા વાળો વિચારશુન્ય અને જડ બુદ્ધિનો છે. આનું પરિણામ સાધારણ રીતે એવુંજ આવે છે કે કાંઈ પણ નિરાકરણ ન આવતાં બેઉ પોતાની દલીલોને સબળ સમજે છે, અને પોતાની માન્યતાને વધારે દ્રઢતાપૂર્વક વળગી રહે છે. આથી કરીને તેવા વાદવિવાદમાં પડી ગુંચવાડો ઉત્પન્ન કરવા કરતાં શાંતિપૂર્વક બંનેની વાતો અલગ અલગ સાંભળીને નિશ્ચય ઉપર આવવાનું વધારે સુગમ થઇ પડશે. ચાલો ત્યારે પહેલા જથાના મનુષ્યની વાતોનું નિરીક્ષણ કરીએ—(૧) અમુક મનુષ્યને કોઈ પણ કાર્યમાં સારો લાભ થયો હોય અગર અમુક નરમ સ્થિતિ વાળો મનુષ્ય કાળે કરી ઘણી સારી સ્થિતિ પ્રાપ્ત કરી શક્યો હોય, તેવા ફેરફાર ઘણાને આશ્ચર્ય પમાડે છે. (૨) પોતાના કામકાજથી પરવારીને વાતોના તડાકા મારી આનંદ મેળવવા બેસનાર, પ્રસંગોપાત વાતો કાંઈ સિદ્ધિને અર્થે દંડે પેરે સેંકડો બાબતમાં સારીનરસી ઉથલપાથલો થઇ હોય છે તે ગણાવી જાય છે અને છેવટે લાવીને મુકી દે છે કે " નસીબની વાતો એવી છે ! " (૩) આ જથામાં ત્રીજા પ્રકારનો મનુષ્ય બીચારો ઘણોજ દયાજનક હોય છે. તેતો પોતાનુંજ દુઃખ રડે છે. નથી તે બીજાની સારી સ્થિતિ સાંભળીને અજાયબ પામતો, કે નથી બિચારો દંડે પેરે ઉથલપાથલોની વાતો કરી શકતો. તેનું તો ધ્યાન પોતાના દુઃખ ઉપરજ હોય છે, અને નિસાસા નાખે છે કે " આપણા નસીબમાં આવું દુઃખજ લખેલુ છે. "—આ પ્રમાણે પહેલા જથાના મનુષ્યોની ભાવનાઓ જોતાં તેમજ તેમનાં અનેક દ્રષ્ટાંતો તરફ નજર કરતાં **તે સર્વની અંદર રહેલા એક લક્ષણ** તરફ આપણું ધ્યાન ખેચાયા વગર રહેતું નથી. તે એ છે કે તેઓ હમેશાં **પરિણામનેજ નસીબ** કહેતા હોય તેમજ માલુમ પડે છે ( જો કે વસ્તુતઃ તેમ નથી); પરંતુ અમુક મનુષ્યે કયે રસ્તે કામ લીધુ તેથી અમુક સારૂં યા નરતું પરિણામ આવ્યું તે તરફ લક્ષ આપનાર થોડા હોય છે, અને વખતે કોઈ તે બાજુનો પણ વિચાર કરે છે તો કહે છે કે " નસીબમાં હોય તેવું સુઝે. " અહીઆં પણ કહેવું પડે છે કે આવેલા પરીણામ તરફ લક્ષ રાખીનેજ આ પ્રમાણે વાક્ય બોલાય છે, કારણ કે તેને સારા પરિણામને અંગે સારા સ્વરૂપમાં અને ખોટા પરિણામને અંગે ખોટા સ્વરૂપમાં સમજે છે.

આ જગોએ હવે એક રમુજી વાત એ કહેવાની છે કે આપણી ઘરગતુ અને વ્યવહારમાં ઘણીએ વખત પ્રસંગમાં આવતી અનેક કહેવતો અને ઉક્તિઓ પરસ્પર એટલી બધી વિરૂદ્ધતા વાળી હોય છે કે ઘણા ગોથાં પણ ખાઇ જાય છે અને ઘણાને આનંદ પણ થાય છે. જે એક ઉક્તિ ધ્યાનમાં રાખી તેને આધારે પોતાને સંસારયાત્રામાં દોરે છે તે પ્રમાણે મનુષ્ય ઉન્નતિ યા અધોગતિને પ્રાપ્ત કરે છે. આ પ્રકારનું આપણા વિષયને લાગુ પડતુ એક દ્રષ્ટાંત આપું છુંઃ—" કરણી તેવી પાર ઉતરણી. " ( ખાડો ખોદે તે પડે ). અને તેની વિરૂદ્ધ " ધર્મીને ઘેર ધાડ ને કસાઇને ઘેર કુશળ. " પહેલી ઉક્તિ ઘણી સારી છે એવું કબુલ કરનાર સોએ સો ટકા નિકળે છે, પરંતુ દીલગીરીની વાત છે કે

ઓછામાં ઓછા સોએ પચાસ ટકા, બીજી ઉકતીને થોડે યા ઘણે અંશે ધ્યાનમાં રાખીને રહેનારા નીકળે છે, કારણ કે જે કોઈ પ્રજાના વ્યવહારની અંદર પરસ્પર વિરૂદ્ધતા વાળી ઉકતીઓ અને રૂઢીઓનું સ્થાન વધારે ને વધારે દ્રઢ થતું જાય છે તે પ્રજાની ઉછરતી આશાનાં મગજને ધક્કા વાગતા જાય છે, અને વધારે ને વધારે અસ્થાને થતાં જાય છે. ટુંકામાં એટલુંજ કે આપણા પૂર્વના મહાત્માઓનાં જીવન અને જીવનકર્મો પરથી જાણીએ છીએ તેવું ઉચ્ચ પ્રકારનું હાલના વિદ્વાન અને દીર્ઘદર્શી મનુષ્યો આપણી આર્ય પ્રજાનું ચરિત્ર બાંધવાને જે મહાન પ્રયત્નો કરી રહ્યા છે તે ચારિત્રજ આપણી ઉન્નતિનું દ્વાર છે, અને તે ચારિત્રથીજ ' કરણી તેવી પાર ઉતરણી ' જેવી સર્વમાન્ય ઉકિતને અનુસરતાં ધર્મકાર્યોમાં આપણી શુદ્ધ બુદ્ધિ જોડાશે.

છેલ્લે આપણે વિચારવું જોઇએ કે શ્રી કૃષ્ણ પરમાત્માએ **कर्मण्येवाधिकारस्ते** નો ઉપદેશ કરીને આપણને સમજાવ્યું છે કે " (યોગ્ય) કાર્ય કરવું એજ તારો ધર્મ છે. " અહીં યોગ્ય અને અયોગ્યની ગુંચ ઉભી થાય છે. ઘણીએ વખત એમ બને છે કે એકની એકજ બાબતને કેટલાક યોગ્ય ગણે છે અને કેટલાક અયોગ્ય ગણે છે; એટલે પછી ખરેખરૂં યોગ્ય શું અને અયોગ્ય શું તે સવાલ ઉભો થાયજ એમાં બહુ આશ્ચર્ય જેવું નથી; તેમજ યોગ્યાયોગ્યનો નિર્ણય કરવામાં ઘણા ભૂલ કરે છે તે પણ આપણે જોઇએ છીએ. આ ભૂલ થવાનું કારણ લેખકને તો માત્ર એટલુંજ ભાસે છે કે ન્યાયબુદ્ધિની ખીલવણીમાં અધિક ન્યૂનતા અને સ્વાર્થબુદ્ધિની ખીલવણીમાં અધિકતા. ત્યારે કોઈ કહેશે કે ' શું સ્વાર્થબુદ્ધિ ના રાખવી ? સ્વાર્થબુદ્ધિ વિનાનો વ્યવહારજ શી રીતે હોઈ શકે ? એ તો ગાંડી વાત છે. ' હું કહું છું કે સ્વાર્થ સંપૂર્ણપણે સાચવો. અને સ્વાર્થનું ખરૂં સ્વરૂપ સમજો. જે કોઇ મનુષ્ય સ્વાર્થનું ખરૂં સ્વરૂપ જેટલા પ્રમાણમાં ઓછું સમજે છે તેટલા પ્રમાણમાં તે, આત્માની ઉન્નતિ ઓછીજ કરી શકે છે એમ કહેતાં હું બિલકુલ અચકાતો નથી. પરંતુ સ્વાર્થ, કે જેનામાં આત્માની ઉન્નતિ કરવા જેવી મહાન શક્તિ રહેલી છે, તે મહાન સ્વાર્થ શું ? ન્યાયબુદ્ધિ વગરનો તે હોઇ શકે કે ? નહિજ. આત્માની ઉન્નતિ કરવાને અર્થે સંપૂર્ણ સ્વાર્થની સાથે સંપૂર્ણ ન્યાયને જોડયા વગર ચાલેજ નહિ. જન્મ કહો, પુનર્જન્મ કહો, નસીબ કહો, જે કહો તેનો આધાર સ્વાર્થ અને ન્યાય એ બંને નિયામક તત્વો ઉપર છે—એમાંથી એક નહિ પણ બંને. કેટલીક વખત આપણે એમ સાંભળીએ છીએ કે ભાઇ, ન્યાયને રસ્તે જતાં તો ઘણાંજ વિઘ્નો નડે છે વીગેરે: તો હું એમ પુછુંછું કે કયો મનુષ્ય છાતી ઠોકીને કહી શકે છે કે અન્યાયને રસ્તે જતાં વિઘ્નો નથી નડતાં ? હું આશા રાખું છું કે મારા વાચક બંધુઓ અને બહેનીઓ સમજી શક્યાં હશે કે સ્વાર્થ અને ન્યાયબુદ્ધિની સરખા તેમજ સારા પ્રમાણમાં ખીલવણી કરવાથી વ્યાજબી ગેરવ્યાજબીનો છેવટનો નિર્ણય સરળતાથી થઈ શકે છે, અને ભિન્નતાનો ઝઘડો અટકે છે. આવી રીતે વ્યાજબી ગેરવ્યાજબીનો સર્વોપરિ નિર્ણય કરી જે કોઇ મનુષ્ય વ્યાજબી રસ્તે કાર્ય કર્યે જાય છે તે મનુષ્ય દરેક પ્રકારે પોતાનાં ધારેલાં વ્યાજબી પરિણામ લાવવાની અધિકાધિક શક્તિ મેળવતું જાય છે. આવાંજ અગર આવા પ્રકારને થોડે યા ઘણે અંશે અનુસરનારાં મનુષ્યોનાં કાર્યોના તે તે પ્રમાણસરનાં ફતેહમંદ અને યશસ્વિ-પરીણામો તરફ નજર રાખી તેને નસીબનીજ કૃતિ કહી આપણો સાધારણ વર્ગ ( દરેક પ્રજામાં સાધારણ વર્ગની સંખ્યા મોટી હોય છે )

પોતાની, તેમજ પરોક્ષ યા અપરોક્ષ રીતે જ્યાં જ્યાં પોતે અસર ફેલાવી શકે ત્યાં ત્યાં સર્વની, બુદ્ધિને ભ્રમમાં નાંખીને આગળ વધવાનો માર્ગ વિકટ બનાવી મૂકે છે, ને કંઇક થયું કે નસિબનાં નામની પોકો પાડતા બનાવી દે છે, એના જેવું હૃદયભેદક બીજું શું હોઈ શકે ?

હે અંતર્યામી, સર્વશક્તિમાન્ પરમાત્મન્ ! આ તારા અલ્પજ્ઞ અને દીન સેવકની અંતિમ પ્રાર્થના એટલીજ છે કે મારાં સર્વ બંધુઓને સ્વાર્થ અને ન્યાયનાં ખરાં સ્વરૂપ સમજાવ અને વ્યાજબી રસ્તે જતા બનાવ કે જેથી અજ્ઞાનતિમિરનો નાશ થઈ જ્ઞાન-જ્યોતિના પ્રબળ પ્રકાશથી પ્રાણીમાત્રની ઉત્તરોત્તર ઉન્નતિ થયે જાય અને અંતિમ હેતુ સિદ્ધ થાય.

ભાનુ.

## આપણી સ્ત્રીઓની સ્થિતિ.

પ્રાચીન કાળમાં ( ઘણું ખરૂં તો શીત દેશમાં ) સ્ત્રીઓને ઢોરના વર્ગમાં મૂકવામાં આવતાં. જ્યારે કોઇ આપની માલ મિલ્કત શું છે એમ પૂછતું ત્યારે ઉત્તરમાં અમુક વીઘા જમીન ને અમુક ઢોરો એમજ કહેવામાં આવતું. આ પ્રત્યુત્તર મળ્યાં પછી પૂછનારને તમારે સ્ત્રી છે કે નહીં--કેટલી છે વીગેરે પૃચ્છાનો અવકાશ રહેતો નહીં. કારણ તે વખતના લોકોને પણ જેમ સર્વ યુગ અને સર્વ દેશમાં વસતા લોકોને વ્યવહારનું ભાન હોય છે તેમ સ્વકાળ અને સ્વદેશના પ્રચારનું જ્ઞાન નહતું એમ નહીં.

કાળક્રમાનુસારી સર્વ વસ્તુઓમાં કાંઇક કાંઇક ફેર થાય છે. આ વિનિમય કોઇવાર લોકોને ફાયદાકારક હોય વા ન હોય. એટલું તો સિદ્ધજ છે કે દરેક વસ્તુઓનાં પૂર્વરૂપનું કાળશ્રેણીને લીધે રૂપાંતર થયાં કરે છે. અચેતન પદાર્થો અનાવંત સ્થિર નથી રહી શકતા, ત્યારે ઇંદ્રિયવિષયગ્રાહી મનુષ્યનું મન એક સ્થિતિનો વિષય ન હોય તેમાં શી નવાઇ ? એક માણસનું મન કાળવ્યતીત થતાં બદલાય છે તો એક દેશમાં વસનાર એકજ વારસાની ભોગી પ્રજાનો ઉત્કર્ષ યુગેયુગે થાય એમાં અચંબો પામવા જેવું શું છે ?

આ નિયમ પ્રમાણે આપણી હિંદી પ્રજાના 'સ્ત્રીઓની યોગ્યતા' ના વિષયપર હાલના વિચારોમાં પ્રાચીન કાળના કરતાં કાંઇક સુધારો થયો છે. આ સુધારો શું છે ? એ પ્રવૃદ્ધિ ( progress )છે કે પુનરાવર્તન ? એ સવાલોનો જવાબ હાલની સ્ત્રીઓ શું શું કામો કરે છે અને મનુષ્યો આ રંક પ્રાણીને ગૃહસંસારમાં કેવાં કેવાં કાર્યોમાં યોજે છે, તેનો ભૂતકાળ સાથે મુકાબલો કરવાથી વાંચનારને કાંઇક અંશે મળશે.

વિવાહિત, કન્યાને ગર્ભાધાન થયાનું જ્ઞાન થતાં કન્યાના હિતેચ્છુઓ પુત્રપ્રાપ્તિની અભિલાષા રાખી અંતર આશીશ દેછે. પુત્રી જન્મે છે ત્યારે જો કે તેઓ ઉપરથી એમ કહેતાં નથી કે તેઓ નારાજ થયાં છે છતાં તેમનુ સાક્ષીભૂત અંતઃકરણ પુત્ર થયો હોત તો કેવું સારૂં ? આને માથે શું શું દુઃખો પડશે ?-વિગેરેના ઉદ્ગારો કરે છે. છોકરીઓને [illegible]ણી પીતી કરનારને ગરીબ કુટુંબોની કોઇકવાર આપરૂપી આહુતીઓ હોમાય છે. કન્યાને [illegible] આવકાર આપવામાં આવે છે તેનું આતો દુષ્ટ મંગળાચરણ છે.

બાલ્યાવસ્થાના પાંચ વર્ષ વીત્યે માતપિતા છોકરીને વાસ્તે સારા વરની શોધમાં પડે છે. ગરીબ અને વણિકવૃત્તિવાળાં માબાપો કન્યાવિક્રય કરે છે. જ્યાંથી વધૂ પૈસા મળે ત્યાં છોકરીનાં લગ્ન કરે છે. બાકીનાં ઘર સારૂં એટલે વર સારો હશેજ એમ ધારી સારા ઘરની શોધમાં ગુંથાય છે.

પૂર્વ પક્ષ વાળા ( કન્યાવિક્રયી ) કન્યા વેચી પૈસા મળે તેની પર ગુલતાના કરે છે. કન્યાને એક લીલામયોગ્ય નિર્જીવ વસ્તુ તરીકે લેખે છે. કન્યા ઉપર જે કાંઇ પ્રેમ એને હોય છે તે પ્રેમને પૈસાનું સાધન બનાવે છે—એટલે કે વેચવા કહાડેલી વસ્તુ દુકાનદારને અતિશય વ્હાલી હોય ને જેમ વધારેમાં વધારે મળે એટલા પૈસા લેનાર પાસે કહડાવવા ને યત્ન કરે છે. યત્ન નિષ્ફળ નીવડતાં નિરાશિત થઇ જેમ અમુક સંજોગોને લીધે વસ્તુ થોડે ભાવે પણ કાઢી નાખવી પડે છે તેમ કન્યાવિક્રયી પણ સંસર્ગજનિત પ્રેમને લીધે પોતાની છોકરીથી જુદા પડવાને વાસ્તે એનાથી બને તેટલી વધારે કીમત આંકી મેળવવા મથે છે. યત્ન સફળ ન થાય તો દુકાનદારની માફક એ એમ કહે છે કે હાલમાં કન્યાની છત છે, એટલે એમજ ચાલે. છોકરીએ જો કાંઇક કારણોસર–જેવાં કે ઊછાંછળાપણુ વા અન્ય દુરાચરણોથી માબાપનો પ્રેમ ગુમાવ્યો હોય તો દુકાનદાર હલકી વસ્તુ વધુ વખત દુકાનમાં પડી રહે ને બગડી જાય તો કોઇ લેશે નહિ એવી ધાસ્તીથી વેચી નાખે છે, તેમ પૈસાનાં લાલચુ માબાપ જેટલા પૈસા આવે તેટલા સ્વીકારી છોકરીથી છુટાં થવામાં પોતાની જીંદગીનું સાફલ્ય સમજે છે. ટુંકામાં પૂર્વ પક્ષના વાણીઆઓ પ્રેમને પૈસો બે સરખાં ગણે છે, ચૈતન્ય ને જીવવાળી વસ્તુને જડ લેખનારા કન્યાવિક્રયીઓ સર્વ જનના ધિક્કારને પાત્ર છે એ સંશયરહિત સર્વાનુમતે કબુલ થયેલુ છે. ઉત્તરપક્ષના માણસો પ્રેમને પૈસા કરતાં વધારે માન આપી પોતાના સ્વાર્થ તરફ ન જોતાં પુત્રી સાસરે દુઃખ ન પામે તેને વાસ્તે પ્રયત્નો યોજે છે. હેતુ તો ઘણો ઉમદા ને પ્રશંસનીય છે. પુત્રી સુખી થાય, ને માબાપે મને દુઃખી કીધી એમ કહી શ્રાપ ન દે, એટલું જોવાની જે માબાપની ફરજ છે તે બજાવવાની ઉત્કંઠા તો આ વર્ગમાં છે. ઉભય પક્ષની છોકરીઓ દુઃખી થવાથી કન્યાવિક્રયીને શ્રાપ અને હિતૈષીને નિસાસાની આહુતીઓ અપાય છે.

આશય વિભિન્ન હોવા છતાં એકજ જાતનું દારૂણ પરિણામ આવવાનું કારણ શું? દૃઢ નિશ્ચયવાળા વટેમાર્ગુઓ જુદે જુદે દેશ–એક પંજાબ ને બીજો લંકા–જવાનો સંકેત કરી નીકળ્યા હોવા છતાં એકજ સ્થળે કેમ ભેગા થયા? આ સવાલોના જવાબ વાંચનાર સ્હેલાઇથી આપી શકશે. હેતુ ગમે તેવા વિષમ હોય, પણ યોગ્ય ઉપાયો યોજવામાં ન આવે, તો મનના રથ મનમાંજ રમ્યાં કરે છે. પૂર્વોક્ત નીચ વૃત્તિવાળા માણસને તો પુત્રીની કાંઇ દરકાર હોતી નથી એટલે તેઓ કાંઈ ઉપાયો યોજવાની તસ્દી લેતાજ નથી. સ્તુત્ય ઉદ્દેશ વાળાની છોકરીને સુધારી સુખી કરવાની વાંચ્છા હોવા છતાં કાંઇક અજ્ઞાનતા ને ક્ષુદ્ર બુદ્ધિ ને લીધે, કાંઇક જુનું એટલુ સુનું એવી માન્યતાને લીધે, ને કાંઇક મનોબળની શૂન્યતાને લીધે,-દુહિતાના ભલાને વાસ્તે કાંઇ કરવામાં આવતું નથી; કરવામાં આવે છે તો તે થોડું હોવાથી–જેમ એક કૃપણ થોડા પૈસાને વાસ્તે હાથમાં લીધેલું કામ બગાડી મુકે છે તેમ–છોકરીને સુધારવાને બદલે આ પ્રેમાળ માતપિતાથી છોકરીનું સારૂં કરવા જતાં બૂરૂં થઇ જાય છે. છોકરીઓ દુઃખની મારી માતાપિતા પર વિશ્વાસ મૂકે છે. જો કે અંતઃ-

કરણ શુદ્ધ હોવાથી તેઓ ઠપકાને પાત્ર નથી. જો અજ્ઞાન માણસોને આપણે ધિક્કારી શકીએ તોજ આ માયાળુ માબાપ નિન્દાપાત્ર છે એમ કહેવાય. ગમે તેમ હો. તેઓની સ્થિતિ તેમની અજ્ઞાનતાના ભોગ થઈ પડેલી છોકરીના જેટલીજ દયાપાત્ર છે.

એવા કેવાએક ઉપાયો લેવામાં આવે છે કે તેથી નિરાધાર બાળકીઓ દુઃખી થાય છે? કઇ પ્રકારની યોજનાથી આ સ્થિતિમાંથી મુક્ત થવાય? એ હવે આપણે જોવું જોઇએ. દરેક પ્રશ્નોના પ્રત્યુત્તરનું વિવરણ (૧) કેળવણી, (૨) સ્ત્રીની સંસારયાત્રા, એવા મુખ્ય વિભાગોમાં કરશું.

હાલમાં છોકરીઓને કઇ જાતની કેળવણી આપવામાં આવે છે? આઠ કે નવ વર્ષે ઘણીક છોકરીઓનાં લગ્ન કરવામાં આવે છે. કેટલીકને ૧૧–૧૨ વર્ષે પણ પરણાવવામાં આવે છે. જેમની છોકરીઓ બાર વર્ષની થયા છતાં પણ અવિવાહિત હોય તેમને લોકોમાં નીચુ જોવાનું થાય છે. ઘણીખરી છોકરીઓનાં લગ્ન ૮ થી ૧૧ સુધીમાં થઈ જાય છે. બાલ્યાવસ્થાનાં પાંચ વર્ષ બાદ કરતાં ૩ થી ૬એક વર્ષ પિતાને ઘેર કેળવણી મળે છે. હીન્દુ સંસારમાં પુત્રીશિક્ષણ માને શિર પડે છે. એ બાબતમાં પિતા ઝાઝું માથું ઘાલતો નથી. જ્યારે જ્યારે કાંઇક ધ્યાન આપે છે ત્યારે એ ચાલતી રીતમાં કાંઇક ફેરફાર–જે ફેરફારને એ યોગ્ય વિનિમય વા સુધારાનું નામ આપે છે તે–કરવાને મથે છે. સ્ત્રી જેવા પુરુષ કે જેને પુરુષ જેવી સ્ત્રી આંગળીને ટેરવે નચાવે છે તેની તો આપણે વાત કરતાજ નથી. સુધારક પિતા ઘણાક ઘરોમાં કાંઇક સુધારો દાખલ કરવાનો યત્ન કરવા જતાં સ્વપત્નીની 'તમે એ બાબતમાં ન સમજો; એ કામ તો બૈરાંનું છે; લોકોમાં નીચુ જોવું પડશે;' વીગેરે શબ્દોની વૃષ્ટિ કરી બીરૂ પતિનું મનોબળ ધોઇ નાંખે છે. અધિક વરસાદથી જેમ ક્ષેત્રમાં રોપાયલાં બીજ સડી જઈ કૃષીવલને લાભને બદલે નુકસાન કરે છે, તેમ સ્ત્રીના કટુ વચનના મુસળધાર વરસાદથી પુરુષના અંતઃકરણમાં રોપાયલું બીજ ધીમે ધીમે નષ્ટ થાય છે. સુધારો કરવાનો પ્રયત્ન કરતાં વિપરીત ફળને લીધે વખત ને શક્તિનો ગેરઉપયોગ થયો જાણી એને પસ્તાવો થાય છે. જેમ એક ખેડૂતનો પ્રયત્ન લાગલાગટ નિષ્ફળ જતાં તે નિરાશ થઈ ઇશ્વરેચ્છા વિરૂદ્ધ હું આ કામ કરતો હઇશ, કદાચ બીજ બીયાં આ ક્ષેત્રમાં ફળવાનાં હશે, એમ ધારી પૂર્ણ બીજનો ત્યાગ કરે છે, તેમ પુરુષ વારંવાર કીધેલા યત્નોનું એકજ રીતનું પરિણામ આવતું જોઇ 'ઇશ્વરેચ્છા બલીયસી' ફરી ફરી આ કંટકમય પન્થે સંચરતો નથી. વીસમી સદીની જ્ઞાનજ્યોતિથી પ્રકાશતા પ્રભાતમાં પણ મારા હીંદી ભાઇઓ આમ હિંમત ત્યજી, બાયલા જેવા કાંઇ કામ કર્યા વગર બેસી રહે એ શું એક દેશના હિતેચ્છુને દીલગીર થવા જેવું નથી? અપ્રકૃતનો પ્રાંત છોડી પ્રકૃત વિષય પર હવે પાછા આવીએ. વચનરૂપી શસ્ત્રના પ્રહારથી પતિ પાસેથી છીનવી લીધેલું નિષ્કંટક રાજ્ય પત્ની કેમ ચલાવે છે તે આપણે જોવાનું છે.

રાજાની પ્રજાપર કેટલે દરજ્જે અસર થઇ શકે તેના દાખલા ઇતિહાસમાંથી મળી આવે છે. શિવાજી મહારાજ અને ઇંગ્લંડના ચાર્લ્સ બીજાની તેમના વખતની પ્રજાપર થયેલી અસરથી સર્વ જનો વાકેફગાર છે. જો આવા મોટા રાજ્યમાં પણ રાજાની પ્રજાપર આટલી અસર થઇ તો આપણા ગૃહસંસારના નાનકડા રાજ્યપર ગૃહિણીની કેટલી બધી

હોવી જોઇએ ? ગમે તો ગૃહિણીને આવું ભાન ન હોવાથી કે હોવા છતાં હજી તો પુત્રી નાની છે, એમાં એ શું સમજવાની હતી, એમ ધારી છોકરીનાં દેખતાં ન કરવાનાં કામો ને ન બોલવાના બોલો પોતાના પતિ તેમજ અન્ય સગાં સંબંધીઓ આગળ તે બોલે છે. પૂર્વ પાપનું પ્રાયશ્ચિત ગણાતા વન્ધ્યત્વમાંથી સ્ત્રી મુક્ત થઈ કે પતિપત્નીના વ્યવહારમાં જે નિગ્રહ હોવો જોઇએ તે કેટલા ઘરોમાં હોતો નથી ! ધુરંધરના આવા અનિયમિત કારભારને લીધે પ્રજા ઉપરથી નિયમભંગ ન કરે તથાપિ મનમાં તો એમ બબડે કે એતો પોથીમાંનાં રીંગણાં; હાથીના ચાવવાના જુદા ને બતાવવાના જુદા; પોતે શું કરે છે જે વળી ? શીખામણ દેવી તો સ્હેલી છે ત્યારે એ પોતે એમ કેમ વર્તતાં નથી ? આથી બાળકોના મનમાં માબાપ પ્રતિ તિરસ્કારનું બીજ રોપાય છે. એટલુંજ નહીં પણ યુરોપના અઢારમી સદીના મનુષ્યસ્વભાવના મહાન્ નિરીક્ષણ કરનાર ( પ્રેક્ષકટ ) ના કહેવા પ્રમાણે છોકરાંઓને પણ પ્રતિબંધિત વસ્તુઓનો અનુભવ લેવામાં અલૌકીક આનંદ મળતો હોવો જોઇએ. કુતુહલજનિત પ્રથમ વર્તન પુનઃ પુનઃ આચર્યાથી કાંઇક વિચિત્ર મઝા મળે છે. વારંવાર આવા આનંદના અનુભવથી પ્રથમના ઉત્પ્રેક્ષકને મંદચરણપાતે આવતા ચોરની ખબર ન પડવાથી જ્યાં સુધી ચોર આવી એને જકડીને બાંધી લેઇ, સ્તેનપાશમાંથી મુકત થવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ કરતો નથી, ત્યાં સુધી એની ખરી દશાનું, એ એક ટેવ નામના નિરંકુશ રાજાનો ગુલામ છે તેનું, ભાન આ પ્રથમના તમાસો જોનારને થતું નથી. વિફળ પશ્ચાતાપ વગર સ્વદશાના જ્ઞાનનું અન્ય શુભ પરિણામ આવવું હવે મુસ્કેલ થઈ પડે છે. છોકરૂં આવી રીતે આડે માર્ગે ઉતરી જાય છે. એક નાની બેદરકારીનું પરિણામ આટલે સુધી આવશે એમ માબાપને સ્વપ્ને પણ હોતું નથી, અને વાંચક વર્ગને પણ માબાપની અને તેમને લીધે સંસર્ગમાં આવતાં મનુષ્યોની એક નાની બાબતે પર આટલી અસર થાય એમાં કાંઇક અતિશયોક્તિ લાગશે. પણ જ્યારે તેઓને ભવિષ્યના પ્રખ્યાત લડવૈયાની લશ્કરી બુદ્ધિ તે જન્મ્યો તે દીવસથીજ ખીલવા લાગી એમ દર્શાવવા એબ્ટ જેવા મહાન્ લખનાર, નેપોલીઅન ઑફ્ કૉર્સીકા રણસંગ્રામના આરસાપર જન્મ્યો હતો એ વાત બાર દઇ કરે છે—અને આ અધમ સંગતિ વંધ્યા રહેતી નથી તેનુંજ દષ્ટાંત છે—જ્યારે તેઓને આ વાતનું સ્મરણ થશે ત્યારે તેઓનો વિસ્મય નષ્ટ થયા વિના રહેશે નહી. છોકરૂં જન્મે ત્યારથી એની ગ્રહણશક્તિ ખીલવા માંડે છે એમ અધ્યાત્મશાસ્ત્રકારો પણ કહે છે. આપણા સંસારમાં કેટલાંક માબાપો છોકરાંને મોટું થાય ત્યાં સુધી નાદાન બાળી—મોટપણે કાંઈક સંભાળ લેવા જાય છે. પણ ભાગ્યહીન છોકરાંઓનાં મગજપર તે વખતે ખરાબ છાપ પડી ગઇ હોય છે, તેથી માબાપનો પ્રયત્ન આગ લાગ્યા પછી કુવો ખોદવા બરોબર છે. સંગતિની સારી વા માઠી અસર, મનુષ્યો પર થાય છે એ સિદ્ધાંત સર્વાનુમતે કબુલ થયેલું છે. જાણે અજાણે સાસરે પીયરમાં છોકરીઓ ખોટે રસ્તે ચઢવાનું કેટલેક અંશે આ એક કારણ છે. પુત્રીના શિક્ષણમાં આ પહેલું—પહેલું પણ અંત પર્યંત ન ભૂલાય એવું—પગથીયું છે. આ પદપંક્તિ વજલેપ જેવી ઉખાડી ઉખડશે નહીં એમ કેટલાં માબાપો સારી રીતે સમજે છે ?

બાલ્યાવસ્થામાં છોકરીને છુટથી છોકરાઓ સાથે પણ રમવા દેવામાં આવે છે. છોકરી વિવાહયોગ્ય થાય કે એની છુટપર ધીમે ધીમે અંકુશ મુકવામાં આવે છે તે એટલે

સુધી કે લગ્ન થયે છોકરી સાસરે જાય કે કોઇ પણ પર પુરૂષ સાથે—અરે સગાભાઇ સાથે પણ એને એકાંતમાં બેસી વાત કરવા દેવામાં આવતી નથી. અન્ય પુરૂષની વાત કોરે મૂકતાં સ્વપતિ સાથે પણ વહુ વધુ વખત મનના ઉભરા કાઢી શકતી નથી. રખેને પાસેના ખંડમાં કોઈ સાંભળશે ! રખે વધારે વખત થઇ જશે તો વડીલ વર્ગ ગુસ્સે થઇ ' કેમ છોકરાને શું ભંભેર્યો ? વહુનાં પગલાં થયા ત્યારથી ભાઇ તો મોથાજ થઇ ગયા છે ' વીગેરે મ્હેણાં સંભળાવે. એવી બ્હીકથી પતિપત્નીના વ્યવહારમાં કાંઇક સંકોચ આવે છે. યોગ્ય છૂટને અભાવે સ્ત્રીની રસપરીક્ષા કેવી છે, મન કેટલે દરજ્જે ખીલેલું છે, વીગેરેથી પતિ અજ્ઞાન રહે છે. આથી સ્ત્રીશિક્ષણમાં પતિ પોતાને યોજી શકતો નથી. ગમે તો સગાંવ્હાલાંની વાત ઉપરથી અથવા તો ઘરમાં અન્ય માણસો સાથે પતિને વાત કરતો કયાંક એક ખૂણે સંતાઇને ઉભેલી વા બેઠેલી હોય ત્યાં સાંભળવાથી પતિ કેવો છે તે તો સ્ત્રી સારી રીતે જાણી શકે છે. બ્હાર નીકળે ત્યારે સ્ત્રીને પતિથી ત્રણ હાથ દૂર ચાલવું જોઇએ, નહિ તો લોકો સુધરેલાં કે ફાટેલાં કહે છે. આવી રીતે હિન્દ સંસારમાં નીતિનો અર્થ અમૂક માણસો સાથે બોલવું અમુક રીતે ચાલવું બેસવું—વીગેરે શીવાય કાંઇ બીજો થતો નથી. કદાચ બીજો થતો હોય તો પણ શું ? આવી નજીવી બાબતોને ખરી જેવી ગણી એવા બાહ્યાડંબરપર ભાર મૂકવાથી દુરાચરણીઓ સુધરતાં નથી અને સુશીલ સ્ત્રીઓને, ચિત્ત વિષમ થયે, બગડવાનું સુકર બને છે. ઉપરનો ડોળ રહે એટલે બસ, કોઇ ન જાણે એટલે થયું' એમ આવી સ્ત્રીઓનું ધારવું હોય છે. આથી સજ્ઞાન અનીતિનો પ્રવેશ થાય છે. વખત આવે સ્ત્રીઓને આથી ઘણીક અગવડો વેઠવી પડે છે. દાખલા તરીકે દૂર પ્રદેશ જતી સ્ત્રી—અન્ય પુરૂષને પૂછતાં સંકોચાવાથી એક ગાડીને બદલે બીજીમાં બેસી કયાંક બીજે દેશ જઈ ઉતરે છે. આ વગર બીજા અનેક દાખલાઓ વાચકને યાદ આવશે, કારણ દરરોજ કાંઇક એવું એવું તો બનતુંજ રહે છે. બીજું—મૂર્ખ નિરૂદ્યમી માણસને આથી વાર્તા—વિષય મળી આવે છે. ઘણેભાગે તર્ક શક્તિથીજ જન્મવા પામેલી—જન્મી ફળો ફુલી મોટી થયેલી વાર્તા—કાચા કાનના લોકો માની નિર્દોષ સ્ત્રી પુરૂષપર આળ ચ્હડાવે છે. વળી જેમ બદ્ધાનુમુક્ત નેતરની સોટીનું ઉત્પતન બમણા જોરથી થાય છે, તેમ અતિશય દાબમાં રાખેલી સ્ત્રીને સંજોગાનુસાર સ્વાતંત્ર્ય, એકાંત ને અનુકૂળતા મળતાં, તેનું ચિત્ત ચગડોળે ચઢે છે, કાંઇક નવાજ સંસ્કાર અનુભવતી હોય એમ એને લાગે છે, ને ઝાઝો વખત મન કાબુમાં રાખી શકતી નથી. ઘડીભર નિગડબંધથી મુક્ત થયેલા કેદીઓની પેઠે દર્શનનિમિત્તે મળેલી છૂટના આનંદમાં ને આનંદમાં શીળની મર્યાદાઉલ્લંધે છે તે ફક્ત યોગ્ય સ્વાતંત્ર્યના અભાવનુંજ પરિણામ છે. પવિત્ર સ્થળે અશુદ્ધાચરણ જોઇ નવો ગયેલો માણસ પૂર્વે થઇ ગયેલી સીતા દમયંતી જેવી સ્ત્રીઓને સંભારતો, મનમાં અશ્રુપાત નિઃસારતો કોઇક વખત વિચારમાં ગર્ક થઈ ફક્ત એમજ કહે છે "ભરતખંડની પવિત્ર આર્યા, આ ત્હારી અભિજાત વૃત્તિ" ! પણ સ્ત્રીઓને દોષ દેવો અયોગ્ય છે કારણ એતો પુરૂષવર્ગની અધોગતિનું પ્રતિબિંબ છે.

ગૃહિણી દુહિતાને કઈ જાતનું જ્ઞાન આપે છે તે જોઇએ. છોકરી કાંઇક સમજતી થઈ કે તેને લગ્ન એ શું ? સાસરીઆં કોણ? વીગેરે વિવાહ સંબંધી વાતો સમજાવવામાં આવે છે. લગ્ન એ મનુષ્ય જાતની પાલક બુદ્ધિનું પરિણામ છે, પશુવૃત્તિના સંતાપમાંથી

મુક્ત થવાનું એક દ્વાર છે ઇત્યાદી મનમાં સારી રીતે ઠસાવ્યા પછી આ ઇષ્ટ વસ્તુ મેળવવાનાં સાધન યોજવામાં આવે છે. આ પ્રમાણે કેળવણીક્રમમાં વિદ્યાભ્યાસ, તૈયાર થયેલા મકાનને સુશોભિત દેખાવ કરવાના ભભકભરેલા રંગ જેવો છે. ઇમારતી કામજ જો વાંકુ ચુકું-નતોન્નત ભૂમીવાળું, અથવા કાંઇ બીજી ખોડવાળું હોય તો રંગ શું કરી શકે? બાહ્યવર્ણું અંતર્ગુણને ઢાંકવામાં સર્વથા સમર્થ નીવડતો નથી એટલુંજ નહીં પણ ઘણી ઘણીકવાર ન્યુનતાદર્શક યંત્રનું રૂપ ધારણ કરવામાંએ નામોશી માનતો નથી. કુદરતના આવા વિચિત્ર (ભાસતા) નિયમથી અજ્ઞાત હોવાને લીધે ગૃહિણીનું મકાન અસ્થાને રહે છે. જલ ને અન્ન અને અન્ન ને જલ લેખનાર બુદ્ધિભ્રષ્ટ માણસની ક્ષુધા ફક્ત પાણી પીવાથી તૃપ્ત થતી ન હોવાથી તેનો પ્રયત્ન જેમ નિષ્ફળ નિવડે છે, તેમ, ગૃહિણીના સર્વ સાધનો ખોટે માર્ગે વિલક્ષિત થયેલાં હોવાથી પુત્રીને એક નમુનાયોગ્ય સ્ત્રી બનાવવાની ઉમેદ મનમાંજ રહી જાય છે. પાકશાસ્ત્ર ને ભોજનાનુસંગી જરૂરીઆતનાં દાસયોગ્ય કામોમાં છોકરીને પ્રવીણ બનાવવામાં જે મહેનત લેવામાં આવે છે, તેના દશમભાગનું પણ દુહિતાને એક યોગ્ય પતિનો સુખ દુઃખનો યોગ્ય સાથી (મિત્ર) બનાવવા પાછળ ધ્યાન આપવામાં આવતું નથી. હિન્દુસ્તાનની સ્ત્રીઓની યોગ્યતામાં ગંગાના અધોપાતની માફક ઘટાડો થવાનું, એક ગુલામ કરતાં પણ કેટલીકવાર ભુંડી રીતે અથવા તો તેવી રીતે ગણાવવાનું આ એક મૂખ્ય કારણ છે. શારીરિક સંબંધ શિવાય લગ્ન શબ્દના અર્થમાં અન્ય વસ્તુ આવી શકે નહીં—એમ વૃદ્ધ સ્ત્રીઓનું ધારવું હોવાથી પુત્રીશિક્ષણમાં ખામી રહે છે. માતાના આવા શિક્ષણનું મોટામાં મોટું વિપરીત પરિણામ તો એ આવે છે કે પશુવૃત્તિ લાલનને પુત્રીનાં કુમળાં મગજમાં અવસાન ભૂમિએ સ્થપાતાં વાર લાગતી નથી, તેથી વિદ્યમાન તથાપિ અક્ષિસંકુચિત અનીતિના પ્રવેશનું પણ આ અપૂર્ણ શિક્ષણજ કારણ છે.

લગ્નનો અર્થ ગમે તે સમજવામાં આવ્યો હોય. જો હિન્દુસ્તાનની ન્યાતોની સંખ્યા કાંક થોડી હોત, અગર ન્યાત પ્રતિબંધ ખીલકુલ નહોત, તો આર્ય સ્ત્રીઓમાં કેળવણી સંબંધે જે અંધકાર પ્રવર્તે છે તેટલો નહોત. પાશ્ચાત્ય દેશોના પ્રમાણમાં તો કાંઇક કાંઇક હતે એ નિઃસંશય છે. પણ હીન્દના પુરૂષોનું શિક્ષણ અનેક કારણોને લીધે રાજકીય પ્રજા કરતાં થોડું હોવાથી, ન્યાત પ્રતિબંધની ગેરહાજરીમાં આર્ય સ્ત્રી પુરૂષની કેળવણી કાંઇક દરજ્જે જોઇએ તેવી—એટલે સુખી સંસારને જન્મ આપનારી—નીવડત એમ ધારવામાં કાંઇ પણ અતિશયોક્તિ હોય એમ ભાસતું નથી. કારણ ન્યાત પ્રતિબંધની ગેરહાજરીથી મળતી છૂટ, પુત્ર ને પુત્રીના માબાપમાં, હરીફાઇ નામના ઉત્કર્ષના નાયકનો નેતા બન્યા વગર રહેત નહીં. પણ

> 'એ ( ન્યાત ) પ્રતિબંધે હાય સગાઇ તો નવ થાયે,
> પુરૂષ કુંવારા રેહ, મૂર્ખસું કન્યા જાએ.'

આ ઉપરથી જણાશે કે પુત્રીના દૂષિત શિક્ષણને વાસ્તે ફક્ત શુભેચ્છક માતા પિતાની ભૂલ કાઢવી એ તદન વ્યાજબી નથી. કારણ માબાપો ગમે તેવાં પણ, દરેક માનવીની માફક સ્વકલ્પનાનાંજ છોકરાં છે. સ્વપ્રતિબિંબથી અતિક્રાંત કોઇપણ રહી શકતો નથી. અને સ્વપ્રતિબિંબ વર્તમાન જમાનાથી તદ્દન વિરક્ત રહી શકતું નથી. દષ્ટિગોચર થતા ચૈત-

ન્ય રહિત વિષયોનો પણ આપણી જીંદગીને રૂપ દેવામાં અથવા તો આપણું વર્તન ઘડવા માં કાંઇક ભાગ હોય છે, તો સચેતન વાગશક્તિવાળો ભૂત અને વર્તમાન કાળના મનુષ્યોનાં દૃશ્યં કાર્યોના સારા વા માઠા સંસ્કારમાંથી મુક્ત થવાને અશક્ત એક દંપતીનો એમાં શું મોટો દોષ ? ત્યારે દોષ કોનો ? પહેલો તો આપણા હાલના સમાજની સ્થિતિ વા બંધારણનો છે ને બીજો વાંક વગરવિચાર્યે સમાજના નિયમો પાળનારનો છે એમ કહીયે તો ચાલે. ખરા ઠપકાને પાત્ર તો ન્યાતપ્રતિબંધ શિથિલ કરનારના વિરૂદ્ધ પક્ષના નામના સાક્ષરોનો છે.

દરેક મનુષ્યની મોટામાં મોટી ફરજ સ્વપ્રજાને ઉત્કર્ષ શ્રેણીપર આગળ ચ્હડાવવાની છે; પાછા ઉતારવાની કે એકજ પગથીએ જડભરતની માફક સ્થિર રાખવાની નથી; પણ સાધરણ મનુષ્યો કરતાં પ્રજાના સાક્ષરોની આ ફરજ કોઇ વધારે અંશે કહેવાય. જાતિબાહુલ્ય સાંસારિક ઉત્કર્ષનો બાધક છે. સંસારસુધારા વગર કોઇ પણ રીતનો—પછી ગમે તો તે સામાજીક વા રાજકીય હોય—ઉત્કર્ષ દુર્ઘટ હોવા ઉપરાંત ક્ષણિક અને નિરર્થક નીવડે છે. પ્રથમ પંક્તિ પર ચઢવાને મદદ કરવાને બદલે આડે આવનારની પંકિતમાં (યુનીવર્સીટી) વિદ્વાનને જોઇ કોનુ હૃદય ખિન્ન થવા ન પામે ?

કુમાર્યાવસ્થામાં અયોગ્ય કેળવણી અને ન્યાત પ્રતિબંધને લીધે ખીલવા ન પામેલા અથવા તો વિકાસતાજ, અન્ય ઉપયોગને વાસ્તે કુમળી કળીઓ માફક ચુંટી લેવાયલા, ગુણોને સાસરામાં સ્ફુટ થવાને કેટલો અવકાશ મળે છે તે તરફ હવે આપણે દૃષ્ટિ કરીએ.

નિરક્ષર પતિપત્નીનો સંસાર સુખી વા દુઃખી હોઇ શકે. સુખી યુગલમાં સંતોષ પ્રવર્તે છે ને જાણે અજાણે પતિ પત્નીને એક મિત્ર તરીકે લેખે છે. જેમ મૂર્ખ મિત્રોને પણ પરસ્પર સમાગમથી, સાથે રહી અયોગ્યાચરણો આચરવાથી, કુત્સિત ભાષણ વા અંગવિક્ષેપથી આનંદ આવે છે, તેમ આ બે અંધ મનુષ્યોને પણ સાથે રહી, પ્રસંગોપાત અન્ય જનોને સ્વભાવાર્થે હેરાન કરી, એમની ગાંડીઘેલી સંસારયાત્રાના પર્યટનથી અલૌકીક ઉત્સવ થતો હોય એમ લાગે છે. એ યુગલને વાસ્તે લોકો ગમે તે બોલે. તેમાં એમને શું ? એ તો સંતુષ્ટ છે. અને તેથી સુખી છે. પ્રેક્ષક વર્ગને એ દંપતી એક એકની મૂર્ખાઇ ને વ્હેમોમાં વધારો કરી દુઃખી થતું દેખાય, પણ એ બાબતનું એમને ભાન પણ કયાં હોય છે કે મન કલેશિત થવા વખત આવે ! આ પ્રકારનું નિરક્ષર જોડું મળે ખરૂં. પણ ઘણે ભાગે તો નિરક્ષર મનુષ્યો કાચા કાનના હોવાથી, ઉદ્યમી વિઘ્ન સંતોષી માણસના સ્હેલાઇથી ભોગ થઇ પડે છે. વારંવાર આવા પ્રસંગો આવવાથી, પતિપત્નીને સુખનો સૂર્ય ભાગ્યે કોઇક દીવસજ ઉગવા પામે છે. આ ઉપરથી કાંઇ નહીં તો એટલું તો સિદ્ધ થાય છે કે સમાનવૃત્તિ એ સુખી લગ્નનું મુખ્ય કારણ છે. આ આવશ્યક દ્રવ્ય વગર સંસારયાત્રા દુઃખદ થઇ પડે છે તેના દૃષ્ટાંતો બહુ દૂર શોધવા જવાં પડતાં નથી. એ પણ હીન્દુ સંસારમાં ઢેર ઢેર મળી આવશે.

દાખલા તરીકે આપણે જ્યાં પતિ કરતાં સ્ત્રી બુદ્ધિ, ડહાપણ, ચતુરાઇ ને રસિકતામાં ચ્હડતી હોય તેનો સંસાર જોઇએ. " એવી સ્ત્રી કજોડાનું દુઃખ ભોગવે છે, પતિથી તૃપ્ત થઈ શકતી નથી, પતિ મ્હોટો છે એવું સમજી શકતી નથી, તેને મનમાં માન આપતી નથી, તેના પર સ્નેહ થતો નથી, તેની સાથે અંતરમાંથી એક થઈ શકતી નથી. જો

કુલીન વૃત્તિ વાળો ન હોય તો મનમાં તિરસ્કાર પણ કરે છે. " પોતે જેવા હોય તેવા બીજાને કરવાને યત્ન કરવાની, યત્ન સફળ થયે કાંઇક અવર્ણનીય આનંદ અનુભવવાની નિષ્ફળ થયે કાંઇકિ નિરાશ થવાથી, મનુષ્ય જાતની નૈસર્ગિક બુદ્ધિ છે. અધ્યાત્મ શાસ્ત્રના આ નિયમાનુસારી પતિપત્ની વચ્ચે મનોરથ સૃષ્ટિનો અદશ્ય ઝઘડો ( A fight of principles ) ચાલે છે. પતિ ધારે કે સ્ત્રીને મારીજ રસિકતાની આનંદ ભોક્તા કરૂં. પત્ની ધારે કે પ્રાણનાથ મારા જેવા હોય તો કેવું સારૂં ? આ યુગલમાં જયવંત કોણ થાય છે ? પુત્ર જો દુરાચરણી હોય ને કુટુંબનો વડીલ વર્ગ ભાઇની ચાલ ચલગતથી વાકેફગાર હોય તો સ્ત્રી કાંઇક અંશે પતિને સુધારવાનો પ્રયત્ન કરી શકે છે. કોઇકિ વિરલ પુરૂષો પત્નીથી સુધરે પણ છે. જો કે મોટે ભાગે સ્ત્રીનો પ્રયત્ન નિષ્ફળ જાય છે. કારણ હીન્દનો પુરૂષ કાંઇક સંસ્કારોને લીધે સ્ત્રીને પોતાના કરતાં હલકી ગણતાં શીખેલો હોય છે.

નહીં સ્ત્રીયોનું માન, હિંદુના ઘરમાં ઝાઝું,
મિત્ર ગણે છે કોક, ઘણા કહે મારો પાઠ.

આથી ગમે તેવા સંજોગો વચ્ચે પણ પત્ની પતિનો સુધારક ( શિક્ષક ) થઇ શકે એમ હીંદી માની શકતો નથી. પુત્ર આજ્ઞાનુસારી હોય પણ 'ઢ' હોય તો પુત્રનો વહુપર જય થાય છે. ન્યાત પ્રતિબંધે નિરક્ષર કુટુંબમાં આપવી પડેલી વિદ્વાન છોકરીને વિદ્યા ભારરૂપ થઇ પડે છે. સ્વસુર પક્ષને વહુની વ્યવહારિક ભૂલ થયે વિદ્યાની ટીકા કરવાનો વિષય મળી આવે છે. પિતૃગૃહથી અવકાશ સમયે વાંચવાને આણેલાં પુસ્તકો 'આ વહુ તો ફાટેલી છે, એ હમારા ઘરમાં ન શોભે, સ્ત્રી જાતને વળી પોથાં કેવાં ઉથલાવવાં ?' વીગેરે શબ્દોની વૃષ્ટિથી રખેને સાસુ કે સસરો વધાવી લે એવા ભયથી અથવા તો એક બે વાર અનુભવ આવ્યાથી તે પુસ્તકો બંધનાં બંધ રહે છે. આ કજોડાંની નિર્બળ બાળકીના દુઃખની આટલેથીજ અવધિ આવતી નથી. સગાં સંબંધીઓ ' ભાઇ સંભાળજો હોં ભણેલું માણસ તો મહા પહોંચેલું હોય ' વિગેરે વાકયો પ્રસંગોપાત કહી પતિને વ્હેમી બનાવી દે છે. નિરૂદ્યમી ગપાટીને ઉત્તેજન આપતો કાનનો કાચો માણસ સર્વની વાત સાંભળી પત્નીપર ખોટાં આળ મ્હડાવી નિર્દોષ સ્ત્રી પર જુલમ કરવામાં પાછી પાની કહાડતો નથી.

એજ સત્યનું અન્ય દષ્ટાંત સાક્ષર પતિ અને અનક્ષર પત્નીનો સંસાર છે, તે અવલોકન કરવાથી સ્પષ્ટ થશે. આ જોડામાં પત્ની પતિના સુખ દુઃખમાં ભાગ લઇ શકતી નથી. વ્હાલામાં વ્હાલાનું અંતઃકરણ ' ભેદાઇ જતું હોય અને પત્ની લાચાર બની જોયાં કરે, કેટલીક વખત તેને મન સ્હેજ હોય એવા બોલમાંથી, નિર્માલ્ય હોય એવા કાર્યમાંથી, પતિને સાગરમાં વ્હાણ ડુબ્યા જેટલી દીલગીરી થતાં કેટલીક વખત તે મહાભારત પ્રયાસ કરે અને પતિને મન અલ્પ વસે. ' લગ્ન એટલે શારીરિક સંબંધ શિવાય બીજું કાંઇજ નહીં એમ સમજતી અનઘડ છોકરીને, પશુવૃત્તિ બળવાન હોવાથી, વૃદ્ધ સાસુ સસરા સાથે રહેવું વસમું લાગવાથી, પતિને એના વૃદ્ધ માબાપથી વિખૂટા પાડવાને બનતો પ્રયત્ન કરે છે. પ્રયત્ન સફળ થયે પોતાની જીંદગી કૃતકૃતાર્થ ( સફળ ) થયેલી સમજી મહા મ્હેનતે મેળવેલા સ્વતંત્ર સંસારમાં પોતાને આનંદથી યોજે છે. ' ત્હારૂં મ્હારૂં સહીયારૂં અને મ્હારૂં મ્હારૂં પોતાનું ' એ આધારભૂત નિયમાનુસારી સ્વપત્નીનું વર્તન જોઇ પતિનું મન ખિન્ન થાય છે. છતાં વધુ વખત રહેવાથી કુટુંબમાં કલહનું જોર વધી, મૂર્ખ સ્ત્રીને લીધે પાળી પોષી ભણાવી ગણાવી ઠેકાણે પાડનાર માબાપથી મન છેકજ વિરક્ત થઇ, પુત્ર સાથે

બોલવા પણ વ્યવહાર ન રહે એમ થયે, ન્યાત વર્ગમાં ફજેતી થવા ઉપરાંત અતિશ્રમે મેળવેલી કેળવણી વગોવાય, કદાચ દૂરથી ડુંગર રળીઆમણા રહેશે એવા વિચારોથી શાંત સંસારની આશાથી, કાંઇક આંતર-શલ્યથી પીડાતા હોવા છતાં પણ નાટયભૂમિના પ્રેક્ષક વર્ગોના જેવા ઉત્કંઠિત પણ આશાભર્યા મનથી સંસાર રંગભૂમીપર નૂતન નાટય ભજવવાને પતિ સજ્જ થાય છે. અકાળે સ્વતંત્ર થવા પામેલી સ્ત્રીની સંસારની ઘરમાળ કેમ ફરે છે તે જોઇએ. નિર્વ્યત્યયે માબાપથી છૂટા પડેલા પુત્રને ઇષ્ટ વસ્તુ મળતી નથી. પતિપત્નીના સૌંદર્યરસ (aesthetic sense)માં પૂર્વ પશ્ચિમ જેટલો ફેર હોવાથી જે વસ્તુ પતિને સારી લાગે તે પત્નીને પ્રતિકૂળ થઇ પડે. લાંબા વખત સુધી જો બેમાંથી એક નરમ ગરમ ન થાય, તો કોઇ દિવસ પ્રસિદ્ધ ઝઘડો પણ થાય, ને પતિ વા પત્ની જો છૂટા વિચારનાં હોય તો લગ્નોચ્છેદક ધારાસભાને સેવવાનો પણ વખત આવે! ઘરમાં અવ્યવસ્થાનું સામ્રાજ્ય ચાલવાથી, જરૂર પડે જોઇતી વસ્તુ ન મળવાથી, ઘરમાં આમથી, તેમ દોડાદોડને ધમપછાડ કરે. સુભાગ્યે વા દુર્ભાગ્યે ચાંકરો હોય તો બધો રોષ તેનીપર કરે. છોકરાં હોય તો પતિ સાથનો રોષ નિરપરાધી બાળકોપર નીકળે! બોલવા ચાલકુમાયો. ન હોવાથી સારાં પાડાપડોશી સાથે ચાર દહાડાનું ચાદરણું રહે,
અથવા તો વિકાસ... ે ઘોર અંધારી રાત આવી લાગે કે લડી આવે. પડોશ ખરાબ હોય
...ત્ર ન હોવાથી, પતિની ગેરહાજરીમાં સ્વાતંત્ર્યનો દુરૂપયોગ કરે.
ગુણોને સાસરામાં સ્ફુટ થવા ે કહે, ને પરપુરૂષો વા સ્ત્રી પતિ વિરૂદ્ધ ચઢાવી આપે તો

નિરક્ષર પતિપત્નીનો સંસાર છે. સારૂં નરસું વા ખોટું ખરૂં સમજવાની આગમ-
પ્રવર્તે છે ને જાણે અજાણે પતિ પત્નીને - એ સ્પષ્ટ છે. સાસુના દાસત્વથી છૂટાં થતાં
પ્રણ પરસ્પર સમાગમથી, સાથે રહી અથોઃ ન હોવાથી કંઇ ન કરવાનું કરી બેસવાથી
અંગવિક્ષેપથી આનંદ આવે છે, તેમ આ ંાય છે. પતિ જો વ્યવહારકાર્યમાં કુશળ હોય
અન્ય જનોને સ્વલાભાર્થે હેરાન કરી, એમ ણ ન્યાતના રીત રીવાજમાં ભૂલ ન થવાથી
ઠીક ઉત્સવ થતો હોય એમ લાગે છે. એ ળવાય છે ખરી, પણ જે શક્તિ ને મહેનતનો
એમને શું? એ તો સંતુષ્ટ છે. અને તેથી ાવો પડે છે, તે શક્તિ ને મહેનત જો સ્વઉ-
મૂર્ખાઇ ને વ્હેમોમાં વધારો કરી દુઃખી થ મરો કેળવાયલો માણસ વિચાર કર્યા વગર
પણ કર્યાં હોય છે કે મન કલેશિત થવા વ અજ્ઞાત હોય ને પત્ની ન્યાતરૂઢી વિરૂદ્ધ
ખરૂં. પણ ઘણે ભાગે તો નિરક્ષર મનુષ્યો સાથે પોતાને પણ વગોવાતો જોઇ તે આભો
માણસના સ્હેલાઇથી ભોગ થઇ પડે છે. વાથી. વળી અધમ સંગતિ વંધ્યા રહેતી નથી
સુખનો સૂર્ય ભાગ્યે કોઇક દીવસજ ઉગવા ય હલકા બની જાય છે. સ્ત્રીની ફક્ત દાસ-
નો સિદ્ધ થાય છે કે સમાનવૃત્તિ એ સુખી ીમાં તેને પતિ રોકી શકતો નથી. પોતાના
વગર સંસારયાત્રા દુઃખદ થઇ પડે છે તેનાં ?, તે નિયમાનુસારી સ્ત્રીની યોગ્યતા ઘટી
એ પણ હીન્દુ સંસારમાં ઠેર ઠેર મળી આં તરપટ નિઃશંકે બોલી શકી નથી, ને પૂર્વોક્ત
થી. આથી લગ્ન એ ફક્ત નામનુંજ રહે છે.

દાખલા તરીકે આપણે જ્યાં પતિ કર ાાની પવન એકમેકની સહાય્ય ને હૂંફ વગર
વ્હડતી હોય તેનો સંસાર જોઇએ. "એવી એવું બળવાન પણ એકલું મનુષ્ય હૂંફ વગર
થઈ શકતી નથી, પતિ મ્હોટા છે એવું સમ

(અપૂર્ણ.)

નથી, તેના પર સ્નેહ થતો નથી, તેની સાર ામનરાવ પ્રાણગોવિંદ પટેલ. બી. એ.

# વિદ્યા-કળા.

## સંગીતની રોગ ઉપર અસર.

કેળવણીથી મનુષ્ય જાતની સુખરૂપી સરળતા વધે છે, તો પણ અમુક પ્રકારની કેળવણી તેના સુખમાં વધારો કરે છે કે ઘટાડો કરે છે, તે તેની માનસિક સ્થિતિ ઉપર આધાર રાખે છે; તેવીજ રીતે દરેક વૈજ્ઞાનિક શોધખોળથી મનુષ્ય જાતિના મોજુદ જ્ઞાનમાં વધારો થાય છે કે સુધારો થાય છે, તે તે જ્ઞાનના ઉપયોગથી જાણવામાં આવે છે, તેમ છતાં પણ વૈજ્ઞાનિક જ્ઞાન જુની પદ્ધતિમાં સુધારો કરી નવી પદ્ધતિ દાખલ કરવામાં બેશક અતિશય મદદગાર થઇ પડે છે. જુની પદ્ધતિનો એકદમ નાશ કરી નવી પદ્ધતિ–ગમે તેટલી સરળ પડતી હોય તો પણ–દાખલ થતાં વિલંબ થાય છે, અને તેથીજ સમજુ માણસો એકદમ તેવી નવી પદ્ધતિ દાખલ કરવાનું પણ વાજબી ધારતા નથી.

આનું કારણ માત્ર એટલુંજ છે કે જન્મસ્વભાવથી જો કે મનુષ્ય નિર્દોષ છે, પરંતુ સમાજદશામાં કેટલાંક કારણોને લીધે મનુષ્યમાં દ્વેષ અને એવા બીજા દોષો પેદા છે. તેથી ઉલટી રીતે નિર્દોષ અંતઃકરણ પ્રકૃતિની સ્વાભાવિક અવસ્થા અનુભવે છે. આવાં હૃદય પ્રાકૃતિક સંસ્કારો ભુલી ધીમે ધીમે સામાજીક સંસ્કારો ગ્રહણ કરે એ વ્યવહાર દૃષ્ટિથી યોગ્ય લાગે છે. જે પ્રમાણમાં તે સંસ્કારો વૃદ્ધિ પામતા જાય તે પ્રમાણમાં તે મનુષ્યની ઉચ્ચ દશા પ્રાપ્ત થતી જાય, એટલે તે સંસ્કૃતિવાળો મનુષ્ય ગણાય. તેવો મનુષ્ય પોતાની અસલની જુની પદ્ધતિનો ત્યાગ કરી નવી, સરલ અને પોતાને અનુકૂલ પદ્ધતિ ગ્રહણ કરતો જાય. પોતાની શારીરિક સમ્પત્તિમાં પણ આ નિયમનો વિવેકયુક્ત ઉપયોગ કરતો જાય. પોતાનાં દરદ મટાડવામાં પણ નવી શોધખોળનો યોગ્ય ઉપયોગ અનુભવતો જાય અને જુની પદ્ધતિને બાજુ ઉપર મૂકી નવી પદ્ધતિ અંગીકાર કરતો જાય. અસલના ઉટવૈદાના નિયમો અને ઉપચારોને બાજુ ઉપર રાખી નવા નિયમો શીખે. આધુનિક શોધખોળ પ્રમાણે આ ઉપચારોમાંનો એક સંગીતનો ઉપચાર કેટલાંક માનસિક દરદો દૂર કરવામાં કેટલો ઉપયોગી છે તે ચર્ચવાનો અત્રે ઉદ્દેશ છે.

અસલના લોકો–જંગલી કહો, અનાર્ય કહો અગર પ્રકૃતિને પૂજનારા કહો, ગમે તે ઉપનામ આપો તો પણ–હાલના સુધરેલા અને સંસ્કૃતિ પામેલા પુરૂષો કરતાં સંગીતને પોતાના આનંદવિષયમાં અગ્રસ્થાન આપતા હતા. તેઓ સંગીતથી થતી અસર સમજતા હતા, અને તેઓ જાણતા હતા કે અંતરના ઉભરા અને લાગણી દર્શાવવાનો મુખ્ય હેતુ સંગીત છે અને તેથીજ તેના સુસ્વર મનુષ્યો એક ધ્યાન પૂર્વક સાંભળે છે. સાપ અને એવાં બીજાં જનાવરો પણ મોરલીના સ્વરની અસરથી સ્તબ્ધ થઇ જાય છે એ જાણીતું છે. હાલના જમાનાની શોધખોળ પ્રમાણે સંગીતના સ્વરો શરીરતન્ત્રનાં દરદો દૂર કરવામાં ઉપયોગમાં લેવામાં આવે છે, કારણ કે સંગીતમાં એવી કોઇ અલૌકિક મોહક શક્તિ છે કે કોઇ પ્રથમ પંક્તિના વક્તાના ભાષણ કરતાં ગવૈયાના ગીતને વધારે ધ્યાનથી સાંભળવામાં આવે છે. નાટકશાળામાં પણ પાત્રોના વાદવિવાદ કરતાં ગાયનનો ભાગ વધારે રસ ઉત્પન્ન કરે છે. માણસ જ્યારે અતિશય ચિંતા અને મુશ્કેલીઓમાં હોય છે ત્યારે ગાયનમાંજ ઇશ્વરભજન કરી અગર એવું બીજું ગીત ગાઇ થોડોક સમય પો-

તાના મગજનો બોજો શિથિલ કરી શકે છે. આખા દિવસના કામકાજથી કંટાળેલો માણુસ સંગીતથીજ પોતાનો થાક ઉતારી શકે છે. સમાજો અને મેળાવડામાં પણ ખાણા વખતે સંગીત આકર્ષક થઈ પડે છે. મનની કંટાળેલી સ્થિતિ તેટલા વખતમાં આનંદ અનુભવે છે. પાચનશક્તિ આનંદથી પ્રફુલિત થાય છે અને જે દુઃખદાયક વિચારો પાચનશક્તિ ખાળતા હોય છે તેને દુર કરી શકાય છે. ગાંડા મનુષ્ય પણ બે ઘડી ગાંડપણ ભૂલી જાય છે અને ગાયન અગર વાદિત્રના સ્વર ધ્યાનથી સાંભળે છે; બાલકો પણ રડતાં બંધ થઇ જાય છે. આવાં અજ્ઞાન અને અણુસમજુ મનુષ્યોને આટલી અસર થાય છે તો જ્ઞાની અને સમજુને તેથી પણ વધારે સારી અસર થાય એ નિર્વિવાદજ છે.

સંગીતની અસરથી મનુષ્યના વિચાર એક દિશામાંથી બીજી દિશામાં ખેંચી લવાય છે. ખરેખર, સંગીત એ ઇશ્વરદત્ત બક્ષિસજ છે. એક મનુષ્યના વિચારોની પ્રબળતાથી બીજો મનુષ્ય અંજાઈ જાય છે, વશ થઇ જાય છે, તેમ સંગીતના ધ્વનિથી પણ ગમે તેવો માણુસ વશ થઇ જાય છે. દાક્તરોના અભિપ્રાય પ્રમાણે સંગીતની અસરથી હ્રદય વધારે ધબકે છે, લોહીના ફરવાથી કામ જલદીથી અથવા ધીમેથી થાય છે. અને શ્વાસોશ્વાસમાં પણ ફેરફાર થાય છે. વીરરસસ્વરો ઇન્દ્રિયોને ઉત્તેજીત કરે છે અને શાંત સ્વરો શિથિલ કરે છે. અસલના વખતમાં હિન્દુસ્તાનમાં ભૂત કાઢવાનો ઉપાય અથવા કોઇ ગામમાં પેઠેલી રોગસ્વરૂપિણી જોગિણી માતા કાઢવાનો ઉપાય પણ વાદિત્રના અવાજથી કરવામાં આવતો હતો અને હજુ પણ કેટલાંક ગામડાંમાં આ ઉપાય યોજાતો જોવામાં આવે છે. ભગવતકીર્તનમાં પણ તબલા સતાર વગેરે વગાડવામાં પણ આ કારણુજ પ્રતીત થાય છે. જેમ જેમ દુનિયાનું જ્ઞાન વધતું જાય છે તેમ તેમ આવા આવા નવા ઉપચારો પ્રચલિત થતા જાય છે.

દાક્તરોએ અત્યાર સુધીના કરેલા પ્રયોગોથી આટલું તો સિદ્ધ કર્યું છે. પણ જેમ જેમ સંગીતનો ઉપયોગ વધારે થતો જશે તેમ તેમ ઘણી જાતનાં દરદો, મુખ્યત્વે કરીને માનસિક વિકારથી ઉત્પન્ન થતાં દરદો, સ્હેલાઇથી અને સળતાથી મટાડી શકાશે. સંગીત સાંભળતાં ગાંડાં મનુષ્યો પણ પોતાનાં ગાંડાં કૃત્યો કરવાં ભૂલી જઇ ધ્યાન આપી સ્તબ્ધ અને શાંત બેસી રહેતાં જાણવામાં આવે છે, કારણ કે સુરવાળા સ્વરોથી આવાં કમનસીબવાન માણુસની વૃત્તિઓ બદલાઇ જાય છે. લશ્કરી સીપાઇઓ વાદિત્ર (બેન્ડ) ના રણકાની સાથે ઉત્તેજીત થઇ, શુર ચઢાવી લડવા તૈયાર થઇ જાય છે, અને આખું શરીર-તન્ત્ર વાદિત્રના અવાજથી જાગૃત થઈ જાય છે અને અગમ્ય રીતે સ્ફુરતીમાં આવી જાય છે. જે મનુષ્યને કંપારીનાં અગર શારીરિક નબળાઇથી ઉત્પન્ન થતાં દરદો હોય છે તે કેટલેક દરજ્જે સંગીતથી મટાડી શકાય છે. કારણ માત્ર એટલું જ કે શરીરના લોહીના ફરવામાં ફેરફાર થાય છે, તેમ મગજમાં લોહીનો વધારો થાય છે અને તેથી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, જેની અસર લાભદાયી જણાય છે.

આ પ્રમાણે સંગીતના સ્વરોમાં અને તેથી વિકૃત થતા રાગમાં નિયમિત રીતે કાંઇ બધારણ નક્કી થશે ત્યારેજ મનુષ્યોનાં દુઃખ ટાળવાનું સંગીત એક શ્રેષ્ઠ સાધન થઇ પડશે.

એલ્ફીન્સ્ટન હાઇસ્કુલ, મુંબાઈ, તા. ૭-૨-૧૯૧૦. — ચુનીલાલ ગોવરધનદાસ શાહ. બી. એ; એસ. ટી. સી. ડી.

---

## ગ્રાહકોને સૂચના

માહે સપ્ટેમ્બર ૧૯૦૮ ના તમામ અંક ખપી ગયા છે તેથી નવા થનાર ગ્રાહકોને ઓકટોબરથી બધા અંક મોકલવામાં આવશે ને બે માસના અંકની કિંમત બાદ આપવામાં આવશે

---



---


અમદાવાદ—ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ

पुस्तकनी सोबतमां जे अनंतानंत लाभ छे त्हेमना चरणनो आश्रय कर्वार्थी जे अद्य एटल उत्तमोत्तम अने अमोघ एटले सिद्ध, ज्ञान, विवेक, अने चातुर्य पेदा थाय छे, ते बधुं तो एक बाजुए रह्युं; पण बीजा सहवासो करतां पुस्तकोने अमथा उथलावी जवा जेटलो पण पुस्तकनो सहवास लाभकारी छे. बे अक्षर आवडे ततो पडया जडे, पण उलटुं नठारा विचारमांथी के नठारी सोबतमांथी उगराय ए महालाभ छे. समय नकामो, के भारे लागे नहि, अने गंमत साथे ज्ञाननो लाभ थाय.

मणिलाल नभुभाइ.

## કાવ્યકુંજ.

### ઉગતી બ્હેન બાલાને.

(વસન્તતિલકા.)

લજ્જા ભીનાં નયન હાસ્ય રચે વિશુદ્ધ
એ નેત્રનું વિમલ તેજ પૂજું ભગિનિ !
નિર્દોષ મૂર્તિ જનલોક મહીંથી વીણી
સોંપે પ્રભુ વિરલ સ્નેહ વિશુદ્ધિ જોવા.

ત્હારાં નવાં નયન આ મુજને નમે છે,
એ નામનું હૃદય એ મુજને ગમે છે;
પૂજું પવિત્ર ઉર બ્હેન ! વિશુદ્ધ નેણાં,
આશિષ ઉડી ઉરથી ભગિનિ ! સમર્પું.

ત્હારૂં કુણું હૃદય આ કુલપાંદડીની
મીઠી સુગન્ધિમય ખાલી રહે સદૈવ.
બ્હેની ! પ્રસારી રસસૌરભ એ કુસુમે
મ્હારા સુશુષ્ક ઉરને કરજે રસિલું.

ત્હારૂં બધું જગત આ હજુ બાલકોની
ન્હાની મીઠી નવનવી રમતોસમું છે.
આગામી ભાવિતણી છાપ વિલોકવા કે
એ ભૂતરૂપ ખણવા ન હજુ તયાર.

એ ભૂતવારિ સિંચી, છાંટી ભવિષ્યભૂમિ,
લીલોતરી તહિં ઉગાવી રસજ્ઞતાની,

મહિમા મહીં રાજી રાજી
આ ભાઈની ગરીબ ભૂમ-વધાની લેજે.

કડું બધું જગત આ મરવા પડયું છે,
રૂઢિમહીં સડી સડી નરકે પડે છે.
ગાંગેયવારિ મૂકી સ્નેહ ભગિની ધર્મે
ઉદ્ધારજે સદય દૃષ્ટિથી બ્હેન ! વ્હાલી.

ત્હાંગે રસાલ ભૂમિને રસચેતનાથી
ખીલાવી ત્યાં ઉગવજે રસપુષ્પ મોંઘાં.
પૂજી પ્રભુ પૂજી રસેશ પ્રસન્નતાથી
લેજે પ્રસાદી નવ ભક્તિની બ્હેન ! સૌની.

જો સૂર્ય ત્યાંથી રસ ચેતન ભર્ગ રેડે
આ સ્થૂલ સૃષ્ટિ તણી એ જડતા વિખેરે
એ ભર્ગમાં અમિત અન્તરને ઝબોળી
તું રેડજે નવનવીન પ્રસાદી દૈવી.
એવા અનેક ઉગીને રવિ વિરમ્યા છે,
ઉગી ઉષા ખરી પડી; ઉડી ઉડી સંધ્યા.
પ્રાચીપ્રતીચિ સ્થલના સમયે વીંટાયી
વીત્યા યુગો, પણ ન રશ્મિ ગૃહિણી પૂજે.

આંહીં રચે પ્રકૃતિ નૂતન રાસલીલા
ખીલે. ખરે; ખરી ખીલે ફુલ; કાલ વીતે,
સૌંદર્યની રમી લીલા, વિરમે બધે ત્યાં
તોયે ન બ્હેન કદી ભાઇ વધાવી લેતી.

તું પૂજજે રસપ્રકાશ નમી નમીને;
લેજે વધાવી રચના મીઠી પ્રકૃતિની,
ત્યાં ચન્દ્રિકાની રૂડી રેડી પ્રસન્ન શાન્તિ
આ દીન ભાઇ સ્મરજે, સ્મરજે ભગિનિ !

તા. ૧૬-૯-૧૯૧૦
વિદ્યાશ્રમ.

સ્વામી સ્નેહજ્યોતિ

## મ્હારાં માતુશ્રીને.

(શિખરિણી.)

પ્રકાશે ત્હારૂં આ હૃદય-કુમળું પ્રેમવિભવે,
લતા કુંળી ખીલે શીતલ જળ ફોરાં ટપકતાં,
જનેતા વાત્સલ્યે સુખમય હિંડોળે ઉછરતાં
અમે બાળાં ત્હારાં વિમળ યશથી હિંદ ભરીયે.

(વસંતતિલકા.)

નિઃસ્વાર્થ શૌર્ય હૃદયે જનની જગાવે,
છાયે કિશોર હૃદયો મૃદુ પ્રેમતેજે.
દેવી પવિત્ર પૂજતાં[1] સહુ દેશ ખીલે.
–તે હિંદ–હિંદ વિસરે–ક્રૂર કાલ દીસે.
ખીલંત પુષ્પ વિકસંત મનોહરાં, જો.
આનંદ રંગ ધરતાં સુરભિ સુહાતાં;
આયુષ્ય અલ્પ અતિ તોય સ્મિતે રમંતાં,
કેવાં પ્રીતે ઉપવને મધુરાં હસંતાં !
તેવાં અમે પરિમલે વિકસંત પ્રેમે.
કર્ત્તવ્ય ભુમિ વિચરંત કિશોર સિંહો,
આ તે વિશાળ વસુધા વીરરાજ એહે.
માતા નમંત, નયનો છલકંત બાળાં.

ન્હાનાલાલ મ્હેતા. (કેમ્બ્રીજ)

1 સ્ત્રીસન્માનથી. "A nation which despises its women is lacking in an essential qualification for the attainment of advanced civilisation."
— Ford.

# વાર્તાલહરી.

## રોમેશ.

### રોમેશનું હૃદય.

૧.

પૃથ્વિની પ્રદક્ષિણા પુરી થવાનો સમય નજીક આવવાથી સૂર્યનારાયણ અસ્તશિખર ઉપર જવાની તૈયારીમાં હતા. આકાશનો વર્ણ લાલચોળ થયો હતો. આ સમયે કનકપુરના લોકનો સમુદાય આખા દીવસના કામના પરિશ્રમને લઈ સ્વચ્છ હવાનો લાભ લેવાને વાસ્તે ગામની બ્હાર સહેલ કરવા નીકળી પડવા લાગ્યો. કેટલાક નવંગર લોકો 'કાયમેન' આગળ બે ઘોડાની બગી જોડાવી બ્હાર નીકળી પડયા. કેટલાંક પારસી યુગલો નિર્દોષ આનંદથી વાર્તાલાપ કરતાં એક બીજાના હસ્તમાં હસ્ત લઇ ફરવા ચાલ્યાં. ગામની ઉત્તર દિશાએ એક સુંદર બગીચો હતો અને તે બગીચામાં અઠવાડીયામાં બેવાર બૅન્ડ વાગતું હતું. આજે બેન્ડ વાગવાનો દીવસ હતો તેથી કરીને કનકપુરની પ્રજાનો ઘણો ખરો ભાગ આજે બેન્ડનો મધુર ધ્વનિ સાંભળવાને તે બગીચાં તરફ પ્રયાણ કરતો હતો. જ્યારે લોકનો સમુદાય આ જગાએ ફરતો હતો, ત્યારે આ જનસમૂહમાંથી એક વિલક્ષણ યુવાને અન્ય માર્ગ પકડયો. ગામની પૂર્વે દહોડ આડ ઉપર આવેલા સરોવર ઉપર તે ગયો. નળાવના કીનારે આવી પોતાની બૅગ્લોર ટોપી માથા ઉપરથી ઉતારી પગપર પગ ચડાવી બેઠો. તેના માથાના વાળા પવનના સુસવાટા સાથે ફર ફર ઉડતા હતા. તેણે પોતાના જમણા હાથવડે ડાબા પગનો અંગુઠો પકડયો હતો. હેની દષ્ટિ સરોવરના ઉછળતા જળ ઉપર સચોટ રીતે ચોંટી હતી. આ વખતે તેનું હૃદય આકુળવ્યાકુળ થતું હોય એમ હેની મુખમુદ્રા ઉપરથી કુદરતી રીતે દેખાઇ આવતું હતું. આ વખતે કોઈ અણજાણ્યો માણસ હેની મુખમુદ્રા જોવા પામે તો તેને તરત એમ ખ્યાલ આવે કે સરોવરના જળની માફક આપણા યુવાનનું અંતઃકરણ હાલ કલ્લોલક સ્થિતિમાં છે. પવનના સુસવાટને લીધે સરોવરનું પાણિ ઉછળતું હતું. તેવીજ રીતે કંઇ તોફાની વિચારથી યુવાનનું હૃદય વમળ ખાતું હતું. આ યુવાનને આ સ્થિતિમાં રહ્યાને દસેક મિનિટ થઈ નહીં એટલામાં તો એક જોસભેર પવનનો સુસવાટો આવ્યો અને પવનના પ્રાબલ્યને લઈ સરોવરનું જળ કીનારા સાથે અથડાયું, અને અથડાવાની સાથે એકાએક અવાજ થયો. એકદમ યુવાન જાગૃત થયો અને જળના અવાજની સાથે તેનો વિચાર પણ મગજ સાથે અથડાયો. તેણે ટોપી માથે મુકી અને હાથમાં સોટી લઇ તે સરોવરની પાળ ઉપર ટેલવા લાગ્યો. છેવટે ટેલતાં થાકી જવાથી લાકડી પર અઢીંગી એક જગાએ ઉભો રહ્યો અને હૃદયમાંથી કંઇ ઉદ્ગારો કહાડવા લાગ્યો. વાંચક, આ ઉદ્ગારો સાંભળવાને વાસ્તે આ યુવાનની પછવાડે જલદી દોડ.

"We should live in deeds, not years, in thoughts, not breadths
In feelings, not in figures of a dial;

We should not count life by heart throbs: he most lives,
Who thinks most, feels the noblest and acts the best."

"દુનિયામાં જીવ્યાની શી સાર્થકતા ? પરમાત્માએ શું આ જીવન એજે ગાળવાને
"વાસ્તે આપ્યું છે ? આ દુનિયામાં વિત્ત તથા કીર્તિ મેળવવાના ભટકવામાંજ શું જીવનનું
"સાર્થક છે ? અરેરે ! હજી તો વિદ્યાભ્યાસ કરૂં છું. શું જગન્નિયંતા પ્રભુ મ્હારા વિચારોને
"જીંદગીમાં પડયા પછી પુષ્કળ નહિ અરપે ? જો શુદ્ધ અંતઃકરણથી પ્રભુની પ્રાર્થના
"કરીએ તો ઇશ્વર એવો ક્રૂર નથી કે આપણને વિનાકારણે દુઃખી કરે. અરે ! પણ પિતાજી
"એ આ અવસ્થામાં લફરૂં વળગાડયું છે તેનું શું કરવું ? મ્હોટા ભાઈને તો અનાયાસે
"સારી પત્ની મળી. સારી વહુ મળી એમાં પિતાજીનાં કંઇ વખાણ કરવાનાં નથી. એ તો
"બીચારા ભાઈનાં ભાગ્ય. ન્હાના ભાઇને ધોંસરીમાં જોડયાને મહીનો થયો. સૌથી ન્હાનાં
"બે બાળકોના પણ વેવીશાળ કરી મેલ્યાં છે. ન્હાનાભાઇનું શું થશે હેની મ્હને કંઇ સમજ
"પડતી નથી. એકકોરથી પિતાજી વિદ્વાન, બાહોશ તથા બુદ્ધિશાળી છે અને બીજી તરફથી
"જોઉ છું તો બીચારાં કુમળાં બાળકોની જીંદગી ધુળધાણી કરી નાંખી છે. જ્ઞાતિ સાથે કામ
"કરી જ્ઞાતિના લોકો જેવા થઇ ગયા છે. આચારવિચારો પણ તેવાજ થઈ ગયા છે.
"બહાર પ્રગણામાં પણ પ્રશ્નોરો રસોયો જોઇએ. બીજી જાતનો બ્રાહ્મણ પણ ન ચાલે.
"જ્યારે આવું છે તો પછી જ્ઞાતિબંધન તોડવાનો સંભવજ ક્યાંથી હોય ? અરેરે, વિદ્વાનો
"ત્હમે સામાજીક સુધારામાં ભાગ ન લ્યો તેની કંઈ પીડા નથી પણ ઉલટા ત્હમે અજ્ઞાન
"નાતીલા જેવા થાઓ છો ! તટસ્થ રહેતા હો તો તેમાં ત્હમને શું કંઇ વાંધો છે ? અરે !
"હા ? પણ સાંભર્યું ? કાન્તાનું શું કરવું ? તેણી અભણ છે. જરાય વાંચતાં લખતાં પણ
"આવડતું નથી, હેની સાથે અપલક્ષણોથી ભરપૂર છે. માતુશ્રીની સ્હામે બોલવાની ટેવ
"છે. ન્હાનાભાઇઓને હુંકારો પણ કોઇવાર કરે છે. મ્હારે હેને કેવી રીતે કેળવવી !
"હેનામાં ખરાબ સંસ્કારોની છાપ એટલી ઉંડી ગઇ છે કે તે ભુંસવી તે મ્હને મ્હારી
"શક્તિની બ્હાર લાગે છે. ત્યારે મ્હારે શું એમ. બી. બી. એસ. થયા પછી ફરી લગ્ન
"કરવું ? અરે તે પણ મ્હને છાજે નહીં. સુડીના બે પાંખીયા વચ્ચેના સોપારી જેવી
"મ્હારી હાલત થઇ છે. કંઈ પણ સુઝતું નથી. આ ચિંતામાંને ચિંતામાં મ્હારૂં શરીર કૃશ
"થઇ ગયું. અભ્યાસમાં પણ કેટલીકવાર મન સ્થિર રહેતું નથી. ઓ ઇશ્વર ? તું કરે તે
સાચું !" આટલું બોલી યુવાન અટક્યો; નિસાસા ઉપર નિસાસા ફુંકવા લાગ્યો; અને
છેવટે આંખમાં અશ્રુની રેખા પડી. યુવાને પોપચાં અર્ધ મીચી દીધાં અને અશ્રુનાં બે
સૂક્ષ્મ બિન્દુ જમીન ઉપર પડ્યાં. આ સકલ તમાસો પછવાડેથી એક અન્ય યુવાન ટગર
ટગર જોતો હતો. પછવાડે રહેલા યુવાનથી આ લાંબો વખત જોઈ શકાયું નહીં અને
તેથી ફરીને છેવટે એકદમ ધસી આવ્યો અને બોલ્યો " વ્હાલા રમેશ, આ શું આદર્યું
છે ? ત્હને રોતો જોઇ મ્હારૂં હૃદય ભેદાઇ જાય છે. હું ત્હારે ઘેર જઈ આવ્યો ત્યારે
નોકરે પ્રત્યુત્તર આપ્યો કે બાઇ ફરવા નીકળી ગયા છે. તું બગીચામાં હોઇશ એવું ધારી
હું ત્યાં જઈ આવ્યો. ત્યાં ત્હને ન જોયો એટલે છાશબાકળા બની ત્હને અહીં શોધવા
આવ્યો અને અહીં આવ્યો ત્યારે ત્હારી આ દશા ? આમ ને આમ ત્હારૂં શરીર દુર્બળ
થઇ ગયું. મિત્રની ખાતર તો બાઈ, શરીરની સંભાળ રાખ ! તું એકલો ફરવા નીકળ્યો

તેનું કારણ આજ લાગે છે." આ વાક્યો સાંભળ્યાં ત્યાં તો રેમેશનું હૈયું ભરાઇ આવ્યું અને બમણું રોવું આવ્યું. છેવટે તેને તે ખાળી શક્યો નહીં; અતિશય રોવાઈ જવાયું અને ધ્રુસકા મુકતો બોલ્યો " ભાઇ કાન્ત..........હું..........બધું જાણે છે........વધુ હું........બોલી........"એટલું કહ્યું ત્યાં તો કાન્તે તેને છાતી સરસો લઇ લીધો. અને બેસી ગયો. રેમેશ કાન્તાના ખોળામાં શીર્ષ મૂકી આંખ આગળ રૂમાલ રાખી ખૂબ રોયો. કાન્ત તે દરમીયાન હેના કપાળ ઉપર તથા માથાના વાળ ઉપર હાથ પંપાળતો હતો. છેવટે હેનાથી ન રહી શકાયું અને બોલ્યો "રેમેશ, રેમેશ, રાખ, રાખ, હવે! બહું થયું? રોયાથી શો દહાડો વળવાનો હતો? રોવું, કકળવું તે બાયલાનું કામ છે. દુઃખની અંદર જે સ્થિર રહે, દુઃખના ડુંગર ઓળંગવા જે શક્તિવાન થાય તેજ મનુષ્ય ઝીવ્યો કહેવાય. રાજર્ષિ ભર્તૃહરીએ જે શ્લોકો કહ્યા છે તે ભાઈ, તું ભુલી ગયો? લે ચાલ હું ત્હને ફરીથી સંભળાવું.

पातितोऽपि कराघातैरूत्पतत्येव कन्दुकः ।
प्रायेण साधुवृत्तानामस्थायिन्यो विपत्तयः? ॥
छिन्नोपि रोहति तरुः क्षीणोप्युपचीयते पुनश्चंद्रः ।
इति विमृशतः सन्तः संतप्यन्ते न ते विपदा ॥ २

"ભાઇ શાન્ત થા, ચાલો હવે આપણે જઇએ, સમય બહુ વિતી ગયો છે. રાત્રીના આશરે દસેક વાગ્યા હશે. તું આજે મ્હારે ત્યાં સુઇ રહેજે હો? મ્હારી સાથે રહી તને આનંદ થશે. ઘરે હું શીપાઇ સાથે કહેવરાવી દઇશ." એટલું બોલી કાન્ત મૌન રહ્યો. બન્ને મિત્રો ઉઠી ઘર તરફ ચાલ્યા. રસ્તાની અંદર તેઓ કંઇ બોલ્યા નહીં. પણ જ્યારે બાગ આગળ આવ્યા ત્યારે રેમેશે રજા લીધી અને કહ્યું કે હું સ્વસ્થ છું. મ્હને ઘરે સુવામાં કંઇ પણ વાંધો નથી. પરંતુ કાન્તાના દૃઢ આગ્રહ આગળ રેમેશનું કંઇ ચાલ્યું નહીં. અન્તે રસ્તો કપાયો અને કાન્તનું ગૃહ આવ્યું, રાત્રી ઝાઝી વ્યતિત થઇ હતી તેથી કાન્તના ઘરનાં સૌ વાણુપાણી કરી નિદ્રાધીન થયાં હતાં. ગૃહની ખડકી આગળ તેઓ આવ્યાં ત્યારે ખડકીનાં કમાડો બંધ નજરે પડયાં. તેથી કાન્તે બુમ પાડી—બ્હેન બ્હેન બારણું ઉઘાડ. શાલિનીએ જવાબ દીધો ઉઘાડુંછું ભાઇ. શાલિનીએ આવી સાંકળ ઉઘાડી એટલે કાન્તે સાંકળથી આગળીયો ઉંચો કરી દ્વારને હડસેલો માર્યો. આટલી રાત મોડી થવાથી શાલિનીએ અધીરતાથી પુછ્યું કેમ ભાઇ આટલું બધું મોડુ? અમેતો ત્હમારી રાહ જોઈને કંટાળી ગયાં. કાન્તે જવાબ આપ્યો, સહજ વધારે વાર બેસાણું એટલે સમય બહુ થઈ ગયો. વાળું કરવાની ઇચ્છિા નહી હોવાથી બન્ને મિત્રોએ શાલિની આગળ ન્હા. કરાવી પીધો. ન્હાનું કાર્ય આટોપી લઈ બન્ને મિત્રો ફળીયામાં ખાટલો ઢળાવી સુતા અને સુતા સુતા નિર્દોષ વાતો કરવા લાગ્યા, અને અનેક વિષયો ઉપર ચર્ચા કરતાં કરતાં બન્ને મિત્રો જગન્નિયંતાએ પાથરેલી ગંભીર શાંતિમાં શાન્ત થઈ ગયા.

## રામચંદ્રનું ગૃહ.

૨

રામચંદ્ર—કાં સાંભળ્યું ! શું કરે છે ! અહીંતો આવ લગીર.

ભાગીરથી—શું છે ! અત્યારે તે હખ નહીં. હુંતો કોઈ નથી આવતી. મ્હારે રાંધવાનું મ્હોડું થાય છે. ભાઈઓને નિશાળોનું મોડું થશે તો ત્હમે જ પાછા લડશો.

રામચંદ્ર—પણ જરાક જ કામ છે.

ભાગીરથી—લો આ આવી શું કહોછો !

રામચંદ્ર—હવે રોમેશની વહુનું શું કરવું ! તે બીલકુલ સુધરતી નથી. રોમેશ બીચારો સોસાયા કરે છે. દહાડે દહાડે જો ને એનું શરીર લાશ થતું જાય છે. હવે શું કરવું ત્હેનું મ્હને તો કંઇ સુઝતું નથી. હુંતો હવે એના વાસ્તે બીજી લાવીશ. મ્હારા રોમેશને ફરી પરણાવ્યા વગર ચાલે તેમ લાગતું નથી.

ભાગીરથી—હા, બરોબર છે. પરંતુ ભૂલ એમાં ત્હમારી કે મ્હારી. બીચારાં જો છોકરા કુંવારા હોય તો ફુલફટાક્યાની જેમ ફર્યા કરે. આતો બાચારાને હવે બંધન.

ભાગીરથી જોકે બીનકેળવાયેલ હતી છતાં પણ અનુભવી તથા શાણી હતી. તેણી પોતાના પુત્રનું દુઃખનું કારણ સમજી શકતી હતી. ઉપલો સંવાદ પતિપત્નીની વચ્ચે ચાલતો હતો તે દરમીયાન ન્હાનો કાન્તિ હાંફતો હાંફતો નજીક આવ્યો અને બોલ્યો "બા, બા ન્હાની ભાભીએ ઘીની બોઘણી ઉંધી વાળી." ભાગીરથી સાંતો હુંનાફુવા થઈ ગઇ અને જતાં જતાં બોલી ' લો સાંભળો વખાણ. ' તેણી રસોડામાં આવી અને સાસુવહુ સાથે રકજક ચાલી. ભાગીરથી-"આંખે આંધળી છું તે જોતી નથી? છે તો મ્હોટી ગોધા જેવી. આટલું ભાન પણ રહેતું નથી ! તું મ્હારે શા કામની છું? ઘરીને ગુમડે ચોપડવાની !" કાન્તા-"સારૂ કહુંછું ગાળબાળ ન દેવી. ગોધા જેવી કોને કહોછો? ત્હમારેથી એમ કંઇ નહી દબાઇ જવાઈ." ભાગીરથી-"હજી આટલું જોર છે! નીકળ રસોડાની બ્હાર. તું મને શું મદદ કરવાની હતી." એટલું કહી ભાગીરથી તેનું બાવડુ પકડી બ્હાર મુકી આવી. કાન્તાએ આક્રંદ આદર્યું અને રાડો પાડી કહેવા લાગી કે જુઓ મ્હને ગાળો ભાંડે છે. ત્યારપછી કાન્તા રોતી રોતી પોતાના ઓરડામાં ગઇ અને પોતાનાં લુગડાં તથા ઘરેણાની પોટકી બાંધી. કાન્તાનું પીયર ગામમાં હતું. કાન્તાનાં માબાપ જીવતાં ન હતાં, પરંતુ કાન્તાને એક પીત્રાઇ કાકા હતા. કાન્તા માથે પોટકી મુકી તેના કાકાને ઘેર ચાલી ગઇ. આ બધો તમાસો રોમેશ ઉપરથી અગાસીમાં ઉભો રહી ટગર ટગર જોતો હતો. એકદમ તેનું હ્રદય ભરાઈ આવ્યું. તેથી તે પોતાના રૂમમાં (ઓરડામાં) ગયો. કમાડ બંધ કીધાં અને હીંડોળા ઉપર પડયો, રોવા લાગ્યો અને સરસ્વતીચંદ્રનાં વચનો ઘડીએ ઘડીએ યાદ કરી બોલવા લાગ્યો.

"સુખી હું તેથી કોને શું !
દુઃખી હું તેથી કોને શું !"

જમીને કૉલેજમાં જવાનું હતું તેથી એકદમ સ્વસ્થ થયો અને મ્હોડું ધોઇ નાંખ્યું. એકદમ હેઠે આવ્યો અને મુકટો પહેરી જમવાને વાસ્તે પાટલા ઉપર બેઠો. જમતાં જમતાં

ભાગીરથી તરફથી સ્વસ્તિવચનો સંભળાવા લાગ્યાં. ભાગીરથી બોલી ઉઠી "આ રેમેશ રોયો હીજડો છે. બાયડીને જરાય આંગળી અડાડતો નથી. સાવ બાયલો છે. બાયડીને તો સાવ ચડાવી મેલશે." રેમેશ એકદમ જમ્યો ન જમ્યો કરી કપડાં પ્હેરી, પુસ્તકો લઇ, કૉલેજમાં ગયો. કોલેજમાં ગયો પરંતુ પ્રોફેસરો આજે જે શીખવતા હતા તેમાં આજે બીલકુલ ચિત્ત નહોતું. છેવટે કૉલેજનાં કલાકો( hours ) પુરા થવાથી ઘરે આવ્યો અને સંધ્યાકાળ થયો એટલે હાથમાં સોટી લઇ ફરવા નીકળી પડયો.

## મ્હોટા ભાઈનું આગમન.

### ૩

આજ રાત્રે રામચંદ્રને ત્યાં ત્હેનો જ્યેષ્ટ પુત્ર કમલશંકર તથા જ્યેષ્ટ પુત્રવધુ કમલિની ગદપુરથી આવવાનાં હતાં. કમલશંકર મુંબઇ યુનીવાસટીનો એમ. એ. એલ.એલ. બી. હતો, અને ડીગ્રી મળ્યા પછી થોડા સમયમાં જ વગથી ગદપુરનો મામલતદાર નીમાયો હતો. ત્હેને માસીક પગાર બસેં રૂપૈયા મળતો હતો અને તેમાં પતિપત્ની સંતોષથી આનંદ માનતાં હતાં. આજે રામચંદ્રના ગૃહમાં છૈયાંછોકરાં આનંદઘેલાં હતાં, કારણ કે સૌ જાણતાં હતાં કે મ્હોટા ભાઇ તથા મ્હોટી ભાભી આજે રાત્રે આવવાનાં છે. રાત્રી પડવા આવી. કનકપુરમાં રાત્રે નવ વાગે ( સ્ટેન્ડર્ડ ) ફાસ્ટ ટ્રેન આવે છે, અને તેની અંદર આજે કમલશંકર તથા કમલિની આવવાનાં હતાં. બધાં બાળકો રામચંદ્રને કહેવા લાગ્યાં. બાપા અમે સાથે સ્ટેશન આવીશું. રામચંદ્ર સૌને પાછા જવાબ આપતા કે હા બાપુ આવજો. સૌ વાળુ કરવા બેઠાં પરંતુ હજી રેમેશ ફરીને પાછો ફર્યો નહોતો. પરંતુ રામચંદ્રે વાળુ કરી લીધું. અને પછી તુરત ભાડાતની વિક્ટોરીયા મંગાવી બાલકો સહીત તે ગાડીમાં બેઠો. સ્ટેશન ઉપર આવ્યાં. ગાડી આવવાને હજી પંદર મીનીટની વાર હતી. પિતા તથા બાળકો તે દરમીયાન પ્લેટફોર્મ ઉપર ફરવા લાગ્યાં. ફરતાં હતાં ત્યાં ઘંટડી વાગી. રામચંદ્રે ખીસામાંથી ઘડીઆળ કાઢી જોયું તો ગાડી આવવાને હવે માત્ર પાંચ મીનીટની જ વાર હતી. સીગ્નલ પણ પડી ગયો. પાંચ મીનીટ પુરી થઇ કે ગાડી ધમધમ કરતી આવી. બાલકો ગાડી જોઈ હર્ષ માણવા મંડયાં. ગાડી અટકી અને કમલશંકર તથા કમલિની સેકન્ડ કલાસના ડબામાંથી ઉતર્યાં. કમલિની સાસરા સામે ઉભા હોવાથી પડખું ફરી ઉભી રહી, અને કમલશંકરે પિતા સાથે શેકહેન્ડ કર્યા. રામચંદ્રે પુછયું. How are you, my son, પુત્રે ઉત્તર આપ્યો Quite well. છોકરાઓ ભાભી પાસે દોડી ગયાં. કમલિનીનો સ્વભાવ અતિ માયાળુ, આનંદી તથા મિલનસાર હતો. તેણીએ બન્ને નાનાં છોકરાંને તેડી લીધાં અને બચીઓ ભરવા મંડી ગઇ. છોકરાં તો ભાભીને ગળે વળગ્યાં તે વળગ્યાં. છેવટે મહા મ્હેનતે તે નીચે ઉતર્યાં અને ઉભાં રહ્યાં. ભાભીએ પુછયું 'રેમેશભાઈ કયાં છે?' છોકરાંઓએ જવાબ દીધો 'ફરવા ગયા છે એટલે નથી આવ્યા.' તે દરમીઆન રામચંદ્રે છોકરાંઓને કહ્યું ચાલો હવે ઘરે વાનો કરજો. રામચંદ્રે મજુર આગળ ટ્રંક તથા બીજાનું ઉપડાવી લીધાં. અને સૌ પ્લેટફોર્મની બહાર નીકળ્યાં. એક બીજી વિક્ટોરીયા રામચંદ્રે ભાડે કરી લીધી. એકની અંદર પિતા તથા કમલશંકર બેઠા ત્યારે બીજાની અંદર કમલિની તથા બાલકો બેઠાં. છોકરાંઓ ભાભીને

અનેક પ્રશ્નો પુછતાં હતાં પરંતુ કમલિનીનું ધ્યાન ત્હેની અંદર લેશ માત્ર પણ નહોતું. તેના મગજમાં તો 'રેમેશભાઇ ફરવા ગયા એટલે સ્હામા નથી આવ્યા ' તે વિચાર રમી રહ્યો હતો. રેમેશ અને કમલિનીનો સ્નેહ કંઇ ઓરજ હતો. કમલિની સાસરે આવી ત્યારથીજ તેના ચારે હાથ રેમેશ ઉપર હતા. રેમેશ તે વખતે તદ્દન બાલક હતો. તેઓનો નિર્દોષ સ્નેહ હવે મ્હોટાં થયાં ત્યારે અતિ ગાઢ થયો હતો. આવો સ્નેહ જ્યારે હોય ત્યારે કમલિની બીચારી વિચારમાં પડે તેમાં શી નવાઈ? કંઇ કંઇ તર્ક કરવા લાગી અને મનમાં ગણગણવા લાગી. 'બન્ધુ, બન્ધુ, દીયર નહીં પણ ભ્રાતા, તું સ્હામે કેમ નહી આવ્યો હોય વારૂ? ત્હારો ભગિનિ પ્રત્યેનો સ્નેહ ઓછો થયો? અરે ના, ના, હું અભાગણીએ તે વિચાર લાવવોજ ન જોઇએ. હા ભાઇ, ખરા ભાઈ તો ત્હમે છો પરમાત્માએ આપણા ગયા જન્મના ઓછા તપને લીધે એક પીતાને ત્યાં જન્મ ન આપ્યો તેમાં શું થયું' આટલું બોલી રહી ગઇ અને પછી 'અંબે અંબે' કરવા લાગી; એટલામાં તો ઘર આવ્યું અને તેથી ગાડી એકદમ ઉભી રહેવાથી કમલિનીને આંચકો લાગ્યો. એકદમ કમલિની સ્થ થઈ. સૌ ગાડીમાંથી ઉતર્યાં અને ઘરમાં પેઠાં. ઘરમાં આવી રામચંદ્રે પુછ્યું સાંભળ્યું? આ મ્હોટા ભાઇ આવ્યા; રેમેશ આવ્યો છે કે? ભાગીરથીએ જવાબ દીધો , હજી નથી આવ્યો. કમલિની તો સાંભળીજ રહી. કમલાશંકર તથા કમલિની એ જમી લીધું. હજુ સુધી પણ રેમેશ પાછો ફર્યો નહોતો. છેવટે રામચંદ્રે કાન્તને ત્યાં ખબર કઢાવી તો જવાબ આવ્યો કે ભાઈ આજ ત્યાં સુવાના છે અને સ્હવારમાં આવશે. રાત્રીએ સૌ સુઇ રહ્યાં.

## શોધન.

### ૪.

પ્રભાતના ત્રણ વાગ્યા હતા. ટાઢની ચમકારી સાથે મધુર મંદ પવન વાતો હતો. કનકપુરના સઘળા લોકો આ સમયે ગુલાબી નિદ્રામાં હતા. ચોકીવાળાઓ પણ સ્હવાર હમણા પડશે એવું ધારી ગોટે જઇ સુઇ રહ્યા હતા. ગામના કુતરાઓ પણ ભસી ભસી થાકી ગયા હતા. દરેક જાતનાં પક્ષીઓ પોતપોતાના માળામાં બચ્ચાંઓને પાંખ નીચે રાખી સુતાં હતાં. ફક્ત કોઈ કોઈ વાર કુકડાઓ બોલતા હતા, અથવા તો કોઇ ગરીબ બાઇની ઘંટીના દળવાનો અવાજ સંભળાતો હતો. આ સમયે રેમેશ કાન્તના ફળીયામાં સુતો હતો. ત્યાંથી ઉઠયો, કપડાં પ્હેરી લીધાં અને ધીમે ધીમે ખડકી આગળ ગયો, સાંકળ ખોલી અને બ્હાર સડક ઉપર આવી ઉભો. અત્યારે તે વિચારોમાં ગાંડો થઇ ગયો હતો 'શું કરૂં છું? શું કરીશ' તેનું કંઇ ભાન નહોતું. વિચારોમાં તે આગળ ચાલવા લાગ્યો અને આખરે અડધા ગાઉ ઉપર દક્ષિણ દીશામાં આવેલી ઝાડીમાં ગયો અને આપણી દૃષ્ટિ મર્યાદા ન દેખી શકે એવા અંધકારમાં અદૃષ્ય થયો. આણીપેર કનકપુરમાં હવે સ્હવાર પડવા આવી. લોકો પોતપોતાને ધંધે જવા લાગ્યાં. અને આખું ગામ શાન્તિમાંથી પ્રવૃત્તિમાં પડવા લાગ્યું. રામચંદ્રના ઘરમાં પણ સૌ જાગ્યાં. કમલિનીએ ઉઠી કે તરતજ કાન્તને ત્યાં રેમેશને તેડવા માણસ મોકલ્યું. કમલિની દાતણ કરી રહી ત્યારે માણસ પાછું ફર્યું. આ વખતે ઓશરીમાં બેઠા બેઠા રામચંદ્ર દાતણ કરતા હતા તેને માણસે આવી કહ્યું કે 'ભાઈ તો અહીં આવ્યા છે ને? કાન્ત ભાઇને ત્યાંથી તો સૌ સુતાં હતાં ત્યારે ભાઇ અહીં આવવાને ની-

કહ્યા છે. રામચંદ્રે કહ્યું. જા. જા, હવે ફરી ખબર કહાડ. માણસ કાન્ત સાથે પાછો આવ્યો અને કાન્તે કહ્યું કે ભાઈ તો મ્હારે ત્યાં નથી. સૌ વિમાસણમાં પડયાં કે ભાઈ કયાં ગયો હશે ? ગોતવાને વાસ્તે ગામમાં માણસો મોકલ્યા પરંતુ ભાઈનો પત્તો કોઇ પણ જગાએ મળ્યો નહી. સ્હવારના નવ વાગ્યા, દસ વાગ્યા, પરંતુ હજુ પત્તો લાગ્યો નહી. કમલિની તથા ભાગીરથી અતિશય ચિંતા કરવા લાગ્યાં, રામચંદ્ર પણ ગભરાયો, દીલગીર થયો, વિચાર કરવા લાગ્યો, બેબાકળો બન્યો, છેવટે પોતે હવે શોધવા જવા વાસ્તે નિશ્ચય કર્યો. તેણે પોતાની સવારીનો ઘોડો મંગાવ્યો અને સાથે ચાર સવાર લીધા. કાન્ત પણ એક ઘોડાપર ચડી રામચંદ્ર સાથે ચાલ્યો. રામચંદ્ર ઘરે કહેતો ગયો કે તમે મ્હારી કોઇ ચિંતા કરશો નહી, હું ભાઇનો ગમે ત્યાંથી પત્તો લાવીશ. કમલશંકરને પણ હુશીયાર રહેવાની ભલામણ કરી. રામચંદ્ર આટલી ધીરજ ન આપે તો બૈરાની જાત કેમ ધીરજ પામે? બપોર થયો, સાંજ પડવાનો વખત થયો. આ વખતે ઘરમાં બૈરાંઓની સ્થિતિ શી હશે તેની તો માત્ર કલ્પનાજ કરવાની છે. રામચંદ્ર, કાન્ત, તથા સવારો આસપાસના ગામડામાં ફર્યા પરંતુ સર્વ વ્યર્થ. રસ્તામાં મળે તેને પુછતા ગયા, નામ નિશાનીઓ કહેતા ગયા, પણ કોઇ તરફથી સંતોષકારક જવાબ મળ્યો નહીં. આસપાસના ગામડામાં ફરતા ફરતા કનકપુરથી આઠેક ગાઉ તેઓ દૂર નીકળી ગયા. છેવટે તદ્દન સાંજ થઈ ત્યારે રસ્તામાં એક ખેડુત તેઓને મળ્યો. તેને નામ નિશાની દીધી ત્યારે તેણે આંગળી ચીંધી જવાબ આપ્યો કે 'આ દહા ( ઉત્તર ) માં તમે કોસેં એવું માણાહ ગ્યુંસે.' આ સાંભળીને રામચંદ્રને કંઇક હોંશકોશ આવ્યા. તે સવળાઓએ એ દીશામાં તપાસ કરતાં કરતાં ઘોડાઓને ધીરે ધીરે ચલાવ્યા. રાત્રીએ હવે પોતાનું સામ્રાજ્ય પાથર્યુ હતું. છેવટે ચાલતાં ચાલતાં વીસેક ગાઉને આશરે દૂર નીકળી ગયા પરંતુ કોઇ પણ જગાએ ભાઇનો પત્તો લાગ્યો નહીં. અશ્વો તથા સવારો હવે ક્ષુધાની અને તૃષાની તિવ્ર વેદનાથી પીડાતા હતા, તેથી પાસે એક તરણાવતી વિશાળ નદી હોવાથી ત્યાં આવ્યા. આ નદીનો પ્રવાહ સતત્ એ કાહામાં વહ્યા કરતો હતો. નદીના બન્ને કીનારા ઉપર ખડકો હતા અને ખડકોની આસપાસ તથા ઉપર વૃક્ષની ઘટા આવી રહી હતી. ઝાડોની ઘટા એવી તો ગાઢ હતી કે સૂર્યનારાયણનાં એકાદ બે કીરણ તે જગ્યાને પ્રકાશ આપવાને વાસ્તે મહામ્હેનતે પ્રવેશ મેળવી શકતાં અને તેથી કરીને દીવસે પણ અંધારૂંજ રહેતું; તો પછી અત્યારે રાત્રીની તો વાતજ શી પુછવી! અહીંઆ સૌ ચિંતાતુર ચ્હેરે આવ્યા. ઘોડાઓને પાણી પાયું અને સૌ સવારોએ પણ ક્ષુધાની તિવ્ર વેદના હોવાને લીધે ખૂબ પાણી પીધું. સૌ ચિંતામાં એક વૃક્ષ તળે બેઠા. કાન્ત બોલ્યો સાહેબ, હવે શું કરવું? એટલું બોલી વિરમ્યો. રામચંદ્રના ચક્ષુમાંથી દડદડ અશ્રુ વહ્યાં. નદીનો પ્રવાહ જોઇ કંઇ કંઇ અનિષ્ટ અટકળો કરવા લાગ્યો. રાત્રી અંધકારમય હોવાથી સૌએ રાત્રી ત્યાંજ ગાળવાનું ઠરાવ્યું. ઝાડને થડે ઘોડા બાંધી દીધા અને સૌ ભૂમિ ઉપર પાતરાની શય્યા કરી સુઇ રહ્યા. આખી રાત કોઇને ઉંઘ આવી નહી અને ફફડી ફફડીને પસાર કરી. પ્રભાત થયું અને વખત જતાં સ્હવાર પણ પડી. સુર્ય નારાયણ અરૂણ સારથી સાથે દશ્ય થયા કે તરતજ સૌ સવાર થયા અને નદીને કીનારે કીનારે ચાલવા લાગ્યા. અર્ધોક ગાઉ ગયા કે તરતજ કાન્તની દષ્ટિ દૂરથી અમુક શ્વેત વસ્ત્રો ઉપર પડી. જ્યાં પાસે આવીને જુએ છે તો એક શીલાપટ ઉપર ભાઇનુ બદન તથા કપડાં ! પ્રિય

વાંચનાર, આ વખતે રામચંદ્રની સ્થિતિ શી હશે તેની માત્ર કલ્પનાજ ત્હારે કરવાની છે. તેને ચોક્કસ ખાત્રી થઇ કે બાઇએ આપઘાત કર્યો છે. કાન્તનું હૈયું હવે હાથ ન રહ્યું. રામચંદ્રે રોતાં રોતાં બદન હાથમાં લીધું તો ખીસામાંથી એક પત્ર નીકળ્યો. પત્ર તરફ રામચંદ્રે દૃષ્ટિ કરી તો નીચેની બીના માલૂમ પડી.

પરમપૂજ્ય પિતાશ્રી

જનારો જાય છે, હવે મિથ્યા શોક કરશો નહિ. મ્હારૂં હૃદય અતિ બળીબળી ગયું તેથી આ દુનિયામાં વધારે વખત રહેવું ઉચિત લાગ્યું નહી.

વ્હાલા પિતા, મરનાર પુત્રની જો તમને લાગણી હોય તો હવેથી મ્હારી મૃત્યુ વખતની વિનંતિ ધ્યાનમાં લેશો તો હું સ્વર્ગમાંથી પણ આનંદ પામીશ. કદાપિ પણ તમારા ન્હાનાં પુત્રોનાં વ્હેલાં લગ્ન કરશો નહીં. તમારો વખત નકામો નહીં ગાળતાજ સમુદાયના હિતાર્થે ગાળવા કૃપા કરશો.

બીજું કાન્તા વિષે બે બોલ કહું છું. તે હાલ તો તદન મૂર્ખ છે. ગમે તેમ કરી તેને કેળવણી આપશો અને ભણ્યા પછી તેની ઇચ્છા હોય તો પુનર્લગ્ન કરજો. પુરૂષોએ તો પોતે ફરીવાર પરણે છે એ દૃષ્ટાંત લઇ ઉદારજ રહેવું જોઇએ. સ્ત્રી અનુકરણીય (ideal) નીવડે તો વાત જૂદી.

મ્હારી માતુશ્રી તથા ભગીનિ કમલિનીને મ્હારા સા. પ્રણામ. કમલિની તથા મિત્ર મ્હારા પછી શોક કરી શરીર ન બગાડે તે વાસ્તે આશ્વાસન આપજો. સૌને પ્રણામ

લી. જતો પુત્ર.

એક બીજો પત્ર કાન્તને હાથ લાગ્યો તેમાં નીચેની હકીકત હતી.

પ્રિય મિત્ર, જાઉં છું, શોક કરીશ નહિં, ભાવિ પ્રબલ છે. તું જાણે છે કે

" विधात्रा या रचिता स्वा ललाटेऽक्षरमालिका ।
न तं मार्जयितुं शक्ताः स्वशक्त्यापि पंण्डिताः ॥ "

લી. ત્હારો મિત્ર.

અરેરે ! આ પત્રો વાંચતાં પિતામિત્રને કેવું દુઃખ થયું હશે? બન્ને એકદમ પથ્થર ઉપર પડયા. તદન બેભાન થઇ ગયા. દસેક મિનિટ સુધી આ અવસ્થામાં રહ્યા પછી સ્હેજ શુદ્ધિ આવી. સવારો કહેવા લાગ્યા, ભાઇ આમ શું કરો છો, તમને આ અવસ્થામાં જોઇ અમારાં હૃદયો ચીરાઇ જાય છે. ભાઇનુ શરીર તો હાથ કરો. રોતાં તથા માથુ કુટતાં પિતામિત્ર થોડે બેઠા. આખરે કીનારે કીનારે ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં પ્રવાહમાં દૂર ઝાડના થડ સાથે કંઇ ભરાએલું દીઠું. પાસે આવીને જુએ તો બાઇનુંજ શરીર. રામચંદ્ર તથા કાન્ત એકદમ ઉતાર્યા તથા શરીરને લઈ બાઝી પડયા. અનેક પ્રશ્નો પૂછવા લાગ્યા પણ બાઇ કયાંથી જવાબ આપે? રોયાકુટ્યાજ પણ વ્યર્થ. છેવટે પાસેના ગામડાંમાંથી એક સવાર મોકલી એક ખાટલો તથા ચાર મજુર મંગાવ્યા. તેમાં બાઇને સુવારી સૌ રોતા કકળતા કનકપુર તરફ ચાલ્યા. મજુરોએ ખાટલો ખભે લીધો. વળતે દીવસે

સ્હવારમાં તેઓ કનકપુર આગળ આવ્યા. રામચંદ્રના ઘરમાં સૌને ખબર પડી. બાલકો, ભાગિરથી, કમલશંકર, કમલિની વગેરે રોતાં રોતાં આવ્યાં. કાન્તા એને પિયર હતી ત્યાંથી આ સાંભળી ચોંકી અને માથુ કુટી આક્રંદ કરવા લાગી. પરંતુ સર્વ હવે વ્યર્થ. ગામની જ્યુરીએ અભિપ્રાય આપ્યો કે આપઘાત કરવામાં આવ્યો છે. આખરે સૌએ રોમેશના મૃત શરીરને રોતાં, કકળતાં, દીલગીર થતાં, કુટતાં, પછડાતાં અગ્નિદાહ કર્યો.

## પૂર્ણાહુતિ.

### ૫

જ્યારે વિપત્તિ આવે છે ત્યારે મનુષ્યને ભાન આવે છે. આપણામાં કહેવત છે કે 'સુખે સાંભરે સોની અને દુઃખે સાંભરે રામ.' તે કહેવતાનુસાર રામચંદ્રને થયું. પોતાના યુવાન પુત્રના મરણથી ભાન આવ્યું. સંસાર હવે ખારો ઝેર ભાસવા લાગ્યો. ઇશ્વરના સ્વરૂપને ઓળખવા તે હવે પ્રયાસ કરવા લાગ્યો. રોમેશનો ભયંકર બનાવ તેના હૃદયમાંથી જીવન પર્યંત ખસ્યો નહીં. પુત્રના મરણ પછી તરતજ તેણે પેન્શન લઈ લીધું. પોતાની નિવૃત્તિની જીંદગીમાં હવે શું કર્તવ્ય છે તેના વિશે વિચાર કરવા લાગ્યો. ઇશ્વરનું ભજન કરવું તથા લોકસેવા બજાવવી એવા નિશ્ચય ઉપર તે આવ્યો. આગળના રામચંદ્રમાં ને હાલના રામચંદ્રમાં ઘણો તફાવત પડી ગયો. વ્હેમી લોકોથી લેશ પણ ભીતિ રાખ્યા સિવાય તે પોતાના ઇલાકામાં અંત્યજ વર્ગ (depressed classes) ને કેળવવા વાસ્તે તન, મન અને ધનથી મદદ કરવા લાગ્યો. પોતાનાં નાના બાલકોના વેવિશાળ તોડી નાખ્યા અને બન્નેને વિદ્યાભ્યાસ તરફ દોર્યા. દેશના વિષયમાં, હુન્નરમાં અને વ્યાપારમાં તે હમેશાં પૈસા સંબંધી મદદમાં પછાત રહેતો નહીં.

વાંચનાર, મરનાર નાયકની ભગીનિ કમલિની તથા કાન્તાના હેવાલ વાસ્તે તને હવે પ્રબલ જીજ્ઞાસા હશે. બીચારી કમલિનીને આ બનાવથી ઘણું માઠું લાગ્યું, તેણીનું નિર્દોષ હાસ્ય કાયમને વાસ્તે હવે અદૃષ્ય થઇ ગયું. કાન્તાને પણ પતિના એકાએક મૃત્યુથી ભાન આવ્યું. તેણી હવે સમજી ગઈ કે પોતે નિરાધાર છે. તેને હવે લાગ્યું કે હુંજ મ્હારા પતિના મૃત્યુનું કારણ છું. રામચંદ્રે કાન્તાને વાસ્તે માસિક પંદર રૂપૈયાના પગારથી એક સ્ત્રીશિક્ષક રાખી. ઉલટભેર તે ભણવા લાગી. જેમ જેમ તે વિદ્યાભ્યાસમાં વધતી ગઈ તેમ તેમ તેને માલુમ પડયું કે હું મૂર્ખ હતી. મ્હારી મૂર્ખતાની અવધિ હતી. ગુજરાતીમાં ધર્મપુસ્તકો વાંચવા લાગી અને ગુજરાતીમાં તેણે ઉત્તમ જ્ઞાન મેળવ્યું. રામચંદ્રે હવે તેને પુનર્લગ્ન કરવા વિષે પુછ્યું. આ બાબતની કાન્તાએ સાફ ના પાડી. તે હવે પોતાના શ્વશુરગૃહની આજ્ઞા લઇ કનકપુરની નદીના તટ ઉપર રહેવા લાગી. જે કપાળમાં તેણી ચાંલ્લો કરતી તે કપાળમાં હવે ભસ્મનો ઉભો લીટો કરતી. સોનાના આભૂષણોને બદલે પ્રત્યેક અવયવો ઉપર ઝીણી રૂદ્રાક્ષની માળા ધારણ કરતી. રેશમી સાડી તથા રેશમી ચોળીને બદલે શ્વેત ધોતીયું તથા ખાખી ચોળી પ્હેરતી. પ્રિય વાંચનાર, આ વાર્તા પુરી વાંચતાં પ્હેલાં એક વાર નહીં પણ અનેક વાર આ પ્રતિભાશાળી મૂર્તિને પ્રણામ કરી લે. સ્હવારમાં વ્હેલી ઉઠી સ્નાન કરી ત્રણ કલાક ઇશ્વરસ્તવનમાં ગાળતી. પછી એક કલાક પોતાના વ્હાલા પ્રાણાધાર રોમેશની છબીનું નિરીક્ષણ કરતી, તેની સામું જોઈ રોતી, પો-

ઉડો ઉડો રે બાઇ, ડરો નહીં વ્હેમે મમતથી,
મારી ને લપડાક, છુટા પડિ રહો ગમતથી.
એક પછી એક એમ મંડળ વધિ જાએ,
પ્રથમ એ પામે દુઃખ કોઈ સાથી નવ થાએ.

પુત્રીને અભ્યાસાર્થે શાળા વા મહાશાળામાં ન ગમે મોકલવાનું કારણ તે હો. યોગ્ય શિક્ષકની ગેરહાજરીમાં છોકરીને કાંઈક વ્હેમથી, કાંઇક લોકાપવાદના ભયથી, વિદ્યાલયમાં ન મોકલવી, એ અણસમજુ બાળકીને નજીવી વસ્તુથી લલચાવી, વિદ્યારત્નનું અમૃતરત્ન તેના હાથમાંથી છીનવી લેવા બરોબર છે. પુત્રી સાથે આ દગબાજી રમતાં માબાપોને કોણે શીખવ્યાં ? એ શું માબાપોનો ધર્મ છે ! શું એમને આ આચરણ છાજે છે ! પુત્રી ભવિષ્યની ગૃહિણી છે, ભવિષ્યની પ્રજાનો શિક્ષક છે, એ કોને ખબર નથી ! છતાં માબાપોનું આવું વર્તન જોઇ અન્ય પ્રજાના મનુષ્યો વિસ્મય થાય છે ને પ્રજાની ચ્હડતી થતી નથી.

એક બે સાક્ષર યુગલો સુખી ન હોય તે પરથી વિદ્યાભ્યાસનો દોષ કહાડવો અનુચિત છે. અધુરા વિદ્યાભ્યાસનું વિપરીત પરિણામ આવે એ સ્વાભાવિકજ છે. યોગ્ય કેળવણી પામેલું દંપતી કોઈ દીવસ દુઃખી થાયજ નહીં. કારણ અન્ય મનુષ્યો કરતાં, 'પ્રેમ વગર લગ્ન નકામું છે, પતિપત્ની ઉભય એક એકના મિત્ર છે, સુખદુઃખના મરણ પર્યંત ભાગિયા છે' વીગેરે એવાં સત્યોનું પતિપત્નીને વધુ જ્ઞાન હોવાથી એક બીજાને વિશ્રમ્ભ અને આનંદનું સ્થાન થઇ પડે છે. આથી એ યુગલ તો નિરંતર સુખીજ રહે છે.

પ્રેમ અને મૈત્રીભાવ વગર લગ્ન હમેશ દુઃખી નિવડે છે એ આપણે સુખી જોડાંનાં ઉદાહરણ પરથી જોયું. લગ્નના આ બે મુખ્ય તત્ત્વોપર લક્ષ આપવું નામોશીભર્યું ગણતા હોય, એ બાબતોપર ધ્યાન આપવું નિરૂપયોગી ધારતા હોય, ગમે તે કારણ હોય, ઉભય પક્ષના માબાપનું ધ્યાન બાહ્યાડંબર વરઘોડો સાજન વીગેરે પરજ ચોંટેલું જોવામાં આવે છે. ગૃહિણીનો દુઃખી સંસાર ને વિધવાપર હાલમાં ગુજરાતો નિરર્થક જુલમ એ આ ભૂલોનું ફળ છે. દુઃખી સંસારનાં કારણોમાં પૂર્વે આ બે પણ બતાવ્યાથી ફરી એ બાબતપર વિવેચન ચલાવવું એ અસ્થળે કહેવાય. જેમ એક અસત્યવાદી એક જૂઠાણું છુપાવવા બીજું બોલે છે તેમ આપણા હીન્દુભાઇઓ લગ્ન વખતે કરેલી ભૂલો ઢાંકવાને વિધવાપર અણઘટતો અંકુશ રાખી બીજી ભૂલ કરે છે તેજ હવે આપણે જોવું બાકી રહ્યું છે.

હિન્દુસ્તાનમાં વિધવાઓની મોટી સંખ્યા હોવાનું મુખ્ય કારણ બાળલગ્ન છે એ તો સર્વાનુમતે કબુલ થયેલુંજ છે. એટલું છતાં બાળલગ્ન અટક્યાં નથી એ પણ જાણીતી વાત છે. બાળલગ્ન કરી સાસરે ન ગયેલી વિધવાઓને પણ પુનર્લગ્ન કરવા પ્રતિબંધ

માણસને વાસ્તે દયા, પુત્રી પ્રતિ પ્રેમ વિગેરે તે અવસરે માબાપના અંતઃકરણના કયા અંતરપટમાં સંતાઈ જાય છે–? લોકાપવાદનો ભય તુચ્છ ગણી, પુનર્લગ્નની પહેલ કરી, નિરાધાર બાળકીઓને જુલમ અને અનીતિમાંથી બચાવી પ્રજાનો ઉત્કર્ષ સહેલો થઇ પડે એમ કરવું સારૂં? કે કાળાનુસારી બાંધવા પડેલા પુરાતન કાળના નિયમોને એક બ્હીકણની માફક તાબે થઇ, વિધવા–છોકરીપર નિરંકુશપણે અંકુશ વાપરી, અનીતિના અખાડા કરી પ્રજાની પ્રતિલોમ ( retrograde ) ગતિમાં ભાગ લેવો એ સારૂં ?! એ બાબતનો વિચાર સુજ્ઞ વાચક ! હું તનેજ સોંપીશ. સાસરે ગયેલી પુખ્ત ઉમ્મરની સ્ત્રીને જો દુર્દૈવે વૈધવ્ય આવ્યું તો તેમાં બાળલગ્નનો દોષ કેટલેક અંશે નથી એ સત્ય છે. છતાં એટલું તો કહેવુંજ જોઇએ કે જો લગ્ન પ્રેમ ને મૈત્રીભાવ જોઇનેજ કરવામાં આવતાં હોય તો વિધવા સ્ત્રીપર જે દાબ હાલ રાખવો પડે છે તેની જરૂર રહે નહીં. પુનર્લગ્નનો પ્રચાર હોવા છતાં પણ કોઇકજ દુઃખી સ્ત્રી પુનર્લગ્ન કરશે, કારણ મૃત પતિનો પ્રેમ ને મૈત્રી પુનર્લગ્ન અને અનીતિ ઉભયને અટકાવવા સમર્થ છે. લગ્ન સમયે આ બે તત્વોને વિસારે મુકવાથી દરેક રીતનો વિધવાપર મૂકાતો અંકુશ ને બાહ્યસંસ્કાર–ભિય બીરૂપણું અને વ્હેમીનાં અગૂઢ ચિન્હો છે. તે અનીતિના ખાડામાંથી દુઃખી સ્ત્રીને બચાવવા અસમર્થ નીવડે છે. કોઇક વાર બાપનો બહુ સખ્ત હોય તો અનીતિથી વિધવા દૂર રહી શકે છે, પણ એટલું તો સિદ્ધજ છે કે ગમે તે પ્રકારના જૂલમ વા બાહ્યસંસ્કારો દૂષિત મનને સુધારી શકતા નથી. જો દૂષિત મનને અનીતિ કહેવામાં બાધ ન હોય તો આ અનીતિ ચાલે છે, કોઇપણ રીતે અટકી નથી, એમ કહેવામાં અતિશયોક્તિદોષ આવે નહીં. અનીતિ અટકવા ઉપરાંત પૂર્વોક્ત રીતે લગ્ન કરવાથી વિધવાઓને કોઇપણ રીતના દાબની જરૂર ન રહેવાથી કાંઇક સ્વાતંત્ર્ય મળશે. મૃત પતિનો પ્રેમ સંભારતી એ સ્વાતંત્ર્યનો દુરૂપયોગ કર્યા વગર ... ઉપયોગી કાર્યમાં પોતાને યોજશે. એક યોગ્ય લગ્નથી પ્રજાને કેટલો ફાયદો થશે ? હાલ ભરતખંડની આર્યાનું વૈધવ્ય તે હિન્દુસ્તાનનુંજ વૈધવ્ય છે એમ કહી શકાય કે નહીં ! આ વીગેરે બાબતોપર વાંચનારને વિચાર કરવા યથેષ્ટ વિષય આ લખાણ પરથી મળશે.

વામનરાવ પ્રાણગોવિંદ પરેલ ( બી. એ. )



## સ્ત્રીઓની ફરજ.

( સૌ. જમનાબાઈ નગીનદાસ સક્કર્નું ભાષણ. )

વ્હીંદી બ્હેનો સમક્ષ આજે એક વિષય રજુ કરતાં ઘણો આનંદ પ્રાપ્ત થાય છે. કોઈ સવાલ કરે કે દેશની સ્થિતિનો અભ્યાસ એટલે કે જાણવું ને સ્ત્રીઓને શું કામ જોઇએ ? પણ દરેક પુરૂષ અને સ્ત્રી જાતિએ કદિ ભૂલી નહીં જવું જોઇએ કે દેશના મહાન પુરૂષો જેવાં કે દેશભક્ત આ હિંદના માન્યવર દાદાભાઇ મરહુમ જસ્ટીસ રાનાડે અને હાલમાં સ્ત્રી કેળવણીનો મજબુત પોકાર કરનાર આપણા હિંદના વીર પુરૂષો કહે છે કે સ્ત્રીજાતિ જો ઉત્તમ ગુણની કેળવણીમાં ખાસ કેળવાયેલી હશે તોજ તે પોતાની પ્રજાને ગર્ભમાંથી ઉત્તમ શિક્ષણ આપી શકશે. આવી ઉત્તમ પ્રજાથી બસ્ચક વસેલો મુલક

તેને દેશ કહેવામાં આવે છે. સ્ત્રી વગર પ્રજાની ઉત્પત્તિ નથી, પ્રજા વગર સમુહ નથી, અને સમુહ વગર દેશ નથી; એટલા માટે સ્ત્રી એ દેશ અને પ્રજાની ઉત્પત્તિનું "બીજ" છે.

બ્હેનો ! અભ્યાસ અને કેળવણી વગર આપણી અને આપણા દેશની સ્થિતિનું ધોરણ કેવું છે તે બીલકુલ સમજી શકાય તેમ નથી, અને જ્યાં સુધી સ્ત્રીવર્ગ પોતાના દેશની સ્થિતિથી અજ્ઞાન છે ત્યાંસુધી દેશની અને પ્રજાની સ્થિતિમાં સુધારો કરવાના ઉપાયોની યોજના સફળ થાય તેની પૂર્વે યોગ્ય વિચાર કરવાની ખાસ જરૂર હોય એમ મ્હારૂં માનવું છે. આ પ્રસંગે ખાસ કહેવાની જરૂર પડે છે કે દેશની સ્થિતિ સુધારવાનો પ્રથમ ઇલાજ સ્ત્રીજાતિમાં વ્યાપેલો અજ્ઞાનતાનો અંધકાર દૂર કરી તેઓને ઉત્તમ શિક્ષણ વડે કેળવવાની જરૂર છે. સત્ય, દયા, ધર્મ અને વિદ્યા વિવેકના બીજની કેળવણીવાળી સ્ત્રીજાતિ દેશમાં ઉત્પન્ન થતી પોતાની પ્રજાના હ્રદય દેશની સ્થિતિ સુધારવામાં વિવેકથી ભરપુર બનાવશે–ઉત્તમ ગુણવાળી પ્રજાથી વસેલા દેશની સ્થિતિ ઉત્તમ પ્રકારની ગણાય છે. અને તે સત્ય છે. દેશની પ્રજાના સુખદુઃખની સ્થિતિના અનુભવથી પ્રજાનું રક્ષણ કરનાર રાજ્યકર્તાની કીર્તિના ઉત્તમ ગુણો પ્રજાના હ્રદયમાં નિરંતર કોતરાઈ રહે છે. દેશની સ્થિતિનો આધાર રાજાપ્રજાના કર્ત્તવ્ય ઉપર રહેલો છે. ઉત્તમ કર્ત્તવ્યથી રાજ્ય ચલાવનાર રાજાની પ્રજા પોતાના દેશમાં ભાગ્યશાળી સ્થિતિ ભોગવે છે. બુદ્ધિશાળી, ધર્મિષ્ટ અને દયાવાન પ્રજાથી વસેલા મુલકનું રાજ્ય ચલાવનાર રાજાની કીર્તિ સર્વ સ્થળે પવિત્રતાથી પથરાયેલી રહે છે.—પ્રજાને ઉત્પન્ન કરનાર માતાએ એવી પ્રકારની કેળવણી લેવી જોઇએ કે બાલ્યાવસ્થામાં પોતાનાં બાળબચ્ચાંઓને સત્ય, ધર્મ, નીતિ અને વિવેકનું શિક્ષણ આપી શકે. કારણ કે સુપાત્ર અને સદ્‌ગુણી પ્રજાને ઉત્પન્ન કરી દેશ, પ્રજા અને રાજ્યની સ્થિતિ સુધારક એક દેવી ગણો કે સ્ત્રીજાતિ ગણો–ફક્ત એક માતા તે માતા જ છે.

આપણ સ્ત્રીજાતિએ આપણી અને આપણા દેશની સ્થિતિ સુધારવા આપણી પ્રજાનું ઉત્તમ રક્ષણ કરવું જોઇએ. દુનિયામાં આપણું સારૂં વર્તન જોઇએ; પૂર્વે થઈ ગયેલી પવિત્ર સ્ત્રીઓ–સીતા, દ્રૌપદી, તારામતી, અનસુયા જેવું સ્ત્રીપણું જોઇએ.–કારણ કે સ્ત્રીજાતિના ઉત્તમ કર્ત્તવ્ય ઉપર જ દેશ અને પ્રજા ઉન્નતિનો આધાર રહેલો છે.

જે દેશમાં પુરૂષજાતિ પોતાના ઘરમાં સ્ત્રીજાતિને એક ગુલામડી તરીકે વારંવાર તિરસ્કાર કરે, તેણીને ઉત્તમ કેળવણી નહીં આપતાં કહે છે કે ભણવા ગણવાથી વંઠી જાય છે, આવો અજ્ઞાન વર્ગ દેશમાં હજુ પુષ્કળ છે ત્યાંસુધી દેશ અને પ્રજાની સ્થિતિ સુધારતાં વિલંબ છે.

જે દેશમાં સ્ત્રીપુરૂષો પોતાની કોમમાં, પોતાના સગાસંબંધિઓ, વડીલો અને પોતાના ધર્મમાં ક્લેશ કુસંપ અને અદેખાઇનાં કડવાં બીજની વાવણી કરી અસંતોષ અને અઘટિત વર્તનમાં જીવન ગુજારે, તે દેશ અને પ્રજાની સ્થિતિ ક્યારે ભાગ્યશાળી થાય ?

જે દેશમાં સ્ત્રીઓ પોતાની અજ્ઞાનતાએ પોતાના પ્રભુસ્વરૂપ પતિને તિરસ્કારયુક્ત ધિક્કારતાં શીખે, જેમ આવે તેમ નઠોર અને કઠોર વાણીએ પોતાના સ્વાર્થ માટે નિત્ય કટુ શબ્દોના પ્રહારથી પજવતાં શીખે અને પોતાના સ્ત્રી–ધર્મ વિરૂદ્ધ વર્તન શીખે, તે દેશ અને પ્રજાની સ્થિતિ સુખી ગણવી કે દુઃખી ગણવી ?

નાની ઉત્પન્ન થતી પ્રજાને બુદ્ધિશાળી ધર્મીષ્ટ ગુણવાન બનાવે છે, તે દેશનું જીવન. રાજા પ્રજા સર્વને ઉત્તમ ફળદાતા ગણાય છે.

ઇશ્વરે આપણને આ દુનિયામાં જે જન્મ આપ્યો છે તે ફક્ત આપણો ધર્મ-ફરજ અદા કરવાનેજ છે. પોતાના આચાર વિચાર અને વર્તનમાં દૃઢ રહી સત્યમાં જ પ્રવર્ત થવું જોઇએ. આવી શક્તિનું શિક્ષણ લેનારી પ્રજાની સ્થિતિ ઘણી ઉત્તમ પ્રકારની નીવડે છે.

જે દેશમાં ધુર્ત્ત, ઠગ અને અનાચારના અખાડા ઉત્પન્ન થતા હોય, કુકર્મ વડે લોકોને અત્યંત ત્રાસ આપતાં હોય, દેશની પ્રજામાં દ્વેષબુદ્ધિએ અરસપરસ કલેશ કુસંપ ઉપજે તેવા અસત્ય અને કલ્પિત વિચારો ઉત્પન્ન કરે, ઘાતકી કામો કરી રાજાપ્રજાની ઐક્યતામાં અસંતોષ ફેલાવે,તેવાં દુષ્ટ પ્રાણીઓને શિક્ષણથી અથવા તો શિક્ષાથી તેની ભ્રમિત બુદ્ધિમાં સુધારો કરવો તે રાજા તથા પ્રજાની ઉત્તમ ફરજ છે.

" શ્રીકૃષ્ણની અમૃતવાણી " ભગવદ્‌ગીતા શું કહે છે !

જેમાં પ્રાણી માત્રની સ્થિતિ-સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવા અમૃતથી ભરેલા શબ્દોના ચરણ તે પરમાત્મા " શ્રીકૃષ્ણની હૃદયવાણી " છે—જેમાં દેશ અને મનુષ્ય પ્રાણીઓની થતી અધોગતી અટકાવવા ઉત્તમ બોધના પ્રવાહથી ચાલતા ઝરાનું મધુર વારી છે, અને જેમાં આ દુનિયામાં જન્મ લેનાર પ્રાણીઓને પોતાનો ધર્મ અને નીતિનો ઉત્તમ પંથ પકડી સત્ય રસ્તો ગ્રહણ કરવા પવિત્ર સાધનોની આજ્ઞા સોંપેલી છે, તે કહે છે કે કર્મ કર, કર્મ કર, પણ એવું કર્મ કર કે કોઇપણ પ્રાણીને ક્લેશ પણ હાની કે દુ:ખકર્ત્તા ન થવાય. સત્કર્મથી આત્માને ઓળખતાં શીખી, સત્ય, દયા, ક્ષમા, ધિરજ અને વિવેક રીતિનીતિના પગથીઆં પકડ.

દુનિયામાં ઉત્તમ પુરૂષાર્થવડે શ્રેષ્ટ પુરૂષોની પંક્તિમાં બેસવાનું અભિમાન ધર. ફળપ્રાપ્તીની આશાએ કરવા ધારેલું કર્મ કદિ સંપૂર્ણ થાય એ અમાન્ય છે. અજ્ઞાનતા એ સ્વાર્થની અભિમાની મધુરી મોરલીના નાદમાં લીન થનારી પ્રજા પોતાનો કે પોતાના દેશનો ઉદય કરી શકે તે માન્ય કરવાં પહેલાં સત્યનું ધોરણ શોધવાની જરૂર છે.

શ્રીકૃષ્ણ પરમાત્માની અમૃતવાણીમાં સમાયેલું ઉત્તમ રહસ્ય અધિકારી વર્ગ સિવાય સમજવાનો પરિશ્રમ કરનાર અંદર સમાયેલી પવિત્ર અને ઉત્તમ ભાવનાનો, અર્થને બદલે અનર્થ કરે તે કેવળ તેની અજ્ઞાનતાનું જ પરિણામ ગણાય. જે અકલિત પરમ સ્વરૂપ પરમાત્માની વાણી મુમુક્ષુને પરમપદ પ્રાપ્તી કરવા આ સંસારના સત્ય સુખ ભોગવવામાં પવિત્ર સાધન છે. પવિત્ર કુરાન, બાઇબલ, પાક ખોરદેહ અવસતા, ગીતા એ સૃષ્ટીકર્ત્તા મહાન પરમાત્માના દુનિયાના દરેક પ્રાણીઓને પવિત્ર રસ્તે ચડાવવાનાં ઉત્તમ સાધનો છે.

બ્હેનો, અંતે દરેકના ધર્મનું સ્વરૂપ એકજ છે, પણ ભિન્ન ભિન્ન મતો અને આપણી અજ્ઞાનતાથી આપણને આપણા ધર્મનાં સ્વરૂપ જુદાં જુદાં ભાસે છે. દુનિયામાં ઉત્તમ મનુષ્યદેહ ધારણ કરી, પોતાની પવિત્ર ફરજો અદા કરવાની રીતિનીતિનું શિક્ષણ લેવું તેજ આ જીવનનું ઉત્તમ સાર્થક છે. આપણી ઉછરતી પ્રજાનું તેમની બાલ્યાવસ્થામાં રક્ષણ કરી તેમને ધર્મ અને રીતિનીતિના વિવેકી માર્ગ બતાવવા તે આપણ સ્ત્રી જાતિની ખાસ ફરજ સમજવાની છે. આવી ઉત્તમ ફરજ સમજનાર સ્ત્રીઓની પંક્તિમાં વિશેષ વધારો કરવા દેશની હીંદી બ્હેનો સમક્ષ સ્ત્રીઓ મારફતે ઉત્તમ બોધની ઘણી જ જરૂર ધારવામાં આવે છે.

જ્યાંસુધી ધર્માચાર્યો, ગુરૂઓ, ધર્મરક્ષાની ધ્વજા પકડનારા પૂજ્ય મહાત્માઓ, પોતાના સત્ય વર્તનથી ઉપદેશક બની પ્રજાવર્ગમાં સત્ય, દયા, ધર્મ અને નીતિનો બોધ કરવા " અશક્ત " છે, ત્યાંસુધી તેઓ પોતાની તેમજ પોતાના શિષ્યો એટલે કે પ્રજાની સ્થિતિ સુધારી દેશની સ્થિતિમાં સુધારો કરે તે મિથ્યા સમજાય છે. સ્વાર્થી લોભમાં ગ્રહણ કીધેલી મોજશોખની સ્થિતિ બન્ને પક્ષને આ સાંસારના કાર્યમાં ( કર્મમાં ) પોતાની ફરજ બજાવવામાં વિઘ્નકર્તા છે.

સ્ત્રીઓમાં આચારવિચાર વિવેક અને સ્ત્રીધર્મ રીતિનીતિનો બોધ કરવો તે ભવિષ્યમાં દેશની તેમજ પ્રજાની સ્થિતિ સુધારવાનું ઉત્તમ પગલું મનાય છે. ઉછરતી વયના સુજાન પુત્રોને સત્ય, દયા, ધર્મ વગેરે પોતાની પવિત્ર ફરજ બજાવતાં શીખે એવું ઉત્તમ શિક્ષણ આપવાની પ્રથમ માતાની ફરજ કોઈપણ સ્ત્રીએ ભૂલી નહિં જતાં ચોક્કસ બજાવવાની જરૂર છે.

આવા ઉત્તમ પ્રસંગ મળવાથી આપણ હિંદી સ્ત્રીઓને જાણવાનું અને આપણી ફરજ બજાવતાં શીખવાનું ઘણું મળી શકે તેમ છે. બ્હેનો, પ્રથમ તો આપણે એટલાં બધાં અજ્ઞાન છીએ કે આપણે આપણો પોતાનો ઇતિહાસ એટલે કે આપણી જીંદગીમાં આપણે તેમજ આપણા વડીલોએ કીધેલા કામને જાણવાની દરકાર કરતાં નથી તો પછી આપણે આપણા દેશની સ્થિતિનો ઇતિહાસ ક્યાંથી જાણી શકીએ ? આ આપણી કેટલી અજ્ઞાનતા કહેવાય ? મ્હારી હિંદુ બ્હેનો " કૃષ્ણવાણી, મહાભારત, રામાયણ " વગેરેનો ઇતિહાસ તો કાંઈક જાણીની જ હશે. મ્હારી મુસલમીન અને પારસી બ્હેનો પણ પોતાના ધર્મ ગ્રંથોમાંના મહાત્માઓના ઇતિહાસ સારી રીતે જાણતી હશે. જે હિંદુસ્થાનનું રાજ્ય પૂર્વે પરાક્રમી દયાળુ ધર્મમૂર્તિ રાજા રામ ચલાવતા હતા, જે ભારતવર્ષનું રાજ્ય પાંડુ, યુધિષ્ઠિર, હરિશ્ચંદ્ર, ભોજ વિક્રમાદિત્ય જેવા સત્યવાન અને ધર્મિષ્ટ રાજાઓ ચલાવતા હતા, અને જે હિંદુસ્થાનનું રાજ્ય થોડાં વર્ષ અગાઉ અકબર જેવા મહાન પાદશાહો ચલાવતા હતા, તેજ હિંદુસ્થાનનું રાજ્ય હાલ કુશળ રાજ્યકર્તા નામદાર બ્રિટિશ સરકારની પવિત્ર છાયામાં ચાલે છે.—આ પ્રસંગે આપણે એક દયાળુ મૂર્તિ કે જે આ હિંદુસ્થાન ઉપર પ્રથમ સત્તા ચલાવી પરમ સુખ આપનાર આપણુ સ્ત્રીજાતિ, આખા હિંદની લક્ષ્મીદેવી, દયાળુ માતા મરહુમ મહારાણી વિક્ટોરિઆ, જેના પવિત્ર ગુણના રક્ષણથી આખી હિંદી પ્રજા આભારમાં દબાયેલી છે, જેના નામનું સ્મરણ આ હિંદી પ્રજાના હૃદયમાંથી કદી વિસરે તેમ નથી,—નામદાર દયાળુ સરકારની પવિત્ર છાયામાં વસનારી હિંદી પ્રજાની સ્થિતિ ભવિષ્યની સન્માર્ગસૂચક છે. અન્ય દેશોની પ્રજાના અમલ કરનાં માનવંત બ્રિટિશ સરકારનો અમલ આ હિંદી પ્રજાને મગરૂર કર્તા છે. હિંદી પ્રજાની સ્થિતિ સુધારવાના સાધનોની યોજના કરવામાં કદાચ ભિન્ન ભિન્ન મતો દેખાય પણ આખરે રાજા પોતાની પ્રજાને પુત્રવત્ ગણી દેશ અને પ્રજાની સ્થિતિ સુધારવા ઉત્તમ લક્ષ આપે છે.—પોતાના અમલમાં ઉછરતી પ્રજાનું રક્ષણ કરી દેશ અને પ્રજાની ખેદ સ્થિતિમાં યોગ્ય સુધારો કરવો કર્તવ્ય અમલદારની રાજ્ય પ્રત્યેની અમુલ્ય ફરજ ગણાયેલી છે.

દેશની પ્રજાએ અમલને યોગ્ય માન આપી પોતાનું શુભ કર્તવ્ય કરવું તે પોતાની ઉત્તમ ફરજ સમજવાની છે. રાજાપ્રજાની ઐક્યતાથી વસેલા દેશનું જીવન ઉત્તમ પ્રકારનું ગણાય છે.

" આપણી સાંસારિક સ્થિતિમાં સુધારો કર્યા શિવાય દેશ અને પ્રજાની સ્થિતિ કેમ સુધરે ? "

પ્રથમ દેશ અને પ્રજાની સ્થિતિ સુધારવામાં આપણા સાંસારિક રીતરિવાજોમાં યોગ્ય સુધારો કરવાની ઘણી અગત્ય છે. જ્યાં સુધી દરેક કોમ પોતાની સાંસારિક સ્થિતિમાં સુધારો કરવા હજુ બેદરકાર છે ત્યાં સુધી બીજા કોઇપણ પ્રકારની દેશ અને પ્રજાની સ્થિતિમાં કરવામાં આવતી આપણી સુધારાની યોજનાઓ નિષ્ફળ જેવી લાગે છે. પુરૂષ વર્ગ સંસારસુધારાને માટે (પોતપોતાની કોમને રૂચતી અને પ્રસંગને અનુસરતી) જે યોજનાઓ ઘડે તેને આપણ સ્ત્રીજાતિએ ખરા દિલથી સંમતિ આપવી તે પોતાની ખાસ ફરજ સમજવાની છે.–સ્ત્રી અને પુરૂષ એ બંને પક્ષથી ચાલતો વ્યવહાર તેને સંસાર કહેવામાં આવે છે. સ્ત્રીજાતિ કે જે સંસાર ચલાવવાનું મુખ્ય સાધન છે તેજ જો બેદરકાર બની પોતાના સ્ત્રી–ધર્મથી વિરૂદ્ધ વર્તન રાખે તો પોતાનો સંસાર કે જે ગૃહસ્થાશ્રમ તે કેમ સુધારી શકે ? કેવાં વર્તનથી આપણો સંસાર ચલાવવો તે દરેક પ્રાણીએ કાળજી રાખવાની જરૂર છે. તેમાં ખાસ કરીને આપણ સ્ત્રીજાતિએ સંસાર ચલાવવામાં વિશેષ લક્ષ આપવાની જરૂર છે.

"બાળલગ્નથી દેશ અને પ્રજાની સ્થિતિ કેવી છે" !

કોઈ એવા સંજોગથી આપણા દેશમાં ઘણાં વર્ષ થયાં બાળલગ્નનો પ્રચાર વિશેષ જોવામાં આવે છે. દિવસે દિવસે કેળવણીના વધારા સાથે આપણી ઘણીખરી કોમ આવા બાળલગ્નથી ભવિષ્યમાં ગેરફાયદાઓ સમજી યોગ્ય ઉમર થતાં પોતાની પ્રજાને લગ્ન જેવી પવિત્ર ગાંઠથી સંયોગ કરે છે, કે જેના ઉપર ભવિષ્યમાં દેશનો પ્રજાનો અને પોતાના સંસારના સુખનો મૂળ આધાર રહેલો છે. હિંદી પ્રજાને તેમાં ખાસ કરીને હિંદુ પ્રજાને પોતાની કોમને બાળલગ્નનું લાગેલું નામ બીલકુલ પસંદ કરવા યોગ્ય નથી. અજ્ઞાન બાળક બાળકીઓના સંસાર ચલાવવાને વડીલ માબાપો પોતાના સ્વાર્થી લ્હાવા માણવાના બે ઘડીના સુખને માટે લગ્ન કરે છે. ખરૂં જોતાં બાળકોની અજ્ઞાન સ્થિતિમાં આવાં લગ્ન કરવાં તે આપણા જીવવાળા નિર્દોષ બાળક રૂપે રમકડાંઓ સાથે રમવાની આપણી બે ઘડીના હર્ષના રમતગમતથી ભવિષ્યની પ્રજાની જીંદગીના આપણેજ ઘાતક બનીએ છીએ. પ્રજાની જીંદગી ટુંકી કરી આપણી સાંસારિક સ્થિતિ બગાડવામાં આપણેજ સાધનભૂત ગણાઇએ છીએ. માતપિતાની ફરજ પોતાનાં પુત્રને યોગ્ય ઉમરની હદે એટલે કે વીશ કે બાવીશ વર્ષ પછી અને પુત્રીને ચૌદથી સોળ વર્ષની યોગ્ય ઉમરે લગ્ન કરવાં તેજ દેશ અને પ્રજાની સ્થિતિમાં સુધારાનું શુભ પગલું છે.

જો દેશની પ્રજાને દૃઢ, બુદ્ધિશાળી, પરાક્રમી, ધર્મિષ્ટ અને સત્યવાન બનાવવાની ઇચ્છા હોય તો પોતાની ઉત્પન્ન થતી પ્રજાને પ્રથમથી ઉત્તમ શિક્ષણની કેળવણી આપી યોગ્ય ઉમરે લગ્ન કરી પોતાની પવિત્ર ફરજ અદા કરતાં શીખવવું જોઇએ. વાતો કરવામાં કે કોઇને ઉપદેશ કરવામાં આપણી ફરજ કાંઇ અદા થઇ શકતી નથી. પણ પોતે જાતે દરેકે તે પ્રમાણે વર્તવાની ખાસ જરૂર છે. આપણી સાંસારિક, ધાર્મિક, રાજકીય–બુદ્ધિ, શૌર્ય, હીંમત, મહેનત અને ઉદ્યોગ દરેક પ્રકારની સ્થિતિ બગડવાનું કારણ આ દેશમાં વાવેલું બાળલગ્નનું કડવું "બીજ" જ છે. આ કડવું બીજ આપણી દરેક પ્રકારની ઉન્નતિને પાછળ હઠાડનારૂં છે. બાળલગ્નના અટકાવ માટે નામદાર મહારાજા ગાયકવાડ સરકારે પોતાનાં રાજ્યની તેમજ દેશની પ્રજાના સુખ અર્થે બાંધેલો ધારો દેશની દરેક પ્રકારની

સ્થિતિમાં સુધારાનો સત્ય પ્રકાશ પાડે તેમ છે. આવો યોગ્ય ધારો કદાચ પ્રજાને ટુંક મુદત અયોગ્ય લાગશે પણ આખરે દેશ અને પ્રજાને ઉત્તમ ફળરૂપ કરશે.—બાળલગ્નથી પ્રજા આળસુ અને નિર્બળ બને છે. આવી આળસુ અને નિર્બળ પ્રજા દેશને મોટા બોજા રૂપ ગણાય છે. આવા બાળલગ્નની અટકાયત કરી દેશ અને પ્રજાની સ્થિતિમાં સુધારો કરવો તે આપણુ સ્ત્રીઓની ખાસ ફરજ છે.

લક્ષ્મીના સ્વરૂપ શોભતી એવી જે ગુણવાન સ્ત્રી. પ્રજાને ઉત્પન્ન કરી સદૈવ પોતાના પતિસંગે સ્નેહપૂર્વક ગૃહને શોભાવે છે તે સાક્ષાત્ લક્ષ્મીનો અંશ ગણાય છે. એવી સર્વસદ્ગુણસંપન્ન સદાચરણવાળી પવિત્ર સ્ત્રીથી પુરૂષને સર્વ પ્રકારની સુખસંપત્તિ પ્રાપ્ત થાય છે. આવી ઉત્તમ સ્ત્રીઓ પ્રગટ કરવાને મહાન પુરૂષોના વાક્યો એવા છે કે દેશોદયનું મૂળ સ્ત્રીકેળવણી છે. જ્યાં સુધી સ્ત્રીઓને અવિદ્યા રૂપી અંધકારમાં આથડવા દેશો ત્યાં સુધી કોઇ પણ કાળે તમો જેની ઇચ્છા કરી સુખી થવા ધારો છો તેમાં ફતેહ પામવાનું ઘણુંજ દૂર છે. કોઇ પણ દેશની જાહોજલાલી ત્યાંની સ્ત્રીકેળવણીને જ આભારી છે. માતા જો કેળવાયેલી હશે તોજ દેશની પ્રજા દૃઢ, બુદ્ધિશાળી, પરાક્રમી અને પરોપકારી થશે અને તેવી પ્રજાથીજ દેશની અને પ્રજાની સ્થિતિમાં સુધારો થવા સંભવ છે. અભ્યાસ અને જ્ઞાનથી સ્ત્રીઓ પોતાની ફરજ સમજી શકે તેમ છે. અવિદ્યાના અંધકારમાં સ્ત્રીઓને સબડવા દેવી તે પોતાની પ્રજાને હાનીકર્તા છે. પૂર્વના ઇતિહાસો વાંચતાં આપણને ભાન થાય છે કે અગાઉ આ દેશ સ્ત્રીઓના અપૂર્વ પરાક્રમોથીજ પોતાની ઉદયકળામાં પ્રસિદ્ધ હતો. આજે સ્ત્રીઓની દશા આવે છે. પ્રબળ પ્રજાને ઉત્પન્ન કરનાર સ્ત્રીજાતિ તે આજે દેશમાં નિર્બળ પ્રજાને ઉત્પન્ન કરનાર નીવડી છે. કેવી દયાજનક સ્થિતિ! આ બધું પરિણામ બાળલગ્નની બેડી છે. દુનિયામાં સ્ત્રીજાતિનો ધર્મ પ્રજા, પતિ અને કુળનું ઉત્તમ સંરક્ષણ કરી નીતિરીતિએ ગૃહસ્થાશ્રમ ચલાવવો. આપણા બાળકોની તંદુરસ્તી સુધારવા જાતિમહેનતની ઘણી જરૂર છે. બાળકો કુસંગ અને કુછંદમાં ન પડે તેવી તપાસ રાખવાની ફરજ માતાની છે. અવિવેકી, વ્યસની અને દુર્ગુણી પ્રજાને ધર્મ અને નીતિનું શિક્ષણ આપી સુધારવાની ખાસ જરૂર છે. પ્રજાની સ્થિતિમાં સુધારો કરવો તેજ દેશની સ્થિતિમાં સુધારો કર્યા બરોબર છે. સ્ત્રીજાતિએ પોતાના ઉત્તમ વર્તનની છાપ પ્રજાના હૃદયમાં પાડવી જોઇએ; કારણ કે પવિત્ર શિક્ષણવાળી પ્રજાથી વસેલો જે મુલક જે દેશ તેની સ્થિતિ ઘણી ભાગ્યવંત ગણાય છે.

બ્હેનો, આજે હવે આટલેથીજ વિરામ પામવા તમારી રજા માગું છું. બ્હેનો આપણ સ્ત્રીજાતિએ આપણા સ્ત્રી–ધર્મથી સંસારની અમુલ્ય ફરજો અદા કરવી તેજ સ્ત્રી જાતિનું ઉત્તમ ભૂષણ છે.

દેશમાં સ્ત્રીશિક્ષણ માટે વનિતાવિશ્રામ જેવી દેશોદયની સંસ્થાને સ્ત્રીપુરૂષોએ મદદ કરી ફરજ અદા કરવી જોઇએ.

દેશની વિધવા સ્ત્રીઓને ધર્મ અને પોતાની રીતિનીતિનું આ વનિતાવિશ્રામમાં ઉત્તમ શિક્ષણ આપવામાં આવે છે. આવા આશ્રમો દેશની સ્ત્રીઓમાં યોગ્ય સુધારો કરવાનાં સાધનો છે. આવાં સ્ત્રીમંડળોમાં આપણા અરસપરસના મેળાપથી સંપ અને સ્નેહની વૃદ્ધિ થાય છે. એક બીજાના સત્સંગથી આપણામાં ઉત્પન્ન થતી ભાવનાઓ પવિત્ર બને છે. આટલું બોલી આપ બ્હેનોના પધારવાથી હર્ષ પામી તમારો ઉપકાર માનું છું. શાંતિઃ

## પિતા.

(સ્રીલેખ.)

પિતા વ્હાલા, પિતા વ્હાલા, પિતા છો પ્રાણથી પ્યારા;
પિતાના આત્મની સ્તુતિ, કવિતામાં ઉતારૂં છું. ૧
ભળે મિત્રો ઘણા મ્હોટા, ભલે બન્ધુ ઘણા શાણા;
સગાં વ્હાલા ભલે સૌએ, મને તો તાત વ્હાલા છે. ૨
ઘણા પુત્રો ઘણી પુત્રી, ઘણા દાસો વળી પ્રેમી;
બધાયે સ્વાર્થને રૂવે, પિતાનો પ્રેમ ઉંચો છે. ૩
પિતાનાં પુણ્ય પરતાપે, પિતાની સુખમી દૃષ્ટે;
હસું છું હું રમું છું હું, સુખી થઇને જીવું છું હું. ૪
પિતા મમ સુખને માટે, અહોનિશે કરે ચિંતા;
પિતાના પ્રેમ ઔદાર્યે, સુખી સંસારમાં હું છું. ૫
પિતા વ્હાલા, પિતા વ્હાલા, તમે રેલો અમીધારા;
તમારી દિવ્ય શક્તિને, નમી આપે ઉભા રહીશું. ૬
હસાવો છો, રમાડો છો, ગ્રહી અંકે હુલાવો છો,
ઘણાંયે સુખ આલો છો, પિતા આભાર શેં ભુલું! ૭
નહિ ભુલું નહિ ભુલું, પિતા, આભાર નહિં ભુલું!
ભુલે તે સૌ મહાઘાતી, ભુલે તે સૌ મહાપાપી. ૮
પિતા વ્હાલા, પિતા વ્હાલા, તમોમાં રે મહાદેવા;
તમારી પ્રેમધારામાં, અલૌકિક સુખ વરસે છે. ૯
પિતા મ્હારૂં જીવનધન છે, પિતા મ્હારૂં સકળ સુખ છે,
પિતા વ્હાલા પ્રભુ મ્હારા, પ્રભુતાથી ભરેલા છો. ૧૦
પિતાના નામની માળા, પિતાની પ્રેમથી સેવા,
પિતાના સ્તોત્ર જીવ્હાગ્રે, પિતાને હું પ્રણમું છું. ૧૧
પિતાની પ્રેમ મુર્ત્તિને, પિતાના પ્રેમદૃષ્ટિને,
હૃદયમાં નિત્ય આરાધું, મહાસુખ એજ મ્હારૂં છે. ૧૨
પિતા માગો પિતા માગો, તમે માગો બધું આલું;
પિતાના સુખને માટે, ફકીરી વેશ ધારૂં હું. ૧૩
પિતા સુખે સુખી હું છું, પિતા દુઃખે દુઃખી હું છું,
પિતાની હુકમતો સર્વે, ઉઠાવ્યેથી સુખી હું છું. ૧૪
પિતા, તન, મન, ધને પૂજું, પિતા પ્રેમે બધું હારૂં;
પિતાનાં પાદમાં સરવે, જીવનનું સુખ ઢોળ્યું છે. ૧૫

પિતા હું અંધના ચક્ષુ, પિતા સુજ્ઞાન વિદ્યા સૌ;
પિતા ભક્તિ, પિતા મુક્તિ, પિતા દૈવત્ત મારૂં છે. ૧૬
પિતા વ્હાલા, પિતા વ્હાલા, અમીમય રેલજો ધારા,
તમારી સ્નેહધારામાં, અમારાં દુઃખ ફીટે છે. ૧૭
પિતાના પ્રેમપરસાદે, મળ્યાં છે વિશ્વનાં સુખો,
પિતાની પ્રેમવૃષ્ટિથી, જીવન જડ જ્યોત પ્રગટે છે. ૧૮
પિતાનાં પ્રેમની વિક્ષા, પિતાનાં સ્નેહની ભિક્ષા,
પિતાનાં પ્રેમ માંહિ હું, મહા મસ્તાન મ્હાલું છું. ૧૯
પિતા આ દેહના જ્યારે, ગયા સ્વરગે, તજી બાળે,
નબાપા કહિ બધા રૂવે, તથાપિ બાપવાળી હું. ૨૦
પિતા જાતાં રહ્યાં ઝુરી, રૂવે અહીં એકલી બાળી;
તમે તેને ગૃહિ અંકે, પિતાની ખોટ પુરી છે. ૨૧
તમે હોંશે હુલાવીને, તમે સૌ લાડ પુરીને,
નબાપાના થયાં બાળા, અમીમય સુખની ધારા. ૨૨
પિતા વ્હાલા, પિતા વ્હાલા, પિતા વ્હાલા પ્રભુ મ્હારા,
સદાને માટ ઋણી હું, તમારી રંક બાળા છું. ૨૩
પિતા પોતે મહા શક્તિ, રહ્યા છો વિશ્વમાં પ્રગટી;
પિતા પોતે પ્રકાસે છે, બીજાને તેજ આલે છે. ૨૪
પિતા પોતે મહા દેવી, પિતા છે સત્યની જ્યોતિ,
પિતા સતચિદ્ આનંદી, પિતામાં મોક્ષ મ્હારે છે. ૨૫
નહિં ભુલું નહિં ભુલું, પિતા આભાર નહિં ભુલું,
ભુલી જાજો તમે સૌએ, તનુના લક્ષ અપરાધો. ૨૬
પિતા તે માનવી રંક, કરે શું ? છે અસમર્થ;
પિતાના તો પિતા મ્હોટા, પ્રભુ છો પ્રાણથી પ્યારા. ૨૭
પિતા વ્હાલા ! પિતા વ્હાલા ! અમીમય રેલજો ધારા,
પ્રણમે પાદમાં બાળા, દઈ શાન્તિ પિતા ! રક્ષો. ૨૮
દિયો કાન્તિ, ટળે ભ્રાન્તિ, સ્વધર્મે જ્ઞાનમય શાન્તિ;
શ્રીૐ શાન્તિ, શ્રીૐ શાન્તિ, પિતા ચરણાંમ્બુજે શાન્તિ. ૨૯

મિસિસ વિજયા. એચ. વિ. ત્રિવેદી.

## સ્વપ્ન.

### ( એક હુંક સ્કેચ )

ઇશ્વરની સ્હેજ અવકૃપાને પાત્ર-અથવા સત્ય શબ્દોમાં બોલતાં, નિદ્રાદેવીની પુરી અવકૃપાને પાત્ર, ઠરેલી હું રાત્રે ઘણી મોડી નિદ્રાવશ થાઉં છું. પરન્તુ એ ગેરલાભ એક લાભના રૂપમાં ફેરવાઇ જાય છે, ને મ્હને રાત્રીના શાન્ત સ્વસ્થ સમયમાં વિચાર કરવા ઘણો અવકાશ મળે છે. હાલ બાર મહિનાઓમાં હું બારસો શહેર ફરી અને મ્હને દરેક ઠેકાણે એકજ વાત ચર્ચાતી સાંભળી હદ બ્હાર કંટાળો ને ત્રાસ આવ્યો. જ્યાં જાઉં ત્યાં એનીએ ફરિયાદ કે અનીતિ હાલ ઘણી વધતી જાય છે. કોઈ પણ સ્થાન એ રોગથી અળગું નથી. એક કૃષ્ણપક્ષની અંધારી રાતરે એકલાં સુતાં સુતાં હું એ વિચારે ઘણી મ્હડી ગઇ ને એક પરથી બીજા વિચાર એમ અનેક તર્કવિતર્ક ઉડવા લાગ્યા. અનીતિ વધી પણ ત્હેમાં દોષ કોનો, સ્ત્રીનો કે પુરૂષનો ? એ વિચારે કંઇક અજાયબ રીતે મ્હારૂં મગજ ઘેર્યું. પુરૂષો દોષ સ્ત્રીનો કહાડે છે; ત્હેમને નિંદે છે, ત્હેમના રૂપને અપવાદ દે છે; ત્હેમને ઉડતાં પક્ષી પાડવાની ઉપમા આપે છે; ત્હેમનાં હાવભાવને અપરાધી ઠરાવે છે;ને સ્ત્રીઓને પુરૂષોના દોષ કહાડતાં સાંભળી નથી. ત્યારે શું દુરાચારીનું મૂળ સ્ત્રી છે ? મ્હારૂં મન અતિ અસ્વસ્થ બન્યું. હું કાંઇ આ દુનિયામાંથી ઉડતી. મ્હને બાસીને,થોડીવારમાં મ્હેં મ્હારૂં સ્વાભાવિક જ્ઞાન ને જાગૃત દશા ખોઈ. નિદ્રા અથવા સ્વપ્નદશા પ્રાપ્ત કરીને એક વિચિત્ર સ્વપ્ન મ્હને જણાયું.

સ્હવારના પાંચ વાગ્યાનો વખત છે, પખીઓ માળામાં જ હજી કલ્લોલ કરી રહ્યાં છે, સુર્યનારાયણ પોતાના આગમનની ખબર આપવાના દૂત રૂપ પોતાનાં ઝાંખાં કિરણો બ્હાર મોકલી રહ્યા છે. તેવે શાન્ત સમયે એક ગામની ફરતા કિલ્લાના મુખ્ય દરવાજા પાસે પથ્થર પર ઓશીકું કરી હું સુતી હતી અને મળસ્કાની મીઠી નિંદ્રાનો અતિ આનંદિત સ્વાદ લેતી હતી, તેટલામાં દ્વારના અવાજે મ્હને જગાડી, ને મ્હેં એ સામાન્ય દેખાવની અતિ માયાળુ સ્ત્રીઓને દ્વાર ખોલતાં જોઈ. હું અજાયબીથી બેઠી થઈ. દ્વારપાળ પુરૂષોને બદલે સ્ત્રીઓ કેમ ? મ્હેં આળસ મરડી ઉભી થતાં પ્રશ્ન રૂપ દૃષ્ટિ ત્હેમના સામી નાંખી ને તે એ ચતુર ચપળા સમજી ગઇ. ' બ્હેન ! આ સ્થળ ને શહેર જગતનાં દરેક સ્થળ કરતાં જુદી તરેહનું છે.' તે એમાંથી એકે મીઠા અવાજે મ્હને કહેવા માંડયું. 'આ જગ્યા પ્રભુની પરમ કૃપાપાત્ર છે. નીતિદેવીનું સામ્રાજ્ય અહીં અપૂર્વ ચાલે છે. ને જે ફરીયાદ ત્હમે કરતાં હતાં તેથી અળગું આ સ્થાન ત્હમારી દૃષ્ટિ સ્હામું આવી ઉભું છે ' હું ગુંચવાઇ; પ્રથમ મ્હારી મૂઢ મતિએ દ્વારપાલિકાનું કહેલ કાંઇ ગ્રહણ ન કર્યું. પરન્તુ ધીરે ધીરે વિચાર કરતાં કંઇક ભેદ મ્હારી દૃષ્ટિ સ્હામે ખુલતો જણાયો ને મ્હેં પ્રશ્ન કર્યો.

" બ્હેનો ! ત્હમારૂં વૃત્તાન્ત હું લેશ સમજી છું પણ વિશેષ કૃપા કરી વિસ્તાર પૂર્વક કહો તો હું કંઈ સંતોષ પામું. " એમાંથી એક મ્હારી પાસે આવી મ્હને પથ્થર પર હાથ ઝાલી બેસાડી ને પોતે સાથે બેઠી અને હકીકત્ત શરૂ કરી.

" ત્હમે કાલે રાત્રે નીતિ અનીતિનો વિચાર કરતાં હતાં. ત્હેમાં મુખ્ય દોષ ત્હમને સ્ત્રીનો લાગ્યો. પરન્તુ વાસ્તવિક એ છે કે સ્ત્રીઓ કેવળ નિર્દોષ છે. એ હકીકત ત્હમને અ-

નુભવસિદ્ધ સાબીત છે.' હમારા ગામનાં કુંવરી પણ ત્હમારા જેવાંજ વિચિત્ર વિચારવાળાં હોવાથી એમણે વિચિત્ર રીતે સ્ત્રીઓનું નૈતિકબળ સાબીત કીધું છે.' પાંચ વર્ષ પહેલાં પિતા ગુજરતાં રાજ્યકારભાર પોતાના હાથમાં આવતાં ત્હેમણે એવી આજ્ઞા આખા ગામમાં ફેરવી કે હાલ સ્ત્રીઓ છે તે દશામાં પુરૂષોએ આવવું ને પુરૂષોએ સ્ત્રીઓ પેઠે લાજ મર્યાદા રાખીને ઓઝલ પડદામાં આવવું. કુમારીનો હુકમ કોઇ ઉલંઘી શક્યું નહીં. એ દિવસમાં રસ્તે રસ્તે અને ઘેરે ઘેર સ્ત્રીઓ ફરતી હતી અને પુરૂષો ઓઝલમાં દેખાવા લાગ્યા. પુરૂષોને ખાસ હુકમ વગર બ્હાર જવા દેવામાં આવતા નહિ, અને જે જાય તે પણ બુરખા નાંખી નીકળે. મહિના માસમાં કુમારીની ખાત્રી થવા માંડી કે ગામમાં નૈતિકબળ ઘણું પ્રસર્યું છે. સ્ત્રીઓ નીચે મુખે બ્હાર જાય છે અને આવે છે, બુરખાવાળા કે ઓઝલમાં ફરતા પુરૂષો રસ્તામાં મળે છે તોપણ ત્હેની લેશ દરકાર પણ નથી કરતી ને પુરૂષો પેંડ ચાહીને ગમે તે રીતે જોવા પ્રયાસ નથી કરતી–સ્ત્રીઓના નાબામાં, સ્ત્રીઓની સાત્વિક પ્રભામાં–પુરૂષો પણ દબાય છે ને નીચે મુખે આવ જા કરે છે, અને નૈતિક બળ વધારે છે. ધીરેધીરે આસ્થિતિમાં હમે ટેવાયામાં ને આજ પાંચ વર્ષમાં તો હમારૂં શહેર સાક્ષાત વૈકુંઠ જેવું થયું છે. અનીતિની લેશ છાયા,' એ વિચારનો પરછાયો પણ, હમારી હદમાં નથી; ને જો વધું ખાત્રી કરવી હોય તો ચાલો મ્હારી સાથે ગામમાં. આટલું બોલતાં તે ઊભા થઇ ને મ્હને પણ હાથ ઝાલી ઊભી કરી ને એ ગામનો વિચિત્ર દેખાવ જોવા હું દ્વારમાં દાખલ થતી હતી ત્યાં ટણણ ટણણ સાત ટકોરા મ્હારા કર્ણને અથડાયા ને હું ઝબકી બેઠી થઇ. સ્હવાર પડી ગઈ હતી. સ્વપ્ન નજર આગળથી ખસી ગયું હતું ને હું ત્હેનાજ વિચારમાં મૂઢ જેવી મ્હારી શય્યામાં બેઠેલી. મ્હેં વધુ વિચાર્યું ને મ્હને મ્હારા સ્વપ્નનું વૃતાન્ત સત્ય લાગ્યું. પુરૂષોજ અનીતિનું મૂળ છે. ત્હેમના નૈતિક બળની પુરતીથીજ શેહેરમાંને જગતમાં નીતિનું સામ્રાજ્ય સ્થપાય. સ્ત્રીઓના નૈતિક બળથી અવધી છે એમ મ્હારી ખાત્રી થઇ. તેઓ નિર્દોષ છે તેથીજ પુરૂષોની પેઠે સ્હામાનો દોષ કહાડી છુટતી નથી. નિર્દોષપણો પ્રભુ સાક્ષી છે. ત્હેને કશાનો ભય નથી ને એ અભયતાને લીધેજ તેઓ સર્વ વિનાબોલે સહે છે. સ્ત્રીઓના નૈતિક બળનો નિશ્ચય પુનઃ પુનઃ કરતી ત્હેમને મનમાં ધન્યવાદ આપતી હું શૈય્યામાંથી ઉઠી ને તાદશ સ્વપ્નને સંભારતી અન્ય કાર્યમાં ગુંથાઈ.

સૌ. સુમતિ.

## શાહજહાન બાદશાહની પુત્રીઓ.

### ( ઇંગ્રેજી ઉપરથી. )

સ્ત્રીઓએ દેશની હકુમતમાં ઘણે દરજ્જે ભાગ ભજવ્યો છે. અને તૈમુરના કુટુમ્બની સ્ત્રીઓ એમાં નહોતી એમ નહિ. જોધબાઇ, નૂરજહાન અને મુમતાઝમહાલ બેગમોએ પહેલા ત્રણ મોગલ શાહનશાહના રાજ્યમાં ઓછી સત્તા ચલાવી નથી. આજ પ્રમાણે ઔરંગઝેબ બાદશાહના વખતમાં શાહજહાંનની પુત્રીઓ સત્તા ચલાવવામાં પાછી હઠી નથી. શાહજહાંનને ત્રણ પુત્રીઓ હતી. આ ત્રણે બુદ્ધીમાં, ગુણમાં અને રૂપમાં સંપૂર્ણ હતી. મોટી પુત્રી જેનું નામ જહાનઆરા હતું તે સામાન્ય રીતે **બેગમ સાહેબ** અથવા **પાદશાહ બેગમ**ને નામે ઓળખાતી. આ શાહજાદી ચંચળ, આનંદી, ખુબસુરત, સ્નેહાળ, ઉદાર હતી અને ત્હેના પિતાનો ત્હેના ઉપર બહુ વ્હાલ હતો. આથી ન્હાની રોશનઆરા એટલી ખુબસુરત નહોતી પણ મ્હોટી બ્હેન કરતાં પક્કી અને કાવાદાવા કરવામાં પહોંચેલી હતી. આ બન્ને બ્હેનોમાં કાંઈ સરખાપણું નહોતું પરંતુ મ્હોટી પુત્રી બાદશાહ અને મ્હોટા કુંવરનો સ્વભાવ સરખો હતો, તેમજ ન્હાની કુંવરી અને ઔરંગઝેબનો સ્વભાવ સરખો હતો. આનુ પરિણામ એ થયું કે જાહાનઆરા બેગમ, શાહજહાંન અને દારાને ચહાતી, ત્યારે રોશનઆરા બેગમ ઔરંગઝેબને ચહાવા લાગી. શાહજાદી ખુદશીયા જે ગોહરઆરા નામે જાણીતી હતી તે સઉથી ન્હાની પુત્રી હતી. નમ્ર અને સરળ સ્વભાવની હોવાથી રાજકિય કાવાદાવા અને ભાંજગડથી દૂર રહેતી.

મોગલ બાદશાહોના નિયમ પ્રમાણે આ ત્રણે શાહજાદીઓ જન્મભર કુંવારી રહી હતી. મોગલ શાહનશાહતનો આ નિયમ એટલા માટે હતો કે ગમે તેટલી મ્હોટી પદવીવાળો પુરૂષ શાહજાદીને લાયક ગણાતો નહિ અને ઉમરાવોમાંથી કોઇ શાહનશાહી શાહજાદી સાથે પરણી હમેશને માટે પરતંત્રતા વહોરી લેવા તૈયાર થતું નહિ. આ કારણો ઉપરાંત કુંવારી રાખવાનાં રાજકિય કારણો પણ હતાં. મોગલ રાજ્યમાં ગાદી વારસ માટે અમુક નિયમો નક્કી થયેલા ન હોવાથી વખત છે ને જમાઇ રાજ્ય ઉપર હક ચલાવે એ બ્હીકથી કુંવરીઓને કુંવારી રાખવામાં આવતી. પરંતુ આરામ, મોજ અને કુંવારી જીંદગીમાં જીવન ગળાતુ હોવાથી ત્હેમને માટે કાંઈ કાંઈ વાતો, ટીકાઓ અને ચર્ચાઓ થતી.

પણ તે આક્ષેપો નીચલા કારણોથી ખોટા છેઃ—

(૧) એક વટલાઈ ગયેલી પોર્ટુગીઝ દાસી જે જનાનામાં હતી ત્હેને મ્હોએથી રોશનઆરાની વાત બર્નીયર નામના આવા આક્ષેપો મુકનાર અંગ્રેજ લેખકને કાને આવી હતી અને આ પાયાદાર વાત કહેવાય નહિ. (૨) જહાનઆરા સંબંધી જે વાત છે તે ખોટી છે એમ શાહજહાનના દરબારમાં રહેતા ઇટાલીયન વૈદ મૅન્યુસી કહે છે. (૩) શાહજહાનના સમયની તવારીખ લખનાર તરીખાન આ સંબંધી કાંઇ કહેતો નથી. (૪) ઔરંગઝેબ જેવો હુમાખી સ્વભાવવાળો માણસ આવું થવા દે એ માનવું અશક્ય છે. (૫) કીન, એલ્ફીન્સ્ટન અને બીજા ઇતિહાસકારો આ સંબંધી કાંઇ લખતા નથી. મોગલ રાજ્ય ઉપર સત્તાધારી હેવાલ લખનાર મી. સ્ટેનલી પુલ કહે છે કે " મમતાઝમહાલ બેગમના ગુજરી

જવા પછી શાહજહાનનો સર્વ પ્રેમ પોતાની મ્હોટી પુત્રી જહાનહારા ઉપર હતો અને આ પ્રેમ એટલો બધો હતો કે લોકો તેને માટે ભુંડું બોલતા હતા. મ્હારો આવો મત છે કે માત્ર બર્નિયરેજ આ બધી નાલેશી ફેલાવી છે અને નાહક મોગલ શાહજાદીઓની કીર્તિને કલંક લગાડયું છે.

આ ગમે તે હોય પણ એટલું તો ખરૂં કે જહાનહારા શાહજહાનની પ્રીતિપાત્ર કુંવરી હતી. મમતાઝમહાલના મૃત્યુ પછી ઝનાનામાં તેમજ દરબારમાં એનો વગવસીલો ઓછો નહોતો. બાદશાહ મારફત કામ કરાવવું હોય તો પ્રથમ તે વાત જહાનહારાને જણાવવીજ જોઇએ, એને ભેટ વગેરે મોકલવુંજ જોઇએ. આવી ભેટોથી જહાનહારાની ખાનગી મિલકતમાં ઘણો વધારો થયો. પ્રખ્યાત ફ્રેંચ મુસાફર અને ઝવેરી ટેવર્નીયર એક અમીર જેને સીંધનો સુબો બનાવવામાં આવ્યો હતો તે સબંધી એક વાત કહે છે. આ સુબાના જુલમ–લાંચ લેવાની ટેવ માટે લોકોએ ઉપરાઉપરી બાદશાહ આગળ ફરિયાદ કરી, પરંતુ ત્હેનું કાંઇ ફળ મળ્યું નહિ. આખરે આ સુબાને પાછો બોલાવી આથી વધારે સારી જગા અલાહબાદની સુબાગીરી આપી. આનું કારણ આમ હતું. સીંધમાં નીકળ્યા પહેલાં આ સુબાએ શાહજહાનને પચાસ હજાર અને જહાનહારાને વીસ હજાર મ્હોરો મોકલી હતી.

પોતાના પિતાના રક્ષણ માટે એટલી ઉત્સુક રહેતી કે બાદશાહના ખાણા ઉપર પોતે જાતે દેખરેખ રાખતી. રાજ્યના મ્હોટા કામમાં તે રોકાતી. દાખલા તરીકે ફતેહાબાદની લ્હડાઇ, જેમાં દારાની રાજ્ય મેળવવાની અને શાહજહાનની પાછી સત્તા મેળવાની સર્વ આશા નષ્ટ થઇ, તે લડાઇ પછી શાહજહાને જહાનહારાને ઔરંગઝેબને સ્હમજાવવા મોકલી. ઔરંગઝેબે પોતાના પુત્ર મહમદને રાજમહેલ ઉપર ઘેરો ઘાલવા મોકલ્યો હતો. આ ચિતુરી ઔરંગઝેબ જે કોઇનો પણ વિશ્વાસ ન કરતો તે પોતાના દુશ્મન તરફનો સંદેશો માને એ સંભવિત નહોતું. ઇ. સ. ૧૬૫૮ ની ૧૮ મી જુને મહમદે કિલ્લામાં પ્રવેશ કર્યો. આ સમયે ઘણી ખૂનામરકી થઇ હતી અને રાજમહેલ એક તુરંગ થઇ પડી. શાહજહાન આશરે આઠ વર્ષ સુધી બહાર નીકળી શક્યો નહિ. શાહજહાન ઉપર દેખરેખ રાખનાર ઔરંગઝેબનો પોતાનો માનીતો ગુલામ અકબરખાન હતો. અકબરખાનને કુલ અખત્યાર આપવામાં આવેલો હતો અને કિલ્લામાં ધાર્યું કરતો. આ કેદી સ્થિતિમાં, જેમાં ત્હેને બહુજ દુઃખ દેવામાં આવ્યું હતું, તે સ્થિતિમાં ત્હેને એકજ સંતોષ હતો, અને તે એ કે ત્હેની માનીતી વ્હાલી પુત્રી જહાનહારા ત્હેના દુઃખમાં ભાગ લેવા સાથે હતી. ત્હેને પુરતાં સાધન હતાં અને ધાર્યું હત તો બ્હાર રહીને સુખી જીંદગી ભોગવી શકત. પરંતુ ત્હેણે મોજશોખ કરતાં પિતા તરફના કર્તવ્યને વધારે ગણ્યું. તે તેને આશ્વાસન આપતી, તેની જરૂરીયાતો જોઇ ને સંતોષતી, અને ૧૬૬૬ ની ૨૩ મી જાન્યુઆરીએ જ્યારે શાહજહાન ગુજરી ગયો ત્યાં સુધી પિતાની તહેનાતમાં રહી. શાહજહાન ગુજરી ગયો અને ઔરંગઝેબના સુખનો કાંટો દૂર થયો.

શાહજાદા તરીકે નહિ પણ એક શાહનશાહ તરીકે ઔરંગઝેબ માટે એવું કહેવાય છે કે લગભગ પચાસ વર્ષના રાજ્ય દરમિયાન અપવાદ સિવાય એક પણ ઘાતકી કામ ત્હેણે કર્યું નથી. જો કે ત્હેની મ્હોટી બ્હેન ત્હેની કટ્ટી દુશ્મન હતી, છતાં શાહજહાનના

મૃત્યુ પછી હેને સ્વતંત્ર રીતે પૂર ભપકાથી રહેવા દીધી હતી. ઇ. સ. ૧૬૮૧ માં આ બ્હેન ૬૭ વર્ષની વયે કુમારી અવસ્થામાંજ પૂર્ણ સૌંદર્ય સાથે ગુજરી ગઇ. દીલ્હીમાં શહેર બહાર ૬૪ થાંભલાવાળી મસજીદના જાળીવાળા મકાનમાં એક સાંઇની કબર સામે એની કબર છે. શીલાલેખ ઉપર હેના છેલ્લા શબ્દો "મ્હારી આરામગાહ ઉપર કોઇ ભપકાબંધ ઘુમટ રાખવો નહિ" કોતર્યા છે. નમ્ર જગતના ક્ષણભંગુર આભૂષણ, શાહજ્હાનની પુત્રી અને પ્રભુપરાયણ શાહજાદીને માટે ઘાસનું ઢાંકણુંજ બસ છે.

ઉપર કહી ગયા છીએ કે રોશનહારા ઔરંગઝેબને ચહાતી હતી અને ભાઇઓ ભાઇઓની લડાઇના પ્રસંગે ઔરંગઝેબને મહેલની તમામ માહિતી આપતી. ઔરંગઝેબને એની મદદ અને મહેનતથી રાજ્ય મળ્યું એમ કહીયે તો ખોટું નથી. આ સંબંધી એને પડેલા શ્રમ માટે જેટલું કહીયે તેટલું ઓછું છે. શામગઢની લડાઇ પછી શાહજ્હાનને પોતાની સ્થિતિ નબળી લાગી અને ઘરમેળે સમાધાન કરવા યત્ન કર્યા. એક બાજુ દારાને સોના મહોર અને રૂપીઆથી ભરેલાં દશ ઉંટ, લડાઇના ખરચ માટે મોકલ્યાં અને દીલ્હી તરફ નાશી જઇ ત્યાંના સુબાની મદદ માગવા કહ્યું અને બીજી બાજુ હેના ઉદ્ધત છોકરાને તેની પાસે આવી માફી મેળવી હેના ઉપર કાબુ મેળવવા યત્ન કરવા લાગ્યો. આ ઉદ્દેશથી તે જેવો મહેલમાં દાખલ થાય કે તરતજ હેના ઉપર તુટી પડવા એકસો તાર્તર સ્ત્રીઓને રાખી. રોશનહારાએ ઔરંગઝેબને મદદ કરી. શાહજ્હાનની યુક્તિથી હેને જાણીતો કર્યો અને આ રીતે ઔરંગઝેબ બચ્યો.

કચ્છમાં આવેલા ધાંધરના એહમાની અને નિમકહરામ જીવનખાને દારાને પકડી દીલ્હી આણી દુશ્મનને સોંપ્યો, ત્યારે રોશનહારા ફરીને દેખાઈ હતી. કાઉંસીલ મળી અને તેમાં દારાને દેહાંત દંડની શિક્ષા કરવી કે ગ્વાલીયરના કિલ્લામાં જીવનપર્યન્ત કેદ રાખવો એ પ્રશ્ન ચર્ચાતો હતો. દારાનો જૂનો દુશ્મન દાનિશમંદખાન અને બીજા ઉમરાવો જન્મટીપની તરફેણમાં હતા. પણ શૈસ્તખાન અને રોશનહારા દેહાંત દંડ માટે એટલાં ઉત્સાહી હતાં કે રોશનહારાનીજ દલીલથી આખી કાઉંસીલ એની તરફ થઇ ગઈ. દારાએ નાશી જઇ, ધર્મનો ત્યાગ કરી અને કાફરોની સાથે રહી સર્વ હક્ક ખોયા છે. થોડાજ દિવસ ઉપર સાદાં કપડાંના લેબાશમાં ખરાબમાં ખરાબ હાથી ઉપર હેને આખા ગામમાં ફેરવવામાં આવ્યો હતો તે વખતે લોકોની લાગણી હેને માટે કેટલી હતી તે જાણતી હતી. આટલા માટે તે બોલી કે જો ઔરંગઝેબને પોતાની જીંદગી બચાવવી હોય, રાજ્ય સાચવવું હોય તો દારાને દેહાંત દંડની શિક્ષા કરવી. જો રોશનહારાનાં જ્ઞાનચક્ષુ ઉઘાડાં હત, જો અકબરના મહાન રાજ્ય ઉપર માત્ર પુતળી જેવા બાદશાહો થવાના છે એવી ખબર હોત, શીખ, મરાઠા અને નાદીરશાહ જેવા પરદેશીઓનો આ મહાન રાજ્ય ઉપર હુમલો કરવાના છે એ જાણતી હત તો હેને કેટલું દુઃખ થાત. ઔરંગાબાદ ઉપર શિવાજીનો હુમલો, શૈસ્તખાનનું ખૂન, મોગલ શહેનશાહતના મુખ્ય બંદર સુરત ઉપર ચ્હડાઇ રોશનહારાએ જોઈ હોવીજ જોઇએ. એ વખતે રાજ્ય માટે હક લાવનાર માટે મૃત્યુ અથવા જીવનપર્યન્ત કેદખાનું એ સિવાય બીજું કાંઈ નહોતું. એક ચુસ્ત મુસલમાન તરીકે ઔરંગઝેબ પોતાની બ્હેનની તરફ થયો અને ૧૬૫૯ ના નવેમ્બર માસની ૧૫ મી તારીખે દારાને ફાંશી દેવામાં આવી.

ઈ. સ. ૧૬૫૮ ની ૨૬ મી મેએ ભાઇ ભત્રિજાનાં ખુન કરી રાજ્યની લગામ હાથમાં લીધી. રોશનહારા રાજ્યમાં કર્તા હર્તા થઇ અને સીલ મહોર એની પાસે રહેવા લાગ્યાં. પરંતુ રોશનહારા માટે એટલો તો અણવિશ્વાસ હતો કે આ મહોરને એક કોથળીમાં રાખી એક બીજી સીલ કરીને પોતાની પાસે રાખતો. આટલી બધી સાવચેતી છતાં રોશનહારા પોતાની ખટપટમાં રહી હતી. ઇ. સ. ૧૬૬૪ માં ઔરંગઝેબ માંદો પડયો. આ મંદવાડથી પ્રથમ ત્હેની જીંદગી ભયમાં રહી અને પછીથી ત્હેને એટલો તો નબળો બનાવ્યો કે ત્હેનામાં બોલવાની શક્તિ રહી નહિ. આ અણધાર્યા બનાવથી ત્હેનું આખું રાજ્ય હળમળી ગયું. એવી હવા આવી કે જૂદા જૂદા પ્રાન્તના સુબાઓ લશ્કર લઇ દીલ્હી આવવા નિકળ્યા છે. પદભ્રષ્ટ થયેલા રાજાના મદદગારો ખટપટ કરી અકબરખાનને કેદખાનામાંથી બ્હાર કહાડવા તજવીજ કરવા લાગ્યા. મહેલમાં બે પક્ષ પડયા; એક પક્ષે ઔરંગઝેબના બીજા છોકરા મુઆઝીમને ગાદી લાવવા યત્ન કર્યો ત્યારે બીજા પક્ષે અકબરખાન માટે ફાંફાં માર્યાં. આ અંધાધુનીમાં રોશનહારા ઘુમવા લાગી. અંદગીના ઓરડાનો કબજો પોતે લીધો. તાર્તર સ્ત્રીઓને રાત્રીદિવસ ચોકી ઉપર રાખવામાં આવી અને કોઈ પણ સ્ત્રીને અંદર જવા ન દેવા હુકમ કર્યા. એટલી બધી ચુપકી રાખવામાં આવી હતી કે દરદી જીવે છે કે મરી ગયો છે ત્હેની ખબર ઝનાનામાં પણ નહોતી. આ દરમિયાન તે ઉમરાવો સાથે લાંચ વગેરેથી ખટપટ કરી અકબરખાનને ગાદી મળે એમ તજવીજ કરતી હતી. આમાં ત્હેનો સ્વાર્થ સમાયેલો હતો. અકબરખાન મોટા થાય ત્યાં સુધી તે કારભાર કરવાની હતી, કારણ અકબરખાનની ઉમર માત્ર સાતઆઠ વર્ષ હતી. પોતાની પાસે સીલ મહોર હતી એટલો લાભ હતો. પરંતુ નશીબ ઉલટું હોવાથી ત્હેને નિરાશી મળી. મંદવાડને પાંચમે દીવસે ઔરંગઝેબની તબીયતમાં ફેર થવા લાગ્યો અને તરતજ રાજ્યકાર્યમાં ધ્યાન લગાડવા શરૂ કર્યું. તેણે અકબરખાન ઉપર પત્ર લખ્યો કે પદભ્રષ્ટ રાજા બ્હાર ન નીકળી શકે એવો બંદોબસ્ત રાખે, અને બ્હેન પાસેથી સીલ મહોર મંગાવી લીધી. આ સીલ મહોરનો ત્હેણે ગેરઉપયોગ કર્યો નથી તેટલુંજ જાણવા માગતો હતો અને તે માટે ત્હેને સંતોષ થયો. કારણ કાવતરૂં તૈયાર નહોતું કે સીલની જરૂર પડે. આમ છતાં કાવતરાંની ખબર ઔરંગઝેબને કાને ગઇ પણ તે વખત તે જાણતો નથી કરી છાનો રહ્યો. એને એટલી ખાત્રી થઇ કે ત્હેની બ્હેન ગમે તેટલાં કાવાદવા કરતાં ડરે એમ નથી. તે દિવસથી ઔરંગઝેબ તેને શંકાની નજરે જોવા લાગ્યો અને રોશનહારાને પણ પોતાના ભાઇમાં ફેરફાર લાગ્યો. પોતાના બીજા ભાઇઓ અને ભત્રીજાના ભવિષ્યનું ત્હેને ભાન થયું અને રખેને પોતાને પણ સોસવું પડે એમ ભય લાગ્યો. આથી ત્હેણે યુક્તિ કરી. 'ઝનાનામાંથી દૂર રહી એકાંત જીવન ગાળવા દેવા ત્હેણે ઔરંગઝેબની રજા માગી. પણ ઔરંગઝેબ એમ ઠગાયે એવો નહોતો. ત્હેણે એવું કહ્યું કે છોકરાંઓની દેખરેખ માટે ને કેળવણી માટે ઝનાનામાં ત્હેની જરૂર છે. આ દિવસથી ત્હેનું જીવન નિરસ થયું. એટલુંજ કહેવું યોગ્ય છે કે ઔરંગઝેબ પોતે ગમે ત્યાં રહેતો છતાં ત્હેની નજર ત્હેની બ્હેન ઉપર રહેતી.

શાન્તિકુટિર, }
શાન્તાક્રુઝ. }

ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા.

---

# લેખકોને વિજ્ઞપ્તિ.

(૧) લેખકોને-વિનતિ કે તેઓએ ચોખ્ખા અક્ષરે કાગળની એકજ બાજુએ શાહીથી લખવું.

(૨) મળેલા લેખ છપાવવા અગર પાછા મોકલવા સમાજ બંધાતી નથી તેમજ ગેરવલ્લે પડેલા લેખને માટે સમાજ જવાબદાર નથી.

(૩) સહીવાળા લખાણને માટે લેખકજ જવાબદાર છે ને સમાજ નથી.

(૪) અમને મળેલા લેખો દાખલ કરવા કે કેમ તે બાબતનો નિર્ણય ક્રમવાર થતો હોવાથી તે વિષેનો જવાબ તરત માગવાની ઉતાવળ ન કરવા લેખકોને વિનતિ છે.

(૫) અમારી માહિતી માટે લેખકોએ પોતાની મરજી ઉપરાંત ખરેખરૂ નામ ઠેકાણા સહિત જણાવવું. ખરા નામ વિનાના લેખોપર ધ્યાન આપવામાં આવશે નહિ.

સઘળો પત્રવ્યવહાર " મંત્રી, બન્ધુસમાજ; સુન્દરીસુબોધ મંદિર, રાયપર, અમદાવાદ"ને સરનામેજ કરવો.

---

---

## ગ્રાહકોને સૂચના.

આ અંક જોડે સૌભાગ્ય શિક્ષાબ્ધિની જાહેર ખબર વહેંચવામા આવી છે તે ઉપર અમારા ગ્રાહકોને ધ્યાન આપવા વિનતી કરીએ છીએ.

મંત્રી, બન્ધુસમાજ.

---



આ પત્રનુ વર્ષ સપ્ટેમ્બર ( શ્રાવણ ) થી શરૂ થાય છે અને નવા ગ્રાહકો વર્ષના આરંભથીજ કરવામા આવે છે વર્ષની વચ્ચે નવા થનાર ગ્રાહકોને પાછલા અંકો મોકલી પવામા આવ છે,

---


અમદાવાદ—ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ

Registered No. B. 436

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

સ્તબક ૭.
અંક ૧૦.

સંપાદક,
બન્ધુસમાજ, અમદાવાદ.

ઇ. સ. ૧૯૧૦ જુન.
વિ.સં.૧૯૬૬ વૈશાખ-જયેષ્ઠ,

# નામદાર શહેનશાહ એડવર્ડનું શોકજનક મૃત્યુ.

यस्मिन् जीवति जीवन्ति बहवः स तु जीवति ।*

નામદાર શહેનશાહ એડવર્ડના ગયા માસમાં થયલા આકસ્મિક મરણથી હિંદુસ્થાનને એક દિલસોજ શહેનશાહની, ઇંગ્લાંડને એક ઉદારચરિત રાજકર્તાની તેમ દુનિયાને જગત્માં સર્વત્ર સુલેહ અને શાંતિ પસારનાર એક મહાન્ બળની ખોટ પડી છે.

નામદાર શહેનશાહના શોકજનક મૃત્યુને આપણે આકસ્મિક કહીએ છીએ પરંતુ ખરી રીતે તેમ નથી. બરાબર રીતે આપણે તપાસીશું તો માલમ પડશે કે રાજ્યાભિષેક વખતે પણ તેમની તબીયત બરાબર નહોતી હાલ બહાર પડેલી હકીકત પરથી વળી જણાય છે કે તે પછી પણ મૃત્યુ સુધી તેમની તબીયત જોઈએ તેવી મજબુત નહોતી. આવી નબળી તબીયત છતાં પણ નામદાર શહેનશાહ રાજ્યના તેમ જગત્ના ભલા માટે પોતાની તબીયતને ભોગે પણ પ્રવાસમાં નીકળી પડતા, અને પોતાને કરવા જેવા તમામ કામ પોતે કરતા. રાજ્યારોહણથી છેક મૃત્યુ સૂધી ના. શહેનશાહે કર્તવ્યનો ત્યાગ કર્યો નથી.

ના. શહેનશાહે પોતાના રાજ્યમાં, યુરોપનાં તેમ સકલ જગત્નાં રાજ્યોમાં સુલેહસંપ રહે તેને માટે જેટલા પરિશ્રમ લીધા છે તેટલા અર્વાચીન સમયમાં કોઈ રાજકર્તાએ લીધા નથી. લોકોના વાજબી હકોનો તેઓએ હમેશાં સ્વીકાર કર્યો છે. આ ઉદારચરિત શહેનશાહ રાજગાદીએ આવતાં બોયર વિગ્રહ અટકાવી ટ્રાન્સવાલને સ્વરાજ્ય આપ્યું હતું હિંદુસ્થાનમાં લોકોનું પ્રતિનિધિત્વ વધે તે સામે ઇંગ્લાંડના અમીરોનો મોટો ભાગ વિરૂદ્ધ છતાં નવીન રાજકીય સૂધારા આ દેશમાં દાખલ થવાની સરળતા તેઓ વડેજ વધી હતી એમ સર્વ રીતે જણાય છે. આ તેમ અન્ય અનેક તેમના સદ્ગુણોને લીધેજ તેઓએ ઇંગ્લાંડ, હિન્દુસ્થાન તો શું પણ જગત્ના લગભગ સર્વ દેશોની પ્રીતિ સંપાદન કરી હતી અને તેથીજ જગત્ની સર્વ પ્રજાએ તેમના મરણથી પડેલી ખામી માટે શોક પ્રદર્શિત કર્યો છે.

આવા એક બાહોશ, ભલા અને પોતાના રાજ્યની તેમ જગત્ના અન્ય દેશોની પ્રજાના વાજબી હક તરફ સન્માન અને સદ્વૃત્તિથી જોનાર રાજકર્તા, હિન્દુસ્થાનના ના. શહેનશાહ એડવર્ડની પ્રશસ્ત. મુલાકાતનો લાભ લાંબો વખત હિંદી પ્રજાને ન મળ્યો તે માટે હિંદી પ્રજા ખરેખર દિલગીર છે.

ના. શહેનશાહ એડવર્ડના ખેદજનક મરણથી ના. મહારાણી શ્રી એલેક્ઝાંડ્રા, આપણા નવા અને દિલસોજ શહેનશાહ જ્યોર્જ અને રાજકુટુંબ પર આવી પડેલી આફત તરફ અમે અમારી દિલસોજી બતાવીએ છીએ અને પરમકૃપાળુ પરમેશ્વર પાસે યાચના કરીએ છીએ કે —

“ ના. શહેનશાહ જ્યોર્જ દીર્ઘાયુષ્ય ભોગવો અને તેમની કારકીર્દીમાં ઇંગ્લાંડ અને હિન્દુસ્થાનની પ્રજાનાં સુખસંતોષ દિનપ્રતિદિન અભિવૃદ્ધિને પામો ”

સન્મિત્ર, બન્ધુસમાજ.

---

* જેના જીવનવડે ઘણા મનુષ્ય જીવે છે તેનુજ જીવન સાર્થક છે.

# सुन्दरी सुबोध.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યેતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરણ "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોના "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેનાં આંતર્-વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૭ મું.] ઈ. સ. ૧૯૧૦. જુન:—વૈશાખ, વિ. સં. ૧૯૬૬. [ અંક ૧૦ મો.

## ज्ञानसुगन्ध.

हिंदुस्ताननां मारा घणा मित्रो मने एम कहे छे के अमारा देशमां विलायतनी माफक स्त्रीओने कमावा जवानी जरुर नथी. तेथी स्त्रीओने तमारा देश जेवी केळवणी आपवानी शी जरुर छे? पण आटली वात तो सर्व कोई कबुल करे छे के युरोपनी माफक हिंदुस्ताननी पण घणी खरी स्त्रीओने माता थवुं पडवानुं छे. अने मारा हिंदु मित्रोना ख्यालमां एटलुं पण नथी आवतुं के उत्तम माता तरीके पोतानी फरजो संपूर्ण रीते अदा करवा माटे स्त्रीओने तेमनां पोतानां तेम बाळकोनां शरीरनी रचना जाणवानी, आरोग्यविद्याना सामान्य ज्ञाननी; हालना शास्त्रीय नियमो प्रमाणे बाळकोने धर्मनुं तेम नीतिनुं उंचा प्रकारनुं शिक्षण आपवानी, तेमने मात्र उत्तम स्त्रीपुरुषोज नहीं पण पोताना बाळको तथा बाळकीओने हिंदुस्तान देशने लायक नागरीको बनाववानी आवश्यकता छे. माता तरीके तेमने माथे आटली बधी जोखमदारीओ ने फरजो रहेली छे ते बराबर बजाववामे तेम पोताना पतिना सर्व सुखदुःखमां भागीदार बनवाने, संसारसागरमां तेना साथी तरीके रहेवाने, तेम सदा काळने माटे तेनी सहचारिणी बनवाने स्त्रीओने शुं उंचा प्रकारनी केळवणीनी

जरुर नथी ? एक चालाक वकील, हुशीयार डॉकटर तथा नीपुण माजीस्ट्रेट थनवाने जेटली केळवणीनी जरुर छे तेना करतां नमुनादार माता तथा भार्या थनवाने ओछी केळवणीनी जरुर छे ?

मीसीस जयसी वेस्टब्रुक.
( ब्रह्मसमीप त्रिमासिक )

---

## કાવ્યકુંજ.

---

### મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો !

---

મીઠડાં જીવન લ્યો, જીવન લ્યો !
*લ્યોને ભારતભૂમિનાં નરનાર રેઃ-* — *મીઠડાં૦*
ઝરે વેગે ઝળકન્તાં ને ઊજળાં,
ધર્મધેનુનાં દૂધ અમિધાર રેઃ- — મીઠડાં૦
ધેન સેવે શ્રીસ્વામિનીજી સોહ્યલાં,
નીરે પંડે પ્રભુજી જળધાર રેઃ- — મીઠડાં૦
ગોપગોપિકા જિજ્ઞન્ત દેવી તેજીલાં,
કનકકળશે, વહે અનન્ત ધાર રેઃ- — મીઠડાં૦
રસઝરણે કુંજન વન ભીંજીયાં,
સર્યાં કાલિંદીમાં સુધાધાર રેઃ- — મીઠડાં૦
સકળ વિશ્વમાં વિલોલ રમે રંગીલાં,
લહે પાન એનું જીવન અમરપાર રેઃ- — મીઠડાં૦
પીયો પારસી, ઇસ્લામી આર્ય બાલૂડાં,
પ્રીતે બ્રિટનનાં પીજો કુમાર રેઃ- — મીઠડાં૦
પૂર વહેણે ઝુલેલ ઉરફૂલડાં,
નન્દનન્દન કંઠે સુહાય હાર રેઃ- — મીઠડાં૦

રા. જ.

## જોગણોને સન્દેશ.

(રાહઃ—અમે જોગીઓનાં બાલ.)

જગની જોગણો ! અહાલેક ! તરશી અમારી મરૂદીએ,
રસની લહરી યો એકઃ જગની જોગણો ! અહાલેક ! ધ્રુવ.
યોગી જને યોગ આદર્યા, આત્મા ઉડું ઉડું થાયઃ
તપસી ઉભા એક પાવલે, કહોને કેટલું ચલાય ?
કરીએ, આવો, યાત્રા યોગનીઃ જગની જોગણો ! અહાલેક !
સૂના સૂના વનના માંડવા, સૂની સ્વર્ગની વાટઃ
આભ તપે, ને અવના તપે, તપે ઉરનો યે ઘાટઃ
ત્હમે ને અમે તપશું એકલાંઃ જગની જોગણો ! અહાલેક !
ગેરૂ ધર્યાં, ને કન્યા ધરી, ધરિયો પ્રભુજીનો લેખઃ
લેખ એ લેશે ભમ્યો નહીં, આડી કર્મની રેખઃ
જીવતે છે કર્મના અંચળાઃ જગની જોગણો ! અહાલેક !
પુરૂષ ને પ્રકૃતિની બેલડી, બેલડી શિવ ને ઉમા યઃ
જોગી જોગણનાં યે જોડલાં, અદ્દ્ભુત એવો યોગન્યાયઃ
દ્વૈતે રમે છે અદ્વૈત ત્ર્હાંઃ જગની જોગણો ! અહાલેક !
આવો, આવોને અલબેલડાં ! વનમાં વિધુરૂં જણાયેઃ
આવો તો લે હવિ દેવતા, ઉરની ઉણપો પૂરાયેઃ
પ્રભુનાં પનોતાં પધારજો ! જગની જોગણો ! અહાલેક !

ન્હાનાલાલ દલપતરામ કવિ.

---

## આર્ય અબળાની અભ્યર્થના.

(મારી લાડકડીની લજ્જાને સંભાળજોરે—એ રાગ.)

અબળાની આ અર્જ ઉરે સ્વીકારજો રે;
નાહક નર્કની ખાણ કહીને ના ધિક્કારજો રે;— અબળાની.
આખર રામ, કૃષ્ણની જનની, એ ઉર ધારજો રે;
આપણ એક પિતાના બાળક, એ વિચારજો રે,— અબળાની.
કાંઇ ભેદ નથી તમ–હમમાં કુદરતિ દીસતો રે;
માત્ર ફર્જ જુદી પણ તે માંહે હીત જો રે;— અબળાની.

છે અગત્ય બેઉની જીવન પાર ઉતારવા રે;
છે અગત્ય પ્રેમ ઉર તમ-હમમાં વિસ્તારવા રે;- અબળાની.
હવે પ્રેમ-પ્રતિમા પ્રત્યક્ષ સહુ એ જાણતું રે;
આવો લેઓ આશ્રય, પવિત્ર ઉર, મન માનતું રે,- અબળાની.
સધવા વિધવામાં નથી ભેદ જરાએ જાણજો રે;
તે પરમ પિતાએ પેદા કરિયાં, માનજો રે;- અબળાની.
શક્તિસમ સૌ કાર્યપરાયણ દીસતું રે;
કોઈ કુટુંબ હિતમાં તો બીજે દેશહિતનું રે- અબળાની.
આત્મવત્ સર્વભૂતેષુ વાક્ય વિચારજો રે;
પછી, ભેદ નથી તમ-હમમાં આખર માનજો રે; અબળાની.
એકલવાયું જીવન સૌએ દુઃખરૂપ માનતું રે;
ત્યારે શું કરવાને કહો છો, નર્કની ખાણ તું રે;- અબળાની.
નથી ભિન્ન કશુંએ, માત-પિતા એ જાણજો રે;
તજીને ભેદભાવ સઉ દેશહિત ઉર ધારજો:રે- અબળાની.

વિદ્યાવિલાસી.

---

## જોગણ.

---

જોગણ ! ઓ જોગણ ! બ્હેનાં બંસરી બજાવ !
ત્હારી બંસરીના સૂર
સુણી દૂરથી મધુર
ઉછળે હૈયાનાં પૂર. બ્હેનાં-
સરિત મન્દ મન્દ ગાય,
અનિલ મન્દ મન્દ વાય;
ગાને હૈયું હીંચાય. બ્હેનાં-
એક-એક વાર છેડ[1]
ગીત મીઠું એક રેડ,
મોહન મંત્રથી ભરેલ. બ્હેનાં-

નર્મદાશંકર બાળાશંકર.

---

[1] સારંગી, સતાર વગેરે વાદ્યને "છેડવાં" કહેવાય છે.

# વાર્તાલહરી.

## " રસોડાની પ્રેમકથા. "

(W. W. Jacob ની Cupboard Love ની વાર્તાનો તરજુમો.)

નવેમ્બર ચાલતો હતો. સાંઝનો સમય હતો. નેગેટના શાન્તિમય ગૃહમાં ત્રણ મનુષ્ય ચ્હા પીતાં વાતે વ્હળ્યાં હતાં. વાત ઉલટ ભેર ચાલતી હતી, પણ મીસીસ નેગેટને બારણાં પછવાડે ઊભી રહીલી ચાકરડી વાત સાંભળે છે એવો અયોગ્ય શક જવાથી અને રસમય વિષયોની વચમાંનાં ત્હેના ભયસૂચક " હં, ધીમેથી ? " થી વાત મંદ પડી ગઇ હતી.

"કાકા, વાત આગળ ચલાવોને," મીસીસ નેગેટે આવી જાતના એક અટકાવ પછી કહ્યું.

" ક્યહાંથી આપણે અટક્યા તે મ્હારા લક્ષમાં નથી. " બોડરીશ કાકાએ કહ્યું.

" હમારા બિછાના નીચે, " મી. નેગેટ પડતી મૂકાયલી વાતનું વાક્ય બોલ્યો.

" હા, તપાસતો, " મીસીસ નેગેટે ઉમેર્યું.

હાવા અયોગ્ય સ્થળમાં મી. બોડરીશ ( માજી પોલિસ અમલદાર-સૌથી નીચી પદવી-ના ) રહી શકેજ નહિ, પણ મીસીસ નેગેટની સુવર્ણમાળા ચોરનાર ફરીથી તેજ જગ્યાએ બીજું ચોરવાને આવશે એવું ધારીને પોતેજ તેવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી. ત્હેમણે ટેબલ ઉપર નેગેટની ઘડીયાળ માળા ચોરનાર મનુષ્યને લલચાવવાને મૂકવાની દરખાસ્ત પણ કરી. પણ નેગેટે સવિનય તે દરખાસ્તની સ્હામા મત આપ્યો.

" મ્હને એમ શંકા ઉત્પન્ન થાય છે કે આ વિશે મીસીસ વૉટર કાંઇક જાણતી હશે." પતીની સ્હામા તિરસ્કાર યુક્ત દૃષ્ટિ ફેરવતાં કહ્યું.

નેગેટ ઉઠયો અને સગડીની પાસેની એક ખુરસી ઉપર બેસતાં ધીમેથી બોલ્યો.

" મીસીસ વૉટરને અહિંથી ગયાંને લગભગ પંદરેક દિવસ થયા હશે."

" મ્હે એમ નહોતું કહ્યું કે તેણેજ તે માળા ચોરી. " પત્નીએ સ્હેજ ભમર ચ્હડાવી ઉત્તર આપ્યો. " હું તો માત્ર એટલુંજ કહેતી હતી કે એ તે વિશે કાંઇક જાણે છે, અને હજી પણ હું તેમ કહું છું. મીસીસ વૉટર કાંઇ આબરૂદાર સ્ત્રી નથી. જૂઓને, તેણે સ્મીથસનથી આવેલા પેલા જૂવાનની પાછળ પોતાની છોકરીને કેવી ફેરવેલી ? પણ માળા ત્હમારી નથી એટલે ત્હમને શી દરકાર!"

" હું તો ફક્ત—"

" હું જાણું છું કે ત્હમે શું કહેવા જતા હતા, " પત્નીએ ધડાકો કર્યો. " હવે ત્હમે કાકા શું કહે છે તે સાંભળો તો સારૂં. આજે પોલિસ ખાતામાં રહ્યાંને ત્હેમને પચ્ચીસ વર્ષ થવા આવ્યાં એટલે તે કાંઇક તો ત્હમારા કરતાં વધારે પણ જાણતા હશેને. "

"મ્હારો સિદ્ધાંત એ છે કે," આજી પોલિસ અમલદાર ધીમેથી બોલ્યા. "જ્યાં સુધી અમૂક મનુષ્યનું નિર્દોષપણું સાબિત થાય નહિં ત્હાં સુધી ત્હેને ગુનેહગાર ધારવું. આ બાબતમાં હું કાયદાની સાથે મળતો થતો નથી."

"આપણા ઘરમાં પોલિસ અમલદાર રહેવા છતાં ઘરમાં ચોરી થાય એ બહુ આશ્ચયકારક છે. મ્હને તો લાગે છે કે ચોરનારને પોલિસની શક્તિ વિશે બહુ ઉંચો મત નહિ હોય" નેગેટ સગડીને સંબોધીને બોલ્યો.

બોડરીશ પોતાની જગ્યાએથી ઉઠ્યો, નેગેટની સ્હામેની ખુરશી ઉપર બેઠો અને સિગાર સળગાવી પાછો ત્હાંથી ઉઠીને ભત્રીજીની સ્હામા બેઠો. ગૂમ થયલી માળાની બરાબર હકીકત કહેવાનું ભત્રીજીને ફરમાવ્યું.

ભત્રીજીએ તરત શરૂ કર્યું:—"આજે સ્હવારે બાર અને દશ મીનીટે મ્હે તે માળા ગૂમાવી. જો કે મ્હારી ઘડિયાળ જે હમણાં રહેજ વ્હેલી ચાલે છે ત્હેમાં તો સ્હાડા પાંચ થયા હતા. મ્હે ચુલા ઉપર રોટલી મૂકીને ઉધરસની ટીકડી લેવા ટેબલનાં ખાનામાંથી પેટી ઉઘાડી. અંદર માળા નહતી."

"તું તે માળા તેજ પેટીમાં રાખે છે?" બોડરીશે ગંભીરાઇથી પ્રશ્ન પૂછ્યો.

"હા, હમ્મેશાં. હું તરત નીચે ગઈ અને એમા ચાકરડીને કહ્યું કે મ્હારી માળા ખોવાઇ ગઇ છે. મ્હે સાથે સાથે એમ પણ કહ્યું કે હું કાંઈ કોઈનું નામ લેતી નથી પણ તે મ્હારી માળા પાછી મળશે તો હું ચોરનારને માફી આપીશ."

"એમાએ શું કહ્યું?"

"એમાએ ઘણુંય કહ્યું. તે એવી રીતે બોલતી હતી કે જો કોઇ અજાણ્યું મનુષ્ય સાંભળે તો એમજ ધારે કે ઘરની રોઠાણી તો એજ છે અને હું તો ચાકરડી છું. મ્હે ત્હેને નોકરી છોડવાની નોટીસ આપી એટલે તે ઉપર જઇને પોતાની પેટી ઉપર બેસીને રડવા લાગી."

"શું પોતાની પેટી ઉપર?" શેરલૉક હોમ્સને લજવે તેવી ઢબમાં બોડરીશે પૂછ્યું.

"હા, મ્હેં પણ પ્રથમથીજ પાયો મજબુત કર્યો. ગમે તે બ્હાને મ્હેં ત્હેને નીચે મોકલીને ત્હેની પેટી ખોળી જોઇ. ત્હેનાં લુગડાં જો તમે જોયાં હોય તો જાણે નર્યાં ચીથરાં. બોરીયાં સરખાંનું તો નામજ મળે નહિ. અને—"

"ત્હેને બહુ નવરાસ મળતી નથી." નેગેટે આસ્તેથી કહ્યું.

"હું જાણતીજ હતી કે તમે ત્હેના બચાવમાં બોલશો" પત્નીએ ઉશ્કેરાતાં કહ્યું.

"જો પછી બહુ—" નેગેટ ખુરશી ઉપર સિગાર મૂકીને ઉઠતાં બોલ્યો.

"જે વિષય ચાલે છે તેજ ચાલવા દો. ચલાવ, લીઝી," બોડરીશે નેગેટને પાછા ખુરશી ઉપર બેસાડતાં કહ્યું.

"મ્હે પેટી બરાબર ખોળી પણ મ્હને માળા જડી નહિં એટલે હું નીચે આવીને સારી પેઠે રડી." મીસીસ નેગેટે કહ્યું.

"હું ધારૂં છું કે ત્હારે માટે સૌથી સારો માર્ગ તેજ હતો." લાગણીથી નેગેટ

કહ્યું. બોડરીશે કેતી જઇને ભત્રીજીને બોલતી અટકાવી, વિચારમાળામાં ગુંથાઇ જઇને, હાથ ઉપર દહાડી ટેકવીને રહેજ ભૃકુટિ ચ્હડાવી.

" બેદની કાંઇક ચાવી જડી ?" અને તેટલી ગંભીર મુખાકૃતિ રાખીને નેગેટે પૂછ્યું.

" કાકા વિચારમાં ગુંથાઈ ગયા હોય ત્હારે આવી રીતે ત્હેમાં વિઘ્ન નાખતાં, ત્હમારે શરમાવું જોઇએ." મીસીસ નેગેટ મ્હીડવાઇને બોલી.

બોડરીશે આ તકરારમાં ભાગ નહિ લીધો. ત્હેમણે ધીમેથી ગજવામાંથીનોટબુક અને પેનસીલ કહાડયાં.

" માળા રાત્રે ત્યહાં હતી ?" ત્હેણે પૂછ્યું.

" હા, ત્યહાંજ હતી. " નેગેટે તરત જવાબ આપ્યો. " ઘડિયાળમાં બાર વાગ્યા હતા ત્યહારે લીઝીએ મ્હને ઉધરસની ટીકડી લેવા ઉઠાડયો હતો."

" ત્યહારે માળા તે પછીજ ચોરાયલી હોવી જોઇએ," બોડરીશે સ્હામી ભીત તરફ દૃષ્ટિ ફેરવતાં કહ્યું.

" તેતો દરેકજ જાણેને " નેગેટ બેદરકારીથી બોલ્યો.

" હું તે પેટી જોવા માગું છું, " બોડરીશે કહ્યું.

મીસીસ નેગેટ ઉપર જઇને પેટી લઈ આવી. પેટીમાં થોડાંક દાંતનાં બોરીયાં અને ઉધરસની ટીકડીઓ હતી. નેગેટે ઉઠીને એક ટીકડી મ્હોંમાં મૂકી અને પાછો પોતાની જગ્યાએ જઇને બેઠો.

" ખરૂં જોતાં ત્હમારે તે ટીકડી નહોતી લેવી જોઇતી," કાંઇક તિરસ્કારયુક્ત દૃષ્ટિથી બોડરીશે કહ્યુ.

" હે ! " નેગેટે ઉદ્ગાર કર્યો. ત્હેનાં આંગળાં મ્હોંમાંની ટીકડી લેવાને વળ્યાં.

" હશે, હવે મ્હોંમાંથી પાછી કહાડતા નહિ. " બોડરીશ બોલ્યો.

" ત્હેમને કાંઇજ દરકાર નથી, " મીસીસ નેગેટે નિશ્વાસ નાખતાં કહ્યું " ત્હેમનાં બોરીયાં પણ ટીકડીની સાથેજ રાખી મૂકે છે. એક દિવસ ત્હેમણે ટીકડીને બદલે મ્હને બોરીયું પણ આમ દીધુ—" અચાનક ત્હેની દૃષ્ટિ નેગેટના સબળ પ્રયત્ને વશ રાખેલાં મ્હોં સ્હામું ગઇ. " ત્હમે હસો, ત્હમને ક્યહાં લાગણી છે ?"

પોતાનો આનન્દ અપ્રસંગોપાત છે એમ જાણીને તે દબાવી દેવાનો ભગિરથ પ્રયત્ન નેગેટે કર્યો પણ નિષ્ફળ ગયો એટલે આખરે તે બીજા ઓરડામાં ગયો.

" હવે સવાલ એ રહ્યો કે, " બોડરીશ બોલ્યો. " તું ઉંઘતી હતી તે વખતે કોઇ ત્હારા ઓરડામાં આવીને માળા લઇ ગયું હોય એમ બનવું શક્ય છે ?"

" ના, મ્હારી ઉંઘ તેવી નથી પણ જો ઘરમાં હાથી દોડે તોપણ નેગેટ ઉઠે નહિ." મીસીસ નેગેટે ઉત્તર આપ્યો.

" પણ લીઝીએ રૂમાલ લેવાને મ્હારા તકિયા નીચે હાથ ઘાલ્યો હતો ખરો, " નેગેટે પાછા ઓરડામાં આવતાં કહ્યું.

ઓડરીશે ત્હેને ચુપ રહેવાની નિશાની કરી. ત્હેણે ત્રણ વખત હાથમાં પેન્સીલ લીધી અને ત્રણ વખત પાછી મૂકી. વિચારમાંને વિચારમાં ખુરસી ઉપરથી ઉઠીને ત્હેણે ઓરડામાં ફરવા માંડ્યું. અચાનક સ્ટુલ સાથે અથડાઇ પડાયું નહિ હોત તો આ ક્રિયા ક્યહારે અટકત તે સમજવું મુશ્કીલ હતું.

"આજે સ્હવારે અહિં કોઇ આવ્યું હતું ?" આખરે ત્હેણે ખુરશી ઉપર બેસતાં કહ્યું.

"ફક્ત મીસીસ ડ્રાઇવિર આવી હતી." મીસીસ નેગેટ બોલી.

"ક્યહારે આવી હતી ?"

"ત્હેના ઉપર શક લઇ જવાનું કારણ નથી." નેગેટ બોલી ઉઠ્યો.

"તે ક્યહારે આવી હતી ?" નેગેટને નહિ ગણકારતાં ઓડરીશે પાછું પુછ્યું.

"તે તો બરાબર ખબર નથી. તે જ્યહારે આવી ત્યહારે હું બ્હાર ગઇ હતી."

"શું બ્હાર ?"

મીસીસ નેગેટે ડોકું હલાવ્યું. "હું જ્યહારે પાછી આવી ત્યહારે તે અહિં બેઠી હતી." ઓડરીશે ઉંચુ જોયું અને બારણાં પાછળ ઉપર જવાનો દાદર હતો તે તરફ દૃષ્ટિ કરી.

"જ્યહારે તું નહોતી ત્યહારે ત્હેને ઉપર જવામાં અટકાવનાર કોણ હતું ?"

"મીસીસ ડ્રાઇવર છેક એમતો નહિં કરે. પણ કોણ જાણે. હાલના વખતમાં કોઈનું કાંઇ કહી શકાય નહિં," મીસીસ નેગેટ બોલી. "હું જ્યહારે પાછી આવી ત્યહારે તે ત્હમારીજ ખુરશી ઉપર બેઠી હતી."

ઓડરીશે ઉંડો વિચાર કરીને નોટબુકમાં કાંઇક લખી લીધું અને દાદરે ચ્હડીને ઉપર ગયો. ત્યહાં કાદવના ડાઘ પડેલા હતા તે જોઇને તે બોલ્યો. "કેમ ? આ જોયું ?" "હા, કોઈ આવી ગયું હોય એમ લાગે છે," મીસીસ નેગેટ ટાપશી પુરતાં બોલી. "કોઇ બ્હારનુંજ હોય એમ જણાય છે."

નેગેટને ગળે કાંઇક થઇ આવવાથી ત્હેણે ત્રણ ચાર ઉધરસ ખાધી. આખરે ત્હેણે દૃઢ મને કહ્યું. "આ કાદવના ડાઘ સ્ત્રીના પગના હોય તેમ જણાતું નથી." "આવી ઋતુમાં ગમે તેના બુટથી આવા ડાઘ પડી શકે છે," ઓડરીશ બોલ્યો. "વખ્તે તેમ પણ હોય." આમ બોલીને સાહસ કરીને નેગેટ પત્નીના બુટ તરફ નજર કરી.

ઓડરીશે નીચે આવીને ખુરશી ઉપર બેસીને વિચાર કર્યો, ઉંચું જોયું, દૃષ્ટિ ફેરવી વળી ઉંચું જોયું અને કહ્યું. "આજે સ્હવારે બાર અને દશ મીનીટે માળા ખોવાઇ. અગીઆર વાગ્યે ત્હેં ઘરમાં આવીને મીસીસ ડ્રાઇવિરને ત્હેં ખુરશી ઉપર બેઠેલી જોઇ. એમાની પેટીમાં તો નહોતીજ."

"હા, તે પેટી તો મ્હેં બરાબર જોઇ હતી"

"હવે પ્રશ્ન એજ રહ્યો કે સ્હવારે મીસીસ ડ્રાઇવર શામાટે અહિં આવી હતી ?" લેકોક જેવી શક્તિ ધરાવનાર ઓડરીશે ભેદનું નિરાકરણ કરવા માંડ્યું. "તે અહિં" તે એકદમ અચકી ગયો અને પતિપત્ની વચ્ચે ચાલતા દૃષ્ટિસંદેશાઓ જોઇને તે કાંઇક અજાયબ થયો. ત્હેને જણાયું કે નેગેટ હાસ્યરસ મિશ્રિત સંદેશો પોતાની ડાબી આંખે પ-

ની તરફ મોકલ્યો હતો. જમણી આંખ્ય બંધ હતી. પત્નીએ જવાબમાં ડોકું હલાવ્યું હતું. ઓડરીશની નજર ત્હેમના તરફ જોઇને ઉભય શાન્ત થઇ ગયાં. ઓડરીશે પોતાની તપાસ આગળ ચલાવી.

"મીસીસ ડ્રાઇવર અહિં ઘણીજ વખત આવે છે?" તે બોલ્યો.

નેગેટની આંખ્યમાં પાણી ભરાયાં. મ્હોં કાબુમાં રહી શક્યું નહિં.

"જો ત્હમારાથી અહિં નહિં બેસાતુ હોય—" મીસીસ નેગેટે આ વર્ત્તણુક જોઇને કહ્યું.

"કેમ, છે શું? હું કાંઇ હસવા જેવું બોલ્યો છું?" ઓડરીશે પૂછ્યું.

"ના, કાકા, કાંઇ નહિ." મીસીસ નેગેટ બોલી "જ્યોર્જને કાંઈ કાંઇ વિચાર આવે છે."

"મ્હને એમ વિચાર આવે છે કે મીસીસ ડ્રાઇવર અહિં માળા ચોરવા આવતી નથી પણ 'વેડીંગ રીંગ' (લગ્નની વીંટી) ચોરવા આવે છે." નેગેટ બોલ્યો.

ઓડરીશને પ્રથમ તો આ અર્થસૂચક બોલવામાં સમજણ પડી નહિં. પણ વિચાર કરતાં જણાયું. ગુસ્સાથી લાલચોળ થઇને ત્હેણે કહ્યું. "આવી મશ્કરી કરતાં ત્હમે શરમાતા નથી?"

બ્હીને નેગેટે પોતાની પત્ની તરફ આંગળી કરી.

"અરે! જ્યોર્જ, ત્હમે મ્હારા ઉપર શા માટે વાંક ઢોળી પાડો છો?"

"પણ એમાં હું ખોટું શું કહું છું? એમનું જોડું કાંઇ ખરાબ તો નહિંજ થાય.;" નેગેટ બોલ્યો.

ઓડરીશ પતિપત્નીની આવી અયોગ્ય મશ્કરીથી અને ગુસ્સાથી ગુંચવણમાં પડી ગયો. ત્હેણે વાંચવાનો મિથ્યા પ્રયત્ન કર્યો.

"મ્હારો વિચાર એવો છે કે મીસીસ ડ્રાઇવરને ત્હમારે ચ્હા પીવા બોલાવવી—અલબત હું ત્હમારી મશ્કરીથી બ્હીતો નથી. જો તે ગુનેહગાર હશે તો હું તરત ત્હેને પકડીશ. હું ત્હેની સાથે ઊંદર બિલાડીની માફક રમીશ અને ત્હેને મ્હોંયેજ ગુનોહ સાબિત કરાવીશ."

"હું તેમ બિલ્કુલ ચાલવા દેવાનો નથી. કોઇ સ્ત્રીને આપણે ત્યાં બોલાવીને ત્હેની સાથે આવી વર્ત્તણુક ચલાવવી? ભલે માળા ગઇ તો ગઇ. મ્હારે આવા ઢોંગ કાંઈ કરવા નથી." એકદમ નેગેટ ગુસ્સે થઇને બોલ્યો.

"પણ ત્હેના ઉપર શક જતો હોય તો?" ઓડરીશ બોલ્યો.

"અરે શક કેવો? કાદવના ડાઘ ઉપરથી વિચાર કરતા હો તો હું ત્હમને કહી દઉંછું કે એ ડાઘ તો મ્હારાથી પડેલા છે."

"ઠીક." ઓડરીશે બત્રીજીને કહ્યું. "જો ત્હેની એમજ મરજી હોય તો મ્હારે કાંઇ લેવાદેવા નથી. મ્હારે તો ત્હારી માળા પાછી મેળવી આપવી હતી."

"માળા પાછી મેળવવી હોય તો મ્હારે કાંઇ વાંધો નથી. મ્હારે તો ત્હમે જે ઉપાય બતાવો છો ત્હેની સ્હામે વાંધો છે." નેગેટ બોલ્યો.

" ત્હારે જો મ્હને તક મળશે તો હું ત્હેના ઘરમાં ધુસી જઇને શોધ કરીશ. જોકે તેમ કરવું કાયદાસર નથી પણ મોટા ડીટેકટિવો હંમેશાં કાયદા તોડીનેજ ભેદ શોધી કહાડે છે. " ઓડરીશે આટલું બોલીને નેગેટની તરફથી બીજો ધડાકો સાંભળવાની આશાથી ત્હેની તરફ જોયું. પણ નેગેટ શાન્તજ રહ્યો.

નેગેટ તે રાત્રે સૌથી મોડો સુવા ગયો. સિગાર પીતાં લાંબો વખત વિચાર કર્યાં કર્યો. માજી પોલિસ અમલદાર પોતાને ત્હાં સદાના પરોણા તરિકે પોતાને ત્હાં રહે તે રહામો ત્હેણે પ્રથમથીજ વાંધો ઉઠાવ્યો હતો, પણ કૌટુમ્બિક સ્નેહથી મીસીસ નેગેટ ત્હેને રાખ્યો હતો. વિચાર કરતાં નેગેટને જણાવ્યું કે હવે ત્હેને પાણીચું આપવાની તક બરાબર મળી છે. એક વખત જો ઓડરીશ મીસીસ ડ્રાઇવરના ઘરમાંજ પકડાઇ જાય તો ત્હેમના જેવા પ્રખ્યાત ડીટેકટિવને ગામમાં રહેવું જરા ભારે પડે. આ વિચારથી પ્રફુલ્લ હ્રદયે સિગાર હોલવીને તે સુવા ગયો.

બીજે દિવસે સ્હવારથી સાંઝ સુધી ઓડરીશે મીસીસ ડ્રાઇવરના ઘર આગળ ફાંફાં માર્યાં પણ વ્યર્થ ગયાં, તેથી ઓડરીશ વધુ દિલગીર થયો હશે કે નેગેટ ( કે જે ત્હેની પાછળજ છૂપી રીતે ભમ્યા કરતો હતો ) વધુ દિલગીર થયો હશે એ કલ્પી શકાય તેવું નથી. પણ બીજે દિવસે ઓડરીશે મીસીસ ડ્રાઇવર અને ત્હેની બ્હેનપણી મીસીસ કલાઉઝને બ્હાર નીકળતાં જોયાં.

આ બન્ને સ્ત્રીઓ દ્રષ્ટિમર્યાદાની બ્હાર ગયાં એટલે ઓડરીશે આસપાસ નજર નાખી. પણ છૂપાયલા નેગેટને જોઈ શકયો નહિં એટલે હિમ્મતથી આગળીયો ઉઘાડયો અને અંદર ગયો.

ત્હેણે ઝડપથી ભોંયતળીયું તપાસ્યું અને પછી ઉપર ગયો. આવી રીતે જ્હારે તે શોધમાં ગુંથાઈ ગયો હતો ત્યારે ત્હેની ભત્રીજીનો દગાખોર ધણી મીસીસ ડ્રાઇવરને અને મીસીસ કલાઉઝને કાંઇક મીશે ઘરમાં લઇ આવ્યો.

જ્હારે આ ત્રણ ઘર પાસે આવ્યાં ત્હારે નેગેટે મીસીસ ડ્રાઇવરને કહ્યું " ત્હમે આગલે બારણેથી જાઓ. હું પાછલે બારણેથી આવીશ. "

પાછલે બારણે નેગેટ બ્હારથી અને ઓડરીશ અંદરથી જઇ પહોંચ્યા. બે પગ પહોળા રાખીને, બારણે ટેકો દઇને નેગેટે અંદરથી થતા પ્રાણતોડ યત્ન વ્યર્થ જવાડયા. પ્રયત્ન અચાનક બંધ થઇ ગયા.ને નેગેટ બારણું ઉઘાડીને અંદર ગયો. ત્હેની ચપળ દ્દષ્ટિએ રસોડાંનું બંધ થતું બારણું જોવાયું. શિકાર પકડાયો જોઇને હ્રદય આનન્દથી ઉછળ્યું. બ્હાર ખંડમાં મીસીસ ડ્રાઇવર અને મીસીસ કલાઉઝ બેઠાં હતાં ત્હાં નેગેટ ગયો.

નેગેટે ચ્હા પીધી, તે ઉપરથી વાત પ્રથમ ચ્હા ઉપરજ ચાલી. તે બદલાઇને પોલિસ વિશે ચાલી, અને તે બદલાતાં ઓડરીશ ( જે ગભરાટમાં ચુલા ઉપર બેસીને રસોડામાં વાત સાંભળતા હતા ) વિશે ચાલી.

"હાલ તો તે બિચારા એકલા છે," પત્નીના વૃદ્ધ કાકાની સ્થિતિ વર્ણવતાં, ગઇ વખત સુધર્યા પછી પાછું આ ફરીકેમ ગયું ? છૂપી રીતે રસોડાના બારણાંભણી દ્દષ્ટિ કરતાં નેગેટ બોલ્યો.

"હા, બિચારા એકલાજ છે." મીસીસ કલાઉઝની દૃષ્ટિ પોતાની તરફ છે એમ જાણી કાંઇક અસ્વસ્થ ચિત્તે મીસીસ ડ્રાઇવર બોલી.

"અને અંતઃકરણ તો ન્હાના બાળક જેવું કોમળ છે. આહા! કેવી સાદાઇ!" નેગેટ બોલ્યો.

"વળી ગઇ પરમ દિવસની રાતે તો તે તમારે વિશેજ વાત કરતા હતા." નેગેટ મીસીસ ડ્રાઇવરને કહ્યું. "પણ હમણાં તો એમાં હમને નવાઇ નથી, લાગતી કારણકે આખો દિવસ તેની તેજ વાત કર્યા કરે છે."

મીસીસ ડ્રાઇવર કાંઇક શરમાઇને બોલી. "જાઓ જાઓ, આવી વાત શું કરોછો!" "પણ જો હું ખોટું બોલતો હોઉ તો લીઝીને પૂછી જોજો. કલાકના કલાક એ બે તમારે વિશે વાત કર્યા કરે છે. પણ કાકા બહુ શરમાળ છે. તમારૂં નામ પડે છે ને એમનું મ્હોં બદલાઇ જાય છે." નેગેટ બોલ્યો.

રસોડાના ચુલા ઉપર બેઠેલા ઓડફીશનું મ્હોં ખરેખર આ વાત સાંભળીને બદલાઈ ગયું.

"તમે જે જે કરો તે તે એમને ગમે છે," આવી વાત નહિં કરવાના મીસીસ ડ્રાઇવરના કાલાવાલા નહિં ગણકારતાં નેગેટ બોલ્યો. "તમે સોમવારે હમારે ત્યહાં આવ્યાં હતાં તે વિશે પણ ત્હેમણે આતુરતાથી લીઝીને પૂછી જોયું હતું અને પછી તમે જે ખુરશી ઉપર બેઠાં હતાં તે ખુરશી ઉપર જઇને બેઠા."

ખરા બનેલા બનાવનું આવી રીતે જૂદીજ જાતનું વર્ણન સાંભળીને મીસીસ ડ્રાઇવરના ઉપર અસર થઇ. ઓડફીશના મન ઉપર પણ એવી અસર થઇ કે ચુલા ઉપરથી ગબડી પડતાં સ્હેજમાં બચી ગયા.

"પણ શરમાળ એટલા કે વર્ષનાં વર્ષ નીકળી જાય તો પણ તે કોઇને પોતાનો પ્રેમ જણાવે તેવા નથી."

"હવે નેગેટ—" બ્હારથી શરમાતી પણ અંદરથી મલકાતી મીસીસ ડ્રાઇવર બોલી.

"હું સાચુંજ કહું છું. તમને સુવર્ણ દાગીના ઉપર શોખ છે કે નહિં તે પણ પૂછેલું."

"મ્હેં પણ એમને આ ઘરની આસપાસ આંટા મારતાં તો જોયલા" મીસીસ કલાઉઝ કટાક્ષમય હાસ્ય કરીને બોલી.

"પણ એમને આ ઘરથી આઘા જવું ગમેજ કેમ?" નેગેટ બોલ્યો.

નેગેટ ચ્હા પી રહ્યો એટલે મીસીસ ડ્રાઇવર સ્હામું જોઇને બોલ્યો." જરા પાંઉ હોય તો મઝા જરા જૂદીજ આવે."

મીસીસ ડ્રાઇવર ખંડમાં અને ઓડફીશ રસોડાંમાં સાથેજ ઊભાં થયાં. પાંઉ રસોડાંમાંજ હોય તે વાતથી ઓડફીશ અજાણ્યો નહતો. મીસીસ ડ્રાઇવરે રસોડાંનું બારણું ઉઘાડયું, રસોડાંમાંથી બ્હાર નીકળતી ઓડફીશની આકૃતિ જોઈને સાનન્દાશ્ચર્યથી ચીસ પાડીને મીસીસ કલાઉઝના હાથ ઉપર ઢળી પડી. નેગેટના હાથમાંથી ચ્હાનો પ્યાલો પડી ગયો.

પોતે રસોડાંમાંથી નીકળેલી આકૃતિની સ્હામા અને તેટલી અજાયબી ધારણ કરીને જોઇ રહ્યો.

" ઓહો—બોડકીશ ! " તે આખરે બોલ્યો.

ગુસ્સાથી બોડકીશથી કાંઈ બોલાયું નહિં.

" નેગેટ, ત્હમે હમણાં એમને બોલાવો નહિં. મીસીસ ડ્રાઇવર ગભરાઇ ગયાં તેથી એ પોતે પણ ગભરાઇ ગયા છે, " મીસીસ કલાઉઝે નેગેટને કહ્યું. " મી. બોડકીશ, કાંઇ ગભરાવાનું પ્રયોજન નથી, મીસીસ ડ્રાઇવર હમણાં હુંશિયાર થઇ જશે. "

" ઠીક ત્હારે હું તો જઇશ, " બોડકીશની આંખ્યનો અગ્નિ સહન નહિં કરી શકવાથી નેગેટ બોલ્યો, " પોતે રસોડાંમાં શામાટે સંતાયા હતા ત્હેનું કારણ મીસીસ ડ્રાઇવરનેજ પોતે કહેશે. "

" જાણી જાણીને ત્હમે પણ શું ઢોંગ કરો છો? " મીસીસ કલાઉઝ આનન્દથી બોલી. " મી. બોડકીશ, હમે ત્હમને આવી સારી તક મેળવી આપી છે તે ચૂકશો નહિં, અને શરમાળ થતા નહિં. " આટલું કહીને નેગેટની સાથે તે ઘરમાંથી બ્હાર નીકળી. થોડેક સુધી સાથે જઇને પછી આ નવિન હકીકત ગામમાં પ્રસરાવવા છૂટી પડી. નેગેટ પોતાને ઘેર ગયો. ઘેર મીસીસ નેગેટને માળા ટેબલની તરફમાંથી જડી તે હકીકત સાંભળી નહિ સાંભળીને દિવસ આનન્દમાં ગૂજારવા બ્હાર નીકળી પડયો.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

---

## " ચોરની બ્હીક. "

---

### ૧

હું અને મ્હારી સ્ત્રી સરલા ડુમ્મસમાં, સમુદ્રકિનારે, બાવળીયાના વૃક્ષો વચ્ચે એક ન્હાનાં બંગલામાં રહેતાં હતાં.

સાંઝ પડી હતી. સુર્ય અસ્ત પામવાની તૈયારી કરતો હતો. ગરિબ મજુરણો બાવળીયાના લાકડાંના ભારા બાંધીને હમારા બંગલા પાસેથી જતી જણાતી હતી. કોઇક કોઇક વખત એકાદ હિન્દુ કુટુમ્બ ફરી આવીને પાછું ગૃહ તરફ જતું દૃષ્ટિએ પડતું હતું. સમુદ્રમાં ભરતી આવતી હતી. મોજાનો અવાજ, ઘુઘુઘુ ઘુઘવતો નિર્મળ આકાશમાં બળી જતો હતો.

હમને ફરી આવ્યાંને થોડોજ વખત થયો હતો. લુગડાં ઉતારીને હું ઓટલા ઉપર એક આરામ ખુરશી ઉપર બેઠો, અને કોઇક વખત ધીમેથી કોઇક વખત મ્હોટેથી 'ઇન્દુકુમાર' વાંચવાનું શરૂ કર્યું. સરલાએ સગડી સળગાવીને રાંધવાની શરૂઆત કરી.

" આપણે બારેમાસ અહિંજ રહેવાનું હોય તો કેવું સારૂં! " રસોડાંમાંથી સરલાએ કહ્યું.

"બારેમાસનું તો ઠીક, પણ હું જો હવે જલદીથી એલ એલ. બી. પાસ કરી દઉં તો બે મહિનામાં તો અવાય ખરૂં." હું બોલ્યો. (સ્હવારથી ઇન્દુકુમારજ હાથમાં હતું એટલે તે અવસર વ્હેલો આવે એવાં ચિહ્‌ન જણાતાં નહોતાં.)

"પણ આ બંગલામાં કાંઇક એકાન્ત તો ખરૂં હો."

"ત્હમને બૈરાંને એકાન્ત વાસ ગમતોજ નથી એટલે શું."

"ગમવાનું શેનું? હાવી ઉજડ જગ્યામાં રહેતાં મ્હારૂં મનતો માને નહિ."

"ત્હમે અસલનાં ઋષિપત્નીઓના જેવાં ક્યહારે થશો?" મ્હેં સ્હેજ હસીને સરલાને બનાવવા કહ્યું.

"ત્હમે જ્યહારે ઋષિઓના જેવા હિમ્મતવાન થાઓ ત્યહારે હમે ઋષિપત્ની જેવાં થઇશું." સ્હામો ઉત્તર મળ્યો.

"પણ હું તો ગમે તેવી જગ્યામાં રહેવા તૈયાર છું. તું ના પાડે છે ને."

"ના પાડુંસ્તો. વખતે રાતના એકાદ ચોર આવ્યો તો મ્હારી સાથે ત્હમેય બુમ પાડવા લાગો. બીજું શું કરો?"

ગુજરાતી પુરૂષપ્રજા ઉપર આ કલંક આવેલું જોઈને મ્હેં ઇન્દુકુમારનું પુસ્તક બંધ કર્યું, સ્હામા પ્રત્યુત્તર આપીને કલંક ધોઇ નાખવાનો નિશ્ચય કર્યો.

"ત્હને મ્હોંયે શું કહું? એક વખત ચોર આવે પછી હું શું કરી શકું છું તે બતાવું."

"મ્હારે ત્હમારી બહાદુરી જોવાને ચોરને ઘરમાં ઘાલવો નથી."

"પુરૂષો ગમે તેવા પણ ત્હમારા કરતાં તો કાંઇક ઠીકજ હોય. પેલા બંગાળીએ ચોરને કોથળામાં ઘાલી દીધો હતો તે શું તું નથી જાણતી?"

કાયદાના અભ્યાસના સુક્ષ્મ પડ નીચે આવેલાં ઇંગ્રેજી વર્તમાનપત્રો અને નવલકથાઓના વિશાળ જ્ઞાનથી સરલાને મ્હાત્ કરવાનો મ્હેં ઠરાવ કર્યો.

"આજે ત્હમારે મ્હારી સાથે વાદવિવાદજ કરવો છે કે શું?"

"હા."

"ચોરને કોથળામાં ઘાલવા જતાં ત્હમેંજ ક્યહાંક અન્દર પુરાઇ જશો." બીજા ઓરડામાં લોટ લેવા જતાં, ખુરશી પાસે આવીને મ્હારી સ્હામાં કાંઇક સ્મિત કરતાં સરલાએ પ્રહાર કર્યો.

આ છેલ્લા પ્રહારથી હું કાંઇક ખંચાયો. પાછું ઇન્દુકુમાર વાંચવાનું શરૂ કરવામાંજ ડહાપણ સમાયેલું જોયું. પણ વાંચવામાં ચિત્ત પરોવાયું નહિં. મ્હારી વાદવિવાદની છટા તો બાજૂએ રહી અને સ્હામો આવો પ્રત્યુત્તર મળ્યો.

વિચારમાંને વિચારમાં રાત્રિ પડી. મનુષ્યનો પગરવ ધીમે ધીમે બંધ પડી ગયો. આકાશમાં તારા ઝળકવા લાગ્યા. બંગલાના માળીના ઝુંપડાંમાંથી ધુમાડાની સેર નીકળી. આંખ્યમાં નિંદ્રા ઘેરાણી. હાથમાંથી પુસ્તક જમીન ઉપર પડી ગયું. અર્ધો કલાક હાવી સ્થિતિમાં રહ્યો હઇશ એટલામાં સરલા ગાતી ગાતી રસોડાંમાંથી નીકળી અને પાછળથી આવીને ખુરશી હલાવી.

હમે વાળુ કરવા ગયાં.

બે ત્રણ દિવસ વ્યતીત થઇ ગયા. તે વખતમાં મ્હેં મ્હારૂં કલંક ધોઈ નાખવાનો લાગ શોધ્યો પણ નિષ્ફળ ગયો. દુર્ભાગ્યે સાંઝ પડે કોઇ ભિખારી પણ બંગલામાં પેસતું નહતું કે જેથી હું મ્હારૂં જોર બતાવું. આખરે મ્હને એક ઉપાય સુઝયો. મ્હારો મિત્ર કનૈયાલાલ એક બે દિવસ થયાં ત્હાં આવ્યો હતો પણ સરલાને તે બાબતની ખબર નહતી. મ્હેં ત્હેને બધી હકીકત કહી અને મ્હારા પ્રપંચમાં ત્હેને સામેલ કર્યો. હમારા છૂપાં મંડળમાં હમે ઠરાવ કર્યો કે રાતના બારેક વાગ્યે કનૈયાલાલે મોટી ડાંગ લઇને મ્હારા બંગલામાં આવવું અને હું સુતો હોઉં ત્હાં એકદમ ધસી આવવું. એટલે તરતજ હું સોટી લઇને ઉઠું અને ભલભલા ઉસ્તાદોને છક્ક કરી નાંખે તેવા લાકડીપટાથી ત્હેને મ્હાત કરીને ન્હસાડી મૂકું.

આ ઠરાવ પ્રમાણે વર્તવાનો પ્રથમ તો કનૈયાલાલનો વિચાર થયોજ નહિં પણ આખરે મ્હારા કાલાવાલાથી ત્હેમાં સમ્મત થયો. એટલી શરતે કે જો કાવત્રું પકડાઈ જાય તો સરલાનો કોપાગ્નિ મ્હારે સહન કરવો. પણ મ્હને તો ખાત્રી હતી કે કાર્ય સફળ થવાનું એટલે હું કબુલ થયો.

ઠરાવેલ દિવસની રાત આવી પહોંચી. વાળુ કરીને હું અને સરલા ઉપર સુવા ગયાં. સરલા તો તરતજ નિંદ્રાવશ થઇ ગઇ પણ મ્હને ઉંઘ આવી નહિં. અગીયાર વાગ્યા. પથારીમાં આમથી તેમ પાસાં ફેરવવા માંડયાં પણ નિંદ્રા દેવીએ કૃપા કરી નહિં. બ્હાર આકાશમાં ચન્દ્ર પુર્ણ રીતે પ્રકાસ્યો હતો. અસંખ્ય તારાથી આકાશ છલકાઇ જતું હતું. હુમ્મસમાં ગાઢ શાન્તિ ફેલાઇ રહી હતી. વચમાં વચમાં શિયાળવાંની દિર્ઘ ચીસથી આ શાન્તિમાં વિધ્ન પડતું હતું. સમુદ્ર પણ નિંદ્રામાં હોય તેમ શાન્ત હતો. કોઇક વખત ત્હેના મોજાંનો અવાજ મંદમંદ સંભળાતો કાને પડતો હતો. હું પથારીમાંથી ઉઠયો. સરલાની સ્હામા જોયું. સરલા પ્રશાન્ત ચિત્તે ઉંઘતી હતી. કદાચ કાંઇ માઠું પરિણામ તો નહિં આવે એ વિચારથી હું કંપ્યો. આ કાર્ય માથે નહિં લીધું હોત તોજ ઠીક થાત એમ લાગ્યું. વખતે હસવાંમાંથી ખસવું તો નહિં થાય. ? સરલા બહુ બ્હીશે તો શું કરીશ ? એટલામાં બારનો છેલ્લો ટકોરો ઘડિયાળમાં વાગ્યો. મ્હને પાછો ઉત્સાહ થયો. જ્યારે સરલા જાણશે કે એતો મશ્કરી હતી ત્હારે કેટલી ખુશ થશે એ વિચારથી આનન્દ થયો. પાછો પથારીમાં સુતો. સ્હાડા બાર, પોણો થતાં સ્હેજ નીચલું બારણું હાલ્યું. બારણું મ્હેં ખુલ્લુંજ રાખેલું હોવાથી વધારે ખડખડાટ થયો નહિં. ધીમે ધીમે દાદર ઉપર ચ્હડવાનો અવાજ સંભળાયો. દિવાના ઝાંખા પ્રકાશમાં મ્હેં એક પુરૂષને દાદર પાસે જોયો. એટલામાં તો પુરૂષે ફુંક મારીને દિવો હોલવી નાખ્યો. ઓરડામાં અંધકાર થઈ ગયો. આથી મ્હને કાંઇક અજાયબી થઇ. સંકેતમાં આમ કરવાનું કહ્યું [illegible]હતું. પણ વખ્તે વધારે તાદશ્ય કરી બતાવવાનું ધારીને ત્હેણે દિવો હોલવી નાખ્યો હશે. પુરૂષ મ્હારી પાસે આવ્યો નહિં પણ ટેબલ તરફ ગયો. પણ અંધારૂં હોવાથી ત્હેને બરાબર સૂઝયું નહિં. ટેબલ સાથે અફળાવાથી અવાજ થયો. સરલા એકદમ જાગી ઉઠી. પુરૂષે રૂપાંનાં વાસણો અને મ્હારી ઘડિયાળ ખોળામાં લઇ લીધાં.

હ્‌હેની આકૃત્તિ દષ્ટિએ પડતાંજ સરલાએ ચીસ પાડવા માંડી. મ્હેં ઘણી વારી પણ તેમ તેમ તો ચીસ વધવા લાગી. હું એકદમ પુરૂષની સ્હામા મ્હારી સોટી લઇને ધસ્યો. જોત જોતામાં અચાનક પુરૂષનો હાથ ઉંચો થયો. લાકડીનો એક જબ્બર ઝપાટો મ્હારા માથાં ઉપર પડ્યો. બંગાળીઓના પરાક્રમો સ્મૃતિમાંથી ખસી ગયાં. કોથલાની વાત સ્વપ્નની પેઠે નષ્ટ થઈ ગઇ. સરકસના ખેલાડીની માફક બે ગલોટીયાં ખાઇ મ્હેં પૃથ્વિને પ્રણામ કર્યા. મનને કાબુમાં રાખવાના સબળ પ્રયત્ન છતે કોણ જાણે શાથી હું પણ સરલાની સાથે સૂર પુરતો હોઉં તેમ " ચોર ચોર " ની બુમો પાડીને બંગલો ગજાવવા લાગ્યો. પુરૂષ છલંગ મારીને નાઠો. બંગલામાં એક ઘરડા માળી સિવાય કોઈ ન હતું. માથાંમાં લાગેલી ડાંગ મ્હને વધુ જોરથી બૂમો પાડવાને ઉત્તેજીત કરવા લાગી. સરલા બ્હેબાકળી થઇને મ્હારાં માથાં ઉપર હાથ ફેરવવા લાગી. એટલામાં વળી પાછુ બારણું ઉઘડ્યું. થોડીવારમાં જમાલ પોલિસ એક માણસને ગળચીમાંથી પકડીને અંદર લાવ્યો. મ્હને પોલિસને જોઇને હિમ્મત આવી. ઉઠીને દિવાસળી સળગાવીને દિવો સળગાવ્યો. પ્રકાશ પકડાયલા પુરૂષ ઉપર પડતાંજ હું ચમક્યો. કનૈયાલાલ પોલિસના બન્દિવાન તરિકે ઊભો હતો.

૪

" કેમ જમાલ, આ માણસને તું ક્યાંથી પકડી લઇ આવ્યો ! આતો હમારા સ્નેહી છે. " કનૈયાલાલના ગુસ્સાથી લાલચોળ થઇ ગયલાં મ્હોં સ્હામું જોઇને મ્હેં સ્હેજ ધીમેથી કહ્યું.

" પણ મ્હને શું ખબર કે આ તહમારા સ્નેહી હશે ! તહમારી મોટી બુમો સાભળીને હું આમ આવતો હતો એટલામાં એક પુરૂષ મ્હને દોડતો સ્હામો મળ્યો. હું એને તો નહિં પકડી શક્યો પણ આ પુરૂષ પણ ત્હેનાજ જેવા વેશમાં છૂપાતો આણી તરફ આવતો હતો ત્હેને મ્હેં પકડ્યો. " જમાલે પણ જરાક ભોંઠા પડી જઇને કહ્યુ.

× × ×

જમાલને જેમ તેમ પતાવ્યો. કનૈયાલાલે એક મહિના સુધી સરલા આગળ આવીને મુલાકાત લેવાની તસ્દી લીધીજ નહિં. મ્હને પણ ચોરોની વાત કરવાનો શોખ થતો નથી. લાચાર ! સ્ત્રીઓમાં હાસ્યરસની લાગણી હોતીજ નથી એમ હું તો ધારૂં છું.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

# વિવિધ વિહાર.

## પરોપકાર.

( લેખક સૌ. શારદાગૌરી બી. એ. )

સન્નારીઓ—

એક પ્રસંગે અર્જુનની સ્ત્રી સુભદ્રા જે કરૂણાની મૂર્તિ ગણાતી હતી તે પથારીમાં પડી હતી. તેની પાસે ઉત્તરાની મા સુલોચના બેઠી હતી, ને પાસે બેસીને પોતાના કોમળ હાથથી સુભદ્રાના વિખરાયલા વાળ ઓળતી હતી. થોડી વારે સુલોચના બોલી, "સુભદ્રા તું આમ કર્યા કરીશ તો તારૂં શું થશે? તું પુરી નથી ઊંઘતી, તેમ પુરી ખાતી પીતી પણ નથી, રાત દિવસ જખમી થયેલાઓની શુશ્રુષા કરતી છાવણીમાં ફરે છે. જો! તારી આંખો ઊંડી ઉતરી ગઇ છે. મોં નિસ્તેજ થયું છે. અને વાળ રજ ભરાવાથી મેલા થયા છે. યુદ્ધની શરૂઆત થયાને આજ અગિયાર દિવસ થયા. એટલા દિવસમાં એકે દિવસ મેં તારૂં મોં હસતું જોયું નહિં. મરણ પથારીએ પડેલા લોકો માટે આટલો બધો પ્રયાસ કરવાથી શું ફળ? શો લાભ?"

સુભદ્રાએ કહ્યું—"સ્ત્રીઓને એનાથી અધિક સુખ શાથી મળવાનું છે? દર્દીને આરામ કરવો, દુઃખી ઉપર દયા કરવી; શોકગ્રસ્તનું સાંત્વન કરવું, એ સ્ત્રીઓ માટે સ્વભાવીક ધર્મ છે. આ કર્તવ્ય કરવાથી જેટલું સુખ અને સંતોષ થાય તેટલું બીજા કશાથી થાય નહિં. નારાયણે જેમ અગ્નિ નિર્માણ કર્યા પછી પાણી નિર્માણ કર્યું, તેમજ રોગ, શોક, દુઃખ વીગેરે ઉત્પન્ન કર્યા પછી સ્ત્રીનું પ્રેમમય અને કોમળ હૃદય નિર્માણ કર્યું છે. સ્ત્રીઓની જીવનગંગા પ્રાણહીન ઉપર અમૃત, અથવા દુઃખી ઉપર શાંતિ સિંચન કરવા ન વહે તો તેમને કયા સુખની પ્રાપ્તિ થાય? મહાન પુરૂષોને સ્વધર્મના રક્ષણ માટે પ્રાણ અર્પણ કરતા આપણે જોઇએ છીએ. આપણો સ્ત્રીધર્મ આપણે તેમની પેઠે પાળીએ છીએ?"

સુલોચના—"દુઃખી અને જખમી થએલાઓની સેવા કરવી એ સ્ત્રીઓનો ધર્મ કબુલ કરીએ, પરંતુ શત્રુની પણ સેવા કરવી? તેમના ઘવાએલા માણસ લઇ ભલે તેઓ સ્મશાનમાં જાય. તેમને માટે પણ તું આટલી બધી હેરાન શા માટે થાય છે?"

સુભદ્રા—"શત્રુ? શું તે આપણા જેવા માણસ નથી? તેમનાં શરીર લોહીમાંસનાં બનેલાં નથી.? તને, મને પ્રાણ છે અને શત્રુને પ્રાણ નથી? પાણી જુદાં જુદાં વાસણોમાં ભર્યું હોય પણ તે એકજ છે કે જુદું? શત્રુને મિત્ર એ શું? શસ્ત્રથી બધાંનાં શરીર ઘવાય છે. સર્વને એક સરખી પીડા થાય છે. અને સર્વ મરણ પામે છે. એકજ ઇશ્વર સર્વના દેહમાં અધિષ્ઠાન કરી રહ્યા છે. હું કે તું કોણ, અને શત્રુ કે મિત્ર કોણ? આ આપણો ને આ પારકો કહેવાયજ કેમ?". સુલોચનાએ પૂછ્યું—"માટે શું આપણે શત્રુને પણ* કર્ણ ને દુર્યોધનને પણ મિત્ર કહેવા? દુર્જનનાં દુઃખો માટે પણ દુઃખી થવું? વિષ અને અમૃત સરખું ગણવું?"

* અમદાવાદમાં વનિતાવિશ્રામમાં આપેલું ભાષણ.

સુભદ્રા—"પુણ્યશાળી ધર્માત્મા મનુષ્યના મનમાં એવીજ ભાવના રહેવીજ જોઈએ. ખરી મોટાઇતો એમાંજ છે. પાપી ઉપર પણ પ્રેમ કરે તેજ મનુષ્ય પરમેશ્વરને પ્રિય છે. તેજ પ્રેમનો સાચો અવતાર છે. સુગંધ વાળાં અને ગંધ વગરનાં ફુલોને પૃથ્વી સરખાજ ભાવથી ગોદમાં રાખે છે. સમદૃષ્ટિ અને સુખમય પ્રેમ સંગીત શીખવાનાં સર્વ સ્થાનજ છે. અહીં સર્વત્ર સમ બુદ્ધિ, સમાન પ્રેમ અને સમાન દયાનાં દર્શન થાય છે. આપણે સ્ત્રીઓ વિશ્વ જનનીના પ્રતિબિંબ રૂપ છીએ, શત્રુ અને મિત્ર એ ભાવ આપણે માટે નથી. આપણે વરસાદના પાણીની પેઠે માતૃપ્રેમનો પ્રવાહ સર્વત્ર વહેવરાવવો જોઇએ. મિત્ર ઉપરની પ્રતિ સકામ હોવાથી તુચ્છ છે. શત્રુ અને મિત્ર એ સર્વને માટે સમભાવથી જેમનો જીવ દુઃખાય છે તે દેવજ છે. નાનાં બાળકોને આરંભમાં પોતાનાં માતા પિતામાંજ બધું જગત આવી જાય છે. તે સિવાય બીજા કશાની તેમને ખબર હોતી નથી. ધીમે ધીમે તેમના સંસારની મર્યાદા વધે છે, અને ભાઇભાંડુનો તેમાં સમાવેશ થાય છે. યૌવનમાં પતિપત્નિ સ્નેહતરંગમાં મગ્ન થઇ તેમના તે તરંગ પૃથ્વી અને આકાશમાં વ્યાપી રહે છે. આગળ સંબંધીઓના સ્નેહસ્વરૂપે સ્નેહનદીમાંથી અનેક ફાંટા ફુટી અનંત સુખે તે સાગરને મળે છે.

"પોતાના બાળકની માતા થવું, અથવા પોતાની માતાનું બાળક થવું એમાં મહત્તા જરાયે નથી. પરંતુ બીજાના બાળકની માતા થવામાં અથવા બીજાની માતાનું બાળક થવામાંજ ખરી મોટાઇ છે. ખરૂં પુણ્ય છે."

સન્નારીઓ! ઉપરના ઉતારા ઉપરથી દયા, પરોપકારના સત્ય સ્વરૂપનો ખ્યાલ કાંઇક અંશે આવ્યો હશે. જેને ઇંગ્રેજીમાં Christian Charity કહેછે તે આવાંજ પ્રકારની હોય છે. આવીજ દયા આવાંજ દાન અને આવાજ પરોપકાર ઇશ્વરને પ્રિય છે.

પરોપકાર શબ્દનો અર્થજ એ છે કે પારકા ઉપર ઉપકાર કરવો, અને ઉપકાર કર્યો ક્યારે કહેવાય કે તેની કાંઇ પણ રીતે ઉન્નતિ થાય ત્યારે—કાંતો તનની, મનની, કે ધનની.

આજકાલ આપણે જોઇએ છીએ કે આપણા દેશની સ્થિતિ ઘણી દયાજનક થઇ છે. દેશની ઉન્નતિ કરવી આપણાજ હાથમાં છે. આપણી પાસે જે કાંઇ ધન છે. તેનો સદુપયોગ કરીશું તો આપણી ઉન્નતિ થયા વગર રહેશે નહિં. આપણા લોક પાસે કાંઈ પૈસો નથી એમ નહિં. પૈસો તો પુષ્કળ છે પરંતુ તેનો ઉપયોગ કેવી રીતે કરવો તે આવડતું નથી. ન્યાતજાતના વરા કરવા, ન્યાતમાં આબરૂ કહેવડાવવી, લગ્નપ્રસંગે, મરણ પ્રસંગે અથાગ ખર્ચ કરવો એમાંજ આપણો પૈસો ચાલ્યો જાય છે. તેના બદલામાં તેજ પૈસો જો અનાથ લોકોની કેળવણીમાં, અનેક દર્દથી પીડાતા ગરીબ લોકોને માટે દવાખાના ઉઘાડવામાં તથા વેપારની ઉન્નતિ માટે વપરાતો હોય તો કેટલો લાભ થાય! આપણા લોકમાં આ પ્રકારની સંસ્થાઓની હજી ઘણીજ જરૂર છે. આપણે હાલમાં ખરો કસોટીનો પ્રસગ છે. તો તે પ્રસંગે ઘણીજ દીર્ઘદૃષ્ટી વાપરવાની અગત્ય છે. આપણું ધન નિરર્થક ગુમાવીશું તો આપણો દેશ દરિદ્ર થશે. માટે પૈસો સારી રીતે મેળવીને, તથા તેનો સારો ઉપભોગ કરીને બાકી રહેલાનો માબાપ વિનાના બાળકોને, ડોસાં ડગરાંને, માંદાને ખોડવાળાંને ધર્મ કરવો. ભરતામાં ભરવું મિથ્યા છે. જેમ સમુદ્રમાં વરસાદના પા-

ણીનો ઉમેરો ફળ વિનાનો છે, અને સારી પેઠે ધરાઇને જમેલો એવાને પાછું ભોજન કરાવવું નકામું છે તેમ પૈસાથી પૂરા ભરેલાને દાન કરવું એ પણ ફોકટ છે. શ્રી કૃષ્ણે અર્જુનને કહેલું છે કે—

दरिद्रान्भर कौन्तेय मा प्रयच्छेश्वरे धनम् ।
व्याधितस्यौषधं पथ्यं निरुजस्य किमौषधैः ॥

" હે કુંતિના પુત્ર અર્જુન ! તું દરિદ્રિઓને આપ, ધનવંતને ન દેતો; રોગીને ઓસડથી ગુણ થાય છે. પણ નિરોગીને ઓસડ શું કરવા જોઇએ ?"

વિદ્યાની બાબતમાં હજી સુધી ગરીબ તરફ પરોપકારી પુરૂષોનું મન થોડુંજ ગયુંછે. આ દેશમાં ગરીબ રંક જાતને ઉત્તમ કેળવણી આપવાનાં ઠેકાણાં ઘણાંજ થોડાં છે. ગુજરાત તરફના હજારો ગરીબોને ધંધા શીખવવાને નિશાળો નથી. એવી નિશાળો ઉદાર પુરૂષોની પરોપકાર બુદ્ધિથી નીકળશે ને ગરીબો શીખશે ત્યારેજ આપણાથી દેશનું અભિમાન ધરાશે.

આ તો ધનથી પરોપકાર થયો.

પરોપકાર ત્રણ પ્રકારે થઇ શકે છે, તનથી, મનથી અને ધનથી.

હવે આપણા લોકમાં સ્ત્રીઓને હસ્તક ઝાઝું ધન હોતું નથી તો આપણે તન અને મન એથી પરોપકાર કરી શકીએ.

દુઃખી પીડાતા માણસને મદદ કરવી. તે માત્ર પૈસાથીજ થાય છે એમ નથી. તન તોડીને તેમની સારવાર કરવી, તેમના શરીરને તેમજ મનને શાંતિ થાય એવા ઉપાય લેવા, એ સર્વ આપણાથી બની શકે એવાં કાર્ય છે. પરંતુ આ બાબતમાં આપણા મનને કેળવવાની ઘણીજ અગત્ય છે. મોંએથી બોલવું તો સહેલું છે કે દુઃખી ઉપરદયા કરવી, પરંતુ કોઈ રંક માણસને અનેક વ્યાધિથી પીડાતાં આપણે જોઇએ તો પ્રથમ તેની પાસે જતાંજ સૂગ ચઢે છે. તેનું કારણ શું છે ? કારણ એજ કે ખરી દયા Christian Charity જેને કહે છે તે હજી આપણે સમજ્યાંજ નથી. જ્યાં સુધી આ સૂગ દૂર થશે, મારાથી એકાદો રોગ જોવાશે નહિં—એ ખ્યાલ દૂર થશે તોજ, અને અંતરનો ઉભળકો—સર્વ મનુષ્ય પ્રત્યે સમાનભાવ હશે-Self Sacrifice ને Universal Sympathy આત્મભોગ અને સર્વ પ્રત્યે સમાનવૃત્તિ એજ કેળવવાથી ખરો પરોપકાર થશે. અને એજ સર્વ ધર્મનું મૂળ છે. તુલસીદાસ કહે છે કેઃ—

દયા ધર્મ કો મૂળ હે પાપ મૂલ અભિમાન
તુલસી દયા નવ છાંડીએ જબલગ ઘટમે પ્રાન.

મનુષ્ય માત્રપર સમાનવૃત્તિ—દયા સમભાવ એજ ધર્મનું મૂળ છે. અને જો આપણામાંથી અહંતા દૂર થશે તોજ આ સમાનવૃત્તિ કેળવાશે. યુરોપ, અમેરિકા, તથા જાપાન વગેરે સુધરેલા દેશોની સ્ત્રીઓનાં વર્ણન વાંચ્યાથી આપણને પ્રતિતી થાય છે કે આપણે આ બાબતમાં ઘણાંજ પછાત છીએ. મોટા ધનાઢ્યની પત્નિ કે પુત્રી હશે તે પણ એ દેશોમાં દરિદ્રીમાં દરિદ્ર ઘરનાં માણસોની મુલાકાત લેશે, તેમને સ્વચ્છ રહેતાં શીખવશે, તે-

મનાં બાળકોની સંભાળ લેતાં શીખવશે, ધર્મબોધ દેશે, દુઃખને વખતે આશ્વાસન દેશે. આવી રીતે અનેક પ્રમાણે પોતાનાથી ઉતરતી પંક્તિનાં મનુષ્યની ઉન્નતિ કરવાને એ લોકો સદા તત્પર હોય છે. અને એવી રીતે ગરીબોને ઘેર જવામાં તેમનાં દુઃખ નિવારણ કરવામાં એ લોક ઘણીજ મોટાઇ ધરાવે છે. આપણાં માજી રાણી અલેકઝાંન્ડ્રા દર અઠવાડીએ એકવાર હોસ્પીટલના દર્દીઓની મુલાકાત માટે જાય છે. તેમને માટે મેવો મીઠાઇ, કાંઈ સારાં પુસ્તક, ફુલ, બાળકને માટે રમકડાં એવી એવી કાંઈ વસ્તુ લઇ જાય છે. દર્દીઓ એમની વાટ વારંવાર જોયાંજ કરે છે. એક એવા પ્રસંગની વાત છે કે ઇંગ્લંડમાં એક જાહેર મેળાવડો હતો. તેમાં રાણી અલેકઝાન્ડ્રાને હાજરી આપવાની હતી. મેળાવડામાં જવાનો વખત થઈ ગયો હતો. અને ગાડીમાં એઓ બેસવા જતાં હતાં. એટલામાં એક માણસ દોડતો દોડતો ગાડી પાસે આવ્યો ને કહેવા લાગ્યો કે અમુક હોસ્પીટલમાં એક ગરીબ બાઈ મરવા પડી છે ને એ કહે છે કે મને તો જે બાઇ દર અઠવાડીએ ફુલ આપવા આવે છે તેમની મુલાકાત કરવી છે, એમ કહેજો. એમનાં પવિત્ર દર્શન થશે તોજ હું સહેલાઇથી મરી શકીશ. મેળાવડો મેળાવડાને ઠેકાણે રહ્યો ને રાણી અલેકઝાંન્ડ્રા એ કંગાલ બૈરીની અંતની ઘડીએ આશ્વાસન દેવા ગયાં. આ તે દયા. આવાં કાર્ય તે કોઇની પ્રશંસા માટે કે મોટા મોટા ઇલ્કાબો લેવાને માટે કરાતાં નથી. એ તો અંતરના ઉમળકાથી—પ્રભુ પ્રિત્યર્થેંજ થઈ શકે. અને એમ થાય તોજ તેનાં સુફળ મળે! ઇસુ ખ્રિસ્તની એક શીખામણ છે કે તારે એક હાથે કરેલું દાન બીજા હાથને ખબર પડવા દઇશ નહિં. વાસ્તવિક રીતે એનો અર્થ એજ કે લોકમાં જણાવવું, લોકમાં કીર્તિ મેળવવી એ પરોપકારનો હેતુ હોવો ના જોઈએ. પરોપકાર માટે સ્વાર્થનો ભોગ આપવાની ઘણીજ અગત્ય છે. આપણે આપણા કામમાં તો સદા ગુંથાએલાજ રહીશું. પરંતુ આપણા કામમાંથી ગમે તેમ કરીને વખત બચાવીને પારકાનું ભલું કરવા તરફ મન રાખવું જોઈએ. આપણે જો મનથી દૃઢ નિશ્ચય કરીશું કે વરસના આટલા દિવસ તો આપણે કોઈ પ્રકારે લોકોપયોગી સાર્વજનિક કાર્ય કરવાને માટે ગાળવાજ જોઇએ તો આપણને હજાર રસ્તા સુઝશે. આપણેતો બૈરાં અબળા જાતી તે શું કરીએ? ઘર સાચવીએ ને બેશી રહીએ; એમ કરીને જો આળસ કરીશું તો તો કાંઈ કાર્ય થશે નહિં. ત્રણ વરસ ઉપર દક્ષિણ હૈદ્રાબાદમાં જ્યારે ભયંકર રેલ આવી ત્યારે હજારો લોકો ઘરબાર વગરનાં રવડી પડયાં હતાં ત્યારે દરેક અનાથ સ્ત્રીઓની સર્વ પ્રકારની વ્યવસ્થા સ્ત્રીઓએજ કરી હતી. તેમને તે વખતે પુરૂષોની કાંઈ જરૂર નહોતી. શ્રીમતી સરોજીની નૈડુ, તથા મિસીસ હૈદરીના નામના ગુણાનુવાદ તે પ્રસંગે આખા નિઝામના રાજ્યમા ગવાતા હતા. સ્ત્રીઓ જો ધારે તો અનેક ઉપયોગી કાર્ય કરી શકે. કેમકે કાર્યદક્ષતા એમનામાં કાંઈ ઓછી નથી.

શ્રીમતી સુલોચના બ્હેન તથા રૂક્ષમણી બહેનને ખરેખર ધન્ય છે. અમદાવાદ જેવા શહેરમાં લોકોની અનેક નિંદાની દરકાર કર્યા વગર આવા પ્રકારની સંસ્થા ચલાવવી એ કાંઈ થોડી હિંમતનું કામ નથી. બન્ને જણાં પોતાના વખતનો તેમજ પૈસાનો ભોગ આપીને આવું ઉપયોગી કાર્ય કરે છે તો કેટલી અનાથ અબળા તેમને આશીર્વાદ દેતી હશે? જેમનાથી બને તેમણે આવી સંસ્થાને સહાયતા આપવી એ કાંઇ થોડો ઘણો પરોપકાર નથી. પ્રભુ તેમના શ્રમનાં સુફળ આપો એટલુંજ માગીશું.

આ ક્ષણભંગુર જગતમાં કામ, ક્રોધ, માયા, લોભ, મોહ, મદ અને મત્સર નામે છ શત્રુ આપણી સારી બુદ્ધિને ચળાવે છે. એઓથી ઇન્દ્રીયો સ્વાધીન રાખી ન ચળી મનને સ્થિર રાખી પરદુઃખભંજન તરફ નિધા કરીશું તો તેમાંથી જગતનો કર્તા તે શું? આપણને શા માટે તેણે જન્મ આપ્યો છે, આપણે શું કરવું જોઈએ, વગેરે સારા વિચારો આપણામાં આવશે, હૈયાં કુમળાં થશે અને નઠારાં દુઃખ દેતાં સ્વપ્નાં કદી પણ નહિ આવે. દરેકે દરેક ધર્મમાં પરોપકારની સ્તુતી કરેલી છે. દુનિયાનાં સઘળાં માણસો ઇશ્વરને મોટો દાતા જાણી તેના ઉપર આધાર રાખે છે. કુટુંબનાં માણસો રળતા પુરૂષોના ઉપર આધાર રાખે છે. દેશરૂપી કુટુંબમાં રળતાં શ્રીમંત લોક હોય છે માટે નિરાશ્રિત ભાંડુઓ વિશેષે કરીને શ્રીમંતોની આશા રાખે છે. અનાથ સ્ત્રીઓ વિદ્વાન પરોપકારી સ્ત્રીઓની આશા રાખે છે. કવિ નર્મદાશંકર કહે છે કે—

> ધન ન આવશે, સાથ આપણી, ધિરવું ધર્મને પાપને હણી;
> જગત આ વિષે માન સંચિએ, જીવ ગયો પછી મુક્તિ પામીએ.
> જમણવારના છાંડજો કરો, વર વધુ તણા દાદને હરો;
> ગરવ હોય જો કીર્તિ આણવા, ન દઇ ધુર્તને દીન પાળવા.
> જડ થડે થકી વેમ ખાળજો, સુધરવે ઘણી ચોંપ રાખજો.
> દળદરો તણાં દુઃખડાં હરો, ધરમ બુદ્ધિને મોખરે કરો.
> ગરીબ પાત્રને હેતું દાનરે, નથી બીજી મતી તુલ્ય તેનારે.
> નરમદા કહે વીનવી તમો, મદદ દીનને દેઇને રમો.

---

## દુઃખી સંસાર.

---

( સ્ત્રીલેખ. )

> જ્યહાં જોઉં ત્યહાં નજરે પડે દુઃખિયો સૌ સંસાર;
> નિર્ધન સૌ સંસાર.
>
> જ્યહાં જોઉં ત્યહાં દૃષ્ટે પડે નિઃસત્વ સૌ સંસાર;
> નિર્ધન સૌ સંસાર.
>
> દૃષ્ટિ કરૂં ચોફેર પણ દૃષ્ટિ ઠરે નહિ ક્યહાંય;
> નિર્ધન સૌ સંસાર.
>
> લાગી રહી જ્વાળા બધે અમીવૃષ્ટિ ક્યાંથી થાય?
> નિર્ધન સૌ સંસાર.
>
> દુઃખ એકને જો એક, બીજાને બીજું તૈયાર;
> દુઃખીયો સૌ સંસાર.

સીતા સમી ઘરનાર નહિં ક્યાંથી સુખી સંસાર!
નિર્ધન બધો સંસાર.
લક્ષ્મણ સમો બાંધવ નહીં, સુખદુઃખમાં રહેનાર;
ક્યાંથી સુખી સંસાર ?
ક્યાં છે ? શ્રવણ માતાપીતાને કાંધ લઈ ફરનાર ?
દુઃખિયો સો સંસાર.
સીતા સમી ઘરનાર જ્યારે થશે ભારત માંય,
ત્યારે થશે કલ્યાણ.
ધર્મ જેવા નિપુણ નૃપતિ થશે ભારત માંય,
ત્યારે થશે કલ્યાણ.
ભીમ જેવા શરીરશક્તિમાં થશે ભારત માંય,
ત્યારે થશે કલ્યાણ.
હનુમાન જેવા દાસ જ્યારે થશે ભારત માંય,
ત્યારે થશે કલ્યાણ.
"કમજોર ને ગુસ્સા બહુ" હીંદી પ્રજાને હાય :
દુઃખીયો સૌ સંસાર.
જ્યહાં જોઉં ત્યહાં નજરે પડે દુઃખીયો સો સંસાર;
નિર્ધન સો સંસાર.
જ્યહાં જોઉં ત્યહાં દૃષ્ટે પડે નિઃસત્વ સો સંસાર;
નિર્ધન સો સંસાર.

સૌ. હેમકુંવર

---

## પહેલી બ્રહ્મક્ષત્રિય મહીલા પરીષદ્.

અસંતોષ એજ પ્રગતિનું મૂળ છે. અને અત્યારે આપણા દેશમાં પણ સર્વત્ર અસંતોષ વ્યાપી રહ્યો છે. આપણને આપણા રીતી રીવાજોમાં, નાતજાતોમાં, સમાજોમાં સર્વત્ર ન્યુનતાજ ભાસે છે. અને તે ન્યુનતા દુર કરવાના હેતુથી અનેક પ્રકારની પ્રવૃત્તીઓ શરૂ થઇ ગઇઓ છે. અગણીત કોનફરન્સો, પરીષદો, મંડળો, વગેરે સ્થપાયા છે અને આપણી ઉન્નતીને માટે ચોગડદમથી પ્રયાસો ચાલી રહ્યા છે.

અન્ય કોમોની માફક કાંઇક દેખાદેખીથી અને કાંઇક પોતાની ઉન્નતી અર્થે ગુજરાત કાઠીઆવાડમાં વસતી બ્રહ્મક્ષત્રિય કોમે પણ પ્રતીવર્ષ પોતાની નાતની કોનફરન્સ ભરવાનું કાર્ય આજ પાંચ વર્ષ થયા આરંભ્યું છે. આ વર્ષે એ કોનફરન્સની સાથે એક નવીન સંસ્થાએ જન્મ લીધો છે. એ કોમની કેટલીક સ્ત્રીઓએ પુરૂષોની કોનફરન્સની

સાથે નાતની સ્ત્રીઓની પણ પરીષદ્ બોલાવવાની યોજના બહાર પાડી હતી ને તેમની આ યોજના દરેક રીતે સફળ નીવડી હતી. તા. ૨૩ અને ૨૪મી મેને દીવસે આમોદમાં પુરૂષોની કોનફરન્સ સાથે પહેલી બ્રહ્મક્ષત્રિય મહીલા પરીષદ્ પણ મળી હતી ને તે પરીષદમાં આમોદમાં વસતી લગભગ બધી બ્રહ્મક્ષત્રિય સ્ત્રીઓ ઉપરાંત ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળોથી પણ એ નાતની કેટલીક સ્ત્રીઓએ હાજરી આપી હતી. એ પરીષદનું પ્રમુખસ્થાન ભરૂચવાળા મરહુમ ઓનરેબલ્ ચુનીલાલ વેણીલાલ, સી. આઇ. ઈ ની વિધવા ગંગાસ્વરૂપ હરીગંગાને આપવામાં આવ્યું હતું. એ પરીષદનો કાર્યક્રમ નીચે મુજબ હતો.

## પહેલો દીવસ.

પ્રથમ દીવસની બેઠક તા. ૨૩ મી મેને દીવસે સાંજના ચાર વાગતાં મળી હતી. શરૂઆતમાં સૌ. કપીલા કેશરીપ્રસાદ તથા સૌ. મનહરગૌરી કાંતીલાલે મળી ઇશ્વરપ્રાર્થના ગાઇ હતી. ત્યારબાદ એ પરીષદના સ્વાગત મંડળના પ્રમુખ સૌ. જ્યોતલક્ષ્મી નંદલાલે આવકારના બે બોલો કહ્યા હતા. ને થઈ રહ્યા પછી મહીલા પરીષદની યોજના રજુ કરનાર સ્ત્રીઓના તરફથી સવીતા કૃષ્ણલાલે શરૂઆતનું ભાષણ કર્યું હતું. તે ભાષણમાં આ પરીષદની યોજના કેવી રીતે ઉભી કરવામાં આવી હતી, તેના હેતુ શા છે ને તેના શું લાભો થવાનો સંભવ છે વગેરે બાબતો જણાવી હતી. પછી સૌ. હીરાલક્ષ્મી કૃષ્ણલાલની દરખાસ્તને સૌ. કપીલા કેશરીપ્રસાદના અનુમોદનથી ગંગાસ્વરૂપ હરીગંગાને પરીષદનું પ્રમુખસ્થાન આપવામાં આવ્યું. પછી બહારગામની કેટલીક સ્ત્રીઓએ પરીષદમાં હાજર ન થઇ શકાયું તેને માટે દીલગીરી બતાવવા તેમ પરીષદના કાર્ય તરફ દીલસોજી બતાવનારા જે પત્રો લખી મોકલ્યા હતા તે પરીષદ્ સન્મુખ વાંચી સંભળાવવામાં આવ્યા હતા. પછી પ્રમુખે થોડા શબ્દો કહ્યા બાદ તેમનુ ભાષણ તેમની ભાણેજ સૌ. મંગળાગૌરી ગુણવંતરાયને વાંચી બતાવવા આજ્ઞા કરી. પ્રમુખનું ભાષણ વંચાઈ રહ્યા બાદ "આપણા સંસારમાં સ્ત્રીઓનું યોગ્ય સ્થાન ને જ્ઞાતીસુધારામાં સ્ત્રીઓની મદદની જરૂર" એ વિષયપર અમદાવાદથી સૌ. હરીગંગા ચીમનલાલનો આવેલો નિબંધ સૌ. ધનલક્ષ્મી હીરાલાલે વાંચી બતાવ્યો હતો. એજ વિષયપર બીજો નિબંધ સૌ. રતનલક્ષ્મી અમૃતલાલ તરફથી આવેલો હતો પણ વખત ન હોવાથી તે વંચાયો નહોતો પણ પ્રમુખની આજ્ઞાથી તે વંચાયા બરોબર ગણી લેવામાં આવ્યો હતો. પછી સૌ. ભાનુમતી લલ્લુભાઇએ "હાલના સમયને તેમ આપણા હીંદુ સંસારને અનુસરી સ્ત્રીઓને કેવા પ્રકારની કેળવણી આપવી જોઇએ કે જેથી તેમના મન તથા આત્માનો વિકાસ થાય તેમ પત્ની માતા વગેરે તરીકે પોતાની ફરજો તેઓ બરોબર અદા કરી શકે" એ વિષયપર નિબંધ વાંચ્યો હતો. પછી સૌ. કપીલા કેશરીપ્રસાદે "સ્ત્રીઓ તથા બાળકોનાં શરીર નીરોગી તથા તંદુરસ્ત રાખવાની કેટલીક સામાન્ય સૂચનાઓ" એ વિષયપર નિબંધ વાંચ્યો હતો. આ નિબંધો વંચાઇ રહ્યા પછી પહેલા દીવસનું કામકાજ સમાપ્ત થયું હતું. તે સમાપ્ત થઇ રહ્યા બાદ સૌ. સવીતાગૌરી કૃષ્ણલાલ તરફથી પરીષદમાં હાજર રહેલી સ્ત્રીઓને માટે ચાહપાણી તથા મીઠાઇનો મેળાવડો કરવામાં આવ્યો હતો.

છે એમ મારાથી માની શકાતુંજ નથી. પણ એ પરીષદોના લાભ બતાવવાનું શરૂ કરતા પહેલાં એના વિરૂદ્ધ જે વાંધા દર્શાવવામાં આવે છે તેના તરફ સહજ દષ્ટી નાંખીએ.

પ્રથમ જે વાંધો દર્શાવવામાં આવે છે તે માત્ર આવી મહીલાપરીષદ્ વિરૂદ્ધજ દર્શાવવામાં આવે છે એમ નથી, પણ નાતની અંદરની હરેક પ્રકારની હીલચાલની વિરૂદ્ધ એ પક્ષ તરફથી વાંધો લેવામાં આવે છે. આવો વાંધો દર્શાવનારાઓનું એમ માનવું છે કે અત્યારના સંજોગોમાં આપણે માટે પ્રથમ જરૂરની બાબત એ છે કે આપણે આપણા દેશમાં એક પ્રજાત્વ ઉત્પન્ન કરવું. અને આવું પ્રજાત્વ ઉત્પન્ન કરવામાં નાતીભેદ વિઘ્ન રૂપ છે માટે નાતોનો પ્રથમ નાશ કરવાની આવશ્યકતા છે. આવી આવી નાતોની પરીષદો, કોનફરન્સો જેવી સાંકડી ને સંકોચીત પ્રવૃત્તીઓ નાતોને વધારે મજબુત ને સંગીન બનાવે છે. માટે દેશહીતને માટે આવા પ્રકારની પ્રવૃત્તીઓનો એકદમ ત્યાગ કરવો જોઇએ. અવશ્ય આપણા દેશમાં એકજ પ્રજા બનાવવા માટે નાતોનાં બંધન તોડી નાખવાનું ઇષ્ટ છે ને તો સર્વ કોઈ કબુલ કરશે. પણ જે ઇષ્ટ છે તે અત્યારે ને અત્યારે બની શકે એમ છે ? ને અત્યારે નાતોના બધનો તોડવાનું બની શકે એમ નથી તો જ્યાં સુધી તે બંધનો તુટે નહીં ને દેશમાં એક પ્રજા ઉત્પન્ન થાય નહીં ત્યાં સુધી નાતોની અંદર સુધારો કરવાનો પ્રયત્ન શું આપણે ના કરવો ? નાતોની અંદરના કુધારાઓ, વ્હેમો, વગેરે કાઢી નાંખવાનો પ્રયત્ન ના કરતાં તેમને અધમ દશામાંજ રહેવા દેવા? આવા પ્રયાસોથી દેશહીતને હાની થવાનો બીલકુલ ભય નથી. પણ આડકતરી રીતે ઉલટો લાભ થવાનો વધારે સંભવ છે. આવી આવી સાંકડી ને સંકોચીત હીલચાલોથી કેળવણીનો ઓહોળો પ્રચાર થશે, નાતોમાંથી હાનીકારક રીવાજો નીકળી જશે તો એનાથી આગળ ઉપર સમગ્ર દેશને લાભ થવાનો સંભવ છે. અવશ્ય નાતોની હીલચાલોના આગેવાનોએ ખાસ કરીને બે વાતો લક્ષમાં રાખવાની છે. એકતો તેમના કર્તવ્ય પ્રદેશની સીમા માત્ર નાતહીતની સંકોચીત પ્રવૃત્તીઓમાંજ સમાપ્ત થઇ જવી જોઇએ નહીં પણ નાતની બહાર દેશહીતને માટે ચાલતી અનેક પ્રવૃત્તીઓમાં પણ તેઓએ એટલાજ ઉત્સાહથી ભાગ લેવો જોઇએ. નાતહીતની હીલચાલોના આગેવાનોએ બીજી વાત ધ્યાનમાં રાખવાની એ છે કે નાતહીતની હીલચાલો પણ દેશોન્નતીને માટેજ છે. માટે એવી હીલચાલોથી દેશના એકંદર હીતને લગાર પણ નુકશાન થવાનો સંભવ હોય તો એ હીલચાલોનો એકદમ ત્યાગ કરી દેવો જોઇએ. આ બે બાબતો લક્ષમાં રાખી જો કામ કરવામાં આવે તો આવી નાતોની પરીષદો તરફથી દેશને નુકશાન થવાનો બીલકુલ ભય નથી.

આ મહીલાપરીષદ્ વિરૂદ્ધ બીજો વાંધો તદન જુદાજ પ્રકારનો છે. એ વાંધો કાઢનારાઓનું એમ કહેવું છે કે સ્ત્રીઓની આવી પરીષદો ભર્યાથી તેઓનું જીવન તદન કૃત્રિમ ને આડંબરી થઇ જશે. પરીષદો ભરી જાહેર પ્રશ્નોની ચર્ચા કરવી એ કામ પુરૂષોનું છે. કાંઇ સ્ત્રીઓનું નથી. પુરૂષોની માફક તેઓ પણ જો આવી હાલતમાં પડશે તો રસોઇ કરી પુરૂષોને જમાડવાનું, ઘરધંધો કરવાનું, બાળકોની સંભાળ રાખવાનુ વગેરે ગૃહિણી તરીકેના તેમનાં કર્તવ્યો એમનાં એમ રહી જશે ને તેઓ નહી ઘરનાં ને નહીં બહારનાં, અતોભ્રષ્ટ તતોભ્રષ્ટની સ્થીતીમાં આવી જશે.

આવા વિચાર ધરાવનારા મનુષ્યોને માત્ર એટલુંજ કહેવાનું કે, સ્ત્રીઓનો કર્તવ્ય-પ્રદેશ માત્ર ઘરકામ કરવામાંજ સમાપ્ત થઇ જાય છે ને નાતહીતના જાહેર પ્રશ્નોમાં ભાગ લેવાનો એમને બીલકુલ અધીકારજ નથી એમ કહેવાના દીવસો આપણા જેવા રૂઢી ચુસ્ત દેશમાંથી પણ હવે વહી ગયા છે. આપણી મરજી હશે કે નહીં હશે તોપણ તેઓ પોતાના કર્તવ્યપ્રદેશનો વિસ્તાર લંબાવશે ને જાહેર પ્રવૃત્તીઓમાં ભાગ લેશેજ. અન્ય દેશોમાંનો અનેક પ્રકારની જાહેર પ્રવૃત્તીઓમાં સ્ત્રીઓ ઘણોજ આગળ પડતો ભાગ લે છે. જો તેઓને જોઇતી કેળવણી તેમ પ્રસંગો આપવામાં આવે તો આપણા દેશની સ્ત્રીઓ પણ જાહેર કાર્યોમાં ભાગ લેવા પુરતી સમર્થવાન છે એ વાત છેલ્લા થોડા વર્ષના આપણા દેશના ઇતીહાસપરથી સીદ્ધ થઇ ચુકી છે. તો પછી આપણે આવી મહાનશક્તિઓનો દેશહીતના કાર્યોમાં ઉપયોગ થવા ના દેતાં તેમનો નિરર્થક વ્યય થવા દેવો ? સંસારસુધારાના કાર્યમાં તો સ્ત્રીઓની સહાનુભુતીની ખાસ જરૂર છે. આપણે પોતે, નાતોના પંચોમાં, કોનફરન્સોમાં, સમાજોમાં, અને બીજી અનેક સંસ્થાઓમાં કરેલા ઠરાવો શું અમલમાં મુકી શકવા શક્તિવાન થયા છીએ ? અને તે ઠરાવો અમલમાં મુકવામાં સ્ત્રીઓની વિરુદ્ધતા તેમ અજ્ઞાનતા શું આપણને વિઘ્નરૂપ નથી નીવડી ? વસ્તુસ્થીતિ આમ છે તો સ્ત્રીઓ પોતેજ સંસારસુધારાના કાર્યમાં ભાગ લઇ આપણને મદદ કરવા તૈયાર થયા છે, તો તેઓની મદદ સ્વીકારવા આપણે શા માટે ના પાડવી જોઇએ ? અને તેઓને કાર્ય કરવામાં આમ અડચણરૂપ શા માટે થવું જોઇએ ?

આવી સ્ત્રીઓની પરીષદોપર કટાક્ષ કરનારાઓ તરફથી નિરંતર એમ કહેવાય છે કે આવી પરીષદો માત્ર આડંબરી ધતીંગજ છે. તેનાથી કાંઇ લાભ થયેલો દેખાતોજ નથી. પરીષદો ભરાઇ ગઇ પણ સ્ત્રીઓ તો એવીને એવી માલમ પડે છે. એમનામાં કાંઇ સુધારો થયેલો લાગતો નથી. એમના કરેલા ઠરાવો માત્ર ઠરાવરૂપજ રહેવાના ને કદી પણ અમલમાં મુકી શકાવવાનાજ નથી. સ્ત્રીઓના નામથી આજે નિબંધો વંચાય છે તે બધા પુરૂષોના હાથથીજ લખાયલા છે અથવા તો ચોપડીઓમાંથી તેઓએ ઉતારી લીધેલા છે. તો પછી આવો નાહક ફારસ કરી હાંસી કરાવવાનું ફળ શું ? આવાં આવાં છીંડાં ફાડનારાઓને એટલુંજ કહેવાનું કે પુરૂષોની કોનફરન્સોને સમાજો આજ પચાસ પચાસ વર્ષો થયાં ભરાયા કરે છે ત્યાર પછીજ એનાં કાંઇ દેખીતાં ફળ આપણે જોઈ શક્યા છીએ. આટલા આટલા વર્ષો સુધી આવી આવી પરીષદો મારફત લોકમત કેળવાયો ત્યારેજ કાંઇ સુધારો થયેલો માલમ પડે છે. પુરૂષોની કોનફરન્સો ભરાઇ કે તરતજ એમનામાં કાંઇ જાદુઇ ફેરફાર આપણને માલમ પડતો નથી. તો પછી સ્ત્રીઓની બાબતમાં આમ ઉતાવળીઆ ને અધીરા બની જઇ તાત્કાળીક લાભ માગવાનો આપણને શો હક છે ? મહીલાપરીષદમાં સ્ત્રીઓએ કરેલા ઠરાવો માત્ર ઠરાવરૂપ કાગળમાંજ રહેવાના ને તે પ્રમાણે કદી પણ અમલ થવાનો નથી એવું અત્યારે કહેવું સહજ કવખતનું છે. થોડો વખત ધીરજ રાખી થોભો ને એમણે કરેલા ઠરાવો વિરૂદ્ધ એમનું આચરણ માલમ પડે ત્યાર પછીજ આવી કટાક્ષ કરવાનો આપણને હક છે. ને કદાચ ઠરાવો વિરૂદ્ધ એમનું આચરણ થાય તો એ શું થઇ ગયું ? આપણા વિદ્વાન અગ્રેસરો પણ સુધારાની બાબતોમાં તેમણે કરેલી જાહેર પ્રતિજ્ઞાઓ પુરેપુરી પાળી શક્યા નથી. આપણા હાનીકારક રીવાજોનો ત્યાગ કરવાની સુબુદ્ધિ તેમને

સુઝીને તે બાબતના ઠરાવો કરવાનો વિચાર તેમના મનમાં આવ્યો એ શું પ્રગતીસુચક ચીન્હ નથી?

સ્ત્રીઓના નામે થયેલા ભાષણોને વંચાયલા નિબંધો બધા પુરૂષોના હાથથીજ લખાયલા છે એમ કહેનારાઓને એટલું કહેવું બસ છે કે તેઓ આ જમાનામાં સ્ત્રીઓએ કરેલી પ્રગતીથી તદન બીનવાકેફગાર છે. જે સમયમાં પુરૂષો સાથે ફતેહમંદીથી હરીફાઇ કરી સ્ત્રીઓ પાઠશાળાઓની મોટી મોટી પરીક્ષાઓ પાસ કરે છે તેમ સાહિત્યને કળામાં ઉંચા પ્રકારની નામના મેળવે છે, તેવા સમયમાં પણ એમ કહેવું કે સ્ત્રીઓ તો નિબંધો લખી શકેજ નહીં ને એમના નામથી બહાર આવેલા નિબંધો પુરૂષોનાજ લખેલા છે, એ એક પ્રકારનો દુરાગ્રહ નહીં તો બીજું શું? હું કબુલ કરૂં છું કે કોઇ કોઇવાર પુરૂષોના હાથથી લખાયલા લેખો સ્ત્રીઓના લેખો તરીકે બહાર આવે છે. આ મહીલાપરીષદમાં પણ એકાદ બે નિબંધોની બાબતમાં કદાચ એમ થયું પણ હશે. કોઇ કોઇ નિબંધો ચોપડીઓમાંથી એમને એમ ઉતારી લેવામાં આવ્યા હશે. આટલું છતાં પણ આવા પ્રકારના નિબંધો તથા પુસ્તકો ઘણીવાર વાંચવા પડયા હશે ને એ વાંચનથી શું લાભ નથી? જે સ્ત્રીઓની દષ્ટિમર્યાદા માત્ર નાતજાતની નજીવી ને નિર્માલ્ય બાબતોમાં સમાપ્ત થઇ જતી હતી જેમને વાતચિતનો વિષય પણ આવી નજીવી બાબતો શીવાય બીજો જડતોજ નહોતો, તેવી સ્ત્રીઓએ પરીષદમાં વાંચવાને નિબંધો તૈયાર કરવાને પુસ્તકો વાંચવાને નિબંધો લખવા પાછળ મહીનાને મહીના ગાળ્યા એથી શું એમને વિદ્યા તથા કેળવણીનો લાભ નહીં મળ્યો હોય? આવી સ્ત્રીઓ સભાઓ, પરીષદો, નિબંધો વગેરે શું છે તે સમજતી થઇઓ, જાહેર કામની વ્યવસ્થા શી રીતે કરવી તેનું પણ તેમને ભાન આવ્યું. આ બધું શું એક જાતનું શીક્ષણ નથી? બીજા બધા ઉપાયો કરતાં ઉન્નતીને માટે કેળવણી ઉત્તમ ઉપાય છે. ને આવી આવી પરીષદો ભર્યાથી, નિબંધો વાંચ્યાથી, તેમને માટે અભ્યાસ કર્યાથી. એક બીજા સાથે સંસર્ગમાં આવ્યાથી ને વિચારની આપલે કર્યાથી ઉત્તમ પ્રકારની કેળવણી મળે છે એ તદન નિર્વિવાદ છે.

છેવટે આ મહીલાપરીષદના કાર્યમાં ભાગ લેનાર સ્ત્રીઓને એટલુંજ કહેવાનું કે વિવિધ સ્વભાવના પુરૂષો ગમે તેવી ટીકાઓ કરે, કટાક્ષ વચન કહે,. તો પણ તમારે તો દૃઢતાથી એમજ માનવું કે તમારૂં આરંભેલું કાર્ય સ્તુતીપાત્ર છે ને તેનાથી નાતને ઘણો લાભ થવાનો સંભવ છે. શરૂઆતમાં આવા પ્રકારની પરીષદોની, તેમ બધાએ એક સ્થળે ભેગા મળી વિચારની આપલે કરવાની ઘણી જરૂર છે. પણ તમારે ભૂલી જવું જોઇએ નહીં કે તમારૂં કર્તવ્ય માત્ર પરીષદો ભરીને ભાષણો કરવાથી કે નિબંધો વાંચ્યાથી પરીપૂર્ણ થઈ જતું નથી. આચાર વગરના વિચારો, વર્તન વગરની વાતો તદન અધુરી નેમજ નકામીજ છે. માટે તમારી પરીષદોમાં કરેલા ઠરાવો અમલમાં મુકવા તેમ તે પ્રમાણે વર્તવાનો દૃઢ નિશ્ચય રાખજો.

પ્રાણલાલ હીરાભાઈ દેસાઈ.

# સ્ત્રીઓ તથા બાળકોને ઉપયોગી ઘરગતુ દવાઓ.

## ( લખનાર વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર. )

વ્હાલી બ્હેનો !

બ્હેન મંડળની ગઇ વખતની સભામા બ્હેન મનોહરીના સ્ત્રીઓની તંદુરસ્તી વિષેના ભાષણથી આપણે બહુ ચોખ્ખી રીતે સમજ્યાં હતાં કે, હાલના વખતમાં આપણા દેશની સ્ત્રીઓની તંદુરસ્તી સારી રહેતી નથી. અને તેનું મુખ્ય કારણ એજ છે કે આપણે કુદરતના નિયમો પ્રમાણે વર્તી શકતા નથી. તેથી તેની શિક્ષા તરીકે આપણે રોગના ભોગ થઇ પડીએ છીએ. એ બાબત એ વખતે આપણે બહુ સારી રીતે સમજ્યાં હતાં, અને આપણી તંદુરસ્તી ઉપર ખાસ ધ્યાન ખેંચનાર એ ભલી બાઇએ આપણને બરોબર સમજાવ્યું હતું કે, જ્યારે આપણે આપણા કઢંગા રીવાજો, ચાલતા આવેલા વ્હેમો, બનાવટી બંધનો અને અપમાનપણું છોડી દઇ કુદરતના નિયમો પ્રમાણે ચાલી શકશું, ત્યારેજ આપણે ખરી તંદુરસ્તી મેળવી શકશું. એ વાત સાવ સાચી છે, એમાં કાંઇપણ સંશય નથી. કારણકે કુદરતના નિયમોથી વિરૂદ્ધ કોઇ પણ માણસ કદી પણ સુખી થઇ શકે નહી. પણ તેમ છતાં એમાં એ બાબત પણ વિચારવા જેવી છે કે આપણી બધી બ્હેનો હમણાં ને હમણાં કુદરતના બધા નિયમો જેવી જોઇએ તેવી રીતે પાળી શકે, એ બનવા જોગ નથી; કારણ કે કુદરતના નિયમો પ્રમાણે વર્તવામાં પ્રથમ તો સત્ય જ્ઞાન જોઇએ છીએ, અને તે જ્ઞાન એકદમ આજને આજ આપણને મળી જાય નહીં- બીજું કુદરતના નિયમો પાળવા માટે ઘણી જાતની રૂઢીઓનાં બંધનો તજવાં પડે છે, તે બધાં બંધનો કાંઇ એકદમ આજને આજ બધી બ્હેનો તજી શકે નહિ. ત્રીજું એકે કુદરતના નિયમો પાળવા માટે કેટલીક જાતની પૈસા સંબંધી સારી સગવડો જોઇએ છીએ, તે બધી સગવડો આપણા ગરીબડા દેશમાં કાંઇ બધી બ્હેનોને મળી શકે નહિં. અને ચોથું એકે વંશપરંપરાથી કુદરતના નિયમો ભંગ કરવાનું આપણને જે પાપ લાગેલું છે, તે પાપ-માંથી કાંઇ એકદમ તુરતને તુરત છુટી શકાય નહિં. એટલુંજ નહિં પણ આપણને ચાલતા આવેલા રીવાજો પ્રમાણે ચાલવાની જે ટેવ પડી ગયેલી છે, તથા આપણા બાપાપોની શારીરિક તથા માનસિક નબળાઇનો જે આપણને સ્વાભાવિક વારસો મળેલો છે, તે બધો કાંઇ એકદમ થોડાક દહાડામાં કે થોડાક મહિનામાં બદલાઇ જાય નહિ; માટે આપણા શરીરમાં તથા આપણા બાળકોના શરીરમાં ન્હાના મ્હોટા રોગ તો થશેજ એમાં કાંઇપણ શક નથી. કારણકે આપણે જે એટલી બધી જાતની સેંકડો મહાન્ ભૂલો કરેલી છે, તેનું પરિણામ તો ભોગવવુંજ જોઇએ, અને તેથી ન્હાનો મ્હોટો મંદવાડ તો પ્રસંગોપાત આવ-વાનોજ. અને જ્યારે પોતાના દેહમાં અથવા બાળકોના શરીરમાં અથવા કોઇ વ્હાલા સગાઓમાં મંદવાડ હોય ત્યારે એ જોઇને આપણને દિલગીરી લાગવીજ. એમાં કાંઇ શક નથી. પણ દિલગીરીમાં પડયા રહીએ તેથી કાંઇ ફાયદો થાય નહિ, પણ ઉલટી નિરાશા વધતી જાય અને હિંમત હારી જવાય, તેથી મન બહુ કોચવાયા કરે, અક્કલ ગુમ થઇ જાય, અને સાચા ઉપાયો કરવાને બદલે ઉંધા ઉંધા ઉપાયો કરવાનું સુઝે, તેથી ઉલટી વ-

ધારે ખરાબી થતી જાય. પણ જો આપણે ન્હાનાં ન્હાનાં દરદોના સહેલા સહેલા ઘરગતુ ઉપાયો જાણતાં હોઇએ તો આપણને એટલી બધી દિલગીરી લાગે નહિં અને આપણે નાહિંમત થઇ જઇએ નહિં, તથા વગર મફતની અણઘટતી દોડાદોડ કરીને ફોગટની હાય હોય કરી મુકીએ નહિ. માટે આ બધી ખરાબીઓમાંથી બચવા સારૂ અને આપણા મનની મજબુતી વધારવા સારૂ આપણે સહેલા સહેલા ઘરગતુ ઉપાયો જાણવા જોઇએ. કારણ કે એવા ઉપાયો જાણવાથી મનમાં બહુ હિંમત રહે છે; અને બીજી વધારે સારી મદદ આવી પહોંચે એટલા વખતમાં આપણે આપણા ઘરગતુ ઉપાયોથી આપણાં વ્હાલાંઓને દિલાસો આપી શકીએ છીએ, અને કેટલેક દરજ્જે તેઓનું દુઃખ ઓછું કરી શકીએ છીએ. જેમકે કોઇ છોકરાને ઓચિંતુ તાણ આવવા માંડે અને ગામમાં વૈદ્ય કે ડાક્ટર ન હોય, અથવા એ વખતે ઘરમાં બીજું કોઇ માણસ હાજર ન હોય, અને તાણ આવનાર બાળકની મા દવાદારૂમાં કાંઇ સમજતી ન હોય તો એ વખતે તેના મનમાં કેટલી બધી દિલગીરી લાગે? અને તે કેટલી બધી મોટી ફિકરમાં, અતિશય ગભરાટમાં તથા જોઇએ તે કરતાં વધારે અછાડાપછાડા મારવા મંડી જાય? એ તમે જાણો છો. અને એમ થાય તેમાં કાંઇ નવાઇ પણ નથી. કારણકે પોતાના વહાલા બચ્ચાંને તાણ આવતું જોઇને કોઇ પણ લાગણીવાળી માતાને દિલગીરી લાગ્યા વિના રહેજ નહિ; પણ જો એ વખતે તાણ આવનાર બાળકની માતાને ઘરગતુ વૈદક જ્ઞાન હોય, અને તુરત ફાયદો થાય તેવા સાદા સાદા ઉપાયો તે જાણતી હોય, તો તેને એટલી બધી મુસ્કેલી લાગે નહિં; માટે તુરત ફાયદો થાય તેવી, સૌ કેકાણે સ્હેલાઇથી મળી શકે તેવી અને જે વાપરવાથી કાંઇપણ ગંભીર નુકશાન ન થાય પણ પરિણામે કાંઇક ફાયદોજ થાય એવી, સ્હેલી સ્હેલી ઘરગતુ દવાઓ થોડી ઘણી બ્હેનોએ જાણવી જોઇએ. કારણકે એવી એવી જાતના સ્હેલા સ્હેલા ઉપાયો જાણવા એ પણ સ્ત્રીઓની એક મુખ્ય કામગીરી છે. તેથી અસલના વખતની દરેક સ્ત્રીઓ ઘરગતુ દવાઓ જાણતી હતી. અને આજે પણ આપણે જોઇએ છીએ કે, આપણી દાદીઓ તથા આપણી નાનીઓને, અને બુઢી ડોશીઓને, ઘરગતુ વૈદકનું જેટલું જ્ઞાન હોય છે, તેટલું જ્ઞાન એક બીનઅનુભવી મોટી ડીગ્રીવાળા ડોકટરને પણ ઘણી વખત હોતું નથી. કારણકે એ ડોકટર તો ચોપડીઓ વાંચીને પાસ થયેલ હોય છે, પણ ડોશીઓના હાથ નીચે તો એવા ઘણા બનાવો બની ગયેલા હોય છે, તેથી અનુભવને લીધે, ઘણી વખત પાસ થયેલા બીનઅનુભવી ડોક્ટરો કરતાં પણ અનુભવી ડોશીઓનું જ્ઞાન વધારે હોય છે; એટલુંજ નહિં પણ અસલના વખતમાં તો દરેક સ્ત્રીઓ ઘરગતુ વૈદકનું ખાસ જ્ઞાન મેળવતી હતી. કારણકે, બાળકોને મંદવાડ તો વારેવારે થવાનોજ. જેમકે, દાંત આવે ત્યારે માંદા પડે, શીલી નીકળે, ઓરી નીકળે, અછબડાં નીકળે, ગુમડાં થાય, ખસ થાય, પડી જાય અને એવું એવું કાંઈ કાંઈ થયાજ કરે, એમાં કાંઇ નવાઈ નથી. કારણકે દરેક માણસોને કાંઇ બધી જાતની સગવડો હોય નહિ; તેથી આવી જાતનાં દુઃખો ગરીબ વર્ગમાં હમેશાં રહેવાનાંજ. અને દુનિયામાં મ્હોટો ભાગ ગરીબ વર્ગનોજ હોય છે. અને તે બધાં આવે વખતે જો પરાધીન થઇને બેશી રહે તો તેઓનો આરો કેમ આવે? નજ આવે, માટે જરૂર જેટલું ઘરગતુ વૈદકનું જ્ઞાન દરેક બ્હેનોએ ખાસ ચાહીને મેળવવું જોઇએ. છતાં પણ આજના વખતમાં હાલની સ્ત્રીઓ એ બાબતમાં બહુજ બેદરકાર

રહે છે, અને તેમાં પણ મોટા ઘરની સ્ત્રીઓમાં તો એ બાબતમાં ખાસ મોટું મીંડુંજ હોય છે. કારણ કે, તેઓ વાતવાતમાં ડૉકટરોને તેડાવે છે, અને ડૉકતરોની દવા વગેરે હોય છે, એટલે એ દવાની ઉત્પત્તિ તથા તેની બનાવટ આપણા ઘણા લોકો જાણતા નથી, અને તેનાં નામ પણ યાદ રહેતાં નથી; તેથી કયા રોગ ઉપર કઈ દવા સારી, તે બાબત કાંઇ ધ્યાન રાખતાં નથી. પણ અસલના વખતમાં આપણા લોકો પરદેશી દવા વાપરતા નહોતા. કારણ કે, પરદેશી દવા આપણા દેશના લોકોને માફક આવે તેવી હોતી નથી. કારણ કે, ગરમ મુલકની દવાઓ જુદી હોય છે, અને ટંડા મુલકની દવાઓ જુદી હોય છે, તેમજ જે લોકો માંસાહારી હોય તથા દારૂનો ઉપયોગ કરતા હોય, તેઓની પ્રકૃત્તિ જુદી હોય, તેઓની દવા જુદી હોય છે, અને જે લોકો એવી ભ્રષ્ટ ચીજો ન વાપરતા હોય, તેઓની પ્રકૃત્તિ જુદી હોય છે, તેથી તેઓની દવા જુદી હોય છે. એટલુંજ નહિં પણ વૈદકશાસ્ત્રમાં એમ કહેલું છે કે, જે દેશમાં જે માણસનો જન્મ થયો હોય અને જે દેશના હવા પાણીથી તેણે પોષણ મેળવ્યું હોય, તેને તે દેશની દવા વધારે અનુકુળ આવે છે, પણ બીજા દેશની દવા તેને બહુ માફક આવતી નથી. આવાં આવાં ઘણાં કારણોને લીધે, અસલના લોકો પરદેશી દવા વાપરતા નહિં, પણ પોતાના ઉપયોગની સાદી સાદી ઘરગતુ નિર્દોષ ચીજોનેજ દવા તરીકે ઉપયોગ કરતા હતા. તેથી તેઓને કોઇપણ જાતનાં ગંભીર જોખમોમાં પડવું પડતું નહોતું; એટલુંજ નહિં પણ એ દવાઓ મેળવવા માટે તેઓને મોટો ખરચ કરવો પડતો નહોતો. અથવા તો તે મેળવવા માટે બીજી કોઈપણ જાતની મુશ્કેલી પડતી નહોતી, પણ બહુ સહેલાઇથી રાઇ, મેથી, હળધર, ધાણા, જીરૂં, વધાણી, હરડાં, બેડાં, આમળાં, સુંઠ. મરી, ગંઠા, પીપળો, દ્રાક્ષ, અને ખીરૂ તથા તેલ વગેરે ઘરમાં હમેશનાં ઉપયોગમાં આવતી સાદી સાદી નિર્દોષ ચીજોથીજ તેઓ ઘણી જાતના નાના મોટા રોગો મટાડી શકતા હતા. અને મેં પણ એજ જાતના અનુભવ લીધેલા છે. કારણ કે, મારા બાપ વૈદ્ય હતા, અને હું નાની ઉમરમાં રાંડી હતી, તેથી મારા બાપે મને દેશી વૈદકની ઘણીએ જાણવા જેવી સાદી સાદી બહુ ઉપયોગી દવાઓ બનાવતાં અને વાપરતાં શીખવી હતી. તેનો ઉપયોગ હું ગરીબોમાં બહુ છુટથી કરતી હતી. તેથી એ ખાતાનું મારૂં જ્ઞાન તથા મારો અનુભવ વધતો ગયો. અને તેમાંથી પરિણામ એ આવ્યું કે, દર સાલ સેંકડો બાલકોને તથા સેંકડો સ્ત્રિયોને હું દવાના મારા જ્ઞાનને લીધે ઉપયોગી થઇ શકું છું, અને તેઓને ફાયદો કરી શકું છું. અને એ બધું બહુ ટુંકા ખર્ચમાં બની શકે છે, તેથી મારા જેવી ગરીબડીથી પણ એ કામ નભે જાય છે. બ્હેનો ? હવે હું ઘરડી થઇ છું માટે મારા અનુભવનો લાભ તમને સૌને આપી જાઉ તો સારૂં, એમ મારૂં અંતઃકરણ મને કહે છે. માટે આજે હું તમારી આગળ મારા ઘરગતુ અનુભવી ઉપાયો કહેવાની રજા લઉં છું. અને આશા રાખું છું કે, ઘણી બ્હેનોને એથી જરૂરને વખતે બહુ મ્હોટો લાભ થશે. એમ કહીને માજીએ કહ્યું કે,—

બ્હેનો ! સ્ત્રિયોમાં વધુ ભાગે પેટનો દુખાવો, માથાનો દુખાવો, ઝાડાની કબજીઆત અને સાધારણ સુસ્તી તથા નબળાઇ એ ઘણું કરીને ખાસ રોગો હોય છે. માટે એના ઉપાયો આપણે જાણી લેવા જોઇએ. જો કે ઉધરસ, તાવ, મરડો, હરસ, અને ઋતુસ્ત્રાવના દોષો વગેરે ઘણી જાતના રોગો સ્ત્રીઓમાં સામાન્ય રીતે ઘણા વધારે હોયછે. માટે બધાની

સ્હેલી થોડી થોડી ઘરગત્તુ દવા જાણવી જોઇએ. એ સિવાય બીજા મ્હોટા રોગો પણ ઘણા હોય છે, અને આવા સાધારણ રોગો પણ જ્યારે બહુ વધી જાય, ત્યારે સહેલી દવાઓથી મટવા મુશ્કેલ થઇ પડે છે. એ વખતે કોઇ સારા વૈદ્ય કે ડોકટરની મદદ લેવી જોઇએ. પણ જ્યાં કાંઇ ગંભીર બાબત ન હોય અને સહેલાઇથી તુરતમાં મટી જાય તેમ હોય ત્યાં સાદા સાદા ઘરગતુ ઉપાયો અજમાવવા, અને અજાણી દવાઓ પેટમાં જરૂર વિના ન ઘાલવી, એજ સૌને માટે વધારે સારૂં છે. માટે હું થોડીક સાદી સાદી દવાઓ બતાવું છું.

“ પેટનો દુખાવો ”

અજીર્ણને લીધે, ઋતુસ્ત્રાવના દોષોને લીધે, નબળાઇને લીધે, વાયુને લીધે તથા દસ્તની કબજીયાતને લીધે વગેરે ઘણા કારણોસર પેટમાં દુઃખાવો થયા કરે છે. એ દુખાવાના ઘણા પ્રકાર છે. અને કયા કારણથી કઈ જાતનો દુઃખાવો થાય છે, તે બધું જાણવું જરૂરનું છે. પણ એવી બધી બારીક ને ઉંડી હકીકતો કાંઇ બધાં માણસો જાણી શકે નહિં, એવી ઉંડી અને સાચી હકીકતો જે અનુભવી વૈદ્ય ડોકટર હોય તેજ જાણી શકે તેવી છે, અને એવી દવાઓથી સેંકડે પંચાસી જણાઓને ફાયદો થાય છે માટે તે દવાઓ જણાવું છું.

૧ પેટમાં દુઃખાવા માટે ગાયનું મુતર બહુ અકસીર ઉપાય છે. સવારના પહોરમાં દાતણ કરીને પાંચથી દસ તોલા સુધી ગાયનું મુતર સાત દિવસ પીધું હોય, તો ઘણી જાતના પેટના રોગો મટી જાય છે. પણ ગૌમુત્ર લેવું તે તાજું અને રોગ વિનાની ગાયનું હોવું જોઇએ. તેમજ ગાયો જંગલમાં છુટથી ચરી આવતી હોય, તેવી ગાયનું મુતર વધારે ગુણકારી હોય છે. અને ઘરમાં બાંધી રાખતા હોય તેવી ગાયોનુ મુતર બહુ ગુણવાળું હોતું નથી. બીજું એ કે ઘરડી ગાયનું, ગાભણી ગાયનું તથા જે ગાયનેવીયાંએ થોડા દિવસ થયા હોય, તેનું મુતર લેવું નહિ. પણ બનતાં સુધી વગર વીયાએલી મ્હોટી જુવાન વાછરડીનું મુત્ર લેવું એ સૌથી વધારે ગુણકારક છે. અને જે ગાયનું મુતર લેવું તે ગાયની તંદુરસ્તી કેવી છે, તે પ્રથમથી તપાસીએ અને જો ગાયની તંદુરસ્તી હોય તોજ તેનું મુતર લેવું. અને તે જરૂર પ્રમાણે એક દિવસ, સાત દિવસ, પંદર દિવસ અથવા એકવીસ દિવસ સુધી પીવું. એ મુત્ર પીવાથી દસ્ત લાગે છે. માટે બે દસ્ત ખુલાસાથી થાય તેટલું મુતર પીવું, ને એક બે દહાડા પીવાથી પ્રમાણ નક્કી થઇ શકે છે. અને જો એ મુતર પીવાથી ગરમી જણાય, તો તે પીવું નહિં. પણ વધુ ભાગે ગૌમુત્રનો પ્રયોગ એ બહુ નિર્દોષ પ્રયોગ છે, અને એથી ઘણા માણસોને પેટના દરદોમાં બહુ મોટો ફાયદો થાય છે.

૨ પેટના દુઃખાવાનો બીજો ઉપાય એ છે કે તુળસી તથા મીંઢીઆવળને ઉકાળી, તેમાં જરા મરી મીઠું નાંખીને રાતના સુતી વખત પીવું, તેથી સવારમાં દસ્ત સાફ આવી જાય છે. અને ઘણો વખત તેનું સેવન કરવાથી પેટના મ્હોટા મ્હોટા રોગો પણ મટી જાય છે, મીંઢીઆવળ કેટલી લેવી ને સૌ સૌની પ્રકૃતિ ઉપર આધાર છે. જેનો નરમ કોઠો હોય, તેણે થોડી મીંઢીઆવળ લેવી જોઇએ, અને જેનો કોઠો સખ્ત હોય તેણે વધારે લેવી જોઇએ. માટે એક વખત પ્રથમ પાવલીભાર અથવા અરધા રૂપીયાભાર સુધી લઇ તેની ઉપર મુજબ ચા બનાવી પીવી, અને તે ઉપરથી થોડી કે ઝાઝી જે પ્રમાણે જરૂર પડે તે પ્રમાણે દરરોજ વાપરવી. એથી ઘણો ફાયદો થાય છે, અને જુના

વપનનો પેટનો દુઃખાવો પણ લાંબો વખત આ ઉકાળાનું સેવન કરવાથી મટી જાય છે. તેમાં તુલસી મીંદીઆવળ જેટલી અથવા તેથી અરધી હોય તો પણ બસ છે. તુલશીનાં લીલાં પાન તેમાં વાપરવાં, અને મરી મીઠું મોઢાને સ્વાદ લાગે તેટલું તેમાં વાપરવું. એ ઉપાયમાં કોઇ જાતનું જોખમ નથી, પણ દેશી વૈદકમાં એ ઉપાય બહુ જુનો અને જાણીતો છે, અને અંગ્રેજી વૈદક બહુ વધ્યા છતાં હજી સુધી લાખો માણસો સોનામુખીનો ઉપયોગ કર્યા કરે છે. કારણ કે, એ બહુ ગુણકારી દવા છે, અને તેની સાથે તુલસીનો યોગ થવાથી તેનો પેટમાં વીંટ લાવવાનો ગુણ નરમ પડી જાય છે. બીજું એકે, તુલશી જંતુનાશક છે, તેથી પેટના જીવડાંઓનો નાશ થાય છે. એટલે એ પ્રયોગથી પેટના ઘણા રોગો મટી જાય છે.

૩ પેટના દુઃખાવા માટે ત્રીજો આવો ઉપાય એ છે કે, હીમજને ઘીમાં તળી લેવી, પછી તેનો ભુકો કરીને, ભુકાની બરોબર સાકર મેળવી શીશી ભરી રાખવી; તેમાંથી દરરોજ સવારે તથા રાતે પાવલી પાવલીભાર, અથવા અડધો અડધો તોલો જે પ્રમાણે જરૂર હોય તે પ્રમાણે ખાવાથી બહુ ફાયદો થાય છે, અને લોહી સુધરે છે. શરીરમાં ઠંડક રહે છે તથા પેટના ઘણા રોગો મટી જાય છે.

૪ પેટમાં થતો દુઃખાવો મટાડવા માટે ચોથો ઉપાય એ છે કે, કુંવારનું સેવન કરવું. એથી પેટના ઘણા રોગો મટી જાય છે. કુંવારનું સેવન કરવાની ઘણી રીતો છે. જેમકે, કોઈ કુંવારનું અથાણું બનાવીને ખાય છે. કોઇ કુંવારના ગરભનાં ભજીયાં બનાવીને ખાય છે. કુંવારના ગરભનું શાક બનાવી ખાય છે. કુંવારના ગરભને કાચોને કાચો ગળી જાય છે. અને કોઇ કુંવારનાં ગરભમાંથી રસ કાઢીને સીંધાલુણ તથા મરી અથવા ગોળ કે મધની સાથે પીએ છે. એ સિવાય બીજી પણ ઘણીએ દવાઓની સાથે કુંવારનો રસ વાપરે છે. એક તોલાથી પાંચ તોલા સુધી કુંવારનો ગરભ દરરોજ સ્હેલાઇથી ખાઇ શકાય છે. માટે જેવી જેની જઠરાગ્નિ, જેવી જેના શરીરની પ્રકૃત્તિ અને જેવી બનાવટ ઉપર દરદીનો ભાવ તે પ્રમાણે તેણે કુંવારનું સેવન કરવું જોઇએ. એમ કરવાથી પેટના ઘણા વ્યાધી મટી જાય છે.

૫ પેટના દુખાવાનો પાંચમો ઉપાય એ છે કે, ઝેરકોચલાની ફાકી દરરોજ રાત્રે સુતી વખત ગરમ પાણી સાથે લેવી જોઇએ. તેથી પેટના દરદીઓને બહુ ફાયદો થાય છે. એ ફાકી બનાવવાની રીતિ એ છે કે, પ્રથમ ઝેરકોચલાને ત્રણ દીવસ ગોમુત્રમાં ભીંજવી રાખવું, પછી ઉપરથી તેની છાલ છોલી નાંખવી અને તેને લોઢી ઉપર ઘીમાં તળી લેવાં; તે કાળાં થાય ત્યાં સુધી તળવા, પછી તેને કુટી ભુકો કરી રાખવો. તેમાંથી બે આનીભાર ભુકો રાતના સુતી વખત ગરમ પાણી સાથે લેવો, તેથી બહુ ફાયદો થાય છે. ફાકીની સાથે બીજી પણ ઘણી દવાઓ મેળવી શકાય છે. જેમકે મરી, સીંધાલુણ, અજમો, લવીંગ, આકડાનાં ફુલ વગેરે ઘણી દવાઓ તેની સાથે મેળવાય છે. કોઈ થોડી દવાઓ મેળવે છે અને કોઇ ઘણી દવાઓ મેળવે છે. એ દવાઓ મેળવવાથી ફાકીનું જોર નરમ પડે છે, અને જરા વધાર પ્રમાણમાં લીધી હોય તો પણ કાંઇ અડચણ પડે નહિં; તેમજ સીંધાલુણ મરી વગેરે મીલાવવાથી તેના બહુ કડવા સ્વાદમાં પણ થોડોક ફેર પડી જાય, તે માટે એવી દવાઓ તેમાં મીલાવે છે. મીલાવ્યું હોય તો પણ ઠીક અને

એરંડોયવાની એકલીજ ફાકી ભરી હોય તો પણ તેમાં કાંઇ અડચણ નથી, પણ એકલી ફાકી હોય તો વધુમાં વધુ પાવલીભારથી વધારે લેવી નહિં, એ વાત ધ્યાનમાં રાખવાની છે. કારણ કે, એર ડોચલુ એ ઝેરી દવા છે તેથી જરા ઘેન ચઢે છે અને કબજીઅત થાય છે. માટે બહુ ઓછા પ્રમાણમાં તે વાપરવી જોઇએ. એના સેવનથી પણ પેટના ઘણા વ્યાધિઓ મટી જાય છે. ત્યારે આવો દુઃખાવો મટે એમાં કાંઇ નવાઇ નથી.

બ્હેનો ! આવા ઘણી જાતના સાદા સાદા ઘરગતુ ઉપાયો છે. તે બધા કાંઇ આ ઠેકાણે આજે ને આજે કહી શકાય નહિ, પણ મુખ્ય અને બહુજ મ્હેલા ઉપાયો કહું છુ. અને એમાં એ હું ખાસ ધ્યાન રાખું છુ કે, ગભીર નુકશાન થાય, એવી કોઇપણ આકરી દવા હું તમને બતાવીશ નહિ, પણ ઘરગતુ-સાદા સાદા ઉપાયોજ બતાવીશ.

બ્હેનો ! પેટના દુઃખાવાનો રોગ જેમ સ્ત્રીઓમાં સાધારણ છે, તેમજ ઝાડાની કબજીઅત એ પણ આજના વખતમાં જડ ઘાલી બેઠેલો બહુ મોટો રોગ છે, અને શહેરોમાં તથા શ્રીમંતોમાં સેંકડે પચાસ ટકા બાઇઓમાં એ જાતની મુસ્કેલી હોય છે. માટે તેના ઉપાયો જાણવાની પણ ખાસ જરૂર છે. હવે હું એ ઉપાયો બતાવીશ.

( અપૂર્ણ. )

# લેખકોને વિજ્ઞપ્તિ.

(૧) લેખકોને વિનતિ કે તેઓએ ચોખ્ખા અક્ષરે કાગળની એકજ બાજુએ શાહીથી લખવું.
(૨) મળેલા લેખ છપાવવા અગર પાછા મોકલવા સમાજ બંધાતી નથી તેમજ ગેરવલ્લે પડેલા લખાણને માટે સમાજ જવાબદાર નથી.
(૩) સહીવાળા લખાણને માટે લેખકજ જવાબદાર છે ને સમાજ નથી.
(૪) અમને મળેલા લેખો દાખલ કરવા કે કેમ તે બાબતનો નિર્ણય ક્રમવાર થતો હોવાથી ત વિષેનો જવાબ તરત માગવાની ઉતાવળ ન કરવા લેખકોને વિનતિ છે.
(૫) અમારી માહિતી માટે લેખકોએ પોતાની મરજી ઉપરાંત ખરેખરૂં નામ ઠેકાણું સહિત જણાવવું. ખરા નામ વિનાના લેખોપર ધ્યાન આપવામાં આવશે નહિ

સઘળો પત્રવ્યવહાર " મંત્રી, બન્ધુસમાજ; સુન્દરીસુબોધ મંદિર, રાયપર, અમદાવાદ"ને સરનામેજ કરવો.

---

---

નીચેનાં પુસ્તકોનો ઉપકાર સાથે સ્વીકાર કરે છે.

માસિક મનોરંજનના અધિપતિ તરફથી આવેલાં — मद्रंभद्र, प्रेमविजय, स्वामी विवेकानंदाचीं पत्रें.

ગુજરાતી પંચના અધિપતિ તરફથી આવેલી. — शांतिदा.

---



આ પત્રનું વર્ષ સપ્ટેમ્બર ( શ્રાવણ ) થી શરૂ થાય છે અને નવા ગ્રાહકો વર્ષના પ્રારંભથીજ કરવામાં આવે છે. વર્ષની વચ્ચે નવા થનાર ગ્રાહકોને પાછલા અંકો મોકલી આપવામાં આવે છે.

અમદાવાદ—ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ.

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોના "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેનાં આંતર વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૭ મું.] ઈ. સ. ૧૯૧૦ ઓગસ્ટ:—શ્રાવણ, વિ. સં. ૧૯૬૬. [અંક ૧૨ મો.

## ज्ञानसुगन्ध.

### स्त्री महिमा.

( महोले पधारो महाराज माणीगर महोले पधारोः-ए राग. )

संसारनुं नूर छे नार,
सजन संसारनुं नूर छे;
स्त्री सुधरे सकळ सुख सार, सजन०

* * * * *

(साखी) धन धन नारी नामने! प्रीती परम अपार!
" पाळे प्रेमे सर्वने ए तो आद्य शक्ति अवतार; सजन०
" निन्दा एनी जे करे, ते पापी गुण चोर!
दुर्गुणने दरिये डुबी, तोए दिलडे दयानुंज जोर. सजन०
" गोरी फूल गुलाबनुं, सूके के करमाय,
के कोहे घणकाळजी, तोए जाति-सुगंधी न जाय, सजन०

„ शास्त्री, पुराणी, पंडितो, शाणा सज्जन सर्व !
साचे साचुं हुं कहु, तमे मानो मूकी मन गर्व, सज्जन०
„ दीसे दुर्गुणी आज बहु, नथी एनी कंइ नाज
पण ए दुर्गुणि मुर्ख के, जे छे ते तमारांज काज, सज्जन०
„ आदे दमयंती सीता द्रापदी आदि अपार
थइ गइ बहु गुणवंतियो, ते हती नारीज निर्धार, सज्जन०
„ धर्मे कर्मे न केळवो, ना'पो कंइ पण ज्ञान
राखो जो हेवान तो क्यम होय न ए हेवान ! सज्जन०
„ हा ! अबळाओ हाय रे ! हाल छेज हेवान !
खावुं पीवुं खेलवुं, ए त्रणेनुंज जेने भान सज्जन०
„ ज्यां हेवानज हारनो, सघळो सुन्दरीसाथ
त्यां जीव्याथी तो भलुं खरे मरण, नवलना ओ नाथ ! सज्जन०

नवलराम लक्ष्मीराम.

## કાવ્યકુંજ.

### મોતીડાં ને ફૂલડાં.

લ્યો ! લ્યો ! ફૂલડાં વરષે મારી વાડીમાં;
મારી વાડીમાં અમર વસન્ત જો;
લ્યો ! લ્યો ! ફૂલડાં વરષે મારી વાડીમાં.
હાં ! રે ! મેં તો મોતીડે પૂર્યું મારૂં આંગણું;
મારે આંગણે ફૂલડાંની રસરેલ જો,
લ્યો ! લ્યો ! ફૂલડાં વરષે મારી વાડીમાં.
હાં ! રે ! મેં તો મોતીડે વધાવ્યાં રસ ફૂલડાં;
એ ફૂલડે ભરી મેં રસછાબ જો,
લ્યો ! લ્યો ! ફૂલડાં વરષે મારી વાડીમાં.
હાં ! રે ! ગૃહકુંજે—કુંજે મેં લ્હાણાં કર્યાં;
કુંજે કુંજે ખીલ્યો રે ! વસન્ત બાગ જો,
લ્યો ! લ્યો ! ફૂલડાં વરષે મારી વાડીમાં.
હાં ! રે ! કુંજે કુંજે મોતીને ફૂલ ઉભરે;

કુંજે કુંજે વધાવ્યા ભગવાન જો,
હ્યો ! હ્યો ! ફૂલડાં વરષે મારી વાડીમાં.
હ્યો ! હ્યો ! ફૂલડાં ખીલે નિજકુંજમાં.
હ્યો ! હ્યો ! ફૂલડાં વેરૂં વિશ્વકુંજમાં.
હ્યો ! હ્યો ! ફૂલડાં વરષે મારી વાડીમાં,
હ્યો ! હ્યો ! ફૂલડાં હરિનાં હેતદાન જો;
હ્યો ! હ્યો ! ફૂલડાં વરષે મારી વાડીમાં.

મુળજી દુર્લભજી વેદ.

## સખાઓનું સંમેલન.

( વસંતતિલકા )

પ્રેમાળ સૃષ્ટિ જગવી તરુ વૃન્દમાં, જો !
આરણ્ય સ્નેહી નમતો રસિકે ! રમંતો
આવ્યો વસન્ત મધુરો ભ્રમતો અરણ્યે,
આ ખેલતો રતિસખા રસબાળ મોદે.

( હરિગીત. )

નવરંગ પુષ્પો ખીલતાં મધુમાસમાં આનંદમાં
વનવાસમાં સ્વાતંત્ર્યમાં લાલિત્યમાં ઝુલતાં હતાં,
તરુકુંજમાં સહુ સંપમાં પ્રિયવાયુ સહ વસતાં હતાં;
મધુરાં સખા સાથે રમે વનમાં ભમે મધુ વ્હાલમાં.

(વસંતતિલકા.)

સંધ્યા સમે સરિતવારિ સરંતુ કંપે,
આનંદલીન બનતું પ્રિયવાયુ સંગે,
વિચ્છિન્ન વારિ'રમતું—ધસતું સલીલે.
—આ પ્રેમનાદ મંહીં ડોલતી સૃષ્ટિ સર્વે !

( મન્દાક્રાન્તા. )

જે સ્વાતંત્ર્યે તરુ વનમંહી મુગ્ધ પુષ્પો ખીલે છે,
નિર્દોષત્વે પ્રિયસમીરણે ઝુલતાં જ્યાં રમે છે,
તે સ્વાતંત્ર્યે મનહર વને પ્રેમ પંથે રમંતાં;
તે તે રંગો ઉપવન સખા સાથ ખેલી વસીશું.

ન્હાનાલાલ ચમનલાલ મ્હેતા (કેમ્બ્રીજ.)

## લયમન્દિર.

( વ્હેંચશું ભક્તિનાં ભાઈ નાણાં, એ રાગ. )

મળશું મન્દિરિયે મ્હોરાયા—
રે જ્યારે રહેશે ન મારા પરાયારે મળશું૦

તૃણકણ સંચય સાંચશું—
ને પોષશું ભૂતભ્રમકાયા;
તૃણકણમાં પ્રભુ ઉગશે—
ત્યારે ભૂલશું ભ્રમની માયા રે; મળશું૦

પલપલના પડછન્દા ઘેરાય—
પડે પાપના કૈ પડછાંયા;
રગરગ વ્યાપે રામનાં ઘેન—
જાણે પૂણ્યપીયાવે ન્હાયારે; મળશું૦

' શબ્દ ' થયો; બ્રહ્મ ખીલે; ઉપાસના—
વાધીને દેવ દેવ સ્હાયા;
ખેલે પ્રભુ રાસ; ખીલે જગત બધું—
રમતા સર્વ એક જાયા રે— મળશું૦

વીરા ઘૂમે; બ્હેની લેશે ઓવારણાં—
ભાઈથી ભાઈ જોડાયા;
તેજનાં વાશે વ્હાણાં સોહામણાં—
સ્વામીના સ્નેહે સોહાયા રે. મળશું૦

સ્વામી સ્નેહજ્યોતિ.

---

## વ્હાલાની વર્ષગાંઠ.

( સ્રી લેખ )

મન્દાક્રાન્તા.

જેની વ્હાલા ! ઝળકીં નિકળ્યો સૂર્ય આ વ્યોમમાંનો,
ને એનાથી સહુ જગતમાં શક્તિ આવી નવીની;
વ્હાલા મ્હારા ! મુજ જિગરનો સૂર્ય કેવો પ્રકાશે !
તેના જેવો જગત સહુનો સૂર્ય શેનો પ્રકાશે ?

( ભુજંગી. )

ઘડીમાં ઉગે ને ઘડી આથમે એ,
ન એ સૂર્ય મ્હારા તણી સાથ શોભે;
રહે સૂર્ય મ્હારો સદા તેજવાળો !
રહે સૂર્ય મ્હારો સદા સ્નેહવાળો ! ૨

( મન્દાક્રાન્તા. )

વ્હાલા ! આજે શુભ દિવસ છે વર્ષ ગ્રન્થિ તણો જો,
મ્હારા ઉંડા હૃદયતણી સૌ ઊર્મિઓ વ્હાર વ્હેતી;
એવી ઊર્મિ તુજ ઉર વિષે ઊછળી રહો મઝાની !
મીઠી લ્હેરો પ્રણય–સુખના ત્યાં હલે સર્વદાની ! ૩

( અનુષ્ટુપ. )

વર્ષ સૌ આ જજો ત્હારૂં સ્નેહીના સુખ–સાથમાં !
વર્ષમાં દુઃખનો અંશ તુજ ઊપર ના પડો ! ૪
વિશ્વનાં સુખ જે સર્વે જનને લલચાવતાં,
તે પ્રભુ તુજને અર્પો ! શુભ આશિષ હું દઉં. ૫

સૌ. સ્નેહ—સુધા.

---

## વાર્તાલહેરી.

### "એક પતિપત્નીના સંસારી કુટુંબની ટુંક વાત."

આજ ધનતેરસ છે. સવારમાં પૂર્વમાં સુશોભીત સૂર્યના પીળા કિરણો બહાર પ્રકાશ આપી રહ્યા છે, કેટલાક ઉદ્યોગી લોકો પોતપોતાનું કામ કરવા મંડી પડ્યા છે, ધંધાધારી લોકો લક્ષ્મીપુજનની તૈયારી કરી રહ્યા છે. જ્યારે સઘળે આ પ્રમાણે આનંદ છવાઇ રહ્યો છે, ત્યારે આ બાજુ એક સંસારી કુટુંબમાં કલેશ ને કંકાસથીજ પ્રભાત શરૂ થાય છે.

પતિ કે જેઓનું નામ મગનલાલ છે, તેઓ એક વિશ્વવિદ્યાલયના (University) ગ્રેજ્યુએટ થયેલા છે, જ્યારે તેમના પત્નીનું નામ ડાહીગૌરી છે.

ડાહીગૌરી એક ખાનદાન કુટુંબના ફરજન છે ને કાંઇક વાંચી લખી શકે છે. હાલ તો એટલુંજ ઓળખાણું બસ થશે.

સવાર શરૂ થાય છે.

મગન—જય શ્રી પ્રભુ-શ્રી કૃષ્ણ પરમાત્મા પણ ( બારીમાંથી આકાશ તરફ જોઈ નમસ્કાર કરે છે ), અરે જરા; દાતણ પાણી અહીં મુકેલાં છે કે—

ડાહી—( અં ઉઠયા હવે મનમાં ) એ, હા, આવો તમને આપું !

સવારના મોડા ઉઠવું ને વળી "દાતણ મુકયું છે કે, પાણી છે કે" ની પતરાજી કરવી, જરા લઇ જશો તો હાડકા ઘસાવાના નથી ! જોતા નથી આહું........

મગન—પછી, ઠીક, હું આવીને લઉછું-જરા ધીમે બોલો તો સારૂં.

ડાહી—હા, હમારે કર્મે તો આ ગદ્ધા વૈતરૂંજ લખેલું જ છે તો ! નહીં ધનતેરસ કે કાલીચૌદશ ! જરા કહેવાઈ ગયું. તેમાં તો જાણે ઉના તેલમાં ટાઢું પાણીજ પડયું.

આમ પ્રભાત શરૂ થતો જોઇ, પોતે બીચારે દાતણ પાણી, સ્નાન, વિગેરે નિત્ય કર્મ કરી પરવાર્યા બાદ રસોડામાં બાઇશ્રીને દુધ આપવા કહ્યું. ( કારણ બાઇના ત્રાસથીજ ચાહને રજા આપી હતી ને પોતાને ખર્ચ પણ વધારે લાગતો એટલું કહી ) બહાર આવી રસ્તા ઉપરની બારીએ જોતા જોતા કાંઈ બોલ્યા. પણ તે ફફડાટનો કાંઇક સંભળાય એટલો અવાજ થયો ને પાછળ જે પત્ની ધીમે આવી ઉભાં હતાં તેની ખબરજ પડી નહી.

મગન—" મને પણ કયાં આજ દાતણ પાણી પુછવાનું ઠીક લાગ્યું કે જેથી આ પ્રભાતીયાં સાંભળવાં પડયાં. બીજે કેકાણે હોય તો પત્ની પતિને ખુશ કરવા પ્રયત્ન કરે. દલપતરામ કહે છે તે શું ખોટું છે કે 'કુલવંતી નારી સંતાન સંભાળતી, મધુર મુખ બોલતી બોલ ઉઠી; બાળને મારતી, ધણીને ધમકાવતી, ફુવડ રંડા કરે કલેશ રૂઠી,"

હા, પેલા નાટકમાં પણ કહેલું છે કે " જે ઘેર નાર સુલક્ષણી, "

ડાહી—હા, ત્યારે હમે શું ખોટા છીએ, શું તમને થઇ ગયું. ત્યારે હમે કુલક્ષણા, કેમ ? જરા કહેવાયે નહીં, કામમાં હોઇએ ને વખતે રહીએ જાય. પાછું દુધ આપવા શેઠને અહીં આ......

કકુદલાલ—શેઠજી સાહેબ, આ ધનતેરસના સુવર્ણ પ્રભાતમાં જઇ શ્રી કૃષ્ણ ! કેમ, શેઠાણી શું હોળી ચાલી રહી છે.

ડાહી—દલાલ, હા, આજ હું તમને સાફ કહુંછું કે હમારા વરવહુની વાતમાં તમારે કોઇ દિવસ વચમાં બોલવું નહીં. તમે કોણ કહેનાર ! અં

કકુ—બોત ખુબ શેઠાણી.

મગન—જવાદોને વાત, દલાલ, એતો હમારો સંસાર એમજ ચાલે છે. તમારે ખોટું ન લાવવું.

કકુ—ચાલો ત્યારે શેઠ, દ્વારકાદાસને ત્યાં લક્ષ્મીપુજનમાં આવવું હોય તો. નવ, સ્ટુપીડ નવ-તો થયા.

મગન—હા ચાલો, કપડા પહેરૂં ને પહેરીને કહીશ કે જાઉછું. તૈયાર થઇને રસોડામાં કહેવા ગયા. " એ હું જરા શેઠને ત્યાં લક્ષ્મીપુજનમાં જઇ આવુંછું ને આસરે ૧૦-૩૦ થશે, હકે-પછી કોણ જાણે.

ડાહી—કોણ જાણે, ત્યારે શું હું જાણું, જુઓ, મારાથી કાલ રાતના ખવાયું નથી, ને મારાથી ક્યાંઈ ભુખ્યાં રહેવાશે નહીં.

મગનલાલ—પણ, વખતે જરા વાર લાગી ને......

ડાહી—નાના, એમ કંઈ માહારાથી રહેવાશે નહીં. મારૂં દુઃખે છે માથુ તો પણ જાણે ગધેડી ન પંકડી હોય તેમ હું બલી, હજુ રાંધુંછું, નીકર બીજી માથાની હોય તો અત્યારેજ ફુંકાવે ચુલામાં ભુંગળી--ન ફુકે તો જાય ક્યાં હેં.

મગન—ઠીક, હું જાઉંછું. ફીકાને માટે ટોપી બનશે તો લાવીશ.

ડાહી—જાવની જતું હોય તો, વળી મોડું કરશો ને ભૂખે ટીચાવું પડશે મ્હારે.

મગન—ચાલો, દલાલ, પીડામાંથી છુટયા.

અહીં જણાવવું જોઇએ કે કકુ દલાલ એક એમનો ઓળખીતો હતો. જ્યારે બહુ અકળાય ત્યારે ત્યાં જઇ ઉભરો કાઢતા. તેમાં વળી આજતો તે પોતેજ આવ્યા હતા. ઘેરથી નીકળ્યા ત્યારથીજ ગૃહની વાતો ચાલતી હતી. કેટલીક વાતો થયા બાદ શેઠનું ઘર આવી પહોંચ્યું. લક્ષ્મીપુજન થયા બાદ ઘેર આવ્યા, પછી કકુ દલાલ જોડે એક સારી દુકાનેથી રૂ. પાંચની એક સારી ટોપી લીધી. પણ ઘેર જતાં લગભગ સવા અગીઆર થયા; તેથી એમની ખાત્રી તો થઇતીજ કે ઘેર વળી કંઇ કંઈ સંભાષણો સાંભળવાં પડશે ! ! દાદર ધીમે ધીમે ચ્હડયા, પણ બુટ કાઢે છે એટલામાં તો જાણે માતાજી ધુરકતાં ન આવતા હોય તેમજ પત્નીશ્રી એકદમ નીકળ્યાં ને ધાર્યા પ્રમાણેજ સંભાષણ (Lecture) શરૂ થયું.

મ્હેં તમને નોતું કહ્યું કે મારાથી ભુખ્યા રહેવાવાનું નથી, ને વળી મારૂં માથુ દુઃખે છે, તોએ હમારે મોહકાણે (નસીબે) તો તે રામ તેના તેજ. શું આ ટોપી લાવ્યા કે નામ તો જાણે મોટી ટોપી લાવ્યા પણ ન મળે જાત કે ભાત. બળ્યું, આતો સાળું નથી રહેવાતું, હવે તો મારાં હાડકાં છેકજ ગળઇ ગયાં હવે તો છેક કંટાળી જાઉં છું. મારાથી તો રડી દેવાય છે. જાણે લોંડી માફક કામ કરવું ને નસીબમાં મોટા પ્હાણ.

મગન—( કંટાળવાથી--મીજાસ ખોઇને ) પણ, મેં તને નોતું કહ્યું કે શેઠને ત્યાં વખતે વાર લાગે ? હું ક્યાં સુધી સાંખું ! ભોગ તારા કે તેં ન આરોગ્યું. મારા કર્મના પણ ભોગ લાગ્યા છ કેની કે મારૂં પાનું અહીં મોટા પાણકા જોડે પડયું છે--જા મારે તો નથી ખાવું.

જોયું—સાંભળ્યું તમારૂં 'લેકચર' હમે પાણકા ને તમે મોટા કાળકાનો કાણકા.

ડાહી—આવવું હોય તો આવો. ખાવું હોય તો ખાવ. ભાણું છે પીરસેલું, ને ટાઢું થશે કે કહેશે કે થંડુગાર જેવું થયું.

મગન—જા, આવીયે છીએ. પછી હાથ પગ ધોયા. ને મનમાંજ બોલવા લાગ્યા. બળ્યું આ જીવન--ને આ સંસાર હું તે શું કરૂં ! ખરે ખરી રાંડ શંખણી છે. આ સવારે જ્યારે હું પેલાને ત્યાંથી આવ્યો તો તે બીચારાની વહુએ પૂછ્યું કે કેમ ચાહ પાણી આપું. ઉલટું ઘર કરતાં બહાર વધારે બરદાસ્ત સંભાળાય. ચાલ પાછું મોડું થશે તો મોટા બરાડા પાડશે કે જોને હજુએ આ......

ડાહી—એ......સંભળાય છે કે, મારો તો ધોટો એ દુઃખવા આવ્યો-હાથ પગ ધોતા તે બળી કેટલી વાર—એ ચાલો સંભળાયું કે જે.

મગન—બહુ ઉતાવળ હોય તો ખાઇલે.

ડાહી—લો, આ તમારી લ્હાયમાં ને લ્હાયમાં આ અંગારો ચંપાઇ ગયો-ચાલો ને સીંચવું હોય તો.

મગન—હા, શી ભલી રીતે પૂજા થાય છે. ફુલ તો જાણે ગાળમાંજ આવી ગયાં, સુગંધીદાર પાણી તો જાણે સુંદર પાડા જેવા અવાજમાં -જે કાને અથડાઇ બહાર આવે છે-કપુર તો શેઠાણીના મીઠા સુંદર શબ્દો, વાહ બહુજ ફક્કડ રીતે સેવા કરોછો. શું કરૂં, આજ ધનતેરસ છે, બાકી નાગપાંચમી હોત તો આશીરવાદ લેવડાવત કે હું રાંડું, કેમ બરાબર છે ને.

ડાહી—ખાવું હોય તો ખાઇ લો. મારાથી તો આ કકળાટને ભડભડાટ સંભાળતો ને સંખાતો નથી. બળ્યું તમારૂં ઘર ને બળ્યો તમારો સંસાર.

મગન—મારા એખલાનો જતો તારે કાંઇ છે.

ડાહી—આજ લાકડાં થઇ રહ્યાં છે જો. ગઈ કાલનું કહી મુકેલું છે તો એ છે હજુ કાંઇ પત્તો ?શું આજ રાતના મારા પગ મુકીશ અંદર ?

મગન—ચાલો, પગ ન મુકાય તો હાથ મુકજો, ને ન રાંધવું હોય તો પડી રહજો, અત્યારે ખવડાવ્યું તેજ મોટો ઉપકાર. જરા ધીમેથી કહ્યું હોત, જરા સારા શબ્દો વાપર્યા હોત, તો ઠીક, પણ આતો જાણે પુષ્પવૃષ્ટિ.

જેમ તેમ કરીને ખાધું ન ખાધું ને હાથ ધોઇને ઉઠી ગયા. પાન પણ તૈયાર નહોતું, તે વળી કરી લીધું. ને બહાર આરામ ખુરશી પર માથે હાથ દઇ વિચારમાં ને વિચારમાં બેઠા—પડયા. મનમાં તો ઘણું થાય કે આ પાનું કેમ સુધારૂં, શું શીખ દઉં, દેવા જતાં તો સામી ધાય છે, સારાં ચોપાનીયાં વાંચવાને આપું છું તો કહે છે કે મુકો ચુલામાં, મારે નહીં જોઇએ. આને પરણાવવાથી તો મારા બાપાએ મને હોલામાંથી ચુલામાં નાંખ્યો છે. પરણાવ્યો ન હોત તો આવી કંઈ પીડા ન્હોત; હશે, એ જાતનો અનુભવ મળ્યો —અરે બળ્યો એ અનુભવ; મારૂં તો લોહી પણ ઉડી જાય છે. મેં જાણ્યું કે ચાલો સ્ત્રી પરણીશું. સંસાર નીભાવીશું, આ સંસારરૂપી મોટા દરીયામાં એક કરતાં બે ભલાં, સૌથી ઉત્તમ સંગત સ્ત્રીની કહી છે. તેમ જાણી પિતાશ્રીની ઇચ્છામાં ઇચ્છા મેળવી પરણ્યા હવે શું કરૂં, હજુ તો આખો દિવસ કહાડવો છે.—ચાલ ત્યારે બહાર જાઉં લાવની આજતો કકુ દલાલ પણ ઘેર હશે.

કપડાં પહેરી ને અંદર કહેવા ગયા કે હું જાઉં છું.

મગન—એ હું હમણાં બહાર જાઉં છું, તે હવે મોડો આવીશ, રંધાયતો રાંધજો લાકડાં મોકલું છું. ને રાતના મોડું થાય તો ખાઇ લેજો.

ડાહી—એ સાંભળ્યું કે, હું કાંઇ ત્યારે અત્યારે ઘેર રહેવાની નથી. તમે જાવ બહાર રખડવા કાંઇ પડી છે. ઘરની હા, બધે આવું હશે ? આ બે કલાક જોડે બેસવાનું એ

ન મળે. જોગ તમારે જવું હોય તો હું પણ બહાર જવાની છું, પેલી બાઇ મુર્ખ પંડિતાને ત્યાં. ને મોડું થાય ને તમે વહેલા આવો તો શાક મુકજો હોકે.

મગનલાલ ( મનમાં ). જોયું, કહેવા જતા પીડા ગળે વળગી કે શાક મુકજો ત્યારે શેઠાણી જાણે શું કરશે. કાલે મરજીમાં આવે તેમ ચાલે એવી એક ગાડી આણી આપું. નીકર શેઠાણીની કાંતિ કરમાશે ! હરી !

રસ્તા ઉપર લાકડાંવાળાને કહીને કકુ દલાલને ત્યાં ગયા. તે વખતે દલાલ ઘેર ન્હોતા બહાર ગયાં હતા. ને તેમના વહુ ગુણીયલ ઘરમાં હતા.

"બેસો, હમણા આવશે. એકનું કહી ગયા હતા. સવા થયો હમણા આવશે.

મગન–હા, બેસું છું.

ગુણીયલ–કેમ પાણીબાણી આપું. આજ તો કાંઇ ચકાચક ઉડાવ્યા હશે ? નહીં ?

મગન-હા, મોટા ચકાચક, ખાંડતા ખંડાય નહીં ને કાપતાં કપાય નહીં તેવાં.

ગુણી—કેમ હું કાંઇ સમજી નહી આજ કડાકા ને બાર શાક તો નથી થયાં ને ?

મગન—નાના, એમ તે હોય. તમારા ભાભી કાંઇ જેવાં તેવાં છે, હું તો ખાઇને આવ્યો છું. અહીં તો જરા અમસ્યો ... ... એટલામાં કકુ દલાલ આવ્યા અહીં જણાવવાની જરૂર છે કે ગુણીયલ તે કકુ દલાલનાં ધર્મપત્ની હતાં. તે એક સુરતના સદ્ગૃહસ્થની છોકરી હતી, એટલે વિવેક ડહાપણ ચતુરાઇ જે સુરતીમાં સાધારણ હોય છે, તેમ તેનામાં પણ હતી. તે મર્યાદશીળ, વિવેકી, તેમજ સદા હસમુખી રહેતી. એમનો ને કકુ દલાલનો સંસાર સુખમય હતો ને છે તે આગળ દેખાશે.

ગુણી –કેમ, વ્હાલા જરા વાર લાગી નહીં ?

મગન (મનમાં) જુઓ, અહીં મોડા આવ્યા તો પણ કેવા સુંદર શબ્દોમાં ને પ્રેમથી પુછાય છે આપણે ત્યાં તો લુલી કાંની કાં વળી ગઈ હોત.

કકુ-હા, જરા શેઠને ત્યાં ગયો હતો, પ્રિયા, કેમ અંદર કોઇ આવેલું છે કે શું ?

ગુણી.—અરે હા–આજ પવિત્ર દિવસે આપણે ત્યાં મગનલાલ શેઠ આવ્યા છે.

કકુ—ખરે શું ?

મગન—કેમ છો, દલાલ ક્ષેમકુશળ.

કકુ-વળી તમને જોઇને વધારે હમે કએ દિવસે નથી હોતા ( હસીને ) પણ શેઠ શું વળી આજ ઘેર કંઇ રંગ જામ્યો તો કે–થઇતી કાંઇ તડાતડી ?

મગન–અરે જ્યારે હું આમ આવું ત્યારે તારે સમજીજ લેવું. હમારે વહુ વરને કંઇ ધનતેરસ કે દિવાળી છે ? અરે ! કકુ હવે તો હું છેક કંટાળ્યો. લાડી તો લાવ્યા, પણ બહુ મોંઘી પડી.

કકુ—હજી તો પાશેરામાં પહેલી પુણી છે એમ શું કંટાળો છો ? હિંમત રાખો મરદ છોને આમ કાયર તો વળી થવાય શું તમે મુ ... .... ... ... ...

મગન–અરે, પણ તું જાણે છે ને મ્હેં કેટલા કેટલા પ્રયત્નો કર્યા, કંઇ કંઇ જુગતીઓ રચી, કેટલી કેટલી શીખામણ આપી; પણ આ તો જાણે ધુળપર લીંપણું, હવે તો કાંઇ રસ્તો બતાવ.

કકકુ—હોય, નવું નવું એમ લાગે. થોડાક દિવસ જો તો ખરો ઠેકાણે આવશે. વખતે સ્વભાવજ એવા હશે.

મગન--કપાળ એના બાપનો સ્વભાવ. લુલી તો મેઇલ સ્પીડે (ઝડપે) દોડે છે નથી આવતું વચમાં સ્ટેશન કે જંકશન. આ અત્યારે તમારે ત્યાં આવ્યો તો ભાભીએ ભાવ પૂછ્યો ને ઘેર હોત તો પુષ્પોનો વરસાદ. હું એ ક્યાં સુધી સાંખું. ગુણીયલ ભાભીને કાંઇએ પણ કેટલીકવાર મોકલી, એણે બીચારીએ સમઝાવવામાં કાંઇ બાકી રાખી છે પણ એના મગજમાં તો કાંઇ ઉતરતુંજ નથી, હવે તો કાંઇ છેલ્લો ઉપાય યોજવો પડશે, તું શું મને મદદ નહીં કરે ?

કકકુ—અરે તું કહે તે તૈયાર, બોલ આજ આપણે સાધુરામ થઇશું. ( હસીને મશ્કરીમાં )

મગન-અરે, હા યાર તે ઠીક ખુટ્ટો કહાડયો.

કકકુ—અરે એ તો હું મશ્કરીમાં મશ્કરીમા કહું શું એમ તે કાંઇ કરાય.

મગન—અરે, નહીં બસ આજ આપણે એજ ઉપાય આરંભીએ. ચાલ ઉઠ સામન લાવીએ.

વિચાર કરી, ચાહને જરા ખાવાનું લઈ કપડા પહેરી ઉઠયા, ગુણીયલને આ વાત કહી નહીં. પણ એટલુંજ કહ્યું કે આજ હું મોડો આવીશ.

આમ કહી બહાર નીકળી પડયા.

એક દુકાનેથી ખપની વસ્તુ ભાડે લીધી, ને કહ્યું કે આ વસ્તુઓ હમે હમારો વેશ ભજવી પાછી આપીશું.

દુકાનદાર—પણ શેઠ ભાડું રૂપીયો એક પડશે ને રાતના આઠ પહેલાં કપડાં પાછાં મળવાં જોઇએ. આપનું નામ.

લેનાર—હમારૂં નામ-નામ શું તારે લખવું છે લે લખ, જલદી કર.

મારૂં નામ "તોપ મારનાર ગોટાળામાં ઉસ્તાદ," અને આ ભાઇનું નામ "ખોટાં સન્યાસ ધારવા" ઠેકાણું 'કજીયા કંકાસને' ત્યાં, પણ એક સરત વધારે, હમે તને હમારા કપડાં આપીએ તે તારે રાતના આઠ સુધી સાચવવાં ને તેનું ભાડુ આના ચાર વધારે. પણ કાંઇ ખોવાવું ન જોઇએ.

આમ નક્કી કરી, વસ્તુઓ લઇ દુકાનના એક ભાગમાં જઇ પહેરી લીધી, ને પછી બહાર નીકળ્યા.

દુકાનદાર—અરે વાહ શેઠ વાહ તમારા જેવા તો કોઇ આટલા વર્ષ આવશે તેમાં મેં જોયા નથી ( મશ્કરીમાં )

કકકુ—( રસ્તામાં ) - કેમ દોસ્ત, આપણે હવે કેવા દેખાઇએ છીએ.

મગન—અરે, ફક્કડ, તું સુખી સંસારે સન્યાસી ને હું દુઃખી સંસારે ખરો સન્યાસી.

હવે કકકુ દલાલના ઘર તરફ જરા વળીએ. ત્યાં આગળ ગુણીયલ ને એમ થયું કે ભાવની હું આજ ડાહીગૌરીને મળું. કહીશ જરાક કે દીવાળીમાં કકાસ ન કરશો ને એમને ખુશ રાખજો એમ ધારી તે પણ થોડાક વખતમાં નીકળી ને ડાહીગૌરીને ત્યાં આવી. એ આવી ત્યાં સુધી પેલા સન્યાસીઓ આવ્યા નહોતા.

ડાહીગારીએ તો અમસ્તુંજ કર્યું હતું કે હું બહાર જનાર છું. તે અત્યારે ઘેરજ હતી. લાકડાં આવેલાં હતાં તે હમણાંજ મુકી રહી હતી, ને બહાર ગુમરાયલે મોઢે બેઠી હતી, એટલામાં બહાર કાંઈ અવાજ સંભળાયો.

ગુણીયલ—કેમ, ડાહી ભાભી છો કે ઘરમાં ?

ડાહી—એ હા, કયાં બીજે મરવાનાં હતાં ? (મનમાં) આવી પાછી :પીડા, મોટા શીખામણના પાઠ ભણવા.

ગુણી—કેમ ખુશીમાં, પોતે કયાં ગયા છે? આ સવાલ પુછાયો ને પેલા સન્યાસીઓ આવી પહોંચ્યા.

મગન—ઉભા રહો જરા, ગુણીયલ ભાભી આવ્યાં હોય એમ લાગે છે.........હા એજ છે. કંઇ આપણા સંબંધીજ વાતો કરે છે. જરા સાંભળ પછી આપણી, બુમ મારીશું.

કંકુ—ઠીક સાંભળ, ઉત્તર આપે છે.

ડાહી—હા, જુઓની સારા બપોરના બહાર રખડવા-ફરવા ગયા છે, ને આ એમ જાણ્યું કે ચાર વાગશે પણ હજુ આવ્યા નથી, આજ લાકડાં મોકલાવ્યાં છે . તે જાણે ગામનો ઉતાર. મારી તો સળગાવતાં આંખોએ ફુટી જશે.

મગન—જો સુક્કોબાવળ મોકલાવ્યો છે, ને એ સળગાવતાં આંખો ફુટશે. (ધીમેથી)

ગુણી—તેમાં આટલાં બધાં ચીડાઇ શું કરવા જાઓછો, આવે ત્યારે ધીમેથી કહેજો કે હવે લાવો ત્યારે જરા ઉભા રહીને સારા લાવે એમના ઉપર તે કાંઈ રીસ કરાય.

ડાહી—પણ હું તો ઘણુંએ સમજું છું, ને મન વાળી બેસું છું પણ કરમની લોધ પડી છે કની બા, અત્યારે મારે બદલે બીજી હોતતો સાંમુ માથામાં છુટું મારે (આંખમાં પાણી આવી ગયાં)

મગન—સાંભળ એ સુલક્ષણાના મીઠા શબ્દો. આતે સંસાર, લે તાળી, ને આપણે બે પખાલી (હસતાં)

ગુણી—અરે આટલાં તપો નહીં, એ આવશે ત્યારે હું જરૂર-જરૂર આ વીષે કહીશ

ડાહી—ને વધારામાં કહેજો કે હવે મારાથી ટકાવાનું નથી-હું તો મરીશ. ને એ-બરો ભાંગે એવી બીજી કરવી હોયતો. .

ગુણી—પણ.........

આટલામાં પેલા બે જુઠા (કારણ વેશ લીધો તો) સન્યાસીઓએ "જય મઇઆ" કરીને બુમ મારી, ગુણીયલ કે જેને ધર્મ ઉપર શ્રદ્ધા હતી, તેને સાધુઓને એમને એમ ન કહાડવા ખાતર એક પૈસો આપ્યો. પણ પેલી તો તરત બોલી "જુઓની ગુણીયલ આ એક આનો આવ્યો છે. ને તેનું દુધ એમને દીચવા જોઇશે. છે એક પાઇ કે પૈસો વધારે? (જોકે રૂ. ૭ પેટીમાં હતા ને આઠ આઠ આનાનું પરચુરણ ગજવામાં હતું)

સાધુ—કુચ્છ દેયેગા કે ચાલ જાના ?

ડાહી—જાવની જવું હોયતો કોણે બોલાવ્યા હતા ?

સાધુ—ઓ ભલી બાઇ, તુમ સાથ અમ બાત કરનેકુ નઇ મંગતા (ભાગા ફુટા

હિંદીમાં બોલવા માંડયું ) ઓ મગન શેઠ હૈ ? અચ્છા માણુસ હે, ઓર હમારી સાથ અચ્છી નીસબત રખતા હે, ક્યા તુમ ઇસકી બેરી ઐસી મીજાજી ઔર,

ડાહી—એ સાધુડા, બહુ નહી બોલ; હમે કેવા છઇએ—શું અમને પુછ્‌યું છે નાક નથી—શું, હે, કેવા છઇએ.

સાધુ—ઓ બાઇ જરા ભલા હોના, કોઇ તરફ સ્નેહ ભાવ બતાના, ક્યા ઇસ તરેહસી તુમ તમારા પતિ સાથ બર્તતા હો ?

ડાહી—એ હમારી વાતને તું કોણ પુછનાર ?

સાધુ—ઓ બાઇ—જરા શાંત પડ હમકુ કુચ્છ તુજ પાસથી નઇ ચઇતા પણ ભલા હોના ઓર પતિકી સેવા ચાકરી ઉઠાનાં ઇસકુ રીઝવના આનંદ કર, તેરા સંસાર સુખી હો એ હમારા આશીરવાદ હે

ડાહી—જા બકવા નહી કર, તું કોણ ? જા હમે ગમે તે કરીએ મારીએ લઢીએ...... મારી......જા, હવે જા.

સાધુ—ઇંદર આપના કુચ્છ વળનેકા નહીં. ચલો એ તો ઐસાજ રહેગા." ગુણીયલને લાગ્યું કે આમાં કાંઇ ભેદ છે. આ મારા પતિ જેવા લાગે છે. પણ એમ કેમ પુછાય.

સાધુને જતી વખતે કાંઇ આપ્યું જેના જવાબમાં સાધુ બોલ્યા.

" ઘણું છીવો ઓર મીત્રકુ સુધારો. ". પેલી ક્રોધી બાઇને બોલ્યા કે "તુજ ગૃહ-સંસાર સુખી નીવડો. "

કકકુને પણ લાગ્યું કે આ પથરો કાંઇ સુધરે એમ નથી બન્ને જણ ચાલ્યા; ને પેલી દુકાનથી પોતાના કપડાં પહેરી લીધાં. કપડાં પહેરી દરીએ જઇ બેઠા ને કાંઇક વાતચીત કરી પાછા ફર્યા. સુનમુન જેવા ગયા ને આવ્યા. જ્યારે એના રસ્તા જુદા પડવા આવ્યા ત્યારે કકકુએ કહ્યું "જોજે કાંઇ અવિચાર્યું ન કરતો. કાલે સુધરશે. "

" ઠીક છે જોઇશું. જે જે."

રસ્તામાં વિચાર કર્યો કે આજ ઘેર જઇ કાંઇ ન બોલવું ને કહે તે સાંભળવું, ને છેવટે એક શબ્દ કહેવો.

આ બાજુ ગુણીયલ પણ થોડીવાર બેસી કાંઇક કહી, પાછી ઘેર આવી.

ડાહીગૌરી ગુણીયલના ગયા પછી થોડીક વાર બેસી રહી. પછી ચુલો સળગાવ્યો ને શાક મુકયું. રોટલી ટાઢી ખાવાની હતી. એટલે બહાર આવી એમની (મગનલાલની) વાટ જોતી ફફડતી ફફડતી બેઠી.

ઘર આવ્યું, ધીમે ધીમે દાદરે ચડયા. બારણું બંધ હોવાથી ઉઘાડવાનું કહ્યું. અત્યાર સુધી સઘળું શાંત. કપડાં ઉતાર્યાં. ખાવા ગયા પાટલા ઉપર બેઠા ને ખાવાનું શરૂ કરે છે એટલામાં તો ચઢેલો ઉબરો બહાર પડયો.

ડાહી—અત્યાર સુધી કયાં હતા ? હું તો રાહ જોઇ જોઇને થાકી આજ કોનું ઘર ગર્જ્યું હતું ?

કાંઇ જવાબ ન મળ્યો તેથી વધારે ચીડાઇ પાછી બોલી શું આજ ડબ બંધ થઇ ગઈ છે બોલાતું કેમ નથી—શું કાંઇ થયું છે ?

મગનલાલ—ઉં

ડાહી—" ઉં તે શું. આતો આ ન ખમાય. ઘેર મોડા આવવું ને વળી આમ કરવું. પડી છે કાંઈ ઘરની. હેં બોલતા કેમ નથી.

" શું છે બહાર ગયો હતો "

ડાહી—ઓ હોહો–શું મીજાસ ? એટલો બધો મીજાસ શા ઉપર ? કોના ઉપર ? મોડા આવો તે શું પુછાય પણ નહીં. "

" અત્યારે બહુ ન બોલ ખમાતું નથી. "

ડાહી—હમે બોલીએ છીએ તે ખમાતું નથી. ને પોતે મોટા પાંશેરના શબ્દો સંભળાવે છે તે કાંઇ નહીં. આતો સત્તા આગળ શાણપણ છે." જલદી ખાઇ, હાથ ધોઈ કરી બહાર આવ્યા આટલા વખતના ને તેમાં ખાસ કરીને આજના બનાવો નજર આગળ આવવા લાગ્યા. " ત્યારે હવે શું કરૂં ! ! કંટાળ્યો છું, આ ડોબા જેવું કાંઇ સુધરે એમ લાગતું નથી. શું હું ઘર છોડું, ને દઉં એને પડી રહેવા " આમ મનમાં ઘણા વિચાર ઘોળાવા માંડ્યા. છેવટ એમ થયું કે લાવ હું ઘરજ છોડું ને છોડીશ તોજ સુખી થઇશ. આમ વિચાર કર્યો ત્યારે એમ પણ થયું કે આથી લાભ તથા હાની શું છે તે તપાસું. હાનીના પલ્લામાં લોકલાજ, કહેણાં, મેણા, પકડઇ આવવું નોકરી ફરી મેળવવી વિગેરે આવ્યું જ્યારે લાભમાં કંકાસથી દૂર થાઉં તોજ સુખી થાઉં—નોકરી ફરી મળશે લોક બોલીને એની મેળે ચુપ થશે એના લક્ષણ બધા જાણે છે. શરીરે સુખી તો પછી બધી વાતે સુખી થઇશ આમ વિચાર કરતાં કરતાં છેવટ એમજ નક્કી થયું કે જવું. કપડાં પહેર્યાં—પોતાની વીંટી હતી તે લીધી ને થોડાક રૂપીયા તાત્કાલીક જરૂર પડે માટે લીધા પણ જતાં જતાં એમ વિચાર થયો કે લાવ એ કાગળ છેવટને માટે લખી મુકું.

તા. ૨૭—૧૧ વાર શનિ.

મારા પરમ સ્નેહીને સદાના શુભેચ્છક કકુ દલાલ.

વિ. આ પત્ર મારો છેલ્લો છે. ફરી ક્યારે મળીશું તેનું પ્રમાણ નથી. આજ હું ઘર છોડી પર્યટન કરવા નીકળી પડું છું. મારો સંસાર તું બરોબર જાણે છે, પણ આજથી તો હું છેકજ કંટાળી ગયો છું. ને તેજ કારણથી બહાર નીકળી પડું છું.

તને મળી વિચાર કરૂં તે પહેલાં નીકળું છું. મારી ફીકર કરીશ નહીં, ને શોક પણ ન કરીશ. જે લેખ લલાટે લખાયા હશે તે ટળનાર નથી. મારી શોધ કરવામાં નિરર્થક તન, ધન, ને વખત ગુમાવીશ નહીં. હું ઘર છોડું છું પણ ઘણીજ દીલગીરી સાથે પ્રણામ.

લી. તારા દુઃખી મીત્ર

મગનલાલના યથાયોગ્ય બહુ બહુ કરી વાંચજે.

તા. ક.

ડાહીનુ શું થશે તેની ચીંતા કરીશ માં, એને જોઇએ તેટલું મુકેલું છે.

લી: તારો મગન.

એક કાગળ પુરો થયો" બીજો લખું કે કેમ, હા, એને છેલ્લીવાર જણાવી દેવા દે, કે મેં શા સારૂ ઘર છોડયું.

તા. ૨૭ ૧૧ વાર શનિ.

પ્રીયે ( એકવાર હતી ) ડાહી,

વિ. મારા જવાથી તું અજાયબ પામનાર નથી; પણ છેવટ જણાવવું જોઇએ કે ફક્ત તારા કલેશને કંકાસને લીધે હું આજ ઘર છોડું છું. મેં તને સુપંથપર મુકવા ઘણો પ્રયત્ન કર્યો ઘણી સારી શીખો આપી; પણ એની તારા ઉપર કાંઇ અસર થઈ નહીં. આજ મેં છેવટનો પ્રયત્ન; પણ આદરી જોયો. બપોરે આવેલા સાધુઓ બીજા કોઇજ નહીં પણ હું ને કકુદલાલ હતા, તે વખતે પણ તારા વાપરેલા શબ્દોએ મારૂં હૃદય ભેદી નાંખ્યું. હવે તારે ફાવે તેમ રહે, કર, હું ને તું વખતે સદા માટે છુટા પડીશું. ફરી ભેગા થઇએ એ બનવું હાલ અશકય લાગે છે. હવે પતિ વગરની સ્ત્રીની વિટંબણા ને દુઃખ દેખી, જોઇ અને અનુભવી શકશે. સુધરવું હોય તો સુધરજે ને કુધરવું હોય તો કુધરજે. સુખી થા એ મારી છેલ્લી આશીશ છે. આમીન.

લી. તારો ( એકવાર હતો હાલ નથી ) મગન.

તા૦ ક૦

જોડે કાંઈ લીધું નથી. ઘરમાં છે તે તારા ને છોકરાંના ગુજરાન માટે બહુ થા જોઇએ તે કરતાં વધારે છે.

લી. મગનલાલ.

કાગળ લખી ટેબલપર એવા મુકયા કે તુરત જોઇ શકે. આ પુરૂ થયા બાદ, અંદર કહ્યાવગર બહાર નીકળી પડયો. ડાહીગૌરી ઘરનું કામ પરવારી, ને બીજા દિવસનું થોડુંક કાંઇ કરવાનું હતું તે કરી બહાર આવી તો પતિને ન જોયા. ને ધાંટાને જાસાં કર્યાં પણ એટલામાં પેલા કાગળો ઉપર નજર પડી. લીધાં વાંચ્યા ને વાચવાની સાથેજ કોણ જાણે કુદરતી રીતેજ એને મોટો શોક થયો. ગભરાઈ ગઇ, ને મુઝવણમાં પડી. લાવ કકુ દલાલને પુછું. એમ ધારી ઘર બંધ કરી દલાલને મળી. એ વાત કહી, કાગળ આપ્યો કકુને પણ ઘણું લાગ્યું તુરત તપાસ કરવા બહાર નીકળી પડયો. પણ નિષ્ફળ નિરાશ થઈ ઘેર આવ્યો. ડાહી પોતાને ત્યાં ગઇ. આખી રાત શોકમાં કહાડી. આમ ઘણો વખત ગયો પણ મેળાપ ન થયો. પતિના ગયા પછી કાંઇક સુધરવા લાગી. થોડાક વખતમાં પૂર્ણ સુધરશે એવા ચીન્હો દેખાયાં ને ત્રણેક વર્ષમાં તો છેકજ સુધરી ગઈ.

કકુ દલાલને પણ મગનલાલના જવાથી ઘણું લાગ્યું. શોક કર્યો, તન મન ને ધન વાપર્યું પણ કાંઇ પણ ફળ વગર.

મગનલાલ પરદેશ ચાલ્યા ગયા હતા તે કેટલેક વર્ષે ઘેર શું સ્થિતિ છે તે જોવા આવ્યા. તેમણે પોતાની પત્નીને શોકને પશ્ચાતાપ કરતી જોઇ એક સવારે તેના જીવનને સુખી કરવા તે ઘેર આવ્યો. તે વખતે ડાહીગૌરી નાહી રહી હતી ને પીયુનુંજ ધ્યાન ધરતી હતી. એણે સાદાં ને શોકનાં વસ્ત્ર પહેરેલાં હતાં. તેના હૃદયચક્ષુ આગળ એમની મૂર્તિ ખડી હતી તેમની મનથી પુજા કરતી હતી એટલામાં આંખ ઉઘડી પોતાની આંખ આગળ સાક્ષાત જેનું ધ્યાન ધરતી હતી તેમને આવેલા જોઇ એકદમ ઉઠી, ને આનંદથી તેમના પગમાં માથુ નાંખતાં બોલીઃ—

" હો, પ્રિય-પ્રિય પ્રાણનાથ, મારા અપરાધ ક્ષમા કરો. બચાવો નાથ—હું તમારી દાસી છું " આટલું બોલતામાં તો, તેને મુર્છા આવી ને તે પડી ગઇ.

પાણી છાંટી, શાંત કરી.

મગનલાલના મનને એને સુધરેલી જોઇને નામ પ્રમાણે ડાહી થયલી જોઇ અત્યાનંદ થયો. એને શાંત કરી. કકુને ખબર પડી કે શેઠ આવ્યા છે તેને પણ મગનલાલને આટલે વર્ષે જોઇ સ્નેહના આંસુ આવ્યાં. ટુંકમાં છેવટનો ડાહીગૌરી ને મગનલાલનો સંસાર સુખી નીવડ્યો. શાંતિ શાંતિ. મધછ.

---

## ' પાંજરાં બનાવનાર કાંચનલાલ. '

( બંગાળીના ઇંગ્લીશ ભાષાંતર પરથી )

કાંચનલાલ કાશ્મીરનો વતની હતો. તે પાંજરાં બનાવતો અને ને વેચી ગુજરાન ચલાવતો તે પાંજરાં લઇને એક ગામથી બીજે ગામ ભટકતો પણ કમનસીબે કોઇ લેનાર મળતું નહીં. એક પાંજરૂં વેચાતું તો તો તે બહુ ખુશી થતો. આમ તેના દિવસ ચિંતા અને દુઃખમાં જતા. સુખનું તો સ્વપ્નું ન્હોતું અને જીવવું પણ તેને કંટાળો ભરેલુ લાગતું.

ફેબ્રુઆરી મહિનામાં એક દિવસ સવારે હાથમાં પાંજરૂ લઇ, એક ગામથી બીજે ગામ જતો હતો તેવામાં તેણે રસ્તે કેટલાંક છોકરાંને જોયાં. તેઓએ સારાં સારાં લૂગડાં પ્હેર્યાં હતાં. તે દિવસ હોળીનો ત્હેવાર હોવાથી કેટલાંક છોકરાં ગુલાલ ઉરાડતાં હતાં, કેટલાંક વાંસળી વગાડી નાચતાં હતાં અને કેટલાંક તો રસ્તાપર પૈસા ફેંકતાં હતાં અને કોઈ ગરિબ છોકરાં તે લેવા જાય તો તેમને મારતાં હતાં.

કાંચનલાલ તેમને આવી રીતે પૈસા ઉડાવતાં જોઇ મનમાં વિચાર કરવા લાગ્યો " અરે આ જગતમાં ન્યાય તો છેજ નહીં, જોને આ આળસુ છોકરાં પૈસા નાંખી દે છે અને મ્હેનત કરૂં છું તોય મને ખાવા પાઈ પણ આપતો નથી. અરેરે શું પ્રભુનો ન્યાય ?

આમ વિચારમાં ચાલતાં ચાલતાં તે એક જંગલની વચમાં આવી ચડ્યો. તાપ સખ્ત પડતો હતો. બે દિવસનો તે ભૂખ્યો હતો અને રખડી રખડી થાકી ગયો હતો. કોઈ ગામ પણ પાસે દેખાતું ન્હોતું કે ત્યાં જઇ પાંજરૂં વેચવાની આશા રાખે. તે જંગલમાં આગળ ચાલવા મંડ્યો ત્યાં કોણ જાણે ક્યાંથી કોઇ માણસ તેની તરફ આવતો દેખાયો. તેને જોઇને તેના મનમાં થયું કે હવે આગળ તો ચાલી શકાય તેમ નથી માટે આ માણસ પાસે બે પૈસા માગું. આપે તો આજ થોડું ખાવાનું તો મળે.

તે માણસ જરા પાસે આવ્યો ત્યારે તેની પાસે જઇ કરગરીને કહ્યું ' ભાઇ સાહેબ બે દિવસથી ભૂખ્યો છું; મ્હારી પાસે કંઇ નથી બે પૈસા આપશો તો ત્હમારૂં કલ્યાણ થશે.'

જમીનદાર—'એમાં તે શું ? મારી દિકરી તમારી સાથે પરણાવવી તે તો બહુ આનંદની વાત છે; મને પ્હેલેથીજ કહી દેવું હતું. તમારી માગણી મારે કબુલ છે.'

થોડા દિવસ પછી લગ્ન થયાં. કાંચનલાલે પોપટનું પાંજરૂં જમીનદારના હાથમાં મુકયું અને પોતાની સ્ત્રીની સાથે ઘોડે બેસી ત્યાંથી નીકળ્યો. ઘોડાને જરા ચાબુક મારી કે તે પવનવેગે ઉપડયો અને થોડીવારમાં તેઓ ઘણે દૂર નીકળી ગયા.

તેમના ગયા પછી તે જમીનદાર પોતાના મિત્રોને કહેવા લાગ્યો 'કેવો આશ્ચર્યકારક પોપટ છે. આને લીધે કાંચનલાલને તો નવાઇ ઉપજાવે તેવાં કામ કરતાં તમે જોયો છે; પણ હવે હું તો તેથીએ વધારે કરીશ. આ દેશના રાજા કરતાંએ મોટો થઇશ. જરા શાંત રહી જુઓ.' આટલું બોલી તેણે પોપટને

'મ્હારા...વ્હાલા...પંખી વેગે...આવજે;'

એટલા શબ્દો કહ્યા ત્યાંતો તેની જીભ અટકી ગઇ. પોપટે તેનું કહેવું સાંભળ્યું નહીં પણ ક્રોધથી શરિર ત્રણ ગણું ફુલાવ્યું અને પાંજરાનું બારણું તોડી નાખી તે ચીસ પાડતો ઉડી ગયો. જમીનદાર તો આભો બની ગયો; બધા જોઈ રહ્યા. એક નકામા પોપટને માટે તેણે પોતાની વ્હાલી દિકરીને ગુમાવી. બધાં માનવા લાગ્યાં કે કોઈ જાદુગર તેને છેતરી સુંદર છોકરીને લઇ ચાલ્યો ગયો. કેટલાંક તેની તરફ દયા બતાવવા લાગ્યાં અને કેટલાંક તો તેના લોભને માટે તિરસ્કાર બતાવી ચાલ્યાં ગયાં.

હવે કાંચનલાલ અને તેની સ્ત્રી થોડા વખતમાં એક શહેરમાં જઈ પ્હોચ્યાં. સારૂં ઘર મળે ત્યાં સુધી વિશીમાં રહેવાનો વિચાર કરી કાંચનલાલ જ્યાં ઘોડાપરથી ઉતર્યો કે તરતજ તે સુંદર ઘોડાની પાછી લાકડી થઇ ગઇ, કિંમતી લુગડાં જતા રહ્યાં અને ફાટલાં રહ્યાં. આ ફેરફાર જોઇને લોકોએ તેને ધુતારો ગણી વિશીમાંથી હાંકી કાઢયો. તેની સ્ત્રીને પણ લાગ્યું કે તે કોઇ મેલી વિદ્યાના પ્રયોગથી તેને તેના બાપ પાસેથી ઉપાડી લાવ્યો. વળી તેની સ્થિતિ ભિખારી કરતાંપણ ખરાબ જોઇ ક્રોધ અને ભયથી ગાંડા જેવી બની ગઇ અને તેને છોડી પોતાના પિતાને ઘેર જતી રહી. ત્યાં તેણે વીતેલી સર્વ હકીકત કહી સંભળાવી. બિચારો કાંચનલાલ હવે શું કરે ? તે લોકોની ગાળો ખાતો ભૂખ્યો અને તરસ્યો પાછો તેને ગામ ગયો અને પ્હેલાં રહેતો હતો તેમ રહેવા લાગ્યો. પણ ફરી કોઈ દિવસ તેને પેટ ભરી ખાવાનું તો નજ મળ્યું.

શંકરલાલ ગૌરીશંકર.

# વિદ્યાકલા.

## ભાવનગર સંસ્થાનની દેશી કારીગરીનો મેળો.

(રજુ થયેલો રિપોર્ટ.)

॥ भारतीयकलाभ्युदयै जीयाद् भावपुरेश्वरः ॥

શ્રી ભાવનગર ખેતીવાડી, તથા દેશી હુન્નર ઉદ્યોગ ઉત્તેજક મંડળના આશ્રય તળે સને ૧૯૧૦ ના ફેબ્રુઆરી માસમાં ભાવનગરસંસ્થાનની દેશીકારીગરીનો જે મેળો ભરવામાં આવ્યો હતો તેની અંદર સ્ત્રીઓની કારીગરીના હસ્તકૃત નમુનાઓ જનસમુદાયના જોવામાં આવે તેવા હેતુથી, અને સ્ત્રીઓ સામાજીક હિત કરવામાં કેટલો ઉપયોગી ભાગ ભજવે છે; તેમજ તેમને યોગ્ય ઉત્તેજન આપવામાં આવે તો તેઓ વધારે સારૂં કામ કરવાને કેટલે અંશે ઉત્સાહી બને તે શુભ ઇચ્છાઓ ધ્યાનમાં રાખીને સદરહુ મંડળ તરફથી આ મેળામાં ખાસ લેડી સેકશન ( વનિતા વિભાગ ) રાખવામાં આવ્યો હતો; અને તે વિભાગના નમુનાં તપાસી ઇનામો મુકરર કરવાને નીચે પ્રમાણે પરીક્ષક કમીટી નીમવામાં આવી હતી.

**પ્રમુખ.**

નામદાર રાણીસાહેબ નંદકુંવરબા.

**સેક્રેટરીઓ.**

મીસીસ ગુણવંતરાય ગુલાબરાય દેશાઇ,

મીસ જરબાઇ પેસ્તનજી સીનોર.

**જ્યુરર્સ.**

મીસીસ શંકરપ્રસાદ હરિપ્રસાદ દેશાઇ,

મીસીસ પેસ્તનજી બરજોરજી ડ્રોકટર,

મીસીસ જહાંગીરજી સોરાબજી ગંભીર.

મીસીસ ખીરોજશા ભીખાજી મોતીવાલા.

મીસીસ હર્ષદરાય વિઠ્ઠલદાસ ગિરજાશંકર.

નીચેની હકીકત જો કે જગજાહેર છે અને વારંવાર જાહેર સભાઓમાં તેમજ ઠેકાણે ઠેકાણે લોકોમાં પૂરતી પ્રસિદ્ધતા પામી છે તોપણ તે બાબત એટલી બધી મહત્વની છે કે જો હું તે હકીકત આ મેળાવડાની સમક્ષ રજુ કરૂં નહિ તો પ્રજાગણમાંની એક વ્યક્તિ તરીકે તેમજ સેક્રેટરી તરીકે મારી ફરજ પૂર્ણ રીતે અદા કરેલી ગણાય નહિ, તે કારણથીજ ઘણા હર્ષ સાથે હું જણાવવાની રજા લઉં છું. કે આપણા મહારાજાસાહેબ સર

**ભાવસિંહજી** બહાદુર, કે. સી. એસ. આઇ. અતિ, ઉદાર, માયાળુ પ્રેમાળ અને પ્રજાપાલક છે અને પ્રજાહિત કરવામાં હમેશાં પૂર્ણ કાળજી ધરાવે છે; તેમજ આપણા માતા સમાન પૂજ્ય રાણીસાહેબ જેઓ મહારાજા સાહેબની ઇચ્છાનુસાર પ્રજાકલ્યાણનેજ પોતાના જીવનનો મુખ્ય ઉદ્દેશ ગણી પ્રજાહિત કરવામાં હમેશાં તત્પર રહે છે તેઓએ આ પરીક્ષક કમીટીનું પ્રમુખપદ સ્વીકારી આપણને ઉપકારના અતિ ભારે બોજા તળે નાંખ્યા છે. વળી વિશેષ આનંદની વાત એ છે કે મુખ્ય દીવાનસાહેબ પ્રભાશંકર દલપતરામ પટણી, સી. આઇ. ઇ. મહારાજા સાહેબની પ્રજાકલ્યાણ કરવાની ઉદાર લાગણીને અંતઃકરણપૂર્વક પુષ્ટિ આપનાર હોવાથી ભાવનગર સંસ્થાનની પ્રજા અતિ સુખી અને સંતોષી રહે, તથા એવા ઉદાર મહારાજા, સુશીલ મહારાણી અને દયાળુ દીવાનની બનેલી અનુપમ ત્રિપુટીની પ્રજા હોવા માટે મહાન્ પરમાત્માની પરમકૃપામાંને એ સ્વાભાવિકજ છે.

આ મેળો રાજ્ય તરફથી મળેલ સુશોભિત સમીયાણામાં ભરવામાં આવેલ હોવાથી અતિ આકર્ષક અને સુંદર બન્યો હતો. તેમાં વનિતાવિભાગે તે સુંદરતામાં વિશેષ વધારો કર્યો હતો. આ વિભાગમાં ઘણી રમણીય ચીજો રજુ કરવામાં આવી હતી. તેમાં ભાવનગર માજીરાજ કન્યાશાળા, શેઠ આણંદજી પુરશોત્તમ, શેઠ રતનજી વીરજી તથા શેઠ ત્રિભુવનદાસ ભાણજીના ઉદારતાથી સ્થપાયેલ શાળાઓ તરફથી આવેલ ચીજો ઘણું ધ્યાન ખેંચે એવી હતી; અને મહાલોની કેટલીક કન્યાશાળાઓ તરફથી તેમજ જુદી જુદી કોમની બાનુઓ તરફથી રજુ કરવામાં આવેલ ભરત તથા ગુંથણકામ વિગેરેના નમુનાઓ પ્રશંસાને પાત્ર હતા. આ સ્થાને મારે જણાવવું જોઇએ કે સદરહુ જૈન ગૃહસ્થોએ પોતાની જ્ઞાતિના હિતાર્થે પોતાના પૈસાનો સદ્ઉપયોગ કરવા જે ઉત્સાહ બતાવ્યો છે તે માટે તેઓને ખરેખર ધન્યવાદ ઘટે છે, અને અન્ય કોમના ગૃહસ્થો તેઓના દાખલાઓને અનુસરી પોતાની જ્ઞાતિની બાળાઓ અને સ્ત્રીઓના હિત અર્થે પોતાના પૈસાનો યથાશક્તિ ઉપયોગ કરવામાં કાળજી ધરાવશે એવી મારી નમ્ર વિનંતિ છે.

આ મેળાને પૂર્ણ કરવામાં એકજ બાબતની ખોટ હતી, અને તે એ કે નામદાર કુંવરી સાહેબ **મનહર કુંવરબા** જેઓની સુંદર અને મનહર હસ્તકૃત ચીજોએ નાગપુર અને લાહોર જેવા ભવ્ય પ્રદર્શનમાં ગોલ્ડ મેડલો ( સોનાના ચાંદ )મેળવ્યા હતા તેઓ સાહેબ પોતાની ચીજો તે વખતે લાહોર પ્રદર્શનમાં હોવાથી આ મેળામાં રજુ કરી શકયાં નહોતા.

નામદાર રાણીસાહેબે વનિતા વિભાગના સર્વ નમુનાઓ જાતે જોઈ તપાસીને ઇનામો મુકરર કરવામાં જે અતિ શ્રમ લીધો છે તેને માટે તેઓ સાહેબનો ઘણોજ ઉપકાર માનવામાં આવે છે, તેમજ જ્યુરરોએ આ કાર્યમાં જે સહાય આપી છે તે માટે તેમનો પણ આભાર માનવામાં આવે છે.

આ વખતે ઉત્તેજન આપવાના હેતુથી સર્વ પ્રદર્શકોને ઇનામ આપવાનું નક્કી કરવામાં આવેલ છે. વનિતા વિભાગમાં ૪૫ પ્રદર્શકો પૈકી ૨૧ ને રૂપાના ચાંદો, ૨૧ ને એલ્યુમીનમના ચાંદો અને બેને ડીપ્લોમા આપવામાં આવેલ છે. આ વિભાગમાં એક ધ્યાન ખેંચવા જોગ બીના એ છે કે મીસીસ હનુબાઈ જેઓ એક ગરાસીઆ લેડી છે તેઓએ પોતાની હસ્તકૃત કારીગીરીના નમુનાઓ આ મેળામાં રજુ કરવાની પહેલ કરી છે તે

માટે તેમને ધન્યવાદ ઘટે છે, અને એ કોમની બીજી બાનુઓ પણ તેમના દાખલાનું અનુકરણ કરશે એવી આશા છે.

આવાં પ્રદર્શનો અને મેળાઓ શોધકબુદ્ધિને યોગ્ય દિશા સૂચવે છે અને જનસમાજની વૃત્તિઓને કેળવે છે. સારી સારી વસ્તુઓનો સંગ્રહ કરી સમાજ સમક્ષ ધરવો અને સમાજને તે વસ્તુઓની કદર કરતાં શીખવવું એ કાંઇ નાનોસુનો લાભ નથી. ભાવનગર ખેતીવાડી તથા દેશી હુન્નર ઉદ્યોગ ઉત્તેજક મંડળે બે વખત પ્રદર્શન ભરી પ્રજાને જે લાભ આપ્યો છે તે માટે તે મંડળનો આભાર માનવામાં આવે છે. આ કાર્યમાં મદદ કરવાને મેળા કમીટીના જનરલ સેક્રેટરી મી. ભીખાભાઇ જી. મોદીએ તેમજ બીનસ્વાર્થે કામ કરનારા ઉત્સાહી વોલન્ટીયરોએ જે મહેનત લીધી છે તેમનો આ તકે આભાર માનું છું.

આ પ્રસંગનો લાભ લેઇ નામદાર મહારાજા સાહેબ જેઓ રાજ્યની આવકનો અમુક ભાગ પ્રજા કેળવણી અર્થે ખર્ચવામાં ઉદારવૃત્તિ બતાવતા આવ્યા છે તેઓને નમ્રતાપૂર્વક વિનંતિ કરવાની રજા લઉં છું કે ભાવનગર શહેરમાં હુન્નર ઉદ્યોગની કેળવણી મોટા પાયા ઉપર દાખલ કરવાની પુરતી જરૂર છે, તો તે બાબત આપ નામદારને જેમ ઘટિત લાગે તેવી યોગ્ય વ્યવસ્થા કરાવવા કૃપા કરશો.

છેવટે નામદાર રાણીસાહેબે પરીક્ષક કમીટીનું પ્રમુખપદ સ્વીકારી ઇનામો મુકરર કરવામાં અતિ શ્રમ લીધો છે તે માટે તેઓ સાહેબનો અને નેકનામદાર મહારાજા સાહેબે તેમજ મહેરબાન દીવાન સાહેબે આ મેળાનું કાર્ય પૂર્ણ રીતે ફતેહમંદ કરવામાં જે સંગીન મદદ આપી છે તે માટે તેઓ સાહેબનો નમ્રતાપૂર્વક આભાર માની આ રીપોર્ટ ખતમ કરવાની રજા લઉં છું; અને વિનંતી કરૂં છું કે આપ નામદાર પોતાના મુબારક હસ્તથી મેડલો તથા સર્ટીફીકેટો એનાયત કરવાની કૃપા કરશો. એજ ભાવનગર. તા. ૧૯-૬-૧૯૧૦ ગુરૂવાર.

---

## ભાવનગરમાં નામદાર રાણી સાહેબે બતાવેલા ઉદાર વિચારો.

---

શ્રી ભાવનગર ખેતીવાડી તથા દેશી હુન્નર ઉદ્યોગ ઉત્તેજક મંડળ તરફથી ગયા ફેબ્રુઆરી માસમાં ભરવામાં આવેલ સંસ્થાન ભાવનગરની દેશી કારીગરીના મેળાના વનીતા વિભાગના મેડલો ( ચાંદ ) તથા સરટીફીકેટો વહેંચવાને નામદાર રાણી સાહેબના પ્રમુખપણા નીચે બાનુઓનો એક ભવ્ય મેલાવડો તા. ૧૬—૬—૧૦ ગુરૂવારના રોજ મહારાજ કન્યાશાળાના હોલમાં ભરવામાં આવ્યો હતો. તે પ્રસંગે લગભગ ૫૦૦ બાનુઓએ હાજરી આપી હતી. નામદાર રાણી સાહેબ હોલમાં પધારતાંજ સર્વ સભાજનોએ ઉભાં થઈ તેમનો સત્કાર કર્યો હતો.

પ્રારંભમાં માઝીરાજકન્યાશાળાની બાળાઓએ આવકાર આપવાનું ગીત ગાયું હતું. બાદ સેક્રેટરીનો રીપોર્ટ મીસીસ. ભીખાભાઇ. જી. મોદીએ વાંચ્યો હતો. ત્યારબાદ નામદાર રાણી સાહેબે મેડલો તથા સરટીફિકેટ એનાયત કર્યા હતા. બાદ મીસીસ શંકરભાઈ હરીપ્રસાદ દેસાઇએ તથા મીસીસ જગજીવનદાસ અમરચંદ વોરાએ પ્રસંગને અનુસરતું વિવેચન કર્યું હતું. બાદ રાણી સાહેબે લાગણી પુર્વક જણાવ્યું કેઃ—

“ આજે આ મેલાવડામાં તમને સૌને એકઠાં થયેલાં જોઇને મને ઘણો આનંદ થાય છે. એક વખત એવો હતો કે જ્યારે સ્ત્રીઓના મેલાવડા પણ થઇ શકે, એવો વિચાર પુરૂષોને આવતો નહીં. એ વખત હવે હમેશાંને માટે દૂર થયો છે. હવેના વખતમાં આપણે સ્ત્રીઓનું માન વધતું જતું જોઇયે છીયે. હવે સૌને સમજાવા લાગ્યું છે કે કોઇ પણ દેશના સુધારા માટે તે દેશના પુરૂષો સુધરે એટલું બસ નથી, પુરૂષોની સાથે સ્ત્રીઓ પણ સુધરવી જોઇએ, કારણકે સ્ત્રી અને પુરૂષ બે મળીને માણસ જાત થાય છે. આ પ્રમાણે જો કે આપણા દેશમાં સ્ત્રીઓનું માન વધવા લાગ્યું છે, તોપણ કેળવણીમાં અને બુદ્ધિમાં સ્ત્રીઓ હજુ પુરૂષોથી બહુ પછાત છે. આપણને આગળ લઇ જવાને પુરૂષો ઘણા વખતથી મહેનત કરે છે, પણ હવે એ કામમાં આપણે જાતે ભાગ લેવા જોઇયે, અને પાછળ દોરાવાને બદલે સાથે ચાલવું જોઇયે. આજનો ખાસ પ્રસંગ છેલ્લા દેશી કારીગરીના મેળાની અંદર વનીતા વિભાગમાં જેમણે કારીગરીના નમુનાં મોકલેલા તેમને ઇનામ આપવાનો છે. એ તમને સૌને ખબર છે. જેમણે જેમણે વસ્તુઓ મોકલી છે તે સર્વને કંઇ કંઇ ઇનામ આપવાના વિચાર માટે મેળાની વ્યવસ્થા કરનારાઓને સાબાશી ઘટે છે. મને લાગે છે કે એથી કરીને તમામને પુરતું ઉત્તેજન મળશે. રીપોર્ટમાં આ કામની અંદર મેં પોતે જે ભાગ લીધો છે તેને માટે ખાસ ઉપકાર માનવામાં આવ્યો છે. મારે કહેવું જોઇયે કે હું તો આવા કામમાં જે કંઇ મદદ આપી શકાય તે આપવાને હમેશાં રાજી છું અને સ્ત્રીઓ આવા કામમાં વધારે ધ્યાન આપે અને ઉત્સાહથી આગળ પડે એ પરીણામને ઉપકારના કરતાં વધારે પસંદ કરૂં છું. છેવટે આશા રાખું છું કે હવે પછીના મેલાવડાઓમાં આપણે આજનાં કરતાં ચડતી સ્થિતિ જોઇ શકીશું.”

નામદાર રાણી સાહેબ બોલી રહ્યાબાદ મીસીસ મોરારજી આનંદજી ટનાયે રાણી સાહેબે લીધેલ તકલીફ માટે તેમનો ઉપકાર માન્યો હતો. જેમને મીસીસ પરમાનંદદાસ વિઠલદાસ ઠક્કરે અનુમોદન આપ્યું હતું. છેવટે માઝીરાજકન્યાશાળાની તેમજ સનાતન ધર્મ કન્યાશાળાની બાળાઓએ વિદાયગીરીનું ગીત ગાયું હતું. ત્યાર પછી હાર તોરા વહેંચાયા બાદ મેળાવડો વિસર્જન થયો હતો.

## હુન્નર ઉદ્યોગની કેળવણી.

ગયા ફેબ્રુઆરી માસમાં આ શેહેરમાં ભરેલ હુન્નર ઉદ્યોગના પ્રદર્શનમાં આ શેહેરની આપણી જે જે બ્હેનોએ પોતાના ઉદ્યોગની કુશળતા બતાવવા અમુક ચીજો મુકી તી, તેની કદર બુઝીને, તે વખતે ઇનામકમીટીએ તે કાર્યની યોગ્યતાને લઇને જેને જેને

મેડલ આપવાનો ઠરાવ કરેલ છે, તે મેડલો આજ આપણા કૃપાળુ રાણી સાહેબના હાથે અપાતા જોઇ ખુશી થવાનું છે.

સ્ત્રીકેળવણીનો પ્રચાર હાલમાં આપણા દેશમાં વધતો જાય છે તે સાથે હુન્નર ઉદ્યોગની કેળવણી જે કે સ્ત્રીઓનાં વ્યવહારીક* જીવનની ઉન્નતી કરનારી હોવાથી ઘણીજ અગત્યની છે.

આપણાંથી આગળ વધેલા દેશમાં, સ્ત્રીકેળવણીની વૃદ્ધિ અને તેનાથી સ્ત્રી જીવનનો થતો વિકાસ જોઈશું, તો તેના પ્રમાણમાં આપણા દેશમાં ઘણો જુજ છે તોપણ આ તેની શરૂઆત તે સ્ત્રી જીવનની ઉન્નતિ થવા સાથે, દેશની આબાદીનું એક ખરેખરૂં ચિન્હ છે.

પશ્ચિમના વિદ્વાનોએ લખ્યું છે કે—આપણો દેશ, અને ભવિષ્યની પ્રજાની ઉન્નતિ કરવા માંગતા હોતો, સ્ત્રીઓને કેળવણી આપો. કેમજે જ્યાં જ્યાં સ્ત્રીકેળવણીને મુખ્ય કર્તવ્ય ગણેલું છે તે દેશ અને ત્યાંની પ્રજાની ઉન્નતી આપણે સાક્ષાત જાણી શકીયે છીયે.

વાંચન તથા લેખન કેળવણી જેમ સ્ત્રી ઉપયોગી છે, તેમ થોડા હિસાબી જ્ઞાન સાથે હુન્નર ઉદ્યોગની કેળવણી પણ દેશની અને સંસારની આબાદિ કરનારી છે.

આપણા દેશની રીતભાત પ્રમાણે સ્ત્રીઓને નવરાશનો વખત ઘણો મળી શકે છે,તેવા નિવૃત્તિના વખતમાં મોટી ઉમરની સ્ત્રીઓ પણ હુન્નર ઉદ્યોગની કેળવણી લેવા ધારે, તો મેળવી શકે છે અને તે કેળવણી પ્રાપ્ત કરવાથી ગરીબ સંસાર સુખેથી ચલાવી શકાય છે.

હાલમાં ઘણે સ્થળે સ્ત્રી કેળવણીના ભણકારા વાગે છે, અને કેટલેક ઠેકાણે તો હુન્નર ઉદ્યોગની વૃદ્ધિ માટે ઉદ્યોગશાળા સ્થાપન થયેલી સાંભળીયે છીયે, તે બધું કેળવણીના આદરરૂપે છે.

સર્વ માન્ય આ વાતને લઇને આપણા શહેરમાં ભરાએલ પ્રદર્શનના વખતે ખાસ સ્ત્રીઓને ઉત્તેજન આપવા, અને સ્ત્રીકેળવણીનો વિકાસ કરવા, એક સ્ત્રી સેકશન જુદો કરવામાં આવ્યો હતો.

આવા શુભ કાર્યોમાં આપણા નેક નામદાર **મહારાજા સાહેબે** પ્રજાની સગવડ પુરી પાડવા દરેક પ્રકારની સહાય્ય આપી હતી, તેમજ આપણા કૃપાળુ **રાણી સાહેબ નંદકુંવરબાએ** પણ અથાગશ્રમ લઇને, જાતે ત્યાં પ્રદર્શનમાં પધારી સ્ત્રીનાં ઉદ્યોગીક કાર્યને ઉત્તેજન આપ્યું છે તે જોઈ આપણે સર્વ બ્હેનો ખરા અંતઃકરણથી તેઓ સાહેબનો આભાર માનવો જોઇએ.

વિશેષ કૃપાળુ રાણી સાહેબના પવિત્ર હાથે વહેંચવામાં આવતા મેડલની પ્રાસાદિ લેનાર વનિતાઓ પૈકી હું એક હોવાથી, તેઓ સાહેબે લીધેલ અનહદ તસ્દી માટે અને સ્ત્રીકેળવણીને તન, મન, ધન તથા જાતિમોગથી, આવી સહાય અને ઉત્તેજન આપવા માટે ખરા અંતઃકરણથી આભાર માની, ભુલચુક ક્ષમા માગીને બેસી જવાની રજા લઉછું.

ભાવનગર. સૌ. સમરત.

તા. ૧૧—૬—૧૦

* ભાવનગર હુન્નર ઉદ્યોગના પ્રદર્શન વખતે અપાયેલું ભાષણ.

# વિવિધ વિહાર.

## મ્હારો સિંધનો પ્રવાસ.

( અનુસન્ધાન પૃ. ૨૧૧ થી ચાલુ. )

તા. ૨૯ મી જાન્યુઆરી ૧૯૧૦ ને દીવસે અમે અમદાવાદથી કરાંચી જવાને ઉપડયા. અમદાવાદથી મારવાડ જંકશનના સ્ટેશન સુધી કોઇ જાણવા જેવો બનાવ બન્યો નહોતો. જોધપુર બીકાનેર લાઇન ઉપર રાત્રે એક બે બનાવ એવા બન્યા કે તે લખ્યા વગરે ચાલે એમ નથી. હકીકત એમ બની કે એક સ્ટેશને (સ્ટેશનનું નામ ખબર નથી) ઘણા ઉતારૂઓ પુષ્કળ ગીરદીને લીધે ગાડીમાં બેઠાવિના રહી ગયા. સ્ટેશન માસ્તરે તથા ગાર્ડે એમને ગોઠવણ કરી બેસાડવાની તસ્દી લીધી નહીં ને ગાડી ઉપડવાનો વખત થવા આવ્યો; એટલામાં ગાડીમાં બેઠેલા ઉતારૂઓને સ્ટેશન માસ્તર ને ગાર્ડની સાથે રહી ગ-એલા ઉતારૂઓને બેસાડવાને માટે તકરાર થઇ. તકરારમાં કોઇ ફાવ્યા નહીં, એટલે એક ડબ્બાનાં બધાં માણસો ગાડીમાંથી એકદમ ઉતરી પડયાં; આ દેખીને બીજા ડબ્બાનાં માણસો પણ ઉતરી પડયાં ને બધાં ઉતારૂઓને બરાબર બેસાડવાને તકરાર કરવા મંડયા; તે જો ના બને તો હમને ટીકીટના પૈસા પાછા આપો. આમ રકઝક ખૂબ થઇ; પરંતુ સ્ટેશન માસ્તર કે કોઇ નમ્યું નહીં. ગાર્ડે એકદમ ગાડી ચલાવવાને તજવીજ કરીને ગાડી જરાં ચાલી એટલે હુડુડુ કરતું બધું ટોળું ગાડીમાં બેશી ગયું, ને કોઇપણ ઉ-તારૂ બાકી ના રહ્યો. આ જોઇને હમને ઘણીજ રમુજ પડી ને તેની સાથે એમ પણ વિચાર થયો કે જો દરેક સ્થળે થર્ડકલાસ ઉતારૂઓ આમ મક્કમ રહી મંપથી ચાલે તો રેલ્વેસત્તાને ઘડીના છઠ્ઠા ભાગમાં ફર્સ્ટકલાસના ઉતારૂઓ કરતાં પણ આમને સારી સવડ કરી આપવાની ચાનક રહે.

બીજો બનાવ તેજ રાત્રે બન્યો ને તે જરા દુઃખ ઉપજાવે હેવો હતો. બીના એમ બની કે સ્ત્રીઓના કમ્પાર્ટમેન્ટમાં એક સિંધી સ્ત્રી બેઠી હતી. વખત રાતના એકાદ વા-ગ્યાનો હશે તે વખતે એક પુરૂષ સ્ત્રીના ડબ્બામાં પેઠો ને જે સ્ત્રી બેઠી હતી તેની પાસે તેનાં ઘરેણાં માગ્યા સ્ત્રી ઘણી હુંશીયાર હતી તેણે ઘરેણાં આપવા હા કહીને થોડીવાર સુધી પેલાને ઉડાવ્યો. આટલો વખત મળ્યો તે દરમ્યાન તેણે પોતાનાં ઘરેણાંનો બચકો સંભાળી લીધો ને જોતજોતામાં ગાડીનું બારણું ઉઘાડી એકદમ પુરજોરમાં ચાલતી ગા-ડીમાંથી ભુસકો માર્યો. બ્હીકણ, નામર્દ પુરૂષ, આથી સ્તબ્ધ થઇ ગયો ને શું કરવું ને તેને સુઝયું નહીં આ બનાવની ખબર ગાડીમાં બધે એકદમ થઈ ગઇ, એટલે અડધોએક માઇલ ગાડી ગઇ હશે ને ઉભી રાખી ને એ બાઇની તજવીજ કરી તો સહીસલામત મળી આવી ને પેલો નામર્દ પુરૂષ આ દરમિયાન ક્યહાં જતો રહ્યો તેનો પત્તો ના લાગ્યો.

બીજે દીવસે સ્હવારે કોટડી જંકશને થઇને સાંજરે પાંચ વાગે કરાંચી પ્હોંચ્યા.

કરાંચીનું બંદર હાલ સુધારે છે. બંદર ઉપર માલની આવજા ઘણી છે ને ધમાલ પુષ્કળ હોય છે. બંદર પાસેજ દોઢેક માઇલને છેટે પોર્ટ ટ્રસ્ટની ઓફીસ છે. કરાંચીની સ્હામે દરિયા માર્ગે મનોરાનો બેટ છે ત્યહાં લશ્કર રહે છે, ને દારૂગોળો રાખેલો છે. કરાંચીનું બંદર વસતાં પહેલાં તેની સ્હામેની બાજુએ એક ન્હાનું બંદર હતું. ત્યહાં વેપાર ચાલતો હતો પણ જતે દહાડે રેતીથી બંદર પુરાવવા માંડ્યું એટલે વેપારીવર્ગ કરાંચી આવીને વસ્યા. કરાંચી ઘણુંખરૂં સિંધીઓ કરતાં કાઠીઆવાડી ને ગુજરાતીઓથીજ વશેલું છે. કાઠીઆવાડમાં પણ જોડીઆબંદરના લોકો ઘણાજ છે ત્યહાં જોડીઆ બજાર છે. કરાંચી જોવાલાયક છે. રસ્તા પ્હોળા, મકાનો પણ સારાં ને હવાપાણી પણ સારાં છે. કરાંચીના પ્રમાણમાં ત્યહાં વસ્તી નથી. ઘણી છુટી જગ્યા છે. મ્હોટા સરિઆમ રસ્તા ઉપર જેટલી ધમાલ જોઇએ તેટલી નથી. કાપડ ને ખજુરનો વ્હેપાર ઘણો ચાલે છે. આખા કરાંચીમાં મકાનની બાંધણી કાઠીઆવાડના જેવીજ છે ને કરાંચી મ્હને તો કાઠીઆવાડના એક મ્હોટા બંદર જેવુંજ લાગ્યું. ત્યહાં ટ્રામવે છે તે ત્રણ પૈસામાં એક છેડેથી બીજે છેડે લઇ જાય છે. કરાંચીનું કેમ્પ સારૂં છે. ત્યહાં સિંધનો કમીશનર રહે છે. ત્યહાંની ટંકોને કેશ બોક્સ ઘણીજ સરસ થાય છે. વિલાયતી માલને ટક્કર મારે તેવી બને છે ને તેનું કારખાનું એક હોરાએ કાઢેલું છે કેમ્પમાં કે શહેરમાં જ્યહાં જુવો ત્યહાં મ્હોટાં મ્હોટાં મકાનોને પેઢીયો છે પણ જાણે એ મકાનોમાં વસ્તીજ નથી એમ લાગે છે. કરાંચીનાં બે સ્ટેશન છે, એક કેન્ટોન્મેટ ને બીજું કરાંચી શહેર. કેન્ટોન્મેન્ટનું સ્ટેશન ઘણું સારૂં બાંધેલું છે. કરાંચી સ્ટેશને મજુર વર્ગમાં રત્નાગીરી ને સાવંતવાડી જીલ્લાના મજુરો કામ કરે છે ને કેટલાક ગુજરાતી મજુરો પણ છે, કેટનાંક ઘોડાગાડીવાળા ઇંગ્રેજી, ગુજરાતી, સિંધી ને હિંદુસ્તાની બોલી જાણે છે. કરાંચીની ટ્રામવે એટલે જાણે ઘરની ગાડી, કારણ ટ્રામવેમાં એકજણ એની ઉપડવાની જગ્યાએથી સરસામાન લઇ બેસે ને પછી ચલાવવાનું કહે તો ટ્રામનો હાંકનારો હેના વખતના મેળ વગર ચલાવવા શરૂ કરે છે તે જ્યહારે ઉભી રાખવી હોય ત્યહારે જેટલીવાર ઉભી રાખવી ધારો તેટલીવાર ઉભી પણ રહે.

કરાંચીથી દશ માઇલ દૂર મંગોપીર છે તે જોવાને અમે ગયાં હતા. સ્હવારે વ્હેલા ઉઠી સાત વાગે અમે ઘેરથી બે મજબુત ગેણીઆની વ્હેલમાં નીકળ્યાં. અમે ચાર વ્હેલ કરી હતી ને દશ માણસ હતા. સાત વાગે નીકળી પહાડી રસ્તે અમે નીકળી પડયા. ગેણીઆ હેવાં તો મજબુત ને દોડનારાં હતાં કે ઘોડા તો એમની આગળ પાછો પડે. ઘોડાગાડી આ રસ્તે જઈ શકતી નથી. યુરોપીઅન લોકો ઉંટ ઉપરે જાય છે ને બીજા કેટલાક હીંડતા જાય છે કે હાવી વ્હેલમાં જાય છે. જમિન પત્થરની છે ને પ્હાડમાંથી જવાનો રસ્તો છે. ગાડીઓ રામાવતારની હોય એમ લાગે છે ને જ્યહારે ભરતજી કંદહાર પોતાને મોસાળ જતા હશે ત્યહારે હું ધારૂંછું કે હાવીજ ગેણીઆની વ્હેલમાં પ્હાડી મુલકમાંથી જતા હશે. દશેક વાગ્યાને અમલે હમે મંગોપીર આવી પ્હોંચ્યા.

અહીંયાં પીરનું સ્થાનક છે ને બેએક ન્હાનાં પાણીનાં ખાબોચીયાં છે; તેમાં મગરો રહે છે. કહે છે કે આ મગરોની સંખ્યા ઘણાકાળથી એટલી ને એટલીજ રહેલી છે. એટલે કે આશરે પંદરેકની રહે છે. આ મગરોને જો કોઇ શ્રદ્ધાથી ખાવાનું નાંખે તો ખાય છે બાકી અડતા પણ નથી. ને એમની પાસે જઇને અડકીએ તોપણ ઇજા કરતા નથી.

અહીંનાં હવાપાણી હેવાં તો સરસ છે કે જમ્યા પછી બે કલાકમાં પાછી ભૂખ લાગે છે. અહીંથી પાંચસેવારે દૂર લેપર એસાઇલમ (પતીઆંને રહેવાનું મકાન) છે. તે હૈદ્રાબાદવાળા હીરાનંદનું બનાવેલું છે. આ એસાઇલમ આગળ પ્હાડમાંથી ગંધકવાળુ હુનું પાણી આવે છે. આ પાણીને કુંડમાં વાળી લીધું છે. ચાર પાંચ કુંડ કર્યા છે. તેમાં એકમાં પતીઆં નાહ્ય છે, એકમાં મુસલમાન નાહ્ય છે, એકમાં હીંદુઓ નાહ્ય છે ને એક સ્ત્રીઓ સારૂ ખાસ રાખેલો છે. આ કુંડમાં હમે ખૂબ નાહ્યા ને સ્હેનાય એવું ગરમ પાણી છે તેથી નાહવાની મજા પડી. નાહી રહ્યા કે શરીર હલકું ફુલ જેવું થઇ ગયું ને સાબુની તો ગરજ જ ના રહી. મેલ એની મેળે શરીર ઉપરથી નીકળી પડયો. આ જગ્યાની આસપાસ પ્હાડ આવેલા છે ને ઠંડી બહુ પડે છે. આ એસાઇલમમાં કાઠીઆવાડનો શ્રીમાળી બ્રાહ્મણ છે ને દાકતરની જગ્યા ઉપર છે, અહીંયાં બપોરે અમે મિષ્ટાન્ન જમ્યા ને થોડી ઉંઘ લઇને સાંજરે પાંચને અમલે પાછા કરાંચી જવા નીકળ્યા તે રાત્રના આઠેક વાગ્યાને અમલે જઇ પ્હોંચ્યા.

કરાંચીમાં ઇસ્ટ ઈંડીઆ કંપનીના વખતમાં એક નવમલ શેઠ થઇ ગયાં છે તે બહુ ધનાઢય હતા. એમને વિશે કહેવાય છે કે એમણે ઇંગ્રેજ સરકારને પૈસાની ઘણી મદદ કરી હતી તેથી એમની સ્હે એટલી પડતી કે લોકો આજ પણ કહેવતમાં કહે છે કે, “ રાજ્ય રાણીકા, અમલ ઈંગ્રેજકા, ઓર હુકમ નવમલ શેઠકા.”

કરાંચી બંદર હેવું છે કે જો સરકાર ફોરીનમેઇલ, મુંબાઇના કરતાં કરાંચી પ્હેલી લાવવાને હુકમ કરે તો મુંબાઇ ઘડીના છઠ્ઠા ભાગમાં તૂટી પડે. કરાંચીનો વ્હેપાર વધી જાય ને વસ્તી પણ ઘણી વધે. હવા પાણી સારાં છે, જગ્યાની છુટ ઘણી છે, વેપાર છે પણ માત્ર આ કારણને લઇને કરાંચી વધી શકતું નથી.

સિંધમાં બધે ફર્યા પણ જ્યારે કરાંચી ગયા ત્યારેજ “ સોનાનો સુરજ ઉગીઓ ” વિગેરે લોકગીત ( લગ્નપ્રસંગનું ) અમે સાંભળ્યું ને વરઘોડા પણ જોયા. તે વખતે એમજ લાગ્યું કે જાણે ગુજરાત, કાઠીઆવાડમાં જ બેઠા છીએ. અહીં વરઘોડામાં મશાલો (કાકડાઓ) તો વાઘરીઓજ ધરે છે ને ઢોલ તાસાં ને વાજું વગાડવાનું તો મુસલમાનોનેજ લખી આપેલું હોય તેમ લાગ્યું. આ ફેરી અમે શીકારપુર ફરીથી ગયા ને ત્હાં અમદાવાદવાળા સ્વ. રા. બ. લલ્લુભાઈ મનસુખલાલે ( પોતે કલેક્ટર હતા ત્હારે ) પોતાના સ્વ. ચુનીલાલના નામનો બાગ બનાવ્યો છે તે જોયો. હાલ તે મ્યુનીસીપાલીટીના તાબામાં છે, જે જે વ્હેમો એશિયામાં પ્રચલિત છે તે અહિંયાં પણ આવે છે.

કરાંચીથી જાન્યુઆરી માસની અધવચમાં અમે કલકત્તે જવાને ઉપડયા. કલકત્તે જતાં વચ્ચે આગ્રામાં અમે મુકામ કર્યો. આગ્રે જેવા અમે રેલ્વેગાડીમાંથી ઉતર્યા કે તરતજ ચાર પાંચ જણ અમારી પાસે આવ્યા ને કહેવા લાગ્યા “ કેમ સાહેબ વિશીમાં આવશો ? એમ કહીને પોતાના શરનામાવાળાં કાર્ડ અમને આપ્યાં. મ્હેં તે કાર્ડ લઈ લીધાં ને કહ્યુંકે અમારે વિશીમાં ઉતરવું નથી. અમે તો અમુક માણસને ત્હાં ઉતરવાના છીએ ને તે સ્ટેશન ઉપર પણ આવ્યો હશે; કારણ કરાંચીથી નીકળ્યા ત્હારે કરાંચીમાં જે માણસના અમે પરોણા હતા તેણે આગ્રામાં પોતાના ઓળખીતા વેપારી ઉપર તારથી

અમારી ત્હાં જવાની ખબર આપી હતી ને કાગળથી પણ લખ્યું હતું કે સ્ટેશને જજો; પણ તે માણસ સ્ટેશને તો બીલકુલ જણાયો નહીં. તો નહીં પણ જ્યારે એને ઘેર જઇ તજવીજ કરી કે ફલાણા ભાઈ છે ત્હારે જવાબ મળ્યો કે એતો બે દીવસથી ગામ ગયા છે; પાછળથી ત્હાંના જાણીતા માણસે અમને કહ્યું કે જેણે તમને “ગામ ગયા છે” કહ્યું તેજ એ પોતે માણસ હતો. આગ્રામાં તેમજ એ બાજુએ આમ બહુ બને છે. અમે તો એને ઘેર જતાં પેહેલાં ગોઠવણ કરેલીજ હતી ને સામાન બધો એક વિશીમાં મુકાવી, ચાહ પાણી પી કરીને બ્હાર ગામ જોવા નીકળ્યા હતા. આગ્રામાં વિશીમાં એક બનાવ બન્યો તે નોંધવાજેવો છે. જેવા અમે વિશીમાં ગયાને સામાન ગોઠવીને બેઠા કે તરતજ એક માણસ કાબુલીના વેષમાં વિશીની એક કોટડીમાંથી નીકળ્યો ને પાણીનો નળ હતો ત્હાં પાણી લેવા ગયો; એટલે વિશીવાળાએ હેને રોક્યો કે તું મુસલમાન છે માટે નળને ના અડકીશ. કાબુલીના વેષમાં જે માણસ હતો તે હતો તો ઘરડો પણ મજબૂત બાંધાનો હતો ને હેને દાઢી નહોતી. પાણી લેવાની ના કહી તે ઉપરથી પેલો કાબુલી પુષ્કળ વિશીવાળા ઉપર ઉતરી પડયો ને ગાળો દેવા મંડયો. વિશીવાળાએ આ ઉપરથી કોટડીના ભાડાના પૈસા માગ્યાને કોટડી ખાલી કરવા કહ્યું. કાબુલી પાસે પૈસા નહોતા એટલે પોતાની કોટડીમાં જઇને બે શાલો લઇ આવ્યો ને વિશીવાળાને ગાળો દેતો જાય, ઘાંટા પાડે ને કહે કે લાચાર છું. શું કરૂં? મ્હારો ઝનાનો કોટડીમાં બેઠો છે નહીં તો આમને આમ પૈસા આપ્યા વગર ચાલ્યો જાત, પણ ખેર લે આ શાલો બજારમાં વેચી આવીને તારા પૈસા આપું છું. આમ તકરાર ચાલે છે એટલામાં બે ચાર વેપારી પણ શાલ ખરીદવા ત્હા તાબડતોબ હાજર થઇ ગયા; જાણે અનાયાસેજ આવી પ્હોંચ્યા ના હોય! શાલોના રૂપીઆ કાબુલીએ પાંતરીસ કહ્યા. એક વ્હેપારીએ દસ રૂપીઆથી શરૂ કર્યું ને પંદર સુધી આવ્યો. થોડા રૂપીઆ ત્હાંને ત્હાં ગણી આપવા માંડયા. બીજા દુકાનેથી અપાવવા કહ્યું. બીજા વેપારીએ પંદર રૂપીઆથી શરૂ કરી વીસ રૂપીઆ સુધી આવ્યો ને એણે પણ થોડા રૂપીઆ ગણી આપવા માંડયા ને બીજા દુકાનેથી આપવા કહ્યું. વિશીવાળો આ દરમ્યાન અમને કેહેવા લાગ્યો સાહેબ? શાલો લઇ લ્યો સારી છે. આપને રૂપીઆ અરાઢમાં બે શાલો અપાવું. અમારામાંના એક જણનું મન આથી લલચાયું ને બે શાલો રાખી લીધી. હું આગ્રે આ બીજી ફેરી આવ્યો હતો ને કેટલીક ત્હાંની હકીકતથી વાકેફ હતો. આ બધો તાલ હું જોયા કરતો હતો ને પેલો કાબુલી જેવો હતો તેને હું બારીકીથી જોયા કરતો હતો. મ્હને વ્હેમ પડયો કે એ કાબુલી નથી પણ કોઈ આગ્રાનોજ રહીશ છે; તેથી જે કોટડીમાં એનો ઝનાનો છે એમ એ કહેતો હતો એણીપાસ બીજા બ્હાને હું ગયો ને એ લોકો આ બધી રકઝક કરતા હતા તે દરમ્યાન ધીમે રહી બારણું ઉઘાડી જોયું તો કોટડી ખાલીખમ. તરત હું પાછો ફર્યો ને શાલો એની પાછી અપાવી દીધી ને બધું તુત, તોફાન છે એમ મેં બધાને સમજાવ્યું. અને પછી વિશીવાળાને ખૂબ ચડાવ્યો. કાબુલીના વેષમાં જે આદમી હતો તેને પણ ઉઘડો લીધો ને પોલીસ ખબર આપવા પટાવાળાને હેના પૂર્ણ લેબાસમાં મોકલ્યો. અત્યાર સુધી પટાવાળાએ એનો પટો પ્હેર્યો નહોતો. પોલીસને બોલાવવા તો નામનોજ મોકલ્યો હતો. કારણ કાંઇ ગુન્હો નહોતો બન્યો, પણ માત્ર ધમકી દેવાજ આમ

કલકત્તેથી એક દિવસ અમે જગન્નાથપુરી જઇ આવ્યા. અહિંયાં ગોવર્ધનમઠના શંકરાચાર્યના અમે મ્હેમાન થયા હતા. અહિંયાના શંકરાચાર્ય સ્વભાવે ઘણા સારા છે, ને વિદ્વાન છે. પોતે ગુજરાતી છે ને લીંબડીના રહીશ છે. જગન્નાથપુરીમાં પેઠા કે ત્હાંથી નીકળ્યા ત્યાં સુધી પૈસાજ અમારે લોકોને આપવા પડયા છે. કેહેવત છે કે બાઇના મુડાય તે તીર્થે મુડાય તેમ અમારે પણ થયું? રૂપીઓ વટાવીએ તો આને અડધો પૈસો વટાવ લે ને પઇઓ તો ચાલેજ નહીં. અહીંઆં પંડયા લોકો ઘણા ધનવાન છે ને અકેક પંડ્યો દસદસ બાર બાર ગુમાસ્તાઓ રાખે છે. જગન્નાથજીનું મંદિર ઘણું ભવ્ય છે. તમામ પત્થરનું બનેલું છે. ઓઢીઆ લોકોનું પ્રબળ ઘણું છે. ધર્મગુરૂએ ઉડીઆ જેવા જંગલી લોકોને આર્ય ધર્મની અસર કરી હશે તેનું અહીં આવ્યાથી ભાન થાય છે. ચંદન તળાવ માર્કંડેય તળાવ વિગેરે સ્થળ જોવા જેવાં છે. શંકરાચાર્યનો આશ્રમ દરીયા કિનારે આવેલો છે ને ઘણો સારો છે. શિવ, વૈષ્ણવનો ઝઘડો અહીં જણાતો નથી. હાલના શંકરાચાર્ય ૧૪૪ મા ગાદી ઉપર છે. શંકરાચાર્યના મઠમાં માત્ર શિવનું લિંગજ છે, ને સ્હામે રાધા કૃષ્ણની મૂર્તિ જેને ગોપાળ કહે છે તેનું મંદિર છે. આથી જણાય છે કે બે મતોને એક બીજા સાથે જોડવા પ્રયત્ન કોઇ શંકરાચાર્યની ગાદી વાળાએ કર્યો હશે. મઠમાં મૂળના શંકરાચાર્યની સ્ફાટિકની મ્હોટી મૂર્તિ છે. મઠમાં વ્યવસ્થા સારી રહે છે ને ખર્ચ પણ નિયમિત રાખેલું છે. જગન્નાથજીનો આજનો શણગાર જે માત્ર બાર માસમાં એકજ ફેરી થાય છે. તેવો હતો એમ અમને કહેવામાં આવ્યું. શણગારની ખૂબીતો સારી હતી.

જગન્નાથજીથી પાછા કલકત્તે આવ્યા ને ત્હાંથી ગયાજી ગયા. ગયાજીમાં સ્ટેશને ઉતરતાંજ પાંચ પચીસ પંડયાના ગુમાસ્તાઓ વળગ્યા. પણ અમનેતો તેના ઉપર ભલામણ થઇ હતી તેનેજ પંડ્યો કર્યો. એટલે કે પંડયાને પોતાને અમે તો જોયોજ નથી પણ તેના ગુમાસ્તાને પંડયો કર્યો. અહિંયાં ફાલ્ગુ નદી ( નદીતો કહેવાનીજ છે કારણકે માંહી રેતીજ ઉડે છે ) માં, એક થોડું ખાબોચીઉં હતું તેમાં સ્નાન કરીને રામશિલા, પ્રેતશિલા, બ્રહ્મકુંડ, રામકુંડ, કાકબલિ વિગેરે વિગેરે સ્થળે ઉંચા પ્હાડો ઉપર જઇ શ્રાદ્ધ કર્યાં ને સ્હાંજના પ્હોર ત્હાંથી ત્રણ ગાઉ બુદ્ધ ગયા છે તે જોવા ગયા. અહિંઆં મહાત્મા બુદ્ધનું મ્હોટું મંદિર છે. ને હાલમાં ઇંગ્રેજ સરકારે ખોદીને જૂના ( અશોકના ) વખતના કારીગરી વાળા સ્થંભોને મકાનો બ્હાર કાઢયાં છે તે જોયાં. મંદિરમાં તમામ જગ્યાએ ધજા, પતાકાઓ છે ને દરેક ધજા ઉપર કાંઈ ઉપર જાપાનીઝ તો કોઇ ઉપર બ્રહ્મદેશની તો કોઇ ઉપર ચાઇનીઝ ભાષામાં લખેલું છે. બે મ્હોટા ઘંટ છે ને ઘંટ ઉપર પણ કાંઈ ભાષામાં કોતરીને લખેલું છે. અહીંઆં બે બ્રહ્મદેશના સાધુ રહે છે. એક જપાનીઝ ને એક ચાઇનીઝ સાધુ રહે છે. જપાનીઝ લોકોની ધર્મશાળા અહીં છે. બુદ્ધના મંદિરમાં સત્તાતો એક મહંત છે તેની છે ને તેનું પોતાનો ભવ્યં મકાન સાધુ સંતો સાથે રહેવાનું પણ સ્હામેજ છે. અહીંયાં એક બંગાળીએ નિશાળ કાઢી છે. જપાનીઝ વિગેરે અહીંઆં પાંચે લુગડાંને જોડા સહિત બુદ્ધની મૂર્તિની પુજા કરે છે. બોધી ઝાડ જુનું તો પડી ગયું છે. પણ એક રીપજો હાલમાં તે જગ્યા ઉપર છે ને ત્હાં એક પત્થરની બેઠક મુકેલી છે. ગયાજીથી બુદ્ધ ગયા-જવાનો રસ્તો રમણીય છે ને ફાલ્ગુને કાંઠે કાંઠેથી જવાય છે.

ગયાજીથી ઉપડીને અમે અયોધ્યા ફૈઝાબાદને સ્ટેશનેથી ઉતરીને ગયા. ફૈઝાબાદને અયોધ્યા એ એક બીજા સાથે જોડાઇ ગયેલાં છે. ફૈઝાબાદ સારૂં શેહેર છે. અમદાવાદ જેવા ન્હાના પ્રમાણમાં ત્હાં પણ બજારમાં ત્રણ દરવાજા છે પ્રદેશ બધો રમણીય છે. અહીં સરયુ નદીમાં સ્નાન કર્યું, ને મંદિરોમાં દર્શન કરી વળ્યા. અહીંયાં કહે છે કે પાંચ હજાર મંદિર છે. મૂળતો રાજ્યમેહેલ જેવું લાગે છે તેમાંથી આ બધાં મંદિરો બનાવેલાં જણાય છે. હનુમાનનું ભવ્ય મંદિર અહિં છે; અહિંના રાજાનો મેહેલ પણ મુખ્ય મંદિરની સ્હામેજ છે: સરયુ નદીનો પટ ઘણોજ મ્હોટો છે. ગંગા ને નર્મદા નદીથી પણ મ્હોટો છે ને કાંઠે એક હાથ દૂરજ અખૂટ જળ છે. નદી ઘણી ઉંડી છે: અહિં પણ પંડ્યા તો હજારજ હતા તે એક કલાકમાં દોઢ રૂપીઓ સ્હેજ કમાઇ ગયા.

અમે અહિંયાંથી કાશી ગયા ને કાશીવિશ્વનાથનાં દર્શન કર્યાં. મંદિરોનું શેહેર કાશી કહેવાય છે તે એમજ છે. કાશીમાં બીજું તો કાંઇ જોવા જેવું નથી; પણ માત્ર સેન્ટ્રલ હીંદુ કોલેજ જોવાને અમે ગયા. સેન્ટ્રલ હિંદુ કોલેજ કેવી હશે એમ મને વધારે ઉત્કંઠા હતી પણ ત્હાં આગળ જઇ પ્હોંચ્યા એટલે તો નિરાશાજ થઇ. બ્હારથી મકાન જોઇને તો નિરાશાજ થઇ; પણ અંદર ગયા કે તરતજ સ્હામે સરસ્વતિનું મંદિર દીઠું, ને મ્હોટું ચોગાન વચ્ચે આવેલું છે. એક બાજુ ઉપર ભણનારાઓ માટે રેહેવાનું મકાન છે ને તેની વ્યવસ્થા સારી છે. મકાનની બાંધણી મુસલમાન ઘાટને હિંદુ ઘાટને ને ઇંગ્રેજી ઘાટને મળતી પરચુરણ છે. ઉપર અગાશીના તોડા જોઇને તો મુસલમાની મકાનજ કોઈ કહે, પણ વળી સરસ્વતીનું મંદીર છે એટલે હિંદુને મળતું લાગે છે ને પાછળની બાજુએ પ્રોફેસરને રહેવાનાં મકાન જોઇએ તો ઇંગ્રેજી મળતું લાગે છે. ગંગાનદીનો મણીકર્ણીકાનો ઘાટ જોવાલાયક છે.

અહીંથી હમે હરદ્વાર ગયા. હરદ્વારમાં ગંગાનો પટ ઘણોજ ન્હાનો છે ને ધર્મશાળાના ઓટલા ઉપર થઇને પાણી વહી જાય છે. અહીં પણ ઘાટ બહુજ સરસ બાંધેલો છે. પાણી ગંગાનદીનું એટલું તો ચોખ્ખું અહીં છે કે કાંઇ કહેવાની વાત નહીં. અહીં સ્નાન કરી મંદિરોમાં દર્શન કરી દીલ્હી ગયા. હરદ્વારમાં અમદાવાદવાળા શેઠ (સર) ચીનુભાઇની ધર્મશાળા સારી છે.

દીલ્હીમાં બીજાં બધાં શેહેરો કરતાં કાંઇ ખાસ વધારે જોવાનું નથી પણ ત્હાંની જુમામસ્જીદનો કિલ્લો જરા ઠીક છે. પેહેલે દીવસે આ બે વાના જોઇ આવ્યા. કીલ્લામાં અહીંયા પણ આગ્રા માફક પ્હેલે દરવાજે યુરોપીઅન સોલ્જરનો પેહેરો રહે છે. આગળ જતાં સાધારણ બજાર આવે છે ને અંદર છેક જૂદી જૂદી ઢબની મસજીદો છે. અહિયાં જે તખ્ત ( આરસપહાણનું ) નાદીરશાહે લુટ્યું હતું તે પડેલું છે. મસ્જીદોમાં જાત્યજાત્યના પત્થરમાં કોતરકામ ઘણુંજ સારૂં છે. કીલ્લાની પાછલી બાજુએ જમના નદી વહે છે ને તેના પાછળના ઝરૂખામાંથી ઘણોજ સરસ દેખાવ આવે છે.

બીજે દીવસે કુતુબમિનાર, ત્હાંથી અગીઆર માઇલ દૂર છે તે જોવા ગયા. મૂળતો મિનારાનું નામ યમુનાસ્તંભ હતું પણ કુતબુદ્દીને માત્ર એના ઉપર કોરાનમાંથી અક્ષરો કોતરાવ્યા ને પોતાનું નામ આપ્યું તેથી એ નામે ઓળખાય છે. કુતુબમિનારનાં લગભગ ૩૫૫

પગથીયાં હમે ચડયાં ને છેક ઉપર જઇને જોયુ તો જુનું દિલ્હી નવું દિલ્હીને જમના નદીનો દેખાવ સારો આવતો હતો. અહીંયાં પૃથુરાજનો (કોઇ કહે છે કે બુદ્ધના વખતનો) લોટાનો સ્તંભ છે ને એના ઉપર પણ કેહેછે સંસ્કૃતમાં ફારશીમાં વિગેરેમાં કોઇનું કાંઇ લખેલુ છે. વિષ્ણુમંદિર આની સ્હામે છે ને ત્હાં એક લેખ છે તેમાં લખેલુ છે કે ચોથા સૈકામાં આ મંદિર બનેલું છે કુતુબમિનાર જતાં રસ્તામાં હુમાયું; નિઝામુદ્દીનને મનસુર ( બાદશાહનો વઝીર ) ની કબરોના મકાનો જોતા ગયા. આ બધાં મકાનો માત્ર એકજ ઢબનાં છે. મ્હોટાં મ્હોટાં ચોગાનને સાધારણ કોતરકામને અંદર આરસની કબર આટલાનોજ સમાવેશ થાય છે. કોઇકમાં સાધારણ નહીં જેવો બાગ હોય છે ને વચ્ચે અકેકો પાણીનો હોજ છે.

દીલ્હીથી ઉપડી અમે મથુરાં ગયા. અહીંયાં પણ પૈસો મ્હારો, પરમેશ્વર બસ પંડયા આવી પ્હોંચ્યા ને દર્શન કરાવ્યાં; દર્શન કરી લઇ અમે વૃંદાવન જોવા ગયા. ત્હાં કાંઇ ન્હતો એટલું બધું તારીફ કરવા જેવું લાગ્યું નહીં. સાધારણ છે. મથુરાંથી પાછો હું દીલ્હી આવ્યો ને ત્હાંથી કુરક્ષેત્ર જોવા રાતની ગાડીમાં ગયો સ્હવારમાં ચારના અમલે ત્હાં જઇ પ્હોંચ્યો ને કુરક્ષેત્ર ઉપર ઉભા ઉભા નજર ફેરવવા માંડી. કાંઇ કાંઇ વિચારો થઇ ગયા પણ એવું અહીં કાંઇ પ્રયોજન નથી. અહીં પણ એક બે મંદિરો થઇ ગયાં છે. પાછો દીલ્હી આવ્યો ને દીલ્હીથી અમદાવાદ આવી પ્હોંચ્યો તે દરમ્યાન કાંઇ જાણવા જોગ બનાવ બન્યો નહોતો.

ઉત્તર હિંદુસ્તાનને એ બાજુ ઉપર મુસાફરોને રેલ્વેવાળાઓ કાચા પોચાને બહુ સંતાવે છે. ને જો તમારૂં ગંજવું તર હોય તો ગમે તે કલાસની તમારી ટીકીટ હોય તો પણ તમને એશઆરામમાં મુસાફરી પણ કરાવે છે. માત્ર એક આનો આપી ગમે એટલો સામાન લઇ ઉપલા વર્ગમાં બેશી મુસાફરી મુસાફરો કરે છે.

બહુ લંબાણ થવાના ભયથી મુસાફરીની કેટલીક બાબતો લખી મોકલી નથી, માત્ર સારાંશ રૂપેજ આપી છે, જેથી વાંચનારને કંટાળો ના આવે.

માધવરાવ બાબારાવ દીવાટીયા.

## લેખકોને વિજ્ઞપ્તિ.

(૧) લેખકોને વિનંતિ કે તેઓએ ચોખ્ખા અક્ષરે કાગળની એકજ બાજુએ શાહીથી લખવું.
(૨) મળેલા લેખ છપાવવા અગર પાછા મોકલવા સમાજ બંધાતી નથી તેમજ ગેરવલ્લે પડેલા લેખને માટે સમાજ જવાબદાર નથી.
(૩) સહીવાળા લખાણને માટે લેખકજ જવાબદાર છે ને સમાજ નથી.
(૪) અમને મળેલા લેખો દાખલ કરવા કે કેમ તે બાબતનો નિર્ણય ક્રમવાર થતો હોવાથી તે વિષેનો જવાબ તરત માગવાની ઉતાવળ ન કરવા લેખકોને વિનંતિ છે.
(૫) અમારી માહિતી માટે લેખકોએ પોતાની સંજ્ઞા ઉપરાંત ખરેખરૂં નામ ઠેકાણા સહિત જણાવવું. ખરા નામ વિનાના લેખોપર ધ્યાન આપવામાં આવશે નહિ.

સઘળો પત્રવ્યવહાર "મંત્રી, બન્ધુસમાજ; સુન્દરીસુબોધ મંદિર, રાયપર, અમદાવાદ"ને સરનામેજ કરવો.

---


અમદાવાદ—શ્રી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મ. ળદાસે છાપ્યુ

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો
"સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય શરીરે બળવતી, રોગહીન અને
"સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી
"અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા
"શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની
"કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેનાં આંતર-
વિચારોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને
અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના
જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...
"સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૮ મું.] ઈ. સ. ૧૯૧૦ સપ્ટેમ્બરઃ-ભાદ્રપદ વિ. સં. ૧૯૬૬. [અંક ૧ લો.

## ज्ञानसुगन्ध.

### निजधर्म.

"निजधर्म" एटले पोतानो खास धर्म, जेने आपणे स्वधर्म कहीए छीए. ए विषयमां स्त्री—पुरुषना, सगां-संबंधीओनां, भाइ-भांडुओना, मित्र-मित्रना, शेठ-चाकरना, एम अनेक धर्मोनो समावेश थाय छे; माटे प्रथम सामान्य धर्म शुं, ते आपणे बराबर समजवुं जोइए. धर्मसंबंधी केटलुंक ज्ञान पुरुषो धरावे छे खरा, परंतु बहुज थोडाको तेनो लाभ पोतानी अर्धांगनाओने आपे छे. आथी स्त्रीवर्ग अज्ञान रहे अने परस्परनो संसार संतोषकारक न निवडे, तेमां शी नवाइ ? वळी पुरुषो पोते, स्त्रीओ पासे नाना प्रकारना धर्मो पळाववा तैयार रहे, पण पोते ते प्रमाणे क्वचित वर्ते तो 'निज धर्म'नुं बंधारण केम निभे, ते समजी शकाशे. सिवाय स्त्रीओनुं अपमान पण बीजा लोको करतां आपणामां विशेष छे. अलबत स्त्रीओमां केळवणी नथी, सुविचार नथी अने धारो के तेओ कदी अपमानने पात्र छे, तोपण शुं पुरुषोनी फरज नथी के तेमने सुधारवी नहि ? स्त्रीओने लायक करी छाजती छुट आपवामां आवे तो तेज अबळा प्रबळा थइ सहायता करे; परंतु तेमने एकदम उतारी पाडवामां आवे छे, त्यारे म्हारे केवुं जोइये के:

दोहरो.

नारी नरनुं नूर छे, नारी जगनुं मान;
नारीए नर निपज्या ध्रुव प्रह्लाद समान.

वीर विक्रम अने राजा भोज जेवा मांधाता, ते पण एक अबलाथीज जन्म्या हता.

सौ. माणेकबाइ कहानजी कवि.

## કાવ્યકુંજ.

### आर्य दम्पतीनुं प्रभात.

१

*પ્રિય સજની !*
જાગ શરદની વીતિ રજની
પ્રિય પ્રિય સજની !
ઉષા વાત અહિં વાવા માંડયો,
ચંચલતા સહુ દેહે રેડે,
ભારતભુમિનાં દિવ્ય રસેલાં
ક્ષેત્રો જો સ્ત્રીજન સૌ ખેડે.
સજ્જ થઇ ભળીં જા ત્યાં સજની,
પ્રિય સજની !
રસિયણ સજની.

૨

*પ્રિય સજની !*
જાગ વીતિ અંધારી રજની,
પ્રિય પ્રિય સજની
પુષ્પ પુરુષ સાથે રમવાને,
મળવા મેળવવાને જાતો;
પ્રકૃતિ સાથેની પ્રિયંમયતા
ખીલવવા તુજને તે કહેતો;
ખીલવ ખીલવ અનુરાગ જગતનો,
પ્રિય સજની !
રસિયણ સજની.

૩

પ્રિય-સજની !
જાગ તાહરી વીતિ રજની,
પ્રિય, પ્રિય સજની !
વિશાળ આ સહુ સૃષ્ટિ વિષય પર
જમાવ નિષ્કંટક તું પ્રભુતા;
ભોગ યોગનાં સાધન સૌયે
અર્પાશે પ્રિયને તેં અર્પ્યાં;
સૃષ્ટિ વિષે સૅજજ થા સંચરવા
પ્રિય સજની !
રસિયણ સજની !

૪

પ્રિય સજની !
જાગ, જાગ વીતિ આ રજની
પ્રિય, પ્રિય સજની
વિરાજ્યાં, મળતો પરમાનંદ
તુજ મન્મય તપ આચરણે
પ્રેરે પ્રમ કાર્યે ઝૂલાવે
સુવર્ણ હિંડોળે તુજને,—
મન્મયતા તુજ, મુજ ત્વન્મયતા ! !
પ્રિય સજની !
રસિયણ સજની !

ઓઝા છિરંગરાય.

---

## એ રમ્ય મૂર્તિ મનહરણી !

એ રમ્ય મૂર્તિ મનહરણી !
ઉરતાપ સતત હરનારી,
સુખ, શાન્તિ હૃદય રચનારી,
ઉરભાવ સકલ ગ્રહનારી—
એ રમ્ય મૂર્તિ મનહરણી !
રસમય, રસભૃત હૃદયાળી,
રસથી જ હરી રસવ્યાધિ,

બુઝવી ક્ષણમાં હૃદયાગ્નિ,
પરતન્ત્ર કરેજ અન્યપરનાં—
એ રમ્ય મૂર્તિ મનહરણી !
હૃદયે મુજ સતત પ્રસરતી,
ઉદ્દીપન પ્રીતિ ઉર રચતી,
કંઇ ભાવ અનુપમ ભરતી,
ઉર ચપલ તરૂણ હરી તરૂણી,
ઉર સ્વાસ્થ્ય સર્વ એ હરતી,
પણ તોય સુખદ સ્મૃતિ એની—
એ રમ્ય મૂર્ત્તિ મનહરણી !

કુસુ.

## પ્રભુને પ્રાર્થના.

( શિખરિણી )

પ્રભુ ! યાચું છું હું, પુજન કરી ઊઠી તુજ કને !
બહુ વ્હાલા મ્હારા હૃદય મણિ—રે ! સૂર્ય સરખા—
અરે ! પ્રાણાધારા—મુજ જીવન—ને અમૃત સમા—
પ્રભુ ! એના વિના મુજ જીવનને ના ટકવતો ! ૧
સુખો સર્વે મ્હારાં પતિ સમીપમાં સુસ્થિર રહે !
સહુ સાથે સ્નેહે સુજન સહુ ભાવોજ ભજવે;
સદા ભાવો ભૂંડા નિજ ઉર મહીંથી પરિહરે,
કરે વેરીઓને પ્રણય નિજથી સ્નેહી સમ એ. ૨

( શાર્દૂલવિક્રીડિત. )

આ સંસાર અસારમાં અવતરી, સારો ગ્રહી સાર, ને
પ્રેમે પ્રેમભીનાં કરી અવરને પ્રેમી રહે દંપતી;
જે હોયે અવનિ મહીં સુખ સદા સાત્વિક ભાવે ભર્યાં,
આપો શાન્તિ—સુભાવ નમ્ર ટકવી સ્નેહે સુખો એ સહુ ૩
આ સંસાર સમુદ્રને તટ ભલે પ્રેમે ઉતારો, પ્રભુ !
યાચું છું પ્રભુ પાસ હું મમ મને ભક્તિ પતિની સદા;
યાચુંછું વળી નમ્રતા—વિનયથી પ્રેમે પ્રભુ—ભક્તિ હું,
યાચે છે નિજ બાળ દીન થઇને, આપો ઘટે તે હમે ! ૪

સૌ. સ્નેહ—સુધા.

# મીઠી મુંઝવણ.

(રૂડી શરદ પુનમની રાત રે સુન્દર વેણુ વાગે વેણુ વાગે—એ રાગ.)
કહું બ્હેની ! શી મ્હારી વાત રે ? હું બહુ મુંઝાઉં છું, મુંઝાઉં છું,
થઇ મ્હારે મ્હોટી પંચાત રે, ,,
પડે મ્હને નહીં કેં ચ્હેન રે, ,,
કરૂં હું તે હવે શું બ્હેન રે ? ,,

(સાખી.)

બેઠાંતાં સર્વે હમે, આવ્યા કાઢી મિષ,
સાન કરી, છાનું હસ્યા–ચઢી મ્હને તો રીસ;
હસી મ્હારાથી ત્હોયે જવાયું રે, હું બહુ મુંઝાઉં છું, મુંઝાઉં છું,
નહીં રોકયું એ તો રોકાયું રે, ,,
અલી ! આપણ અબળા જાત રે, ,,
સ્નેહ સ્હામે શી આપણી વિસાત રે ? ,,

(સાખી.)

સાચ્ચું બ્હેન તું બોલજે; શું આ ઠીક દેખાય ?
બેઠાં જ્યાં હોયે બધાં ત્યાં કેં એવું થાય ?
આમ કેં કેં કરે છે એ નિત્ય રે, હું બહુ મુંઝાઉં છું, મુંઝાઉં છું,
અલી ! એ તે કેં સારી રીત રે ? ,,
"વહું વ્હાલાને" એમ ઘણું થાય રે, ,,
બળ્યું ત્હોયે કહી ના શકાય રે ,,

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# અમારૂં ગયું વર્ષ.

"સુન્દરી સુબોધ" ને સાત વર્ષ થયાં છે, અને તેણે આઠમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. આ માસિકનો ઉદ્ભવ સર્વાંગે સ્ત્રીઓ માટે, સ્ત્રીઓની ઉન્નતિ માટે છે, એમ ગુર્જર પ્રજા સારી રીતે જાણે છે, અને સત્કારે છે. સહાયક સ્ત્રી તેમજ પુરૂષ લેખકોને તેમના આ પત્ર માટેના સ્તુતિપાત્ર પ્રયાસો માટે અમે ધન્યવાદ આપીએ છીએ. ગત વર્ષમાં નીચે પ્રમાણે સન્નારીઓના લેખો પ્રસિદ્ધ થયા હતાઃ—

| સન્નારીનું નામ. | લેખ. |
| --- | --- |
| સૌ. શારદાગૌરી ( બી. એ. ) | ગૃહજીવનની રસિકતા, ભાષાની ઉત્પત્તિ, પરોપકાર. |
| સૌ. કાંતિદા | પુનર્લગ્ન. |
| સૌ. સુમતિ | જ્ઞાનગંમત—શ્રીમતી કામિની—કુમુદિનો પ્રણય કલહ, સ્વપ્ન. |
| મહારાણી સૌ. નંદકુવરબા. | સાહિત્ય પરિષદમાં સ્વાગત કમિટીના પ્રમુખ તરીકેનું ભાષણ. |
| સૌ. કીર્તિદાગૌરી | આત્મ વૃત્તાંત. |
| સૌ. જ્યવંત | કરોળીઆની ઝુલ ગુંથવાની રીત. |
| સૌ. વિદ્યાગૌરી ( બી. એ. ) | ગુજરાતની સ્ત્રી કવિઓ. |
| સૌ. પ્રમિલા | નૂતન વર્ષની શુભેચ્છા. |
| મીસ દીનબાઇ પેસ્તન જામાસ્પ (બી.એ.) | શિક્ષણ શાસ્ત્રમાં પ્રવીણ સ્ત્રીઓ. |
| મીસ મેકેશી | ઇંગ્લાંડમાં અપાતી કન્યા કેળવણી. |
| સૌ. સવિતા | ભાઇને હાલરડું. |
| બ્હેન ર. | આંકની ચોપડી, લેડી જેનવાલેસ, રાજકુમારી સંઘમિત્રા, માતાની નજીવી ભુલોનાં પરીણામ. |
| સૌ. જમનાબાઇ સક્કાઇ | સ્ત્રીઓની ફરજ. |
| મીસીસ વિદ્યાલક્ષ્મી એચ. ત્રિવેદી. | પિતા, સતીનો પતિ પ્રત્યે પ્રેમ. |
| સૌ. હેમકુંવર | દુઃખી સંસાર. |
| મીસ મતબાઇ અલાદીન નુરાની | વીરાંગના દુર્ગા. |
| સૌ. સમરત | ભાવનગર સ્ત્રીઓના હસ્તકૃતના નમુનાના પ્રદર્શન વખતનું ભાષણ. |
| સૌ. સ્નેહસુધા | વ્હાલાની વર્ષગાંઠ. |

ઉપરનાં નામ ઉપરથી માલુમ પડશે કે પંદર હિંદુ સન્નારીઓ, એક યુરોપીયન સન્નારી, એક પારસી સન્નારી તથા એક ઇસ્લામી સન્નારીના લેખવડે સુંદરી સુબોધ અલંકૃત થયું છે.

"સુંદરી સુબોધ" માં આવતા સ્ત્રી લેખો વિષે એક સામાન્ય અપવાદ એ છે કે તેમાંના ઘણાખરા સ્ત્રીઓના લેખ નથી પણ પુરૂષો લખી આપે છે, ને સ્ત્રીઓ પોતાના નામથી પ્રસિદ્ધ કરે છે. અમને ખબર છે તે પ્રમાણે આ આક્ષેપ ઘણે અંશે ખોટા છે. કેમકે અમારા સ્ત્રી લેખકો પૈકી કેટલીક તો જાણીતી વિદુષી સન્નારીઓ છે, અને તેમની લેખન [illegible]ત અગર જ્ઞાન વિષે બે બોલ નથી. આજકાલ કેળવણીના વધતા પ્રચારથી મારા કુટું[illegible]માં કન્યાઓને ગૃહ શિક્ષણ મળે છે. તેમજ લગ્ન થયા પછી પણ કેળવાયલા પતિઓ [illegible]મ શિક્ષણ આપે છે. જેના પરિણામે ઉત્સાહી બાલિકાઓ અગર સન્નારીઓ નિબંધો—કાવ્યો [illegible]ીઓ લખી શકે છે. અલબત્ત એમાં કાંઇ વિશેષતા જોવામાં નથી આવતી. માત્ર નિત્ય [illegible]વન અગર જીવન માત્રનો અનુભવજ તેઓ ચિતરે છે, જેથી અમારા મત પ્રમાણે [illegible]ઓ ઉપર મુકાતા આક્ષેપ ખોટા છે; સ્ત્રીઓ જેમ ડૉકટર—નર્સ—આર્ટસનાં ગ્રેજ્યુએટો

થઇ શકે છે, તેવીજ રીતે તેઓ લેખ પણ લખી શકે છે. વળી સારાં સારાં શહેરમાં સ્ત્રીઓની સંસ્થાઓ સ્થપાઈ છે જેમાં સ્ત્રીઓ સ્વતંત્ર રીતે વ્યાખ્યાનો આપે છે, વિચારો પ્રદર્શિત કરે છે. આ પ્રમાણે સ્ત્રીઓની ઉન્નતિના સંક્રાતિ કાળમાં પુરૂષ વર્ગ તેમના ઉપર ઇર્ષ્યા કરવાને બદલે મદદ કરશે, ને તેમની અભિવૃદ્ધિ ઇચ્છશે એવી અમે આશા રાખીએ છીએ.

અમારા વિદ્વાન્ પુરૂષ લેખકોનો અમે અત્યંત ઉપકાર માનીએ છીએ. તેમની સહાયની આશા રાખીએ છીએ.

ગયા વર્ષમાં સ્ત્રી કેળવણીના હિમાયતી રા. ચિતલીયાએ રૂ. ૨૫) નું ઇનામ આપી, સ્ત્રીઓ પાસે સ્પર્ધાથી એક સ્ત્રી ઉપયોગી વિષય વિષે નિબંધ લખાવ્યો હતો. તેમાં સર્વોત્તમ નિબંધ લખી ઈનામ મેળવવા માટે મીસીસ જી. કે ઉપાધ્યાય ભાગ્યશાળી થયાં હતાં. રા. ચિતલીયાને તેમના આ શુભ કાર્ય માટે અમે અભિનંદન આપીએ છીએ. પરીક્ષક તરીકે રા. કેશવલાલ ધ્રુવ, રા. રમણભાઈ, તથા રા. મણિશંકર રત્નજીએ લીધેલા શ્રમ માટે અમે તેમનો ઉપકાર માનીએ છીએ.

અમારા બંધુ રા. બિન્દુભાઇ ( રામમોહનરાય ) નાં પત્ની સૌ. પ્યારૂબ્હેન ન્હાની ઉમ્મરમાં મૃત્યુ પામ્યાં છે તેથી અમને અત્યંત દિલગીરી થાય છે. "સુંદરીસુબોધ" માસિકમાં આ સ્વર્ગસ્થ સન્નારી ઘણો રસ લેતાં ને તેની અભિવૃદ્ધિ ઇચ્છતાં. ઈશ્વર તેમના આત્માને શાંતિ આપે એવી અમારી પ્રાર્થના છે.

ગયા વર્ષમાં નામદાર મહારાજા સાતમા એડવર્ડના મરણથી ગુર્જર સન્નારીઓ અને સત્પુરૂષો સાથે અમને ઘણો ખેદ થયો છે. મહારાજાના આત્માને અનંત શાંતિ મળે તે માટે ઇશ્વરને પ્રાર્થના કરીએ છીએ.

નામદાર મહારાજા પાંચમા જ્યોર્જ તથા મહારાણી મેરીને ઇશ્વર દીર્ઘાયુષી કરે એવી અમારી નમ્ર પ્રાર્થના છે.

"સુંદરીસુબોધ" સંબંધે એક અગત્યની સૂચના કરવા અમે રજા લઇએ છીએ. આ માસિક સ્ત્રી ઉપયોગી છે. તેમાં સ્ત્રી ઉપયોગી દરેક વિષય ચર્ચાવાની જરૂર છે. સ્ત્રીઓના હક, વિધવા વિવાહ ઇષ્ટ છે કે કેમ, દરેક વિધવા સંન્યાસીનીના ધર્મ પાળી શકવા સમર્થ થઇ શકે કેમ, બાળલગ્ન શી રીતે અટકાવવાં, કિયા પ્રકારની કેળવણીથી સ્ત્રીઓને લાભ થાય, રાંધવું અને સંતાન ઉછેરવાં એજ માત્ર એમનું કર્તવ્ય છે કે અન્ય ક્ષેત્ર પણ તેમની ઉન્નતિ માટે છે વિગેરે સર્વ જાતના વિષયો ચર્ચાય અને તેના લાભ તથા ગેરલાભ પ્રદર્શિત કરવામાં આવે તો તે કોઇ પણ રીતે સ્ત્રીઓને હાનિકારક નથી. એવી ખોટી શંકાથી પુરૂષ અગર સ્ત્રી વર્ગે બીલકુલ ગભરાવાની જરૂર નથી.

છેવટમાં નવા વર્ષ માટે સૌ. શારદાગૌરીના ઉત્તમ વિચારો પ્રદર્શિત કરી આ લેખની સમાપ્તિ કરીશું:—

"આપણા દેશની સ્ત્રીઓ માનસિક કે શારીરિક શક્તિમાં અન્ય દેશ કરતાં જરાપણ ઉતરતી નથી. માત્ર પ્રયાસની જરૂર છે. પરાપૂર્વથી ચાલતી આવેલી રૂઢીને લીધે અમે સ્ત્રીઓ એટલાં પછાત પડી ગયાં છીએ કે, પુરૂષોએ અમારી અવગણના કરી છે ને અધમ

પંક્તિએ આણી મુક્યાં છે, કે તેમાંથી ઉદ્ધાર થવો મુશ્કેલ છે. સ્ત્રીઓએ સ્વાત્મબળથી પ્રયાસ કરવાનો છે, એક નિષ્ઠાથી જો પ્રયાસ થશે, તો સુફળ પ્રાપ્ત થશે એ નિઃસંશય છે. હજી તો સ્ત્રીઓની ફરજો શી છે તેનુંજ અજ્ઞાન છે. પતિ સેવા, અને કુટુંબ સેવામાંજ સ્ત્રીના કર્તવ્યની પર્યાપ્તિ થઇ મનાય છે. પરંતુ જન સમાજની સેવા એ પણ સ્ત્રીનું એક મહાન કર્તવ્ય છે. જેવી રીતે પુરૂષને સમાજ સેવા એ કર્તવ્ય છે, તેજ રીતે સ્ત્રીને પણ સમાજ ( society ) તરફનું ઋણ મુક્ત કરવાનું છે.

સ્ત્રીઓને કુટુંબજનોની સેવા ઉપરાંત મનુષ્ય માત્રની, દુઃખી, રોગી, અશક્ત, નિરાધાર સ્ત્રી પુરૂષ અને બાળકોની ન્યાત જાત, ધર્મના ભેદ રાખ્યા સિવાય પ્રભુ પ્રીત્યર્થ સેવા કરવાનું વ્રત હિંદુસ્થાનની સ્વાભાવિક રીતે દયામયવૃત્તિવાળી સન્નારીઓએ શીખવાનું છે. દુઃખી માણસનું દુઃખ નિવારણ કરવું એજ ખરી દયાનું કામ છે. અને એ કાર્યમાં, દયા, નમ્રતા, મીઠાશ, ધીરજ, ચંચળતા, દક્ષતા અને સુશીલતા વિગેરે સદ્ગુણો આવશ્યક છે. અને આ સર્વ ગુણો સ્ત્રી જાતિમાં વધારે હોય છે. સ્ત્રીનું સ્ત્રીત્વજ એમાં સમાયેલું છે. તો દરેક સ્ત્રીએ એનો ઉપયોગ સન્માર્ગે શા માટે ન કરવો ?"

D. S. C, બન્ધુસમાજ.

# વાર્તાલહરી.

## મૃત્યુ

### ( બંગાળી ઉપરથી. )

ડાકટરે રોગીના જીવવાની આશા મૂકી હતી. જૂનો નિમકહલાલ નોકર ટૉમ સજળનેત્રે પોતાના પ્રભુની સામે જોઇ રહ્યો. પ્રભુના જીવનની નાની નાની ઘટના, મોટા અક્ષરે છાપેલ પુસ્તકના પાનાની પેઠે, તેની નજર આગળ તરી આવી. અરે ! કેટલો શ્રમ, કેટલી સેવા, કેટલો ખરચ-બધું પાણીમાં ગયું. તેના લાંબા જીવનના સહચર સ્વરૂપ 'ભૃત્ય વત્સલ' પ્રભુ આજ યમલોકમાં સીધાવે છે. ટૉમની આંખો આંસુથી ભરાઇ ગઇ. ડાકટર કેટલીક જરૂર જોગી સૂચનાઓ કરી, 'સીગાર' પીતા પીતા ચાલ્યા ગયા.

થોડી વારે નૉરમન હાવર્ડે આંખ ઉઘાડી. ટૉમને જોઈ પાસે આવવા નિશાની કરી. ટૉમ પાસે આવ્યો ત્યારે ક્ષીણ સ્વરે કહ્યુંઃ ડાકટર કહે છે કે મારા જીવવાની આશા નથી. કેવી ભયંકર વાત, ટૉમ ! ખરેખર હું નહિ બચું ?"

ગાઢ વાદળાંઓથી આકાશ ઘેરાયું હોય ત્યારે પવનનો ઝપાટો લાગવાથી વાદળાંઓ તૂટીને એકાએક જેમ પ્રબળ વૃષ્ટિ થાય, તેમ પોતાના પ્રભુની આ વાત સાંભળીને ટૉમના અંતરની તમામ દબાઈ રહેલી વેદના-દબાઇ રહેલો શોક-પ્રબળ થઇ ગયાં, અને એક ક્ષણમાં તેની આંખમાંથી દડ-દડ આંસુની ધારા ચાલી રહી. સ્વસ્થ થઇને ટૉમે કહ્યું. "સા-

કટરની વાતનું કાંઇ નહિ. જો બીલકુલ આશા ન હોય, તો વળી સારવારની સલાહ શું કામ આપે ?"

નોરમને કહ્યું: "જૉનને તાર કર્યો કે !" જૉન નોરમનનો ભાણેજ થાય. ટૉમે કહ્યું: "કર્યો છે."

નોરમને કહ્યું: "હાશ ! નિરાંત થઇ. એજ મારી મીલકતનો વારસ છે. મરણ વખતે એનો અહીં ખપ છે. તારે માટે અને ડીકસનને માટે વીલમાં ગોઠવણ રાખી છે."

ટૉમ પ્રભુની સામું જોઈ રહ્યો. નોરમને વળી કહ્યું: "હવે મને એક વાર મારા જીવનની સમસ્ત ઘટના થોડીવાર વિચારી લેવા દે. વિચારવાનો આ સુંદર અવસર પણ પૂરો થવા આવ્યો લાગે છે.

ટૉમ ધીરે ધીરે બારી પાસે જઇને ઉભો રહ્યો. એક બે પક્ષી ઝાડની ડાળી ઉપર બેસી સવારનું ગાન ગાઈ રહ્યા હતાં. પાસેજ 'ટેનીસ કોર્ટ' લીલા મુલાયમ મખમલથી મઢેલી હોય એવી લાગતી હતી, અને તેની પાસેજ તારની વાડને વળોટી ગુલાબી રંગનાં 'વૉલફ્લાવર' જાણે મિજલસ ભરીને બેઠાં હોયની ! એમ દેખાતું હતું. "ટૉમ !" ટૉમે ફરીને જોયું. નોરમને કહ્યું. "એમા પીઅર્સન હજી પણ અહીંજ છે કે ?" ટૉમે કહ્યું કે "કાલે દવાખાને જતાં તેને ગ્રીનપાર્કમાં ફરતાં જોઈ હતી." નોરમને જરા ગંભીર સ્વરે કહ્યું. "હં ! એક વાર તેને જઇને કહે કે નોરમન હાવર્ડ મરવાની અણી ઉપર છે, આ વખતે તમારી સાથે મેળાપ થઈ શકશે ?" ટૉમ ગયો. નોરમન વિચારવા લાગ્યો: "મરવા પહેલાં તેને એકવાર મળાય તો ! આહા ! સ્વામી પુત્રની સાથે તે ભલે સુખમાં રહે ! મારા આ વ્યર્થ જીવનનું ભલે અવસાન થાય ઈશ્વરની પાસે મારી એજ પ્રાર્થના છે." વિચાર કરતાં કરતાં નોરમને આંખ મિંચી. પછી ધીમે ધીમે એ ઓરડાનો દેખાવ, તેના વ્હૉટનૉટ, આલમારી, ખુરશી, કોચ, ટેબલ, છબીઓ, વગેરે સાથે, નોરમનની દષ્ટિની અંદર સમાઇ ગયો; અને તેના હૃદયમાં ભૂતકાળનું એક ઉજ્વળ ચિત્ર ખડું થયું. એક છાયા શ્યામલ વાંકો ચૂંકો ગ્રામ્ય માર્ગ પાસે જ નદીના કાંઠા સુધી લંબાતો દેખાયો. તેની એક બાજૂએ દુકાનમાં, એપલ, 'પેર' વગેરે શોભી રહ્યાં છે. દુકાનની બાજૂમાંથી જ એક બીજો માર્ગ વાંક ખાઇને જાય છે. એ રસ્તાઉપર હાથમાં એક નાની બાસ્કેટ લઇને એક સુન્દરી કિશોરી મૂર્તિ ઉભી હતી. કિશોરીની સુનીલ આંખો મરકતના બે તારાની માફક પ્રકાશતી હતી. નોરમને ધીરે ધીરે તેના હાથને સ્પર્શ કર્યો; પછી બેઉજણ સાથે એક નાના બગીચામાં દાખલ થયાં. બાગની અંદર અસંખ્ય ગુલાબ પોતાનું સમસ્ત ઐશ્વર્ય પોતાની છાતીઉપર ધારણ કરીને કંઇક ગર્વથી ઉભાં હતાં, એ બાગના એક ખૂણામાં 'આઇવી' લતાથી અલંકૃત એક નાની ઝુંપડી હતી, ને ભૂલા પડેલા મુસાફરને સ્વર્ગની શોભાનો આભાસ આપતી હતી. એ ઝુંપડીમાં નોરમને એ કિશોરીની સાથે પ્રવેશ કર્યો. એ ઠેકાણે થોડું હાસ્ય અને થોડાં અશ્રુ, પ્રકાશ અને છાયા, વિજળીની પેઠે ઝબકારો કરી ગયાં. નોરમને કિશોરીનાં ગુલાબી હોઠ ઉપર ચુમ્બન કર્યું; અને કિશોરીએ નોરમનની છાતી ઉપર પોતાનું હાસ્યથી ખીલી રહેલું, અને લજ્જાથી નમી રહેલું મુખ છુપાવ્યું. એ એ પછી કેટલાં વિચિત્ર ચિત્ર માયા સ્વપ્નની પેઠે તરી આવ્યાં. નદીના તટઉપર સુખનું

ગાન, પ્રેમની ગોષ્ઠી, ઉચ્છૃંખલ હાસ્ય—બન્નેનાં જીવન એક મિલન સત્રના પવિત્ર સ્પર્શથી કેવાં અપૂર્વ સુખમાં–કેવા અતુલ ઉલ્લાસમાં–ખીલી રહેશે, તેનુંજ આશા સ્નિગ્ધ સુમધુર મોહ સંગીત ! તે પછી ? તે પછી લાંબો વિયોગ, આકુલ સંતાપ—અને વિદાયનું વેદના ભરેલું એક અશ્રુમય મુહૂર્ત ! સ્મૃતિ અને સ્વપ્નની, છબી પછી છબી ઉલટાઈ જતી લાગી. નદીને કાંઠે જે ઠેકાણે 'વિલો'ની શાખાની ઘટા જામી રહી હતી, તેની જ નીચે પ્રેમી યુગલના વ્યાકુલ નિશ્વાસો વહ્યા હતા ! કિશોરીની આંખનું એક બિન્દુ—પ્રેમ અશ્રુમાં–એક તરૂણ હૃદયની સમસ્ત આશા, સમસ્ત આકાંક્ષા તણાઇ ગઇ. તે પછી એક દિવસ ક્ષણવારનું મધુર મિલન ! સોનેરી જળથી ચિત્રેલી છબીની પેઠે બધી ઘટના નોરમનના હૃદયમાં વધારે ઉજ્જવળ ભાવથી પ્રગટી નીકળી. નોરમને પોતાના હોઠઉપર કોમળ અને મૃદુ ચુમ્બન સ્પર્શનો અનુભવ કર્યો. ભરાઇ આવેલ હૃદયે આંખ ઉઘાડીને જોયું તો તો ઓરડામાં માત્ર ટૉમજ હતો. ટૉમે કહ્યું. "મિસેસ એમા પીયર્સન આવ્યાં છે." નોરમને આંખ માંડીને જોયું. ટૉમે ફરી કહ્યું: "એમા પીયર્સન." નોરમને જોયું કે હવે આ કંઇ સ્વપ્ન નથી. ખરેખર એમા આવી છે. આ મહા વિદાયના દિવસે તેના યૌવનની જીવન સહચરી ઘડી ભર તેને મળવાને આવી છે.

નોરમને કહ્યું: "અંદર લઇ આવ." નોરમન વિચાર કરવા લાગ્યો કે "ત્યારે એમાને હજી પણ તે નદી તટ, એ ગુલાબ કુંજ, એ ઘન ઘટામય માર્ગ, સ્મરણમાં હશે કે ? હા ! એ સુન્દર શુભ સુખમય ભૂતકાળ !"

૨

ધીમે સ્વરે—મુજતે કંઠે કોઇએ કહ્યું: "નોરમન" ! નોરમને આંખ ઉઘાડી જવાબ આપ્યો, "એમા, તું આવી કે ?" "હા, નોરમન આવી છું," કહીને ઉતાવળી ઉતાવળી જઈને એમા કોચ ઉપર બેઠી. એમના મુખ ઉપર શોકની એક શ્વેત રેખા પડી રહી હતી. નોરમને એમાની તરફ જોયું. એમાનો સુકાઇ ગયેલો હોઠ ફરફર્યો, આંખમાં આંસુ ભરાઈ આવ્યાં અને તેના હૃદયની અંદર થઇને એક વીજળીનો પ્રવાહ વહી ગયો. તેનું દીર્ઘ નિઃશ્વાસથી વ્યથિત અંતઃકરણ નોરમનની વાત સાંભળવાને ક્ષુધાર્ત્ત બાળકની પેઠે ચંચળ થઇ રહ્યું.

નોરમને એમાને નીરખીને જોઇ. એમાએ એક ચકચકિત કાળું વસ્ત્ર પહેર્યું હતું; તેની છાતીઉપર એક પુરૂં ખીલેલું ગુલાબ નન્દન વનની શોભાની પેઠે વિરાજી રહ્યું હતું. નોરમને કહ્યું:

"મને લાગે છે કે આપણે આ છેલવ્હેલાં મળીએ છીએ. તને મળ્યો નહોત, તો મને આ દુનિયા છોડી જવી બહુ ભારે પડત."

એમા હવે પોતાની વેદનાના આવેગને રોકી શકી નહિ–એકદમ તેણે નોરમનના બન્ને હાથ લઇ તેમાં પોતાનું આંસુથી ભરેલ મ્હો સંતાડી દીધું. થોડી વાર પછી ઉંચું જોઈ, નોરમન તરફ નિહાળી મુજતે સ્વરે એમા બોલી. "પંદર વરસ ! પંદર વરસે આપણે ફરી એકાંતમાં મળ્યાં ! પંદર વરસ પહેલાં તમને પહેલા જોયા હતા ! એ પ્રથમ દર્શનના

દિવસે મારા હૃદયમાં જે અતૃપ્તિ હાહાકાર કરી ઉઠી હતી, તે આજ સુધી પણ વિરામ પામી નથી.

ક્ષીણ અને વ્યાકુળ કંઠે નોરમને કહ્યું: "ક્ષમા કર એમા ! આજ પ્રીતિ પૂર્ણ હૃદયે મને આ પૃથ્વીમાંથી વિદાય આપ." એમા આંસુ ખાળી શકી નહિ. ગળગળે સ્વરે બોલી:

"વિદાય ? ક્યાં જશો, નોરમન ? તમને ખબર નથી, કે તમારા ગયા પછી આ સંસારમાં રહેવું મને કેટલું વસમું થઈ પડશે ?"

નોરમને કહ્યું " એમા, તું મને હજી પણ ભૂલી ગઈ નથી, એ કાંઇ મારૂં ઓછું સદ્ભાગ્ય છે ?"

એમાએ જવાબ આપ્યો: "તમને ભૂલું ? તમારા જીવનમાં મારૂં જીવન છે."

નોરમને કહ્યું: "ના, એમા તારે સ્વામી છે, પુત્ર છે—

આંખનાં આંસુ લુછતાં લુછતાં, એમાએ ઉતાવળે સ્વરે કહ્યું: "તેમની પણ પહેલાં તમે મારા હૃદય ઉપર અધિકાર મેળવ્યો છે. તમને ભૂલી શકી નથી, કદી પણ, શકીશ નહિ. જો તમારા જીવવાની આશા જણાત, તો તો તમને આ વાત કહેત નહિ. પણ આજ તમે મરણ માર્ગના પ્રવાસી થયા છો, એટલેજ આ બધી વાત તમને કહી દેવાની છાતી ચાલી છે. આ વાત જગતમાં કોઇની આગળ કહી શકાય—બોલી શકાય તેવી નથી."

નોરમને કહ્યું: " મને એમ થતું હતું કે તું મને ઘણા દિવસથી ભૂલી ગઈ હોઇશ ! એટલે આજ તને મળવાની ઇચ્છા કાંઇક સંકોચ સાથે થઇ હતી. !

એમાએ કહ્યું: "આ કેટલાં વરસ થયાં તમને ભૂલવાને ઘણાય પ્રયત્ન કર્યા, પણ તે બધા નિષ્ફળ નીવડયા છે.

નોરમને કહ્યું: "પણ એમા ! પરણીને તું સુખી તો થઈ છો ના ?"

"સુખી ? હા. થઇજ છું તો. મારા સ્વામી મારા દેવતા છે. તેમની હું પૂજા કરૂં છું—એ પૂજામાં હું તૃપ્તિ મેળવું છું."

"ત્યારે મારી ઉપર તું કેવી રીતે સ્નેહ રાખી શકે છે ?"

" સમજ્યા નહિ, નોરમન ? એ તો સહજ વાત છે.

સ્વામી મારા દેવતા—મારાથી ઘણા જ ઉંચા રહ્યા. મારી બધી દુર્બળતા, અયોગ્યતા, તેના કર સ્પર્શથી ઓછી થઇ જાય છે. તેમની પાસે રહું છું તેટલો વખત પવિત્રતાના એક હર્ષભર્યા હેલારાથી આ જડ જગતની વાત ભૂલી જાઉં છું તે મારો ક્રાઈસ્ટ છે હું એમના સુધી પહોંચી શકતી નથી, માત્ર પૂજાજ કરૂંછું, ભક્તિ કરૂંછું. પણ તમે તો મારા સહચર છો, હું તમને ચાહુંછું."

"ત્યારે તેને પરણી શા માટે ?"

એમાએ ધીરે ધીરે કહ્યું "ઓ નોરમન ! તમે મને છોડીને ચાલ્યા ગયા—મારૂં કાળજું એકદમ ફાટી ગયું, તમને તો ખબર હતી કે મને તમે કેટલા બધા વ્હાલા હતા !

બધી અતૃપ્ત હોંશ, આશા, બને તેટલી સાર્થક થઇ છે. હવે તો મોત જ માગવું બાકી છે. જો જીવતો રહીશ, તો એમા સુખી નહિ થાય. હૃદયના આવેશમાં જે બધી વાત તેણે કહી દીધી છે, તે બધી વાત યાદ આવતાં તેને પોતાના ઉપર સારીપેઠે તિરસ્કાર આવશે. ઓં! આ પથારીમાં સૂયું જાતું નથી! આ શું? ગુલાબ! આહા! આજે એમાની છાતી ઉપર હતું તે! હું પણ મારી છાતી ઉપર રાખીશ: આહા! કેવી તૃપ્તિ! એમા પ્રિયતમે દેવી! તું સુખી રહેજે!" નોરમનના હૃદયના બધા ભાવ જાણે બંડ કરવા બેઠા હોયની! નોરમને ધાર્યું કે "જેમ્સ મારો કાઇસ્ટ છે; તેણે એમાની રક્ષા કરી છે, એમાને પવિત્ર કરી છે! હું જીવતો રહીશ તો એમાંની રક્ષાં થવી મુસ્કેલ થઇ પડશે."

"ટૉમ!" ટૉમ પાસે આવ્યો. નોરમને કહ્યું, "નબળાઈ બહુ જણાય છે. ઓસડ લાવ" ટૉમે પ્યાલામાં ઓસડ રેડયું. "ના, થી થી લાવ. એટલી દવાએ નહિ થાય." ટૉમે બ્હીતાં બ્હીતાં કહ્યું, "વધારે લેવાની ડાકટરે મના કરી છે. એમાં મોરફીઆ છે, વધારે લેવાથી—" "કાંઇ ચિંતા નહિ—ઠીક રહેવા દે. હમણાં જરૂર નથી. મને જરા ઉંઘ આવે છે. બહુ નબળાઇ જણાશે તો લઇશ. મારા ખાનામાં જે કાગળોપત્ર છે, તે નીચે જઈને તું હમણાં બાળી નાખ. ને દીવો જરા ઝાંખો કરી દે. ને દખણાદી બારી ઉઘાડી નાખ—ઓરડામાં, જરા પવન આવે તો—! આ; ! હવે તું જા. કાગળ બાળી નાખ, બહુ ખાનગી છે હો." પ્રભુભક્ત સેવક આજ્ઞા પાળવા ગયો.

ચન્દ્રમાનાં શીતળ કિરણો ઓરડામાં હિલ્લોલિત થઇ રહ્યાં. બ્હાર ઝાડની ડાળી ઉપર બેસીને બુલબુલ સુન્દર મધુર ગાન ગાઇ રહ્યું હતું. તે વખતે નોરમન શીશીમાંથી દવાનો મોટો ભાગ પ્યાલામાં રેડીને, ધીમે ધીમે બોલ્યો "એમાં, તારા સુખને ખાતર આજ મૃત્યુના અંધકારને આલિંગન કરૂં છું. તારી બધી દુર્બળતા, બધા અપરાધ, દુઃખ મારા શીર ઉપર લઇને જાઉં છું. તું સુખી રહેજે, હે મારા જીવનના પ્રકાશ, તું સદાકાળ પવિત્ર શિખાના તેજથી ઉજ્જવળ રહેજે! આ જગતમાં તારા સુખના અંતરાયરૂપ હું, તારો માર્ગ છોડી ચાલ્યો જાઉં છું. દેવતાની પૂજામાં તારૂં જીવન સાર્થક કર. મારા મરણના ખબર સાંભળીને મારે માટે એક આંસુનું ટીપું સારજે—એથી વધારે હું માંગતો નથી."

લગભગ બે કલાક પછી ટૉમે ઓરડામાં આવીને જોયું, તો નોરમનનું માથું પથારીની એક બાજુએ ઢળી પડયું છે, અને બન્ને હાથથી છાતી ઉપર એક ગુલાબ દાબી રાખ્યું છે. ઝટપટ પથારીમાં સુવાડવાને પોતાના પ્રભુના શરીરને અડતાં જ ટૉમને લાગ્યું કે, દેહમાં પ્રાણ નથી. નોરમનનો આત્મા તે વખતે કોઇ અજ્ઞાત અનન્તને પંથે પળ્યો છે. ટૉમ ભયથી ચીસ પાડી ઉઠયો.

# મુંબાઇ-ચિત્ર-૧.

મી. કે. બી. મ્હેતા નડિયાદ પાસેના એક ન્હાના ગામડાના રહેનાર હતા. કાંઈ પિતાની દેખરેખથી ભણ્યા અને એમ. એ. થઇ મુંબાઈ એલ. એલ. બી. ના ટર્મસ ભરવા આવ્યા હતા. એક સોલીસીટરની ફર્મમાં રૂ. ૫૦ થી રહી જીવન નભાવતા હતા. હિંદુ સંસારમાં આવા ગ્રેજ્યુએટો ન પરણેલા હોય એ બને નહિ. મી. મહેતાના સદ્દભાગ્યે છોકરાં નહોતાં. મીસીસ મહેતા ગામડાંના હોવાંથી કાંઈ ભણ્યાં નહોતાં. પહેલવેલાં મુંબાઇ આવ્યાં હતાં. મી. મહેતા યુરોપીઅન અને પારસી દંપતીઓને હરવા ફરવા જતાં જોઇ પોતાને પણ મીસીસ સાથે ફરવા જવા મન થયું. લૉ કોલેજમાંથી ઘેર આવી ભણાવવાની તૈયારી કરતાં ગુજરાતી તો બોલતાં આવડે છે એટલે બસ. અક્ષર ઓળખે એટલે ચાલશે. ઇન્ફન્ટ પ્રાયમર શરૂ કરી, સ્ત્રી કેળવણીના હિમાયતી અભ્યાસ કરાવતાં વખતે હાથનો ઉપયોગ કરતા. યસ. નો આવડયું. બીચારી મીસીસ પતિની બ્હાકે ભણતી પણ એને બીલકુલ રસ પડતો નહિ. આમ શાન્ત જીવનમાં અસંતોષ શરૂ થયો.

મી. મહેતા—સાંભળો છો ? આજ બેરામજી ઇન્સ્ટીટયુટમાં મીસીસ નૈડુનું ભાષણ છે માટે તૈયાર થજો.

મીસીસ—હું તો નહિ આવું. સ્હમજું નહિ ને શું આવું !

મી.—તમને તો અક્કલ નથી. હું મ્હારા મિત્રોને કહીને આવ્યો છું કે સજોડે આવવાનો છું. માટે આવવું પડશે. પેલાં બુટ પહેરજો.

મીસીસ—બાઇ સાહેબ ! આવીશ પણ બૂટ નહિ. ન્હાની એડી તેતો પડી જવાય.

મી.—કેવાં ગમાર જેવાં છો. બૂટ વગર અવાયજ કેમ ! શું સાદા સીંગલ સોલના બુટ પહેરી આવવું છે—તે નહિ બને.

સ્હાંજના પાંચ વાગ્યા. મી. મહેતાએ પાટલુન—નેકટાઈ કોલર વગેરે ટોઇલેટમાં અરધો કલાક કાઢયો. મીસીસ બીચારાં ચાર લુગડાં કાઢે ને મૂકે. ફુલકો કબજો પહેરૂં બુટ પહેરૂં ને મ્હારા બાઇ જૂએ તો ગામમાં ફજેતીના ફાળકા. હાય. હાય. મુંબાઇ ન આવી હતતો સારૂં. બળ્યું આમને આ શોખ ક્યાંથી લાગ્યો છે. ફજેતી અને પૈસા ઉપર પાણી. કહેશે ખાવું સાદું પણ લુગડાં વગેરે પહેરી પેલું શું 'સોસાઠી' માં ફરવું બરાબર. "મીસીસે ગુલાબી રેશમી સાડી ફુલકો પોલકો ને મોજાં બૂટ પહેર્યા ને મીસ્તર પાસે આવ્યાં. ઓરડાને તાળું દેવાયું ને આ જુગલ જોડું બ્હાર નિકળ્યું. ચાલની ગેલેરીમાં પડોશીઓ જોવા ઉભા હતા. કાંદાવાડીમાંથી ગિરગામના રસ્તાઉપર આવ્યા. મી. મહેતા આગળ પાછળ ઉંચું જોઇ મીસીસને ધીરેથી કહેતા "ચાલોને સાથે—આ શી લાજ" મીસીસ બિચારાં શરમનો તાળ તે એક હાથે મ્હોંડા ઉપર લુગડું રાખી લાજ કાઢતાં અને મ્હેમાં મી. કહે તે વખતે તો છેડો વધારે તાણતાં. મીસીસ મીસ્તરની પાછળ પાછળજ રહેતાં તેમજ પગની એડી રખેને ખસી ન જાય તેની ચીવટમાં પગ મૂકતાં ગભરાતી હતી. અન્તે મદારી અને મદારીની પાછળ રીંછ હોય છે તેમ આ પતિ પત્ની ચર્નરોડના સ્ટેશન

પાસે બેરામજી ઇન્સ્ટીટયુટમાં આવી પહોંચ્યાં. ગાડીઓ, મોટાર વગેરે ઉભી હતી. દક્ષણી પરણુ, પારસી સ્ત્રીઓ હારાબંધ આવતી હતી. પારસી હિંદુ વિદ્યાર્થીઓ-વકિલો-બારીસ્ટરો, માસ્તરો તડાકામારતા દાદરો ચ્હડતા હતા. મી. અને મીસીસ મહેતાને જોઇ કોઇ મનમાં હસતા—તો કોઇ ટીકી ટીકી ને જોતા. કોઇ ત્હેને ગુજરાતી તો કોઇ પંજાબી સ્ત્રી સ્હમજતા. બેરામજી ઇન્સ્ટીટયુટમાં દાદરો ચ્હડી દક્ષિણ તરફ વળવાનું છે. ભાષણકર્તાનું મ્હો ઉત્તર તરફ હતું. ખુરશીઓ ભરાઇ હતી. દાદરા પાસેની ખુરશીઓઉપર કેટલાક પારસી ગુજરાતી કોલેજીઅનો બેઠા હતાં. મી. મહેતા દમભેર દાદર ચ્હડી અંદર દાખલ થયા. જરા આગળ ચાલી પાછળ જૂવે તો મીસીસને ન દેખ્યાં. એમના મિત્રો અને ઓળખીતાઓએ ઇસારતથી આગળ આવવા કહ્યું પણ મી. મીસીસની ચિન્તામાં પડયા હતા. મી. મહેતા પાછા દાદર તરફ ગયા ને જૂવે છે તો દાદરના ખૂણાઉપર લાજ કાઢી મીસીસ ગભરાતાં ઉભાં હતાં. દાદરઉપર આવનારાઓ એકલી બાનુને આવી સ્થિતિમાં ઉભેલી જોઇ વિચારમાં પડતા. મી. આવ્યા ને કહેવા લાગ્યા " આ શું ! ચાલોને ! ડ્જેતી શી !"

" ભાઇ સાહેબ ! ઘેર ચાલો મ્હને નહિ ફાવે."

મી. મહેતા મ્હોટેથી બોલે છે તે બધા સાંભળે છે. પતિપત્નીની રકઝક પાછળ બેઠેલા વિદ્યાર્થીઓ જોઇ મનમાં હસે છે. એવામાં એક પારસી છોકરાથી 'દુસ' કરતાં હસી જવાયું. મી. મહેતાનો મીજાજ ગયો. ઘર હત તો સ્ત્રીકેળવણીના હિમાયતી મીસીસને મારી બેસત. આતો આવી સભામાં શું કરે ! બધાની આંખો આ જોડા તરફ હતી. એવામાં મી. મહેતાના પાડોશી આર્યસમાજી મી. અને મીસીસ શર્મા દાદર ઉપર ચ્હડયાં. મીસીસ શર્માને જોતાં એક નદિ બીજી નદિમાં ભળે તેમ મીસીસ મહેતા સાથે થઇ ગયાં. અને ચારે આગળ આવી બેઠાં. ન્હાના છોકરાને અજાણ્યા માણસોમાં ગભરામણ થાય અથવા એક જાનવરને ટોળામાં થાય તેવી સ્થિતિ મીસીસ મહેતાની હતી. લેકચર પૂરૂં થયું ને સઉ વિખરાયાં. દાદરઉપરનો મી. અને મીસીસનો સંવાદ એ બધાનો વિષય હતો, અને મી. મહેતા એમજ સ્હમજતા કે મ્હનેજ બધા હસે છે. ઘરજતાં મી. શર્માને બધી હકીકત કહી અને મી. શર્માએ કહ્યું—' ભાઇ ! હજી ત્હમે વેદિયા રહ્યા. આપણી સોસાયટીના રીતરીવાજ જૂદા તેમાં ઉછરેલીને એકદમ નવી સોસાયટીમાં લઇ જવા ધારો તે કેમ બને. આથી લાભને બદલે નુકશાન છે. અત્યાર સૂધી ત્હમે ઘરમાં સુખી હતા. આંજથી અસંતોષ દાખલ થયો. હું, પારસીઓ વગેરે કેવા સુખી છે એમ તમને લાગે છે. હજી ત્હમે કેળવો–ત્હેની સાથે સ્નેહથી વાત કરો. સ્હમજાવો, પછી એનાંએ ત્હમારી સાથે આવશે ને સુખી થશો. મીસીસ શર્માએ હવે ભાષણનું નામ સાંભળી પેલાં દોડે છે"

મી. મહેતા સ્હમજ્યા ને શર્માની સલાહ યોગ્ય લાગી.

× × × × × ×

મીસીસ મહેતા હવે ગુજરાતી ચોપડીયો વાંચે છે. સાદો પણ સુઘડ પોશાક પહેરે છે અને સ્ત્રીસમાજમાં જાય છે તેમજ પતિ સાથે ચોપાટ ઉપર અને ગુજરાતી ભાષણોમાં જવા લાગ્યાં છે. ડ્રેસને માટે બૂટને માટે, મી. મહેતા હવે ઝીદી રહ્યા નથી.

**બી. આર. દ્વિવેદીય.**

## સાધ્વી અનિલા.

### (સ્ત્રીલેખ.)

"કેમ બહેન અનિલા ચમક્યાં? આમ એકલાં એકલાં કેમ ઝાડીમાં ફરવા માંડ્યું છે? આજ તમારી મુખમુદ્રા કાંઇ અવનવીજ ભાસે છે? કહો ન કહો પણ આજ રોજનાં અનિલા તમે નથી? તમારાં હૃદયમાં કોઇ ચોર પેઠો છે ખરો?"

"પ્રમિલા આમ શું મશ્કરી કરે છે?"

અનિલા એક સાધારણ વણીક કુટુંબની આશરે ચૌદ પંદર વર્ષની અવિવાહિત મુગ્ધા હતી. માબાપ સાધારણ સ્થિતિનાં હોવા છતાં, અનિલાનો વિદ્યાભ્યાસ તરફ વિશેષ પ્રેમ જોઇ, ગુજરાતી સંપૂર્ણ અભ્યાસ કરાવી, અંગ્રેજી નિશાળમાં મૂકી હતી. અને હાલમાં એ પાંચમું ધોરણ શીખતી હતી. પોતાનાં માતાપિતા ઘણાં ધાર્મિક અને વેદાંતી હોવાથી, એ વિષયનાં અનિલાના કુમળા હૃદયમાં સ્વાભાવિક રીતે સંસ્કારો પડતા હતા. આજે એ પોતાનાં માતાપિતા, અને તેમનાં કેટલાંક સગાંવહાલાં અને મિત્રમંડળ સહિત, એક બંગલામાં ઉજાણીએ આવી હતી. સ્ત્રીમંડળ અને પુરુષવર્ગ પોતપોતામાં મનગમતી રમતો રમતાં હતાં. અનિલા પોતાની બહેનપણી પ્રમિલા સાથે વાતો કરતાં કરતાં, બગીચામાં દૂર નીકળી પડી, અને પ્રમિલા ફુલો તોડતાં પાછળ પડી ગઇ. અનિલા એકલી ઝાડીમાં ચાલતી હતી, તેવામાં એક ઝાડની બાજુએથી એણે કોઇને આવતાં જોયો, અને સહેજ ખંચાઇ પાછી ફરતી હતી, એટલામાં તે યુવક એની સામે આવી ઉભો રહ્યો. બન્નેની દ્રષ્ટી મળી. અનિલાએ નીચું જોયું. પુરૂષે હિમત કરી બોલવામાં પહેલ કરી.

"કેમ અનિલા અહિંઆ ક્યાંથી?"

ઉત્તર ન મળ્યો. પાછો બોલ્યો. "મને ઓળખ્યો નહિ?"

અનિલાએ શરમાતાં શરમાતાં ઉત્તર આપ્યો "પ્રેમજીવન, કેમ ન ઓળખું?"

પ્રેમજીવન એક ગર્ભશ્રીમંત અનિલાનીજ જ્ઞાતિનો, આશરે બાવીશ વર્ષની ઉમરનો ગૌર વર્ણનો યુવક હતો. હમણાંજ બી. એ. ની પરીક્ષા એણે પસાર કરી હતી. પોતાની જ્ઞાતિમાં અનિલા જ એક અંગ્રેજી શીખેલી કન્યા હતી, અને એના સુશીલ અને મળતાવડા સ્વભાવને લીધે ઘણા દિવસથી પ્રેમજીવનનું હૃદય એની તરફ ખેંચાયું હતું. મુલાકાતની સંધિ શોધતો હતો, પણ મળતી નહોતી. આજે એણે અનિલા અને પ્રમિલાને એકલાં ફરતાં જોઇ, ચુપચુપ પાછળ ગયો. અનાયાસે બન્ને બહેનપણીઓને છૂટી પડેલી જોઇ, અનિલાની પાસે જવાની એણે હિમત કરી. પ્રેમજીવનમાં 'સોનું અને સુગંધ" બન્ને હતાં, તેથી ઘણાં દિવસથી અનિલાનું પણ મન એના તરફ ખેંચાયું હતું, અને મુલાકાત કરવાને તલપતું હતું, એવામાં આ સંધિ મળી.

પ્રેમજીવન રોમાંચ અનુભવતો, ગભરાઇ ગયો હોય તેમ ખોખરે અવાજે બોલ્યો.

"અનિલા, પિતા શ્રીમંતની કન્યા મારે-સારૂ શોધે છે, એટલે તારા તરફ તેમનું

લક્ષ જતું નથી ? મારાથી શી રીતે આમન્યા તોડી કહી અથવા કહેવડાવી શકાય ? શું આપણે લગ્નની પવિત્ર ગાંઠથી નહિ જોડાઈ શકીએ ?

"તમારા જેવાને શ્રીમંતને તો શ્રીમંતની જ કન્યા ઘટે, અમારાં જેવાં ગરીબને કોણ પૂછે ?"

"પિતાશ્રી તો એમજ ધારે છે, પણ મારૂં હૃદય માનતું નથી. અનિલા તારા સિવાય અને બીજી કોઇ પણ કન્યાથી સુખ મળે એમ હું ધારતો નથી."

"હું શું ઉત્તર આપું ?"

"પણ તારી શી મરજી ?"

"મને પણ તમારી જ ઝંખના થયાં કરે છે."

કાંઈ ઝાડોમાં ખડખડાટ થવાથી બન્ને છૂટાં પડયાં. બેબાકળાં બની ગયાં. અનિલાના શ્વેત કપાળપર પરસેવાનું જાળ બંધાયું–ચોરાતે હૃદયે અનિલા બંગલા તરફ જવા લાગી, એટલામાં અનિલા એને મળી અને પ્રથમ લખેલાં વાક્યો બોલી.

× × × × × ×

પ્રેમજીવનના પિતાની વિરૂદ્ધતા છતાં, મિત્રોના સમજાવ્યાથી, સ્ત્રીપુરૂષ ઉભયનાનું સુખ ધ્યાનમાં લઈ, બન્નેના લગ્ન થાય છે, અને દંપતી સુખ સાગરમાં ડૂબકી મારતાં દિવસો નિર્ગમન કરે છે. અનિલાને એક પુત્રનો પણ પ્રસવ થયો છે. પ્રેમજીવન પોતાનાં પિતાશ્રીનાં કાર્યભારમાં જોડાઇ દ્રવ્ય સંપાદન કરે છે.

સંસાર ભોગવતાં છતાં, પુત્ર થયા બાદ અનિલાનું ચિત્ત સંસારમાં લાગતું નથી. બાલ્યાવસ્થામાં પડેલા સંસ્કારો હૃદયમાં વખતો વખત સ્ફુરી આવે છે, અને સંસાર તરફ ગ્લાની ઉત્પન્ન કરાવે છે. "આ મિથ્યા દેહને કયાં સુધી લાલન પાલન કરી નિભાવવું ? જ્ઞાન સંપાદન કરી કાંઇ પણ એનો ઉપયોગ કરી લેવો કે નહિ ?" એજ ઝંખના એને થવા લાગી, અને સંસાર અકારો થઇ પડયો.

પ્રેમજીવનને વેદાંતનો ગંધ પણ ન હોવાથી અનિલાની આવી સ્થિતિ થએલી જોઈ એને અનેક તર્ક વિતર્કો થવા લાગ્યા, અને સંસાર સુખમાં ન્યૂનતા ભાસવા માંડી. અનિલાનો પ્રેમ ઓછો થએલો લાગ્યો. કારણ ન સમજાયાથી કાંઈ કાંઇ શંકા પણ આવવા લાગી. ધીમે ધીમે એવું થવા માંડયું, કે અનિલાનું કરેલું સર્વસ્વ ઉલટુંજ ભાસવા લાગ્યું. પ્રેમની જગાએ ક્રોધે હૃદયમાં વાસ કીધો, અને હર ઘડી ચિત્તના ઉભરા કાઢી અનિલા ઉપર વાગ્બાણ ચલાવવા માંડયાં. અનિલાનો આ ઉપરથી વૈરાગ્ય દૃઢ થતો ગયો. સ્વામી પ્રત્યે પોતાનાં ધર્મમાં ન્યૂનતા ન આવવા દેતી, તે છતાં લુખો પ્રેમ સ્વામીને રૂચ્યો નહિ. આખરે પ્રસંગ એવો આવ્યો કે પ્રેમજીવનની પ્રીતિ તદ્દન અનિલા ઉપરથી ઓછી થઈ ગઇ, અને દિવસોના દિવસો સુધી બોલવું પણ ન થવા લાગ્યું. અનિલાને આથી સુગમતા મળી અને પોતાનાં વિચારમાં મશગુલ રહી આત્મચિંતન કરવા લાગી. આત્મ વિચારોમાં એનું ચિત્ત લાગતું જ નહિ. સ્વામીની સ્થિતિ વિપરિત બની. ઘરમાં પૂર્વની માફક મન માનતું સુખ ન મળવાથી, બાહ્યગામી થયો. ખોટી સંગતિમાં પડયો, અને વ્યસની બન્યો. દ્રવ્ય અને કુસંગ હોય ત્યાં શું ન થાય ?

પ્રેમજીવનનાં માતપિતા ગુજરી ગયાં. આથી એ વિશેષ સ્વછંદી બન્યો. પરિણામ એ આવ્યું કે એક દિવસ ક્રોધનાં આવેશમાં અનિલાને ન બોલવાનાં બોલો કહી, એને પિતાને ઘેર મોકલી આપી. રસ્તે જતાં-મનમાં ગણગણવા લાગી.

" હું રસ ઘેલી, તમ રસ સૂના
મેળ હવે કેમ ખાય!
રસીલા આંખ ભર્યે શું થાય ? "

અનિલાએ પિતાનાં ઘરમાં વાસ કર્યો. અભ્યાસ આગળ વધાર્યો. સાધુ સંતોની સેવ કરવા લાગી, અને સદા સતસંગતિમાં પોતાનો કાળ નિર્ગમન કરવા લાગી. કથા વાર્તા સિવાય એને કાંઈ રૂચતું નહિ. કેટલાંકો એની નિંદા પણ કરવા લાગ્યાં, અને સ્વામીને કાને વિપરિત વાતો પોહોંચાડી તિરસ્કારમાં વધારો કરાવ્યો. અનિલાને કશાની દરકાર નહોતી, પણ પોતાના સ્વામીની આવી સ્થિતિ જોઇ કેટલીક વખત ખેદ થતો. પોતે સ્વામીને ઘેર જવાના ઘણા પ્રયત્નો કીધા, પણ તે નિષ્ફળ નીવડયા. કુસંગીઓ અવગણના કરી એને આવવાની મનાઈ કરાવતાં. દ્રવ્ય પણ પ્રેમજીવનનું ધીમે ધીમે ઓછું થવા લાગ્યું. શરીર દુર્બળ થઇ ગયું અને રોગે વાસ કર્યો.

કર્મ સંજોગે અનિલાની શરીર પ્રકૃતિ બગડી. દિવસે દિવસે શરીર ક્ષીણ થવા લાગ્યું. અશક્તિ વધતી ગઇ. ગરીબ માબાપે પોતાથી બનતું કીધું. દાક્તર તથા વૈદોની દવાની ટીકી ન લાગી. અનિલાની આ સ્થિતિની ખબર માબાપે પ્રેમજીવનને પોહોંચડાવી. એ ન આવ્યો. કેટલીક વખત પ્રથમની પ્રીતિ યાદ આવી મળવા સારૂં અંતઃકરણ ખેંચાતું, પણ કુસંગીઓ કાંઈ કાંઇ સમજાવી જવા ન દેતાં. અનિલાનો મંદવાડ લાંબો વખત ચાલ્યો. શરીરને વ્યથા અસહ્ય થતી તે છતાં અનિલા પોતાના અંતરના આનંદમાં રહેતી. સતસંગીઓ ખબર લેવા આવતાં તેમની સાથે જ્ઞાન ચર્ચા ચલાવતી. સંસાર તરફથી એની વૃત્તિ તો ક્યારનીએ લીન થઇ ગઇ હતી. શરીર પ્રકૃતિ વધારે બગડવા લાગી અને વૈદ દાક્તરોએ આશા છોડી. વખતો વખત પ્રેમજીવનનું રટણ કરતી, અને દુઃખી થતી ભાસતી, પણ સર્વ વૃત્તિઓ લીન કરી અંતરથી આનંદમાં રહેતી. પોતાને હાથે દાન પુણ્ય વગેરે કર્યું. પ્રયાણકાળ નજીક આવ્યો એમ જાણી સર્વને ઉપદેશનાં વચનો કહેવાનાં હતાં તે કહ્યાં. માતપિતાની પૂજા કરી. સ્વામીની પૂજા કરવાની શરીરથી ઇચ્છા થવા લાગી, પણ સ્વામી નજ આવ્યા.

આખરે પિતાના કોઇ વૃદ્ધ મિત્રના સમજાવવાથી પ્રેમજીવન આખર અવસ્થાએ ખબર લેવા આવ્યો. અનિલા શુદ્ધિમાં હતી. સ્વામી સામું જોઇ સ્મિત કરી આદર સત્કાર કર્યો. ઉઠવા બેસવાની શક્તિ રહી નહોતી. અનિલાની આવી સ્થિતિ જોઇ-પ્રેમજીવનનું ગમે તેટલું કઠોર બનેલું અંતઃકરણ પણ પીગળ્યું, અને પ્રથમનો પ્રેમ યાદ આવવાથી જોરથી રડવા લાગ્યો. થોડો સમય પછી ઉભરો શાંત પડયો. ઓરડામાં અનિલા પાસે એ એકલોજ હતો.

પ્રેમજીવન ઘણોજ પશ્ચાતાપ કરવા લાગ્યો, અને અનિલાને પગે પડી ક્ષમા માંગવા લાગ્યો. અનિલા ધીમે સાદે બોલી.

" તમને હવે પશ્ચાતાપ થાય છે, એટલે તમારાં પાપો દગ્ધ થયાં છે. હવે તમે જુદી જ જીંદગી ગાળશો. ગભરાશો નહિ. જુઓ સર્વ શરીરોની આવીજ સ્થિતિ થવાની છે. નાશવંત વસ્તુને ગમે તેટલી ટકાવી રાખવા માંગીશું તોપણ ટકશે નહિ એક વખત સુંદર દેખાતા શરીરની આવી સ્થિતિ થઈ છે. કાળને વશ થઇ એ મરશે. એનો શોક કરવાની જરૂર નથી: આત્મા અમર છે. તેનેજ જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ. આ શરીરને જોઇ વૈરાગ્ય લાવી, સાધન સંપન્ન થઇ, જ્ઞાન સંપાદન કરી જીવનમુક્તિનું સુખ ભોગવજો. એક પુત્ર આપણે થયા બાદ મેં વિચાર કીધો કે હવે સંસાર કરવાની જરૂર નથી, તે ઉપરથી મેં સંસારનો ત્યાગ કર્યો. તમને જે સુખ જોઇતું હતું તે આપી શકી નહિ. મારો આશય જુદોજ હતો. મારી ખાતરી છે કે તમારી પણ મારા જેવીજ જ્ઞાનમાં નિષ્ઠા થશે. તમે સુજ્ઞ છો. હવે મારાથી વધારે બોલાતું નથી. તમારા અંગુઠાનું પાણી આપો." પ્રેમજીવનને તેમ કીધું કે તુર્ત સાધ્વીએ પોતાનો પ્રાણ ત્યાગ કર્યો.

પ્રેમજીવનને અત્યંત દુઃખ લાગ્યું. પશ્ચાતાપની સીમા રહી રહી. વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેજ દિવસથી એ સતસંગ કરવા લાગ્યો. બાકી રહેલું ધન ધર્માદામાં ખરચવા લાગ્યો. શુદ્ધ પતિવ્રતા સાધ્વી અનિલાની તસવીર સામે રાખી તેનેજ ગુરૂ માની જ્ઞાન સંપાદન કરવા લાગ્યો. સાધ્વીના આશીર્વાદથી દિવસે દિવસે એની સ્થિતિ બદલાવવા લાગી. સમય જતાં જ્ઞાન પ્રાપ્ત થયું અને બાકીનો કાળ જીવનમુક્તિનાં સુખમાં ગાળી પ્રારબ્ધ પૂરાં થતાંદેહ છોડયો

સૌ. કળાવંતી.

---

# વિદ્યા-કલા.

## " મોટી ઉધરસ. "

" વ્હાલા હમણા ગામમાં મોટી ઉધરસના બહુ વાયરા છે. પાડોશીની પ્રેમીને ઉધરસ, ફોઇબાના ફુલશંકરને પણ ઉધરસ છે. મ્હને તો આપણા રમણીકની બ્હીક લાગે છે એ રોગ બહુ ચેપી છે." તેણીએ વાત છેડી.

" હા, છોકરાની બહુ સંભાળ રાખવાની છે, ઉધરસવાળા છોકરાઓના સમાગમમાં બનતાસુધી રહેવા દેવો ન જોઇએ, ખવડાવવામાં પણ કાળજી રાખવાની છે. તમે આટલા ન્હાના બાળકને સોપારી ખાવા આપોછો તે પણ ઠીક નહી "—મેં કીધું.

" જરા સોપારી ખાય તેમાં શું વાંધો ? સોપારી તો ઉલટું મોઢાનું ખાધેલું પચાવે છે.—એવું મેં વાંચ્યું છે." કયાં વાંચ્યું છે તેનો ખુલાસો મેં ન માગ્યો. કારણ રાતના સાડા દશ વાગી ગયા હતા અને મારી આંખમાં નીંદ ભરાતી હતી.

આંખ જરા મળી ત્યાં મને સ્હેજ આંચકો લાગ્યો. " આ છોકરાને ઉધરસ આવી તે તમે સાંભળી કે નહીં ? બારી બંધ શું કરી દીધી છે ! દર્દીને સ્વચ્છ હવાની ખાસ

જરૂર એમ તો ડાકટરો કીધા કરે છે, અને તમે ઉલ્ટો બફારો કરી મેલ્યો. જુઓને છોકરો કેટલો અકળાય છે. જરા બારી ઉઘાડી નાંખો તો સારૂ."

ચુપચુપ ઉઠીને મેં બારી ઉઘાડી નાખી. તે વખતે જો બેરોમીટર આણ્યું હોય તો પારો ૭૦° ડીગ્રીપર હોવો જોઇએ. મ્હને તો ઘેંડી લાગતી હતી પણ હું મુંગે મોઢે તાબે થયો. અને પાછો સુવા જતો હતો—ત્યાં—" જુઓ તો આ રમણીકને એકદમ આટલી બધી ઉધરસ કેમ આવે છે ! અરે કેવો શ્વાસ રૂંધાય છે ! ઉઠોની ! ! જરા નીચે જઇ રામાને જગાડી ડાકટરને તેડાવી મંગાવો તો ઠીક."

બગાસા ખાતો નીચે જઇ રામાને ડોસાભાઇ ડાકટરને ત્યાં ચીઠ્ઠી લખીને મોકલ્યો. ઉપર આવી પારણાં પાસે જઈને રમણીકને જોયો.

" ડીયર, એ તો સાદી ઉધરસ લાગે છે ધાસ્તી જેવું નથી.'

" તમને આ વાત હલ્કી લાગે છે. બીચારૂ બચ્ચું, મુંગુઝાડ, કાંઇ તેનું દુઃખ કહી શકે છે ! નહીતર તો તમારી આંખ ઉઘડે." જરાવારે રામે આવીને ખબર દીધા કે ડાકટર તો માંદા છે અને ખાટલે પડયા છે.

" રાતી રાણ જેવો ડાકટર કોઇ દિવસ નહી અને આજે જ માંદો પડયો." મારા સામો ધખારો કાઢયો " એ પણ નશીબની વાત છે. છોકરૂં લીધે જતું હોય પણ કાંઈ મદદ મળે છે ? તમારે—"

હું પારણાપાસે ઉભો ઉભો સઘળો વખત ઝોકા ખાતો હતો એટલે પાછલા શબ્દો બરાબર ધ્યાનમાં રહ્યા નહી.

" સાંભળો છો ? તમારે આ છોકરાને મારી નાખવો છે કે શું?" તેણીની આંખમાં આ વખતે પાણી આવ્યાં હતાં.

" એવું કેમ બોલો છો."

" ત્યારે ડાકટર તો માંદો હશે પણ તેની દવા પણ સાથે મરી ગઇ !"

" ના, ના, દવા તો આ રહી તેણે મોકલાવી છે. તમે જાગો એટલીજ રાહ જોતો ઉભો હતો."

" લાવોની ત્યારે, શું રાખી બેઠા છો ? જોતા નથી એક ઘડી જાય છે તે પણ કેટલી કીંમતી છે ! તમને જાણે દરદમાં કાંઇ લવલેશની ખબર ન પડે. કેટલા ડોઝ આ શીશામાં છે ?"

" રામો કાંઇ બોલ્યો નથી."

" ત્રણ વખતની હશે, લાવોની પેલો ચમચો એક ડોઝ પાઇ દઉં."

" પણ ડીયર આટલો બધો ડોઝ બચ્ચાંને ન હોય.

" તમે શું સમજો ? હવે મને મારૂં ડહાપણ વાપરવા દો તો ઠીક."

દવા પાઇને અમે સુતાં. બે મીનીટ નહી થઇ હોય ત્યાં—" વ્હાલા ! પેલી બારી બંધ છે કે નહીં ?"

મેં ધાર્યું કે બંધ હોય તો ઉઘાડી નાખવાનો હુકમ મળશે " ના—આ."

" ત્યારે શું સુતાછો; ઉઠોની, બંધ કરીઆવોની; કેવો થંડો પવન આવે છે ! આ છોકરાને એક તો ઉધરસ છે તેમાં વળી પવન લાગશે તો નીમોનીયા થઇ જશે."

ચુપચુપ બારી બંધ કરવા ગયો અને તેણી પારણામાં છોકરાને ઓઢાડવા લાગી. વળતાં ઝોકામાં પલંગનો પાયો ઘુંટણને વાગ્યો તે જરા કળ ચડી ગઇ અને દાબવા જતો હતો—ત્યાં–

" જુઓ તો, આ છોકરો આમ ટાઢો શેને પડી ગયો? રખે નીમોનીયા જેવું થઇ ગયું હોય—તમે જરા નીચેથી કેશર લાવો તો ચોળીએ."

જતા જતાં ખુરશી સાથે ભટકાણો—

" બત્તી કાં વધારી ?"

" કેટલું વાગ્યું છે તે જોવા માટે "

" પણ જુઓછો આ છોકરો દીવાના તેજથી ઝબકી ગયો તે ?"

" તે ખબર રહી. કેશર ક્યાં છે ?"

" રસોડાની પેટીમાં "

કેશર લાવી આપ્યું અને હું પલંગમાં સુતો—ત્યાં—" વ્હાલા, મ્હારો જીવ રહેતો નથી તે તમને વ્હારે ઘડીએ ઉઠાડવા પડે છે. જરા પેલો સ્ટવ સળગાવો તો છોકરાને ઉનું દુધ પાઇએ અને શેક પણ કરીએ-કારણ શરદીમાં શેકની ખાસ જરૂર છે."

તે પ્રમાણે અમલ કર્યો.

" હવે તમે તમારે નીરાંતે સુઈ જાઓ નહી તો વળી માથું ચડશે. પણ-જરા પેલી દવાની શીશી મુકતા જજો કે બીજો ડોઝ પાઇ દઉં "

તેમ કરી પાછો સુતો. આંખ મળી. સ્વપ્નું આવ્યું-મહીલાસમાજ ભરાણી છે, સમાજમાં " ડીયર " " મોટી ઉધરસ " ઉપર નિબંધ વાંચે છે. પાસે ડા. ત્રીભોવનદાસનો વૈદકશાસ્ત્રનો ગ્રંથ પડયો છે.—ત્યાં—આંચકો.

" ઉઠો તો, મ્હારો જીવ ગભરાય છે, આ છોકરાની ઉધરસ વધી છે. ડાબે પડખે વધારે જોર લાગે છે. રખે સીંગલ નીમોનીયા થયું હોય! અળશીની પોટીસની ખાસ જરૂરછે"

હું જતો હતો—ત્યાં–

" તમે હવે નાહક ચડઉતર કાં કરો ! રામાને જગાડોને ? તે બધું તૈયાર કરશે. જુઓની, કેટલા વાગ્યા છે ?"

" અઢી " ઘડીઆળ જોઇને કીધું.

" ત્યારે મહેરબાની કરીને મારૂં એક કહ્યું માનો, તમે જાતે જઇને ડાકટરને તેડી લાવો. " **આપ મુઆ વિના સ્વર્ગે નહીં જવાય.** " માણસને કોઇ દાદ ન દે. હવે રાત જવી મુશ્કલ છે." તેણી ગળગળી થઇ ગઇ, અને જાણે આગલી વાતને છ મહીના થઇ ગયા હોય અને પ્હેલી વારજ આ તસ્દી તેણી મને આપવા માગતી હોય ! !

તેણીનું કહ્યું-માન્યું. આંખે પાણી છાંટી મોઢું સાફ કરી લુગડાં પહેરીને વિકટોરીયા મંગાવી બીચારા ડાકટરને ગળે પડીને, માંદા માંદા ખાટલામાંથી ખેંચી લાવ્યો. શહેરમાં બીજા ઘણા ડાકટરો હતા પણ ડા. ડોસાભાઇ અમારો ઘરનો ડાકટર હઈ મને તેના ઉપર ઘણો વિશ્વાસ હતો.

" મારો સાહેબ, આટલા બધા અળશીના લેપડા કરી બુચ્ચાને ભુંજી નાખવો છે કે શું ! "—ડાકટર સાહેબે થરમોમીટર અને સ્તેથોસકોપવડે શરીર તપાસતાં કીધું. મોટી ઉધરસ કે ન્યુમોનીયા એમાંથી કાંઇપણ નથી એમ તપાસને અંતે તેમણે અભિપ્રાય આપ્યો. પછી તેમણે બત્તી પાસે મંગાવીને છોકરાને ઉધરસ ખાતા બે મીનીટ બરાબર નિહાળ્યો. અને બોલી ઉઠયા " અરે આ છોકરાના ગળામાં કાંઇક રહી ગયું લાગે છે " એમ કહી ઉલટી કરાવી ગળામાં સોપારીની કટકી અટકી ગયેલ તે બહાર કાઢી.

" આવડા નહાનાં બુચ્ચાને શું તમે લોક સોપારી ખવરાવોચ કે ? "

" હા, સોપારી પાચક છે " મેં કીધું

" કોન કહેચ "

" કેમ ડીયર તમે ક્યાં વાંચ્યું છે તે ડાકટર સાહેબને કહોની "

પણ મને જવાબ વળતાં પહેલાં તો તેણી રમણીકને રેઢો મુકીને નીચે ચાલ્યાં ગયાં હતાં

સાર—રમણીકની મોટી ઉધરસ ગઇ અને મારી આળસ ગઈ. મ્હારા એક સ્નેહી પરોઢીએ પાંચ વાગ્યાની ટ્રેનમાં બારોબાર પસાર થવાના હતા તેમને સ્ટેશને જઇને મળી આવ્યો નહીતર ઉંઘ આડે જઇ શકાત નહિ.

જગજીવન દિ. કોઠારી. (ગોંડળ)

---

# વિવિધ વિહાર.

## અનુકરણ.

### ( સ્ત્રી લેખ. )

અનુકરણ કરવું એ જનસ્વભાવ છે. બાળકથી માંડીને તે વૃદ્ધ પર્યંત યા પુરૂષ કે સ્ત્રીઓમાં આ ટેવ દેખાય છે. બાળક પહેલ વહેલું પોતાની માતાનું અનુકરણ કરતાં શીખે છે. મોટું થાય છે ત્યારે પોતાના બાળસ્નેહીયોનું અનુકરણ હરેક વાતે કરે છે. શાળામાં જતાં પોતાના સાથીયોનું અનુકરણ કરતાં શીખે છે. અભ્યાસક્રમ પુરો થતાં અને નવા જીવનની શરૂઆત કરતાં જેના જેના સંબંધમાં આવે છે તેમનું કાંઇ કાંઇ અનુકરણ સ્વાભાવિક રીતે જ થઈ જાય છે. આ ઉપરથી અને બીજા અનેક દષ્ટાંતો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અનુકરણ કરવાની ટેવ જન્મથીજ જન્મે છે. જેટલી પુરૂષોમાં આ ટેવ દેખાય છે તે કરતાં સ્ત્રીયોમાં વધારે જોવામાં આવે છે. પુરૂષોમાં વ્યવહારીક જ્ઞાન વધારે હોવાથી અને

ઘણા માણસના પ્રસંગમાં આવ્યાથી, તેઓ આ ટેવ ઉપર કેટલેક અંશે અંકુશ રાખી શકે છે ( આ ટેવથી તદ્દન મુક્તજ હોવાનો દાવો તેઓ કરી શકે તેમ નથી ). અનુકરણ કોઇ વખત લાભદાઇ પણ હોય છે અને હાનીકરતા પણ નિવડે છે. કેટલીક ટેવોનું અથવા રીતરીવાજનું આપણે આંખો મીંચી અનુકરણ કરીયે છીએ, પરંતુ શું અનુકરણ કરવા યોગ્ય છે અને શું નથી તે બતાવવા મેં યથાશક્તિ આ લેખમાં પ્રયત્ન કર્યો છે. હજુ તો ગુજરાતના પુરૂષવર્ગમાં જ પુરી કેળવણીનો પ્રસાર થયો નથી તો પછી બંગાળ આદી પ્રાંતોની પેઠે ઘણી કેળવણી પામેલી સ્ત્રીયો હોવાની આશા ક્યાંથી રખાય? વળી જેટલો પુરૂષવર્ગ કેળવાયલો છે તેમાંનો મોટો ભાગ સ્ત્રીકેળવણી તરફ અરૂચી બતાવનારો છે. અલબત પોતે કેળવાયલા હોઇ પોતાની સ્ત્રીયો પુતળીની પેઠે શણગારાઈ પોતાની સાથે ફરે એવું અનુકરણ કરવાની ઇચ્છાવાળો તો છે. કેળવણી શબ્દનો અર્થ પણ ન સમજે એવી સ્ત્રીનો કેળવણી પામેલો પતિ પોતાની પત્નીને પુર દમામમાં શણગારીને પોતાની જોડે માત્ર હરવા ફરવા લઇ જઇનેજ આનંદ માને અને મનવે એ શું પુરૂષ વર્ગ માટે શોચનીય નથી? આવી અક્ષરશુન્ય સ્ત્રીયોને સ્હેજપણ વિદ્યાનો સ્વાદ ચખાડવાને તેમના ઉંચી કેળવણી પામેલા પતિઓ એટલો તો અભાવ અને કંટાળો બતાવે છે કે પરીણામે આવાં દંપતીનું જીવન કેવળ ભારરૂપ થઇ પડે છે. વિદ્યાના સ્વાદના અભાવે અને પોતાના પતિ ટાપટીપથી ભરેલી ને પુતળીના જેવી દહારી મહારેલી રહેવાથીજ ખૂશ રહે છે એમ સમજી આવી સ્ત્રીયોનો ઘણો કાળ માત્ર લુગડાં ઘરેણાંનું અનુકરણ કરવામાંજ જાય છે. પતિસાથે વિદ્યાવિનોદ કરી શકાતો નથી. એમને તો માત્ર દાદવિનોદમાં જ મશગુલ રહેવાનું થાય છે. લુગડાં અને ઘરેણાંમાં–દાદની સ્પર્ધામાં તેમનો કાળ નિર્ગમન થાય છે. આ સ્પર્ધામાં કેટલો વ્યય થાય છે અને કેટલો કાળ નિરર્થક જાય છે તેનું ભાન થતું નથી. કેળવણી પામેલા પતિઓ આ જંજાળમાં લક્ષ પરોવતા નથી પરંતુ આ કુટેવને પરિણામે તેમનીજ કમાઇ ઉપર એક અણઘટતો બોજો આવી પડે છે. અનુકરણ કરવાનું તો સ્વાભાવિક રીતે સહુનેયે મન થાય તો પછી અભણ સ્ત્રીયોનું મન લલચાય એમાં શું આશ્ચર્ય! દિન પ્રતિદિન એક બીજાની ચડસાઇમાં આ લુગડાં ઘરેણાંની ટાપટીપનું ડોળ ઘણી સ્ત્રીયોમાં વધતું જ જાય છે. લાંબા વખતે આ ટેવ ઉંડી જડ ઘાલી બેસે છે અને તેમના મનસ્વીપણામાં સ્હેજ પણ ખલલ તેમનાથી ખમાતો નથી. આ અનુકરણ કરવાની ટેવ ઉપર પ્રથમથીજ અંકુશ રખાવવો ( અભણ સ્ત્રીયોમાં ) તે તેમના પતિની ફરજ છે. ( પતિઓની ફરજ શી છે એ લખવું એ આ વિષયનો હેતુ નથી.) સમજુ અને કેળવાયલી સ્ત્રીયો આવા ડોળડમાકની પરવા કરતી નથી પરંતુ ઘણે ભાગે અભણ અને થોડું ભણેલી સ્ત્રીયો આવા ઉપરના શણગારથી અને આડંબરથી પતિને રિઝવવા પ્રયત્ન કરે છે અને ઉચ્ચ કેળવણી પામેલા પતિયો રીઝે પણ છે પરંતુ આવી સ્ત્રીયો પ્રત્યેની તેમની ખરી ફરજ વીસરી જાય છે. આ ટેવોના અનુકરણથી શી હાની છે તે સમજુ તો જાણેજ છે.

બીજું આપણી ગુજરાતી સ્ત્રીયોમાં જનાનો તો હવે નીકળી ગયો છે. પરંતુ પુરૂષ વર્ગ સાથે ફરવામાં હજુ આપણે જનાના કરતાંએ બુરા રીવાજ રાખી રહ્યા છીએ. સ્ત્રીયોથી નદીએ નાવા જવાય, ધોવા જવાય, ઘરથી ગમે તેટલે દૂર દેવદર્શને જવાય, પરંતુ પતિ સાથે કે કુટુંબના કોઇપણ પુરૂષોની સાથે જ્યાં ઘણે ભાગે સજ્જનોજ જાય છે તેવી હરવા

ફરવાની જગ્યાએ જવું આપણી સ્ત્રીઓ શરમભરેલું માને છે. કેટલાક પુરુષો પણ સ્ત્રીયોને આવી જગ્યાએ લઈ જતાં શરમાય છે. આપણી સ્ત્રીયોને આખો દિવસ ઘરમાંજ રહેવાનું થાય છે, અને બીજી કાંઇ રમત ગમતને અભાવે તેમની તંદુરસ્તી સારી રહેતી નથી. તેમને ઘરના કામકાજ શિવાય બીજી કાંઇ કસરત મળતી નથી અને ખુલ્લી હવાનો આનંદ એમના નશીબમાં હોતો જ નથી.

આ અને બીજા અનેક કારણોને લીધે આપણી સ્ત્રીયોનાં શરીર ઘણાંજ નબળાં થઈ જાય છે તેમનાં શરીર ઉપર ફીકાશજ રહે છે. ઘરમાં બેશી રહી પોતાનો વખત નિંદા અથવા તો કુટડાઇ દેખાડવાના વિચારમાં ન ગાળતાં પોતે શી રીતે તંદુરસ્ત રહે તે શોધી તે પ્રમાણે વર્તાતું હોય તો સ્ત્રીયોને કેટલું લાભદાઇ થઇ પડે? ગુજરાતમાં ઘણાએ વર્ષોથી સુધારાનાં બણગાં ફુંકાય છે. અને યુરોપીયન પ્રજાની ઘણીએ નકામી અને નજીવી ટેવો અને રીતભાતોનાં અનુકરણ થયાં છે થાય છે અને થશે. પરંતુ આ પ્રજાના સદ્ગુણોનો અને અનુકરણીય રીતભાત અને ટેવોનું ઘણા થોડાજ અનુકરણ કરે છે. પુરુષો તેમ સ્ત્રીયો તેમના પેહેરવેશનું અનુકરણ કરવા લલચાયાં છે અને લલચાય છે. પણ સ્હેજ વિચાર કરી જોઈશું તો (અત્યારે તો સ્ત્રીયોનીજ વાતમાં) તેમના પોશાક પહેરવાની રીતને લીધે નાજુક દેખાતી આ બીજા સુધરેલા દેશોની સ્ત્રીયો નબળી હોતી નથી. આપણી સ્ત્રીઓની પેઠે તેઓ પોતાની તંદુરસ્તી તરફ બેદરકારી રાખતી નથી. ખુલ્લી હવામાં હરવું ફરવું અને અનેક તરેહની અંગ કસરતોમાં ભાગ લેવો તેમને ગમેછે. હિંદુસ્તાનમાં સ્ત્રીયોનો આવરદા ૩૫ થી ૪૫ સુધીનો અંકાયલો છે. ત્યારે આ નાજુક દેખાતી સ્ત્રી ૩૫ વર્ષ તો પોતાનો સંસાર શરૂ કરે છે.

પાંત્રીસ વર્ષની આપણી સ્ત્રી ટટાર ચાલી પણ શકતી નથી, અને કેટલાંએ છોકરાંની માતા થઇ ચૂકી હોય છે. તેમના દેખાવ ઉપરથી યુવાવસ્થાનું એક પણ ચિહ્ન તેમનામાં જણાતું નથી. જ્યારે સુધરેલી પ્રજાનું બીજી રીતભાતનું અનુકરણ કરીયે છીયે તો તેમની હરવા ફરવા જવાની અને તંદુરસ્તી સુધરે એવી રમત ગમ્મતમાં ભાગ લેવાનું અનુકરણ કરવું શું યોગ્ય નથી? તેમના બીજા ઘણાએ સદ્ગુણો અનુકરણીય છે. આપણી સ્ત્રીઓ જેમ પોતાનો કાળ નિંદા અને ટાયલામાં ગાળે છે તેમ તેઓ કરતી નથી. પોતાનો નવરાશનો વખત ભરવામાં, ગુંથવામાં, અભ્યાસ કરવામાં અને બાળકોને કેળવવામાં ગાળે છે, તથા બીજા ઉપયોગી થઇ પડે તેવા અનેક ઉદ્યમો કરે છે. સ્ત્રીયોના સ્વભાવ પ્રમાણે વાતોનો શોખ તો એમને પણ હોય છે પરંતુ તેમની વાતોનો પંથ નિરાળો હોય છે. આપણો પુરુષવર્ગ સ્ત્રીઓને અભ્યાસ કે વાંચનની લત લગાડતો નથી (ને કમનશીબે આપણા સાહિત્યમાં સ્ત્રીઉપયોગી ગ્રંથો આંગળાને ટેરવે ગણીયે તેટલા છે.) તેથી આપણે કાળ નિર્ગમન કરવાના રસ્તા શોધવા પડે છે; પણ આપણે જો તેઓની ઉદ્યમી રહેવાની-ટેવનું અનુકરણ કરીએ તો બીજાં ઘણાંએ વિશાળ સાહિત્ય આપણી સમક્ષ ખડાં છે. તે સ્ત્રીઓ એક ક્ષણ પણ નિરુદ્યમી જવા દેતી નથી ત્યારે આપણી સ્ત્રીયોનું આખું જીવન કેવળ આળસમાંજ જાય છે. આપણને ન્હાનપણથીજ કાંઇપણ ઉદ્યમ કે કળા શીખવતાં નથી. ભરવાનું, ગુંથવાનું, ચિત્રકળા આપણી શાળામાં હજુ હમ-

ણાંજ દાખલ થાય છે. પોતાના ઉદ્યમથી સ્વતંત્ર રીતે નિર્વાહ કરવો આપણી સ્ત્રીઓને અશક્યજ થઇ પડે છે. બાળવિધવા માત્ર પેટ ભરવાની ખાતર અસહ્ય દુઃખો વેઠે છે તેનું કારણ તેમની પાસે નિર્વાહ કરવાજોગ પણ હુન્નર હોતો નથી. ઘણાં દેશની સ્ત્રીઓ નિર્દોષ કળા કૌશલ્યથી કમાઇ ગુજરાન કરે છે. ત્યારે આપણા દેશમાં ઘણીએ બાળવિધવાઓ પેટપુરતું ધાન મેળવવા અનીતિએ ચડી પોતાના આખરના દિવસો દુઃખમય કરી મુકે છે. દરેક સ્ત્રીયે કાંઇપણ કળા કે ઉદ્યમ શીખવો તે અગત્યનું છે. જેને નિર્વાહ કરવાની તમા ન હોય તેને પણ આ ઉદ્યમી રહેવાના ટેવથી કાંઇ હાની થશે નહિ. કુટુંબને. કે પોતાની જાતને ઉદ્યમી રહેવાથી ઉપયોગી થવાય છે તો પછી અન્ય દેશની આ સતત ઉદ્યમી રહેવાની ટેવનું અનુકરણ આપણે શા માટે ના કરવું ?

આપણી બાળકીયોની શાળાની તેમજ ઘરની કેળવણી કાંઇ વિચિત્ર પ્રકારની છે. ઘરની કેળવણીમાં જ્યારથી છોકરી સમજણી થાય છે ત્યારથી તેના ઉપર અનેક પ્રકારના વિચિત્ર અંકુશો મુકાય છે. તેમાં વિશેશ તો છોકરાઓ સાથે કેમ વર્તન કરવું તે વાતનું લક્ષ આગ્રહપૂર્વક અપાય છે. બાળકીના આનંદ અને ઉત્સાહને જેમ અને તેમ છોકરાઓના દેખતાં દાબી રાખવાનું શિક્ષણ અપાય છે. છોકરાઓ સાથે રમવું નહિ, હસવું નહિ એવી એવી અનેક વિચિત્ર આજ્ઞાઓનો અમલ કરવામાં આવે છે. છોકરાઓ સાથે રમવાથી ગેરો બળી જાય એવી બ્હીક અને વેહેમ તેમના કુમળા મનમાં ઠસાવે છે. અને આટલી ન્હાની વયથીજ છોકરા અને છોકરીઓ વચ્ચેનો મોટો ભેદ તેમની સમક્ષ ખડો કરે છે. વળી તેમની રમતોમાં પણ રાંધવાનું, ઢીંગલા ઢીંગલી પરણાવવાનું શીખવે છે. ઘણીખરી સુધરેલી પ્રજાઓમાં છોકરા અને છોકરીઓની એકજ શાળા હોય છે આપણામાં તેમ નથી. તેમજ તે પ્રજાઓમાં છોકરીઓનાં જીવન આપણી છોકરીઓથી તદ્દન નિરાળીજ રીતે ગળાવાય છે. આપણી બાળકીયોની પેઠે તે લાજુલાડી હોતી નથી. છોકરાંઓને રમતાં જોઇ શરમની મારી ઘરમાં બેશી રહેતી નથી. તે દેશોમાં બાળક અને બાળકીયો સાથે હરે છે, ફરે છે, રમે છે અને અનેક તરેહના નિર્દોષ આનંદ કરે છે. ત્યારે આપણી છોકરીયોની તેથી તદ્દન ઉંધીજ દશા છે. એટલું તો શું પણ બાળપણમાં ઉપર લખ્યા પ્રમાણેની કેળવણી મળ્યાથી આપણી ઉમ્મરે પહોંચેલી સ્ત્રીયો પણ પુરૂષોને દેખી ગભરાય છે જ્યાં ઘણાં પુરૂષો એકઠા મળ્યા હોય ત્યાં આપણી સ્ત્રી એકલી જવા હીંમત ધરી શકતી નથી. ત્યારે સુધરેલા દેશની સ્ત્રીઓ હજારો માણસની ઠઠમાં બેધડક ચાલી જાય છે અને દરેક પુરૂષ તેને ઘટતું માન આપે છે. શું પોતાની બાળકીયોને કેળવણી આપવાની આ રીત અનુકરણીય નથી?

આ લેખમાં મેં અન્ય દેશોના અનુકરણ માટે ઘણું લખ્યું છે તેનો અર્થ કાંઇ એવો ના કરાય કે એમના બધાએ રીતરીવાજો અનુકરણ કરવા યોગ્ય છે. પરંતુ આપણે ઘણીએ પ્રજાના પ્રસંગમાં આવ્યા છીએ અને તેમના સ્વભાવિક રીતે અનુકરણ પણ કર્યાં છે તો સુધરેલી યુરોપીયન પ્રજાના સદ્દગુણોનું અને સરસ રીતરીવાજનું અનુકરણ આપણે કરીએ તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

સૈ ધનલક્ષ્મી જમશભાઇ ડાહ્યાભાઇ.

# રમણિમણિમાળા.

## દેવીઅઘોરકામિની.*

### ( એક જીવનચરિત્ર. )

આજથી લગભગ ત્રણ વર્ષ ઉપર આપના માસિકના સ્મારકઅંક માટે ' ભક્તિ અને સેવા' સંબંધી એક લઘુ લેખ લખતાં, આપણા દેશની સ્ત્રીઓને માટે મ્હેં સેવા ધર્મની આવશ્યકતા બતાવી હતી. સેવાસદનના પરોપકારી ખાતાની યોજના આપણા દેશભક્ત વિદ્વાનોને હાથે એ સમયે ઘડાઈ રહી હતી. આજે તે શુભ ખાતુ સ્થપાયાને દોઢેક વર્ષનો અરસો થઈ ચૂકયો છે. આપણી કેટલીક ભારતવાસી બ્હેનોએ પવિત્ર સેવાવ્રતને પોતાની ઇચ્છાથી અખત્યાર કર્યું છે. તો ત્હેમની આગળ એક એવી સન્નારી કે જેમણે એવા કોઇપણ મંડળના અભાવે સ્વતંત્રરૂપે પોતાની અંતરની દૃઢ ઇચ્છાથી પ્રેરાઇને સંસારમાં રહેવા છતાં પણ પોતાનું સમસ્ત જીવન 'સેવા' કાર્યમાં સમર્પણ કર્યું હોય ત્હેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર રજુ કરવું કાંઇ અસ્થાને નહીં ગણાય.

એવાં એક સન્નારી બંગાળા પ્રાન્તમાં થઇ ગયાં છે. ત્હેમનું નામ દેવી અઘોરકામિની હતું. ત્હેમના પતિ શ્રીયુક્ત પ્રકાશચન્દ્રરાય બિહાર પ્રાન્તમાં એક જાણીતા ગૃહસ્થ છે. પ્રસિદ્ધ બ્રાહ્મઉપદેશક બાબુ કેશવચન્દ્રસેનના એ પરમમિત્ર હતા. સ્વર્ગસ્થ પ્રતાપચન્દ્ર મઝૂમદાર પણ ત્હેમના જબરા દોસ્ત હતા. અને સાધારણ બ્રાહ્મસમાજના હાલના આચાર્ય પૂજ્ય શ્રી શિવનાથ શાસ્ત્રીનો ત્હેમને પોતાના સગાભાઇના જેટલું સ્હાય છે. ત્હેમના પુત્ર મિસ્તર સુબોધચન્દ્રરાય કલકત્તા હાઇકોર્ટમાં બૅરિસ્ટરનો ધંધો ચલાવે છે. પ્રકાશચન્દ્ર એક પરમભક્ત છે. ભક્તિરસથી ઝળકી રહેતા, હસતા ચ્હેરા સાથે જ્યહારે એ બંગાળામાં બ્રાહ્મસમાજ સ્ત્રી પુરૂષોની આગળ ઉભા રહે છે ત્હારે ઘણા કેળવાયલા પુરૂષો ત્હેમના ચરણની રજ ગ્રહણ કરીને પોતાને કૃતાર્થ માને છે. પણ બંગાળાના બ્રાહ્મસમાજીઓની બહાર એમનું નામ જોઇએ તેટલું જાણીતું નથી. એ એક ડેપ્યુટિ કલેકટર હતા. મ્હોટા માનવંતો હોદ્દો અને જોઇતું ધન એ મેળવી ચુકયા છે, પણ ત્હેમની આગલી વયમાં જે દુર્લભ સ્ત્રીરત્ન ત્હેમણે મેળવ્યું હતું, ત્હેની સરખામણીમાં ત્હેમની બધી માલમિલ્કત તુચ્છ છે. એ સ્ત્રી દેવીઅઘોરકામિની, ત્હેમના જીવનની અને ત્હેમના ધર્મપંથની સાચી સાથી હતી. જેવી રીત્યે પુષ્પવાળાં વૃક્ષો પોતાના સુંદર પુષ્પવડે આખા બગીચામાં સુગંધી ફેલાવે છે તેવીજ રીત્યે આ ભક્તિમતી નારીએ પોતાના હૃદયની ભક્તિરૂપી પુષ્પોવડે સ્વામીના કંટકમય માર્ગને સુગંધીથી આચ્છાદિત કર્યો હતો. ત્હેમનેલીધે ત્હેમના સ્વામીનો જીવનમાર્ગ ઘણોજ સુંદર અને ત્હેમની સંસારયાત્રા ઘણીજ આનંદજનક બની હતી.

આ સંસારમાં સ્ત્રીપુરૂષોમાં ગુણનાં કજોડાં ઘણીવાર જોવામાં આવે છે. વિદ્વાન અને સાહિત્યપ્રેમી પુરૂષને કાળા અક્ષરને કુટી મારે એવી સ્ત્રી સાથે, ભક્તને કંકાસીઆ

---

* શ્રીયુક્ત અમૃતલાલ ગુપ્ત મહાશયના એક બંગાળી લેખકને આધારે.

સ્વભાવની કર્કશા સાથે, ઉદાર દીલના સખાવતી ગૃહસ્થને કંજુસ સ્ત્રી સાથે, અને ધાર્મિક ભક્તને સાંકડા વિચારવાળી અધર્મ સ્ત્રી સાથે પનારું પડ્યું હોય એવા બનાવો કાંઇ વિરલ નથી.

બગીચામાં જે અનેક લતાઓ વૃક્ષને વળગી રહે છે તેમાંની કેટલીક એવી હોય છે કે જેના ભારને લીધે વૃક્ષો શક્તિહીન થઇને પડી જાય છે. ત્યારે કેટલીક એવી પણ નાજુક વેલડીઓ હોય છે, કે જેના રંગબેરંગી પુષ્પો અને હરિયાળા સુંદર પલ્લવોને લીધે વૃક્ષની શોભા સો ગણી વધી જાય છે. તેવીજ રીતે આ સંસારમાં એવાં પણ અનેક સ્ત્રીરત્નો હોય છે કે જેમના હૃદયની મધુરતા અને અંતરની પ્રીતિ અને પવિત્રતાને લીધે સ્વામીનો સંસાર સ્વર્ગરૂપ બની જાય છે. એવીજ પુણ્યશાળી નારીઓની માફક દેવીઅઘોરકામિની પોતાના હૃદયની મહત્તા અને ઉચ્ચ ગુણોના મહિમાવડે સ્વામીને સૌભાગ્યવાન કરી ગયાં છે.

અઘોરકામિનીનું કર્મજીવન અવસાન પામ્યું છે. ત્હેમણે આ દુનિયાનો ત્યાગ કર્યો છે, પણ એમના પતિનો દૃઢ વિશ્વાસ છે કે એમનો મૃતદેહ માટીમાં મળી જવા છતાં પણ ત્હેમનો અમર આત્મા સ્વામીને ત્હેમના કાર્યમાં સહાય્ય કરે છે. પત્નીને માટે આટલો બધો ઉચ્ચભાવ હોવાથી ત્હેમણે ત્હેનું એક સવિસ્તર જીવનવૃત્તાંત પ્રગટ કર્યું છે. આ ગ્રન્થ ઘણી શિક્ષણ યોગ્ય વાતોથી ભરપુર છે અને ઉંચી કેળવણી, ઈશ્વરભક્તિ અને સ્વામીની સહાયતા મેળવ્યાથી એક નારી જીવન પ્રભુભક્તિ, વૈરાગ્ય, અને સેવાના વિષયમાં કેટલું ઉન્નત થઈ શકે છે એ તે ઉપરથી જણાઇ આવે છે. એ સદ્ગુણ સંપન્ન ભક્તિમતી તેજસ્વી નારીનું વિવરણ ઘણાજ સંક્ષેપમાં હવે નીચે ઉતારીએ છીએ.

૨.

બંગાળી સંવત ૧૨૬૩ના વૈશાખ માસમાં એટલે કે ઈ. સ. ૧૮૫૪ ની સાલમાં ચોવીસ પરગણામાં આવેલા શ્રીપુર ગામમાં દેવીઅઘોરકામિનીનો જન્મ થયો હતો. ત્હેમના પિતા એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. પૈસે ટકે પણ એ સુખી હતા. ઉંચું કુળ અને પૈસા બંને હોવાથી કન્યાને માટે યોગ્ય વર મેળવવામાં એમને કાંઇ મુસ્કેલી નડી નહીં, અને એ સમયના રિવાજ મુજબ દસ વર્ષની બાળવયમાં જ અઘોરકામિનીનું લગ્ન પ્રકાશચન્દ્ર સાથે થઇ ગયું.

વિવાહ થતાં પહેલાં એક કૌતુકજનક બનાવ બન્યો હતો. બાળક કન્યાને જ્હારે પોતાનો વિવાહ મળ્યાની ખબર પડી ત્હારે ત્હેને વર જોવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. વરને ઘેર જમવા તેડયો હતો ત્હારે એ વરને જોવાની હોંશમાં અગાશી ઉપર ચ્હડી. અને વરને જોઇને કાંઇ એવું ભાન ભૂલી ગઇ કે એકદમ અગાશી ઉપરથી નીચે પડી ગઈ; પણ પ્રભુએ ત્હેને બચાવી લીધી.

અઘોરકામિની પોતાના પાછલા જીવનમાં લોકસેવાને માટે જે આત્મસમર્પણ કરી શક્યાં, સેવાને પોતાનો સ્વાભાવિક ધર્મ બનાવી શક્યાં, ત્હેનો આભાસ બચપણથીજ થયો હતો. જ્હારે એ દસ વર્ષનાં હતાં ત્હારે ત્હેમનો ભાઇ શીતળાના રોગથી પીડાતો હતો. એ સમયે અઘોરકામિનીએ પોતાના આત્માને તુચ્છ ગણીને જીવને જોખમે પણ એ ચેપી રોગમાં એની બહુ સેવા ચાકરી કરી હતી. એટલી ન્હાની વયમાંજ એ સાસરે આવીને સાસુજીને મદદ કરવા લાગ્યાં હતાં, અને સુંદર સ્વાદિષ્ટ ભોજન બનાવતાં શીખ્યા હતાં. ત્હેમનું ઘરકામ જોઇને બધાને સંતોષ થતો હતો. એ વખતેજ એમના

સ્વભાવમાં તેજસ્વિતા જણાઇ આવતી. ઘરનાં ચાકર નોકરો ઘણીવાર ઘરની ન્હાની વહુ ઉપર પોતાનો રોફ બતાવવા જાય છે. એવુંજ એક વખત અઘોરકામિનીના પ્રસંગમાં બન્યું. ઘરની નોકરડીએ ત્હેમને નકામી ગાળો દીધી. બાળક વહુથી એ સહન કરી શકાયું નહીં, અને સ્ત્રીઓને ઉચિત શબ્દોમાં એને ખૂબ ઝાટકી નાંખી.

વિવાહના કેટલાક વર્ષ બાદ પ્રકાશચન્દ્રે બ્રાહ્મધર્મ ગ્રહણ કર્યો. એ સમયે અઘોરકામિની કાંઈ વધારે ભણ્યાં ગણ્યાં નહોતાં; પણ એમણે પોતાની સાધારણ બુદ્ધિના બળવડે પતિના ધર્મને ગ્રહણ કરવા યોગ્ય ગણ્યો; એવી રીતે સ્વામીના નવ ધર્મને અનુસરવાથી એમને એક સખ્ત કસોટીમાંથી કસાવું પડ્યું. કારણકે એ સમયે એ તરૂણ કુળવધુ હતાં. ઘરની વડિલ સ્ત્રીઓને તાબે હતાં; છતાં પણ એમને ઘરની ચાલતી આવેલી રૂઢીઓની વિરૂદ્ધ ચાલવું પડતું. વળી આટલા માટે એમને ગામની સ્ત્રીઓનાં મ્હેણાં પણ કાંઇ ઓછાં સાંખવા નહોતા પડયાં.

ત્યારબાદ પ્રકાશચન્દ્ર ' હરિનાભિ ' સ્કુલના બીજા માસ્તર નીમાયા. અને પત્નીને લઇને પોતાની નોકરીએ લાગ્યા. એ સમયે પંડિત શિવનાથ શાસ્ત્રીએ નિશાળના હેડ માસ્ટર હતા. ત્હેમની સાથે ઉપાસનામાં શામેલ રહેવાથી તથા ત્હેમના કુટુંબના સમાગમમાં આવવાથી અઘોરકામિનીને ઘણો લાભ થયો. શાસ્ત્રી મહાશય સાથે એમને એવો ગાઢો સંબંધ બંધાયો કે જ્યારે પ્રકાશચન્દ્રની બદલી મતિહારી થઇ ત્યારે વિદાય વખતનો દૃશ્ય ઘણોજ કરૂણોત્પાદક હતો.

મતિહારી જઇને અઘોરકામિની સ્વામીનાં શિષ્ય બન્યાં; સ્વામીની પાસે ધર્મનું શિક્ષણ મેળવીને, સાધનાનો આરંભ કર્યો; એ સમયે એમની આર્થિક સ્થિતિ સારી નહોતી. પણ પારસમણિના સ્પર્શથી જેમ લોઢું પણ સુવર્ણ થઈ જાય છે તેમ ધર્મના સ્પર્શથી ત્હેમનું ચિત્ત નિર્મળ અને ઉદાર થઇ ગયું. સુવર્ણના અલંકારોથી દેહને ખડકવાનો શોખ ત્હેમણે ઓછો કરી નાંખ્યો હતો. ઇ. સ. ૧૮૭૭ ની સાલમાં લોકોને અન્નનું કષ્ટ છે એ વાત સાંભળીને ત્હેમણે પોતાના હાથની સોનાની બંગડીઓ જરા પણ ખેદ વગર દુકાળ ફંડમાં દાન કરી દીધી હતી.

સંસારપથની કઠોરતાનો ત્હેમને ધીમે ધીમે અનુભવ થવા લાગ્યો. પોતે અબળા, ઘરનો ભાર ઉઠાવનાર ગૃહિણી, તથા સંતાનોની જનની હતાં, છતાં પણ [illegible] ઋષિઓ જેની વાંછના કરે એવા બ્રહ્મની પ્રાપ્તિની ત્હેમને અભિલાષ ઉત્પન્ન થઇ. કઠોર સાધના વગર આ અભિલાષ કેવી રીત્યે પૂરો થાય ? એટલા માટે ત્હેમણે કઠોર સાધનાનો આરંભ કર્યો. સૌથી પહેલાં તો સ્ત્રીઓમાં કુદરતી રીત્યે રહેલી સુખની લાલસા સાથે એમને સંગ્રામ કરવો પડ્યો. એ દૂરઅંદેશ બાઇ સમજી શક્યાં હતાં કે ભક્તિનું અમૃતમય ઝરણું અને સંસાર એ બેની વચ્ચે વૈરાગ્યનું એક રેતાળ રણ પડયું છે. જે બ્હીકણ આદમી વૈરાગ્યની એ મરૂભૂમિને જોઇનેજ ભય પામે છે, ત્હેમને માટે ભક્તિનો અમૃતરસ પીવાનો કોઇ પણ સંભવ નથી. પણ જે સાહસિક મનુષ્યો નિડર થઇને એ મરૂભૂમિને ઓળંગી જાય છે તેજ નિર્મળ ઝરણાંનું જળપાન કરીને ભક્ત થવા પામે છે. કુદરતે દેવીઅઘોરકામિનીને એક દુર્બળ બંગાળી અબળા બનાવ્યા છતાં પણ ત્હેમના અંતઃકરણમાં તેજનું સ્ફુરણ કરા-

વવામાં કાંઈ કચાશ નહોતી રાખી. એથીજ એમણે વૈરાગ્યના માર્ગમાં ચાલવાનું સાહસ કર્યું. અંગઉપરના સુંદર વસ્ત્ર આભુષણોનો ત્યાગ કરીને ત્હેમણે સાદાં વસ્ત્ર પહેર્યાં. આ અવસ્થાને લક્ષમાં રાખીને બાબુ પ્રકાશચન્દ્રે પોતાની પત્નીને "ગૃહસ્થવૈરાગિની" શબ્દથી સંબોધન કર્યું છે.

એક સમયે દેવીઅઘોર કામિની કલકત્તે ગયાં હતાં. તે વખતે ત્હેમનો ઇશ્વરોપાસના ઉપરનો શોખ જોઇને મહાત્મા કેશવચન્દ્રે અન્ય સ્ત્રીઓને શીખામણ દીધી હતી કે આ નવી આવેલી બાઇ પાસેથી ત્હમે ઉપાસના ઉપરનો પ્રેમ શીખો.

કલકત્તાથી પાછા ફરતી વખતે અઘોરકામિનિએ કેશવચન્દ્રને કહ્યું કે મને ભુલશો નહીં. કેશવચન્દ્રને ત્હેમના ઉપર એટલી શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી કે ત્હેમણે પ્રસન્નવદને કહ્યું. અને ભુલાય ખરું કે ?

પ્રકાશચન્દ્રની મતિહારીથી બદલી થઇ જવાથી તેઓ બાંકીપુર ગયાં. ત્હેમણે ઘણા સમય સુધી બાંકીપુરમાં ડેપ્યુટિ મેજીસ્ટ્રેટનો ઓદ્દો ભોગવ્યો હતો. એટલે બાંકીપુર અઘોર કામિનીનું કર્મક્ષેત્ર બન્યું. એ સમયે અઘોરકામિની પોતાના વખતનો કેવો સદુપયોગ કરતાં હતાં તે ત્હેમના સ્વામીના નીચેના વર્ણન ઉપરથી જણાઇ આવે છે. પ્રકાશચન્દ્ર લખે છે. "દેવી ! એ સમયે આપણું દૈનિક જીવન કેવું તપસ્યામય હતું ત્હેનું સ્મરણ નથી આવતું ? દરરોજ સ્હવારે પથારીમાંથી ઉઠતાં પહેલાં તું મ્હારી સાથે માતૃસ્તોત્ર ગાતી. ત્હારબાદ પોતે હાથે ઉપાસનાની ઓરડીમાં સઘળી વસ્તુઓ તૈયાર કરતી. * * * નિષ્ઠાપૂર્વક આસન બીછાવીને મ્હારે માટે રાહ જોતી. ઉપાસના થઇ રહ્યા પછી પ્રતિદિન એક ન્હાની પ્રાર્થના કરતી. ત્હારબાદ રસોડામાં જતી. છોકરાંઓને ખવરાવી પીવરાવીને ભણવા મોકલતી. પછી પોતાના ખાવાનો બંદોબસ્ત કરતી. એની વચમાં કોઇ વખતે પડોશનાં બે ત્રણ ઘરની ખબર પુછી આવતી અને એમને કોઇ વાતની અડચણ હોય તો તે દૂર કરતી. બપોરે કાંઇ વાંચતી. અને કહીં જવાનું હોય તો જઇ આવતી. સંતાનોને ખવરાવવા પીવરાવવાનું તથા કપડાં લત્તાં પહેરાવવા કામ સદા પોતાને હાથેજ કરતી. સ્હાંજે રસોઇ કરીને છોકરાંઓને જમાડીને ત્હેમને ભણવાનો બંદોબસ્ત કરી આપતી. ત્હારબાદ આપણે બન્ને જણાં ઇશ્વરનાં ભજન ગાતાં, જે નવું સાધન કરવાનું હોય તે કરતાં

આકર્ષાઈ. સુસારના પિતાને ખબર પડતાં એમણે પુત્રીની ઇચ્છાનુસાર ત્હેનો વિવાહ કર્યો; વૃન્દાવન સાથે સુસારનાં લગ્ન થઈ ચુકયાં. વૃન્દાવન કાંઇ દુર્ગુણી યુવક હતો એમ પણ નહોતું. વળી એ વખતે વૃન્દાવનને બધા ધર્મોત્સાહી યુવક ગણતા હતા. તો એવા યુવકના પ્રેમપાશમાં આ સરળ હૃદયા બાળા પડે તો એમાં અસ્વાભાવિક શું હતું?

પણ માણસનું મન કાંઇ હમેશાં એકસરખું નથી રહેતું. વૃન્દાવને બ્રાહ્મધર્મ પ્રમાણે લગ્ન કર્યાં અને તે વિવાહના કાયદા મૂજબ કચેરીના રજીસ્ટરમાં નોંધાઇ પણ ગયાં. છતાં પણ થોડા દિવસ પછી ત્હેણે બ્રાહ્મસમાજનો ત્યાગ કર્યો; ત્હેની સાથે સાધ્વી પત્ની સુસારનો પણ ત્યાગ કર્યો. ફક્ત એટલુંજ નહીં, પણ એ નિર્મળ દેખાતા યુવકે ધર્મશીલા પત્નીના નિર્મળ પ્રેમને તરછોડીને ફરીથી એક હિન્દુ બાલિકા સાથે લગ્ન કર્યું.

એવે સમયે એ પ્રેમમયી, કોમળ હૃદયા ધૈર્યશીલા, અને ઇશ્વિરપરાયણું સુસારવાસિનીએ શું કર્યું? ત્હેણે ધાર્યું હોત તો બ્રાહ્મધર્મના કાયદાથી વિરૂદ્ધ જઇને બીજીવાર લગ્ન કરવા માટે પતિને સજા કરાવી શકત; ત્હેના બીજા લગ્નને ગેરકાયદે ઠરાવીને રદ કરાવી શકત. કારણકે બધા જાણે છે કે બ્રાહ્મ કાયદા પ્રમાણે લગ્ન રજીસ્ટર કરાવ્યા પછી એક બૈરીની હયાતીમાં બીજું લગ્ન થઇ શકતું નથી. પણ સુસારના મનમાં એવા વિચાર આવ્યા નહીં, સ્વામીની વિરૂદ્ધ ત્હેણે એક શબ્દ પણ કહાડયો નહીં; એટલુંજ નહીં પણ સ્વામી ઉપરનો પોતાનો પ્રેમ લેશ માત્ર ઓછો થવા દીધો નહીં. પણ પતંગીઉં જેમ પોતાને ભસ્મ કરનાર અગ્નિમાં ફરી ફરીને પડે છે તેમ સુસારવાસિનીએ સ્વામી તરફથી આટલું દુઃખ પડયા છતાં પણ સ્વામીને જ પોતાનો સમસ્ત પ્રેમ સમર્પણ કરવાનું યોગ્ય ધાર્યું.

સુસાર આજે આ જગતમાં નથી. ત્હેણે ઘણાં વર્ષો બ્રહ્મચારિણી યોગિનીને વેશેજ જનનીનું અધુરૂં કામ પુરૂં કરવામાં ગાળ્યાં હતાં. અને ઇશ્વરને આત્મ સમર્પણ કરીને સેવા વ્રત ધારણ કરીને પોતાનું આયુષ્ય અન્ય બાળકીઓના કલ્યાણને માટે ગાળીને માટીનો દેહ માટીમાં મેળવી દીધો.

હાય! એટલી નાજુક વયમાં એના હૃદયને કેવો કારી ઘા લાગ્યો! સાધના અને સેવામાં પોતાના હૃદયને પરોવવાં છતાં પણ એ તીવ્ર ઘા સહન કરી શકી નહીં અને ત્રીસ વર્ષ પુરાં થતાં ન થતાંમાં તો એનું શરીર દારૂણ રોગની સ્હામે ટક્કર નહીં ઝીલવાથી તુટી પડયું.

આજ સુસારવાસિની આ જગતમાં નથી એ વાત ખરી પણ એની 'ડાયરી'—નોંધપોથી હજુ પડી છે. એને વાંચવાથી પ્રત્થરની છાતીવાળા મનુષ્યનું હૃદય પીગળે છે. ડાયરીમાં એક સ્થળે એણે લખ્યું છે.

"આજ મ્હારા જીવનનો કેવો દિવસ! આજ બપોરે ખબર પડી કે મ્હારા સ્વામીએ ફરીથી લગ્ન કર્યું છે. કેવો ઘા! વિચાર આવે છે કે આજ મ્હારી વ્હાલી મા સોડયમાં ઘાલીને દિલાસો ન આપતી હોત તો હું રોઇ રોઇને માથું કુટીને મરી જાત. હવે હું જગતજનનીને શરણે પડી છું."

ડાયરીમાં બીજી જગ્યાએ આ પ્રમાણે લખ્યું છે. ૧૮૯૧-૭ મી અક્ટોબર××× આજ ચાર વર્ષ થયાં. વિખુટી પડી છું. કેવળ માજીની કૃપાથી જીવું છું. ધન્ય માજીની ઇચ્છા પૂર્ણ થાઓ ! માડીની ઇચ્છા એવી હોયતો એમજ થાઓ. ”

૧૮૯૧—૧૯ મી નવેમ્બર. ××× 'આજ મ્હારા સ્વામીનો જન્મદિવસ છે. માજીના ચરણમાં સોસોવાર ઉપકાર સહિત સ્મરણ કર્યું કે આજે એમનું ૨૯ મું વર્ષ બેઠું. ધન્ય માજી ધન્ય તહમારો સ્નેહ ? આ નવ જીવનના દિને એમના આત્માને તહમારી તરફ ખેંચો.'

સ્ત્રીનો કેટલો જબરો પ્રેમ અને કેટલી આશ્ચર્યકારક સહનશીલતા ! ! ચાર વર્ષથી જે સ્વામીએ વગર વાંકે પોતાનો પરિત્યાગ કર્યો છે ત્હેના મંગળને માટે ઇશ્વિરપ્રાર્થના ધન્ય ! હિન્દુ નારીનું હૃદય ખરેખર દૈવી છે. !

વાચક બ્હેનો ! વિચાર કરો કે જે સમયે કન્યા સુસારવાસિનીનો ત્હેના ધણીએ પરિત્યાગ કર્યો તે વખતે ત્હેની સ્નેહમયી જનની અઘોરકામિનીની શી દશા થઇ હશે ! એક દિવસનું દુઃખ નહોતું, મહિના બે મહિનાનું દુઃખ નહોતું પણ આ રાતને દિવસ આખી જીંદગી સુધી પુરીની આ દુર્દશા કેવી રીતે જોઇ શકાય ? માનો પ્રાણ આ દુઃખ સહન કરી શકે ! પણ દેવી અઘોરકામિનીએ આ સમયે પણ સંપૂર્ણરૂપે ઇશ્વિર ઉપરજ પોતાનો આધાર રાખ્યો. ઇશ્વરે ત્હેમની પ્રાર્થના સાંભળી ને ત્હેમના હૃદયમાં એક અપૂર્વ શક્તિનો સંસાર કર્યો. આ ઐશ્વરી શક્તિની સહાયતાથી એ નિર્બળ બાઇએ ધીરજ ધરીને પોતાના કામમાં મન પરોવ્યું. આ સમયે અઘોરકામિની લખનૌ શહેરમાં એક અસંભવ જણાતા કામને સંભવિત કરવામાં પરોવાયાં હતાં. પણ ત્હેનું વર્ણન કરતાં પહેલાં એમના કઠોર વૈરાગ્ય અને સાધનાની વાત કહીશું.

અઘોરકામિનીએ અંગના ભૂષણોનો ત્યાગ કર્યો હતો. આ વખતે માથાના કેશ કપાવી નાંખીને સુખસૌભાગ્યનું બાકી રહેલું ચિન્હ પણ કાઢી નાંખ્યું. પણ આતો બહારનો વૈરાગ્ય હતો. સંકલ્પ કર્યો કે જે પ્રિયતમ સ્વામીના પ્રેમ વગર એક ઘડી પણ રહી નહોતાં શકતાં. જેમને જોઇને ત્હેમનું ચિત્ત ચંચળ થઇ જતું હતું. તે સ્વામીની સાથે હવે બહારનો કાંપ પણ સંબંધ નહી રાખું. ફક્ત અન્તરનો પ્રેમ અને આત્મા સાથે આત્માનું સંમિલન કાયમ રહેશે. આ વખતે અઘોરકામિનીનું વય માત્ર ૨૬ વર્ષનું હતું. ત્હેમણે સ્વામીની સાથે બ્રહ્મચર્ય અને વૈરાગ્ય વ્રત ધારણ કર્યાં. નવવિધાન બ્રહ્મ સમાજના એક પ્રચારક ભક્તિ ભજન ત્રૈલોક્યનાથ મહાશયે આ વખતે ઉપાસનાનું કામ કર્યું.

હવેથી અઘોરકામિનીને સાધન અને ભજનમાં સગવડ થઇ. કારણ કે આટલા દિવસ ન્હાનાં ન્હાનાં છોકરાંઓને લીધે સેવામાં અડચણ પડતી હતી. હવે એમના ખોળામાં કોઇ ન્હાનું બાળક આવીને બેસવાનો સંભવ નહોતો. આ ઘટના પછી સાત વર્ષે ત્હેમનો આધ્યાત્મિક વિવાહ થયો. ( અપૂર્ણ. )

શિવપ્રસાદ દલપતરામ પંડિત.

## સાતમા વર્ષ પેટે લવાજમની પહોંચ.

રા. હરિપ્રસાદ પીતામ્બરદાસ મ્હેતા (વ. ૬–૭) અમદાવાદ
રા. રમણિકશંકર પ્રભાશંકર ભાવનગર
રા. હરિનારાયણ ગણપતરામ અમદાવાદ
ખત્રી પ્રાગજી પુરશોત્તમ મુંબાઇ
ડેસર મરક્યુલેટીંગ લાયબ્રેરી ડેસર
બાઇ બચુબાઇ શાન્તાક્રુઝ
વડોદરા શિક્ષકપુસ્તકાલયના અધ્યક્ષ વડોદરા
ઓ. સેક્રેટરી ખારાઘોડા લાયબ્રેરી ખારાઘોડા
સૌ દુર્ગાલક્ષ્મી જુગટરામ કપડવંજ
રા. નટવરલાલ કરસનદાસ મુંબાઇ
રા. મહેશરાય નટવરલાલ " પેટલાદ
સુપ્રિન્ટેન્ડન્ટ એજ્યુ. ડીપાર્ટમેન્ટ પાલીતાણા
રા. પ્રતાપરાય છોટમલાલ, સબ જડ્જ ધંધુકા
રા, જગજીવન દેવશંકર રાજકોટ
સૌ. ગંગાગૌરી નડીયાદ
રા. દોરાબજી શાહપુરજી (વ. ૬–૭) અમદાવાદ
બેરામજી જીજીભાઇ ચેરીટેબલ ઇન્સ્ટીટ્યુટ મુંબઇ
રત્નવદનરામ કરપુરરામ મહેતા મુંબાઇ
રા. દલસુખરામ વાડીવાલા સોલાપુર

## આઠમા વર્ષ પેટે આવેલાં લવાજમો.

અ. સૌ. જયન્તિ પેટલાદ
" " ઇચ્છા મગનલાલ નડીયાદ
ઝાલોદ પ્રોપર્ટી લાયબ્રેરીના સેક્રેટરી ઝાલોદ
રા. હરિનારાયણ ગણપતરામ અમદાવાદ
ડૉ. રતિલાલ છગનલાલ "
કલોલ મહાજન લાયબ્રેરી કલોલ
સૌ. હીરાલક્ષ્મી મૂળશંકર ઉપલેટા
માકર બ્હેન વિઠ્ઠલજી કેશવજીનાં પુત્રી
બ્હેન પદ્મિની પ્રાણગોવિંદ પટેલ શાન્તાક્રુઝ
રા. માસ્તર જુઠાલાલ છબીલદાસ માંડવી
કુમારશ્રી લાલસિંહજી રાયસિંહજી વીરમગામ
મિ. ડી. એસ. પટેલ મોમ્બાસા
રા. લીલાધર જવેરચંદ શાહ મુંબાઇ

---

---

અમદાવાદ—ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાભાઇ મંગળદાસે છાપ્યું

Registered No. B. 436

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः। मनु.

(પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી.)

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક. આદ્યસંપાદક,

પુસ્તક ૮: અંક ૨. બન્ધુસમાજ, અમદાવાદ.

ઑક્ટોબર, ૧૯૧૦.

તન્ત્રી: રામમોહનરાય જસવંતરાય.

પ્રકાશક: રામમોહનરાય જશવંતરાય.

## વિષયસૂચન.



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે માત્ર સવા રૂપિઓ.

## આગલાં વર્ષનાં આવેલાં લવાજમની પ્હોંચ.

| | | | |
|---|---|---|---|
| તુળજાગૌરી માધવરામ(વ. ૭) | વઢવાણ | રા. ગીરધરલાલ જી. પરીખ(વ. ૭) | ખંભાત |
| હેમચંદ અમરચંદ (વ. ૫-૬-૭) | મુંબાઇ | રા. પુરસોત્તમ ડી. ગોરાર (વ. ૭) | મદ્રાસ |
| દુર્લભરામ જ્યેષ્ટારામ(વ. ૫-૬-૭) | અમદાવાદ | રા.સોજીત્રા ટાઉન લાયબ્રેરીના સે.(વ.૭) | સોજીત્રા |

## ચાલુ (આઠમા) વર્ષનાં આવેલાં લવાજમની પ્હોંચ.

| | | | |
|---|---|---|---|
| કસ્તુરચંદ બાલાભાઇ | અમદાવાદ | રા. મંછુભાઇ સાકરચંદ | મુંબાઇ |
| સૌ. મનહરગૌરી દુર્ગાશંકર | નડીયાદ | રા. જમિયેતરામ એલ. પંડયા. | મુંબાઇ |
| ,, જયકુંવર | જેપોર | રા. કેશવરામ અમૃતરામ ભટ | જંબુસર |
| ગુ. ક. કન્યાશાળાના મ્હેતાજી | દહેગામ | શેઠ છગનલાલ ફીલાભાઇ | મુંબાઇ |
| મુળજી ગણેશજી દલાલ | રત્નાગીરી | અ. સૌ. સંતોષલક્ષ્મી | ભાવનગર |
| સનત્કુમાર ભગુભાઇ | ગોધરા | રા. ભાઇલાલ વાઘજીભાઇ | નડીયાદ |
| ગણપતરામ કેશવરામ | પારડી | રા. માણેકલાલ લીલાધર ઓઝા | બાંદરા |
| મિસ ચિરમતી મોતીલાલ | સુરત | રા. રતિલાલ છોટાલાલ પાઠક | દીલ્હી |
| અનોપરામ રામનાથ | અમદાવાદ | રા. વરજીવનદાસ દ્વારકાંદાસ | મુંબાઇ |
| ગુ. ક. કન્યાશાળાના મ્હેતાજી | ગોઝારીયા | રા. પ્રતાપરાય સાકરલાલ | વડોદરા |
| ગોવિંદદાસ શંકરદાસ | મુંબાઇ | રા. કનૈયાલાલ આત્મારામ | ,, |
| મણિલાલ બાપુભાઇ વૈદ | વડોદરા | રા. સાકરલાલ હરજીવન મ્હેતા | માંગરોલ |
| મણિલાલ બાળકૃષ્ણ ત્રવાડી | મુંબાઇ | રા. દલપતભાઇ ગકનજી | દીલ્હી |
| ઇચ્છાબ્હેન | પાટણ | રા. ત્રિભુવન એચ. મલાની | સકકર |
| ગુ. ક. કન્યાશાળાના મ્હેતાજી | વડનગર | રા. પંડીત રામચંદ્ર નાગર કલાર્ક | ભોરન્ડા |
| સૌ. જયંતીબાઇ ચંદુલાલ | પુના | અ. સૌ. વિદ્યાલક્ષ્મી | ભાવનગર |
| ભગવતીશંકર ભવાનીશંકર | મુંબાઇ | રા. ગુ. ક. કન્યાશાળાના મ્હેતાજી | રણાસણ |

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષર વિ ગોવર્ધનરામભાઇના શબ્દોમા કહીએ તો "સ્ત્રીઓ પન્ડિત થાય, રસજ્ઞ થાય, કુટુમ્બપોષ થાય, સ્વસ્થ થાય, શરીર બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત સ્વતન્ત્ર થાય ને તે મુક્તતાથી 'અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા 'શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની " સ્થાણ વાસનાઓ તૃપ્ત કરે,' પતિભક્તિપરાયણ થઇ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આતર્ વિલાસોની ઉર્મિયોમા પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમા ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સપૂર્ણ વિસ્તારથી પ્રસાર—એજ આર્યસુન્દરીઓના જીવનની સફળતા છે ' સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી. . 'સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે' •

વર્ષ ૮ મુ.] ઈ. સ. ૧૯૧૦ ઑક્ટોબર:-આશ્વિન વિ. સં. ૧૯૬૬. [અંક ૨ જો.

## ज्ञानसुगन्ध.

### भक्तजीवननो उल्लास.

स्वर्गना बागमा में एक मधुर ने घणा खूबसुरत गुलाबना फूलनुं सरक्षण कर्युं छे गानारा न आंतने आनंददायक पक्षीओमांथी में एक रसिक गानारु ने देखावडु पक्षी पसद कर्यु छे कीमती हीरा मोतीमांथी में अमूल्य खोळी काढ्या ने तेनी माळा बनावीने पहेरं छु जे में दोस्त पसद कर्यो छे ते आ दुनियामा तेमज परदुनियामां श्रेष्ठ ने साचामां साचो छे मारो आनंद आ लोक तथा परलोकना आनंदथी चढीआतो छे हे प्रभु, हु केवो भाग्यशाळी ! तारो सेवक धनाढ्योमां धनाढ्य ने सुखियामा सुखियो अरे देवी गुलाबना फुल, तारी अमृतवासना मने आप, स्वर्गना व्हाला पक्षी, तारा आल्हादजनक गीतो गा, कीमती माळा, तारा तेजनो प्रकाश कर, ने मारी डोक शोभाव. मित्र, मने धीरज आप, ने मारी पासे ऊभो रहे अरे मारा जीवानंद, मारे बीजु कशुंए नथी जोइतुं धन्य छे, हे प्रभु, धन्य छे तने !! सर्वदा धन्यवाद हो. तथास्तु-

केशवचन्द्र सेन कृत प्रभुप्रार्थना.

(विनायकराय अनतराय मेढ कृत भाषान्तरमांथी)

# काव्यकुंज.

## મધુરી વીણા.

કરે ગાન, પ્રેરે તાન, ઉરે સ્ફૂર્તીઓ આ જાગે.
અહા! મધુરી વીણા શી વાગે!
હૃદય માન, હૃદય માન, અધીર કેમ તુંજ થાએ?
અહા! વીણા આવી કોણ બજાવે? ૧

સુખે અને દુઃખે મને, જે આનંદ સરીતે ડુબાડે.
અહા! એવા સૂર કોણ જગાડે?
એક રાગે, ધૂન જાગે, રમ્ય ઉદ્યાને કે વેરાને.
અહા! વીણા આવી કોણ બજાવે? ૨

વીણા સાથે, ઉરે જાગે, પ્રેમ તાર સર્વદા રે.
અહા! એવી રેલ કોણ રેલાવે?
સ્વરો આજે, તાન સાથે, પ્રવેશે રે હૃદય દ્વારે.
અહા! વીણા આવી કોણ બજાવે? ૩

સ્વરો જાગે ત્હેની સાથે, તુજ ઉદ્ગારો પણ ભેળાયે,
અહા! સ્વર એવા કોણ જગાવે?
અહા વીણા! જ ઝીણા સ્વરથી મુજ હૃદય ભેદાયે.
અહા! વીણા આવી કોણ બજાવે? ૪

છે વીશ્વના કલેશ ઘણા, ત્હેને દૂર દૂર તુંજ હટાવે.
અહા! કેના સ્પર્શે વીણા એ વાગે?
વીણા! ત્હારા સ્વર આવા, મ્હારી શુદ્ધ બુદ્ધ ઉડાવે.
અહા! વીણા આવી કોણ બજાવે? ૫

લહરી માંય, ત્હારૂં ગાન, વીણા! શું મધુર લાગે?
અહા! એવો પ્રેમ કોણ જગાવે?
પ્રેમ ભરી, લીન કરી, મુજને કોણ આનંદે રેલાવે?
મધુરી વીણા આ કોણ બજાવે?

ઇમ્પીરીઅલ લાઇબ્રેરી,
કલકત્તા.
તા. ૧—૭—૧૦.

ચાંપશી વીઠલદાસ ઉદેશી.

## મૃતભગિનીપ્રતિ ઉદ્ગાર.

ચાલી ત્યાગી નિજજન સઉ શોકમાં ડુબવીને
વિરામી તું વનભૂમિ વિષે શોધી એકાન્ત ખૂણો
છોડી માયા જગતવમળો દીધું એ સૌ વિહારી
રોઉં હું તો રુદન કરતો એક વિયોગી તા'રો. ૧

ફાની વિશ્વે થઇ ગઇ ખરે તું અતિથિ ઘડીના
કીધો તેં તો સફળ તુજનો જન્મ ચાહી સઉને
માન્યું તેં તો સહન કરવું એજ કર્ત્તવ્ય મોટું
બોલી ના તું કદિ સમુળગું વેણ ખોટું મુખેથી. ૨

ભાઇ ભાઇ, કરતી વિમલે ! અશ્રુઓ ઢાળી દિધાં
રોયાં વ્હાલાં તજતી ગઇ જ્યાં પ્રેમપુષ્પો અનેરાં
શાને છોડયાં પીડ શી થઇરે કે' મને કારણો તું
ના કે'તી જો કદિ તુ મુજને—ના—અધિકારી હું તો. ૩

તું તો ઉડી ગગન વિહરે વિલસે દેવધામે
તું તો ઉડી અક્ષર ફિરતી મેળવી દ્વિજ લોકે
સુહાસિની ! મધુર ભગિની ! યાદ લેજે નિરાંતે
આ ભાઈની, સ્મરણ કરતો રાત્રિને દિન તુને. ૪

ન્હાની બાલે ! થઇ ગઇ ખરે તું ઘડીમાં ન જન્મી
ગુણો સૌના વિમલ ફલકે તું ઠરી ગુણરાશી
પ્રેમી આંખો મુજની નિતતો જોતા બીજું કશું ના
જોયું ક્યાં ના તુજ સમું અરે હૈયું સ્નેહાળ બીજું ! ૫

માતાપિતા તણી શિખ તું તો માનતી એક નિષ્ઠે
શ્વશ્રૂગૃહે શ્વઇ પડી અતિ માનિતી પ્રિત સાચે
સેવા કીધી સઉ તણી અતિ વાણી ભૂરી ખમીને
ન્હાનાં મ્હોટાં સઉ તણી થઇ બ્હેની ! વિશ્વાસપાત્રી. ૬

* * * * * *

ઓ બ્હેનરે ! ચાલી ગઇ શીદ આમરે છાંડી મને
કાળે કીધો કેરજ ખરે આમજ પ્રણય છુપવી દઇ
ઓ કાળરે વિકરાલ તું આવો થયો શા વૈરથી ?
કે પ્રેમિના આનન્દમાં પાડે સદા આર્ત્તરૂદનો. ૭

યમરાજ ઓ પિછાણું શે આનન્દથી કે શોકથી ?

લોકો કહે, વ્હાલાં કહે, સૈકો કહે, ના આર્ત્તથા "
કારણ કહે " બનનાર હતું" "તે બની ગયું વિધિ ખેલમાં."
ચુંટી:કળી ખીલ્યાં વિના વિકરાલ એ યમરાજ કાં? ૮

જન્મી સુખે, ઉછરી સુખે, તું પ્રેમમાં મંસ્તાનિની
પંડિત પિતા થકી આત્મ જાં તું એવી ભઇ-ઇશ મ્હેરથી
વિદ્યાનુરાગી ! વ્હાલી ભગિની ! ભ્રાત લઘુ સંભારજે,
સંભારજે ! સંસ્કારજે ! શિખ બ્હેની લલિતા આપજે ! ૯

ચાલી વસી બ્હેની તું તો એ વ્યોમ ઉચ્ચ વિશાલમાં
મ્હાલી રહી સૂનૃતે ! ત્યાં; નથી દેખવી આ જન્મમાં
તું ત્યાં ચિરાયુષી રે' ભલે ! તુજ સૌખ્યમાં અમ સૌખ્ય છે
આહીં રહી "રહાશું અને રહેશું" હમે તુજ શિખથી. ૧૦

તા. ૧૪ જ્યુન ૧૯૧૦. રમણીયરામ

---

## પ્રભાત.

( દ્રુતવિલંબિત. )

તિમિર મંડળને સરકાવતો, સમિરને નભમાં પ્રસરાવતો;
અરૂણ આવી ઉભો શુભ વસ્ત્રમાં, જગ સમીપ સુધામય તેજમાં.

રમતી રક્ત ઉષા હસતી દીશી, પ્રિય પિતાજી કને મળવા ધશી;
પડતી અંક વિષે પિત અંચળે, તવ ઉગ્યો રવિ ત્યાં ઉદયાચળે.

કિરણ રજ્જુ થકી દિશ નારીઓ, વિહંગના ચુચુવાટથી કાઢીઓ;
જળ થકી ઘટ હેમ તણો ભર્યો, ઉદધિ પૂર્વથી સૂર્ય ઉંચો ચઢયો.

સરકતાં સ્થિર રશ્મિ સુવર્ણમાં, દુર કરી પડ રંગીત મેઘનાં;
તરલ વારિ વિચિ ઝળકાવતાં, અતિ સુશોભિત માળરૂપે થતાં.

નમતી નાચતી ત્યાં તરૂમંજરી, ઝરણમાં ઝરતી મૃદુ વલ્લરી;
કુસુમરેણુ વિષે ભ્રમરો સરે, અનિલને રસ ગંધ થકી ભરે.

કમલીની મલી નીર વિષે નમે, કલહ ત્યાં કલહંસ કરી ભમે;
વિતત ચંચુપુટો ભરી શોભતા, જલજને જલબિન્દુથી છાંટતા.

પુરી ખીલી રસીલી વનવાડીઓ, મધુર કોકીલનો સ્વર વાધીઓ;
મન વિમોહન મંજુલ ગાનથી, ધરણી રાચી રહી સુર તાનથી.

વિમલ આ દિનનાથ વિરાજતો, સકળ સૃષ્ટિતણો પ્રભુ ઓપતો;
દિપિ વિભૂતિ શી દિવ્ય અગમ્ય ત્યાં, વિકસતા શુદ્ધ અંતરભાવ જ્યાં.

આધ્યાત્મિક.

## હાલરડું.*

બાલુડાં બાલુડાં મ્હારાં હીંચો તમે
હીંચો તમે હીંચાવું પ્રીતે.— બાલુડાં.

મલકાતાં મધુરાં મોંઘાં હીંચો તમે
ઝીલો ઝિલો ફુલડાં મુજનાં. ,,

દીપો દિપાવો પ્યારાં હીંચો તમે
જ્યોતિ અનુપમ શું ઝળકે. ,,

લાડિલાં રમતાં વ્હાલાં હીંચો તમે
નેનો અરે તમ શું ખીલતાં. ,,

લોક કયાંથી સરી આવ્યાં હીંચો તમે
મંત્રો તમે ઉર શા ભણુતાં. ,,

રસપાન લ્યોમે હેતોનાં હીંચો તમે
મીઠાં દઇશ દુધડાં દીલનાં. ,,

પ્રભુએ દીધેલાં વીરાં હીંચો તમે
થોડું હસો કંઇ થોડું અરે. ,,

બાલુડાં રે'જો સદા આવાં હીંચો તમે
ડોલો અને ડોલાવો વળી. ,,

ચુંબન લ્યોને મ્હારાં હીંચો તમે
ચુંબું અને ચુંબીશ કુમળાં. ,,

હેમને પારણુ સુતાં હીંચો તમે
હીરા મને હેમ છે તમમાં. ,,

રેશમી દોરી છે રૂડાં હીંચો તમે
પ્રીતે હિંચો પ્રીતિજ રંગમાં. ,,

પ્રવૃત્તિવિલાસ.
સુરત, જન્માષ્ટમી. } वैकुण्ठ.

* જન્માષ્ટમી મહોત્સવની રાત્રિએ રત્નજડિત સુવર્ણપારણામાં હિંચતા બાલ ગોપાલનાં દર્શન કરતાં બાલપ્રતિ માતાના અપ્રતિમ સ્નેહના દ્રષ્ટાંતરૂપ જસોદાજીનું હાલરડું કલ્પ્યું છે

# वार्तालहरि.

## સીતા.

( ઇંગ્લિશ ઉપરથી )

સીતા વાડામાં બેઠી હતી; ત્હેની આંખમાં ભય અને શોકની ઉંડી છાયા દેખાતી હતી; પાસેના ભાગમાં ત્હેનાં વડીલો બેઠાં બેઠાં કંઇ વાત કરતાં હતાં. તે વાત ત્હેણે ઘણી વખત સાંભળી હતી તોપણ તે આજે આતુરતાથી સાંભળતી હતી.

ત્હેમાંથી એક જણ બોલ્યું 'આ ચેપી રોગમાંથી તો નશીબદાર હોય તે બચે, જુઓને ઘેરેઘેર રડારોળ થઇ રહી છે અને સઘળે ત્રાસ ફેલાઇ રહ્યો છે.'

બીજું નિશાસો નાંખી બોલ્યું 'આ રોગ હવે ક્યારે બંધ પડશે તે કહી શકાતું નથી. શહેર તો ધુળધાણી થઈ ગયું.'

તેવામાં ઉંચા સાંકડા કપાળવાળો અને ચળકતી આંખોવાળો એક ઘરડો બ્રાહ્મણ ગંભીર સ્વરથી બોલ્યો 'જરૂર આ શહેરને કોઇનો શાપ લાગ્યો છે. મરકી ચારેમેર ચાલી રહી છે માટે હવે શહેરમાં રહેવા કરતાં કોઇ બીજે ગામ જતા રહેવું તે ડહાપણનું કામ છે.'

આટલું બોલી તે અટક્યો. સાંભળનારાં તો સ્તબ્ધ થઇ ગયાં. સીતા બે હાથ ભેગા કરી કોઇ ન સાંભળે તેમ ધીમેથી કંઇક બોલી. એટલામાં તો તે ઘરપાસે થઇને એક મડદાને બાળવા લઇ જતા હતા ત્યાં અંધારાંને ભેદી નાખતો મૃત્યુ સૂચવતો શંખનો ધ્વનિ સંભળાયો.

પેલા ઘરડા બ્રાહ્મણે હાથ ઉંચો કરી કહ્યું 'જુઓ કોઇ માણસ પ્લેગનો ભોગ થઇ પડ્યું છે અને થોડીવારમાં ચિતાપર ચઢશે. અરેરે, શી દશા થાય છે? સગાં વ્હાલાંમાંથી નથી જતું કોઇ બાળવા કે નથી કરતું શ્રાદ્ધ. સગા દિકરાએ અગ્નિસંસ્કાર કરતા નથી.' ત્હેના આ શબ્દો સાંભળી સર્વ ધ્રુજવા લાગ્યાં અને બોલી ઉઠ્યાં 'ઇશ્વર અમ્હને એવું મરણ ન આપો. કાલેજ આપણે આ શહેરમાંથી નીકળી જ્યાં પ્લેગ ન હોય એવા ગામમાં જઈએ.' ડોસાએ ડોકું ધુણાવ્યું અને કહ્યું 'બહુ સારો વિચાર છે. ઇશ્વર ત્હમને બચાવશે.'

સીતા બેઠી હતી ત્યાંથી એકદમ ઉભી થઇ, લાંબા હાથ કરી, આગળ આવી ડોસાના કાનમાં બોલી 'કાકા, આપણે શહેરમાંથી જઇએ તેતો ઠીક, પણ રામાનુજ આવે ત્યારે ઘરમાં કોણ? તે એકલા ક્યાં રહે?'

આ સાંભળી તે જરા વિચારમાં પડ્યો, પણ તરતજ બોલ્યો 'બ્હેન! હું તો ત્હને વિસરી ગયો હતો, ત્હોય મ્હારો તો તે દિકરો અને ત્હારો તો......! સીતાના મોઢાપર લોહી ચઢી આવ્યું અને જુસ્સાથી બોલી ઉઠી 'કાકા! રામાનુજ આવવાના છે અને આપણે ચાલ્યાં જઇએ તે કંઈ ઠીક ન દેખાય.'

ડોસાએ નિશ્વાસ નાંખી કહ્યું 'આપણે ઘણા દિવસ ત્હેની રાહ જોઇ પણ તે આવ્યો નહીં ત્યારે આપણે શું કરીએ ?'

સીતાને આ સાંભળી બહુ લાગ્યું તેથી તે બોલીઃ 'વિલાયત કંઈ અહીં પડયું છે કે જલદી આવે ? મધ દરિઆમાં તોફાન થયું હોય તોય વ્હાણને આવતાં બે દિવસ વધારે થાય. વળી..........' આટલું બોલી ત્યાં ત્હેનું હૈયું ભરાઇ આવ્યું અને આગળ બોલાયું નહીં.

ડોસાએ મમતાથી કહ્યું 'બ્હેન, હું બધું જાણું છું, પણ રામાનુજ આવે ત્યાં આપણે બધાંય પ્લેગમાં ખપી જઇએ તો ? હવે અહીં વધારે રહેવું મ્હને તો ઠીક લાગતું નથી.'

સીતાએ માથું હલાવ્યું અને બોલી, 'હુંતો શહેરમાંથી નીકળવાની નથી.' ડોસાએ ત્હેના બોલવાપર ધ્યાન આપ્યું નહીં.

રાત્રે સીતાને નિદ્રા આવી નહીં 'રામાનુજ પ્લેગવાળા શહેરમાં આવે અને ઘરમાં કોઇને દેખે નહિ તો તેમને કેવું લાગે' એ વિચાર ત્હેના મગજમાં ભમી રહ્યો હતો. કોઈ કોઇ વખત તો તે બોલી ઉઠતી 'હું તો નહીં જાઉં; બધાંને જવું હોય તો ભલે જાય.'

રામાનુજ સાથે હિંદુરિવાજ પ્રમાણે ત્હેનું લગ્ન થયું હતું એટલુંજ નહીં પણ તે ત્હેને અંતઃકરણથી ચાહતી હતી. ન્હાની હતી ત્યારથીજ ત્હેનું ચિત્ત રામાનુજમાં લાગ્યું હતું. ત્હેનાં માબાપ મરી ગયા પછી પ્હેલ વ્હેલી જ્યારે તે ત્હેના કાકાને ઘેર આવી ત્યારે રામાનુજ ત્હેનાપર બહુ હેત રાખતો હતો. તે ત્હેની સાથે ખાવાનું ખાતો, ત્હેને વાર્તા કહેતો, અને ઘરનાં બીજાં છોકરાં તે બિચારીને મારવા આવે તો આડો પડતો. આથી મોટાં થયાં અને પ્રેમના અંકુર અંતરમાં ફુટવા લાગ્યા ત્યારથી તે ત્હેની આંખની કીકી, અંતરનો આરામ થઇ પડયો હતો.

સીતાએ ગમે તે થાય પણ રામાનુજ આવે ત્યાંસુધી શહેરમાં રહેવાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે તે મોડી ઉઠી અને જોયું તો ઘરમાં જવાની તૈયારી થવા માંડી હતી. થોડીવાર તો ત્હેણે મુંગાં મુંગાં જોયા કર્યું પણ છેવટે તે ત્હેના કાકા પાસે જઇ રોઈ પડી અને ધીમેથી બોલી 'મ્હારે ત્હમારી સાથે નથી આવવું. હુંતો રામાનુજ આવશે ત્યાં સુધી અહીં રહીશ.'

ડોસાએ કરડી નજર કરી કહ્યું 'ત્હને ઘરમાં એકલી રહેવા દઉં ? મ્હારી આબરૂ'...

સીતા દયામણે મ્હેરે વચમાં બોલી ઉઠી 'ત્યારે ગંગાબા મ્હારી સાથે રહેશે, ત્હેને ક્યાં પ્લેગની બીક છે ?'

ડોસો વિચારમાં પડયો એટલામાં તો ગંગા આવી અને મંદ નિરાશાભરેલ સ્વરે બોલી 'ઠીક....હું સીતાની સાથે રહીશ. મ્હને તો પ્લેગે ખાઈ જતો નથી. મ્હારે જીવીનેએ શું કામ છે ?'

ગંગા બિચારી વિધવા હતી અને ત્હેને કાંઇ છોકરૂં ન્હોતું. સીતા ત્હેની દયા જાણ- અને આશ્વાસન આપતી તેથી ત્હેને તે બહુ ચાહતી હતી.

ડોસાએ ગંગાનું કહેવું સાંભળી માંડમાંડ હા પાડી અને સીતા તથા ગંગા રામાનુજ આવે ત્યાંસુધી શહેરમાં રહે એમ નક્કી કર્યું.

* * * * * *

થોડા મહિના પછી એક સ્ટીમર મુંબઇના બંદરમાં આવી પ્હોંચી. ઉતારૂઓ કિનારાપર ઉતર્યા ત્યારે તેમાંના એક માણસને ત્હેના જૂના મિત્રે બુમ પાડી કહ્યું ' કેમ ભાઇ, ખુશીમાં છો કે ? બહુ દિવસે આવ્યા, ત્હમને જોઈ મ્હને બહુ આનંદ થયો.' તે માણસ રામાનુજ હતો. તેણે આ શબ્દ સાંભળી ડોકું ફેરવ્યું તો ગોપાળ નામના ત્હેના એક જૂના મિત્રને જોયો.

રામાનુજે આનંદથી કહ્યું 'મ્હને આજે મ્હારા દેશને અને મ્હારા મિત્રને જોઇ બહુ હર્ષ થાય છે; હું ત્રણ વર્ષે પાછો આવ્યો.'

ગોપાળ—વિલાયતી વિદ્યાનો અભ્યાસ કરી આવ્યો છે એટલે અમ્હને પણ શીખવાનો લાભ મળશે.

રામાનુજ હસ્યો, ત્હેનો દંભ પ્રકાશી નીકળ્યો. ફરી ગંભીર રહી બોલ્યો, ' ખરેખર મુંબઇમાં હું બહુ ખરાબ વખતે આવ્યો. મ્હારા પિતાએ મ્હને લખ્યું હતું કે પ્લેગને લીધે શહેર ઉજ્જડ થઈ ગયું છે.'

ગોપાળે ડોકું ધુણાવીને કહ્યું ' ત્હારા પિતાનું લખવું સાચું છે. તેઓતો બહુ સમજુ છે એટલે શહેરમાંથી ચાલ્યા ગયા છે.'

રામાનુજે ચમકીને પૂછ્યું ' મ્હારા પિતા મુંબઇમાં નથી ?'

ગોપાળ: ' તે આખા કુટુંબને લઇને કેટલા દિવસ થયાં ગયા છે એમ મ્હને ખબર મળ્યા છે.'

રામાનુજે નિશ્વાસ નાંખ્યો અને ખેદથી કહ્યું ' શું ઘરમાં કોઇ નથી ? મ્હારે એકલા રહેવું પડશે ? તે બધાં ક્યાં ગયાં છે ત્હેનીએ મ્હને ખબર નથી.'

ગોપાળ થોડીવાર શાંત રહી બોલ્યો ' મ્હારે ઘેર ચાલ; કદાચ થોડા દિવસમાં ખબર પડશે. તેટલો વખત મ્હને ત્હારી સોબતનો લાભ મળશે.'

રામાનુજે ત્હેનું કહેવું કબુલ રાખ્યું અને બન્ને જણા ત્રણ વર્ષમાં પોતપોતાને થએલા અનુભવો વિષે વાત કરતા આગળ ચાલ્યા. સ્કુલમાં અને કોલેજમાં તેઓ સાથે અભ્યાસ કરતા અને તેઓના વિચારોપણ કેટલીક બાબતમાં મળતા હતા.

રામાનુજ—ગોપાળ ! ત્હારાં માબાપ તો ખુશીમાં છે કે ?

ગોપાળ—તેઓ આનંદમાં છે અને મ્હારી પેલી કામુ બ્હેન પણ ખુશીમાં છે. તું તો ત્હેને સારી રીતે ઓળખે છે. ખરૂં !

રામાનુજ—હા કામુ વિષે ત્હેં મ્હને ઘણીવાર કહ્યું છે.

ગોપાળ—હજી ત્હેનાં લગ્ન થયાં નથી. બધો વખત તે અભ્યાસમાં કાઢે છે, ઇંગ્રેજી તો બહુ સારૂં જાણે છે.

રામાનુજ આ સાંભળી સ્તબ્ધ થયો. સુધરેલી કાસુની વાતથી હેના મનમાં અસર થઇ. ને વિચાર કરવા લાગ્યો, ' ક્યાં ગરિબ સીતા અને ક્યાં સુધરેલી કાસુ. અભણ માણુસની સાથે જીંદગી કાઢવી તે તો કમનશિબજ. પરણનારની લગ્નમાં પસંદગીજ નહીં ! ' ગમે તેમ કહે પણ સીતા તો હેને નશિબે જડેલી હતી. તેણે પોતાની લાગણી છૂપાવવા યત્ન કર્યો અને ગોપાળનું કહેવું ધ્યાનથી સાંભળતો હોય એવું ડોળ કર્યું.

× × × ×

બે મહિના થયા પણ પ્લેગ જરાય નરમ પડયો નહીં. પતિના આવવાની ફોકટ રાહ જોતાં અને તપાસ કરતાં કરતાં સીતાનું શરિર લેવાઇ ગયું, ગાલમાં ખાડા પડયા. એક દિવસ તેણે ગંગાને કહ્યું ' આજ તો આપણે દર્શન કરવા જઇએ અને રામાનુજ જલદી આવે એવી પ્રભુપાસે પ્રાર્થના કરીએ. ઇશ્વિર હું ગરિબની અરજ સાંભળશે. '

સૂર્યાસ્ત થયા પછી બન્ને જણાં દેવળમાં ગયાં, ત્યાં પૂજારાનું ટોળું બારણાપાસે ઉભું હતું. સીતાએ દહેરાંની મૂર્તિસામે હાથ જોડી પ્રેમ અને ભક્તિથી નમ્ર પ્રાર્થના કરી. તેઓ પછી દેવળમાંથી નીકળી ઘરતરફ જવા લાગ્યાં. ચાલતાં ચાલતાં સીતાએ ગંગાને કહ્યું ' રામાનુજ થોડી વખતમાં જરૂર આવવા અંતઃકરણ જાણે મ્હને કહે છે કે તે અહીં આટલામાંજ છે. '

ગંગા—ઇશ્વિર ત્હારી ઇચ્છા પૂરી કરે ! '

સીતા શરમાતી શરમાતી બોલી ' ત્હમને લાગે છે કે તે મ્હને સંભારતા હોય ? તે ગયા ત્યારે તો હું સાવ ન્હાની હતી, અને અત્યારે તો......!

ગંગા—અત્યારે તો તું જુવાન થઇ ગઈ. બે વર્ષમાં તો ત્હારૂં શરિર ફરી ગયું.

સીતાના મનમાં તો કંઇક નવીન, મધુર, સુખદ વિચારો ઉભરાવા લાગ્યા, તેથી થોડીવાર તેઓ મુંગાં મુંગાં આગળ ચાલ્યાં.

એકાએક ગંગા ઉભી રહી અને સીતાને ખભે હાથ મૂકી કહેવા લાગી ' જો તો ખરી, પેલું કોણ આવે છે. '

સીતાએ નજર કરી તો સામેથી અંધારામાં થઇને એક ઉંચા માણસને આવતો જોયો. થોડીવાર સુધી જોઇ રહી તે બોલી ઉઠી ' મ્હને તો રામાનુજ લાગે છે. તે અહીં ક્યાંથી ? '

તે માણસ તેઓની એટલો નજીક આવી પ્હોંચ્યો કે હેની સાથે ચાલતા હેના મિત્રસાથે તે વાત કરતો હતો તે પણ સાંભળી શકાય. તે તો તેઓની દરકાર કર્યા વગર ચાલ્યો ગયો હોત પરંતુ સીતા હેના તરફ દોડી અને બોલી ' ત્હમે મ્હને ઓળખી તો હશે. હું સીતા, આપની......સીતા. '

રામાનુજનું મગજ ચકડોળે ચડયું. પ્રથમ તો હેને આશ્ચર્ય લાગ્યું, પછી ભય ઉત્પન્ન થયું અને છેવટે વધારે ઓળખાણ આપ્યાં શિવાય ભાગી જવાની તીવ્રઇચ્છા થઈ. તેથી તેણે ચાલવા માંડયું અને ભાંગ્યાતૂટયા શબ્દોમાં કહ્યું ' હું તો......ઓળખતો...નથી. ત્હારી ભૂલ થતી હશે; કોઇ બીજો માણસ હશે, હું નહીં. '

સીતાએ જોયું કે તે ખોટું બોલે છે; તે બેબાકળી બની ગઇ; હેને બહુ દુઃખ લાગ્યું. રામાનુજ તો ગોપાળ તરફ ચાલવા માંડતો હતો તેવામાં ગંગા ક્રોધથી તપતે ચ્હેરે સામે જઈ જુસ્સાથી બોલી ' તું તે બોલેછ શું ! તું જાણે છે કે આ સીતા છે છતાં કહે છે કે ઓળખતો નથી ! '

રામાનુજે જોયું કે હવે કાંઇ સ્હેલાઇથી છૂટી શકાશે નહીં. તેણે અસત્ય છુપાવવાને ભાયલાની માફક બ્હાનું કાઢી કહ્યું ' મ્હેં તો સાંભળ્યું તું કે સીતા મરી ગઇ.'

ગંગાએ તિરસ્કારથી કહ્યું મરી ગઇ ? મરીએ જાત, ત્હારે માટે થઇને તે આ પ્લેગવાળા શહેરમાં રહી, ઉપવાસ કર્યા, દુઃખી થઇ, પ્રાર્થના કરી; ત્હારે માટે શરિરનું નુર ખોયું, અંતરને શોકમાં ભાર્યું; ત્હારે માટે........

રામનુજ—બસ, મ્હારે વધારે નથી સાંભળવું. હું બધો ખુલાસો સીતા પાસે કરીશ, હેને ગળે ઉતરશે. '

સીતાની આંખ આનંદથી ચળકવા લાગી. હેને લાગ્યું કે હવે સૌ સારાં વાનાં થશે.

ગંગા બે ત્રણ પગલાં પાછી ફરી એટલે રામાનુજે ભય અને શોકથી મિશ્રિત સ્વરે સીતાના કાનમાં કહ્યું ' સીતા ! તું મ્હને સુખી કરવા નથી ઇચ્છતી ? '

સીતા—' હું ન ઇચ્છું ? એ તો કોઇ દિ બને ? '

રામાનુજ—ત્યારે મ્હને પૈસા, આબરૂ,-કે સુખ મળે તેમાં તું ખુશી ખરી કે નહીં ?'

આ શબ્દો સાંભળી સીતાને નવાઇ લાગી તો પણ તેણે કહ્યું ' ખુશી હઉજ એમાં પૂછવાનું તે વળી હોય ? '

રામાનુજને જરા વધારે વિશ્વાસ આવ્યો અને કહ્યું ' જો એમ હોય તો વધારે પૂછ્યા શિવાય આ શહેરમાંથી જતી રહે; મ્હારા શબ્દોમાં વિશ્વાસ રાખ; બધું ઠીક થઈ રહેશે. અત્યારે તું અહીં રહે તેમાં મ્હને કેટલુંક નુકશાન થાય એમ છે. ' આટલું બોલી તે આગળ ચાલવા લાગ્યો, એટલામાં સીતાએ પોતાનો હાથ હેના ખભાપર મૂકી જરા કઠોર અવાજે કહ્યું, ' મ્હને સાચે સાચુ કહી દો. તમે આમ બોલો છો તેનું કારણ શું ? તમે મ્હને નથી ચ્હાતા ? '

રામાનુજ હેની પવિત્ર નજરથી દૂર રહેવાનો યત્ન કરતો અચકાતો—અચકાતો બોલ્યો ' તું તો મ્હને સદાય વ્હાલી છે. '

સીતાએ અત્યંત અદેખાઇથી કહ્યું ' પણ બીજી વધારે હશે. '

રામાનુજે ઉડાવવાની રિત્યે કહ્યુ ' મ્હારે માટે બીજાં લગ્નની માગણી થઈ છે. '

સીતાનો હાથ હેના ખભાપરથી સરી પડયો. તે કરડાઇથી બોલી 'હવે બધું સમજાયું. જાઓ, સુખી થજો. ' અને તિરસ્કાર ભરી નજર નાખી હેની પાસેથી ખશી જઇ ગંગા તરફ ફરી બોલી 'ચાલો ગંગા આપણે ઘેર જઇએ. નકામું મોડું થાય છે અને આ અંધારામાં આપણે એકલાં જવું છે.'

બન્ને જણાં ચાલ્યાં ગયાં અને રામાનુજ હેના મિત્રપાસે ગયો અને કહેવા લાગ્યો

'ત્હારે બહુવાર ઉભા રહેવું પડયું. પેલી મૂર્ખ સ્ત્રીઓ કોઈ માણસને શોધતી હશે અને મ્હને ભૂલથી તે માણસ જાણ્યો.'

ગોપાળે શકભરી આંખથી ત્હેના તરફ જોયું અને પૂછયું 'પેલી છોકરી 'હું સીતા છું, ત્હારી સાથે પરણી છું' અને એવું એવું કંઈ બોલતી હતી, તે બધું શું હતું !'

રામાનુજ ગભરાતો ગભરાતો બોલ્યો 'શું ! અરે તે મ્હને શી ખબર પડે ?'

ગોપાળે જરાપણ શરમ રાખ્યાવિના કહ્યું 'તું તો કહેતો હતો કે ત્હારા કાકાની દિકરી સીતા સાથે ત્હારો વિવાહ થયો હતો પણ તે પ્લેગથી મરી ગઇ.

મ્હારી બ્હેને ત્હારા શબ્દોમાં વિશ્વાસ રાખ્યો; નહીંતો ત્હારી સાથે લગ્ન કરવાની હાજ શેની કહે ? તે બાબતમાં ત્હેના વિચાર કેવા સુધરેલા છે તે તો તું જાણે છે."

રામાનુજનાતો હોશજ ઉડી ગયા તોપણ જરા હિંમત રાખી બોલ્યો 'હા. સીના તો મરીજ ગઈ છે; તે સ્ત્રીઓએ મ્હને બીજો માણસ ધાર્યો હતો." ગોપાળ 'ઠીક' કહી મુંગો રહ્યો. રામાનુજે જે જે કહ્યું તેમાંથી તે એક અક્ષરે સાચો માનતો નહોતો, પણ તે ઉંચા-કુળનો હતો, ત્હેની બ્હેન લગ્નની બાબતમાં પોતાની મેળે વિચાર કરી શકે તેવી ઉમરની હતી. વળી ગોપાળના મનમાં થયું 'બ્હેન મ્હોટી છે; સુધરેલા વિચારની છે, તોપણ તે વિચાર પ્રમાણે કરવું સ્ત્રીઓને માટે મુસ્કેલી ભરેલું છે.'

* * * * *

શહેરમાં દિવસે દિવસે પ્લેગ વધવા લાગ્યો. ગરિબ, તવંગર, જુવાન, ઘરડા, નબળા, સબળા,—સર્વ આ ચેપી રોગના પંજામાં સપડાતા હતા. દાક્તરો બને તેટલા મ્હેનત કરતા પણ તેઓનું કંઇ ફાવતું નહીં. પ્લેગતો શેરીએ શેરીએ ભયંકર આગની પેઠે ફેલાયો. હમેશાં રાતે અંધારૂં થાય ત્યારે સીતા અને ગંગા શોકજનક, કઠોર શંખધ્વનિ સાંભળતાં અને બેમાંથી કોણ પ્હેલું મરશે અને કોણ બાકી રહેશે,—તેઓ વિચાર કરતાં.

એક દિવસ સાંજે ગંગાએ કહ્યું 'આ ચીબરી બોલે છે તે સાંભળે છકે ! તે અપશુ-કન સુચવનારૂં પક્ષી છે, અને આખો દિવસ આપણા ઘરના છાપરાપર બોલ્યા કરે છે.' સીતાએ માથું ઉચું કરી કાન માંડયા અને દરકાર ન કરતી હોય તેમ બોલી, 'ઠીક, સાંભળ્યું.'

પાછો તે કઠોરસ્વર છાપરાપર સંભળાયો અને રસ્તાપર કેટલાંક માણસો ઉતાવળાં ચાલતાં હોય એમ લાગ્યું. ગંગા આ સાંભળી બોલી, 'બીજું મડદું ચાલ્યું. આ પ્લેગ તે કયારે બંધ પડશે !'

સીતા બોલી 'જુઓ તો ખરાં, તેઓ આપણા ઘરપાસે ઉભાં રહ્યાં લાગેછે.'

ત્યાંતો કોઇએ જોરથી બારણાં ઠોકવા માંડયાં તેથી ગંગા બ્હીતી બ્હીતી ઉભી થઇ ઉઘાડવા ગઇ.

એક માણસે ઉદ્ધતાઈથી કહ્યું 'ઉઘાડો જલદી; આ માણસ પ્લેગથી મરી જાય છે, તેને આ ઘરમાં મુકી જવાનો અમ્હને હુકમ છે.'

બારણું ઉઘડયું કે તરતજ તે ઘરમાં આવ્યો અને તેની પાછળ એક ખાટલો લઇને

ચાર માણસ આવ્યાં. તે ખાટલામાં કોઇ અશક્ત માણસ સુતો હતો, તેણે ધીમે સ્વરે કહ્યું ' કેમ સીતા, તું અહીં છે ! '

આ અવાજ સાંભળતાંજ સીતા ઉભી થઇ અને બોલી ઉઠી ' રામાનુજ, ત્હમે મ્હને ફરી મળ્યા ! ત્હેની આંખમાં પ્રેમ ઉભરાવા લાગ્યો અને ખાટલા પાસે નીચી વળી ત્યારે ના હાથ જરા કંપતા હોય એમ લાગ્યું.

જરા આંખ ઉઘાડી, મ્હોં મલકાવી રામાનુજ બોલ્યો, ' મ્હેં ધાર્યું 'તું કે તું અહીંજ હોઇશ; મ્હને પ્લેગ થયો એટલે તેઓએ મ્હને ઘરમાંથી કાઢી મુક્યો. ' સીતાની આંખ આનંદથી ભીની થઇ અને કંઈ બોલ્યા વગર પોતાના નાજુક હાથથી તે માંદાને માટે બીછાનાપર ઓશીકાં ગોઠવવા લાગી. રામાનુજને ધીમેથી ઉપાડી પેલાં માણસોએ તે બીછાનાપર સુવાડ્યો અને સીતા તેની સારવાર કરવા લાગી.

સીતાની આવી લાગણી જોઈ રામાનુજને બહુ લાગ્યું અને છેક ધીમે સ્વરે બોલ્યો ' જરા પાસે આવી ત્હારો હાથ મને આપ; હું હવે મરી જાઉં છું. '

સીતા એકદમ ત્હેની પાસે ગઇ પણ ગંગાએ તેને પકડી રાખી કહ્યું, ' તેને પ્લેગ થયો છે; અડતી નહીં, ચેપ વળગશે. '

સીતાએ ત્હેનું કહેવું ગણકાર્યું નહીં અને રામાનુજ પાસે બેશી, નીચી વળી તેનો હાથ ફરીફરી ચુંબવા લાગી અને બોલી ' હવે તો ત્હમે મ્હારાજ છો; હમેશને માટે મ્હારા છો. '

રામાનુજ આ મધુર શબ્દ સાંભળવા પામ્યો નહીં.

સીતા ફરીથી બોલી ' મ્હારી સાથે બોલો તો ખરા ? એકજ વખત કહો કે હું ત્હને ચાહું છું. '

જવાબ કોણ આપે ?...

ફરી ઘરઉપર ચીબરી બોલી.

ગંગાએ આંખમાં આંસુ લાવી કહ્યું, ' તે ક્યાંથી બોલે ? તે તો મરી ગયા. '

ભાવનગર — શંકરલાલ ગૌરીશંકર.

---

સ્ત્રીધર્મ: સ્ત્રીઓને એનાથી અધિક સુખ શાથી મળવાનું છે ? દર્દીને આરામ આપવો, દુઃખી ઉપર દયા કરવી, શોકગ્રસ્તનું સાન્ત્વન કરવું, એ સ્ત્રીઓ માટે સ્વાભાવિક ધર્મ છે. આ કર્તવ્ય કરવાથી જેટલું સુખ અને સંતોષ થાય એટલું બીજા કશાથી થાય નહિ.........સ્ત્રીઓની જીવનગંગા પ્રાણહીન ઉપર અમૃત અથવા દુઃખી ઉપર શાન્તિ સિંચન કરવા ન વહે તો તેમને કયા સુખની પ્રાપ્તિ થાય ?

જીવનલાલ અમરશી કૃત શ્રીકૃષ્ણજીવન.

# ગૃહધર્મ.

## શાન્ત સ્વભાવની સમજુ સ્ત્રી. *

પોતે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં પોતાના સ્નેહીવર્ગમાં શાન્તિનું વાતાવરણ પ્રસારનાર શાન્ત સ્વભાવની સ્ત્રીને જોઇને કેટલો બધો આનન્દ થાય છે તે સર્વ કોઇ જાણે છે. સર્વનું મન જીતી લેવાનો આ રામબાણ વશીકરણ મંત્ર કેવી રીતે સાધી શકાય છે તે વિષે તપાસ કરવામાં રસ પડે એમ છે. દરેકે દરેક વસ્તુનું ઘટતું પ્રમાણ સમજી જવાની બારીક શક્તિ તે સ્ત્રીનામાં હોય છે. તેથી પોતાની જાતનો કે પોતાને આવડતા હોય તેટલા શબ્દ-કોષનો સામટો ઉપયોગ તે ન્હાની બાબતોઉપર કરી દેતી નથી. શીવતી વખત પહેરવાની અંગુઠી ઘડીકવાર ખોવાઇ જાય તો તેથી ત્હેના મનની શાન્તિનો એકદમ કે પૂરેપૂરો ભંગ થઈ જતો નથી. જો તે ગાડી ચુકી જાય કે ત્હેને પાંચ મીનીટ વાટ જોવી પડે તો એવી નજીવી અડચણોથી ત્હેની તબિયતમાં કે ત્હેના મીજાજમાં બગાડો થઇ જતો નથી; કારણ કે તે સમજુ હોવાથી જાણે છે કે એ એક ન્હાની બાબત છે ને ત્હેમાં બહુ માલ નથી. તે પોતાના મીજાજને પોતાના કાબુમાં રાખી શકે છે—પછી ભલેને ચીનાઇ વાસણ પડે તો પણ શું થઇ ગયું ? ત્હેનામાં લાગણીના જુસ્સો નથી હોતો એમ કાંઈ નથી, પરન્તુ યોગ્ય પ્રસંગ ન આવે ત્યાં સુધી પોતાની લાગણીનું બળ બતાવતાં ત્હેનું ડહાપણ ત્હેને અટકાવે છે. એક પાણીનો પ્યાલો ગરમ કરવા માટે કાંઇ ધગધગતી ગંજાવર ભઠ્ઠીની જરૂર નથી પડતી,—ફક્ત ગૅસની બત્તી તે માટે બસ છે. પોતાનો વખત કે પોતાની શક્તિ નકામા નીસાસા નાંખવામાં તે કદી ગુમાવતી નથી. ગમે તેવો નુકશાનકારક અને કમનસીબ બનાવ બન્યો હોય તો પણ જ્યાં માણસનું કાંઈ ચાલી શકતું નથી ત્યાં તે વિષેના વિચારોને પોતાના મનમાંથી તે દૂર કરે છે. ગમે તેટલી વાતો કર્યાથી પણ જેમાં તલ માત્ર ફેરફાર ન થઇ શકે તેવી ગઇ ગુજરી બાબતોઉપર કેટલા લોકો પોતાની શક્તિનો કેટલોયે વ્યય કરી નાંખે છે. માણસને પ્રાણ આપનાર સત્વ એથી બહુ ઓછું થઇ જાય છે. સમજુ સ્ત્રી વર્તમાન કે ભવિષ્યકાળમાં ખપ પડે ત્યારે ઉપયોગ કરવા માટે તે સત્વને સંઘરી રાખે છે. વળી, અસંભવિત બાબતોની તે પોતાની પાસેથી કે બીજા કોઈ પાસેથી આશા રાખતી નથી. તે એક ડગલું આગળ જુએ છે અને તે ડગલું દૃઢતાથી ભરવામાં સંતોષ માને છે. ટુંકામાં, તે સમજે છે કે સંપૂર્ણતા કાંઇ જ્યાં ને ત્યાં મળી આવતી નથી. જો ખરી વાત પૂછાવો તો એક માનમરતબાવાળા રમુજી ગૃહસ્થ, જેઓ હાલમાં ગુજરી ગયા છે તેઓ, કહેતા કે સંપૂર્ણ મૂર્ખ વિના બીજી કોઇ ચીજ આ દુનિયામાં મ્હેં સંપૂર્ણ દીઠી નથી. આ બધું તો ઠીક, પરન્તુ તે સ્ત્રીના સમજુપણાનો વધારેમાં વધારે ધ્યાન ખેંચે એવો નમુનો તો તે સ્ત્રી પોતાની જીભનો ઉપયોગ કરવામાં બતાવે છે. પોતે જે કાંઈ જાણતી હોય છે તે બધુંયે તે બોલી નાંખતી નથી, પરન્તુ જે કાંઈ બોલે છે તે તો બધું તે હમેશાં જાણતી હોય છે. પાસ્કલ નામના એક મ્હોટા માણસનો અભિપ્રાય એવો હતો કે આપણે એકબીજા વિષે જે કાંઇ વાત કરીએ તે જો બધા યે લોક જાણવા પામે તો દુનિયામાં દોસ્તોની સંખ્યા પૂરી ચારની પણ રહે નહિ.

મુંબાઈ—ગિરગામ
૧૯-૯-૧૯૧૦

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

* "ટાઇમ્સ ઑફ ઇન્ડિયા"ના સચિત્ર સાપ્તાહિક પત્રના જુલાઇ તા. ૧૩-૧૯૧૦ ના અંકમાંથી પૃષ્ઠ ૪૧. લેખક-ઈ. ઈ. હેવેલ.

# रमणिमणिमाला.

## એક સેવિકાનું જીવન.

મુંબાઇ જેવા શહેરમાં અનેક નિરાધાર સ્ત્રીઓને યોગ્ય સલાહ અને આશ્રયની જરૂર પડે છે. સ્ટેશનઉપર જોશો તો કયે સ્ટેશને જવું તેનું ભાન હોતું નથી. ટીકીટ કયાંની કરાવવી ત્હેની ખબર હોતી નથી તો પછી ટીકીટ ઉપરનું કે સ્ટેશનના પાટીયાં ઉપરનું નામ ક્યાંથી વાંચી શકે ? મજુરીને માટે-જીવન જોગ ખાવાનું મેળવવા માટે અજાણ્યા લત્તામાં ફરે છે અને પેટની લાલચે ઇચ્છા ન છતાં અનેક કુકર્મોમાં ફસાઇ જાય છે. આવી તરેહની અને બીજી આપદામાં પડતી અબળાઓને બચાવી લેવી એ પૂણ્યનું કામ છે એ કોણ ના કહેશે. યુરોપ-અમેરિકામાં તો સ્ત્રીઓ વધારે સ્વતંત્ર છે, વધારે ભણેલી છે. એટલે એમને આપણા કરતાં ઓછી સલાહની જરૂર છે. આમ છતાં ત્યાં કેટલીક પ્રભુ પરાયણ સેવિકાઓ સ્ત્રીઓને પતિત થતાં અટકાવવાના મહા પ્રયાસ કરે છે અને એ ખાતે જીવન ગાળે છે. **મીસીસ બટલર** આવી સેવિકામાંની એક હતી. એનાં જીવનક્રમમાંથી આપણને ઘણું શીખવાનું મળે છે. પોતાની જન્મભૂમિ **સ્વીટ્ઝ**લાંડમાંથી ગરીબ નિરાધાર સ્ત્રીઓને મદદ આપવાની યોજના કરી અને તે સંબંધમાં કેટલાક પ્રસિદ્ધ પુરૂષોને પત્રો લખ્યા. આ પત્રોમાં **મીસીસ** બટલરે એક પત્ર મી. હુમ્બર્ટ નામના શખ્સને લખ્યો. પરન્તુ મીસીસ બટલરે જે હુમ્બર્ટને ઓળખતી હતી તે હુમ્બર્ટને મળવાને બદલે તે બીજાને મળ્યો. અને આ હુમ્બર્ટ શિવાય બીજા કોઇએ મીસીસ બટલરને ઉત્તર આપ્યો નહોતો. અને તેથી મીસીસ બટલરે લખે છે કે " જેને સાચાં ધારતી હતી તે ખોટા નિકળ્યો અને ખોટો સાચો ઠર્યો. " ઈ. સ. ૧૮૭૫ માં મીસીસ બટલરે પોતાના ધર્મ કાર્ય માટે મુસાફરી શરૂ કરી. તે સમયમાં એક સ્ત્રી ભાષણ કરે અને તેમાં પણ ' નીતિના ' વિષય ઉપર ભાષણ કરે તે નવાઇ જેવું લાગતું. આથી જ્યારે મેડેમ ડીપ્યુરીએ પોતાનો હૉલ ભાષણ માટે આપ્યો ત્યારે ગામમાં બહુજ ચર્ચા થઇ અને ત્યાં સાંભળવા જનાર સ્ત્રીઓની ભારે ચર્ચા થઇ હતી.

પરંતુ મીસીસ બટલર જેનું હૃદય ભક્તિભાવ, પ્રેમથી પૂર્ણ હતું તે જ્યારે બોલવા ઉઠી—તેના શબ્દોની અસર પથરાઇ. ત્યારે સાંભળનારાં ગદ્‌ગદિત થઇ ગયાં અને ત્યાં ન આવનારાંના મનમાં એમ થયું કે આપણે જીવનની એક ઉમદા તક ગુમાવી. મીસીસ બટલરના ભાષણે જાદુઇ અસર કરી. આપણે માથે પણ જવાબદારી છે એવું સ્ત્રીઓ સ્હમજવા લાગી. અને ટુંક સમયમાં અનાથ બાલિકાઓના રક્ષણ માટે સ્વીટ્ઝલાંડમાં પાંચ આશ્રમો ઉઘડયા. મીસીસ બટલરના પ્રયાસથી જે આશ્રમો—મંડળ ઉઘડયાં છે તે મંડળની ૪૭-દેશોમાં શાળા-છે; ૪૩૯ આશ્રમો છે.

આ ઉપરાંત એ મંડળ તરફથી ઘણાં ઉદ્યોગગૃહો પણ ઉઘાડવામાં આવ્યાં છે. રેલ્વે સ્ટેશનો ઉપર અને ત્હેમાં મ્હોટાં શહેરો-પાનાંની જગાઓ ઉપર અજાણી સ્ત્રીઓને જે

હેરાનગતિ ભોગવવી પડે છે તેનો ખ્યાલ એ ઉપરથી આવશે કે ઇ. સ. ૧૮૯૪ થી ૧૯૦૪ સુધીના દશ વર્ષમાં આવી જગાઓએ આ મંડળ તરફથી લગભગ ૩૫૦,૦૦૦ અજાણી સ્ત્રીઓને મદદ આપવામાં આવી છે. આનીજ રીતે આપણા દેશમાં કરવામાં આવે તો કેટલી સ્ત્રીઓ આશીર્વાદ દેશે.

આજ મંડળ તરફથી ફ્રાંન્સમાં પણ મીસીસ બટલરના ઉદ્દેશો સાચવનારી મંડળી સ્થપાઇ છે. મીસીસ બટલર સાથે કામ કરનાર એક સ્ત્રી લખે છે કે મીસીસ બટલરની સાથે મેં ૭ વર્ષ ગાળ્યાં છે તે મ્હારી જીંદગીના સુખીમાં સુખી દિવસો છે. મીસીસ બટલર મ્હારાં માતા, મ્હારાં બ્હેન કરતાં પણ વધારે હતી.

ઇ. સ. ૧૮૭૯ માં ઇંગ્લાંડમાં યુદ્ધ ચાલતું હતું ને વખતે હલ શહેરમાં મીસીસ બટલરે એક સભા ભરી હતી. આ સભામાં ૧૨૦૦ સ્ત્રીઓ હાજર હતી. અનાથ બાઇઓ પોતાનાં રડતાં બાલકોને લઇ આવી હતી અને બાલકોના હોવાથી સંભળાશે નહિ એ બ્હીકે દીલગીરી ભર્યે ચહેરે કેટલીક બાઇઓને બ્હાર જવું પડયું હતું. મીસીસ બટલર અનાથ બાનુઓનાં દુઃખો—ત્હેમને પડતી મુશીબતો અને આપણી ફરજો ઉપર એટલું તો અસરકારક રીતે બોલી હતી કે ત્હેની પોતાની આંખમાંથી આંસુ આવ્યા હતાં એટલુંજ નહી, પણ સાંભળનારાઓમાંથી ઘણાને આંખો રૂમાલથી લોવી પડી હતી.

ઇ. સ. ૧૮૮૨ માં મી. બટલરની વીંચેસ્ટરના ધર્મગુરૂ તરીકે બદલી થઇ અને ત્યાં મીસીસ બટલર ઘરકામમાંથી પરવારી **ગરીબોનાં ઘરની મુલાકાત લઇ ત્હેમના દુઃખો દૂર કરતી.**

એક દિવસ એક અનાથયુવાન બાઇ પાપમાં પડેલી મળી તેની સાથે વાત કરતાં જણાયું કે તે પ્રથમ નિરાધાર હોવાથી ભૂખના દુઃખે ફસાઇ હતી. પાપમાંથી છૂટવાની ઇચ્છા હતી પણ હિંમત નહોતી. આ બાઇ મીસીસ બટલરને મળી. આ બાઇને ખરાબ રોગ હોવાથી બીજી હોસ્પીટલોમાં રાખવામાં નહોતી આવી. મીસીસ બટલરે ધાર્યું કે "આવા રોગો વાળાનો તિરસ્કાર કરવાથી તેઓ વધારે પતિત થાય છે એટલુંજ નહિ પણ વધારે રોગ અને અનીતિ ફેલાવે છે માટે એમને આશ્રય આપી એમને સુધારવાં એ પ્રભુનું મહાન કાર્ય છે. આપના શરીર તેમજ આત્માની ઉન્નતિ કરવામાંજ ખરૂં પ્રભુ કાર્ય સમાયેલું છે." આ વિચારથી ઇ. સ. ૧૮૮૪ માં મીસીસ બટલરે એક બાઇથી આવી બાનુઓ માટે આશ્રમ ઉઘાડયો. એક વર્ષમાં ૪૦ સ્ત્રીઓએ લાભ લીધો આમાંની ઘણી સારી થઈ શીખી અને ભવિષ્યની જીંદગીમાં નીતિમય જીવન ગાળ્યું. કેટલાક વખત પછી બે અનાથ કન્યાઓ આવાજ રોગથી પીડાતી મીસીસ બટલરને મળી. મીસીસ બટલરે ખંતથી લોકોની ચર્ચાની દરકાર ન રાખતાં આ બન્નેના શરીર અને આત્મા સુધારવા પ્રયત્ન કર્યો. પ્રભુએ સ્હામું જોયું અને આ બન્ને કન્યાઓએ બીજી બ્હેનોને સુધારવા જીવન ગાળ્યું હતું. આવા આશ્રમોની બાબતમાં બધા દાખલામાં જય મળતો નથી પણ તેથી નિરાશ થવાનું નથી. મીસીસ બટલર વ્હાલસોઇ અને આનંદી સ્વભાવની હતી અને તેથી ત્હેના સંબંધમાં આવનાર દરેકના હૃદયમાંથી શોક દૂર થતો.

મીસીસ બટલરનો એક નિયમ એવો હતો કે તે ગમે તેટલા કામમાં ગુંચાયેલી હોય છતાં દરરોજ અમૂક કલાક એકાન્તમાં ગુજારવા. ત્હેના બારણા ઉપર " મહેરબાની કરી

ઢોકશો નહી " એવું લખેલું હતું. આ વખતમાં તે પ્રભુ પ્રાર્થનામાં તલ્લીન થતી. અને એમજ કહેતી કે પ્રભુની પ્રાર્થનામાંથી જે શાન્તિ-જે ઉત્સાહ મળે છે તે શાન્તિ, તે ઉત્સાહ બીજેથી મળતો નથી. મીસીસ બટલરમાં પ્રાણી માત્ર ઉપરનો પ્રેમ નજરે પડતો. એ અસરથી દરેક તરફ માતાની લાગણીથી તે જોતી. જે સ્ત્રીઓ એની પાસે સહવાસમાં આવતી તે સ્ત્રીઓ હેને ત્યજવા ચાહતી નહી-એને માટે પ્રાણ આપવા તૈયાર થતી.

મીસીસ બટલરનો પ્રેમ અમૂક જાત અથવા અમૂક દેશ એના સંબંધમાં નહોતો. તે ઉમદા દીલની અને ઉદાર વૃત્તિની હતી. પોતાના દેશને ચાહતી છતાં દુનિયાના તમામ ભાગમાં બનતી મદદ કરવા તત્પર હતી. દુઃખીનાં દર્દ જોઈ હેનું હૈયું ભરાઇ આવતું. તિરસ્કાર વૃત્તિ તે સ્હમજતીજ નહિ. ગરીબની, રોગની કે દુર્ગંધની સુગ હેને નહોતી આવતી. આ સાથે મીસીસ બટલર બહુ નમ્ર હતી. કીર્તિ લોભી કે અભીમાની જરાએ નહોતી. આપણા દેશમાં ભૂત દયા-ગરીબો માટે, દુખી માટે દયા છે. પ્રભુપ્રેમ છે. માત્ર એ દયા-એ પ્રેમને વ્યવસ્થિત કરી દુઃખી બ્હેનોનું ભલું કરવામાં ઉપયોગ થાય તો કેટલો લાભ ! આપણામાંથી **મીસીસ** બટલર ક્યારે નિકળશે !

**ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા.**

---

## દેવીઅઘોરકામિ

( ગયા વર્ષના પૃષ્ટ ૩૨ થી ચાલુ.

આધ્યાત્મિક વિવાહ એટલે શું હેનો ખુલાસો કરવો જરૂરનો છે. મહાત્મા કેશવચન્દ્રસેન પોતે રચેલા 'નવ સંહિતા' નામના ગ્રંથમાં એક કઠણ વ્રતનો ઉલ્લેખ કરી ગયા છે. એ વ્રતનું નામ છે આધ્યાત્મિક વિવાહ. એ વ્રત લીધા બાદ પતિપત્ની આત્મામાં આત્મા મેળવીને પ્રભુસેવામાં જીવન સમર્પણ કરે છે. એટલા માટે એ અનુષ્ઠાનના અધિકારીઓમાં ભેદ હોય છે, જે લોકો બ્રહ્મચર્ય પાળવાને સમર્થ હોય ત્હેમનેજ માટે એ વ્રત ગ્રહણ કરવા યોગ્ય છે બીજાઓને માટે નહીં.

ઈ. સ. ૧૮૯૧ ની ૨૭ મી જાનેવારીએ પ્રકાશચન્દ્ર અને અઘોરકામિનીનો આધ્યાત્મિક વિવાહ થયો. એને માટે એ બંને બુદ્ધ દેવના લીલાક્ષેત્ર રાજગિરી તીર્થમાં ગયાં હતાં. એ તીર્થમાં જઇને પ્હેલાં પ્રકાશચન્દ્ર અને ત્હેમની સ્ત્રીએ મુંડન કરાવ્યું ત્હાર બાદ ઉપાસના કરવામાં આવી અને ત્હેમનું આધ્યાત્મિક લગ્ન સધાઇ ચુક્યું.

એ શુભપ્રસંગે શ્રીયુક્ત યજ્ઞિદાસ નામના એક બંગાળી વિદ્વાન હાજર હતા. એ ગૃહસ્થ એ સંબંધમાં પોતાની ડાયરીમાં લખે છેઃ-ઉપાસના-સ્વર્ગની ઉપાસનાઃ આજ એક મહાન કાર્ય થયું. ભક્તિભાજન પ્રકાશ બાબુ અને ત્હેમની ભાર્યા અઘોરકામિની આધ્યાત્મિક વિવાહ સુત્રથી બંધાયાં. xxx આ કાર્ય જોઇને બધાના મનમાં એક સ્વર્ગીયભાવ વ્યાપી ગયો. હમણાં પ્રકાશ બાબુની વય ૪૮ અને અઘોરકામિનીની ૩૬ વર્ષની છે.

હવે અઘોરકામિનીના લખતો જવાની વાત કહીશું. આટલા દિવસ એમણે ભક્તિ માર્ગમાં સાધના, સ્વામી અને સંતાનોની સેવા તથા બાંકીપુરની અનેક રોગી અને દુઃખી

નારીઓની સેવા કરવામાં ગાળ્યાં. હવે દેશસેવાના કાર્યમાં આત્મસમર્પણ કરવાનો હેમને અભિલાષ ઉત્પન્ન થયો, અથવા એમ કહો કે ઇશ્વરે હેમને એ કામ તરફ પ્રેરણા કરી. ઇશ્વરની આજ્ઞા માનીને એ પરોપકારના કર્મક્ષેત્રમાં પ્રવેશ કરવાને આકુળવ્યાકુળ થઇ ગયાં; પણ દેશના કયા કાર્યમાં હાથ ઘાલવો ? સાધનામાં સિદ્ધિ મેળવ્યા છતાં પણ એ કોમળહૃદયા નારી હતાં. નારીઓને માટે કયું કર્તવ્ય શ્રેષ્ઠ છે ? હેમણે થોડા સમયમાંજ પોતાને માટે કામ પસંદ કર્યું. જોયું કે બિહાર પ્રાન્તમાં સ્ત્રીજાતિની ઘણી દુર્દશા છે. હેમને ભણવા ગણવાનાં કાંઇ સાધન નથી અને ભણ્યા ગણ્યા વગર ઉન્નતિ થવાનો સંભવ નથી. નિશ્ચય કર્યો કે છોકરીઓને માટે એક સારી નિશાળ અને બોર્ડિંગ હાઉસ ઉઘાડવાં અને ત્હેનો ભાર પોતે ઉઠાવવો. પણ એને માટે ખર્ચ અને શિક્ષણની જરૂર હતી. વિચાર્યું કે પૈસાનું તો પછીથી થઇ પડશે. પણ શિક્ષણ આપવાને તથા બોર્ડિંગ ચલાવવાને માટે પ્હેલાં મ્હારેજ શિક્ષણ લેવું પડશે. એ વિચારથી પ્રૌઢ વયમાં એ લખનૌ ભણવા ગયાં. બધા કહેવા લાગ્યાં જે આ શું કૌતુક ? સ્વામી અને છોકરાંઓને મુકી દઇને ત્હમે લખનૌ ભણવા જશો ? તેથી થવાનું શું ? ત્હમે અજાણી મડમોની સાથે કેવી રીતે રહી શકશો ? અને આટલી ઉમરે અંગ્રેજી આવડવાનો સંભવ છે ? એ ટીકા કરનારાઓને ખબર નહોતી કે અઘોરકામિનીને માટે 'અસંભવ' શબ્દજ મિથ્યા હતો. સ્વામીને ઘરસંસારનો વહીવટ સોંપીને એ લખનૌ ગયાં. ત્હાંની બોર્ડિંગ હાઉસની ઉપરી મડમ એક બંગાળી રમણીનું સાહસ, મનોબળ, અને કર્મોત્સાહ જોઇને આશ્ચર્યચકિત થઇ ગઇ. ત્હેણે કહ્યું 'મિસિસ રાય ! ત્હમે બોર્ડિંગમાં રહેવાનું તો કહો છો પણ, એમ કરવાથી ત્હમારાથી આ ઉમરે બોર્ડિંગ હાઉસના બધા નિયમો પળાશે નહી. અઘોરકામિનીએ કહ્યું ' ના એમ નહી. હું વિદ્યાર્થી થઇને અત્રે શિક્ષણ મેળવવા આવી છું એટલે મ્હારે બોર્ડિંગ હાઉસના બધા નિયમો પાળવાજ પડશે.

લખનૌ જવાના થોડા દિવસ બાદ ત્હેમનો મ્હોટો છોકરો સુબોધ ઘણો માંદો પડ્યો. આ સુબોધ તે હાલના કલકત્તાના બેરિસ્ટર મીસ્ટર એસ. સી. રોય. પણ એ વખતે એ બાળક હતા. ત્હેમનો તાવ ૧૦૫ ડીગ્રીથી એકદમ ૯૭ ડિગ્રી આવીને ઉભો. તરતજ લખનૌ ખબર આપવામાં આવી. બીજી વખતે ગમે તેટલું ધૈર્ય રાખનારી આપણી સ્ત્રીઓ છોકરાંઓની માંદગી વખતે ઘણી ગભરાઇ જાય છે. પણ અઘોરકામિનીએ પોતાના પ્યારા સંતાનને ઇશ્વરની કૃપાઉપર છોડીને ચિત્તને સ્થિર રાખ્યું. એ દિવસની ડાયરીમાં લખે છેઃ—

'સુબોધના મંદવાડના ખબર સાંભળીને ત્હેને માજીના ખોળામાં સોંપ્યો. ઘણોજ આરામ.'

અઘોરકામિનીએ લખનૌથી પોતાના સ્વામીને જે પત્રો લખ્યા હતા તે ઘણાજ ઉત્કૃષ્ટ છે, એ વાંચતાં ત્હેમની સ્વામી તરફની નિષ્કામપ્રીતિ જોઇને જેટલો વિસ્મય થાય છે તેટલુંજ ત્હેમની ધર્મનિષ્ઠા, ઉદ્યોગ, અને અનુપમ ઇશ્વરભક્તિ જોઇને ત્હેમને એક નમુના રૂપ સ્ત્રી કહેવાનું મન થાય છે. એક પત્રમાંથી કેટલોક ભાગ નીચે ઉતારીએ છીએઃ—

'ત્હમે જે કાંઇ કહેશો તે જીવનસટ્ટે કરવા હું યત્ન કરીશ. આટલા દિવસ ત્હમારાથી ભિન્ન હતી. હવે આપણે આધ્યાત્મિક વિવાહથી બંધાઇને એક રૂપ થયાં છીએ. એવું કર્યું

આવી આવી ઉચ્ચ અભિલાષાઓ સાથે લખનૌનો અભ્યાસ પુરો કરીને અઘોરકામિની સ્વામીની પાસે બાંકિપુર ગયાં. પણ બોર્ડિંગના કષ્ટથી તથા ઘણું કામ કરવાથી હેમનું શરીર બીલકુલ સેવાઇ ગયું હતું. પ્રકાશચંન્દ્રે હેમને આ દશામાં જોઇને લખ્યું છે, "હારાં હાથ અલંકારે શૂન્ય હતા, અને પહેરવેશ સાદો હતો, છતાં મ્હારી આંગળ તું દિવ્યજ્યોતિ જેવી ઉજ્જવળ લાગતી હતી; આ હારૂં કેવું રૂપ! આ શું દેવી નહીં તો માનવી? હને પ્રણામ કરૂં કે નહીં હેનો વિચાર મનમાં નહોતો આવ્યો. પણ ખરૂં જોતાં એ સમય હને પ્રણામ કરવા યોગ્ય હતો."

સ્વામીએ, પત્નીનાં તપસ્વિની વેશે દર્શન કરીને અને હેની ઇશ્વિરભક્તિ અને આત્મત્યાગની કથાનું સ્મરણ કરીને હેને પ્રણામ કર્યા; એ ઘણાને હદપાર જવા જેવું લાગ્યું હશે. કેટલાએક એને યુરોપના દેશમાંથી શીખેલો 'સુધારો' ગણીને હેના તરફ તીરસ્કારથી જોશે. પણ ખરૂં જોતાં એ હદપાર જવાની વાત પણ નહોતી અને પશ્ચિમના સુધારાની નકલ પણ નહોતી. શક્તિ જોઇને ભક્તિ ઉત્પન્ન થાય છે. આપણા ભક્તમાળ ગ્રન્થમાં એવાં દષ્ટાંતોનો અભાવ નથી. એ ભક્તિરસનો ગ્રન્થ વાંચતાં જણાશે કે કેટલાક અભિમાની નૃપતિઓ પોતાની પત્નીના અનુપમ ભક્તિભાવથી આશ્ચર્ય પામી જઇને હેના ચરણમાં સોનાના મુગટ સાથે નમ્યા છે.

ત્હારબાદ અઘોરકામિની કેટલીક સખીઓને સાથે લઇને રસ્તામાં ઇશ્વિરનાં ભજન ગાવા અને કેટલીક જગ્યાઓએ ભાષણો આપવા લાગ્યાં. આથી લોકોમાં હેમની નીન્દાનો પાર રહ્યો નહીં. પણ એમણે પોતાના આત્માને એવા પ્રદેશમાં પહોંચાડયો હતો કે જ્યાં નીંદા કે પ્રશંસા અસર નહોતાં કરી શકતાં. મનુષ્યોના સખ્ત તીરસ્કારને સમયે પણ એમનું હૃદય પોતાના શુભ કામમાંથી પાછું હઠયું નહીં.

પછીથી એમણે પ્રખ્યાત વકીલ સ્વર્ગસ્થ ગુરૂ પ્રસાદસેન મહાશયના આગ્રહથી બાંકીપુરની કન્યાશાળાનો બધો વહીવટ પોતાના હાથમાં લીધો. એ નિશાળ બંધ પડી જવાની તૈયારીમાં હતી. ફંડમાં તરસાળું આવી રહ્યું હતું. છોકરીની સંખ્યા પણ જોઇએ તેટલી નહોતી. પણ અઘોરકામિનીએ કહ્યું - 'પૈસા નથી? હું ગમે તેમ કરીને પૈસાની સગવડ કરીશ. છોકરીઓ નથી? હું ઘેરઘેર જઇ, ગામેગામ ફરીને છોકરીઓ એકઠી કરીશ.'

આ સ્ત્રીના આવાં અદ્ભૂત કર્મોત્સાહ, ખંત અને દૃઢ સંકલ્પને કોની સાથે સરખાવીએ? આવી સ્ત્રીને માટે અસંભવિત શું? હેમણે ૧૫ મી ફેબ્રુઆરીએ કન્યાશાળાનો વહીવટ પોતાના હાથમાં લીધો. માર્ચ મહિનો પુરો ન થયો એટલામાં નિશાળમાં ૨૯ કન્યાઓ થઇ. ત્હારબાદ હિંદુસ્થાની કન્યાઓ પણ નિશાળમાં આવવા લાગી.

આ અરસામાં અઘોરકામિની ઘડિયાળના કાંટા સ્હામું જોઇને કામ કરતાં. જરા પણ વખત નકામો જવા દેતાં નહીં. આ વખતનો કાર્યક્રમ એમણે પોતાની રોજનીશીમાં લખી રાખ્યો છે તે હમે નીચે ઉતારીએ છીએ ૧. છોકરાંઓને ખવરાવવું (૨) પાઠ (૩) ઉપાસના (૪) રોગીઓની સેવા (૫) નિશાળમાં જવું (૬) મુલાકાત કરવી. (૭) નવા પાડોશીઆડોશીની ખબર પુછવી (૮) આવક ખર્ચનો આંકડો કઢાડવો અને પગાર આપવો.

આ પરિશ્રમનું શું ફળ આવ્યું તે પણ કહીશું. બાંકીપુરની કન્યાશાળામાં એન્ટ્રન્સ સુધીનું શિક્ષણ અપાવા લાગ્યું. અને એ નિશાળમાંથી કન્યાઓ પ્રવેશિકા પરીક્ષામાં પાસ થવા માંડી. આ ઉપરાંત એમણે પોતાને ઘેર છોકરીઓને વાસ્તે એક બોર્ડિંગ હાઉસ –છાત્રાલય, ઉઘાડયું. દેશપરદેશની છોકરીઓ એ બોર્ડિંગમાં રહીને શિક્ષણ મેળવવા લાગી. ફક્ત એક નારીના ઉત્સાહથી દેશને માટે કેટલું કામ થઈ શકે છે તે જોવા જેવું છે.

આ મનસ્વી સન્નારીનું હૃદય કેટલું ઉન્નત હતું, ત્હેમનો સેવાસંબંધી વિચાર કેવો ઉંચો હતો તે સંબંધી બે એક શબ્દો કહીશું. સેવા સંબંધે એ હિન્દુ કે બ્રાહ્મ, બંગાળી કે હિન્દુસ્તાની, આપણો કે પારકો એવો કાંઇ પણ ભેદ રાખતાં નહીં. સેવાનું તેડું આવતાંજ ત્હેને ઇશ્વરનો હુકમ ગણીને તૈયાર થતાં. એક વખત એવું બન્યું કે બાંકીપુરમાં એક સ્ત્રી સુવાવડને ખાટલે પડી. ઘરમાં બીજું બૈરૂં નહોતું. હવે એની બિચારીની ચાકરી કોણ કરે ? અઘોરકામિનીને કાને વાત આવતાંજ એ ત્યહાં પહોંચ્યાં અને સગી માની પેઠે એ બાઇની સુવાવડ કરી.

ત્હેમની સેવા સંબંધી પ્રકાશચન્દ્ર લખે છેઃ–

' આ દેશના નારી જીવનમાં સેવા નથી એમ નહીં. પણ તે પ્રાયઃસ્વામી અને કુટુંબની સીમામાંજ બધાઇ રહી હોય છે. આસક્તિના કોટને જેટલો તોડશો તેટલોજ પારકાનો વિચાર કરવાની અને મદદ કરવાની શક્તિ આવશે. ત્હારે માટે એ સમયઉપર જેટલો મ્હોટા માણસનો હક હતો તેટલોજ દુઃખી વિધવાની ઝુંપડીનો હતોઃ ખબર મળતાંજ તું ત્હેમનું દુઃખ દૂર કરવા દોડતી. છેવટે જ્યહારે એ સેવાકાર્ય ઘણું વધતું ગયું ત્યહારે મ્હારી પાસે આવીને પુછી જવાનો સમય પણ રહ્યો નહીં. કેટલાએક દિવસ મ્હારી અજાણમાં ત્હેં કેટલાએ રોગીઓની સેવા કરી છે. ( અપૂર્ણ. )

---

# विद्याकळा.

## સગર્ભા સ્ત્રીઓને થતી ઊલટીનું દુઃખ દૂર કરવાના ઉપચાર.

બ્હેનો !

મ્હારી એક બ્હેનપણીને ઉપરનો પ્રસંગ આવતાં ઉલટીઓ થતી હતી અને તેથી અન્ન, પાણી કે દવા પેટમાં ન ટકી રહેવાથી શરીરે તે ઘણી દુર્બળ થઈ ગઇ હતી. આવી હાલતમાં ન્હાના સ્થાનમાં રહેનારા સાધારણલોકની સામાન્ય રીત પ્રમાણે દવાખાનાની દવા તે લાવતી નહોતી, પણ કોઈ નજીકમાં રહેનારી બાઇએ તેને ઊલટીઓ મટાડવાની એક બે દેશી દવાઓ બતાવી અને તે તેણે કરી; તોપણ એથી એને ઊલટીઓ મટી નહિં અને તે દુઃખ વધતાં તથા લાંબા વખત સુધી ન મટવાને લીધે પરિણામ એ આવ્યું, કે એને એક બે વખત આ મહા વ્યાધિથી અધૂરે દિવસે પ્રસવ થતાં મહા દુઃખી થઇ. તે પછી પ્રસંગાનુસાર અમદાવાદ રહેવાનું થતાં તે વખતના–બ્હેચરદાસ ડિસ્પેનસરીના ડૉકટર કુપરે તેની કાળજીપૂર્વક દવા કરીને ઊલટીઓ મટાડી અને પછી પૂરા દિવસે એ તરુણબાઇએ એક સુન્દર અને સુકુમાર પુત્રનો જન્મ આપ્યો. આ ઉપરથી માલુમ પડે છે કે સગર્ભા

સ્થીતિમાં જેને ઊલટીઓ થતી હોય તેમણે નશીબઉપર હાથ મૂકી–આળસુ થઈ બેસી ન રહેતાં સારા અનુભવી ડૉક્ટર કે નિપુણ વૈદ્યની સલાહપ્રમાણે દવા કરવી જોઇએ.

સગર્ભા સ્ત્રીને ઊલટી થતી હોય તો તે તરફ કોઈ લક્ષ પણ આપતું નથી. તે તો થાયજ એમ ઘણુંખરાં કહે છે. ઘણીખરી સ્ત્રીઓને બીજા મહિનામાં ઊલટી (ઓકારી) શરૂ થાય છે અને પાંચમા મહિનામાં બંધ થાય છે.

સગર્ભા (દહાડાવાળી) સ્ત્રીઓને ઊલટી ઘણુંકરીને સ્હવારમાં થાય છે. અને કોઇવાર જમ્યાપછી પણ થાય છે. કદી કદી એ ગર્ભ ધારણ થયાના બીજા દિવસથી શરૂ થાય છે અને નવ મહિના સુધી ચાલુ રહીને પ્રસુતિ થયાપછી આપોઆપ બંધ થઇ જાય છે. ઊછાળા (ઊબકા) અને ઉલટી જો મધ્યમ હોય તો એટલે દિવસમાં એકાદ વખતે થતી હોય તો અથવા ઘણો વખત વચમાં અંતર પડયાપછી થતી હોય તો તેથી બ્હીવાનું બીલકુલ કારણ નથી. ફક્ત કંઈ શામક ઉપચાર કરવા પડે છે, પરંતુ કદી કદી આ વિકારથી ગર્ભિણી સ્ત્રીની સ્થિતિ એટલી ભયંકર થાય છે કે તેનાથી ગર્ભપાત થાય છે; અને રકતસ્રાવ બહુ થઇને સ્ત્રીની જીંદગી જોખમમાં આવી પડે છે. કદાચિત જો એનાથી બચી તો પેટમાં કંઇ પણ ન ટકવાથી ભૂખથી મરી જાય છે. તેથી આ વિકારને વૈદ્યકશાસ્ત્ર વાળાએ ભયંકર વિકારમાં ગણ્યો છે.

ઊલટીઓનું ભયંકર દુઃખ દૂર કરવાને તેના કેટલાએક ઉપચાર આ નીચે લખવામાં આવે છે.

**ઔષધોપચારઃ**—(૧) ધાણા ચોખાના ધોરાવણમાં આશરે અર્ધો તોલો વાટીને તેનું પાણી ગાળીને તેમાં ખડી સાકર એક તોલો નાંખીને તે પાણી નવટાંકથી પાશેર સુધી પાવું.

(૨) સુકાએલું લિંબુ બાળીને તેની રાખ કરીને તે મધમાં ચાટવા આપવી.

(૩) મસુરની દાળ શેકીને તેનો લોટ કરીને ાા તોલો લોટ શેરડીના રસમાં કિંવા દાડમના રસમાં આપવો.

(૪) મળશુદ્ધિ સાફ કરવાનાં ઔષધ આપીને મળશુદ્ધિ સાફ કરવી.

(૫) સાઠી ચોખા (લાલ ચોખા) નો ભાત, ગાયનું દહીં ને સાકર એ જમવું.

(૬) પ્રવાલ ભસ્મ કિંવા મોતીની ભસ્મ અર્ધી રતીથી બે રતી સુધી બિજોરાના, દાડમના, અથવા દ્રાક્ષના લહમાં આપવી.

(૭) તુલસીના પાનનો રસ એક આચમની ભરીને, અને એક ઇલાયચી દોડાંના દાણાનું ચૂર્ણ એકત્ર કરીને આપવું.

(૮) પિપળાની છાલ બાળીને પાણીમાં ઓલવીને તે પાણી પીવાને આપવું.

(૯) સુકાં આમળાં, દ્રાક્ષ, સાકર, મધ એ ઔષધો ચાર ચાર તોલા લઇને તેમાં ચોસઠ તોલા પાણી નાંખીને એક પહોર સુધી પલાળી રાખવું; પછી ચોળીને તેમાંનું થોડું થોડું પાણી પીવાને આપવું.

(૧૦) પાકેલાં કેળાં, અથવા કોઠાં ખાવા આપવાં.

(૧૧) શેકેલા મગને પાણીમાં ઊકાળી તે પાણી પાવું. તેજ ઊકાળેલા પાણીમાં મધ, સાકર, ને ડાંગરની ધાણીનો લોટ નાખ્યો હોય તો વધારે સારૂ છે.

(૧૨) બિજોરાનાં પાન, આંબાનાં પાન, ને જાંબુડાનાં પાન, એનો એકત્ર વાટો કરીને ગરમ રાખોડીની ભરસાડમાં ભરીને બફાઇને વરાળમાં થાય એટલે તેનો રસ કાઢવો ને મધ નાંખીને થોડો થોડો પીવા આપવો.

(૧૩) સંખભસ્મ અથવા કોડીઓની ભસ્મ એક રતીથી બે રતીસુધી લીંબુના રસમાં આપવી.

શંખભસ્મ તથા કોડીઓની ભસ્મ તૈયાર કરવાની રીત.

શંખના કકડા (ટુકડા) કરીને કિંવા કોડીઓ છાશમાં ભીંજાવીને ધોવી, અને તપાવીને છાશમાં બોળવી, પછી એક માટીના ચડવામાં ઘાલીને એક કોડીયું ઢાંકીને કપડમાટી કરવું, અને પછી તે ચડવો અડાયાંની ભઠ્ઠીમાં ઘાલીને બાળવો, તેથી ભસ્મ તૈયાર થાય છે.

(૧૪) બોરના બીજમાંનો ગર્ભ, પિપળી, મોરના પીછાની રાખ અને મધ એકત્ર કરી ઘુંટાવીને આંગળી આંગળી ચટાડવું.

(૧૫) પિત્તપાપડાનો કાઢો મધ નાંખીને આપવો, પિત્તપાપડા એક તોલો દર વખતે લેવા.

(૧૬) રૂદ્રાક્ષ મધમાં બે રતી ઘસીને તેમાં એક ઇલાયચી દોડાની જીવતી રાખ (ઇલાયચીદોડો સોયમાં ઘોચીને દીવાપર ધરવો અને લાલચોળ થાય તે વખતે તેની ભૂકી કરવી. તેને જીવતી રાખ કહે છે.) નાંખીને તેનો આટો કરીને રાખવો, અને તેને દિવસમાં ૫-૬ વખત દેવો.

(૧૭) સૂત શેખરની માત્રા સારી ખાતરીની મળે તો દૂધ સાકરમાં અથવા આમળાના મુરબ્બામાં પાંચ સાત ઘસરકા ઘસીને આપવી.

(૧૮) અતિ ઠંડું પાણી અથવા બરફ નાખેલું પાણી અથવા સોડાવૉટર પીવાથી પણ કદી કદી ઉલટી બંધ થાય છે.

(૧૯) રાઇનું પ્લાસ્તર પેટપર હોજરીની જગ્યાએ લગાડવું.

વિશેષ સૂચના.

ઉપર લખેલાં ઔષધો પૈકી બદલીબદલીને ઔષધ આપી જાવાં અને તેટલાથી વિકાર ન શમતાં સ્ત્રી હેરાન થવા લાગે, અથવા નબળાઇ વધવા લાગે તો સારા વૈદ (અથવા અનુભવી ડૉક્ટર) પાસે ઉપચાર કરાવવા. જો નબળાઇ બહુજ વધે તો વખતે ગર્ભપાત પણ કરવો પડે છે; ગર્ભ પડયા પછી ઊલટી આપોઆપ બંધ થાય છે અને સ્ત્રીની પ્રકૃતિ સુધરવા માંડે છે, માટે વૈદ (અથવા ડાકટર) ની સલાહ લઇને તત્કાળ ગર્ભપાત કરાવવો. કારણકે એક વખત ઘણી અશક્તાઇ આવી એટલે પછી જે વખત જાય છે, તેમાં ભયનું કારણ વધતું જાય છે.

(૨૦) પેટમાં કંઈ પદાર્થ ટકતો નથી, તેથી સ્ત્રીનું બળ ઘણું જલદી કમી થાય છે, માટે દૂધ; માંસ રસ (સુપ) કિંવા કાંજીની પિચકારી ગુદા દ્વારમાં મારવી. પિચકારી મારવાનું કામ અક્કલવાળી સ્ત્રી સહેજ કરી શકે છે, જેને બરાબર ખબર ન હોય તેણે એક વખત વૈદપાસે સમજી લેવું, એ કરવાનું કામ બીલકુલ કઠણ નથી.*

ઉલટીઓનું દુઃખ દૂર કરવાને ઉપર જણાવ્યા મુજબ એક પછી એક ઉપાય બતાવવામાં આવ્યા છે. 'સુન્દરી સુબોધ' માસિકનો લાભ લેનાર કેળવાએલી બ્હેનો તેથી વાકેફ થઇ પોતાના સંબંધમા આવનાર હરકોઇ બ્હેનને જરૂરના પ્રસંગે આ ઉપર લખેલી દવાઓ કરવા સલાહ આપશે તો તેથી ઘણે ભાગે દુઃખ દૂર થતાં આ સ્ત્રીઉપયોગી માસિકમાં આ લેખ પ્રકટ કર્યાનો હેતુ સફળ થશે.

સૌ. કૃષ્ણાગૌરી હિરાલાલ વિ. રાવળ.
સુંથરામપુર-રેવાકાંઠા.

* ડૉક્ટર દેવરાકર મોતીરામકૃત 'સગર્ભા સંરક્ષણ' ઉપરથી.

# વિવિધવિહાર.

## માતૃભૂમિ.

( એક અંગ્રેજી લેખને અનુસરીને. )

જો મને કોઇ પુછે કે મનુષ્યની ભાષામાં મધૂરમાં મધૂર શબ્દ કયો છે ? તો હું તરતજ કહું કે જે સ્ત્રીએ પોતાને જન્મ આપ્યો તેને જે શબ્દથી બાળક બોલાવે છે, તે મધુરમાં મધુર અને મીઠો શબ્દ છે. તે શબ્દ એ છે કે જે શબ્દથી રડતાં બાળકને આશ્વાસન મળે છે, દુઃખી બાળકને દિલાસો મળે છે, જે શબ્દનો થાકી ગયેલ માણસ ઉચ્ચાર કરે છે, જે સાંભળીને માંદું ને દુઃખી માણુસ સંતોષ પામે છે, અને જે વિશ્રામ રૂપ શબ્દ દુઃખી મનુષ્યોના મુખમાંથી સહજ નીકળે છે; તે મીઠો શબ્દ સંસ્કૃતમાં માતૃ, ગુજરાતીમાં માતા ને અંગ્રેજીમાં મધર અથવા મમા છે.

સ્ત્રી પૂરૂષ જે સંબંધથી જોડાય છે, તે સંબંધ તો કદી તોડી શકાય; પણ બાળક કે જે જન્મ પહેલાં માતાના જીવનનો એક ભાગ હતું, તેનો સંબંધ તૂટવો અશક્ય છે. જન્મ પહેલાં માતાને બાળક શું એકજ નથી ? અને જન્મ પછી પણ શું માતા તેને પોતાનાજ શરીરમાંથી દુધ નથી આપતી ? આથીજ માનો સ્નેહ સબંધ કાંઇ અદ્વિતીયજ છે. તેના સ્નેહ જેવું બીજું કાંઇ પણ નથી. તો તેથી વધારે ઉત્તમ તો શું હોઇ શકે ! પિતાનું સ્થાન માતા પછી, એટલે માતાથી ઉતરતું છે. આ કારણથી સંસ્કૃત, હિંદી ને હિંદુસ્તાનીમાં આપણે માતાપિતા કહીએ છીએ, પિતામાતા નથી કહેતાં. મહાત્મા મનુએ કહ્યું છે કે " માતાને પિતા કરતાં દશ ગણું વધારે માન આપવું. " આમ છે તો પછી બધાં સ્ત્રીપુરૂષે જે સર્વ માતાઓની પણ માતા, જે પોતાની માતૃભૂમિ છે, તેને તો પોતાની માતા કરતાં વિશેષ માન આપવુંજ જોઇએ. આ મહાન્ માતા માતૃભૂમિના શરીર પર મનુષ્યો રહે છે, હરે ફરે છે, અને કોઈ વખત તેને અપવિત્ર પણ કરે છે: છતાં તે ઉદાર, પ્રેમાળ માતા કદી પણ જરાએ ક્રોધ કરતી નથી. તે સર્વ કાળ શાન્ત ને ક્ષમાવાન છે. જેમ મનુષ્યની માતા પોતાનાં બચ્ચાંને પોતાના શરીરમાંથી દુધ આપે છે, તેમજ આ માતૃભૂમિ પોતાના શરીરમાંથી દરેક મનુષ્યને પોષણ આપે છે.

મારા બન્ધુઓ અને બ્હેનો, કદી પણ ભૂલશો નહીં કે ગમે તે દેશમાં તમે જશો તો પણ તમે માતૃભૂમિનાંજ સંતાન રહેશો. જે ભૂમિમાં તમારો જન્મ થયો છે તેનું ચિહ્ન તમારા ચહેરા પરજ છે. જે તમારીજ માતૃભૂમિ છે, તેને છોડીને બીજા દેશના રીતરીવાજ, પોશાક વગેરે ગ્રહણ કરવાનો તમારો ભૂલભરેલો અને હલકો વિચાર થશે તો પણ તમારી જન્મભૂમિની છાપ તમારા ચહેરાપરથી ખસશે નહીં.

સ્વમાતાના આભારનું ઋણ બાળક કદી પણ વાળી શકતું નથી, તો પછી તેનાથી બમણું તો શું પણ અનેક ગણું પોતાની માતૃભૂમિનું લહેણું છે તે તો આપણે ક્યાંથી વાળી શકીએ ? ભાગ્યશાળી ને સુપાત્ર દીકરોજ સુખ દુઃખમાં પણ કદી માતાનો સ્નેહ

વિસરતો નથી અને એમજ માને છે, કે સારા પ્રતાપ મારી માતાનાજ છે. માતા તરફનો પોતાનો ધર્મ સમારના બીજા સંબંધ કરતાં વધારે પવિત્ર અને બન્ધનકારક છે.

મારા ભાઈઓ ને બ્હેનો! યાદ રાખજો કે આ લોક કે પરલોકમાં માતાના આશીર્વાદથી વધારે કીમતી ચીજ બીજી કઈ પણ નથી. માતાનો આશીર્વાદ દુઃખમાં મદદ આપે છે, અને દુઃખ સહન કરવાને શક્તિ આપે છે, ને માતાના શ્રાપ જેવું બીજું એકે દુઃખ તીવ્ર નથી.

આપણે તન, મન અને ધનનો જો સદુપયોગ કરવો હોય તો તેને શુદ્ધ અંતઃકરણથી માતૃભૂમિની સેવા કરવામાં અર્પણ કરવાં.

ગોન્ડલ. રાજકુમારી લીલાબા.

## માતા અને પત્નીની નજીવી ભૂલોનાં ભયંકર પરિણામો.

' સુન્દરી સુબોધ ' ના પુસ્તક ૭ ના અંક ૧૧ માં **' માતાની નજીવી ભૂલોનાં ભયંકર પરિણામો '** વાળો લેખ વાંચી મ્હારા હૃદયને અતિ આનંદ તથા સંતોષ ઉત્પન્ન થયો છે. મ્હને બ્હેન ર—નો એ વિષય એટલો તો ઉપયોગી જણાયો છે કે એ લેખ કાંતો મ્હોટા ટાઇપથી છાપવાજેવો છે અથવા તેને લાલ કે સોનેરી અક્ષરે છાપવાની જરૂર હતી. ગ્રેટ બ્રિટન અને આર્યલેંડ વગેરેના મહારાજા સાહેબ તથા હિન્દના કયસરે હિન્દ શહેનશાહ જ્યોર્જ પાંચમા તરફનો ઢંઢેરો તથા સંદેશો હમણાં જેમ દરેક સ્થાનમાં તથા ન્હાની મ્હોટી શાળાઓમાં ઘટતા વિવેચન સાથે વાંચી સંભળાવવામાં આવ્યો તેજ પ્રમાણે આ ઉપયોગી લેખ સ્ત્રી-શિક્ષકોએ કન્યાશાળાનાં ઉપરનાં ધોરણ શીખનારી બાળાઓ અને ઉપ-સ્ત્રી-શિક્ષકો વગેરેને તથા દેવમંદિરમાં પુરાણી અને વ્યાસોએ કથા શ્રવણ કરનાર સ્ત્રી-સમાજમાં શ્રવણ કરાવવા જેવો છે. લખવાને સન્તોષ ઉપજે છે કે સુરતનિવાસી અત્રેના દિવાન રા. બ. લલ્લુભાઇ કલ્યાણજી દેશાઇનાં ધર્મપત્ની શ્રીમતિ દુર્ગા બ્હેન કે જેઓ મુમ્બઇ સેવાસદનનાં એક મભ્ય છે અને સ્ત્રીકેળવણીને પોતાના તરફથી અનુકૂળ તકે બનતી મદદ આપતાં રહે છે તેઓએ પોતાને ત્યાં એક પ્રસંગે આવેલા સન્નારી મંડળ રૂબરૂ એ લેખ વાંચી સંભળાવ્યો હતો. ' સુન્દરી સુબોધ ' અંક ૧૧ માં આ વિષયઉપર લંબાણથી આપેલાં ઉદાહરણોની સંખ્યા કાંઈ ઓછી નથી; તોપણ વિષયના ઉપયોગીપણા તરફ નજર કરી તે સંબંધનાં બીજાં ઘણે ભાગે સત્ય ઉદાહરણો કે જે બનાવો જાતે જોએલા અને સાંભળેલા છે ત્હેમાંના થોડા એક બનાવ આ નીચે લખવામાં આવે છે.

(૧)

ચંદનની મા પોતાની લાડકી દીકરીને કપડાં પહેરાવવામાં બહુ શોખીન હતી. તે વગેરે કારણથી તેણે ચંદનની નવી શીવેલી ઘાઘરી જોઇએ તે કરતાં વધારે નીચી રાખેલી હતી. ચંદનના પિતાને નીચેનો વાસ બહુ પસંદ નહિં હોવાથી તેઓ બધાં ઘણીવાર મેડા ઉપરજ રહેતાં હતાં. ચંદન નવી ઘાઘરી પહેરીને એક દિવસ મેડાઉપર ફરતી હતી તે વખતે ઘાઘરી પગનીચે આવવાથી તે એક બે વાર પડી ગઇ હતી, તે તેના પિતાના

જોવામાં આવતાં ચંદનની નવી ઘાઘરીને એક પ્લેટ ( શીલીટ ) ભરી આપવા ઘરમાં તેની માને કહ્યું હતું. પણ તેની માને લાંબે છેટે દેવ દર્શન અને માતા મહાદેવ જવા આવવામાં ઘણો વખત જતો હોવાથી, તેના પતિની આજ્ઞાપ્રમાણે જલદી વર્તવાની ટેવ નહિં હોવાથી ઘાઘરીને શીલીટ ભરવાનું કામ ઢીલમાં નાખ્યું હતું. એવામાં ' ગૌરીપુજન ' ના દિવસો આવતાં ચંદનગૌરી નવી ઘાઘરી પહેરી બ્હેનપણીઓમાં રમવા જવાની લેહમાં નીસરણીથી ઉતાવળે ઉતરવા જતી હતી એટલામાં નીસરણીનાં બીજે પગથીએ લાંબી ઘાઘરી પગનીચે આવતાં ગડબડીયું ખાઈ છેક નીચે આવીને પડી ! કમનશીબે નીસરણી નીચેનાં ઓટલાએ પત્થરની મ્હોટી છાટો જડેલી હોવાથી માથુ ફુટી ઘણું લોહી નીકળ્યું. દેશી અને હકીમજી અનેક દવાઓ કરવા છતાં ઘણું દુઃખ પામી કેટલેએક દિવસે લાડકડી ચંદન મૃત્યુ શરણ થઇ હતી.

(૨)

દિવાળી પોતાના છોકરાની દવા કરવા " એળિઓ " અથવા એવીજ કાંઇ કાળી દવા લાવી હતી. એના ઘરમાં એના વડસસરા રહેતા હતા તે કોઇ કોઇવાર જરા અફીણ લેતા હતા. જે તાકામાં વૃદ્ધ ડોસીએ અફીણની ચીનાઇ પતરાની ડાબલી મૂકેલી હતી તેજ તાકામાં દિવાળી વહુએ પોતાની આણેલી ' કાળી દવા ' ની તેવીજ બીજી ડબી મુકી હતી. પછી છોકરાને જલદીથી સારો કરવા કાળી દવા સહજ વિશેષ પ્રમાણમાં આપી. છોકરાને વિષ ચડયું અને મૃત્યુ પામ્યો ત્યારે ખબર પડી કે પોતાની આણેલી કાળી દવાને ઠેકાણે તેણે નજીકની બીજી ડબીમાંથી અફીણ ખવરાવી વ્હાલા છોકરાને મૃત્યુશરણ કરી દીધો હતો !

(૩)

એક ન્હાના ગામમાં માણેકબાઇને તાવ આવતો હતો. ઘરમાં દવા લાવવાની માત્ર એકજ શીશી હતી. તે ન્હાનાં છોકરાંએ ફોડી નાંખવાથી પાડોશીને ઘેર શીશી માગતાં તેમણે એક શીશો દવા લાવવા માટે આપ્યો, હેમાં માણેકબાઇ ધર્માદા દવાખાનામાંથી દવા લાવી ઘરમાં જે તાકામાં ગાસ્લેટ ( કેરોસીન ) નો શીશો રહેતો હતો તેની જોડે મૂકયો. સવાર, બપોરની દવા પીધાપછી રાત્રીની દવા પીવા છોકરાં પાસે દવાનો શીશો મંગાવતાં તેમણે જે શીશો આણી આપ્યો તેમાંથી દવા કાઢી ગટગટ પી ગયા પછી માલુમ પડયું કે દવાને ઠેકાણે ભૂલમાં ગાસ્લેટ પી જવાયું છે; તેથી તેના ઘરનાં બધાંએ, અને પાછળથી સગાંવ્હાલાંએ દવાખાના તરફ ઘણી દોડાદોડ કરી મૂકી, ડાકટરે ઉલટીઓ કરાવી અને ઘણી મુસ્કેલીથી તે સારી થઇ.

(૪)

છોકરાંને ઘણી ઉધરસ થઈ હોય છે ત્યારે છાતીની જાળ કાઢવા કોઇ કોઇ સ્ત્રીઓ બચ્ચાંને મીંઢળનો ઢળીઓ યત્કીંચિત ઘશીને પાય છે તેથી ઊલટી થઇ છાતીની જાળ નીકળી જાય છે. એક વૃદ્ધ અને અનુભવી બાઇએ બતાવેલી આ સલાહથી આગળ વધીને– પોતાનું ડહાપણ વાપરી–છોકરાને જલદીથી સારાં કરવા તેની ઉતાવળીએણ માતાએ મીંઢળનો ઢળીઓ સારી પેઠે ઘસીને પાયો અને પરિણામ એ આવ્યું કે ઘણી ઉલટીઓ થવાથી તે નાજુક છોકરો રામશરણ થઇ ગયો !

(૫)

વિજળી વહુને હમેશાં મીઠું પાણી ભરી લાવવા ગામ બહાર એક માઇલ સુધી જવું

આવવું પડતું હતું. તે વખને સાસુ નણંદ વગેરેની વાતો સંભળાવવા પોતાની બ્હેનપણીઓની સોબત કરી જવા તેને ઘણી ટેવ હતી શિયાળામાં એક વખતે સવારમાં તેની બ્હેનપણી મીઠું પાણી જવા તેડવા આવી અને જલદીથી નીકળવા ઉતાવળ કરવા લાગી. વિજળી પોતાના ન્હાના છોકરાને ઘોડીઆમા સુવાડી ચાદર ઓઢાડી ઘોડીઆનીચે સગડીમાં સળગતા અગારા નાખી પાણી ભરવા ગઈ. તે પછી ઘોડીઆની દોરી સગડી નજીક હોવાથી સળગી ઉઠતાં ચાદરનો છેડો સળગ્યો અને વિજળી પાણી ભરી આવીને જુએ છે તો છોકરો અને ઘોડીઆનું કપડુ વગેરે સર્વે ભસ્મીભૂત થએલાં જોયાં ! બળીને મૃત્યુ પામેલા છોકરાની માતા આજે પણ હયાત છે અને જ્યારે આ વાત નીકળે છે ત્યારે તેને ઘણું દુઃખ થઇ આવે છે.

(૬)

છેલ્લા મિહરસ્થના વર્ષમાં આપણા ગૂજરાતમાંથી અનેક ભાવિક બ્હેનો નાશીકત્રીંબકની–ગોદાવરીની–જાત્રાએ ગઇ હતી. ત્હેમાં નદીના પાણીમાં શામકુવરબાઇ ન્હાના છોકરાને લઇ ગોરપાસે ધર્મક્રિયા કરાવતાં હતાં. બ્રાહ્મણે હાથમાં આપેલી ચીજો પાણીમાં નાંખવા કહેતાં, શામકુવરબાઈએ તેમ કરવા જતાં, પોતાના હાથમાંનો છોકરો અકસ્માત પાણીમાં પડી ગયો ! હજારો માણસની ગીરદીના ગડગડાટમાં આ છોકરો ભૂલમાં પડી ગયો કે પાણીનો ઝપાટો આવતાં પોતાની પાસેથી છોકરો જતો રહ્યો તે નક્કી જાણવામાં નથી, પણ ગરીબ ન્હાનો છોકરો પાણીમાં પડીને મરણ પામ્યો એ તે વખતે હાઝર રહેનાં ઘણાં પુરૂષોએ નજરે જોએલું છે.

(૭)

એક માએ પોતાની છોકરીને પતાસાં નાખેલું દૂધ પાયાપછી તેનું મોંઢું પાણી લઇ સાફ કર્યું નહિ ને મા બાળકને મૂકી દૂરના ઓરડામા કામે વળગી ગઇ, તે પછી એક મ્હોટી બિલાડી આવી તે છોકરીના ગાલપર તથા આંખો નજીક નખ મારી તેને કરડી ગઈ, ઘણી દવાઓ કર્યા પછી છોકરી સાજી થઇ. એ છોકરી આજે મ્હોટી થઇ છે તોપણ તેના મુખપરની તથા આંખ આગળની મધળી નિશાનીઓ કાયમ રહી તેની મુખાકૃતિમાં બિગાડ થએલો માલુમ પડી આવે છે.

(૮)

ન્હાનો મુકુન્દ મ્હોટીમાને ઘણો વ્હાલો હતો તેથી પોતાના રાજ્યના ચલણનો એક પૈસો માએ તેને બક્ષીસ કર્યો તે લઇ મુકુન્દ રમવા લાગ્યો. રમતાં રમતાં પૈસો મોંઢામાં મૂકયો તે ગળાઆગળ જઇ અચકાયો; ન બહાર નીકળે કે ન અંદર જાય. એ વખતે છોકરાને ઘણી મુઝવણ થતી હતી. એમ કરતાં કરતાં પૈસો પેટમાં ઉતરી પડ્યો. પછી તેને જીલાબની દવા પાતાં ઘણી મુસ્કેલીથી પૈસો બહાર નીકળ્યો; અને ઇશ્વર કૃપાથીજ છોકરો મૃત્યુમુખમાં જતો બચી ગયો. તે પછી માએ ફરીથી મુકુન્દને પૈસો આપ્યો નથી.

(૯)

થોડાં વરસ ઉપર લુણાવાડામાં જન્માષ્ટમીના તેહેવાર પર ઘણી ભાવિક બ્હેનો છોકરા–છોકરીઓને લઇ પુનમે નદીઉપર મહેશ્વલીઆ મહાદેવ નજીક સ્હવારમા સ્નાન કરવા ગઇ હતી. તેવામાં કેટલીએક છોકરીઓએ રાજી થઈ લગભગ કમરપુર પાણીમાં ગરબો ગાવાનો શરૂ કર્યો. ચોમાસાને લીધે પાણીમાં એક બાજુએ રેતીનો ઢગલો થઇ ગયો હતો.

અને બાજી બાજુએ નદી ખોદાઇને ઊંડો ધરો થઇ ગયો હતો. ચક્કર ફરતાં ફરતાં પાંચ-સાત છોકરીઓ ધરા તરફ પાણીમાં પડી ગઇ, તે વખતે એક ચાલાક અને બળવાન તરૂણ ત્યાં આવી પહોંચ્યો તેણે પોતાના બળથી ઘણી જલદીથી પાંચ-છ છોકરીઓને ડુબતાં બેંચી કાઢી. પણ આખરે એક કમનશીબ ઊછરતી વયની છોકરી ધરા તરફ જતી રહેવાથી ડુબી મરણ પામી. આજે પણ એ બધી છોકરીઓના પ્રાણ બચાવનાર ઉત્સાહી અને પરોપકારી જુવાનનાં લોક વખાણ કરે છે.

(૧૦)

ગુલાબવહુ દૂર બેઠા પછી ચોથે દિવસે કપડાંનો એક મ્હોટો ગાંસડો લઇ તળાવે ન્હાવા ગઇ અને સાથે સાત વર્ષની કીકીને પણ લેતી ગઇ. એવામાં ગામમાં એક જુવાન માણસનું મરણ થએલું હોવાથી ઉદીચ જ્ઞાતિની ઘણી સ્ત્રીઓ ટોળે મળી સ્નાન કરવા આવી અને તળાવના કિનારે કળાપીટ કરવા લાગી. આ કળાપીટમાં તથા સાસુજીએ આપેલો મોભી જેટલો ગાંસડો ધોવામાં ગુલાબ વહુ ગુંચવાઇ જઇને કીકી ક્યાં રમે છે તે જોવા-તપાસવાનું ભૂલી ગઈ. કપડાં ધોવાનું ઘણું ખરૂં કામ પરવારી કીકી યાદ આવતાં તેને શોધવા લાગી; અને આસપાસ ઘણી તપાસ કરી પણ લાડકી કીકીનો ક્યાંઇ પત્તો લાગ્યો નહિં. ઘણી મ્હેનતે તળાવના પાણીમાં તપાસ કરતાં જણાયું કે કીકી પાણીમાં રમવા ગઇ હતી અને ત્યાંજ ડુબીને મરણ પામેલી હતી.

(૧૧)

થોડાં વરસઉપર દુષ્ટ પ્લેગના ત્રાસથી ન્હાશીને કમળા તથા તેનો પતિ આનંદશંકર પોતાના જીવ બચાવવા અમદાવાદ તરફ જતાં રહ્યાં હતાં. તેમને ન્હાનાં મ્હોટાં ચાર છોકરાં હતાં. ગટરોવાળા શહેરમાં નીચેનો ભાગ શરદીવાળો તથા આરોગ્યતાના સંબંધમાં બીજી પણ ઘણી અડચણો હોવાથી આનંદશંકર પોતાના કુટુમ્બને રહેવા સારી હવા-અજવાળાવાળા તથા સારી નીસરણીવાળા મેડાની શોધ કરતા હતા. એવામાં એક સ્નેહીની સહાયતાથી જોઇએ તેવો મેડો મળી આવ્યો, પણ તેનું ભાડું વધારે છે એમ જણાતાં કૃપણ કમળાવહુએ જીદ કરી એ મેડે જવા ના પાડી; અને થોડા ભાડાવાળો તથા ઊંચી અને નઠારી નીસરણીવાળો એક મેડો પસંદ કરી ત્યાં રહેવા ગયાં. પરિણામ એ આવ્યું કે એક માસની અંદર બે છોકરાં નીસરણીઉપરથી નીચે પડી ગયાં. તેમાં પ્રથમ એક છોકરીનો હાથ ભાગ્યો; બીજી વખતે છોકરો પડયો તે બચવા પામ્યો નહિં.

(૧૨)

હિંમતલાલ કમાઇ કમાઇને જે કાંઈ મેળવતો હતો તે પોતાની વહુ દુર્મતીબાઇને આપ્યા કરતો હતો. એમ કરતાં કરતાં દુર્મતીબાઇ પાસે ઠીક રકમ એકઠી થઇ હતી. એક વખત એવો આવ્યો કે હિંમતલાલનો ધંધો ભાગી પડયો અને તે ઘણો કરજદાર થઇ ગયો. લોકોએ જ્યારે તેના ઉપર દિવાની કોર્ટમાં દાવા ભર્યા ત્યારે તે પોતાની આબરૂ સાચવવા વહુપાસે રૂપિઆ માગવા લાગ્યો તે વખતે વહુએ જણાવ્યું કે હથેલીમાં વાળ હોય તો પૈસા હોય, અને કદાચ કાંઇ પૈસા હશે તો મ્હારે તેનો આગળ ઉપર ઘણો ખપ છે. તમે ઝેર ખાઇને મરો તો પણ હું મ્હારી પાસેનો પૈસો આપનાર નથી. થોડા દિવસમાં

હિંમતલાલ ઓચિન્તો મરી ગયો અને લોકો કહે છે કે તે ઝેર ખાઈનેજ મરી ગયો હોય એમ ધારવામાં છે.

સંકટ સમયે સ્વામીને મદદ ન આપવાથી કેવું વિપરીત પરિણામ આવ્યું ! !

(૧૩)

નર્મદાવહુને ન્હાનપણમાં દિકરો પરણાવી લગનના કોડ પુરા કરવા તથા નવી વહુ લાવવાનો ઘણો મોહ હતો પણ ન્યાતમાં વહુને આપવાનું પલ્લું-ઘરેણું, ઘણું વધી, પડવાથી તેટલી રકમ ઘરમાં સિલિક છે કે નહિં તેની ખબર નર્મદાવહુને નહોતી. લગ્ન વખતે છેક છેલ્લી ઘડીએ ઘરેણું બતાવવા જતાં વેવાહીએ જણાવ્યું કે બસો રૂપિઆની રકમ વધારે જોઇશે. આ ઉપરથી નર્મદાવહુના પતિ રતનલાલે પોતાની સ્ત્રી પાસે યોગ્ય મદદ કે પોતાનાં એક બે નંગ આપવાનું કહેતાં નર્મદાવહુએ તે માન્યું નહિં. આ ઉપરથી નાણાંની તંગીને લીધે ગભરાઈને ન્યાતમાં પોતાની આબરૂ ઓછી થશે એમ સમજી રતનલાલ ઝેર ખાઈ પરલોકવાસી થઇ ગયા અને વિવાહ માટે તૈયાર કરેલુ સીધું-સામાન બારમા તેરમાની ઊત્તરક્રિયામાં વપરાયું.

(૧૪)

થોડા વખત ઉપર જ્યારે આખા પ્રાન્તમાં ઠામ ઠામ દુષ્ટ પ્લેગનું જોર ઘણું વધી પડ્યું હતું તે અરસામાં ચંદ્રવદનરામનાં પત્ની શિવલક્ષ્મી પતિને કહેવા લાગ્યાં કે, હજુ તમારી આંખો ઊઘડતી નથી પણ આપણી મ્હોટી દીકરી સુલોચનાની વય તો દશ વર્ષ પૂરાંની થઇ. હવે અગીઆરમું વર્ષ પૂરૂં થશે એટલે આ વર્ષમાં મ્હારે તેને પરણાવી દેવાનો વિચાર છે. ચંદ્રવદનરામે જણાવ્યું કે-હજુ તેની વય પરણવા લાયક થઇ નથી અને આખા દેશમાં સર્વત્ર પ્લેગનું જોર વધતું જાય છે તેથી પ્લેગની શાન્તિ થયા શિવાય હમણાં લગ્ન કરવાં મ્હને પસંદ નથી. એટલુંજ નહિં પણ આપણી નજીકમાં જ્યારે પ્લેગનું બળ વધતું જાય છે ત્યારે આવા વખતમાં લગ્ન લેવાં એ કામ ઘણું જોખમભરેલું છે. બાર-તેર વર્ષ પૂરાં થયા પછી જોઇશું. ત્યારે શિવલક્ષ્મી બોલ્યાં કે અગ્યાર વર્ષ પૂરાં થતા પહેલાં ન પરણાવીએ તો પછી કન્યામાળ જતો રહેવાથી કન્યાદાનનું શ્રેષ્ઠ ફળ મળે નહિં, એમ એક વખત પુરાણી વાત કરતા હતા. તેથી તમે જો સુલોચનાને આ લગ્નગાળામાં નહિં પરણાવો તો હું એને લઇ કુવામાં જઇ પડીશ. વળી વહુએ પોતાની તરફેણમાં મ્હોટાં બ્હેન ( નણંદ ) ની મદદ લીધી, અને ઘરમાં ઘણો કજીઓ કરવાથી સુલોચનાને દશ વર્ષ પૂરાં થતાં પરણાવી દીધી. લગ્ન થયાને પૂરૂં પખવાડીયું થતા પહેલાં જમાઇને તાવ આવ્યો. તે એવી જાતનો હતો કે તાવ આવ્યાને ચોથે દિવસે જમાઈ મરણ પામ્યો; પાછળથી માલુમ પડ્યું કે એ પ્લેગથી મૃત્યુ-શરણ થયો હતો. અને ગરીબ બિચારી સુલોચના આજે વૈધવ્ય દુઃખ ભોગવે છે! અજ્ઞાન માતાની હઠીલાઈ, દુરાગ્રહથી કેવાં વિપરીત પરિણામ આવે છે, તેનાં આવાં અનેક દૃષ્ટાન્તો મળી આવે છે.

× × × × × ×

વ્હાલી બ્હેનો ! ! તમો સર્વેને આ બીજીવાર વિનવવામાં આવે છે કે આ ન્હાનકડા લેખમાં માતાની અને પત્નીની અજ્ઞાનતા, બેદરકારી, અને થોડી સમજથી થતી ભૂલોના જૂજ દાખલાઓ આપવામાં આવ્યા છે, એટલા ઉપરથીજ ત્હેમની ભૂલોનાં ભયંકર

પરિણામોનું પ્રમાણ બાંધવાની ભૂલ કરશો નહિ. આવા અથવા તો આને મળતા અનેક દાખલાઓ બન્યા કરે છે. સર્વ બ્હેનો અને માતાઓ આવી ભૂલોથી દૂર રહી પોતાની અંબિર જોખમદારી યથાયોગ્ય સમજે, એટલુંજ નહિ પણ તે સાથે પોતાની સાહેલીઓ પાડોશણો, અજાણ્યુંબ્હેનો, સગાંવ્હાલાં ને ઓળખીતાંની સ્ત્રીઓ અને તે ઉપરાંત પોતાના સહવાસમાં આવતી હરકોઇ સ્ત્રીઓને આવી ભૂલોથી દૂર રહેવાં તથા માતા અને પત્નીનાં ખરાં કર્તવ્ય સમજાવવા તસ્દી લે એ આ લેખ લખવાનો ઉદ્દેશ છે.

સૌ. કૃષ્ણાગૌરી હિરાલાલ વિ. રાવળ.
સુંથ-રામપુર-રેવાકાંઠા.

---

# आनन्दाश्रम.

---

## એક પુસ્તકની જાહેર ખબર. નવીન પાકશાસ્ત્ર.

### ( સ્ત્રીઓએ અવશ્ય વાંચવું. )

ખરૂં જોતાં, આ કાંઇ જાહેરખબર નથી; તેમજ પૈસા કમાવાના ક્ષુદ્ર હેતુથી આ પુસ્તકની યોજના કરવામાં આવી નથી. પરંતુ આપણી સ્ત્રીઓ સુઘડ થાય, રસિક થાય, ચતુર થાય, સંસારમાં વિશેષ ઉપયુક્ત થાય; ટૂંકામાં અનેક પ્રકારની ભોજન સામગ્રી બનાવવામાં કુશલ થાય એવા હેતુથીજ આ પ્રયત્ન આદર્યો છે. હેને સફલ કિંવા નિષ્ફલ કરવો એ આ સંસારનાં શણગારરૂપ સ્ત્રીવર્ગના હાથમાં છે.

કેટલાક માસઉપર એક યુનિવર્સિટીની સીન્ડીકેટની સભામાં પદવી લેનાર સ્ત્રી-વિદ્યાર્થીઓ માટે વિશેષ અભ્યાસક્રમ નક્કી કરવા માટે ભારે ચર્ચા જાગી હતી. હેમાં એવો ઠરાવ થયો કે સ્ત્રી ઉમેદવારોએ ઐચ્છિક વિષય તરિકે બીજો વિષય નહિ લેતાં પાક-શાસ્ત્રજ લેવો. એ ઠરાવ પસાર થયા પછી પાકશાસ્ત્રના સપ્રમાણ ગ્રન્થ કોઇ શિષ્ટ વિદ્વાન્ પાસે ઇનામ આપી તૈયાર કરાવવાનો ઠરાવ રજૂ કરવામાં આવ્યો, અને તે સર્વાનુમતે પસાર થયો.

તે ઉપરથી એ યુનિવર્સિટીએ એ કાર્ય અમારી કુશળતાની કદર જાણી અમને સુપ્રત કર્યું. અમે પાકશાસ્ત્ર વિશે અમારા જ્ઞાન ઉપરાંત વિશેષ માહિતી મેળવવા માટે પ્રાચીન તથા અર્વાચીન સંસ્કૃત અને પ્રાકૃત ગ્રન્થોનું સંશોધન કર્યું. ભરતખંડના જૂદા જૂદા પ્રાન્તોમાંથી હસ્તલિખિત પુસ્તકોની પ્રતો મંગાવી હેની સરખામણી કરી પાઠાન્તર નક્કી કર્યા. આ કાર્યમાં અમારા મિત્ર શ્રી કાશીનિવાસી પંડિત શ્રીયુત સૂપદીપક શર્માએ અપૂર્વ સાહાય્ય આપી અમને ઉપકૃત કર્યા છે. માત્ર સંસ્કૃત તથા પ્રાકૃત ગ્રંથો શોધીને અમે વિરામ્યા નથી, પરંતુ જૂદા જૂદા યુગમાં ભરતખંડમાં પ્રવાસે આવી ગયેલા ચીનાઈ વગેરે પ્રવાસીઓના હેવાલ, મહાન્ સિકંદર તથા હેના અનુયાયીઓના ઉલ્લેખ, આરબ અને મિસર દેશના વ્યાપારીઓએ કરેલી નોંધો ઇત્યાદિનું સંશોધન કરી આ શાસ્ત્રીય અને અતિ ઉપયોગી વિષયપર પુરતો પ્રકાશ પાડવામાં અમે એકેય પત્થર ફેરવવો બાકી રાખ્યોજ

નથી. આ કાર્યમાં અમને અણધારી અસાધારણ ફતેહ મળ્યાથી અમારી જાતને મુબારકબાદી ઈચ્છતાં અમને ગર્વ ઉત્પન્ન થાય છે.

ગ્રન્થમાં પદાર્થનું સભાળથી વર્ગીકરણ કરવામાં આવ્યું છે. અને બનાવટમાં જ્યાં જ્યાં પ્રાન્તિક ભેદ માલૂમ પડયા છે, ત્યાં ત્યાં નીચે ટીપ્પણ ઉમેરૂં છે. અભ્યાસને સરળ કરવા ચિત્રો દાખલ કર્યાં છે, તેમ કરવામાં અમને ભારે ખર્ચ થયો. છતાં આ પુસ્તક પ્રત્યેક ગૃહિણીના હાથમાં પહોચે તેટલા માટે કિંમત બહુ જૂજ રાખી છે. પુસ્તકને યોગ્ય ઉત્તેજન મળવાથી બીજી આવૃત્તિમાં આથી પણ વધારે સુધારો કરવાની પ્રસિદ્ધકર્તા આશા રાખે છે.

આ પુસ્તકની ઉપયોગિતા અને લોકપ્રિયતા એટલી બધી જણાઇ છે, કે તે પ્રસિદ્ધ થયા પહેલાંજ હેના બંગાળી, હિંદી, મરાઠી, ફ્રેંચ, સ્વાહિલી ઇત્યાદિ ભાષાઓમા ભાષાન્તર થવા લાગ્યાં છે.

વાંચનારને અમે ચેતવણી આપીએ છીએ કે અમારા પુસ્તકની કોઇ લેભાગુ ગ્રન્થકારે નકલ કરી છે, માટે ખરીદ કરનારે અમારૂં નામ, દામ, સહી, શિક્કો વિગેરે તપાસી લેવું.

સ્ત્રી વાચકો તરફથી આ પુસ્તકમાં સુધારો કરવા વિશે સૂચના કરવામાં આવશે, તો પ્રસિદ્ધકર્તા તેમનો જાહેર ઉપકાર માનશે અને બીજી આવૃત્તિમાં તે સુધારો દાખલ કરશે.

મહાનસ્ } **શ્રીયુત્ મોદકરામ ભટ્ટાચાર્ય.**
વિજયદશમી. } મૃતસંજીવિની, વામાવશીકરણ, ઇત્યાદિના કર્તા.

તા. ક.—આ પુસ્તક જ્યારે તૈયારીમાં હતું, ત્યારે એક ઉદાર ગૃહસ્થે મોટે ખર્ચે પ્રયોગશાળા ઉઘાડવાની યોજના કરી છે. હેમા દરેક ઉચ્ચ જ્ઞાતિની આર્ય ગૃહિણીને પાકશાસ્ત્રને લગતું વ્યાવહારિક શિક્ષણ આપવામા આવશે. તે ઉપરાત એ પ્રયોગશાળામા વિધિપૂર્વક તૈયાર કરેલા ભાતભાતના મશાલા, ચૂર્ણ, અવલેહ વિગેરે વેચાતાં મળશે.

સચિત્ર કેટલોગ વિનામૂલ્યે લખવાથી મોકલવામાં આવશે

અગાઉથી આશ્રય આપનારા ઉદાર ગ્રાહકોના નામ સ્થળ સંકોચ ને કેટલીએક અનિવાર્ય ઉતાવળને લીધે આ પહેલી આવૃત્તિમાં લેવાયા નથી, હેની તે ગૃહસ્થો ક્ષમા આપશે એવી આશા છે. અને વચન આપીએ છીએ કે બીજી આવૃત્તિમાં તે સર્વ મહાશયોનાં નામ આભાર દાખલ કરવામાં આવશે. પાછળથી પૂંઠાઉપર કે બીજા કોઈ પાછળ સ્થલમાં કેટલાક પુસ્તકકારો, ગ્રાહકોનાં નામ છાપી તેમને લજ્જા પમાડે છે, પરંતુ એવા બેપરવાઇ નિયમને અમે અંતઃકરણપૂર્વક ધિક્કારીએ છીએ.

આ ઉમદા ગ્રંથ હાલ મુદ્રાલયમા છે. પ્રયોગશાળાની રચના શરૂ થઇ ચૂકી છે, તેથી આ અમુલ્ય પુસ્તકનાં થોડાંક અવતરણ અત્રે વાચકના લાભ અર્થે આપીશું કે જેથી તેઓ એ ગ્રંથની કિમ્મતનો અડસટો કરી શકે.

## ભોજનવિભાગ.

પછી બે પિંટ ડિસ્ટીલ્ડ વૉટરમાં પલાળી મૂકવો. ચોવીશ કલાક પછી હેને હલાવી નાંખવો. પચાસ સેન્ટીગ્રેડ જેટલું દિવેલ ગરમ કરવું. પછી સંભાળપૂર્વક જલેબી તળી નાંખવી એટલે ઉત્તમ જલેબી તૈયાર થશે. (વિભાગ ૧-લો, પ્રકરણ ૩૦ મું, પૃષ્ટ ૧૨૫.)

## અંવલેહ વિભાગ.

### કેરાંની ચટણી કરવાની રીત.

પ્રાંકાં જોઇને આશરે એક રતલ કેરાં લેવાં. છરી કિંવા એવા બીજા ધારવાળા શસ્ત્રથી તે માંહેલો ગર્ભ કહાડી લેવો. પછી પાછલા પ્રકરણમાં બતાવ્યા મુજબ મશાલો નાંખવો. ૨૫ ગ્રેન કૉમન સોલ્ટ, ૫૦ ગ્રેન ચીલી, એ બે એકમેક કરી મશાલામાં નાંખવાં. આશરે દશ ડિગ્રી ગરમી ઉત્પન્ન થાય ત્યાંસુધી વાટયા કરવું. ગરમી માપ કહાડવાને નવા બનાવેલા ખલની સાથે એક ઉષ્ણતામાપક સ્કેલ મૂકવામાં આવશે.

(વિભાગ ત્રીજો. પ્રકરણ ૧૯ મું. પૃષ્ટ ૪૩૧)

## શાકવિભાગ.

### (મૂળાનું શાક કરવાની રીત.)

સારા લાંબા, તીખા અને કૂંળા જોઇને મૂળા લેવા. તેને ત્રણ વાર ઠંડા પાણીથી ધોઇ નાંખવા. પછી છરીવડે હેને બારીક રીતે સુધારી નાંખવા. બરાબર સાઠ ડીગ્રી જેટલો તાપ કરી શાકને વઘારી નાંખવું; પછી શાકના થરઉપર એક મીટર, ત્રણ સેન્ટીમીટર અને દશ મિલીમીટર જેટલું પાણી રાખવું. એ પ્રમાણે ૭ મીનીટ ત્રીશ સેકંન્ડ સુધી ઉકળવા દેવું. વધારે ગરમી થાય તો રેગ્યુલેટરથી ઓછી કરતાં જવું. ગરમી ઓછી વધતી કરવાના નવી પેટર્નના રેગ્યુલેટેડ સ્ટવ હમારે સાંથી ઘણે કિફાયત ભાવે મળશે. એ પ્રમાણે થોડા વખતમાં ઉત્તમ શાક તૈયાર થશે. પછી ઠંડું પડવા દેઈ ઉપયોગમાં લેવું.

(વિભાગ ચોથો. પ્રકરણ ત્રીજું. પૃષ્ટ ૭૦૨.)

## પાકવિભાગ.

### (કારેલાંનો મુરબ્બો બનાવવાની રીત.)

તાજાં, કૂળાં, બીયાં વગરનાં કારેલાં લેવાં. હેમાં છરીવતી ઝીણી ચીરો પાડી દરેકમાં પાંચ પાંચ ડ્રોપ્સ તાજો વીનેગાર (શરકો) ભરવો. પછી સર્વને ચંદ્રના અજવાળામાં સાત દિવસ રાખી, સાત પ્રહર, સાત ઘડિ, સાત પળ, અને સાત વિપળ સુધી સૂકવી રાખવાં. આ સપ્તકમાં અદ્‌ભુત ચમત્કાર રહેલો છે. એક વાર પ્રયોગ કર્યાથી ખાત્રી થશે. પછી હેને ખાંડની ચાસણીમાં નાંખી નેવું ડીગ્રી જેટલી ગરમીમાં સુમારે અડધા કલાક સુધી રહેવા દેવાં. કડાઇમાંથી બહાર કાઢી ગરમ વાતાવરણવાળા ઓરડામાં હેને એક અઠવાડિયાસુધી રાખી મૂકવાં. આથી અતિ સ્વાદિષ્ટ પાક તૈયાર થશે. આ પાક અજીર્ણ, ગુલ્મ વાયુ, સંગ્રહણી, અતિસાર, અપસ્મરી, ગુલછડી, વિગેરે વ્યાધિમાં રામબાણ ઔષધ છે.

આ સિવાય વિશેષ માહિતી અમારૂં સચિત્ર ક્યાટલોગ જોવાથી સમજાશે.

(વિભાગ છઠ્ઠો. પ્રકરણ ૧૧ મું. પૃષ્ટ ૧૩૧૨.)

## લેખકોને વિજ્ઞપ્તિ.

૧. 'સુન્દરી સુબોધ' માં પ્રકટ થયેલાં લેખકના નામવાળાં લખાણને માટે હ્વેના લખનાર, અને નામ વિનાના લેખને માટે તન્ત્રી જવાબદાર છે. સભાસદોના અથવા સેક્રેટરીની સહી વિનાના બીજા કોઇ પણ લખાણને માટે બન્ધુસમાજ જવાબદાર નથી.

૨. લેખ ચોખ્ખા અક્ષરે, કાગળની એકજ બાજુ ઉપર લખવા,-તથા લખાણ સાથે પ્રકટ કરવાની પોતાની સંજ્ઞા (તખલ્લુસ) હોય તો તે સાથે પોતાનું નામ ઠામ, અમારી ખાનગી માહિતિ માટે, મોકલવા ખાસ વિનતિ છે.

૩. પ્રકટ થવાને આવેલા લેખ સુન્દરી સુબોધમાં ક્રમવાર લેવામાં આવે છે; મળેલાં લખાણ પૈકી આ પત્રમાં ન લઇ શકાય એવાં જો સાથે ટપાલની ટિકિટો બીડવામાં આવી હશે તો પાછાં મોકલવા બનશે ત્યાં સુધી ગોઠવણ કરવામાં આવશે. પરન્તુ કોઇ પણ કારણથી ગેરવલ્લે પડેલાં લખાણને માટે તેમજ તે પ્રકટ થવામાં અગર પાછાં મળવામાં થતા વિલમ્બને માટે તન્ત્રી જવાબદાર નથી. લેખકો પોતાના લખાણની નકલ રાખીને મોકલે એમ ખાસ સૂચના છે.

## ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

૧. ગીતમાળા ભાગ ૨ જો—સાતમા વર્ષની ભેટ તૈયાર થઇ ગઈ છે, અને તે અમારા સઘળા જૂના ગ્રાહકો ઉપર વી. પી. કરીને મોકલવામાં આવશે. આ વી. પી. માં આઠમા વર્ષનું પણ લવાજમ વસુલ કરવામાં આવશે. કારણ કે આઠમા અને નવમા વર્ષની ભેટ તરીકે એક મ્હોટું, ઉપયોગી, સુબોધક પુસ્તક તૈયાર થાય છે, જે આ વર્ષની આખર સુધીમા ગ્રાહકોમાં વ્હેંચવામાં આવશે. લવાજમ અગાઉથી વસુલ કરવાનો અમારા રિવાજથી ગ્રાહક મહાશયો અજ્ઞાત નથી.

૨. મનિઓર્ડર મોકલનારને ખાસ વિનતિ છે કે હ્‌મેણે પોતાનું નામ ઠામ તથા રકમ "કુપન" માં જણાવવું.

એક મનિઓર્ડર રૂ ૧-૪-૦ નો અમને તા. ૯ મી એકટોબરના અરસામાં મળેલો છે હ્વેના ઉપર નામ ઠામ ન હોવાથી હ્વેનાં નાણાં અનામત રાખવાં પડયાં છે.

૩. નમૂનાનો અંક વિના મૂલ્યે મોકલવામાં આવશે.

આ પત્રને લગતો સર્વ પત્રવ્યવહાર તથા મનિઓર્ડર વગેરે મોકલવાનું નીચેને સરનામે કરવું—

'સુન્દરી સુબોધ' મન્દિર; અમદાવાદ.

---

# આર્યોનિક ફાર્મસી

માં

## જાણીતી સાધારણ ઉપયોગની દવાઓ.

**ફીવર ડ્રોપ્સ.**—જ્વર બિન્દુ. દરેક જાતના તાવ ઉપર લાગુ પડે છે. ઘણીજ સસ્તી અને અસરકારક દવા છે. રૂ. ૦–૪–૦

**જર્મીસાઈડ:**—જંતુવિનાશક. ચેપી કે ઝેરી જંતુના વિષને કાપી નાખે છે. રૂ. ૦–૮–૦

**બ્લડ પ્યુરિફાઇંગ સોલ્યુશન:**—રક્તશોધક. લોહીવિકાર ઉપર ઘણીજ અસરકારક દવા. રૂ. ૧–૦–૦

**લીવર સોલ્યુશન:**—ઝાડાની કબજીઆત વગેરે દુર કરે છે. પેટ સાફ આણે છે અને ભુખ લાગે છે. રૂ. ૧–૦–૦

**એન્ટિસેપ્ટિક મલમ:**—ચામડીના દરેક રોગ ઉપર કહોતું અટકાવી જલદી રૂઝ આણે છે. રૂ. ૦–૮–૦

એ ઉપરાંત દરાજનો મલમ, ખીલનો મલમ, કોલેરા, પ્લેગ વગેરેની સઘળી જાતની અકસીર દવાઓ બનાવવામાં આવે છે

વધુ ખબર માટે તથા નમુના માટે લખો —

પ્રોફેસર ગજ્જરની ) **આયોનિક ફાર્મસી**

ગીરગામ, મુંબઇ.

---


અમદાવાદ - ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૮ મું.] ઈ. સ. ૧૯૧૦ નવેમ્બરઃ-કાર્તિક વિ. સં. ૧૯૬૬. [ અંક ૩ જો.


## ज्ञानसुगन्ध.

### डाही गृहिणीनी पसंदगी.

द्रवीड देशमां कांची नामे एक नगरी छे. त्हेमां शक्तिकुमार नामनो एक शेठ रहेतो हतो. त्हेनी पासे करोडो रुपियां हतां. ते ज्यारे अराढ वर्षनो थयो त्यारे त्हेने चिन्ता थइ के स्त्रीविनानो अथवा स्त्री अनुकूळ न होय एवो पुरुष सुखी नथी; माटे गुणवाळी स्त्री केवी रीते मेळववी ? पारकाउपर आधार के विश्वास राखीने ग्रहण करेली स्त्रीओमां जोइता सद्गुण दीठामां न आव्याथी, पोते जोशीनो वेष लईने, लूगडामां एक शेर कमोदनी डांगर बांधीने, पृथ्वीउपर फरवा लाग्यो. आ जोशी भाग्यचिन्हने जाणनारो हशे एम धारी कन्यावाळां पोतानी छोकरीओ त्हेने बतावबा लाग्यां. ज्यारे ते पोतानी ज्ञातिनी सारां लक्षणवाळी कन्याने जोतो त्यारे कहेतो के,

"अरे कल्याणी, आ शेर डांगरमांथी मनोहर भोजन बनावी म्हने जमाडी शकीश ?" ए सांभळीने बधां त्हेनी मश्करी करीने त्हेने हांकी कहाडतां हतां. आवी रीते एक घेरथी बीजे घेर जतो ए भटकवा लाग्यो. एक वखते शिविदेशमां कावेरीना दक्षिण किनाराउपर आवेला पाटण नामना शहेरमां ते गयो. त्यां सुन्दर अंगवाळी, मनोहर च्हेरावाळी अने थोडां घरेणां प्हेरेली एक बालाने त्हेणे दीठी. एनां मावाप गुजरी गयां हतां अने त्हेनी साथे सघळी समृद्धिनो पण नाश थई गयो हतो; एटले त्हेना घरमां धन न्होतुं. शक्तिकुमारनी दृष्टि ए कन्या उपर पडी के तुरतज एना मनमां विचार आववा लाग्या के, "आ बालिकानुं अंग तन्दुरस्त लागे छे अने सर्व अवयव सुघटित अने सुन्दर छे. त्हेनामां कोमळता अने रमणीयता छे. त्हेना हाथ पग अने ललाट शुभ चिन्हो अने पुण्यरेखाओथी सुशोभित छे. वळी बुद्धिशाळी, विवेकी, व्हालसोइ अने शीलवती छे; माटे आ कन्या लग्न करवाने योग्य छे." आम विचारीने मीठी नजर करीने बोल्यो, "हे कल्याणी! आ शेर डांगरमांथी पाक करीने अमने जमाडवा तुं समर्थ छे ?" ए सांभळीने ते बालाए पोतानी दासी सामुं जोयुं, एटले दासीए तरतज ए जोशीना हाथमांथी धान्य लई, एक ओटला उपरथी कचरो वाळी, ते उपर पाणी छांटीने त्हेने हाथ पग धोवामाटे जळ आपी त्यां बेसाड्यो. पछी पेली कन्याए सुगन्धी कमोदनी डांगरने जरा खांडी, तडकामां सूकवी, वारंवार फेरवी, मजबूत अने सरखी भूमिउपर वांसनी नळीवडे धीमे धीमे करमोवी, चोखा अने फोतरां बंनेने आखां जूदां पाडी, पोतानी दासीने कह्युं, "आ फोतरां घरेणांछे अजवाळवामां घणां काममां आवे एवां छे माटे सोनीओने ते कामनां छे माटे कोई सोनीने ते आपी त्हेना बदलामां त्हेनी पासेथी कोडीओ लई, घणां मजबूत अने बहु सूकां नहिं तेम बहु लीलां नहिं एवां थोडां लाकडां, एक न्हानी हांल्ली तथा बे कोडीआं लई आवो." दासी त्हेना कह्या मुजब करवा गई एटलामां पेली कन्याए एक न्हानकडा पण चोख्खा अने घाटीला खांडणियामां लोढुंजडेला खेरना लाकडाना मूसळथी चोखाने बरोबर खांडी नांख्या अने सूपडामां नांखी झाटकी उपयोग करवा लायक बनाव्या. दासीना पाछा आव्या पछी चूलामां अग्नि सळगावी ते उपर हांल्लीमां चोखा अने बहुनुं पाणी भरीने मूक्यां. चोखा फूलीने कळी जेवा थई गया एटले अग्नि ठारी नांखीने हांल्लीउपर कपडुं बांधी त्हेमांथी पाणी गाळी नांख्युं. पछी कडछीथी ते हलावीने पेली हांल्लीने आछा अंगारा उपर मूकी राखी. जे लाकडां बच्यां हतां त्हेना कोयला करीने ते सोनीओने घेर वेचवा मोकली त्हेनी जे कोडीओ

आवी त्हेमांथी शाक, घी, दहिं, तेल, आंवळां, आंबली अने मशालो मंगाव्यो. आ सघळी वस्तुओ आवी एटले ते बालिकाए बे त्रण शाक बनावी दीधां अने कोडियांमां कढाडी राखेला चोखाना पाणीमां मीठुं तथा मशालो नांखी, त्हेने अंगाराउपर खद् खदावी त्हेमां सुन्दर वघार कर्यो. पछी पेला जोशीने बोलावीने आंवळांथी सुगन्धित करेला गरम पाणीथी त्हेने दासीपासे न्हवडावराव्यो. स्नान कर्या पछी ओटला-उपर पाणी छांटीने शुद्ध करेला स्थानक उपर एक पाटलो मूकी राख्यो हतो त्हेना उपर बेशी, सन्ध्यावन्दन आदि त्हेणे करी लीधा पछी, एक कोमळ केळना पांदडा उपर त्हेने आ कन्याए बे कडछी चोखा, थोडुं घी, तथा शाक पीरस्युं. अने एक न्हाना पांदडाना पडियामां ओसामण मूक्युं. बाकीनुं अन्न हतुं त्हेमां दहीं अने गरम मशालो भेळवी ते पीरस्युं अने एक बीजा पडियामां छाश पण वघारीने मूकी. ओसामण ते जोशीने घणुंज मधुरुं लाग्युं अने ते पी गयो के तरत त्हेनो रस्तानो घणो थाक उतरी गयो. धराइने जमी रह्या पछी ते घणोज प्रसन्न थयो अने त्हेनां सर्व अंगो तृप्ति पाम्यां. त्हेणे पाटलेथी उठया पछी पाणी माग्युं ते पण गुलाबथी सुगन्धित करेलुं अने ठंडुं हतुं. पाणी पण त्हेणे सारीपेठे पीधुं. पछी ते कन्याना कहेवाथी दासीए उच्छिष्ट अन्नने कढाडी नांख्युं अने गायना छाण तथा चोख्खी माटीथी आछुं आछुं ओटलाउपर लींपी ते मूकायो एटले त्हेना उपरथी कचरो सावरणी वडे साफ करी, त्यां ते जोशीने पाथरणुं पाथरी आप्युं एटले ते पोतानो ओछाड ओढीने सूई गयो. केटलाक वखते जाग्रत थयापछी, घणो राजी थई, ते कन्या साथे पोतानां लग्न करवानी मागणी कीधी अने त्हेनां संबंधीओने पोतानां ज्ञान तथा स्थिति विशे संतोषकारक समजण आपी, त्हेने परणीने पोताने घेर लई गयो; ज्यां त्हेना गुणने आधीन थईने ते पतिपत्नी अत्यंत सुखमां दिवस निर्गमन करी, धर्म, अर्थ, अने काम सेववा लाग्यां अने अन्ते मोक्षनी पण प्राप्ति कीधी.

महाकवि दंडीकृत दशकुमारचरित्—

( ना भाषान्तरमांथी स्हेज फेरफार साथे )

# વિવિધવિહાર.

## મધ્ય રાત્રીએ.

"**દાકતર ! દાકતર !**" "કોણ વળી ! આ આટલી રાતે !!"

આંખ ઉઘાડી જોયું તો જમીનદાર દક્ષિણાબાબુને દીઠા. હું સફાળો ઉઠ્યો. એક ખુરશી પાસે ખેંચી મ્હેં તેમ્હને બેસાડ્યા, આતુરદૃષ્ટીયે તેમ્હના સ્હામું હું જોઇ રહ્યો. લગભગ અઢી વાગ્યાનો સુમાર થયો હતો.

દક્ષિણાબાબુ ફીક્કે વદને બોલ્યા—"વળી આજ જૂનું દરદ ઉપડી આવ્યું છે. તમ્હારી દવાની કાંઇ અસર થઇ નહિ.

મ્હેં તેમને સૂચવ્યું કે–"દારૂનો ઉપયોગ વિશેષ કરતા હશો ?"

તે ચ્હીડાઇ ગયા અને એકદમ બોલી ઉઠ્યા—"એ જ તમ્હારૂં ધારવું ભૂલભરેલું છે. દારૂનું આ પરિણામજ નથી. બધી વાત તમ્હે જાણતા નથી ત્યાં સુધી ખરૂં કારણ તમ્હે કળી શકશો નહિ."

મ્હેં દીવો ઝાંખો બળતો હતો તે સતેજ કર્યો. દીવો પ્રકાશથી બળવા લાગ્યો. મ્હારા ધોતીયાનો છેડો ક્હાડી મ્હેં ઓઢ્યો ને પાસે એક પેટી પડી હતી તેપર બેઠો. દક્ષિણાબાબુએ તેમ્હની વાત ચલાવી:—

"મ્હારી પ્હેલી વખતની સ્ત્રી ઘણી સારી–ત્હેના જેવી બીજી મળવી મુશ્કેલ ! પણ હું તે વખતે તો યુવાવસ્થામાં હતો. યુવાનોનું મન પ્રેમ અને બીજી રસિક ભાવનાઓના તરંગમાં ઝટ તણાય છે. વળી મ્હેં કાવ્યોનો અભ્યાસ સારો કર્યો હતો તેથી મ્હને ત્હેની નરી ગૃહકાર્યમાંજ ગુંથાઇ રહેવાની ટેવ ઘણી ગમતી નહિ. હું ત્હેને ઘણીવાર કહેતો કે— સ્ત્રી કાંઈ ગૃહકાર્યજ કરવા સરજી નથી. તે પુરુષની જીવનમિત્ર છે. તે કાંઈ કામમાં સલાહ આપનારી છે. ત્હેણે સારાં સારાં ગીત ગાઇ કે કાંઈ રસિક વાર્તાવિનોદથી પતિને ખુશ કરવો જોઇએ.

આવાં મ્હારાં રસજ્ઞાનનાં ભાષણ ત્હેના ઉપર કાંઇ દેખીતી અસર કરતાં નહતાં. હું ત્હેને આભિજાત્ય દર્શાવતાં 'મ્હારી વ્હાલી' કહી બોલવતો, ત્યારે તે ફક્ત હસતીજ. રસિક કાવ્યોમાંથી સુંદર ઉક્તિયો અને બીજા વ્હાલ ભર્યાં શબ્દ ત્હેના આ હાસ્ય આગળ ક્યાંય ઘસડાઇ જતા. ઇન્દ્રના ઐરાવતની ગંગાપ્રવાહ આગળ જેવી લજ્જાકર સ્થિતિ થઇ હતી, તેવી સ્થિતિ મ્હારી આવે વખતે થઇ જતી. ત્હેને ઈશ્વરે હાસ્યની અલૌકિક બક્ષિસ આપી હતી.

ચારેક વર્ષ ઉપર, હું ગંભીર માંદગીમાં પડ્યો. ઉપલા હોઠે મ્હોટો ફોલ્લો થયો. મૃત્યુ સમીપ ભાસવા લાગ્યું જીંદગીની આશા મ્હેં તો મૂકીજ હતી. એક દિવસ તો સ્થિતિ ઘણી ભયાનક લાગી ને દાક્તરે પણ હાથ નીચા નાંખ્યા. મ્હારો એક સગો કોઈ સન્યાસીને બોલાવી લાવ્યો. ત્હેણે મ્હને કોઈ મૂળીયાનો રસ ઘી સાથે ચાટી જવા આપ્યો. ત્હેના ઔષધના પ્રતાપે કે મ્હારા નશીબના પ્રતાપે પણ હું મોતના પંજામાંથી બચ્યો.

મ્હારા મંદવાડમાં મ્હારી પત્ની ઘડી જંપીને બેસતી નહિ. ગરીબ બિચારી, તુચ્છ માનવ બળથી, યમરાજાના માથે ઝઝુમતા દૂતસ્હામે ટક્કર મારવા લાગી. મા, પોતાના છોકરાનું કાળજીથી રક્ષણ કરે તેમ તે ખરા અન્તઃકરણપૂર્વક પૂર્ણ પ્રેમ અને કાળજીથી મ્હારી સા-

સ્વાર કરવા તત્પર રહેતી. પૂરૂં ખાતી પણ નહિ, નિદ્રા તો બિચારીયે ત્યજીજ હતી. દુનિયાંની કોઈ ચીજપર હેનું લક્ષ નહતું. હારેલો વાઘ આશાભંગ થઇ શિકાર મૂકી નાશી જાય તેમ યમરાજાએ મ્હને પોતાના પંઝામાંથી મૂક્યો તો ખરો, પણ જતે જતે મ્હારી પત્નીપર પોતાનો પંઝો લગાવતો ગયો.

તે વખતે તે ગર્ભવતી હતી. થોડા વખત પછી હેણે એક મૃત બાળકને જન્મ આપ્યો. ત્યારથી હેને નાના પ્રકારના રોગની શરૂઆત થઇ અને અન્તે હેનો તે ભોગ થઇ પડી. હું હેની ખંતથી સારવાર કરવા લાગ્યો પણ હેના વિચારને આ રૂચતું નહિ. તે કહેતી—"હમે આ શું કરો છો? લોક શું કહેશે? આમ રાત દિવસ મ્હારી ઓરડીમાં ના આવશો."

હેને તાવ આવ્યો હોય ને હું મ્હનેજ પવન નાંખું છું એમ કરીને કોઇવાર હેને પવન નાંખું તોપણ તે તરત બોલી ઉઠે. દવા પાવા કરવામાં કદાચ મ્હારે દશેક મીનીટ જવાનું મોડું થાય તો કેટલું કેટલું મ્હને તે કરી નાંખે. કાંઇ પણ હેનું કામ હું કરવા જાઉં તો બધી વાતજ ફરી જાય. તે હમેશ કહ્યાં કરતી કે "વળી પુરૂષ તે આ બધી માથાકૂટ કરતા હશે ?"

હમે અમ્હારૂં બારાનગરનું ઘર તો જોયું હશે ? ઘરઆગળ ન્હાનો બગીચો છે. ત્યાંઆગળ થઇ ગંગાનદી વહે છે. અમ્હારી સૂવાની ઓરડી નીચે, બગીચાના દક્ષિણ ભાગ પર, મેંદીની વાડ કરી મ્હારી પત્નીયે એક બેઠક કરી હતી. બગીચાનો તે ભાગ સાદો ને દેશી રીતનોજ હતો. ગંધને બદલે રંગ પસંદ નહોતો થયો. ફુલને બદલે સારાં રંગવાળાં પાંદડાં નહોતાં રાખ્યાં. વિલાયતી છોડોનાં કૂંડાં, નીચે લેટીન નામ લખીને નહોતાં મૂક્યાં. સુંદર વેલાઓથી ઘરની ભીત શણગારી દીધી હતી. માધવી, ગન્ધરાજ, ગુલાબ, રજનીગંધ વિગેરેના છોડ રોપી દીધા હતા. વચ્ચે એક મ્હોટું બકુલવૃક્ષ હતું. હેની નીચે ધોળા આરસપહાણ જડીને બેઠક કરી હતી.

ઉન્હાળામાં સાંજે, ગૃહકાર્યમાંથી પરવારતી ત્યારે ઘણુંખરૂં તે અહિંજ આવીને બેસતી. અહિંથી નદીનો દેખાવ બહુ રમણીય લાગતો. એવું હતું કે સાંજે કામપરથી ઘેર જતા લોકોને લઈ જતી આવતી હોડીયો અંદર બેઠે બેઠે દેખાય પણ કોઈની દ્રષ્ટી હેનાપર ના પડી શકે.

ઘણો વખત તે પથારીવશ રહી. વસંતની અજવાળી રાત હતી. સઘળે ચાંદની પથરાઈ રહી હતી. હેણે કહ્યું—" ઘરમાં ને ઘરમાં રહી હું તો કંટાળી. ચાલો જરા બગીચામાં જઇ બેશીયે. "

ખુબ કાળજીથી, ધીમે ધીમે, હાથ ઝાલીને હું હેને બેઠકઆગળ લઇ ગયો, ને ત્યાં સાચવીને સૂવાડી. મ્હારા ખોળામાં, હેને સુવાડવાનો મ્હારો વિચાર તો થયો, પણ વળી સાંભર્યું કે એને નહિ ગમે એ, એટલે માથા નીચે ઉશીકું જ મૂકીને સુવાડી.

પૂર્ણ ખીલેલાં બકુલપુષ્પો ખરી પડતાં હતાં. હેના સૂકાઈ ગયલા વદનઉપર, ઝાડની ડાળીયોમાંથી, ચન્દ્ર હેનાં શીત કિરણો ઢાળતો હતો. સર્વત્ર અલૌકિક શાન્તિ પ્રસરી રહી હતી. એમાંથી કોઇ બોલતું ન હતું. આ શાન્ત અને સુવાસિત રજનીમાં, હેના ચન્દ્રથી પ્રકાશિત મુખ સામું હું જોઈ રહ્યો હતો. મ્હારી આંખમાં અશ્રુબિન્દુ ભરાઇ આવ્યું. ધીમે ધીમે મ્હેં હેને પાસે લીધી ને હેનો તાવથી સૂકાઇ ગયલો હાથ મ્હારા હાથમાં લીધો. હેણે

પણ મ્હારી વૃત્તિઅનૂકુળ થવાજ દીધું. આ સ્થિતિમાં હું થોડીવાર બેસી રહ્યો. મ્હારૂં હૈયું ભરાઇ આવ્યું. મ્હારાથી બોલાઇ જવાયું—"ત્હારો પ્રેમ હું કદી વિસરીશ નહિ."

મ્હને તરત લાગ્યું કે આ શબ્દો અસ્થાને હતા. તે એકદમ મ્હોટેથી હસી પડી. મૃદુ લજ્જા, આનંદ, અવિશ્વાસ અને કાંઈ અવજ્ઞાના ભાવ ત્હેના હાસ્યમાં અન્તર્ગૂઢ હતા. કાંઇ તે બોલી નહિ. પણ આ હાસ્યથીજ ત્હેના હૃદયના ભાવ ત્હેણે જણાવી દીધા. હું એને નહિ ભૂલી જાઉં એ ત્હેને અસંભવિત લાગતું અને એવી તે કદી આશાજ રાખતી નહિ.

મ્હને, મ્હારી પત્નીના આ હાસ્યનો ઘણો ભય લાગતો. તે હસતી ને મ્હારૂં હૃદય વિંધાઇ જતું. ત્યાર પછી અભિનયની રીતે મ્હેં કોઇ વખત ત્હેની આગળ પ્રેમોક્તિયો ઉદ્ગારવાની હિંમત ધરી નહિ. ત્હેની ગેરહાજરીમાં જે ભાવ મ્હારા મનઆગળ રમી રહેતા તે ત્હેની આગળ વાણીમાં મૂકવા જતાં ખાલી બકબકાટ લાગતો. મ્હને નવાઇ લાગતી કે જે વાંચતાં વાંચતાં આપણાઉપર એટલી અસર કરે છે ને આંખમાંથી અશ્રુધારા વહેવરાવે છે તે કોઇ *આગળ મ્હોડેથી બોલતાં શાથી હાસ્યાસ્પદ થઇ રહેતું હશે. કાંઇ જો તે બોલતી હોય તો* આપણે ઉત્તર પણ આપીયે, પણ ફક્ત હસેજ ત્હેને શું કહેવું ? હારીને મ્હેં એવું બોલવુંજ મુકી દીધું.

ચન્દ્ર વિશેષ પ્રકાશવા લાગ્યો. શાન્ત રજનીમાં કોયલ ત્હેના મધુર ટુહુકારથી પોતાના પ્રિયતમને બોલાવતી હોય એમ લાગતું. કોયલને કાંઇ ઉત્તર ન મળ્યો અને થાકીને ટુહુકારતી બંધ રહી. મ્હને આશ્ચર્ય લાગતું કે ત્હેનો પ્રિયતમ વસન્તની આવી મધુર રાત્રીયે ત્હેને કેમ ઝટ નહિ સત્કારતો હોય !

ઘણા ઔષધોપચાર કરતેય મ્હારી પત્નીની તબિયતમાં ફેર પડયો નહિ. દાક્તરે છેલ્લો ઉપાય હવા ફેર બદલ કરવાનો બતાવ્યો. હું મ્હારી પત્નીસાથે અલ્લાહાબાદ ગયો."

દક્ષિણાબાબુ એકદમ મુંઝવણમાં પડી ગયો. બોલતાં બોલતાં અચકી ગયો. શંકાશીલ દ્દષ્ટીએ તે મ્હારાસ્હામું જોઇ રહ્યો. બે હાથમાં માથું નાંખી દઇ ઉંડા તર્કમાં તે ઉતરી પડયો, હું પણ મૌનજ બેસી રહ્યો. તાકામાંનો દીવો ઓરડીમાં મન્દ પ્રકાશ નાંખતો હતો. તમરાંઓના તણ તણ કરતા અવાજ શિવાય બીજું કાંઇ સંભળાતું ન હતું. એકદમ ઉંચું જોઇ વળી ત્હેણે વાત શરૂ કરી.

અલ્લાહાબાદમાં જઇ દાક્તર અનાથનાથની દવા કરવા માંડી.

દવાથી કાંઇ ફેર પડ્યો નહિ. દાક્તરે મટવાની આશા મૂકી. મ્હને પણ એમજ લાગ્યું. મ્હારી પત્નીને પણ ખાત્રી થઇ કે, હવે ત્હેને મટવાનું નથી, અને બાકીની જીંદગી આમ પથારીવશજ ગાળવી પડશે.

મટવાની આશા બિલકુલ નથીજ અને મૃત્યુ પણ કાંઇ સમીપ નથી એમ ત્હેને લાગ્યું ને એક દિવસ મ્હને કહ્યું કે—"આમ ક્યાંસુધી મ્હારી પાછળ વળખાં મારશો ? હું હવે જીવની સુઆસરખીજ છું. તમ્હે બીજી પરણોતો ?"

ત્હેને મનતો આ વિચાર સરળ અને ન્યાયપુરઃસરજ હતો. આમાં કાંઇ અસાધારણ ને ન લાગ્યું.

મ્હારે હસવાનો વારો આવ્યો. પણ ઈશ્વરે મ્હને એ બક્ષિસ આપી નહતી. નવલકથામકથાના નાયકની માફક મ્હેંતો ચલાવ્યું—"જ્યાં સુધી હું જીવું—"

તે વચ્ચેજ બોલી ઉઠી—"જાઓ, જાઓ. તમ્હારે આ બોલવું ન ઘટે. તમ્હે બોલો છો ને મ્હનેતો કાંઇ કાંઇ થઇ જાય છે."

મ્હેં પણ દૃઢતાથી જવાબ આપ્યો—"આ ભવમાં તો હું બીજી કોઇને ચાહીશકીશ નહિ." મ્હારી પત્ની આ સાંભળતાં મ્હોટેથી હસી પડી. હું કાંઇ બોલ્યો નહિ.

અત્યારે હવે મ્હને ખબર પડે છે કે જેના જીવનની આશા નષ્ટ થઇ હતી એવા માંદા માણસની માવજત કરતાં હું અન્તરમાં કંટાળતો. તે વખતે તો આ મ્હેં મ્હારા મનઆગળ પણ કબુલ કર્યું ન હતું. અલબત્ત ત્હેને એમને એમ પડી રહેવા દેવાની તો મ્હારા અન્તરમાં ઇચ્છા ન હતીજ પણ મ્હારે શેષ આયુષ્ય આવી માંદી સ્ત્રી સાથે નિર્ગમન કરવું પડશે એ વિચારતો દુઃખકરજ હતો. હા! મ્હારા નવયૌવનમાં, સંસારરણમાં મૃગજળની માફક, સુખ અને સૌન્દર્યને આશા અને પ્રેમ ભરી દૃષ્ટિયે નિહાળતો! અત્યારે એ સ્થિતિ પલટાઇ ગઈ છે! સંસારમાં સર્વત્ર શૂન્યતા ભાસે છે!

ખરેખર, હું ત્હેની માવજત કરતાં અન્તરથી કંટાળતો. એ તો ત્હેને ખબર પડી ગઇ હતી જ. હું તે વખતે કાંઇ જાણતો ન હતો પણ અત્યારે તો નિઃસંશય કહું છું કે તે મ્હારા હૃદયમાં અરીસાની માફક જોતી. તેથીજ જ્યારે હું પ્રેમોક્તિયો કહેતો ત્યારે તે મશ્કરીમાં હસતી. હું પણ ન સ્હમજી શકું એવા મ્હારા અન્તરના વિચાર તે જાણી ગઈ હતી. આ બધાના વિચારમાત્ર અત્યારે મ્હને લજ્જા ઉપજાવે છે.

દાક્તર અનાથનાથ અમ્હારીજ જ્ઞાતિના હતા. મ્હને એ ઘણીવાર એમ્હને ત્યાં જમવા બોલાવતા. કેટલાક દિવસ પછી તો દાક્તરે એમ્હની પુત્રી સાથે પણ મ્હને ઓળખાવ્યો. ત્હેની ઉમ્મર પંદર વર્ષની હતી—હજુ સુધી તે કુમારીજ હતી. દાક્તર કહેતા કે યોગ્ય વર નહિ મળવાથી અત્યાર સુધી લગ્ન કર્યું ન હતું. પણ મ્હેં વાત સાંભળી હતી કે એમ્હનું કુટુંબ નીચું હતું એટલે કન્યાને કોઇ લેતું નહિ.

કન્યામાં બીજો કાંઇ વાંધો ન હતો. તે સારી કેળવાયલી અને દેખાવે સુંદર હતી. કોઇ કોઇવાર તો ત્હેની સાથે વાતોમાં ને વાતોમાં હું ઘેર મોડા જતો. મ્હારી પત્નીને દવા પાવામાં પણ કોઇ કોઇવાર મોડું થતું. હું દાક્તરને ત્યાં બેસતો એ તે જાણતી, પણ કોઇવાર મોડા થવાનું કારણ ત્હેણે મ્હને પૂછ્યું નથી.

પુનઃ મ્હને વેરાન રણમાં, મૃગજળ દેખાવા લાગ્યું. મ્હારો આત્મા તૃષિત થયો, ને આંખઆગળ ચોખ્ખા સુંદર જલનો પ્રવાહ તરવરવા લાગ્યો. ઘણુંયે કર્યું પણ આગળ તણાતા હૃદયને પાછું ખેંચી શક્યો નહિ.

ધીમે ધીમે, મંદવાડની ઓરડી વિશેષ કંટાળારૂપ થઇ પડી. માવજતમાં ને દવા પાવામાં દિનપ્રતિદિન અનિયમિતતા વધવા લાગી.

દાક્તર અનાથનાથ મ્હને ઘણીવાર કહેતા કે—"આવાં માંદા માણસ બિચારાં રીબાય ત્હેનાં કરતાં તો મરી જાય તે સારું. આવાં માણસો જાતે દુઃખી થાય છે, ને બીજાને દુઃખી કરે છે." આ ટીકા જો કે સર્વાંશે સત્ય હતી, પણ મ્હારી પત્નીના વિષેજ ત્હેમણે કહ્યું તે મ્હને ઠીક ન લાગ્યું. પણ દાક્તરોએ ઘણાંય મરણ પામતાં જોયાં હોય છે. ત્હેમની મનોલાગણીઓ બુઠ્ઠી થઈ ગઇ હોય છે. આપણી લાગણીનો તે વિચાર નથી કરતા.

એક દિવસ, હું જોડેની ઓરડીમાં બેઠો હતો. મ્હેં મ્હારી સ્ત્રીને બોલતાં સાંભળી--

"આ મ્હને નકામા દવાના ખાટલા આપી શું કરવા નકામાં દવાવાળાનાં ( Druggist ) નાં બીલ ચ્હડાવો છો ? એવી દવા આપો કે ઝટ લઇ મ્હારૂં મોત આવે. મ્હને તો હવે જીવવું ગમતું નથી." દાક્તર બોલી ઉઠ્યા—"આમ શું કરો છો, સૌ સારાંવાનાં થશે."

આ વાત સાંભળતાં મ્હારાં હૃદયમાં ધ્રાસકો પડ્યો, દાક્તર ગયા એટલે હું મ્હારી પત્નીની ઓરડીમાં ગયો. પથારીમાં બેસી મ્હેં ત્હેનું માથું ચાંપવા માંડ્યું. ત્હેણે કહ્યું—" અહિં તાપ બહુ લાગે છે. બ્હારજ બેસોને. કહીં ફરવા કરવા જાઓ. આમ બેસી રહે ખાધું પચશે નહિ. પછી વળી વાળુનો વખત થશે.

હું ફક્ત દાક્તરને ઘેર જવાજ બ્હાર જતો, ફરવા જવાથી ખાધાપર સારી રૂચી થાય છે તે મ્હેંજ ત્હેને સ્હમજાવ્યું હતું. અત્યારે મ્હને લાગે છે કે મ્હારી વર્તણુંકમાં દિનપ્રતિદિન થતો ફેરફાર તે કળી ગઈ હતી. મ્હેં મૂર્ખે તે વખતે ત્હેને પણ મૂર્ખી ધારી."

પાછા દક્ષિણાબાબુ બે હાથમાં માથું નાંખી દઇ થોડીવાર શાંત રહ્યા. પછી તેમ્હણે પાણી માગ્યું. પાણી પીને વાત આગળ ચલાવી:—

" એક દિવસ દાક્તરની પુત્રી મનોરમાએ મ્હારી પત્નીને જોવા આવવા ઇચ્છા જણાવી. કોણ જાણે શાથી પણ હું ત્હેને નાજ કહી શક્યો નહિ. ના કહેવાનું મ્હારે કાંઇ ખાસ કારણ પણ ન હતું. સાંજે તે અમ્હારે ત્યાં આવી.

મ્હારી પત્નીનું દરદ તે દિવસ ઘણું વધી ગયું હતું. દુઃખ ન ખમાતું ત્યારે શાન્ત હાલ્યા ચાલ્યાવિના પડી રહેતી. ત્હેના દીન વદનથી અને ગુસ્સામાં વાળેલી હાથની મુઠીયોથી ત્હેના દુઃખનું અનુમાન થઇ શકતું. ઓરડીમાં બધું શાન્ત હતું. હું બોલ્યા ચાલ્યા વિના ત્હેની પથારીપાસે બેસી રહ્યો હતો. આજે મ્હને ફરવા જવાનું વિનવવા જેટલી ત્હેનામાં શક્તિ ન હતી. કદાચ ત્હેની અન્તરની ઇચ્છા એવી પણ હોય કે ત્હેની આવી સ્થિતિમાં હું તેની પાસે હોઉં તો ઠીક.

ત્હેની આંખપર અજવાળું ના પડે માટે દીવો બારણાને ઓથે મૂક્યો હતો. ઓરડીમાં અંધારૂંજ હતું હતું ને બધું શાન્ત હતું. ત્હેના દુઃખને લીધેના દીર્ઘ નિશ્વાસ વચ્ચે વચ્ચે શાન્તિનો ભંગ કરતા.

આ વખતે મનોરમા બારણા આગળ આવી. પેલી બાજુથી દીવાનો પ્રકાશ ત્હેના મ્હોં ઉપર પૂર્ણ પડતો હતો. ને ઓરડીમાં અંધારૂં હતું એટલે અંદર કોણ છે એ તે જોઇ શકી નહિ. ઉમરા આગળજ તે ખચકાઇ ઉભી.

અવાજથી મ્હારી પત્ની ચમકી. મ્હારો હાથ ઝાલી ત્હેણે પૂછ્યું—" કોણ આવ્યું છે ?" શરીરની આવી નબળી સ્થિતિમાં, અજાણી સ્ત્રીને જોઇ ભયભીત થઇ ને એકાએક બે ત્રણ વખત બોલી ગઇ—" આ કોણ છે ? આ કોણ છે ? આ કોણ છે !"

મ્હેં લથડતે સ્વરે ઉત્તર આપ્યો—' હું ઓળખતો નથી. તત્ક્ષણેજ મ્હારા અન્તરાત્માએ ...પકાથી મ્હારૂં હૃદય વિંધવા માંડ્યું. મ્હેં બરાબર જોવાનો ડોળ કરી કહ્યું—" હાં, એ તો ...ક્તરની પુત્રી."

મ્હારી પત્ની મ્હારા સ્હામું જોઇ રહી. મ્હારાથી ત્હેનું મ્હોં બરાબર દેખાતું ન હતું. ...ન્દ સ્વરે મ્હેમાનને આવકાર આપી ત્હેણે બેસાડી, ને મ્હને દીવો લાવવા કહ્યું.

મનોરમા ઓરડીમાં આવીને બેઠી. બે જણ વચ્ચે સ્હેજસાજ વાતચીત ચાલતી હતી એટલામાં તો દાક્તર આવી પ્હોંચ્યા.

દવાખાનામાંથી દાક્તર બે શીશીયો લેતા આવ્યા હતા, શીશીયો ગજવામાંથી કહાડી તેમ્હણે કહ્યું—"આ વાદળી શીશી છે ત્હેમાં ચોપડવાની દવા છે ને આ બીજી શીશીમાં પીવાની દવા છે. ચોપડવાની દવા ઝેરી છે" એમ કહી બે શીશીયોમાં ગોટાળો ન થાય તે માટે ખાસ કાળજી રાખવા સૂચવ્યું. મ્હને પણ આ વાતની સૂચના આપી શીશીયો ટેબલપર મૂકી. જતી વખત તેમ્હણે પોતાની પુત્રીને ઘેર જવા બોલાવી.

મનોરમાએ ત્હેના પીતાને પૂછ્યું.—"હું અહિંજ રહું? અહિં કોઇ બીજી સ્ત્રી તેમ્હની સારવાર કરે એવી નથી."

મ્હારી પત્ની સંભ્રમમાં પડી. પછી ત્હેણે વિનવ્યું કે—"મ્હારે સારૂ તમ્હે નકામી શીદ મ્હેનત લો છો. ત્હમે જાઓ. અહિં આ ડોશી છે તે બધું કરે છે.

- દાક્તર ત્હેમની પુત્રી સાથે જતા હતા તેવામાં મ્હારી પત્નીયે ત્હેમને બોલાવી કહ્યું—આ કયારના અહિં બંધ ઓરડીમાં બેસી રહ્યા છે. એમ્હને ત્હમારી સાથે ફરવા કરવા લઇ જાઓને. મ્હને દાક્તરે પૂછ્યું—"ચાલો નદી તરફ ફરવા આવવું છે?"

મ્હેં સ્હેજ આનાકાની કરી તરતજ હા કહી. જતે જતે દાક્તરે બે શીશીયોમાં ગુંચવારો ન થાય છે. માટે મ્હારી પત્નીને ફરી સંભાર્યું.

રાતે મ્હેં દાક્તરને ત્યાંજ વાળુ કર્યું, ને ઘેર મોડો ગયો. ઘેર ગયો ત્યારે તો મ્હારી પત્નીની સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઇ હતી. હું બ્હાર ગયો તે માટે મ્હને પશ્ચાત્તાપ થયો. મ્હેં પૂછ્યું કે—"અત્યારે કેમ છે?

ત્હેણે કાંઇ જવાબ ન આપ્યો. મૂંગે મ્હોયે મ્હારા સ્હામુંજ જોઇ રહી. ત્હેનામાં બોલવાની શક્તિ ન હતી.

તરત મ્હેં દાક્તરને બોલાવ્યા. આ શાથી થયું તે ત્હેમને કાંઇ સ્હમજ પડી નહિ. દરદ ઘણું વધી ગયું હતું. ત્હેમણે પેલી દવા ચોપડવાનું કહ્યું. ચોપડવાની દવાની શીશી જુએ તો તદ્દન ખાલી તે એકદમ કારણ કળી ગયા. મ્હારી પત્નીને ત્હેમણે પૂછ્યું—"ભૂલમાં ત્હમે આ દવા તો નથી પીધીને?" હાથની ઇશારતથી ત્હેણે હા જણાવી.

દાક્તર બોલ્યા ચાલ્યાવિના ઉતાવળા દવાખાને ગયા ને ત્યાંથી 'stomach-pump' (ઉલટી કરાવવાનું યંત્ર) લઇ આવ્યા. હું તો અર્ધ ચેતનાવસ્થામાં પથારીમાં લોટી પડ્યો તે મ્હને હાથની ઇશારતથી—મા જેમ પોતાના દુઃખી છોકરાને આશ્વાસન દે તેમ—ત્હેની છાતી સરસું મ્હારૂં માથું લઇ આશ્વાસન આપવા લાગી, હૃદયવેધક સ્પર્શથી જાણે તે જણાવવા લાગી કે—"શોક ન કરે. હું જાઉં છું તેજ ઠીક છે. તમ્હે સુખી થશો એ વિચારે હું સુખમાં મરૂં છું."

દાક્તર પાછા આવ્યા તે પ્હેલાં તો ત્હેના દુઃખનો પાર આવી ગયો હતો—તે યમશરણ થઈ ગઇ હતી."

પુનઃ દક્ષિણાબાબુયે પાણી પીધું. બહુ તાપ લાગે છે કરી તે બ્હાર ગયા. બ્હાર છજામાં થોડીવાર આમતેમ ફરી પાછા આવીને બેઠા. આગળ વાત કહેવાની તેમ્હની ઇચ્છા લાગતી નહતી. પણ હું કાંઇ મંત્રબળે ત્હેમની પાસે વાત ન કહડાવતો હોઉં તેમ ત્હેમણે વાત આગળ ચલાવીઃ—

" ત્હેના પીતાની અનુમતિ લઇ હું મનોરમાને પરણ્યો, ને ત્યાંથી મ્હારે ગામ પાછો ગયો.

ત્હેની આગળ હું આભિજાત્ય દર્શાવતો. અગર ત્હેનું હૃદય મેળવવા પ્રેમના શબ્દ કહેતો ત્યારે તે હસતી નહિ. મુખમુદ્રા ગંભીરજ રાખતી. કોણ જાણે ત્હેના અન્તરમાં શાની શંકા હશે ?

મ્હને મદીરાપાનની ટેવ અત્યારથીજ પડેલી.

શરદૃઋતુમાં સાંજે એકવાર હું મનોરમા સાથે મ્હારા બગીચામાં ફરતો હતો. અંધારૂં ધીમે ધીમે વધતું હતું. સર્વત્ર શાન્તિ હતી. પક્ષીયો પણ સૌ સૌના માળામાં શાન્ત નિદ્રા લેતાં હતાં. પવનની લ્હેરથી, ઝાડનાં પાંદડાંનો ખડખડાટ કોઇ કોઇ વખત આ ગંભીર શાન્તિનો ભંગ કરતો હતો.

મનોરમા ફરતાં ફરતાં થાકી ગઇ ને વિશ્રામ લેવા બકુલ વૃક્ષની નીચેની બેઠકપર બેઠી. હું પણ ત્હેની બાજુયે બેઠો. ઝાડની છાયાને લીધે ત્યાં વિશેષ અંધારૂં હતું. ઝાડની ડાળીયોનાં બાકાંમાંથી ચકચકતા તારાવાળું આકાશ અમ્હારા ઉપર ડોકીયાં કરતું હતું. નીચે ચામાચીડીયાં ચીંચીં કરતાં હતાં. તેમ્હનો ચીંચીં કરતો અવાજ, શાન્ત, અગાધ આકાશ વિસ્તારમાં મધુર સંગીત પ્રેરતો.

આજે મ્હેં સ્હેજ મદીરાપાન કર્યું હતું તેથી મ્હારૂં મન હવામાંજ ઉડતું હતું. ધીમે ધીમે આંખ તિમિરને પરિચિત થઇ ગઇ. ઝાડની બાજુએ કોઇ પીન વદનની અને સૂકાઇ ગયલાં ગાત્ર વાળી સ્ત્રીની છાયા જેવું મ્હને ભાસ્યું. મનમાં કાંઇ વિચિત્ર અસર થઇ અને ત્હેનો તાર ઝણઝણાટ કરતો હૃદયે પહોંચ્યો. હું ઉઠીને છાયાને હાથથી પકડવા ધાયો પણ હાથમાં કાંઇ ન આવ્યું અને નિરાશ થઇ પાછો બેઠો. મ્હેં વિચાર્યું કે ખાલી ભ્રમ હશે.

સ્હામેના વૃક્ષપર પ્રકાશ જણાવા માંડયો. પાછળથી વૃક્ષના શિખર ઉપર આકાશમાં ચન્દ્રનાં દર્શન થયાં. ધવલ આરસપહાણ ઉપર શ્રમથી લુલિત અંગ ઢાળી પડેલી, ધવલ વસ્ત્રવાળી સ્ત્રી ઉપર ચન્દ્ર ત્હેનાં મધુર કિરણ ઢાળતો હતો. આથી તે અતિશય સુંદર લાગતી. ત્હેને ગાઢ આલિંગન દઇ, ત્હેનો હાથ મ્હારા હાથમાં લઇ મ્હેં કહ્યું—" મનોરમા, ત્હને કદાચ નહિ લાગતું હોય, પણ હું ત્હને ખરા અન્તઃકરણથી ચાહું છું. ત્હારો પ્રેમ હું કદી વિસરીશ નહિ. "

આ શબ્દો બોલતાંજ મ્હારૂં આખું શરીર કમ્પી ઉઠયું. પ્હેલાં આજ શબ્દો મ્હેં બીજી સ્ત્રીને કહ્યા હતા તે સાંભરી આવ્યું. તેજ ક્ષણે તે બકુલ વૃક્ષપર, ત્યાંથી પીન અર્ધ ચન્દ્ર ઉપર, એમ છેક ગંગા નદીની પૂર્વથી છેક પશ્ચિમ સુધી, આગળ ને આગળ સરતું, પૂર્વ પરિચિત અટ્ટહાસ્ય સંભળાયું. આ મ્હારૂં હૃદયવેધક હાસ્ય હતું કે આકાશપટ ચીરતો આર્તસ્વર હતો તે હું કળી શક્યો નહિ. મ્હને એકદમ મૂર્છા આવી ને હું બેઠકઉપરથી નીચે પૃથ્વીઉપર ઢળી પડયો.

ભાન આવ્યું ને જોયું ત્યારે તો હું મ્હારી સુવાની ઓરડીમાં પથારીઉપર પડ્યો હતો. મનોરમાએ મ્હને મૂર્છા આવવાનું કારણ પૂછયું. મ્હેં ત્હેને પૂછયું કે—" ત્હેં શું આકાશઘુમ્મટમાં રેલતું અટ્ટહાસ્ય નહતું સાંભળ્યું ? " આટલું પૂછતાં પૂછતાં તો મ્હારૂં શરીર ભયથી પુનઃકમ્પી ઉઠયું. મનોરમાએ હસતે વદને કહ્યું—" એ વળી હાસ્ય ક્યારે હતું ? કોઈ પંખીનું ટોળું આકાશમાં ઉડતું જતું હતું, તેમ્હની પાંખોનો ફડફડાટતો હતો."

હું આટલાથીજ આટલો બધો બ્હી ગયો એ ત્હેને ઘણું આશ્ચર્ય લાગ્યું.

મ્હને સ્હવારે દઢ ખાત્રી થઇ કે તે પક્ષીની પાંખોનો ફડફડાટજ હતો. આ ઋતુમાં ઉત્તર તરફથી બગલાંનાં ટોળાં ઘણીવાર આમ ઉતરી આવતાં. પણ સ્હાંજ પડી એટલે મ્હારો સંકલ્પ શિથિલ થવા માંડ્યો. રાતે મ્હને એમજ લાગ્યું કે આ ગાઢ તિમિર એ હાસ્યથીજં ભરેલું છે. દરેક પળે ભય લાગતો કે આ તિમિર ભેદીને હાસ્યનો ખડખડાટ નિકળી પડશે. મ્હને એટલો બધો ભય પછી તો પેસી ગયો કે સ્હાંજ પડ્યા પછી હું મનોરમા સાથે કાંઇ બોલીજ ના શકું.

એક વખત અમ્હે હોડીમાં બેસી નદીની મુસાફરીયે નિકળ્યાં. જલપરની ઠંડી લ્હેરો સાથે મ્હારો ભય પણ ઘસડાવા માંડ્યો. કેટલાક દિવસતો મ્હેં આનંદમાં નિર્ગમન કર્યાં. આસપાસનો રમણીય પ્રદેશ જોતાં આનંદમાં ને આનંદમાં મનોરમાનાં હૃદયદ્વાર મ્હારા આગળ ખુલવા લાગ્યાં.

ગંગા નદીમાંથી અમ્હે જાલંગીમાં ઉતર્યાં અને ત્યાંથી પદ્મામાં આવી પ્હોંચ્યાં. આ તોફાની પદ્મા શિયાળાની ઋતુમાં—પોતાના દરમાં નિદ્રાવસ્થામાં પડેલા સર્પની માફક-શાન્ત વ્હેતી હતી.

ઉત્તર પ્રદેશ તરફ, ઘટ્ટ ઉગેલા શુષ્ક નેતરના વનમાંજ, દષ્ટી વિરમતી હતી. દક્ષિણના ઉચ્ચ પ્રદેશપરનાં આમ્ર વૃક્ષો, પદ્મમાના ભયંકર મુખ આગળ, જાણે ભયથી થરથરતાં હાથ જોડીને ઉભાં રહ્યાં હોય એમ લાગતું. પદ્મા જ્યાં જ્યાં વળી હતી ત્યાં પાણીના અથડાવાથી ખડકોમાં ચીરા પડેલા હતા ને વખતે વખતે કોઈ ખડકો ભાગી નદીમાં પણ પડતા

આવા રમણીય સ્થળમાં ફરવાનું બહુ રૂચિકર લાગશે ધારી હોડી અહિંજ ઉભી રખાવીને મુકામ કર્યો.

એક સ્હાંજે તો ફરતે ફરતે અમ્હે મુકામથી ઘણે દૂર નિકળી ગયાં. પશ્ચિમાકાશમાં સોનેરી રંગના સાથીયા પૂરતો સૂર્ય અસ્તાચળ પાછળ જતો રહ્યો. થોડીવાર પછી પૂર્વમાં મીઠી સુધા વર્ષાવતો ચન્દ્ર ઉગ્યો. શિયાળામાં રાતે ટ્હાડ લાગતી હોય નહિ એમ જાણે પૃથ્વીયે ચાંદનીની રૂપેરી ચાદર ઓઢી લીધી. નદીના લાંબા ધવલ કિનારાઉપર તો ઉજ્વળ પ્રકાશતી ચન્દ્રિકા ઘણીજ મનોહર લાગતી. હું જાગૃત છું કે સ્વપ્નમાં છું તે મ્હને શંકા થઇ. અમ્હે બે જાણે ચન્દ્રલોકમાંજ ફરતાં હોઇયે એમ લાગ્યું. સર્વત્ર અલૌકિક શાન્તિ અને ધવલતાજ ભાસતી. મનોરમાએ ત્હેના હાથમાં મ્હારો હાથ લીધો. મ્હારી સ્હોડમાં આવી મ્હને ટેકવી તે ઉભી રહી. શરીર અર્પતી તે જાણે ત્હેનું સર્વસ્વ અર્પતી લાગી. મ્હારા શરીરના રૂવે રૂવે, પ્રેમ પ્રેમ વ્યાપી ગયો. મ્હને વિચાર આવ્યો કે આ પ્રેમ શું ઓરડીની ચાર ભીંતમાં પૂરાઇ શકે ? ત્હેને તો સમાવા આ ખુલ્લું, અગાધ બ્રહ્માંડજ જોઇયે. અહિંથી પાછા મુકામે જવાનો કે ત્યાંથી ઘરતરફ જવાનો તો લેશ વિચાર પણ ન આવ્યો. એમજ લાગ્યું કે સંસારની આશાતૃષ્ણાઓ ત્યજી દઇ, પ્રેમની ધૂન મચાવતા, ચન્દ્રથી પ્રકાશિત આ અમર્યાદ વિસ્તારમાંજ મસ્ત થઇ ફરીયે.

આમ લક્ષ્યહીન ફરતાં ફરતાં અમ્હે એક ન્હાની ટેકરી પર જઇ ઉભાં રહ્યાં. ઘણે દૂર રેતની વચ્ચે એક ન્હાના ઝરા જેવું દેખાયું. અમ્હે ત્યાં ગયાં ત્યારે તો માલુમ પડ્યું કે એનો ચોમાસાના દિવસનું ભરાઇ રહેલું નદીનુંજ પાણી હતું. ખાબોચીયાના શાન્ત, સ્થિર

પાણીપર પડતાંજ ચન્દ્રિકા મૂર્છિત થતી લાગતી. મનોરમાને કાંઇ વિચાર થઇ આવ્યો ને ત્હેણે મ્હારા સ્હામું જોયું. માથા પરથી શાલ ખસી ગઈ. ચન્દ્રના પ્રકાશથી ત્હેનું ઉજ્વલ દીસતું મુખ ઉંચું કરીને મ્હેં એક ચુંબન કરી લીધું.

તે નિર્જન રેતાલ પ્રદેશમાંથી ગંભીર સ્વર આવ્યો—"આ કોણ છે? આ કોણ છે! આ કોણ છે?"

હું ચમક્યો. મનોરમા પણ ભયથી ધ્રુજી ગઈ. તપાસ કરતાં ખાત્રી થઇ કે તે સ્વર કોઇ મનુષ્યના નહતા તેમ દૈવી પણ ન હતા. કેટલાંક જળપક્ષીઓ ત્યાં બેઠાં હતાં તેમ્હણે અમ્હારા ત્યાં જવાથી ભયને લીધે ચીસાચીસ કરી મૂકી હતી. તેમ્હનોજ એ સ્વર હતો.

ભયાકુલ થયલાં અમ્હે ત્યાંથી તરત પાછાં ફર્યાં. મુકામે જઇને તરત સુઇજ રહ્યાં. મનોરમા તો થાકી પાકી એકદમ ઉંઘી ગઇ, પણ મ્હને ઝટ ઉંઘ ન આવી. પડદો ઉઘાડી, પથારી આગળ આવી, મનોરમાને પોતાની પાતળી આંગળીથી દર્શાવતાં, કોઈ મ્હારા કાનમાં બોલવા લાગ્યું—"આ કોણ છે? આ કોણ છે? આ કોણ છે?"

હું એકદમ ઉઠ્યો. ઉતાવળમાં દીવાસળી ઘસીને દીવો સળગાવ્યો. પડદો બંધ કરતું, દોડીને હલાવી નાંખતું, કોઇ માણસ અટ્ટહાસ્ય કરતું રાત્રીના અંધકારમાં સરતું લાગ્યું. નદીને પેલે પાર જતું, રેતાળ કિનારાને વટાવી દેતું, નિદ્રિત પ્રદેશમાં થઇ ગામડાં અને શહેરને પોતાના સ્વરથી ભરી નાંખતું, જેમ જેમ આગળ જાય તેમ તેમ મન્દ સંભળાતું, ત્હેનું આ હાસ્ય, આકાશના અમર્યાદ વિસ્તારમાં ફેલાઈ રહ્યું. મ્હેં સ્વપ્ન પણ ન સાંભળ્યું હોય એટલું મન્દ મન્દ સંભળાતું મ્હારા હૃદયને તે વિંધવા લાગ્યું. ઘણે દૂર જતાં સ્વર સંભળાતો બંધ થયો પણ ત્હેના પડઘા મ્હારા ભ્રમિત મનમાંથી ખસવા ન પામ્યા. ન ખમાયું, ત્યારે દીવો હોલવી નાંખી, ઉંઘી જવાનો વિચાર રાખી, પથારીમાં ચતોપાટ સૂતો. સૂઈ રહું છું એટલામાં તો પડદો હાલ્યો. વળી કોઇ આવીને મ્હારા કાનમાં કહેવા લાગ્યું—"આ કોણ છે? આ કોણ છે? આ કોણ છે?" મ્હારા શરીરની નાડીયોના ધબકારામાં પણ એજ સ્વર સંભળાવા લાગ્યા. ત્હેના કલાક કાંટાથી જાણે મનોરમાને દર્શાવતી હોય તેમ, છાજલીપરની ઘડિયાલ પણ ત્હેના ટીકટીકમાં એજ કહેવા લાગી કે—"આ કોણ છે? આ કોણ છે! આ કોણ છે?"

દક્ષિણાબાબુનું વદન તદ્દન ફીક્કું થઇ ગયું. ત્હેનો કંઠ રૂંધાઇ ગયો. મ્હેં ત્હેને સ્પર્શ કર્યો, ને પીવાને પાણીનો પ્યાલો ધર્યો. તેજ વખતે દીવો બુઝાઇ ગયો, મરઘાનો કૂકડેકૂક અવાજ સંભળાયો. મ્હેં જોયું તો પ્હેરોડીયું થઇ ગયું હતું. ઘરઆગળની સડકઉપર ગાડાંનો ખડખડાટ સંભળાવા લાગ્યો. એકદમ દક્ષિણાબાબુની મુખાકૃતિમાં ફેર થઇ ગયો. ત્હેના મ્હોંઉપર કાંઇ ભયનાં ચિહ્ન ન હતાં. કલ્પિત ભયમાં ને ભયમાં મ્હને બધી વાત કહી દીધી તેથી તે અન્તરમાં લજ્વાતો હતો. કાંઇ પણ બોલ્યા ચાલ્યાવિના બારણું ઉઘાડી તે ચાલતો થયો.

તે દિવસે પાછું મધ્યરાત્રીયે કોઇએ મ્હારા ઘરનું બારણું ખખડાવ્યું ને સ્વર સંભળાયો કે, "દાક્તર! દાક્તર!"

નરહરિ દ્વારિકાદાસ પરીખ.

## દાન.

૧

બધાં દેવાલયમાં ઘંટ હતા, પણ તે દેવળમાં ન્હોતો. ગામનાં સહુ કહેતાં કે, ઘંટ વગર કેમ ચાલે!? ઘંટતો એક જોઇએજ!

પરન્તુ ગામમાં પિત્તળ ન્હોતું.

એક ખેડુતની છોકરી ઘણી ભક્તિમતિ હતી. તેણે કહ્યું—"પિત્તળના અભાવે દેવની આરતી શું બંધ રહેશે!? લ્યો આ મ્હારો આયનો, એની પાછળ ઘણું પિત્તળ છે."

દેવાલયના ઘંટ સારૂ છોકરીના આ દાનની વાત જ્યારે ગામમાં પ્રસિદ્ધ થઇ ત્હારે ગામની સહુ રમણિઓએ પોત પોતાના આયના દાન કરી દીધા. પુજાનો મંડપ આયનાઓથી ભરાઇ ગયો.

ખેડુતની છોકરીએ પોતાનો આયનો ઘણી સંભાળથી સાચવી રાખ્યો હતો. તે આયનો ત્હેની માએ મરતી વખતે ત્હેને આપ્યો હતો, તેમાં ત્હેની માની મા અને ત્હેનીએ મા સુધીનાંઓએ મ્હોં જોયું હતું. તે આયનો તે જ્યારે આંખ આગળ ધરતી ત્હારે ત્હેની માનું મ્હોં તે આયનામાં પ્રગટ થતું અને ત્હેનુંએ હસતું મ્હોં જાણે ખરેજ નજર આગળ ઉભી હોય ત્હેવું ભાસતું. માના શોકથી જ્હારે જ્હારે હૈયું ભરાઇ આવતું ત્હારે તે તેજ આયનો પોતાના મ્હોં આગળ ધરતી અને ત્હેનો શોક દૂર થતો ત્હેને તે આયનો જીવ કરતાં પણ વધારે વ્હાલો હતો અને તેથી તે ત્હેને જરાપણ વ્હીલો મુકતી નહિં—ફક્ત દેવના કામમાં આવવાનો છે એમ ધારીનેજ ત્હેણે તે દાન કર્યો હતો.

પરન્તુ, દાન કર્યા પછીથી ત્હેને બિલ્કુલ સુખ નથી. આયનાને માટે ત્હેનો પ્રાણ વ્યાકુલ રહ્યા કરે છે. જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ ત્હેની વ્યાકુળતા વધતીજ જાય છે. આયના ઉપરથી કોઇપણ રીતે ત્હેનું મન છુટતું નથી.

આયનાઓ તો ઘણા એકઠા થયા છે—હવે પિત્તળની શી ખોટ છે?—ત્યારે આ એકાદ ઉપાડી લઉં તો દેવને શું ખોટ જવાની હતી? પરન્તુ દેવ જે સ્વીકારે છે તે ફરીને પાછું મળી શકતું નથી.

આયનો દિવસમાં એકાદવાર જોયા સિવાય ત્હેને ચાલતું નહિં. તે દરરોજ દેવાલયમાં જતી અને દૂરથી પોતાનો આયનો જોઇ આવતી. ત્હેને થતું કે, છાનીમાની ઉપાડીને ચાલી જાઉં. પણ દેવની વસ્તુ કેમ કરીને ચોરાય?

પણ, ત્હેનું મન તો ચોરી કરતુંજ હતું! દેવને જે વસ્તુ ત્હેણે પોતાને હાથે આપી છે તે વસ્તુ હવે મુકી દેવાને ત્હેનું મન ઇચ્છતું નથી. શરમની મારી ત્હેનાથી મ્હોં ખોલીને કોઇ આગળ કહી શકાતું પણ નથી—આ વેદના તે રાત દિવસ હૃદયમાં ને હૃદયમાં છુપાવીને ફરે છે. ફક્ત દેવનેજ સંબોધીને કહે છે—"હે દેવ, મ્હારી આ મમતા ક્યારે દૂર થશે?

૨.

ઘંટ તૈયાર કરવા સારૂ આયના કારખાનામાં મોકલવામાં આવ્યા. કારિગરોએ આગ સળગાવીને પિત્તળ ગાળવા માંડ્યું પણ, જેમ જેમ તાપ વધતો જાય તેમ તેમ એકપણ

આવનાનું પિત્તળ ગળે નહિ; જાણે તે સહુ વજ્રનાં નહોય! આગ તો જાણે શરમની મારી વધારે ને વધારે રાતી થાય પણ તે ગરમ તો નજ થાય—એની ઉપર જેમ જેમ હથોડીઓ પડે તેમ તેમ તે વધારે ને વધારે કરૂણ અવાજમાં જાણે કહે કે 'ના, ના, ના!' તેમાં એક નિશાન સરખું પણ પડે નહિ!

દેવાલયનો પુરોહિત કહેવા લાગ્યો—" આ આયનો જેણે દાન કર્યો છે હેણે સારા મનથી નથી કર્યો— અનિચ્છાએ આપેલો છે. કોણ એવી પાપિણ હશે કે, દેવને પણ મન મુકીને આવી સામાન્ય વસ્તુ નહીં આપી શકી હોય!

આ સાંભળીને પેલી છોકરી ગાભરી બોલી ઉઠી—આહ, કેવી કરૂણ આસક્તિ! એકકી વારે એ તદ્દન હૈયાસાથે જડાઇજ ગયો છે. જ્યાંલગિ જીવ નહિં જાય ત્યાંલગિ આયનો પણ દેવને નહિં મળે!"

આમ કહીને તે તરતજ દેવતાનું સ્મરણ કરીને એકદમ અગ્નિકુંડમાં ઝિંપલાવી પડી. હેનો દેહ ક્ષણવારમાં સળગી ગયો.

તે આગમાં આયનાનું પિત્તળ પણ ગળી ગયું. *

બકુલ.

---

## ત્યાગ.

( એક ટુંકી સંસારી વાર્તા. )+

હોળીને દીવસે રાતના દશ અગીઆરને શુમારે રાજેન્દ્ર અને કુસુમ પોતાના ઘરમાં ત્રીજે માળે અગાશીપર બેઠેલાં હતાં. ચંદ્રમા પૂર્ણ તેજથી પ્રકાશતો હતો. અને ચંદ્રના તેજથી કુસુમનું સુંદર મુખ વધારે સુંદર લાગતું હતું. રાજેન્દ્ર લાંબા વખત સુધી એ મુખની સામે ટગરટગર જોયા કરતો હતો ને સ્વર્ગનું સુખ અનુભવતો હતો. ઘડીકમાં તે કુસુમના માથાના વાળ તાણતો હતો, તો ઘડીકમાં કુસુમના અંબોડાપરની વેણીનાં ફુલો તોડી, કુસુમના ગાલપર હેતથી મારતો હતો. અત્યારે રાજેન્દ્ર ખરેખરા પ્રેમાનંદમાં પડેલો હતો. પણ કોણ જાણે શાથી તેના આ પ્રેમાનંદમાં કુસુમ બીલકુલ ભાગ લેતી જણાતી નહોતી. એતો અત્યારે એક પથ્થરના પુતળાની માફક જડભરત જેવી બેસીજ રહેલી હતી. રાજેન્દ્રે છેવટે કુસુમના બંને હાથ પકડીને હેતથી હલાવ્યા. તે બોલ્યો, " કુસુમ, આ શું? અત્યારે તું છેક આમ કેમ થઇ ગઈ છે? તારા મનની સ્થિતિ આવી થઇ જવાનું કાંઇ કારણ? જો, જો, આ રાત્રી કેવી મનોહર લાગે છે! ચાલ મ્હારી નજદીક આવ." આટલું બોલી રાજેન્દ્રે ઉમળકાથી કુસુમને પોતાના તરફ ખેંચી પોતાની બાથમાં લીધી.

પતિની સોડમાંથી એકદમ ખસી જઇ કુસુમ સ્હેજ દૂર જઈ બેઠી અને ધ્રુજતાં ધ્રુજતાં બોલી, " મ્હારા નાથ, ઘણા વખત થયા મ્હારા મનમાં એક વાત ઘોળાયા કરે છે. મરણ પારીઅજ એ વાત મ્હારે બીજાને કહેવી, એવી મ્હેં પ્રતીજ્ઞા કરેલી છે તો પણ મ્હું

---

* બંગાળી ઉપરથી.

એમ થાય છે જે એ વાત હમણાંજ તમને કહી દઉંને તમે જે શીક્ષા કરો તે ખમી લઉં.—"

કુસુમનું બોલવું પુરૂં થયું નહોતું એટલામાં તો ત્રીજે માળને દાદરે પરિચિત પગલાંનો ધબધબ અવાજ સંભળાયો. પળવારમાં તો રાજેન્દ્રના પિતા ધીરજરામ દાદરે ચઢી રાજેન્દ્રની મેડીના ઉંબરાપર આવીને ઉભા ને મ્હોટો ઘાંટો કાઢી બોલી ઉઠ્યા. " રાજેન્દ્ર, અત્યારેને અત્યારે ત્હારી વહુને આપણા ઘરમાંથી કાઢી મુક "

આ શબ્દો સાંભળીને રાજેન્દ્રે પોતાની સ્ત્રીના મ્હોં સામુ જોયું પણ તેના મ્હોંપર તો ગભરાટનાં તેમ આશ્ચર્યનાં બીલકુલ ચિહ્ન દેખાયાંજ નહીં. કુસુમે તો પોતાના બે હાથ પોતાના મ્હોંપર મુકી મ્હોં ઢાંકી દીધું. તેના મનમાં તો અત્યારે એમ જ થઇ આવ્યું કે ધરતીમાતા જો મને માગ આપે તો હમણાં ને હમણાંજ હું ભોંયમાં સમાઇ જાઉં. કુસુમને આવીને આવીજ સ્થિતિમાં રહેવા દઈ રાજેન્દ્ર પોતાના પિતાની સ્હામો ગયો. બન્ને જણા નીચે ઉતર્યાં. આશરે અર્ધાકલાકસુધી પિતાની સાથે વાત કરી રાજેન્દ્ર ગભરાયલો ગભરાયલો ઉપર પાછો આવ્યો ને અગાશીમાં જઇ કુસુમને પુછ્યું " આ બધી ખરી વાત છે?" કુસુમે જવાબ દીધો, "હા, બધું ખરૂં છે." " ત્યારે આજસુધી એમાંનું કશું પણ ત્હેં મને કહ્યું કેમ નહીં ? " " હું તમને કહું કહું કરતી હતી પણ મ્હારી છાતી ચાલતી ન્હોતી, નાથ, હું બહુજ દુષ્ટ સ્ત્રીછું " " ત્યારે, તું હવે મ્હને બધી હકીકત કહી દે." કુસુમે બીલકુલ ગભરાયા વગર અથથી તે ઇતિસુધી સર્વ હકીકત રાજેંદ્રને કહી. કુસુમ જ્યારે વાત કહેતી હતી ત્યારે રાજેન્દ્રના મ્હોંપર કોઇવાર સ્નેહનાં તો કોઇવાર ક્રોધનાં ચિહ્ન સ્પષ્ટ દેખાતાં હતાં.

કુસુમની વાત સાંભળી રહ્યાપછી રાજેન્દ્ર એકદમ અગાશીમાંથી ઉઠ્યો ને બીલકુલ બોલ્યા ચાલ્યા વગર મેડીમાં પલંગપર જઇ પડ્યો. કુસુમતો કલાકના કલાક સુધી એકલી અગાશીમાં શુંમ જેવી બેસીજ રહી. ના એને ત્યાંથી ઉઠવાનું સુજે અને ના તેના પલંગપર જઇ સુવાનું સુજે. સત્યયુગમાં જેમ સીતાજીએ અગ્ની પર ચાલી પોતાના પતિને પોતાના નિર્દોષપણાની ખાત્રી કરી આપી હતી તેમ જો આ કળીયુગમાં થતું હોતતો કુસુમ તેમ કરવા પણ તત્પર થાત. છેક મળસકે ચાર વાગે ટાઢ સહન ન થવાથી કુસુમ અગાશીમાંથી ઉઠીને પતિની પાસે પલંગપર શબવત્ સ્થિતિમાં સુતી.

રાજેંદ્રને પણ આખી રાત બીલકુલ ઉંઘ આવી ન્હોતી. સ્હવારના પ્હોરમાં તે નિત્ય કરતાં ઘણોજ વ્હેલો ઉઠ્યો. હમેશના રીવાજ મુજબ કુસુમને ભેટ્યાવગર તેમ પ્રાતઃકાળનું પ્રેમાળ ચુંબન તેને કર્યાવગર, તે નીચે ઉતરી પડ્યો. ઉતાવળને ઉતાવળમાં દાતણ પાણી કરી લઇ, ચ્હા પી લઇ, તે આંખળો ફાંફળો હિમતરામને ઘેર ગયો. તેને જોતાંજ હિમતરામ બોલી ઉઠ્યા, " કેમ, રાજેંદ્રભાઈ, આટલા બધા વ્હેલા આ તરફ ક્યાંથી ભુલા પડ્યા?" રાજેંદ્રે ગુસ્સાથી ધ્રુજતાં ધ્રુજતાં જવાબ દીધો, " શું મ્હારાભાઇ, તમે છેક આવા માણસ છો ? અમને વટલાવી માર્યાં, અમારી જાત ભ્રષ્ટ કરી નાંખી?" અત્યંત ક્રોધને લીધે રાજેંદ્રથી વધારે બોલી શકાયું નહીં.

સ્હેજ મ્હોં મલકાવી કટાક્ષમાં હિમતરામે જવાબ દીધો, " ત્યારે તમે તો અમારી નાત સાચવી હશે! મ્હને નાતબહાર મુકાતો બચાવ્યો હશે ને મ્હારી પડખે ઉભા રહી મ્હારી પીઠ થાબડી હશે ખરીકની "!

સાંભળ, હું વૃદ્ધ માણસ છું તેથી તારે મ્હારી બીલકુલ શરમ રાખવી નહીં. તારૂં ચિત ક્યાં ચોટ્યું છે તે હું જાણુંછું. એ બીચારો પણ તારી માફક પ્રેમાંધ થઇ ગયો છે. મ્હને લાગે છે કે તમારા બંનેના લગ્નની કાંઇ પેરવી થાય તો ઠીક" આટલું સાંભળતાં તો કુસુમ પોકેપોક મુકી રોઇ પડી ને એકદમ ત્યાંથી ઉઠી જતી રહી. આ બનાવ બન્યા પછી હું નિત લલ્લુભાઇને ત્યાં જતો ને આ સંબંધે રોજ કુસુમસાથે વાત કાઢી ધીમે ધીમે મ્હેં એની શરમ મુકાવી. છેવટે જ્યારે મ્હેં છાની ઢોકી એને કહ્યું કે તમારાં લગ્ન ગોઠવી આપવાની હું તેવડમાં છું ત્યારે એણે મને પુછ્યું, "એ કેવી રીતે બની શકે?" મ્હેં જવાબ દીધો, "એ બાબતની તારે બીલકુલ ચિંતા રાખવી નહીં. તને લલ્લુભાઇની દીકરી તરીકે અડાવી દેવાનું કામ મારે મન બીલકુલ મુશ્કેલ નથી." આ વાત પ્હેલાં તો એણે નાકબુલ કરી પણ મ્હેં એની સાથે બહુ રકઝગ કરી, પટાવી ફોસલાવી, એની પાસે એ કબુલ કરાવ્યું. પણ એણે મને એક આજીજી કરી કે "તમે એમના મનની ખાત્રી કરો, એમને જો આ વાત કબુલ હોય તો પછી પગલું ભરજો." મ્હેં એને જવાબ દીધો, "તું તો ગાંડી છે, આ બધી હકીકત એને કહેવાની શી જરૂર છે? એકવાર મંગળફેરા ફરાઇ ગયા એટલે ગંગા નાહ્યા. પછી બ્રહ્માથી પણ એ લગ્ન મિથ્યા થઇ શકવાનાં નથી. આપણી આ વાત બીજું કોઇ જાણે એવો બીલકુલ સંભવજ નથી તો પછી જીંદગીપર્યંત એને નાહક દુઃખી કરવાનું પ્રયોજન શું છે?"

આ યુક્તિ કુસુમને ગમી કે કેમ તે તો હું કહી શકતો નથી. કોઈ કોઇવાર તો એ રકયાજ કરતી. કોઇ કોઇવાર મુંગી મુંગી બેશી રહેતી. જો હું એને કહું કે 'તારી મરજી ના હોય તો આપણે માંડીવાળીએ' ત્યારે એનું મોંહુ ઉતરી જતુ ને આખો દીવસ તે ઉદાસ રહેતી. વાત આટલે સુધી આવી એવામાં રજા પડવાથી તમે અહીંઆ આવ્યા એટલે મ્હેં લલ્લુભાઇને ધીરજરામભાઇ કને માગું કરવા મોકલ્યા. પહેરામણીના બે હજાર રૂપીઆ મળ્યા એટલે વધુ પડપુછ ના કરતાં ધીરજભાઇએ હા પાડી ને બધું નક્કી થઇ ગયું.

લગ્નના દીવસ નજદીક આવ્યા એવામાં એક દીવસ કુસુમે જીદ લીધી કે મ્હારે નથી પરણવું. આ વખતે એને સમજાવતાં મ્હને બહુજ પસેમાની પડી. એણે તો મ્હને કહ્યું, "કાકા, આ વાત માંડી વાળો." મ્હેં જવાબ દીધો "તને તો કાંઇ ભાન નથી. હવે તે માંડી વળાતું હશે? હવે વિવાહ તોડીએ તો નાતજાતમાં લલ્લુભાઇનું નાક ના કપાય"? કુસુમ બોલી ઉઠી "મ્હને કાંઇ પરદેશ મોકલી દો ને વાત ફેલાવો કે કુસુમ મરી ગઇ." મ્હેં જવાબ દીધો "એમ તે થતું હશે? પછી બીચારા રાજેન્દ્રની શી વલે! અત્યારે તો એ બીચારો સ્વર્ગના સુખની આશામાં બેઠો છે. આમ એની આશાનો ભંગ થાય તો કાંઇક આડું અવળું કરી બેસે ને મ્હારે એના મરણની વાત તને લખવી પડે! ને બીજેજ દીવસે મ્હારે તારા મરણની વાત સાંભળવી પડે! ઘડપણમાં આમ સ્ત્રીહત્યા ને બ્રહ્મહત્યાનું પાપ વ્હોરૂં તો કયે જન્મે છુટું? છેવટે લગ્નનો દીવસ આવ્યો. ગોત્રાચાર ભણાઇ ગયા, મંગળફેરા ફરાઇ ગયા. મ્હારૂં લાંબા વખતનું વેર તૃપ્ત થયું ને મ્હારી છાતી પરથી સો મણનો બોજો ઉપડી ગયો હોય એમ મ્હને નિરાંત વળી."

આ બધું સાંભળી થોડીવાર તો રાજેન્દ્ર શાંત બેસી રહ્યો. પછી બોલ્યો, "મ્હને તેમ

મ્હારા કુટુંબને અને આખી નાતને આમ ભ્રષ્ટ કરી, એટલેથીજ આપ અટક્યા હોતતો બસ નહોતું ? હવે તમે વાત બ્હાર શા માટે પાડી " ?

હિંમતરામે ગંભીરાઈથી ઉત્તર આપ્યો, " તમારી બ્હેનના લગ્નના દીવસ નજદીક આવ્યા છે ને લગ્નની સર્વ તૈયારીઓ થઈ રહી છે, એ જ્યારે મ્હેં જાણ્યું ત્યારે મ્હને વિચાર આવ્યો કે એક બ્રાહ્મણની જાત તો મ્હેં વટલાવી. એતો મ્હારૂં વેર વાળવાને માટે મ્હારે કરવું પડ્યું પણ હવે તો બીજા બ્રાહ્મણની જાત વટલાવાના ભયમાં છે તેથી મ્હને એમ લાગ્યું કે એમ થતું અટકાવવું એ મ્હારો ધર્મ છે. તેથી મ્હેં તમારા વ્હેવાઇને લખી દીધું કે ધીરજરામના છોકરાએ શુદ્રની સ્ત્રી નાતરે આણી છે એ સાબીત કરવા હું તૈયાર છું."

મહા મ્હેનતે રાજેન્દ્રે પોતાનો ક્રોધ શમાવ્યો, થોડીવાર શાંત રહી તે બોલ્યો, "પણ હવે એ છોકરીનું શું થશે એનું તમને ભાન છે ? હું એને મ્હારા ઘરમાંથી કાઢી મુકીશ. પછી તમે કે લલ્લુભાઇ એને તમારા ઘરમાં રાખશો ને એનું પુરૂં કરશો ? "

હિંમતરામે દંડે પેટે જવાબ દીધો, " અમારૂં કામ હતું તે અમે સંપૂર્ણ રીતે બજાવ્યું છે. ધણીઓએ કાઢી મુકેલી પારકી બૈરીઓને અમારા ઘરમાં રાખવી એ કાંઇ અમારૂં કામ નથી. અરે, કોઇ છે કે ? રાજેન્દ્રભાઇને માટે ન્હાપાણી તથા પાન સોપારી લાવો." હિંમતરામના આ સત્કારની બીલકુલ રાહ જોયા વિના રાજેન્દ્ર ત્યાંથી ઉઠી પોતાના ઘર તરફ ચાલતો થયો.

વળી પાછાં રાત્રે કુસુમ તથા રાજેન્દ્ર અગાશીમાં બેઠેલાં હતાં. કુસુમે પતિના બને પગ પોતાના હાથથી ઝાલ્યા હતા ને પતિના પગ ઉપર માથું મુકી સુતી સુતી ચંદ્રમા તરફ જોયાં કરતી હતી. રાજેન્દ્રનું ચિત્ત અત્યારે બીલકુલ સ્થિર નહોતું. તેના અંતઃકરણમાં તો પ્રેમ અને લોકાચાર વચ્ચે ભારે ઝગડો ચાલી રહ્યો હતો. એકાએક એ કાંઇ છેવટના નિશ્ચયપર આવ્યો હોય એમ એને લાગ્યું. તેના મ્હોં પરથી સર્વ ચિંતા દૂર થઇ ગઇ હોય એમ જણાયું. તે એકદમ ઉઠી બેઠો થઈ ગયો. ગઈ રાત્રીની માફક ફરી પાછો દાદરપર પિતાના પગલાનો અવાજ સંભળાયો. પગલાનો અવાજ સાંભળતાંજ કુસુમે પોતાના પતિના પગ પર અત્યંત ઉમળકાભેર ચુંબન કર્યું. ને પતિને પગે પડી પતિ કનેથી સ્હેજ દૂર ખસી સોડીઉં વાળી ઉભી રહી. ધીરજરામે મેડીના ઉમરાપર ઉભા રહી મ્હોટો ઘાંટો પાડ્યો, " કેમ, રાજેન્દ્ર હજી મ્હારા હુકમનો અમલ થયો નથી ? મ્હેં તને માત્ર એકજ દીવસની મ્હેતલ આપી હતી, એ દીવસ વીતી ગયો છે. માટે હમણાં ને હમણાં ત્હારી વહુને ઘરમાંથી કાઢી મુક".

શરમાતાં શરમાતાં પણ દૃઢ મને રાજેન્દ્રે જવાબ દીધો, " મ્હારાથી તો એને કદી પણ કાઢી નહીં મુકાય ". આ સાંભળી ધીરજરામનો મીજાજ હાથમાં રહ્યો નહીં. તેમણે મોટો બરાડો પાડ્યો, " કેમ નહીં કાઢી મુકાય ? તારે તો ત્હારી જાત વટલાવવી છે કેમ ? ધર્મભ્રષ્ટ થવાશે તેનું તને કાંઇ ભાન છે ? ને નાતવાળા આ કેમ સાંખશે ? એતો તને ને મ્હને ને આપણા આખા કુટુંબને નાતબ્હાર ને ચોરાશી બ્હાર મુકશે. "

રાજેન્દ્રે શાંતીથી ઉત્તર આપ્યો " મ્હને નાતની બીલકુલ પરવા નથી. "

ધીરજરામ અતિ આવેશમાં બોલી ઉઠ્યા " તને નાતની પરવા નથી પણ મને તો છે. મ્હારા ઘરમાં આમ વહી જવું નહીં પાલવે. બૈરીને નહીં કાઢી મુકે તો મ્હારા ઘરમાંથી તારે નીકળવું પડશે. ને બચ્ચા યાદ રાખજે કે એક પૈ સરખી પણ હું તને આપનાર નથી. "

રાજેન્દ્રે નમ્રતાથી જવાબ દીધો, " તેની કાંઇ હરકત નથી. પ્રભુકૃપાએ અમારા બંનેનું

પુરૂં કરવા જેટલી મ્હારામાં શક્તિ છે. આજની રાતજ અમે આ ઘરમાં રહીશું. આવતી કાલે સ્હવારે અમે અમારો રસ્તો કરી લઇશું. માટે એ બાબતમાં આપ નિશ્ચિંત રહેજો".

--પ્રાણલાલ કીરપારામ દેસાઈ.

## નવાણુંનો ચક્રાવો*

એક સુંદર ગ્રામમાં ધનવાન **વૈશ્ય**, હતો હતો,
ને સમીપ એની રંક ઘરનો, શિલ્પી એક હતો હતો.
આનન્દમાં એ બે સુજન, નાના વિલાસો ભોગવે,
નિજ મન મુદિત સંતોષી શિલ્પી, દીનતા દુખ નવ ગણે. ૧

એક દિન એ વૈશ્યની **ગૃહિણી** અધિક આશ્ચર્યથી,
અનુભવી પ્રિયતમપાસ, દિલ ખોલી મધુર પ્રશ્નો પુછેઃ
" કંઇક દિનથી, નાથ ! શંકા એક મુજ મનમાં રમે,
એ ભેદ આપ બતાવશો? સુણી મમ કથા, પ્રિય ! આ સમે. ૨

આ આપણો પ્રિય મિત્ર ને વળી નિકટવાસી '**સુયોગ**' જે
ધનવાન નહિ એ નાથ ! તદપિ ભોગ વિધ વિધ ભોગવે.
પ્રભુની કૃપાથી આપણે ધનવાનને એ ગરીબ છે,
તોપણ અરે કયમ અધિક-અધિક સદૈવ સુખમાં લીન એ. ૩

" જ્યારે જરૂખે બેસીને હું જોઉં એના ગૃહભણી,
ત્યારે ઉછળતી છોળ દેખું રાગરંગ વિનોદની;
બહુ ભાતનાં પકવાન ભોજન ઉડતાં એ મંદિરે,
સુંદર રુચિર વરવેષ ધારી દંપતી એ સંચરે. ૪

" નિત્ય જ્યાં શ્રવણે પડે છે સુખદ મીઠા સુરવર,
ગાઢ ગાઢી પ્રેમ નિદ્રામાં નિમગ્ન વધૂવર.
આ શું હશે આશ્ચર્ય એ મારા થકી સમજાય ના,
ધનહીન શિલ્પી સુયોગ ઘર, સુખ ક્યાં થકી આ સાંપડ્યાં ?" ૫

વચન **વનિતા**નાં સુણીને **વૈશ્ય** હાસ્ય કરી વદે,
" આ નાની સુની વાતમાં, મુગ્ધે ! તને આશ્ચર્ય શું ?
રોજના બે ચાર રૂપિઆ દ્રવ્ય જે ઘર લાવતો,
તે સાંજ સમયે મસ્ત બની આનન્દમાં ઉડાડતો. ૬

" આ નવલ વયમાં, સ્વલ્પ શ્રમથી પ્રાપ્ત દ્રવ્ય કરે ભલે,
પણ એ થશે દુઃસાધ્ય એને શિથિલ ઘડપણમાં પડે.
જે દ્રવ્ય મળતું નિત્ય તે ગાફલ ગુમાવે મોજમાં,
સંગ્રહ નહિ કરશે યુવામાં, વય જશે તો શોકમાં. ૭

* સરસ્વતી માસિકમાંના કવિ ભોંયલી શરણ ગુપ્તના હિન્દી કાવ્યનો અનુવાદ—

" આવક પ્રમાણે નિત્ય વ્યય કરવો ખરેખર ઇષ્ટ છે.
શાન્ત સાદું જીવન ગાળી દ્રવ્ય સંચય ઇષ્ટ છે.
નિયમ આ સંપત્તિ વિષયક, સ્મરણુ જે રાખે નહિ,
એ દુઃખ પામી લોકમાં સુખ સ્વાદ કંઈ ચાખે નહિ. ૮

" ધનવિના સંસારમાં કંઇ કાર્ય નવ ચાલી શકે,
દુઃખની દઢ જાલમાંથી દીન નીકલી ના શકે.
ધર્મ કાર્ય ન સફલ થાતાં દ્રવ્ય સંગ્રહના વિના,
નિત્ય વિત્ત નિમિત્ત સહુને યત્ન કરવો ઇષ્ટ છે. ૯

" જાતે ખરે દુખમાં પડી કરશે જીવન પુરૂં અરે,
પણુ પુત્ર ને પરિવાર એનાં દુઃખમાં રડશે ખરે.
એથી પ્રિયે ! તેં જે મનુષ્ય સુખી ગણ્યો આ જગતમાં
એ દુઃખ કેરા ગહન ગર્તમાં થઈ અનાડી સડી રહ્યો." ૧૦

સુણીને ભવિષ્ય સુયોગ પાટેશીતણું આવું બુરૂં
વૈશ્ય **વનિતા** થઇ રહી વ્યાકુલ અને કરણાતુર.
દ્રવિત થઇ જાતી હૃદયમાં ક્ષણમહિં સન્નારીઓ,
ચિત્તમાં એ કુસુમસમ સુકુમાર છે સન્નારીઓ. ૧૧

" હે નાથ ? એની આ દશાથી દુઃખ દિલ લાગે મ્હને,
માટે કરીએ યત્ન જેથી મોહમાં ન રહે પડી.
રચીએ કંઇ તદબીર એની ભૂલ આ દર્શાવવા,
અન્યનું દુખ દૂર કરવામાં પરમ કલ્યાણુ છે. ૧૨

" આ આપણું જે દ્રવ્ય તે વ્યય થાઓ સહુ પરમાર્થમાં,
પણુ નવ નડો કંઇ કષ્ટ એને કવચિત એનાં જીવનમાં;
ત્રણુ ચાર જલબિંદુ થકી સરનીર નવ કંઇ ખૂટતું,
પણુ તૃપ્ત થાયે છે તૃષા કંઇ કંઇ ગરીબડાં પંખીની. ૧૩

મૌન ધારી **વૈશ્ય** ત્યારે કરી શોચન દિલ વિષે
કલ્યાણુકારી પ્યારી પાસે શાન્ત થઇ વચનો વદે—
"યત્ન મેં કીધો પ્રિયે કલ્યાણુ એનું સાધવા,
થાશે ખરેખરી સફલતા સાક્ષી પુરે છે હૃદય આ. ૧૪

રૂપીઆ નવાણું એક પટમાં બાંધી કરીને **વૈશ્ય** તે
સુમત કરીને પ્યારીને આપી શિખામણુ આ રીતે—
" રજની પડયે એને ગૃહે તું પોટલી આ ફેંક જે,
ને છે મને વિશ્વાસ થાશે કાર્યસિદ્ધિ પ્રભાતમાં. ૧૫

પતિ યુક્તિ સુણી પ્રમદા થઇ ગઈ ચકિત હર્ષિત તે ક્ષણે,
ને ફેંકી દીધી શિઘ્રી ઘરમાં પોટલી રાત્રિ પડ્યે.

જાગી સુયોગ સવારમાં નિરખી રહ્યો આ દ્રવ્યને
ને સૂર્ય દર્શનથી કમલસમ હૃદય ખીલ્યું એહનું. ૧૬

ફરી ફરી ગણીને યત્નથી સંભાળી લીધું દ્રવ્યને,
જોઇ નવાણું રૂપીઆને મોહનિદ્રા ગઈ ખુલી.
'એક રૂપીઓ જો વિશેષ વધારૂં એમાં હું હવે
તો થાય પુરા રૂપીઆ સો' એમ બુદ્ધિ વળી હવે. ૧૭

કંઇ કંઇ દિનોથી છોડી દીધા રાગ રંગ વિલાસને,
ને દ્રવ્યસંચય મુખ્ય સમજ્યો લક્ષ્ય એ જીવનતણું.
સાદું જીવન ગાળી પછી સુખી એ થયો સંસારમાં
પ્રભુભક્તને શ્રીમાન શિલ્પી કુશલ થઇ વ્યાપારમાં. ૧૮

સ્મિત હાસ્ય કરતો એક દિન એ **વૈશ્ય** પ્યારીને પુછે,–
"શું ઉડતાં પકવાન સુંદર પ્રિયે? સામા ઘર વિષે?"
પતિને નિહાળી પ્રેમથી **રમણી** વદી ઉલ્લાસમાં,
"કરતો પરિક્રમણ હવે એતો નવાણું ચક્રની." ૧૯

—વિશ્વ

# आनंदाश्रम.

## "જળનો પ્યાલો"

યાને

### "વીવાહની વરશી" (A sketch)

મોડી રાત સુધી કાગળ લખવામાં ગુંથાઈ ગયો હતો. મીસીસ તો પડ્યાં પડ્યાં ઘોરતાં હતા. પવન તદ્દન મંદ હતો, ઉકળાટ વિશેષ હતો. ટાવરમાં બારના ડંકા થયા. આ વખતે ગળામાં સોસ પડવા લાગ્યો. થંડા જળનો એક પ્યાલો ઘણો આવકારદાયક થઇ પડે તેમ લાગ્યું. નળ આવતાં પાણીયારૂં કાઢી નાખ્યું હતું. પાણીનો નળ ભોંય તળીએ રસોડામાં હતો; રસોડામાં નળ લેવાનું કારણ મીસીસને ઓછી તસ્દી પડે માટે. ફળીમાં કુવો છે ખરો પણ નળ આવતાં તે પાણીનો વપરાશ બંધ થયો હતો. પ્રથમ બારણું ઉઘાડીને ઓશરીમાંથી દાદર નીચે ઉતરી રસોડાપાસે ગયો તો બારણાને તાળું હતું. "એ સાલા કપલાના કામ"! રસોયો નાટક જોવા ગયો હતો એટલે રસોડાને તાળું દઇ કુંચી સાથે લઇ ગયો હશે, એમ માની તેના પર ખખારો કાઢ્યો. પાછો મેડી ઉપર આવ્યો. બારણું ઉઘાડીને ગજારવાળા ઓરડામાં ગયો. ત્યાં પાણી ન્હોતું. તૃષા વધતી ગઇ–તૃષા ખરેખર હતી તેના કરતાં તરશનો ખ્યાલ વિશેષ જબરો હતો.

આતે હું સહરાના રણમાં છું કે શું? ઘડીકમાં ધાર્યું કે ફળીમાં કુવો છે તેમાં ડીને પાણી પીઇ લઉં, ઘડીકમાં વિચાર્યું કે વખતે એકમાંથી બીજું થાય અને વખતે જીવનું જોખમ થાય. એટલે તે વિચાર માંડી વાળ્યો

વળી છુટ્ટો સુજ્યો કે "કપલાને નાટકશાળામાંથી કાન ખેંચીને તેડી લાવું ? રસોડાની કુંચી ઉપર મેલી જતો હોય તો એના બાપને શું ખોટ બેસે છે ? ?"

તે વિચાર પડતો મેલ્યો અને ગજારમાં આવ્યો, મીણબત્તી સળગાવી. પાણીનો ખાલી પ્યાલો પડ્યો હતો તે હાથમાં લીધો અને ગજારમાંથી દાદરવાટે રસોડામાં ઉતરવા માંડ્યું. એક—બે—ત્રણ—ચાર—કડડભુસ—ચત્તોપાટ—ધબ દેતો ભોંયતળીએ ગયો ! કળ ચડી ગઈ. પાંચેક મિનિટ પછી શુદ્ધિ આવી ત્યારે ખબર પડી કે દાદરનાં પગથીયાં ઉતરતાં સમતોલપણું ખોઇ બેઠો અને એક પગથીયું તો શું પણ ચાર પાંચ પગથીયાં સરી ગયો ને સવાપાંચ ફુટ જેટલી જમીનની લેવલ આપણી કરી ! પ્યાલો કઇ તરફ હશે ? મીણબત્તી કોણ જાણે ક્યાં પડી હશે ? અંધારૂં ઘોર ! જાણે એકાંતવાસની સજા પામેલો ખુનનો કેદી અંધારી કોટડીમાં પુરાણો હોય તેમ, વગરવાંકે–પોતાનાજ ઘરમાં અંધારી ઓરડીમાં સલવાઇ ગયો હતો. હવે કરવું શું ?

દાદર પરથી પાછું ઉપર જવું અને મીસીસને જગાડવી. પણ દાદર કોણ જાણે કેટલા માઇલ દૂર હશે ? ?

વિચાર સુજ્યો. રસોડામાં બારી છે તે ઉઘાડું તો કાંઇક અજવાસ આવશે એટલે લાંબા હાથ કરીને જ્યમ નદીમાં એક માણસ તરે ત્યમ આ અંધકારરૂપી સાગરમાં બારી રૂપી કીનારાની શોધમાં તરફડીયાં મારવા મંડ્યો. ચાલતાં ચાલતાં ભાઇથી પાંચનું અધમણીયું માથું શેમાંક અફડાણું, અને માથે કાંઈક ઢોળાણું ! પાછળથી ખબર પડી કે નવી કાચની બરણી શીંકે મુકી હતી તેમાં માથું ભટકાવાથી બરણી ફુટી ગઈ અને તેમાંથી ઘી માથાપર ઢોળાયું.

પણ ઘી ચાટવાથી કાંઇ તરસ છીપે ? જળના એક પ્યાલાની કીંમત અમુલ્ય કોહીનુરના હીરા કરતાં પણ અત્યારે વધારે લાગવા માંડી. જ્યમ ત્યમ કરતાં હાથ બારણાં પર અફળાયા. બારણાં ઉઘાડ્યાં તો તદ્દન અંધકાર લાગ્યો. આતે શું એકાએક વાદળાં થઈ આવ્યાં હશે અને માવઠું થશે કે શું—કારણ આકાશમાં ચાંદરણાં પણ દેખાતાં નહોતાં, બલ્કે તદ્દન ઘમઘોર નજરે લાગ્યું. જરા વધારે ખાત્રી કરવા માટે બારણાંમાં માથું ખોસ્યું ત્યાં–હા–ફ....છી !—ઓ–તારી, આતો દહીંની વાસ આવે છે. બારીને બદલે દહીં દૂધ રાખવાનો આરીયો ઉઘાડેલો હતો એમ ખાત્રી થઇ. માથું તપેલામાં ભટકાતાં દહીં જઇ પડ્યું દૂધમાં અને દહીં મીશ્રિત દૂધ પડ્યું અથાણામાં ! તડાતડ–ફડાફડ ! ઠામ એક બીજા સાથે ઝાંઝ પંખાલ વગાડતાં પડવા માંડ્યાં. જાણે ઇટાલીનો ધરતીકંપ આહીં કેમ થયો હોય ? ઉપરાંત અદકમાં દુકાળ આવ્યો હોય તેમ છીંક ઉપર છીંક શરૂ થઇ. મગજની ગતી ૧૨૦ ડીગ્રી પર હતી. ગભરાઇ ગયો. છેવટે છીંકની સાથે બુમ પાડી. 'અલી; 'અલી–આંહી. આવો. આંહી આવો !'–આ સામટા શોરબકોરથી ફળીના કૂતરા ભસવા લાગ્યા. રાડારાડ થઇ પડી. ઉપર મીસીસ - જાગી ગયાં હતાં તે મ્હને પોકારતાં હતાં; હું ત્હેને બોલાવતો હતો, પણ કમબખ્ત કૂતરાંનાં ભસવા આડે એક બીજાના અવાજ સંભળાય તેમ ન્હોતું. મીસીસે–ગભરાઇને મેડીની અગાશીમાંથી "દોડો દોડો, ચોર ચોર !" એમ બુમ પાડવાથી આડોશી પાડોશી બધા લાકડીયો સાથે નીચલી ઓસરીના બારણાં ખોલી અંદર આવ્યા. આજુબાજુના લોકો ખોંખારા મારવા મંડી ગયા. હું તો તદ્દન ડઘાઇ ગયો હતો. રસોડામાંથી અવાજ આવે છે

એમ મીસીસના કહેવાથી બારણે તાળું વસેલ તે તાળું તોડી બારણા ખેડવી નાખી લોકો ધસારાબંધ અંદર દાખલ થયા. એક જણુતો બત્તી લઇને આવ્યો હતો અને મ્હને ચોર સમજીને લાકડીનો પ્રહાર કરવા જતો હતો. પણ સુભાગ્યે મીસીસે મ્હને તુર્ત ઓળખી કાઢ્યો અને રાડ પાડીને અટકાવ્યો. નહીતર સૌ વરસ ત્યાંજ પુરા થાત. બધા આ બનવાનું કારણ પુછવા મંડ્યા. પાણીને નળે લઇ જવાની પ્રથમ મેં માગણી કરી ત્યાં જઇ ખુબ પાણી પીધું. ત્યાં કપલો આવી. પહોંચ્યો. તેને પ્રથમતો લાતથી વધાવીને પછી વાત કરી કે આ બધી ત્હારી મોહકાણ છે.

મ્હેં મ્હારા પરાક્રમનું બ્યાન કર્યું, ત્યારે સૌ ખડખડ હસી પડ્યા. હું પણ હસ્યો. અને પછી વિચાર થયો કે બિચારા કપલાને નાહક માર્યો. કુંચી તો તે મ્હારી પાસેજ મુકીને ગયો હતો પણ તરસ તે કાંઈ પણ સુઝ્યું નહી. પાડોશીઓ બધા સૌ સૌના ઘર ભેગા થઇ ગયા. અને મીસીસે ખડખડ હસીને કીધું કે " તમે કેવી વીવાની વરશી કરી મેલી ! "

—જગજીવન. ટી. કોઠારી.

---

# વાલોદ્યાન.

## લીલુની પુતળી.

" લીલુ ! લીલુ ! ! આજો ! " દાદર પૂર ચડતી ઉતાવળી ઉતાવળી આઠેક વર્ષની બાળા માણેક બોલી. તેના હાથમાં કાચની સુન્દર ખુબસુરત પુતળી હતી. તે આગળ ધરતી લીલુને બતાવતી બોલી, " લીલુ ! લીલુ ! ! આ જો. મેળામાંથી મ્હેં ખરીદ કરી, દસ આનાની. મંગળા ને મામાની બચુએ પણ લીધી. કેવી મજાની પુતળી ! " પુતળી ઘરનાં નાનાં મોટાં સર્વેએ વખાણી અને ખરેજ તે વખાણવાં યોગ્યજ હતી. લીલુને તે બહુ પસંદ પડી.

બાપા કનેથી પૈસા લેઇ તે મેળામાં પુતળી ખરીદવા ચાલી. મેળામાં પુષ્કળ જોવાનું હતું, પણ લીલુ કંઇ ન જોતાં પુતળી વેચનારની દુકાનપર ચડી. દુકાનપર માત્ર એકજ પુતળી બાકી હતી. દુકાનદાર પૈસા તપાસતો ગણતો બોલ્યો—એકજ બાકી રહી છે. પુષ્કળ ગ્રાહકો લેઇ જાય છે. જરા મોડાં થયાં હોત તો ના મળત. " લીલુએ પુતળી લીધી ને હરખાતી હરખાતી ઘર ભણી દોડી.

રસ્તાપર સાતેક વર્ષની ગરીબ બાલિકા નિસ્તેજ ચહેરે ઉભી, મેળાની ચીજો છેટેથી જોતી હતી. તેના માથાપરનો કલાઇનો ડબો તેણે સાવચેતીથી બે હાથે પકડ્યો હતો. હર્ષમાં દોડી જતી લીલુનો પગ જરા લપસ્યો ને તે ઉભેલી ગરીબ કન્યાને અથડાઇ પડી. લીલુનો અકસ્માત ધક્કો લાગતાં બાળા પડી ગઈ ને તેના માથાપરનો ડબો નીચે પડ્યો. ડબા માંહેનો લોટ ઢોળાયો ને છોડીના માથામાં એક પથરાની અણી લાગતાં લોહી વહેવા માંડ્યું. બાળા રડતી રડતી ઉભી થઈ અને ઢોળાયેલો લોટ કાદવમાંથી ભરી લેવા યત્ન કરવા લાગી.

આ જોઇ લીલુ ઝંખવાણી પડી ગઇ, ગભરાઇ ગઇ, ઓશીયાળી બની ગઈ. અને વહાલી પુતળીને નીચે મૂકી તે પણ લોટ એકઠો કરવામાં બાળાને મદદ કરવા લાગી. પણ કાદવમાંથી ચોખો લોટ એકઠો થવો એ અશક્ય હતું. ગરીબ કન્યા વધારે રડવા લાગી.

લીલુ ગળગળી થઇ ગઇ ને તેને પૂછવા લાગી " તું કોણ છે ? હવે છાની રહે." ગરીબ બાળા ડુસકાં ભરતી બોલી—"અમે આસિયા છીએ, ને મારૂં નામ રાજબા છે, અમે ગોકુળ ગલીના માળામાં ભોંયતળીએ રહીએ છીએ. આ મદુશેઠાણીનો લોટ હતો. હવે મારી બા શું કરશે ?" ને સાંજરે અમે શું ખાઇશું ?" બાળા પુષ્કળ રડવા લાગી ને લીલુની આંખમાં પણ આંસુ આવ્યાં. રડતીજ રાજબા આગળ બોલી—" મારા માંદા ભાઇને માટે દૂધ શાનું લેઇશું ?" " રડ ના. બેન રડ ના. શું તમે એવાં ગરીબ છો ? હવે હું શું કરૂં ? મ્હારી પાસે કંઇએ નથી," લીલુ પોતાનો ખીસો તપાસતાં બોલી, પણ તે બોલતાંજ તેની નજર પુતળી પર ગઇ. તેને મનમાં થયું, " પુતળી ના લીધી હોત તો બધા પૈસા રાજબાને આપી દેત. પણ હજી શું થયું ? પુતળી પાછી આપી બધા પૈસા રાજબાને આપું તો ? પણ આવી સુન્દર પુતળી પાછી ના મળે. દુકાનપર માત્ર એકજ પુતળી ને ગ્રાહક ઘણાં. માણેકપાસે, મંગળાપાસે, ને બચુપાસે—સર્વપાસે પુતળી," તે મનમાંજ ગણગણી. ઘડી મૌન રહી તેણે બે ચાર વખત સુન્દર પુતળી સામું; અને બેચાર વખત ગરીબ રાજબા સામુ, તેના દયામણા ચહેરા સામું, તેની રડતી આંખો સામું જોયું. તે દઢ અવાજે મન સાથેજ બોલી—" ના હું પુતળીવિના ચલાવી લેઇશ. " તે દુકાનપર દોડી ગઇ ને દુકાનદારને નરમાશથી તે પુતળી પાછી લેવા કહ્યું. મુંબાઇના દુકાનદાર દેશના બાદશાહ જેવા. પરંતુ આ દુકાનદારે કંઇક ભલાઇ કરી. એક આનો ખોટ ખમી લીલુએ પુતળી પાછી આપી. પુતળી પાછી આપતાં બાળક લીલુનો હાથ અચકાયો, છતાં દઢતાથી તે પુતળી પાછી આપતાં બોલી " તમે આ પુતળી આવતી કાલ સુધી રાખશો ?" દુકાનદારે કહ્યું તે મ્હારાથી કંઇ કહી શકાય નહિ: માત્ર એકજ પુતળી છે. આવી સુન્દર પુતળીનાં ગ્રાહકો ઘણાં છે. તે કંઇ કાલ સુધી રહી શકે નહિ. જોઇએ તો હજીએ પાછી રાખો," લાંબો હાથ કરી દુકાનદાર બોલ્યો. દુકાનપર પણ રડતી રાજબાનાં ડુસકાં સંભળાતાં હતાં લીલુ નવ આના લેઇ દુકાનપરથી ઉતરી. તેણે તે પૈસા રાજબાને છેડે બાંધવા માંડ્યા પણ રડતી રાજબા છેડો છોડાવતી બોલી. " ના બેન, ના. મ્હારાથી બાને પુછ્યા શિવાય તમારા પૈસા લેવાય નહિ. અહો, તમારીપાસે કેટલા બધા પૈસા છે ? " ગરીબ બાળાને આટલા પૈસા વધારે લાગ્યા. પૈસા લેવામાટે લીલુએ અતિ આગ્રહ કર્યો, છતાં, રાજબા એકની બે થઇ નહિ. છેલ્લે લીલુ તેની માપાસે જવા તૈયાર થઈ.

બન્ને બાળકન્યાઓ ધીમે ધીમે ચાલી જતી હતી. રસ્તે ચાલતાં તુટક તુટક રાજબાએ ઘણી વાતો કરી—" મારા બાપાને મીલમાં વાગ્યું ને તે ગુજરી ગયા. અમે આસીયા છીએ, એટલે બાને ઓઝલ છે. એટલેને તેનાથી બહાર નીકળાય નહિ હો. જેથી ઘઉં દળવાનો લેવાને લોટ આપવા મારે જવું જોઇએ. મારાં બા તો જુઓને બહુ માંદાં છે. તોએ ઘંટી ફેરવે છે. એ ઘંટી ફેરવવાંમાં તો બહુ મહેનત પડે હો. આપણને પરસેવો પરસેવો થઇ જાય. તમારે ઘેર અમારી ઘંટી જેવડી ઘંટી છે ? એક દહાડો બા નળ પર ગયાં હતાં ને મને લાગ્યું કે બા માંદાં છે ને તેને દળતાં બહુ મહેનત પડે છે, તો બા આવે એટલામાં હું દળી નાખું. પણ એ મ્હારાથી તો ઘંટી ફરેજ નહિ હો. પણ અરે લોટ ઢોળાઈ ગયો, મારાં બાને કેવું દુઃખ થશે ? જો દળવાના પૈસા ખોવાયા હોત તો તો કાંઇ નહિ. આજે અમે ભુખ્યાં સુઇ રહેત-કાલે પ્રભુ આપી રહેત. પણ એ ઘઉં અમારા ન્હોતાં. એ તો મદુ શેઠાણીના હતા. આપણાથી તેમાંથી એક દાણો પણ લેવાય નહિ હો. લેઇએ તો બહુ પાપ

થાય ને ભગવાનને ખોટું લાગે. ભગવાન બહુ દયાળુ હો. એક વખત અમારે બે દીવસ થયાં ઘરમાં ખાવાનું ન્હોતું ને અમે ભગવાનની માળા કરતાં હતાં. એટલામાં તો ગુલાબ શેઠાણીનો માણસ અધમણ ચોખા આપી ગયો. કેવાં ભલાં શેઠાણી ? ને ભગવાન આપણાપર એવી એવી દયા રાખે તેને ખોટું લગાડાય ? ખોટું લગાડીએ તો પાપ થાય. જો છોકરાં ખોટું બોલે, લુચ્ચાઇ દોંગાઇ કરે, ચોરીઓ કરે, કોઇને છેતરે કે દુઃખ આપે તો ભગવાનને ખોટું લાગે ને પાપ થાય. બા કહે છે કે છોકરાં કદી કદી કજીયા કરે તો વાંધો નહિ પણ તેણે કદીએ પાપ ન કરવું જોઇએ."

આવી વાતોમાં રસ્તો પસાર થયો. ઓરડી આવી તેમાં પુષ્કળ ભેજ હતો. રાજબાની મા માંદા બાળકને ખોળામાં લેઇ દળતી હતી. રસ્તામાં બીજી વાતોમાં ચિત્ત પરોવતાં રાજબા રડતી રહી ગઇ હતી, પણ ઓસરીમાં પગ મૂકતાં જ–માંદી મા ઘંટી ફેરવતી નજરે પડતાં જ તે રડી પડી. તેની માએ ઘંટી ઉભી રાખી. સાથે અજાણી લીલુને જોઇ રાજબાને અનેક પ્રશ્નો પુછ્યા. પણ રાજબાથી એક પણ ઉત્તર વાળી શકાયો નહિ. તે રડતી રહી જ નહિ. લીલુ બોલી—' બાઇ રાજબાનો જરા પણ વાંક નથી હો, મ્હારા ધક્કાથી તે પડી ગઇ ને લોટ ઢોળાઇ ગયો" "ઢોળાઇ ગયો ? બધો ઢોળાઇ ગયો ?" કહેતાંજ સોનબા ફીક્કી પડી ગઇ. તેનાં નેત્રો સજળ થયાં. "મહુશેઠાણીને એમનો નહિ લાગે કે ગરીબ હોવાથી ઘઉં પચાવી પાડી જુઠું બોલે છે ?–એ શંકાએ એનું હૃદય છિન્ન ભિન્ન થયું. ગરીબાઇ–ખાવાના સાંસા તેમાં મહુશેઠાણીના દસશેર ઘઉં ક્યાંથી લાવવા ? એનો વિચાર થતાં, તે પરથી પોતાની દરિદ્રતા, કંગાલીયતનું ફરી ભાન થતાં બાંઇની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. પોતાનાં આંસુ લુછવાનો યત્ન કરતી છતાં તેમાં નિષ્ફળ નીવડતી બોલી–છાની, રાજબા ! છાની. ગરીબનાં નશીબ ગરીબ જ હોય. સુખમાંસુખ ને દુઃખમાં દુઃખ જ ભળે." તે નિરાશાના ઉદ્ગાર કાઢતી લીલુ ભણી જોઇને બોલી–"બેન તમે શું કરો ? અમારાં નશીબજ મોળાં છે. નહિ તો બાપદાદાની જાગીર શા માટે જપ્ત થાય ને મુંબાઇ વેઠવા વારો આવે ?" રાજબા તરફ આંગળી કરી, "એના બાપનો અકસ્માત સ્વર્ગવાસ થાય ?" બોલતાંજ–કરુણ પ્રસંગ ચર્ચતાં જ, તેનાં નયનમાંથી શ્રાવણ ભાદરવાની વૃષ્ટિ થવા લાગી. માતાને રડતી જોઇ ખોળામાંનું બિમાર બચ્ચું ને રાજબા પણ રડવા લાગ્યાં. લીલુથી પણ રડી પડાયું. તે બોલી–બાઇ તમે આટલા આ પૈસા લ્યો, તેના દાણા ને રાજબાના માંદા ભાઇ માટે દૂધ લેજો." રડતીજ સોનબા અજાયબ થતી લીલુના ચહેરા તરફ ટીકીને બારીકાઇથી જોતી કાંઇક ઠપકાભર્યાં સ્વરે બોલીઃ" ના બેન, ના. મ્હારાથી એ પૈસા લેવાય નહિ. હા, અમે ગરીબ બહુ કંગાલ થઇ ગયાં છીએ–દુઃખી અવસ્થામાં છીએ તો શું, પણ અમે પારકાં બાલકોને છેતરવાનું શીખ્યાં નથી. કંગાલીયત ગરીબાઇ, સુખ દુઃખ, ચડતી પડતી, એ સર્વ દુનિયાંના નિયમો છે. છતાં ગમે તેવી વિપત્તિના સમયમાં પણ મનુષ્યે પોતાના ધર્મ–ફરજથી વિમુખ થવું જોઇએ નહિ." લીલુ બોલી, "પણ બાઈ મ્હને કોઇ છેતરતું નથી. બાપાએ એ પૈસા મારી મરજીમાં આવે એ રીતે મેળામાં વાપરવા માટે આપ્યા છે, અને મારી મરજી આ પૈસા તમને આપી દેવાની છે." બહુ આગ્રહને અંતે પણ તે પૈસા સોનબાએ કબુલ ન રાખવાથી લીલુ તે પૈસા ઓરડીમાં મુકી ઝડપથી પોતાના ઘર ભણી દોડી ગઇ. દયાળુ છોકરી ! !

દાદરપાસેના ઝરૂખામાંજ માણેક બચુને મંગળા પોતપોતાની પુતળી વડે રમવામાં

ગુલતાન થઇ ગઈ હતી. લીલુને દાદરપર જોતાંજ ત્રણે દોડતી આવી ને સાથેજ બોલી ઉઠી "ક્યાં તારી પુતળી ?" લીલુએ ધીમેથી જવાબ દીધો "મ્હેં પુતળી ન લીધી." "શામાટે ?" માણેકે પુછ્યું. લીલુ-"તે પૈસા મ્હેં એક ગરીબ છોકરીને આપી દીધા." બચુએ કહ્યું, "અલી બ્હેન તે બધા પૈસા તેને આપી દીધા તે ઠીક ન કર્યું. હવે તું શાથી રમીશ ?" લીલુએ જવાબ દીધોઃ-"તમે રમશો એ હું જોઇશ." લીલુનો પિતા દીવાનખાનામાંથી બ્હાર આવતાંજ બોલ્યો-લીલુ ક્યાં તારી પુતળી ?" લીલુ બાપપાસે ગઇ. તેનો હાથ પકડી વિનિતભાવે બાપ સામે જોતી ધીમે ધીમે બોલી-"બાપુજી ! તમે એ પૈસા મ્હારી મરજીપ્રમાણે વાપરવા આપ્યા હતા ને ? હેં બાપુજી, તે તમારે પાછા તો ન્હોતા લેવાને ? મ્હેં તે પૈસા એક ગરીબ છોકરીને આપી દીધા છે." બાપને મૌન મુખે પોતાના તરફ જોઇ રહેતાં જોઇ કાંઇક આજીજીના સ્વરે બોલી-"બાપાજી, તમે મ્હારાપર ગુસ્સે તો નથી થયા ? જુઓને મ્હારે હવે પુતળી નથી જોઇતી, ને બીજાં રમકડાં પણ નથી લેવાં. બાપુ ! તે બહુ ગરીબ છોકરી છે હો. તેનો બાપ મરી ગયો છે ને તેની માને ધાવણો ભાઇ છે. બધાં માંદાં માંદાં." બાપ ગુસ્સે થયા હશે એ ધાસ્તીએ તેનો ગુસ્સો ઉતારવાને બાળાએ કહ્યું. બાપે તેની લાગણી-દયાવૃત્તિ વિશેષ તપાસવાના હેતુએ કહ્યું-"મ્હને ગુસ્સો ચઢ્યો નથી, પણ બ્હેન, હવે તું શાથી રમીશ ? જો મંજુ, બચુ ને માણેકને આ પુતળીથી રમતાં કેવો આનંદ થાય છે ?" લીલુ બોલી, "બાપુ એતો ખરૂં કે મ્હારે પુતળી નથી, તેથી બરાબર રમી શકાશે નહિ. પણ એ પૈસાના દાણા ને દૂધથી એ ગરીબ માંદા કુટુંબને સુખ થશે. એ વિચારથી મ્હને આનંદ થશે." બાપે સંતોષથી બાળક લીલુના કપાળ પર ચુંબન કર્યું. તેને તેવી દસ પુતળીઓ મંગાવી આપવાની ઇચ્છા થઇ, પરંતુ તેની દયાળુવૃત્તિ આવી રીતે લાલચુ બનાવવાનું તેને યોગ્ય લાગ્યું નહિ, એટલે તરતને માટે તેણે મૌન ધર્યું.

લીલુની દયાળુ લાગણી વિશેષ દૃઢ થવા ઘણી વખત તેનો પિતા પુતળીનાં વખાણ કરી તેનું હૃદય તપાસતો, પણ હમેશાં લીલુ કહેતી કે-હા બાપુજી, પુતળી બહુ મજાની હતી પણ ગરીબ કુટુંબને નવ આનામાં કેવું સુખ મળ્યું હશે ?" આમ બોલતાં બાળકીનો આનંદ ઉભરાઈ જતો ને મણીભાઇ (તેનો પિતા) નાં નયનમાં સંતોષનાં કિરણો પ્રકાશી રહેતાં.

× × ×

આજે ફેન્સીફેર (એક તરેહનો મેળો) હતું. બેંડ સ્ટેન્ડ નજીકનું વિશાળ મેદાન તેને માટે રોકવામાં આવ્યું હતું. સઘળા પૈસા લોકોપયોગી સુકાર્યમાં વપરાવાના હોવાથી સર્વ કોઇ આગ્રહ ને ઉત્સાહપૂર્વક તેમાં ભાગ લેતાં હતાં. તેમાં દાખલ થવાની ફી, સ્વર્ગ જોવાની ફી, નદીમાં સ્હેલ કરવાની ફી, વગેરે-વગેરે મળી દસબાર રૂપિઆ ખર્ચ થતું હતું.

પિતાની સાથે લીલુ ફેન્સીફેર જોવા જતી હતી. પણ હમેશની માફક આજે તે રમતી. દોડતી કે કુદતી નહતી. કંઇક વિચારમાં તે રોકાયલી જણાતી હતી. મેદાનની નજીક પહોંચતાંજ બેંડના મંજુલ સ્વરો કાનને અને રોશનીની સુન્દરતા આંખને તૃપ્ત કરવા લાગી. લીલુ ધીમેથી બોલી—"બાપુજી ?" તેનું બોલવું એટલું ધીમું હતું કે મણીભાઇ તે સાંભળી શક્યા નહિ. લીલું ફરીથી બોલી—"બાપુજી"? બાળાના સ્વરમાં અજબ જેવી નરમાશ જોઇ પિતાનું ધ્યાન ખાસ ખેંચાયું. તેણે જવાબ દીધો—"શું લીલુ ?" "ફેન્સીફેરમાં બધી મળીને એક માણસની ફી કેટલી બેસે છે ?" મણિભાઈ બોલ્યા,-પુછવાનું કારણ ? તારે શું કામ છે,

મ્હેન ? " પણ મ્હને કહોને " બાપે કહ્યું—" ત્યારે સાંભળ આશરે દસ બાર રૂપિઆ." લીલુએ પૂછ્યું—" ત્યારે હું જોવા ન આવું તો ? " બાપ હસ્યો ને બોલ્યો—લીલુ તું આવી લોભી ક્યારની બની ગઇ છે ? દસબાર રૂપિઆના ખર્ચથી ડરે કે ! ગાંડી છોકરી ! ! " લીલુ—" ના પિતાજી, એમ નહિ. જુઓને એ દશ રૂપિઆ મ્હને આપો—મ્હારે ફેન્સીફેર જોવા નથી આવવું." બાપ " ફેન્સીફેર જોવા નથી આવવું ! કેવી વાત ! જેને હજારો માણસો ભેગાં થયાં છે. કંઇ વખતોવખત આવી તક મળી શકે છે ? પણ આવું સરસ જોવાનું મુકીને તું તે રકમનું શું કરીશ, બેટા ? " લીલુ—" બાપુજી તમે રજા આપો તો તે રૂપિઆ મ્હારે રાજબાને આપવા છે. એટલા રૂપિઆમાં તે પોતાના વતનમાં પહોંચી જશે. અને તમે રજા આપશો તો સ્કુલમાંથી મ્હને ઇનામમાં મળેલી ઓઢણી હું રાજબાને આપીશ. બાપુજી. મ્હારે ફેન્સીફેર જોવા નથી આવવું. " બાપ—"પણ લીલુ આવી જોવાની તક ફરી નહિ મળે. કારણ કે ફેન્સીફેર કંઇ વખતોવખત થાય નહિ અને વળી આ તેનો છેલ્લોજ દીવસ છે. તારી સહીપણીઓ ને નિશાળની છોકરીઓ સર્વ તે જોશે ને તે વિષે વાતો કરશે ત્યારે તને કેવું લાગશે ? વળી ફેન્સીફેરની ઉપજના પૈસા લોકોપયોગી કાર્યમાં વપરાવાના છે, એટલે તું જોઇશ તો પણ તેનો સદઉપયોગજ થશે. " લીલુ—" ખરી વાત, પિતાજી ! પણ આવાં બહોળી ઉપજવાળાં ખાતાંને મ્હારા દસબાર રૂપિઆથી કંઇ ઓછું થાય તેમ નથી. વળી આવાં જાહેર કામોને માટે બીજાં ફંડ વગેરેથી પણ મદદ મળી શકશે. પણ આવાં ગરીબ કુટુંબોને માટે બાપાજી કદી પણ ફંડ થયાં છે ? આવાં ગરીબ અનાથ કુટુંબોને માટે મુંબાઇના શ્રીમંતોને કદી પણ વિચાર ઉત્પન્ન થાય છે ? અને કદાચ થયો હોય તો તેને માટે કંઇ આગળ પગલાં ભરાયાં છે ? માટે પિતાજી મ્હને તે રકમથી એ ગરીબ ને લાચાર કુટુંબને વતન મોકલવાની રજા આપો. વળી બીજાંઓ જ્યારે જ્યારે ફેન્સીફેરના આનંદની વાતો કરશે ત્યારે ત્યારે રાજબા મા ને ભાઈ સહીત વતન પહોંચી હશે અને સુખી હશે. એ વિચારથી ફેન્સીફેર જોવા કરતાં મ્હને વધારે આનંદ થશે. " લીલુને ઇચ્છાનુસાર વર્તવાની મણીભાઇએ રજા આપી. ફેન્સીફેર જોવાના આનંદનો ભોગ આપી તેણે લાચાર કુટુંબને તેની ઇચ્છાનુસાર વતન મોકલ્યું. આ સુકાર્યથી તેને ઘણો આનંદ થયો. ટુંકી મુદતમાંજ સુરતનાં " વનિતા વિશ્રામ " ના લાભાર્થે ફરી ફેન્સીફેર થયો. આવી સંસ્થાઓની આપણા સમાજ ને દેશને કેટલી અગત્ય છે ? એ પ્રશ્ન સમજવાથી આગળ કરતાં પણ સરસ ફેન્સીફેરની ગોઠવણ થઇ અને તેમાં લીલુના પિતાએ લીલુને અધિક ઉત્સાહથી ફેરવી બધું બતાવ્યું.

બ્હેન ર—

---

# રમણિમણિમાળા.

## દેવીઅઘોરકામિની.

( ગયા અંકના પૃષ્ટ ૫૧ થી ચાલુ. )

એક દિવસ રાતના બે વાગ્યાને સમયે મ્હારી પથારી આગળ ઉભી રહીને તું બોલી, ' હું જાઉ છું '. આંખ ઉઘાડીને જોઉં છું તો તું કપડાં પહેરીને તૈયાર થઇ છું. મ્હેં કહ્યું આ શિયાળાની રાતે ક્યહાં જઇશ ? ' ત્હેં કહ્યું—' વિધવા બ્રાહ્મણીના છોકરો ઘણો

પીડાય છે. હેને જોવા જઇશ. ' બ્રાહ્મણીને બીજું કોઈ નહોતું. એકનો એક પુત્ર એફ. એ. ( ઈન્ટર ) પાસ થયેલો હતો. એ છોકરો તાવના રોગમાં ઘડીપળ થઇ રહ્યો હતો. દવા માટે ડાકટર પરેશ બાબુને બોલાવ્યા હતા. મ્હને એ વખતે એ બધી વાતની કાંઇ ખબર નહોતી......મ્હારી રજા મળતા તું કાંઇ પણ ફીકર નહીં રાખતાં એવી ઘોરઅંધારી રાતે પગે ચાલીને રોગીઓની સેવા કરવા ગઇ. સાથે રોગીના ઘરનો ચાકર હતો. હેના હાથમાં ફાનસ હતું. "

બાંકીપુરના ડાકટર શ્રીયુક્ત કામાખ્યનાથ બંદોપાધ્યાય લખે છે; ' એક દિવસે એક વિદ્યાર્થીએ મેડિકલ સ્કૂલમાં મ્હને કહ્યું કે અહિં એક આબરૂદાર ધનવાનની એક સગી રોગથી ઘણીજ પીડાય છે. એ સ્ત્રીને મહિના દોઢ મહિનાની એક છોકરી છે. હેની સેવા ચાકરી કરનાર કોઇજ નથી. ખાવા પીવાની પણ કાંઇ ગોઠવણ નથી. હેનાં સગાંવહાલાં કોઇ હેની ખબર લેતાં નથી. વિદ્યાર્થીને મ્હોંએ આ વાત સાંભળીને મ્હને અત્યંત દુઃખ થયું. દુઃખ નિવારણનો શો ઉપાય કરવો, એ વિચારમાં હું માજી ( અઘોરકામિની ) ની પાસે ગયો અને હેમને બધી વાત કહી મ્હારે મ્હોંએ બધી વાત સાંભળીને એમણે તરતજ ચાકરને ગાડી લેવા મોકલ્યો. અને મ્હને સાથે લઇને એ અનાથ નારીના ભાગ્યા તૂટ્યા ઘરમાં આવી ઉભાં રહ્યાં.

આવીને પહેલાં તો મળમૂત્રના ભરેલાં બાળોતીઆં એ ઘરમાં આમતેમ પડેલાં હતાં તે લઇને ધોઇ નાંખ્યા. આ જોઇને હું તો ચૂપજ થઇ ગયો.

સુવાવડી ઘણાજ ગંદા બીછાનામાં સુઇ રહી હતી. દેવી અઘોરકામિનીએ પોતાને ઘેરથી વસ્ત્ર, તથા ઓઢવા પાથરવાનું લાવી આપ્યું. અને સુવાવડીનાં કપડાં બદલાવીને હેને બીછાનામાં સુવાડી. હેમની સેવાથી પ્રસુતિમાં એક પ્રકારની શક્તિ આવી અને તે બોલી ઉઠી: "મા, ત્હમે મ્હને આજ જીવાડી."

એકવાર બાંકિપુરમાં એક સરકસપાર્ટી આવી. હેમનામાંનો એક આદમી ટાઇફોઇડ તાવથી પીડાવા લાગ્યો. હાય ! બિચારો બે પૈસા રળીખાવા ઘરબાર છોડીને આવ્યો હતો. અહિં એની કોણ ચાકરી કરે, અને એ જાય પણ ક્યહાં ? ચેપીરોગ જાણીને કોઇ એની ચાકરી કરવા તૈયાર થયું નહીં.

દેવીઅઘોરકામિનીને ખબર મળતાં એ અજાણ્યા આદમીને એમણે પોતાના ઘરમાં આશ્રય આપ્યો, હેની દવા કરી, હેની સેવા કરી અને આખરે હેને સાજો તાજો કર્યો. આ દેશમાં નારીની એવી ઉદારતા અને સેવાનાં દૃષ્ટાંત ઘણાં થોડાં જોવામાં આવે છે.

દેવીઅઘોરકામિનીની સેવા સંબંધી સ્વર્ગસ્થ પ્રતાપચંદ્ર મજુમદાર મહાશય પોતાના ' સ્ત્રી ચરિત્ર ' ગ્રન્થમાં લખી ગયા છેઃ—' બિહાર પ્રાન્તમાં નારિયેળ એક મુશ્કેલીથી મળી આવતી વસ્તુ છે. એકવાર અઘોરકામિનીને બેચાર નારિયેળ ભેટ મળ્યાં. એમણે એના એક જાતના મીઠા રોટલા બનાવીને નિશાળના છોકરાઓને વ્હેંચ્યા. વિદ્યાર્થીઓ આ મીઠાઇ ખાઇને ઘણા ખુશ થયા. આ સામાન્ય વિષયનો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો છે કે અઘોરકામિની ત્યારબાદ ઘણા થોડા વખતમાં પરોપકાર વ્રતમાં એટલા બધાં અનુરાગી અને ઉત્સાહી થયાં, કે પારકાઓની સેવા હેમના જીવનનું મુખ્યકાર્ય થઇ પડ્યું. ગમે તે

જાતના લોક કેમ ન હોય, મ્હોટા દરજ્જાવાળા હોય, કે ઘણી નીચ જાતીના હોય, પણ સંકટમાં આવતાં સાધ્વી અઘોરકામિનીની ત્હેમની સેવામાં આત્મસમર્પણ કરતાં.'

દેવીઅઘોરકામિનીની સેવાના આ વર્ણનની સાથેસાથેજ ત્હેમના સાહસની એક વાત કહીશું. એક વખત ત્હેમના પાડોશીના ઘરમાં આગ લાગી હતી. પણ બીજા લોકો જ્યારે એ આગ જોઇને ખાલી બૂમાબૂમ કરતા હતા ત્યારે અઘોરકામિનીએ પોતાની એક મ્હોટી શેતરંજી પાણીમાં બોળીને બળતા ભાગઉપર નાંખી દીધી અને પછી ડોલથી એના ઉપર પાણી નાંખ્યા કર્યું. આથી આગ હોલવાઇ ગઇ, અને ગરીબનું ઝુંપડું બચી ગયું.

૬

દેવીઅઘોરકામિની સ્વામીની સાથે થોડા દિવસને માટે પ્રવાસે નીકળ્યાં. વિવિધ સ્થળોએ ફરતાં ફરતાં ચિત્રકુટ આવી પહોંચ્યાં. અઘોરકામિની પ્હેલાં કોઇ દિવસ ઘોડેસવાર થયાં નહોતાં. પણ આગળ જણાવી ગયા છીએ તેમ ફલાણું કામ તો મ્હારાથી થઈ શકે નહીં એ શબ્દો તો ત્હેમની પાસે હતાજ નહીં. ચિત્રકુટ જોઇને આવતાં ઘોડેસવાર થવાની જરૂર પડી તો એમણે છ સાત માઇલ સુધી ઘોડાઉપર સવારી કરી.

એક તરફ એમનું સાહસ આટલું હતું ત્યારે બીજી તરફ એમનું નારીહૃદય કુસુમ કરતાં કોમળ હતું. આ પ્રવાસમાં જાનકી કુંડ આગળ ત્હેમણે પંડાઓને મ્હોંએ સાંભળ્યું કે આ કુંડમાં સીતા દેવી વનવાસ સમયે સ્નાન કરતાં હતાં. અઘોરકામિનીએ બ્રાહ્મધર્મી હોવા છતાં પણ, સ્ત્રીજાતિની આરાધ્ય દેવીરૂપ સીતાજીને માટે સન્માન દર્શાવવા એ કુંડમાં સ્નાન કર્યું અને ઇશ્વરપાસે સીતાજી જેવા ચરિત્રને માટે પ્રાર્થના કરી. સીતાજીના જેવા ચરિત્રને માટે પ્રાર્થના કરવાનું કારણ એ કે એ પોતે પણ સીતાની માફક પતિ પ્રેમનાં ભુખ્યાં હતાં અને ત્હેમનું હૃદય પ્રેમવ્રતનું ઉદ્યાપન કરવાનું અભિલાષી હતું.

દેશાટન કરી આવીને બાંકીપુર પહોંચતાંજ પાછાં કામમાં જોડાયાં. એ સમયે ઍલ્ટન સાહેબ ચીફ સેક્રેટરી થઇને બાંકીપુરથી કલકત્તે જતા હતા. જતાં પ્હેલાં એ દેવીઅઘોરકામિનીની નિશાળ જોવા ગયા. નિશાળ જોઇને ઘણા ખુશી થયા અને કહ્યું 'સ્કૂલ જોઇને હું ઘણો ખુશી થયો છું. વિલાયતમાં આવું કામ કુમારિકાઓ કે વિધવાઓ કરે છે. સ્વામી અને પુત્ર સાથે આટલું કામ હાથ ધરનાર મ્હેં આજ સુધી કોઈ જોયું નથી.'

હવે હું દેવીઅઘોરકામિનીના સ્વભાવની તેજસ્વિતા અને અન્યાય મટાડવાના પ્રયત્ન સંબંધી બે એક વાતો કહીશ.

સન્યાસીચરણ નામનો એક યુવક આસામના ચ્હાના બગીચામાં કામ કરતો હતો. ત્યાં આગળ એનું નામ ચોરીના એક જુઠા મુકદ્દમામાં લખાવવામાં આવ્યું. તે પોતાને લાચાર હાલતમાં જોઇને ત્યાંથી પલાયન કરી ગયો અને દાનાપુર આવી ઉભો. પણ અંગ્રેજોનું વારંટ કાંઈ એથી રોકાયું નહીં. સન્યાસીચરણને દાનાપુરમાં પકડવામાં આવ્યો અને ત્હેને બાંકીપુરની જેલમાં પુરવામાં આવ્યો. આ નિરપરાધી યુવકની દુર્દશાની વાત સાંભળીને અઘોરકામિની જાતે જેલમાં ખબર કહાડવા ગયાં. ત્યાં જઇને એ યુવકને મળ્યાં. યુવક આંસુ ભરી/ આંખે પોતાના દુઃખની કહાણી કહેવા લાગ્યો. અઘોરકામિનીને તેની વાતઉપર વિશ્વાસ ઉપજ્યો. છંછેડાયલા સાપની માફક માથું ઉચું કરીને એ બોલી ઉઠ્યાં, 'આ અન્યાય ગમે તેમ કરીને રોકાવીશ.'

પોતાનું વચન એ હમેશાં પાળતાં. ત્હાંથી આવીને એમણે પોતાના એક સગાને આસામ મોકલ્યો અને આસામના આગેવાન વકીલ શ્રીયુક્ત રામદુર્લભ મજમુદારને એ મુકદ્દમામાં વકીલ કર્યા. ત્હેમની નિઃસ્વાર્થ લ્હડતથી સન્યાસીચરણ કેદમાંથી છુટી ગયો.

ત્હારબાદ એક વખત કોઈ સ્ત્રી ઉપર બળાત્કાર થયો. આ ખબર સાંભળીને ત્હેમનો પીત્તો ખૂબ ઉકળી ગયો. ત્હેમનાથી શાંત બેસી રહેવાયું નહીં સુપ્રસિદ્ધ બેરિસ્ટર મનમોહન ઘોષને એ સંબંધી એક પત્ર લખ્યો. બીજી તરફથી લેફ્ટેનંટ ગવર્નરની પત્નીનું ધ્યાન એ તરફ ખેંચ્યું. લેડી ઇલીયટે એ તરફ લાગણી બતાવ્યાથી એ બળાત્કાર કરનારને પાંચ વર્ષની કેદની સજા થઇ.

પણ હાય ! આટલો સખ્ત પરિશ્રમ ત્હેમનાથી વધારે વખત સહન થઇ શક્યો નહિં. શરીર ભાંગી ગયું. નબળાઇ દરરોજ વધતી ગઈ, અને જોતજોતામાં એમના મુખ કમળઉપર મૃત્યુની છાયા છવાઇ ગઈ. આથી બધાને ઘણો ખેદ થયો. પણ જેનું મૃત્યુ એટલું પાસે હતું ત્હેમને કાંઈ ડર લાગ્યો નહીં. શરીરમાં બળ ન રહ્યું ત્હારે મનની શક્તિથી કામ કરવા માંડ્યું. આ સમયમાં એમણે પોતાના સ્વામીને લખ્યું છે. " જ્યારે કામ આવી પડે છે ત્હારે ગમે ત્હાંથી બળ પણ આવી જાય છે. મ્હને આશ્ચર્ય એજ થાય છે કે મ્હારાથી આટલું બધું કેવી રીતે થઇ શકે છે. મ્હારે માટે પ્રાર્થના કરજો કે જેથી ત્હમને વધારે ઉપયોગી થઇને મરી શકું........એક દિન આવાં પત્રો વળી શકશે નહીં પણ ખેર, ઘણી સારી વાત. ત્હેને માટે તૈયાર છું. ".

દેવીઅઘોરકામિનીનાં એ બધાં કાર્યોને લક્ષમાં રાખીને સ્વર્ગસ્થ પ્રતાપચન્દ્રે લખ્યું છે. ' અઘોરકામિનીના દૃષ્ટાન્તે બાંકીપુરના સ્ત્રીમંડળમાં ખળભળાટ મચાવ્યો હતો. આજે રેલગાડીમાં મુસાફરી કરનારી સ્ત્રીઓને સ્ટેશનના વિશ્રામસ્થાનમાં, તો કાલે સ્ત્રીજાતિના ઉપર બળાત્કાર કરનાર દુરાચારીઓને માટે સરકાર પાસે અરજી આપવામાં, તો વળી બીજે દિવસે વાર્ષિક ધર્માનુષ્ઠાનમાં,–એવી રીતે અનેક જાતનાં સત્કાર્યમાં ત્હેમનો અત્યંત ઉત્સાહ હતો.

પ્રતાપચંદ્રનાં આ વચનો વાંચીને એક બીજી વાત પણ સ્મરણમાં આવે છે. અને તે એ કે, અઘોરકામિનીના જીવનની અસર બાંકીપુરની અનેક સન્નારીઓઉપર એવી પડી હતી કે એમાંની કેટલીક મહિલાઓ ઉત્સાહી થઇને દેશકલ્યાણના કામમાં પ્રેરાઈ હતી.

ધીમે ધીમે દેવીઅઘોરકામિની પરલોકની યાત્રાની તૈયારી કરવા લાગ્યાં. આ સંસારમાં જે જરાપણ આસક્તિ હતી તે કહાડી નાંખવાને માટે સાધનામાં જોડાયાં. આ સમયે પોતે ડાયરીમાં લખે છે કે, ' એમ લાગે છે, કે અહિંનું મ્હારૂં કામ પુરૂં થયું છે. આજ પ્રાર્થના કરી કે, હવે આ દેશમાં ગમતું નથી. જે દેશમાં જવાનું છે એ દેશની સઘળી વસ્તુઓ આજથી મ્હને બતાવો. આ દેશની માયા મટાડીને એ દેશની માયા વધારો. આ ભિક્ષા પૂર્ણ કરો. '

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેષોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૮ મું.] ઈ. સ. ૧૯૧૦ ડીસેમ્બરઃ-માર્ગશિર્ષ. વિ. સં. ૧૯૬૭. [ અંક ૪ થો.

## ज्ञानसुगन्ध.

### गुणाळा गवरी माता.

( मातृ स्वरुपनुं एक सुन्दर दर्शन. )

नथी आशा विना आयु, नथी डाळी विना फूल;
नथी पृथ्वी विन पायो, नथी माता विना कुल.

*　　*　　*　　*

वीतियां व्हांज ने व्हाणां ते पछी बहु वर्षनां;
भूल्यो नथी हजी, माता! हास्य ते तुज हर्षनां.

आभना वर्णथी आंजी विशाळी तुज आंखडी;
आभना भेदमां जोती दृष्टि ते ताहरी वडी.

भरेला भावथी अंगे डोलती कुलहाथिणी;
हिणी, गुणवन्ती तुं, म्होटे चांल्ले सुहागिणी.

सादी शोभथी शोभाती, धर्मीली कुलधामनी;
शामळे रंग रंगेली सेविका घनश्यामनी.

प्रारब्धी, पुण्यशाळी, ने पापपावनकारिणी;
धैर्य गाम्भीर्यथी भींगी, देवि! तुं दुःखहारिणी.

हेत वात्सल्यनां व्हेणे हैयानुं पूर गाजतुं;
धर्ममूर्त्ति पिता म्हारा, भक्तिनी मूर्त्ति, मात ! तुं.
सदा सौभाग्यवन्ती, ने स्वामीसेवा परायण;
व्रताळी, शान्तिथी शीळी, एज त्हारां रसायन.

*　　*　　*　　*

ओ अभिजात आर्याओ ! ओ आर्यो सहु सौमना !
सुणो आ वेदनी गाथा, मन्त्र आ　जीवना.
पितृ देवो भव, भ्रात ! मातृ देवो भव, प्रिय !
सर्वे कुलाश्रमो नित्ये हजो ए भावनामय.

न्हानालाल दलपतराम कवि.
( भगवद्गीताना भाषान्तरनुं अर्पण.

# काव्यकुंज.

## રૂપથી ગુણ વ્હાલા રે.

શિખવું સખિ ! એક વશીકરણની વાત જો,
આજ અચરજ મ્હેં દીઠું,
　　કે રૂપથી ગુણ વ્હાલા રે.
ધોળી ફટક તજી બગલા કેરી પાંખ જો,
કોયલ બોલે જગ રીઝે,
　　કે રૂપથી ગુણ વ્હાલા રે.
સોળસે ગોપી તજી રાધા સરખી રાણી જો
કુબજામાં મન મ્હોયું,
　　કે રૂપથી ગુણ વ્હાલા રે.
ફુલ અતિશે કેસૂડાંના શોભે જો,
છોડી ગુલાબ મન લોભે,
　　કે રૂપથી ગુણ વ્હાલા રે.
એવું વિચારી સખિ ! સુણજો નર ને નાર જો,
"રંગીલ" ગુણે જગ રીઝે,
　　કે રૂપથી ગુણ વ્હાલા રે.

( મુંબાઈ ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી મળેલું. )

## હૃદય દાન.

ગઝલ.

દશા કેવી પ્રિયે ! મ્હારા કળી શકશો શું કોઇ તે ?
હૃદયની વેદનાઓ તો હૃદય વિણુ કોઇ શું જાણે ?

હૃદય મ્હારૂં સુનું મુકી પ્રભુને ધામ તું ચાલી;
વિધિના ખેલથી થકયો, નજર મ્હારી ગઇ ખાલી.

જીગરથી મ્હાલું જ્હેને હું, અરે ! શું તે કદી ખોઉં ?
પ્રભુના શાક્ત પાસે તો બધું એ ધારવું ખોટું.

હૃદયમંદિર વસેલી છે મનોહર મૂર્તિ ત્હારી જે;
હૃદયમંદિર મહિં કોરી હમારા પ્રેમ ઉસ્તાદે.

હૃદે રમતી બધી ઉર્મી હૃદય વિષે સમી ગઇ છે;
હૃદયના રંગ રાગોની ઝનક જાણી થઈ ગઇ છે.

હમારા મંદિરે શુદ્ધિ, હમારા મંદિરે શાન્તિ;
હમારા સેવકો જુદા હમારી ભક્તિ છે જુદી.

હમારા દેહનાં અંગો પ્રિયે તુજ સેવકો ગણજે;
પ્રિયે ! તુજ પ્રેમ પુજનમાં સદા ગુલતાન બન્યા રે'છે.

હમારા પ્રેમમંદિરે બળે છે પ્રેમદીપક જે,
દીપાવે મૂર્તિ ત્હારી એ, કદી ઝાંખો નહિં થાયે.

હમારા મંદિરે નીત્યે અગરનાં ગંધ બ્હેકે છે;
હમારી શ્વાસ-ઓ સૌ હૃદયમંદિર રમી રહી છે.

ભલે પ્રેમે જડાઇ તું હમારા શુદ્ધ મંદિરે;
પ્રીતે મ્હાલશું ત્હને નીત્યે જીગરથી પ્રાણ અર્પીને;

પરંતુ દુઃખના કાળી, કહું કોને, પ્રિયે ! મ્હારી ?
હમારા દર્દની પીડા ન કોઇએ કળી જાણી.

સરાવી મોહની પાશે, નજરથી દુર થઈ તું તો;
સહન કરશું અમો સહુ તે પ્રિયે ! નો દોષ તે ત્હારો.

પ્રભુને જે રૂચ્યું તે તો ખરા દીલથી સહી લેવું;
ખરો સંતોષ એમાં છે, મજા એમાં ખરી દેખું.

પ્રભુના ન્યાયમંદિરે બધો ઈન્સાફ સાચો છે;
હમે તો બાલુડાં એનાં, પિતાનો પ્રેમ સાચો છે.

વિબુધ.

## કાન્તિની પ્રતિકૃતિ નિરખતાં.

ઓ કાન્તિ ! કાન્તિ ! તુજ કાન્તિ સદાય સારી,
ઓ કાન્તિ ! કાન્તિ ! તુજ પ્રીતિ સદાય પુરી !
પ્રીતિની પ્રાપ્તિ તુજ કાન્તિ ! નાહ અધુરી:
લોભે તથાપિ દિસતી મધુરી અધુરી !

ત્હારી પ્રતિકૃતિની આકૃતિ એક આંહાઃ
કિન્તુ સ્મરાય બહુ આકૃતિ એજ જોઇ !
સાથે મળ્યા ! સહવસ્યા ! મળશું કદાપિ,
ક્યારે તથાપિ સહવાસ થશે ફરીથી ?

પ્રીતિ પુરી : તદપિ એ અધુરી અધુરી
તૃપ્તિ થતી ન ઉરની રસપાન કેરી !
"આશ્વાસન" પ્રિય ! ત્હને દિધું પ્રીતિ ધારી
તે તેજ પ્રીતિ વધી આજ બની અનેરી !

વ્હાલા ! અહીં જીવનું જીવન પ્રીતિ કેરૂં !
છે એજ મિષ્ટ ! કંઈ સાથ ન લેઇ જાવું !
તૃપ્તિ તથાપિ ન થતી રસની કદાપિ,
ઇચ્છું વિહાર જ સદા રસકુંજ માંહી !

---

### ચન્દ્રોદય.

રાગ ( ગઝલ—સાખી )

મનોહર ચન્દ્ર રજનીમાં રૂપેરી તેજમાં ન્હાતો.
(સાખી) ભુરા ઉંડા વ્યોમમાં ચંદનનો ચમકાર;
શોભાતી આ શર્વરી કરતી કાંઇ વિચાર.
મલયની ગંધ ને વાહી વિમલ આ વાયુ પ્રસરાતો,
નિશાની વેણીને સ્નેહે રૂડાં પુષ્પડાં થકી ભરતો.—મનોહર.
(સાખી) તારા ઝીણા નેત્રથી નિરખી સૃષ્ટિ સાર;
મન્દ મન્દ આલાપતા મધુર ગાન અકતાર.
સરિતાને સુતી ભાળી અધરરસ ચાખવી મથતો,
તરલ વારિ વિષે વસનાં પ્રીતિથી એક થઇ વતો.
(સાખી) મધુરી બંસી વાજતી ક્ષેત્ર વિષે શી શાન્ત
હૃદયભાવ પીગળાવતા પ્રસરી સ્થળ એકાન્ત.

ચકોરી પ્રેમની પ્યાસે દિસે નિશનાથ સરકાતો
ભ્રમન્તો ભૃંગ ધીરેથી કુમુદ દલમાં સુવાડાતો—મનોહર.

(સાખી) બની બિચારી બ્હાવરી ચકવાકની જોડ
રોતી ચીસો પાડતી રહ્યા અધુરા કોડ.

કકુમતી કુંજની ઝાંયે વિભાકર જાય સંતાતો
વળી એ મેઘની કોરેથી કંઇ કંઇ ડોકીયાં કરતો—મનોહર.

(સાખી) શાન્ત રૂડી રજની વિષે ચંપકનો સમુદાય
બકુલ ગંધ વ્યાપી રહી કદળી દળ ફરકાય.

સુધામય રેલ રેલાવી વસે ઉરમાંહી વ્હેંચાતો
તરેલો દિવ્ય ઉદધિને જગતનો જ્યોતિ જોવાતો—મનોહર.

આધ્યાત્મિક.

## ભજન—સાચાં સીતારામ.

( ગોકળીયું નાનું આમળીયું—એ રાગ. )

" ઘેલડીયાં અમ સાધુડાયાંના સાચાં સીતારામ; હો સાચાં
સીતારામ; હો સાચાં સીતારામઃ ઘેલડીયાં—

" પત્નીવ્રત ધારી, અવધ વિહારી;
" કોશલ્યાના નંદ, દશરથ કેરા રામ. ઘેલડીયાં—

" સીતાજીના સ્વામી, અચળ અકામી;
" ભક્ત વત્સલ તમે રઘુ કુલ ભાણુઃ ઘેલડીયાં—

" રાવણને મારી, વિભીષણ તારી;
" ભક્તોને ઉગાર્યાં તમે કરી રૂડાં કામઃ ઘેલડીયાં—

" હરિજન વિરલા, વળી મન સરલા,
" સહિત ન જાણે કોઇ તમને રૂડા રામ. ઘેલડીયાં—

" ઘનશ્યામ સુન્દિર, વસો મનમન્દિર;
" વિકસો હ્રીગરમાં મારા પ્રેમી તમે પ્રાણઃ ઘેલડીયાં—

" દુખિયાના દેવા, વિસામાને લેવા;
" લોજુડીયાં ને એક તમારૂં રૂડિયાળું નામઃ ઘેલડીયાં—

" સન્તોના સ્વામી, નમું શિરનામી;
" કરૂં રે હજાર વાર પ્રેમથી પ્રણામઃ ઘેલડીયાં—

હીરાલાલ હરજીવન.

# વાર્તાલહરી.

## શ્રદ્ધા

ઘડીઆળમાં નવના ટકોરા થયા. હીંચકાપરથી જયંતિલાલે સળવળવા માંડ્યું. "આજ, જયાને આટલીબધી વાર કેમ થઇ" એવા શબ્દોદ્‌ગારથી નન્નુમાએ પણ ધીરજ ખોઇ. અનેક તર્કવિતર્કની ચિંતામાં ગમગીન થયલી સુભદ્રા બોલી "કહીને ગઇ હોત તો પાછળ માણસ તેડવા પણ મોકલત. જયંતિલાલભાઈ ત્હમારે બહુ ખોટી થવું પડ્યું. આટલીવાર થઇ તો સ્હેજ વધારે બેસો."

જયંતિલાલના ચ્હેરા પર પડતી નાના પ્રકારની રેખાઓ એના અંતરમાં થતી ગડમથલ સૂચવતી હતી. પોતાના અધિકાર, સ્વામિત્વ અને ગર્વનો તિરસ્કાર જયા કરતી ન હોય એમ લાગ્યું. યંત્ર માફક એના પગ હીંચકા ખાતા હતા પરંતુ એનો પિત્તો boiling point સુધી પ્હોંચ્યો હતો.

જયાના આજના આચરણથી જયંતિલાલ ગુસ્સે થઇ રીસાય અને સંબંધ તોડી નાંખે તો એના જેવા શ્રીમંત જમાઇને ખોવો પડે એવી દહેશતથી સુભદ્રા વ્યાકુળ હતી.

સાડા નવનો ટકોરો થયો. અત્યારસુધી રહેલું શમશમાકાર નન્નુમાએ ભાંગ્યું. "ભદ્રા, પડોશમાંથી સંતોકને જયાની ગોઠણ ચંદ્રાને ત્યાં મોકલ. ત્હેને પૂછી ભાળ કઢાડે." સાસુનો હુકમ અમલમાં મૂકવા વહુ ઉઠી. "અરધી રાત થવા આવી તોએ બારણે રખડવાં શાં" એવુ ડોસી ખીજવાઇને બબડી. એવામાં આગલું બારણું ધકેલાયું અને જયા દાખલ થઈ. મા, દાદી કે કાન્ત તરફ જરાએ નજર ન કરતાં પોતાના ખંડમાં ગઈ. બન્ને સ્ત્રીઓના ખોળીઆમાં ત્હેના આવવાથી જીવ આવ્યો. પુત્રી અને જમાઇને મિતઆલાપનો પ્રસંગ આપવા બન્ને ત્યાંથી ઉઠી મેડા ઉપર ગયાં

કપડાં બદલી, પરસેવો ધોઈ નાંખી જેવી જયા ખંડ બ્હાર આવી કે તરતજ જયંતિલાલ તડૂક્યો: "કેમ, જયા, અત્યાર લગી ક્યાં હતી ? અહિં પડ્યો પડ્યો ત્હારી વર્ષગાંઠની ગોઠનો ગજરો પણ કરમાઇ ગયો, ને મ્હારે ત્રણ કલાક ખોટી થવું પડ્યું તે તો જૂદું." જવાબ વાળ્યા વિના પોતાના રમણના ચ્હેરા પર જયા આંખ પાથરી રહી. ગુસ્સે થયેલા માણસને ત્હેના પ્રશ્નોનો ઉત્તર ચૂપકીદીથી આપવામાં આવે તો ત્હેનો પિત્તો પુષ્કળ ઉકળી જાય છે. હિંચકા ઉપરથી ઉભા થઈ જયંતિલાલે ગજરો જયા ઉપર ફેંક્યો અને ત્હેના મ્હોડાની સ્હામા પોતાનું મ્હોડું સમાંતર સપાટીએ રાખી મીજાજ કર્યો: "પણ તું ગઇ'તી ક્યાં ? આટલી રાત લગી મ્હને અહિં વા ખાતો બેસાડી તું ક્યાં ભટકતી હતી ? બોલ, ચલ ઝટ જવાબ દે, કેમ બોલતી નથી, ત્હારી જીભ તો નથી કપાઈ ગઇને ?"

જયાની આંખ લાલચોળ થઇ ગઇ. છાતી ધબક ધબક થવા લાગી. ત્હેનું ગૌર શરીર લાલ લાલ થઇ ગયું. ત્હેનું આત્મગૌરવ પ્રજ્વલી ઉઠ્યું. ગજરામાં ગૂંથેલાં ગુલાબ, મોગરા, બકુલાદિ ફૂલ ચૂંથી નાંખી મોરી તરફ ફેંકી દીધાં અને બોલી ઉઠી: "હું ગમે ત્યાં ગઇ'તી. આટલા બધા ઉકળી શા માટે જાવ છો ? જયન્ત." આ શબ્દો તોફાન શમવે એવા ન્હોતા. "પણ તું ગઇ'તી ક્યાં ? જવાબ દે. નથી કહેવું તો ભલે, આ હું ચાલ્યો. આપણી આ છેલ્લી મુલાકાત"— એમ બોલતાં ઓટલાના પગથીઆ ઉપરથી તે

સડકપર ઉતર્યો અને રસ્તે પડ્યો. જયાએ બારણું-બંધ કરી પોતાના ખંડમાં જઇ દીવો સળગાવ્યો અને ગૂંથવા બેઠી. પણ આજ સાંકળીઓમાં ખોટ બહુ આવતી હતી.

*　　*　　*　　*

દિવસ ઢળતો હતો. મંદીરના વિશાળ ઓટલાઉપર યોગવાસિષ્ઠ વંચાતું હતું. વૃદ્ધોને યોગસાધના સિદ્ધ ન થયલી એટલે શ્રવણ એકચિત્તે ન હતું. મંદીરની પાછળ સ્ત્રીઓની મેદની થતી હતી. સ્હામે ગ્રંથાલયમાં એક કબાટની પછવાડે રસ્તાપર પડતી બારી આગળ ચાર પાંચ જુવાનો વર્તમાનપત્ર વાંચવાને બદલે ગપ્પાં હાંકતા હતા. લગભગ આ ત્રણે મંડળોમાં એકજ વિષય ચર્ચાતો હતો.

ભાસ્કરરાવે અને કંચનરાયે પોતાનાં બાળકોનાં સ્નેહલગ્ન કરવાનો સંકલ્પ કરેલો. વેપારમાં ખોટ જવાથી કંચનરાયની સ્થિતિ નબળી થયલી છતાં ઉક્ત સંકલ્પ અમલમાં મૂકાયો હતો. જયા અને જયંતિલાલ ન્હાનપણથી સાથે રમેલાં, ભણેલાં અને સખ્ય અનુભવેલું. બન્નેની ઉમ્મરમા ફક્ત બેજ વર્ષનો તફાવત હતો. આજે જયંતિલાલ ૨૩ વર્ષનો હતો.

વર્ષોના સહવાસથી, વિનોદ, અભ્યાસ અભિલાષાઓમાં અનુભવાયલાં મૈત્રી અને સહચારથી ત્હેમનાં જીવન એક બીજામાં ભળી જવા ઉભરાયાં હતાં. બન્નેના પિતા તરફથી ત્હેમનું લગ્ન કરવાની તૈયારી પણ થઇ હતી. ગોદાવરીના વર્ષને લીધેજ લગ્ન થતાં અટક્યાં હતાં. દરમ્યાન મહિનાને અંતરે ભાસ્કર અને કંચન બન્ને જ્યાંથી આવ્યા હતા ત્યાં ચાલ્યા ગયા.

શોક અને સિંહસ્થ વર્ષ વીત્યે સ્નેહીઓ દંપતી થવાનાં હતાં. એવામાં જયાની સાલગિરીને દહાડેજ બન્નેનાં દીલ ઉંચાં થયાં અ લગ્નને તિલાંજલી અપાઇ.

મંદીર અને ગ્રંથાલયમાં આજ એ બાબત ચર્ચાતી હતી. બે મિત્રોનાં સંતાનોના લગ્નના સંકેતની ભત્સના અને ઉપહાસના થતી હતી એટલુંજ નહિ પરન્તુ ગઇ રાતના બનાવથી તેઓ રાચતા હતા. સમગ્ર જીવન ખટપટમાં ગાળનાર પુરૂષો નમતે પ્હોરે યોગવાસિષ્ઠ શ્રવણ કરે એટલે ઉજ્જ્વળ સંસ્કાર એમના ભાગે એ અપુષ્પવત્ છે. એમની દૃષ્ટિ સાંકડી, અનુદાર, સ્વાર્થી હતી તેમ દૃષ્ટિ તેવી સૃષ્ટિની મ્હોટી મ્હોટી વાતો કરતા એટલે પરિણામ કલ્પવું મુસ્કિલ નથી. જયા અને જયન્તના સ્નેહવિક્ષેપનો પ્રસંગ યથાર્થ સમજી ત્હેમની વચ્ચે થયેલો અણુરાગ દૂર કરાવી ત્હેમને સુખી કરવાની વૃત્તિ તો ક્યાંથીજ હોય; બલ્કે એ વિક્ષેપ વધી જયા રખડી મરે અને તવંગર જયન્ પોતાના વર્ગની કુમારી સાથે લગ્ન કરે એવીજ સર્વને વાંછના હતી.

સ્ત્રીમંડળમાં સ્વાભાવિક રીત્યે જયન્તને માટે કન્યા નક્કી થતી હતી. સુભદ્રા અને જયાનાં દુઃખ તરફ દીલસોજી બતાવવાં કરતાં તે દુઃખ કેમ વધે-આવડી મ્હોટી છોકરી કરવા માટે સપ્તમાં સપ્ત સજા તેઓ કેમ ખમે ત્હેનો જાણે વિચાર કરતાં હોય તેમ બૈરાંઓ એ વિષય ચર્ચતાં હતાં.

ગ્રંથાલયમાં નવા અને જૂના વિચારવાળા જુવાનીઆઓ હતા. પ્હોળી લાલ રેશમી કોરનાં ધોતીઆં તેઓએ પ્હેર્યાં હતાં; ટોપી કહાડી નાંખવાથી અરધું માથું છોલેલું અને

## પ્રાયશ્ચિત.

થોડા સમય પહેલાં કાઠિયાવાડમાં નાગા બાવાઓની જમાતો ફરતી. જમાતોમાં બાવાઓની સખ્યા ઓછામાં ઓછી પચાસ અને વધારેમાં વધારે ત્રણસોની રહેતી. જમાતમાં એક મુખ્ય ગુરૂ રહેતા. ગુરૂજી માથે મોટી જટા રાખતા અને ધ્યાન શિવાય બીજી ઇતર સાંસારિક પ્રવૃત્તિમાં પડતા નહિ. તે જમાતમાં ગુરૂજીથી બીજા નંબરે એક બીજો બાવો ગણાતો, તેને કારભારી નામે સર્વે સંબોધતા. કારભારી માથે જટા રાખતો પણ જટા ઉપર માથે રંગીન રેશમી પટકો બાંધતો. તે ભગવાં વસ્ત્રો પણ પહેરતો પણ તેનો દમામ ગૃહસ્થને વિશેષ મળતો આવતો. તેને ચઢવા માટે એક ઘણોજ ઉમદા ઘોડો જમાતમાં રહેતો ઘોડો ઘણોજ પાણીદાર હતો. તેજમાં બ્રિટિશ કમાન્ડરના ઘોડાની સરખામણીમાં આવી શકે. તેને લોઢાની સાંકળે બાંધવામાં આવતો. સર્વે સાધુઓ પગે ચાલીને મુસાફરી કરતા. પણ હજારો રૂપૈઆની થેલીઓ મુકવા અથવા તો જમાતની ઉઘરાણીના ચોપડા મુકવા અથવા તો પરચુરણ સામાન માટે જે જે ગામેથી કુચ કરે તે તે ગામેથી ગામના પટેલ પાસેથી મફત વેઠે ગાડું કઢાવી લેતા. જમાતની મુસાફરીનો ઉદ્દેશ એવડો હતો. ધર્મને માટે પૈસા ઉઘરાવવા અને લોકોમાં તે સવાયા દોઢા તથા બમણા કરી ધીરવા. દરેક ગામમાં જઇ જૂની ઉઘરાણી પતાવી અને નવું ધીરતા. એ લોકોની ઉઘરાણીનો ત્રાસ અસહ્ય હતો. હાલના બારબાર માસની ઓલીએ ધીરતા પઠાણો તથા સીંધીઓમાં એનો કાંઇક અંશ જોવામાં આવે છે. એક વરસની અંદર પોતાના ગામડાઓમાં ફરી રહેતા. જમાતનો આવવાનો વખત નજીક આવે, અથવા તો ખબર આવે કે આજુ બાજુના ગામમાં જમાતનો પડાવ થયો છે કે દેણદારોમાં ક્ષોભ થતો. સિંહગર્જનાથી જેમ હરિણીઓના ગર્ભપાત થઇ તીવ્ર વેદના અનુભવવી પડે એવી વેદના તેઓના હૃદયમાં થતી. તમારે ત્યાં ઉઘરાણીએ આવે કે તુરતજ તમારે પૈસા આપી દેવા જોઇએ. ન આપો તો બધી જમાતને ભોજન તમારે કરાવવું પડે. એટલે ધારો કે ચાળીશ રોકડા લઇ, સાઠનું ખાતું પાડી આપ્યું હોય તે રકમ તે ક્ષણે ન આપી શકો તો બસો સાધુને તમારે મિષ્ટાન્ન જમાડવું ! એવા એવા ત્રાસને લીધે કહે છે કે ગવર્નમેન્ટને વચ્ચે પણ પડવું પડ્યું હતું.

સાથે જમાતમાં એક નૃસિંહજીની મૂર્ત્તિને પાલખીમાં પધરાવવામાં આવતી.

ઉપર વર્ણવેલા ટોળામાંનું એક કાઠિયાવાડમાં ફરતું હતું. તેના કારભારીનું નામ ચેતનદાસજી હતું. કારભારીના હાથમાં સર્વ સીલીક તથા ઉઘરાણીની તથા ધીરધારની વ્યવસ્થા હતી. ટુંકામાં પૈસા સંબંધી બધી ખટપટ તે કરતો. ગુરૂજી તો માત્ર નામના હતા. અમરેલી પાસેના બહુજ નાના ગામ ભુતીયામાં ગગજી ઠાકોર કરીને એક રજપુત રહેતો હતો. પોતાના મંદવાડ પ્રસંગે ખરચ માટે વીશ રૂપૈઆ લઇ ત્રીશનું ખાતું ચેતનદાસજીને પાડી આપ્યું હતું. ગગજી ઠાકોરને ખબર મળ્યા કે બાવાજીની જમાતે દશેક ગાઉ ઉપર મુકામ કર્યો છે. તુરતજ તે બિચારાના હોશકોશ ઉડી ગયા. પૈસા ક્યાંથી લાવવા ? અત્યંત ગરીબાઇને લીધે ઘરમાં ઘરેણું પણ નહોતું, કે નહોતું એટલી કિંમતનું રાચ રચીલું ! સગાં સંબંધી મિત્રો વિગેરે પાસે અત્યંત આર્જવથી કાકલુદી કરી પણ વ્યર્થ ! ચિંતામાં ખાવું પણ ન ભાવે. આપણા હાલના કહેવાતા ઉંચા કુટુંબો કરતાં કહેવાતા નીચ કુટું-

એઓમાં પતિપરાયણા સ્ત્રીઓ વધારે હોય છે. તેમ ગગજી ઠાકોરની સ્ત્રી પતિપરાયણા હતી. પતિની ઉદાસી મટાડવા અનેક પ્રયત્નો કર્યા, પણ કાંઈ વળ્યું નહિ. પતિએ ગભરાઇ ક્યાંઇ ન્હાસી જવા વિચાર જણાવ્યો. અહીંઆ રહીને પણ નથી ખાતા, નથી પીતા અને તમારા ચિત્તને કલેશ થયા કરે છે તો પછી ભલે જાઓ એમ કહી સ્ત્રીએ પણ રજા આપી, ભાવિ પોતા ઉપર વ્હોરી લીધું.

પતિને ગયાને ત્રણચાર દિવસ થયા છે. સાધ્વી જમાતના ટોળાની અને ચેતનદાસની વાટ જોતી ઘરના ઉંબરામાં ઉભી ઉભી વિચારમાં મગ્ન છે. સાંજના ચાર વાગવા આવ્યા છે. ગામના ચોરાપાસે ચેતનદાસનો ઘોડો, તેના જાતિસ્વભાવ પ્રમાણે વિશ્રામસ્થાન પાસે આવવાથી, હણહણ્યો. પતિપરાયણા સાધ્વીના હૃદયમાં વજ્રાઘાત થયો; અને પોતાને પાંચ છ માસનો ગર્ભ હતો તેનો પાત થઈ ગયો ! આવે વખતે સ્ત્રીઓ કશ્થી સ્થિર રહી શક્તી નથી તેથી પોતે હોઠ કરડતી, અંગો સંકોચતી, ટોડલો ઝાલીને ઉભી રહી. ત્યાંતો ઘોડા ઉપર ચેતનદાસ અને બાવાઓનું ટોળું ફળીઆમાં ધસી આવ્યું.

" ગગજી ઠાકોર હય ? "

" એ તો ગામ ગયા છે. અને આપ પેલો ઢોલીઓ ઢાળી, ઘરમાંથી ગોદડું લાવી, પાથરી બેસો. " ધ્રુજતી સ્ત્રીએ જવાબ આપ્યો.

" હં કે ! ગામ ગયા હય ? જબી બાબાજી કી સવારી આતી હય તબી લોક બહાર ગામ જાતે હયઁ. અરે બહાર ગામ કયા જાય ? વહીં હોગા. અચ્છા કુચ્છ ફીકર નહિ, આ જાયગા. "

" મહારાજ એમ કટુ વચનો બોલો માં. એ ગામ ગયા છે એ સાચીજ વાત છે. આપ ઘોડા ઉપરથી ઉતરો, ઘોડો ભેંસને ખીલે બાંધો, સામા ઘરમાંથી ખડ કાઢી તેને નાખો, અને આપનો સર્વનો પણ જમવાનો બંદોબસ્ત થઇ રહેશે. "

ગગજી ઠાકોરની સ્ત્રીનાં વિવેકી વચનો સાંભળી ચેતનદાસજીએ એની સામે દૃષ્ટિ કરી. સામું જોતાંજ સ્ત્રીના મુખઉપર વ્યાધિનાં ચિન્હો સ્પષ્ટ જોયાં. ચતુર હોવાથી સમજી ગયો કે એને કાંઇક ઉદર વ્યાધિ છે.

" બાઈ તુમકો કૂછ બીમારી હય ? "

" હા મહારાજ, પણ હવે જો તમે આ બાવાજીઓને જરા દૂર ખસેડો તો હું જરા સામેથી મારી પાડોશણને બોલાવું. "

ચેતનદાસજીના હુકમથી બાવાઓ આઘા ખસ્યા. પાડોશણ આવી. તેની સહાયતાથી જે કાર્ય કરવાનું હતું તે કરી ઠાકોરની સ્ત્રી ખાટલામાં સુતી, પાડોશણ પાછી ઘેર જતાં ચેતનદાસજીએ તેને પ્રશ્ન કર્યો.

" બાઇકો કુછ બીમારી હય ? "

" હા. છે " પાડોશણે ટુંકામાંજ પતાવ્યું.

" કોઇ સ્ત્રીકા રોગકી બીમારી હય ? "

" હા, છે તેની તમારે શી પંચાત ?" ખીજાએલો જવાબ મળ્યો

બાવાઓની જમાતનો કારભારી વૈદ હોવાનો પણ દાવો ધરાવે છે. અને કેટલાંક સામાન્ય ઓસડોની ચીંદડીઓ પોતાની સાથે ફેરવે છે. તેથી બાવાજી બોલ્યા—

## પ્રાયશ્ચિત.

થોડા સમય પહેલાં કાઠિયાવાડમાં નાગા બાવાઓની જમાતો ફરતી. જમાતોમાં બાવાઓની સખ્યા ઓછામાં ઓછી પચાસ અને વધારેમાં વધારે ત્રણસોની રહેતી. જમાતમાં એક મુખ્ય ગુરૂ રહેતા. ગુરૂજી માથે મોટી જટા રાખતા અને ધ્યાન સિવાય બીજી ઇતર સાંસારિક પ્રવૃત્તિમાં પડતા નહિ. તે જમાતમાં ગુરૂજીથી બીજા નંબરે એક બીજો બાવો ગણાતો, તેને કારભારી નામે સર્વે સબોધતા. કારભારી માથે જટા રાખતો પણ જટા ઉપર માથે રંગીન રેશમી પટકો બાંધતો. તે ભગવાં વસ્ત્રો પણ પહેરતો પણ તેનો દમામ ગૃહસ્થને વિશેષ મળતો આવતો. તેને ચઢવા માટે એક ઘણોજ ઉમદા ઘોડો જમાતમાં રહેતો ઘોડો ઘણોજ પાણીદાર હતો. તેજમાં બ્રિટિશ કમાન્ડરના ઘોડાની સરખામણીનાં આવી શકે. તેને લોઢાની સાંકળે બાંધવામાં આવતો. સર્વે સાધુઓ પગે ચાલીને મુસાફરી કરતા. પણ હજારો રૂપૈઆની થેલીઓ મુકવા અથવા તો જમાતની ઉઘરાણીના ચોપડા મુકવા અથવા તો પરચુરણ સામાન માટે જે જે ગામેથી કુચ કરે તે તે ગામેથી ગામના પટેલ પાસેથી મફત વેઠે ગાડું કઢાવી લેતા. જમાતની મુસાફરીનો ઉદ્દેશ એવડો હતો. ધર્મને માટે પૈસા ઉઘરાવવા અને લોકોમાં તે સવાયા દોઢા તથા બમણા કરી ધીરવા. દરેક ગામમાં જઇ જૂની ઉઘરાણી પતાવી અને નવું ધીરતા. એ લોકોની ઉઘરાણીનો ત્રાસ અસહ્ય હતો. હાલના બારબાર માસની બોલીએ ધીરતા પઠાણો તથા સીંધીઓમાં એનો કાંઇક અંશ જોવામાં આવે છે. એક વરસની અંદર પોતાના ગામડાઓમાં ફરી રહેતા. જમાતનો આવવાનો વખત નજીક આવે, અથવા તો ખબર આવે કે આજુ બાજુના ગામમાં જમાતનો પડાવ થયો છે કે દેણદારોમાં ક્ષોભ થતો. સિંહગર્જનાથી જેમ હરિણીઓના ગર્ભપાત થઇ તીવ્ર વેદના અનુભવવી પડે એવી વેદના તેઓના હૃદયમાં થતી. તમારે ત્યાં ઉઘરાણીએ આવે કે તુરતજ તમારે પૈસા આપી દેવા જોઇએ. ન આપો તો બધી જમાતને ભોજન તમારે કરાવવું પડે. એટલે ધારો કે ચાળીશ રોકડા લઇ, સાઠનું ખાતું પાડી આપ્યું હોય તે રકમ તે ક્ષણે ન આપી શકો તો બસો સાધુને તમારે મિષ્ટાન્ન જમાડવું ! એવા એવા ત્રાસને લીધે કહે છે કે ગવનમેન્ટને વચ્ચે પણ પડવું પડયું હતું.

સાથે જમાતમાં એક નૃસિંહજીની મૂર્ત્તિને પાલખીમાં પધરાવવામાં આવતી.

ઉપર વર્ણવેલા ટોળામાંનું એક કાઠિયાવાડમાં ફરતું હતું. તેના કારભારીનું નામ ચેતનદાસજી હતું. કારભારીના હાથમાં સર્વ સીલીક તથા ઉઘરાણીની તથા ધીરધારની વ્યવસ્થા હતી. ટૂંકામાં પૈસા સંબંધી બધી ખટપટ તે કરતો. ગુરૂજી તો માત્ર નામના હતા. અમરેલી પાસેના બહુજ નાના ગામ ભુતીયામાં ગગજી ઠાકોર કરીને એક રજપુત રહેતો હતો. પોતાના મંદવાડ પ્રસંગે ખરચ માટે વીશ રૂપૈઆ લઇ ત્રીશનું ખાતું ચેતનદાસજીને પાડી આપ્યું હતું. ગગજી ઠાકોરને ખબર મળ્યા કે બાવાજીની જમાતે દશેક ગાઉ ઉપર મુકામ કર્યો છે. તુરતજ તે બિચારાના હોશકોશ ઉડી ગયા. પૈસા કયાંથી લાવવા ? અત્યંત ગરીબાઇને લીધે ઘરમાં ઘરેણું પણ નહોતું, કે નહોતું એટલી કિંમતનું રાચ રચીલું ! સગાં સંબંધી મિત્રો વિગેરે પાસે અત્યંત આર્જવથી કાકલુદી કરી પણ વ્યર્થ ! ચિંતામાં ખાતું પણ ન ભાવે. આપણા હાલના કહેવાતા ઉંચા કુટુંબો કરતાં કહેવાતા નીચ કુટું-

થયો કે એ ક્યાંથી આવ્યો હશે ? એ સ્વાભાવિકજ છે. મીસ ગ્રાન્ટ જેરી પ્રે
માતાના વર્તણુક સર્વાંશે પ્રશંસાપાત્ર છે. બે-ન્હાનાં બાળકો ઘણા સમયથી સાથે
હોય, જમતાં હોય, ફરતાં હોય, સુતાં હોય તેમાંથી દૈવકોપથી એક સ્વમવત્ થઇ ગયું
અને તે જોતાં બીજા બાળકને તે ક્યાં ગયું તે જાણવાની જિજ્ઞાસા થાય એ કેવલ
સ્વાભાવિકજ છે. જન્મ, મરણું એ શું છે, એ તે સ્હમજતું હોતું નથી. પણ સંસારની
વિચિત્રતા જોઇ બાળકને સ્વાભાવિકરીતે જિજ્ઞાસા થાય છે અને તે પ્રશ્ન કરે છે.

વુડ એલન નામની એક પ્રખ્યાત વિદુષી બાઇ પોતાના પુસ્તકમાં આ સંબન્ધમાં લખે છે કે " Everybody, they say, was once a baby, then all must have come in the same fashion into earthy life. Did they come from the sky ?

સૌ કહે છે કે તેઓ પણ એક વખતે માત્ર બાળકજ હતાં. ત્યારે સૌ જણા એવીજ રીતે આ દુનિયામાં આવ્યા હશે. શું તે સૌ આકાશમાંથી ઉતરી આવ્યા ? અને જ્યારે જ્યારે માતા માંદી થાય છે ત્યારેજ એ આવે છે એમ કેમ ? એક બુદ્ધિશાળી બાળકને આ સૌ જોઈ જિજ્ઞાસા થાય તે શું આશ્ચર્ય છે ? અને આ સૌ જે-મ્હોટપણના નિરીક્ષણના પરિણામે છે—જે બાળકોના ગુપ્ત ના રાખવું જોઇએ. ત્યારે એ ઉપરથી એવું સ્પષ્ટ નથી થતું કે બાળકથી સત્ય સંતાડી ટાંકપીછોડ કરવી ના જોઇએ. સ્વાભાવિકરીતે કોઇ પ્રશ્ન કરશે કે " આવી બાબતો તે વળી છોકરાંને કહેવાતી હશે ? ના, ના, એવી વાતો કરાયજ નહીં, એમ કરવાથી તો છોકરાંના મગજઉપર દુષ્ટ સંસ્કારની છાપ પડે." પ્રશ્ન બરોબર છે, ખરેખર એ વિચારવાજેવું છે પરન્તુ તેનો રદીયો તે પ્રસિદ્ધ ગ્રન્થકર્ત્રી આપતાં કહે છે કે "If we can bring our thoughts into harmony with God's plans, we shall find that pure instruction may be given in a way that will not *only not contaminate* the child's thought but *will be a safeguard during future life.* "

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે યુક્તિસર તે જિજ્ઞાસાવૃત્તિનું યોગ્ય નિરાકરણ થાય તો પછી તેમાં ભીતિ રહેતીજ નથી. બાળકની મનોભાવના દાબી દઈ તેનો ધ્વંસ કરવો એ પ્રભુની કૃતિ સામે થવા જેવું છે, અને પ્રભુની કૃતિ સામે થવું એ મહા પાપ છે; તો પછી બાળકની જિજ્ઞાસાવૃત્તિનો છેદ કરવો એ પણ ન્યાયાનુસારે એક પાપજ ગણાય. આગળ ચાલતાં તે ગ્રન્થકર્ત્રી લખે છે કે " **મ્હારૂં કહેવું એવું નથી કે સારી ને નહીં ભાષામાં તેમના મગજમાં દુષ્ટ સંસ્કારોની છાયા પાડવી—એ સારૂં છે એમ હું જરાપણ માનતી નથી, તથાપિ એટલું તો હું દઢ આગ્રહપૂર્વક માનું છું કે પવિત્ર અને ઉમદા જ્ઞાન એજ ફક્ત બાળક નિર્દોષતા અને ભવિષ્યના સદ્ગુણોના રક્ષણાર્થે વાપરવું જોઇતું પ્રબલ શસ્ત્ર છે.**

રમણીયરામ.

" નીનાં " વાર્તા, પ્રખ્યાત વિદુષી, ' મેરીવુડ એલન ' ના પુસ્તકમાંથી ભાષાન્તર રૂપે અત્રે આલેખી છે.

## ભલી ડોશી.

હું એક ઘરડી મજૂરણ છું; મ્હારૂં નામ ભલી ડોશી છે. સુમારે વીશેક વર્ષથી હું રાંડી છું. શેઠીઆના ઘરમાં કામકાજ કરવું એ મ્હારો મુખ્ય ધંધો છે. મ્હારો વર જીવતાં, એ બિચારો શેઠની ગાડી હાંકતો અને હું ઘરમાં કામકાજ કરી કમાતી, એમ અમારો નિભાવ થતો. અમે ગરીબ કહેવાતાં પણ સુખી હતાં.

હમણાં તો હું એક ન્હાની ઓરડીમાં રહું છું. તૂટેલી કાથીનો ભરેલો એક ખાટલો, સીતેર થીંગડાની સાંધેલી એક બે ગોદડીઓ, નાનીશી દળવાની ઘંટી, દાણા રાખવાનાં માટીનાં હાંલ્લાં, અને પહેરવા કરવાનાં શેઠીઆને ઘેરથી મળેલાં જૂનાં કપડાં એટલી મ્હારા ઘરની ઘરવખરી છે. જૂવાનીમાં ખરીદેલું ચાટલું ભીંતમાં હજૂ એક ઠેકાણે લટકાવી રાખ્યું છે. પાસે એક કુબ્જાનું ચિત્ર છે. હમણાં તો હું એ અરીસામાં મ્હારૂં મ્હોં જોતી નથી. હું જરા શામળી છું. મ્હારો કૃષ્ણ જ્યારે જીવતો, ત્યારે એ અરીસો અને કુબ્જાનું ચિત્ર મ્હારા હાથમાં આપી મ્હને પજવતો, અમે એમ આનંદ લેતાં

મ્હને ઘરડીને ઘરમાં એકલાં બેશી રહેવું ગમતુંજ નથી. ખરૂં પૂછાવો તો કોઇને એમ એકલાં ગોંધાઇ રહેવું ગમેજ નહિ. વળી ઘરના ખૂણામાં ભરાઇ રહી, ભીંતો રહામે જોઇને બેશી રહું તો મ્હને ખાવાનું પણ ક્યાંથી મળે ?

હું ઘણુંખરૂં શેઠીઆઓને ઘેરજ પડી રહું છું. ન્હાવું, ધોવું, જમવું, રાતના વાળુ કરવું, ને વખતે મોડું થાય તો સૂઈ પણ ત્હાંજ રહેવું એવો મ્હારો સ્વભાવ થઇ ગયો છે. હમણાં હું ધરમચંદ શેઠને ઘેર કામકાજ કરૂં છું હેમનાં છોકરાંને સંભાળું છું. કીકાનું રમકડું ભાગી જાય તો સમારી આપું છું; કંચનના કનકવાની દોરી તૂટી જાય તો બાંધી આપું છું; લલીતાની નવીને નવીજ ઘાઘરી ફાટી ગઇ હોય તો સાંધી આપું છું; ને વખતે શેઠના ડગલાનું બટન તૂટી ગયું હોય તો શેઠ પણ કહે છે કે " ભલી ! જરા આ બટન ટાંકી આપ તો " !

શેઠ, શેઠાણી અને છોકરાં બધાં બહુ માયાળુ છે. મ્હારે હજૂ હમણાંજ ઓળખાણ થયું છે પણ હું ઘરનાં માણસની જેવી ભળી ગઇ છું. શેઠાણીને ઘણાં છોકરાં છે. કંચન. લલિતા, રમણ, હીરા, સુંદર, અને હજૂ સાત મહિનાનુંજ બાળક છે. બિચારાં શેઠાણીને એનું નામ પાડવાની પણ હજૂ ફુરસદ મળી નથી !

ન્હાનાં બાળકોનો અભ્યાસ કરવાનું મ્હને બહુ ગમે છે. છૂપાઇને હેમની કાલી કાલી વાતો સાંભળું છું; હેમની સાથે રમું છું. કોઇ કોઇ વાર તે બધાંને સાંજે બગીચામાં ફરવા પણ લઇ જાઉં છું. આ ભલી ડોશીનો તો એવો મત છે કે મ્હોટાં માણસો કરતાં ન્હાનાં બાલકોના સહવાસમાં વધારે આનંદ આવે છે, પણ એતો ઘરડી મજૂરણનો અભિપ્રાય !

ધરમચંદ શેઠને ત્હાં હું જતી આવતી થઇ, ત્હેલાંજ મ્હને ખબર મળ્યા હતા, ન્હાની લલતા બહુ તોફાની છે. બીજાં બધાં છોકરાંને તે ગમતીજ નથી. મ્હને આ

સાંભળીને બહુ નવાઇ લાગી. લલી દેખાવડી, ચાલાક, ને બિલાડીના બચ્ચા જેવી રમતી-આળ છે. જ્યારે જોઇએ ત્યારે હસતી, ગાતી, કૂદતી અને એક ઓરડામાંથી બીજા ઓરડામાં ને ઘડીમાં ત્યાંથી પરસાળમાં થઇને રસોડામાં દોડી જતી હોય છે; ત્યારે એવું તે શું હશે કે એ બીજાને નહિ ગમતી હોય ? હું ઘરડી છું પણ જ્યાં સુધી મ્હને એની પૂરેપૂરી ખાત્રી ને થાય ત્યાંસુધી જંપી બેસું એવી નથી. મ્હેં તેનું કારણ શોધી કાઢ્યું. આ આખી વાત વાંચી જશો ત્યારે ત્હમને પણ જણાશે.

એક દહાડો લલી દોડતી દોડતી મ્હારી પાસે આવીને બેઠી. તેણે કહ્યું: " ભલી ડોશી ! હવે તો હું રમીને થાકી, દોડી દોડીને મ્હારા પગ પણ દુઃખવા આવ્યા. હવે તો મ્હને સારી મજેની વાત કહે ! "

હું મ્હારા ફાટી ગયેલા ચણીઓ સાંધતી હતી; ત્હેને મૂકી દઇને મ્હેં લલિતાને ખોળામાં લઈ વાત કહેવા માંડી.

" સાંભળ ત્યારે. કમળા કરીને એક ન્હાની છોકરી હતી. હું કહું છું કે જન્મ્યા પછી પાંચ મિનિટ પણ એ ઠરીને એક ઠેકાણે નહિ બેઠી હોય. ખીસકોલીની પેઠે સ્હવારથી સ્હાંજ સુધી આખો દહાડો દોડતી, કૂદતી, અને તોફાન કરીને કપડાંજ ફાડતી ફરે. ત્હેનાં કપડાંયે ઘાંચીના જેવાં મેલાં ! એના ઘરના ધોબી અને દરજી બહુ ખુશી રહેતા. "

" કમળા જ્યારે બ્હારથી ઘરમાં આવે ત્યારે કોઇને ચેન પડવા દે નહિ; ત્હેના બાપા લખતા હોય તો તે કાગળઉપર હાથ દબાવી, ખડીઓ, પેન વિગેરે સંતાડી દે કે રખેને કમળા શાહી ઢોળીને કાંઇ બગાડે. મા કાંઈ બેઠી બેઠી કામ કરતી હોય તો એને દેખીને ખોળામાં ઘાલી દે. ત્હેનાં ભાઇભાંડુ પણ કમળા આવે તો રમતાં હોય ત્યાંથી રમકડાં લઇને નાસીજ જાય. ન્હાની કીકી પણ જ્યાં બેઠી હોય ત્યાંથી ત્હેને દેખે એટલે ઘૂંટણભર દોડતી માના પાસામાં ભરાઇ પેસે. "

" ત્હમે કોઇ વસ્તુ એક ઠેકાણે મૂકી હોય, ત્યાં જો કમળાનો હાથ પ્હોંચે તો બીજે દહાડે તે વસ્તુનો તે ઠેકાણે ભાગ્યેજ પત્તો મળે. ત્હમારાં રમકડાં, ચોપડીઓ, કપડાં, વિગેરે લઇને તે નાશી જાય. રમકડાંની પેટી, કે ઘરનું કબાટ એવી રીતે બંધ કરી દે કે ઉઘાડતાં તોડવુંજ પડે. કોઇનાં ચશ્મા પડ્યાં હોય તો લઇને બિલાડીને પહેરાવી દે. અને કોઇનાં રૂમાલ, ગલેપટો, ગરમ દુશાલ એવું કાંઇ હોય તો કૂતરાને ગળે બાંધી આવે. "

" એટલુ કરતાંયે નિરાંત ન વળે તો રસોડામાં દોડી જાય. અથાણાની બરણીઓમાં હાથ નાંખી ડોળે; દૂધ ઢોળી નાંખે; ચૂલામાં બળતાં લાકડાં બ્હાર ખેંચી કાઢે; ઘી તેલની બરણીઓ ઉઘાડી નાંખે; સાકર, ગોળના દાબડા ઉઘાડી આમ તેમ વેરે; અને ઉંદર બિલાડીને બોલાવી પૂરી લાડુ વિગેરે કાંઈ ખાવાનું હોય ખવરાવી દે. "

" જો ત્યારે; આમ કમળા કોઇને ગમતી નહિ. કોઇ તેને પોતાની પાસે આવવ દેતું નહિ. કોઇને ત્યાં જમવાનું નોતરૂં હોય તો કહેવરાવે કે " કમળાને લાવશો નહિ. " તેથી એવું નોતરૂં આવે ત્યારે જાણી જોઇનેજ ઘરમાંથી ત્હેને સહુ દૂર રાખે. કહે વારૂ. ત્હને એ કમળા સાથે રમવું ગમે કે નહિ ? "

" ભલી ! હવે હું કોઇ દહાડો એમ તોફાન નહિ કરૂં. " લલી આ વાત સાંભળીને એકદમ બોલી ઉઠી.

" પણ, લલી ! હું ત્હારી વાત કરૂં છું ? હું તો ત્હને કમળાની વાત કહું છું. " મ્હેં ધીમેથી લલિતાને કહ્યું. અણસમજુ પણ પ્રમાણિક છોકરી શરમાઈ ગઈ.

" પણ તે બધી વાત મ્હનેજ મળતી આવે છે તો. ભલીબા હુંજ આવું તોફાન કરૂં છું. મ્હને ખબર નહોતી કે હું કોઇને નહિ ગમતી હોઉં. મ્હને તો હું બધાંયને વ્હાલી લાગું એવું ગમે. વારૂ ! ત્હમને ખબર છે કે ન્હાનાં છોકરાંને એક ઠેકાણે ગોંધાઇ રહેવું ન ગમે ? એમને મૂંગાં બેસી રહેતાં આવડેજ નહિ. "

" લલી ! ત્હારૂં કહેવું ખરૂં છે. મૂંગાં ન બેસી રહેવું તે સારૂં છે. પણ એટલું તો સંભાળવું જોઇએ, કે રમતાં રમતાં બીજાની વસ્તુઓને નુકશાન કરવું નહિ. જો, તું ચાલાક છોકરી છે; તેથી ત્હારે આખો દહાડો કામ કરવું જોઇએ. પણ વારૂ, તું નિશાળે કેમ નથી જતી ? હવે તો તું મ્હોટી થઇ છે. ચાલ હું આજ બાને કહું કે ત્હને કાલથી નિશાળે મોકલે. "

" હા, એ બહુ સારૂં, ભલી ! મ્હને નિશાળે જવું તો ગમશે. હવે હું ઘેર રહી તોફાન નહિ કરૂં. કમળાની જેવી હું ગાંડી નહિ થાઉં. પણ તું મ્હેતીજીને કહેજે કે મ્હને ત્ય્હાં ઉભી ન રાખે. નિશાળમાં તો છોકરાંને ઉભાં રાખે છે; અંગઠા પકડાવે છે; અને વખતે સોટીએ સોટીએ મારે પણ છે. તું મ્હેતીજીને કહીશ કે મ્હને ન મારે ! " લલિતા બોલતાં બોલતાં ગરીબ બની ગઇ.

નિશાળમાં જે છોકરાં ભણે નહિ, ત્હેનેજ મ્હેતીજી લડે કે મારે, એવું મ્હેં ત્હેનેસ્હમજાવ્યું. લલિતા તે દિવસથી દરરોજ નિશાળે જાય છે. ધ્યાન રાખીને અભ્યાસ કરે છે. હવે તે કોઇ જોડે લડતી નથી. ઘેર શાંત બેસીને પોતાના અભ્યાસમાં સઘળો વખત ગાળે છે. ને ફુરસદના વખતે પોતાના ભાઈબ્હેંનુ સાથે હળીમળીને રમે છે.

ત્હેને વાંચતાં લખતાં આવડયું છે. ત્હમે જો નિશાળમાં જૂવો તો ધ્યાન રાખીને શાંત બેઠી બેઠી પોતાના પાઠ વાંચતી હોય!

ગરીબ બિચારી લલિતા ! કેવી ભલી છોકરી ! કેટલી પ્રમાણિક ! કેવી ચાલાક ! તે જાણી જોઇને તોફાન કરતી નહોતી. ત્હેને નવરાં બેસી રહેવું ગમતું નહિ, તેથીજ આમ તેમ કૂદતી, દોડતી, અને સૌને પજવતી.

પણ હવે તો નિશાળે જાય છે એટલે તોફાન કરવા નવરીજ રહેતી નથી. નિશાળની બધી છોકરીઓમાં તે સૌથી હુશીઆર છે. દર વર્ષે પહેલે નંબરે પાસ થઈ સારાં સારાં ઇનામ મેળવે છે.*

સ્નેહજ્યોતિ.

# ગૃહધર્મ.

## સદાચાર.

( અમદાવાદ મહિલામંડળમાં આપેલું વ્યાખ્યાન. )

પ્રાર્થના સમાજના સિદ્ધાંતમાં ભક્તિની વ્યાખ્યા નીચે પ્રમાણે આપવામાં આવી છે.

" સપ્રેમ શ્રદ્ધા, ઉપાસના, સ્તુતિ, પ્રાર્થના, અને સદાચાર એટલે ભક્તિ. "

આ વ્યાખ્યા સર્વમાન્ય થઇ શકે તેમ છે.

ઇશ્વિરની ભક્તિમાટે પાંચ મુખ્ય બાબતો ઉપર લક્ષ રહેવું આવશ્યક છે. ઇશ્વિર ઉપર પ્રેમ સહિત દૃઢ શ્રદ્ધા હોવી જોઇએ. ઇશ્વિરની ઉપાસના, સ્તુતિ અને પ્રાર્થના નિયમસર કરવી જોઇએ. અને આચાર અંગ પરિપૂર્ણરીતે મેળવવા માટે સદાચારની જરૂર છે. આ ઉપરથી જણાય છે કે ભક્તિનાં પાંચ અંગમાંથી સહુથી વધારે ઉપયોગી અંગ સદાચાર છે. સદાચાર એ ભક્તિનું સૌથી મોટું અંગ છે. માટે સદાચાર વિષે બે બોલ હું યથાશક્તિ કહેવા માગું છું.

સદાચાર એટલે શુદ્ધ અને પવિત્ર આચરણ. પાપથી વેગળાં રહેવું, અને આપણું મન, કર્મ અને વાણી, સર્વ પવિત્ર રાખવું. આ જગતમાં સદાચરણે ચાલવું એ ઘણું કઠણ કામ છે. મનુષ્ય માત્રને ઘણી વાસનાઓનો સંહાર કરવો પડે છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર એ જે ષડ્રિપુ કહેવાય છે એનો સંહાર કરવો પડે છે. આ કાર્ય ઘણું વિકટ છે. જગતની લાલચો એટલી પ્રબલ છે અને મનુષ્યનું મન એટલું નિર્બલ છે કે, આ લાલચોમાંથી બચવાને જેટલી સાવચેતી રાખીએ તેટલી ઓછી છે.

સર્વ કોઇ જાણે છે કે કામને અથવા લોભને વશ થવું એ મહા પાપ છે. પરંતુ આપણે જોઇએ છીએ કે જે વખતે ખરો પ્રસંગ આવે છે તે વખતે કેટલાં થોડાં મનુષ્ય તે પ્રમાણે વર્તી શકે છે? અહોનિશ જગતમાં કેટલું પાપ વધતું જાય છે તેનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે આપણને ત્રાસ થાય છે, કંપારો છૂટે છે! તેટલાજ માટે વારંવાર આ વિષય ચર્ચાવવાની જરૂર છે.

સદાચાર માટે સદાચરણનું જ્ઞાન બસ નથી. તે પ્રમાણે વર્તન કરવાનું બળ આવશ્યક છે. અને આ બળ પ્રાપ્ત કરવાને મનનો નિગ્રહ કરવાની જરૂર છે. ઇન્દ્રિઓને તાબે ના રહેવું જોઇએ; અને જેમ બને તેમ સંસારના ક્ષણિક સુખ ઉપર વૈરાગ્ય આણવું જોઇએ. આ ઉપરથી એમ કહેવાની મારી મતલબ નથી કે સર્વ કોઇએ સન્યાસ ગ્રહણ કરવો જોઇએ. આ જગત ઉત્પન્ન કરવાનો મહાન જગતકર્તાનો હેતુ એવો હોયજ નહિં. પરંતુ આ જગતમાં રહીને જ મનનો નિગ્રહ કરવો જોઇએ. વ્યાવહારિક લાલચોને વશ ન થવું જોઇએ, એજ માણસનો ધર્મ છે. એમાંજ સદાચારનો સમાવેશ થાય છે. શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કેઃ—

कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन ।

પરંતુ આપણે જાણીએ છીએ કે આ મહાન નિગ્રહ કરવો એ કેટલું બધું કઠણ કામ છે. મહાન ઋષિઓ વિગેરે એ કેટકેટલા પ્રયત્ન કર્યા છતાં તેઓ મનનો નિગ્રહ કરી શકયા નહિં.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે સદાચરણ માટે તેનું જ્ઞાન માત્ર બસ નથી. તે પ્રમાણે ચાલવાને બળની જરૂર છે. અને આ બળ મેળવવા માટે સદાચરણનું મૂળસ્થાન જે પવિત્ર અને ન્યાયી પ્રભુ છે તેની પ્રાર્થના નિરંતર કરવી એજ જરૂરનું છે. કેટલીક વખતે ઘણા લોકો એમ કહે છે કે અમે તો સદાચરણે ચાલીશું, કોઇ વખતે પાપ કરીશું નહિં. તો અમારે ઇશ્વરપાસે પ્રાર્થના કરવાની શી જરૂર છે ? ઇશ્વરની ભક્તિની શી જરૂર છે ? પણ આ મત ભૂલભરેલો છે. ઇશ્વરની ભક્તિ વગર સદાચરણબળ પ્રાપ્ત કરી શકાયજ નહિં; અને સદાચરણ બળ વગર સદ્વર્તન થઈ શકેજ નહિં. ઘણીક વખત આપણને બરાબર સમજણ પડતી નથી. આપણું મન એટલી સંકડામણમાં આવી જાય છે કે અમુક કૃત્ય કરવું એમાં ફાયદો છે કે અમુક કૃત્ય ના કરવું એમાં લાભ છે તેનો નિશ્ચય કરવાની આપણને સૂઝ પડતી નથી. આવી વખતે સદાચરણબળની ખાસ જરૂર પડે છે, ને એવે પ્રસંગે જો આપણે ઇશ્વરની ભક્તિ અને પ્રાર્થના કરવાની ટેવ રાખી હોય છે તોજ આપણો અંતર્દીપ, આપણું અંતઃકરણ આપણને ખરે રસ્તે દોરે છે. આ ઉપરથી સિદ્ધ કરી શકાય છે કે સદાચાર માટે ઈશ્વરભક્તિ આવશ્યક છે.

વળી કેટલાંક એમ પણ કહેનાર હોય છે કે, અમે ઈશ્વરની ભક્તિ કરીશું, દેવદર્શને નિયમસર જઇશું, વ્રત ઉપવાસ કરીશું, તો પછી સદાચારે ચાલવાની અમારે શી જરૂર છે ? બેધડક એમ તો કોઇ ના કહી શકે કે અમે અનીતિથીજ ચાલીશું; પરંતુ અનીતિથી ચાલે ને મનથી એમ સંતોષ રાખે કે આમાં કાંઇ વાંધો નહિં આવે; આપણે રૂઢી પ્રમાણે વ્રત, ઉપવાસ, દેવદર્શન કરીશું તો આપણાં પાપ ધોવાશે. ઇશ્વરની ભક્તિ કરીશું તો ઈશ્વર મોક્ષ આપશે. પરંતુ સર્વને માન્ય કરવું પડશે કે ઇશ્વરની ભક્તિમાં સદાચરણની ઘણીજ અગત્ય છે. નીતિ વગરની ભક્તિ એ કેવળ નિષ્ફળ છે-અધુરી છે. ઇશ્વરને નીતિ અને શુદ્ધ આચરણજ પ્રિય છે. આપણા અંતઃકરણને જો પૂછીશું તો સહજ સમજાશે કે નીતિએ ચાલવું એ ઘણું જરૂરનું છે. કોઇ ઘણો મોટો ખૂની હશે તો તે પણ પોતાની મેળે એમ તો નહિંજ કહે કે ખૂન કરવું એ સારૂં કામ છે. આનું કારણ શું હશે ? કારણ માત્ર એટલુંજ કે ઘણા કાળથી મનુષ્યના મનમાં એવો દૃઢ વિશ્વાસ છે-એવી પ્રતીતિ છે કે ઈશ્વરને નીતિજ પ્રિય છે. અને નીતિના નિયમ પાળવા એ મનુષ્ય માત્રનો ધર્મ છે-માટે ઇશ્વરની ભક્તિની જોડે ખરી શુદ્ધ નીતિ આવશ્યક છે.

આ પ્રમાણે સુખોચ્ચાર કરવો એ ઘણું સહેલું છે. પણ ખરેખર ઘણીજ દીલગીરીની વાત છે કે નીતિના નિયમ તરફ કેટલું દુર્લક્ષ્ય છે ? વારંવાર આપણે લોભ, મોહ, ક્રોધ વગેરેને કેવાં તાબે થઈએ છીએ ? જે વખતે આ લાલચોને વશ થઇએ છીએ, તે વખતે એટલું પણ સ્મરણમાં રહેતું નથી કે આ સર્વ લક્ષણ, સર્વ વર્તણુક સર્વવ્યાપી પ્રભુ જુવે છે અને એની શિક્ષા આપણને થશેજ. આ વાત આપણે ભૂલી જઇએ છીએ. અને જો ભૂલી ન જતાં હોઇએ તો તેનું પ્રાયશ્ચિત કરવાનો પ્રયત્ન કરીએ છીએ, પરંતુ તે પણ ખરી રીતે નહિં. પણ કેવળ લોકોને બતાવવા સારૂ-ઢોંગને માટે કરીએ છીએ. વ્રત વગેરે શું બતાવે છે કે આપણું મન નિર્મળ કરવાને વ્રત જરૂરનાં છે. પરંતુ એક દિવસ ભૂખ્યા રહેવાથી અથવા નદીમાં ચાર ડુબકીઓ મારવાથી જો આપણું મન પવિત્ર થતું હોત તો મનનો નિગ્રહ કરવાને મહા પ્રયાસ કરવા પડ છે એ કહેવું વગર જરૂરનું થાય. આપણા ઋષિ મુનીઓએ વગર કારણે પોતાનો જન્મારો એમાં ગુમાવ્યો ગણાય. પરંતુ જો આપણે બરાબર વિચાર કરીશું તો આપણને સહજ માલમ પડશે કે મનના નિગ્રહમાટે

અથવા પશ્ચાત્તાપ માટે બ્હારના ઉપચાર અને આડંબર કેવળ નિરૂપયોગી છે. અંતઃકરણ પૂર્વક ઇશ્વિર ઉપર વિશ્વાસ, અને ઇશ્વિરની ખરી અને શુદ્ધ માનસિક ભક્તિ એજ આવશ્યક છે. પ્રાર્થના માળામાં આપણે વારંવાર વાંચીએ છીએ કેઃ—

" નીતિવિના ભક્તિ નિષ્ફળ છે,"

" વિના અનુગ્રહ નિગ્રહ મનનો, પ્રભુ કયમ કરી હું શકું અજ્ઞાન "–ઇત્યાદિ.

વારંવાર નીતિ અને સદાચરણબળ માટે પ્રાર્થના કરેલી આપણે વાંચીએ છીએ, તેજ ઉપરથી આપણને લાગશે કે સદાચાર માટે ઇશ્વિર ભક્તિ અને ઇશ્વિર પ્રાર્થનાની કેટલી આવશ્યક્તા છે.

આ ઉપરથી આપણે એટલું યાદ રાખવાનું છે કે ઇશ્વિરની ભક્તિમાં સદાચાર એ મુખ્ય અંગ છે; અને સદાચાર પાળવાને માટે તેનું જ્ઞાન બસ નથી. અને એ જ્ઞાન મેળવવા માટે ઇશ્વિરની હમેશ પ્રાર્થના કરવી. બાહ્યોપચારો અને ઢોંગ કેવળ નિરૂપયોગી છે. આપણે જો એટલું કરીશું તો ખરેખર આપણને આ જીંદગીની મુસાફરી બહુ સહેલ થશે ને પરલોકમાં જ્યાં આપણો મૃત્યુ પછી નિરંતર વાસ છે ત્યાં ઇશ્વિરની સાંનિધ્ય મુક્તિનો લાભ પણ આપણને મળશે, અને આથી આપણને આ દુનિયામાં જન્મ આપ્યાનું સાફલ્ય થશે.

ઇશ્વિર પાસે આપણે એટલુંજ માગીશું કે હે જગન્નિયંતા પ્રભુ! અમને નિરંતર સન્મતિ અને સદ્બુદ્ધિ આપો, ને સદાચારે ચાલવાનું સામર્થ્ય આપો; કે જેથી હમેશ અમે નીતિને અને પવિત્ર માર્ગેજ રહીએ. કદી અસન્માર્ગે જઇએ નહિં. જેથી અમે જગતમાં જીવતર ગાળ્યા પછી તારા પવિત્ર સહવાસમાં આવવાને યોગ્ય થઇએ. આટલી અમારી દીનવાણી, હે દીનબંધુ પ્રભુ! તું લક્ષમાં લેજે. તથાસ્તુ!

સૌ. શારદા મહેતા.

---

# विविधविहार.

## ભાઈ ને બ્હેન.

" ગઝલ. "

અમે પ્રેમે સદા ભીનાં, અમે સ્નેહે સદા ઘેલાં,
પ્રભુનાં નિર્મળાં બાળો, અમે સૌ ભાઇ ને બ્હેની. (૧)

પિતાની પ્રેમમય દૃષ્ટિ, અમીમય માતની વૃષ્ટિ,
થયાં જડ ચેતમગ એવાં, અમે સૌ ભાઇ ને બ્હેની. (૨)

અમીમય માતને અંકે, પિતાના સ્નેહમય રાજ્યે,
હસી રમી ઉરમાં રાજી, અમે સૌ ભાઇ ને બ્હેની. (૩)

દુઃખી માને રીઝવવાને, નયનનાં નીર લ્હોવાને,
રહીશું સ્વાર્થ સૌ ત્યાગી, અમે સૌ ભાઇ ને બ્હેની. (૪)

દયાળુ તાતની આજ્ઞા, દુઃખી માતા તણી સેવા,
તજી સૌ સુખને પહેલી, ગણીશું ભાઈ ને બ્હેની. (૫)

અમારે હિંદ તે માતા, પિતા રૂપે પ્રભુ પ્યારા,
તજી જાતી, તજી ગ્નાતિ, વિના ધર્મે અમે હિન્દી. (૬)

અમે જોગી, પ્રભુજ્ઞાનિ, દયા નીતિ ધર્મના ભોગી,
અમારો આ જીવનદીપ તે, બીજાના શ્રેય અર્થે છે. (૭)

પિતા વ્હાલા અમીધારા, અમીમય માતની સેવા,
પિતા માતા તણી ભક્તિ, અમારે મોક્ષ મુક્તિ છે. (૮)

અમે હિન્દી, બધા હિન્દી, પરસ્પર ભાઇ ને બ્હેની,
અમે મન, તન, ધનથી સૌ, જીવન આમ હિંદમય કરશું. (૯)

તજી ગ્નાતિ, રૂઢી ધારો, અમે સૌ હિંદના બાળો,
કરીશું ઇષ્ટની ભક્તિ, ચાહીશું હિન્દની મુક્તિ. (૧૦)

પ્રભુમય આત્મને કરશું, જીવનદિપ હિન્દને ધરશું,
પરસ્પર સાહ્ય સુખ અર્પી, કરીશું ભાઇ ને બ્હેની. (૧૧)

ક્ષમાથી ઉરને છાશું, દયા પ્રેમે થકી ભરશું,
નીતિ ધર્મે ગ્રહી શ્રદ્ધા, સહન કરી સત્યથી લઢશું. (૧૨)

**સૌ. વિજયાલક્ષ્મી હર્ષદરાય વી. ત્રિવેદી.**

---

## "મનુષ્ય જન્મની સફળતા."

પરોપકાર એજ ધન છે, પુણ્યનું પોટકું છે. જેનાથી ઉભય લોકની સફલતા છે. મન, તન, ધનથી જેનું જીવન પરોપકારમય ને અન્યના શ્રેય અર્થે છે તેજ જીવન ઉચ્ચ ને પવિત્ર છે. મોક્ષ અને મુક્તિનું સ્થાન છે. એકના જીવનમાં અનેકનું જીવન છે તેજ જીવનની સફળતા છે—આનંદમય ઉજ્જવલતા છે.

પોતાની જન્મભૂમિને વાસ્તે કયા સ્ત્રી પુરૂષનું હૃદય નહિં દ્રવે ? ને અભિમાન નહિ જાગૃત થાય ? મારા આર્ય બન્ધુઓ ને ભગિનીઓ ! આંખ ઉઘાડીને જુઓ. સ્વાર્થને બાળી નાંખો—પરમાર્થજ ધારણ કરો. દ્વેષ, કલેશ ને ભિન્નતાને દૂર કરો—ભાઇઓ અને બહેનો ! આર્યદેવી હિંદમાતા તમને પુકારે છે. આધિ, ઉપાધિ ને વ્યાધિયુક્ત જર્જરીત શરીરે વૃદ્ધ પુણ્યવતી પવિત્ર દેવી ભુખ્યાં અને દુઃખીઆં અશ્રુ સારે છે. મીઠી માતા કે જેના હસ્તનું લાલન પાલન પામી—જેના ઉદરમાં જન્મી—જેનું પયપાન કરીને તમે ખોળા ખુંધ્યા—જેણે ત્હમારી વિષ્ટા ધોઇ એવી માતા રોશે ને બાળકો હસશે ? જે ભાંડુઓની ભેગાં તમે ઉછર્યાં છો, તેની દયા તમારા હૃદયમાં નથી ? આ શી રીતે બનશે ! મહા જુલમ કે વીસમી સદીની નવાઇ—કે કળીનું કાતુક ? જે હો તે હો. કપીલ દેવની પેઠ પ્રથમ માતાની મુક્તિ ને નેના શ્રેયઅર્થે જીવન અર્પી દો. સુખ ક્યાંથી મળશે, શાંતિ ક્યાંથી મળશે, અને મોક્ષ કેમ થશે ? આપણાં હજારો ભાઇ બ્હેનો ભુખે ને દુઃખે ટળવળે છે. આપણે આપણા પૈસાથી કંઇ કર્યું છે ? પૈસો શા કામનો છે ? મર્યા પછી તો મૂકી જવાનો છે. લક્ષ્મી માણી તે પાસે છે—પરમાર્થમાં વાવરી તે સંચય કરી છે—જે સંગ્રહી તે નાંખી દીધી છે. ઘણાએ દાખલા જુઓ છો. બાપને પૈસે ગાડી ઘોડામાં ફરતાં—મોજશોખ કરતાં—વિલાયતી

બનતા—નાયકા નચાવતા—પાપથી ભરેલા—પાપમય શરીરવાળા હિંદની હત્યાઓ જોવા અંતે પૈસો ફૂ કરીને બેસે છે ! આપણી શ્રીમન્તાઇ શા કામની છે ? મોજ શોખનાં ખોટા ખર્ચોમાં હજારો રૂપિયા ખર્ચી નાંખીએ છીએ પણ પરોપકારમાં પાઇએ અપાતી નથી. ગૃહસ્થની સ્ત્રીઓને ફેશનેબલ સાડીઓ, પોલકા, ચોળી, ઝવેરાતના દાગીના કે જેનું સોના કરતાં ઘડામણ મોંઘુ—વિલાયતી સુવર્ણ અને 'પોલીશ', વિલાયતી સેંટપાઉડર, અત્તર—સાબુ ને હેર ઓઇલ—આવાં આવાં કેટલાંએક ખોટાં ખર્ચોમાં હિંદુસ્થાનના હજારો રૂપીઆ ખુઆર થઈ જાય છે; ને હિન્દ નિર્ધન થઇ જાય છે. ખાવા ખોતેરા ને ધીંગાણા બેહોતેરા—મોટાનું અનુકરણ ન્હાના કરે ને મરે નહીં તો માંદા થાય. હિંદુસ્તાનમાં હજારો મનુષ્યો અન્નવસ્ત્ર વિનાનાં રખડી રખડીને ભુખે મરે છે. તેનો વિચાર કોણ કરે છે? રંકને સુજે તે શ્રીમન્તને જીવનમાંએ ન જડે. શ્રીમન્તો, શેઠીઆઓ, અધીકારીઓ વિગેરેનું આ કર્તવ્ય છે. પણ માન અને મદ બાદ્શિઆ—મોહને વશ—સત્તામાં શાણપણ ભૂલેલા શ્રીમન્તોને શું ખબર પડે કે ગરીબનો સંસાર કેવો છે. ઇશ્વિરદત્ત લક્ષ્મીનો સદ્ઉપયોગ કરી હિંદ અને ત્હેનાં બાળકોના શ્રેયઅર્થે પોતાનો નીચ સ્વાર્થ તજવો એ સામાન્યથી શી રીતે થાય ? પોતાની લક્ષ્મી, વૈભવ અને સત્તામાં તણાયા જતાં મોટાં કહેવાતાં પણ ખોટાં એવાં ગૃહસ્થ સ્ત્રી પુરૂષોને એ વિચાર સ્વપ્ને પણ સત્ય જણાય નહિં. હિંદુસ્થાનના કરોડો રૂપીઆ મિથ્યા વિષયોપભોગમાં ને મોટાઇનાં મિથ્યા ખર્ચોમાં ખર્ચાઈ જાય છે. પરદેશી માલ રૂપીઆ પરદેશ ખેંચી જાય છે ! સ્વદેશ અને સ્વદેશીને કોણ ઉત્તેજન આપે ! હિંદ નિર્ધન અને તેમાં નવાઇ શી ! હિંદ ! મ્હારી દુઃખી માતા ! ત્હારી ઉન્નતિ શી રીતે થાય ? તારાં પુત્રો અને પુત્રીઓ હજી અજ્ઞાનના ઊંડા તિમિરમાં શયન કરે છે,—પરમાર્થને પાટુ મારે છે. સ્વાર્થના શણગાર સજે છે ને પાપની પેટીઓ ભરે છે. અન્તરમાંની ઉંડી બળતરા બોલે છે. અહો શ્રીમન્તો ! તમે શું કરવા જન્મ્યા ? પાત્રવિના પ્રભુએ શી રીતે દાન દીધું ?

મ્હારી શ્રીમતી ભગિનીઓ ! મ્હારી વૈભવવતી બ્હેનો ! હિંદની આધારભૂત રમણીઓ ! મ્હારા ઉપર ત્હમે ક્રોધ ન કરશો. પણ ત્હમે દયાની દેવીઓ થજો. પરમાર્થની પ્રતિમા થજો. આનંદનો અવતાર થજો. સ્નેહનો શણગાર સજો; સહન કરવાનો મંત્ર શીખજો. તન, મન, ધનથી પરોપકારનાં કામ કરજો. હિંદ માતાની સેવા કરજો. સ્વદેશ અને સ્વદેશીઓની દાઝ ધરજો. સ્ત્રીઓની ઉન્નતિ કરવામાં આગેવાની લેજો. બ્હેનો, લક્ષ્મીની સહાયતાથી મનુષ્ય ધારે તો જગતનું ઘણું ભલું કરી શકવાને સમર્થ થાય છે. મનમાં પરણીને મનમાં રંડાવું જેમ મિથ્યા છે તેમજ લક્ષ્મીવિનાના વિચારો મનમાં ઉદ્ભવી મનમાંજ પાછા સમાઇ જાય છે. જગતના સુખ અર્થે તે નકામા છે. બ્હેનો, ત્હમે દુઃખીને દિલાસો દેજો. અપંગને સાહાય્ય કરજો, ભુખ્યાંને ભોજન દેજો, નિર્ધનને ધન દેજો; રોગીને ઔષધ દેજો, અસમર્થની સેવા કરજો. દયા અને પ્રેમની પોષક માડીઓ ! ક્ષમાની મૂર્તિ મતિ દેવીઓ ! તમારા ઉપર ભવિષ્યની પ્રજાનો આધાર છે, નીતિધર્મનાં સ્થાપક છો, હિંદના હિત ને મોક્ષ મુક્તિનો માર્ગ તમે છો. પ્રભુરૂપ છો. પ્રભુને ઓળખવાનું સાધન તમે છો. અસ્તુ ! પરમાત્મા ત્હમને સદ્બુદ્ધિ આપો અને ત્હમને સત્કાર્યોમાં સાહાય્ય કરો. ત્હમારી શુભેચ્છાઓ સફળ કરો. રંક બ્હેન બીજું શું ઇચ્છે ?

સૌ. વિજયાલક્ષ્મી હર્ષદરાય વી. ત્રિવેદી.

## વધૂકર્ત્તવ્ય.

માબાપની શીખામણથી સંસ્કાર પામેલી બાળાઓને પોતાની આવડત કે અણઆવડત બતાવવાનો સમય સાસરવાસમાંજ આવે છે, કેમકે પિયરમાં જ્યારે નજીવી ભૂલો તરફ અથવા લાડને લઇ મોટી ભૂલો તરફ પણ માતપિતા લક્ષ આપતાં નથી અને ચલાવે જાય છે ત્યારે સાસરામાં પોતાને ઘેર આવનાર બાળા હજુ એ નવા ઘરના રીતરિવાજથી કેવળ અજ્ઞાન છે એમ જાણવામાં છતાં સાસરિયાં સમયોચિત સલાહ અને શીખામણથી સુધારી લેવાને બદલે હેરણાં હેર્યા કરે છે; તો સુખ દુઃખ, શ્રમ કે આરામ કંઇનો વિચાર ન લાવતાં નવોઢાએ[1] નવા ઘરમાં (સાસરે) રહેવુંએજ આખરે સુખકર છે, માટે શ્રીમન્ત પિતાની પુત્રી હોય તોપણ ત્હેણે નિર્ધન સાસરામાં નિર્ધનજ દેખાવું જોઇએ. અર્થાત્ પોતાનાં સાસરાનાં ઘરની હાલત પ્રમાણેજ પોતાનું વર્તન રાખવું ઉચિત છે, વળી સાસરામાં પ્રવેશતી વહુએ સર્વ સાસરવેલ સાથે સલાહસંપ અને હેતથી વર્ત્તવા નિશ્ચય રાખવો, તેમ સાસરે પોતાને જે છૂટ મળે તેનો વખાણપાત્ર કામમાં ઉપયોગ કરવો કે જેથી ઉત્તમ પ્રકારનું સંસાર સુખ પ્રાપ્ત કરી શકાય છે. જે માણસ કામગરૂં હોય છે તે ઘરનાં દરેક માણસને પ્રિય થઇ પડે છે એ યાદ રાખવું.

પતિનાં જન્મદાતા–ત્હેને પાળીપોષી, ઉછેરી, ભણાવીગણાવી હુંશિયાર કરવા તન, મન, ધનથી પ્રયત્ન કરનાર–અને ત્હેનું અંતઃકરણથી શુભ ઇચ્છનાર 'સાસુ સસરાને' શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે 'ધર્મનાં માબાપ' ગણી તેઓના શુભાશીર્વાદને પાત્ર થવું; તેમજ શ્વશુરગૃહે વસતી સાસરવેલ તરફ ઉચ્ચમનોભાવ રાખી તેઓના તરફ વિનયથી વર્તવું કે જેથી કદી કંકાસનાં છમકલાં થવા ન પામે.

જે પવિત્ર મનની, ડાહી, પતિવ્રતા, પતિપ્રેમી અને સત્યશીલ હોય ત્હેનું નામજ 'સુભાર્યા'–તેજ ઉત્તમ 'ધર્મપત્ની' કહેવાય છે. અને જે સ્ત્રી કાયાથી, વચનથી તથા મનથી નિયમિત રહીને લગ્નના પવિત્ર કરારોથી ચલિત થતી નથી તે 'સાધ્વીસ્ત્રી' ગણાય છે. માટે આવું ઉચ્ચપદ પ્રાપ્ત કરવા પતિહૃદય સાથે પોતાનું હૃદય એવું એકરૂપ કરી રાખવું કે દરેક પ્રસંગે 'પતિને અનુકૂળ[2]' તે પોતાને 'અનુકૂળ' અને 'પતિને પ્રતિકૂળ[3]' તે પોતાને 'પ્રતિકૂળ' લાગે.

સૌભાગ્યવતી સ્ત્રીએ જે કંઇ પણ સત્કર્મો[4] કરવાં તે પોતાના પતિની આજ્ઞા લઇનેજ કરવાં એમ ધર્મગ્રંથોનું પણ કહેવું છે. સુવાસિની સ્ત્રીઓને જગતમાં બીજો કોઇ દેવ નથી. ત્હેમનું સર્વ માન અને શોભા ત્હેમના પતિને લઇનેજ છે. સ્ત્રીને પતિ તે ઇષ્ટ દેવ છે માટે પોતાના પતિની પ્રસન્નતારૂપ પુણ્યસ્થળનું પ્રેમથી સેવન કરવાથી સ્ત્રી જેવી પવિત્ર થાય છે, તેવી પતિઆજ્ઞાનું ઉલ્લંઘન કરી, ઘણાં દાન દેવાથી કે ઉપવાસો કર્યાથી પવિત્ર થતી નથી; માટે દરેક સત્કર્મો પતિ આજ્ઞાને આધીન રહીનેજ કરવાં. જગતમાં પતિજ સ્ત્રીનું સર્વસ્વ છે તો તેની તન્દુરસ્તી, જીન્દગી અને સુખને માટે બહુજ ફીકરવાળાં રહેતાં શીખવું જોઇએ. વળી પતિનો વિશ્વાસઘાત કરવો એ મહાપાપ છે. પોતાના સુખદુઃખની

૧. તરતની પરણેલી સ્ત્રીએ. ૨. ગમતું. ૩. અણગમતું. ૪. પુણ્યનાં કાર્યો.

સઘળી વાતો; બીતરવેદનાઓ પતિ પોતાની પત્નીપાસેજ કરે છે. પરન્તુ પતિએ કહેલી વાત પોતાના પેટમાં રહી શકે નહીં તો પોતાની આવી કુટેવથી પતિને કોઇ વખત કેટલી વિપત્તિમાં આવવું પડે એ વિચાર હમેશાં કરતાં રહેવો, તેમ મનોબળ એવું વધારતાં જવું કે દિવસે દિવસે પતિનો વિશ્વાસ પોતાપર વધે અને પોતાને સારી સાથીએણ (વહૂ) આપવા માટે જગતપિતાનો ઉપકાર માનતાં ત્હમને પણ અંતઃકરણથી શુભાશીષ આપે, એમ કરવા પ્રયાસ કરવો જોઇએ. મતલબ પતિએ નહી કહેવાજેવી વાત કદી પણ કોઇને કહેવી નહીં તથા પોતાનું એકે કૃત્ય પતિથી છૂપું રાખવું નહીં. વળી કમનશીબથી અથવા તો વડીલોના પેઢી દર પેઢી ચાલ્યા આવતા કરજથી પતિ ગરીબ હોય તો પણ તેના માટે હલકો વિચાર લાવી, ત્હેનાપરનો પોતાનો પ્રેમ ઓછો કરવો એ સુપત્નીનો ધર્મ નથી. નીતિની રીતિએ ચાલતાં પણ પતિ ગરીબી ભોગવે એમાં શરમાવું કે સંકોચાવું શામાટે જોઇએ ? નહીંજ !

પતિ તરફ અપ્રીતિ રાખનારી સ્ત્રીની સોબત બીલકુલ ન કરવી ; કેમકે પતિ પ્રત્યે તિરસ્કારયુક્ત નજરથી જોતી સ્ત્રીની સોબતથી–તેની સાથેની નિત્યની વાતચિતથી પોતાનું મન પણ જો નબળું હોય છે તો પતિ તરફ સેહેજ વાતમાં ઓછી પ્રીતિવાળું થઇ જાય છે. માટે આવી સ્ત્રીથી દૂરજ રહેવું એ સુખકર છે. સંસાર વહેવારમાં પતિપત્ની વચ્ચે મતભેદના ઘણા પ્રસંગો આવ્યા કરે છે માટે પત્નીએ બહુજ શાંત સ્વભાવનું થવું જરૂરનું છે. કોઇ વખત પતિ વગરવાંકે ખીજી જાય તો તેવે વખતે સત્ય હકીકત વિનયથી કહી દેવી અને કદાચ વિનયથી કહેતાં પણ પતિ વધુ રોષે ભરાય એવો કટાકટીનો પ્રસંગ આવી પડે તો એવે સમયે મૌન્ય રહેવું. પણ પતિનો રોષ જ્યારે નરમ પડી જાય ત્યારે થયેલ ભૂલમાં પોતાનો હાથ નથી એમ અગર તો ભૂલ થઇ હોય તો એ માટે હવેથી કદી તેવી ભૂલ નહીં થાય ' તેમ ક્ષમા ચહાતાં કહી દેવું જેથી પતિનો રહેલો શેષ ગુસ્સો પણ કમી થશે. ત્હમારો પતિ ત્હમારી સુન્દરતાથી આકર્ષાઇને કે નબળા મનનો હોય તેથી ત્હમારા કહ્યા અક્ષરો–પછી તે સાચા કે ખોટા હોય છતાં–કહયે જતો હોય તોપણ ત્હમારો પતિ ' ત્હમારેજ આધીન છે, તમે કહો એટલુંજ કરનારો છે, ' એવું એવું બહાર બોલી પતિની પદ્વિને ઉતારી પાડવી ન જોઇએ. સ્ત્રી જાત પણ કેટલી જરૂરની છે, તેમને યોગ્ય કેળવણી ઘટતી છૂટ સાથે અપાય તો તેઓ પણ શું શું કરી શકે છે એ બાબત ત્હમારો પતિ બરાબર સમજતો હશે અને સ્ત્રી નામને છાજે તેવા દરેક ઉમદા ગુણો ત્હેણે ત્હમારામાં દીઠા હશે તો એ દરેક બાબતમાં ત્હમને પૂછશે; પરન્તુ એથી એની રહેણી ત્હમારે આધીન છે એવો ખોટો ખ્યાલ કદી લેવાનો નથી.

પતિની આજ્ઞા અનુસાર વર્તી પતિના મનમાં અણગમો કે અવિશ્વાસ ઉત્પન્ન થવા ન દેવો એજ કુલિન કામિનીને ઘટે છે. પોતાનો પતિ પરદેશ હોય ત્યારે ત્હમે જ્યારે ઘેર કંઇ પણ ઉપાધી વગર સહીસલામત સંતોષમાં રહોછો ત્યારે તે (પતિ) ત્હમારા માટે કેટલું કષ્ટ વેઠી બ્હાર પરદેશમાં આવી પડતી અનેક મુશ્કેલીઓ સહન કરે છે એ બાબત ઉપર લાંબી નજરે જોતાં રહેવું. પતિની આવી ગેરહાજરીનો અયોગ્ય લાભ લઇ સ્વતંત્ર થતાં ન જવું, પણ રમત ગમત, શરીરનો વગર જરૂરનો શણગાર, આ ઘેર–તે ઘેર રખડવું, મન્દિરોમાં ઉત્સવ જોવાને બ્હાને આથડવું, નિર્લજ સખીઓ કરી તેવીઓની સાથે ઠઠ્ઠા–મશ્કરી કરવી, પરપુરૂષ વાળા સ્થાને જવું, આવી આવી ન છાજતી અને સ્ત્રીજાતીનું ભૂષણ

ા સૈકાઓ પછી અહિં આવી સભા ભરાઇ છે. એક પ્રસિદ્ધ સન્નારીની સ્મૃતિ
સ્વાને માટે આજની સભા બોલાવવામાં આવી છે. × × × મિસિઝ રાય ( દેવી
ી ) ના સંબંધમાં બોલતાં કહી શકાય કે ત્હેમના જીવનનો પ્રભાવ વિશાળ
ા હતો.××જે કન્યાશાળામાં આપણે એકઠા થયા છીએ તે કન્યાશાળા ઘણા
થી વર્તમાન હતી. પણ મિસિઝ રાયે ત્હેને નવી જીંદગી બક્ષી હતી. ×××
ત્હેમણે પોતાને ઘેર પોતાને ખર્ચે એક બોર્ડિંગ હાઉસની સ્થાપના કરી હતી. અહિંની
બાલિકાઓ ત્હેમનેજ પોતાની માતા ગણે છે. આ બોર્ડિંગ હાઉસમાં ત્હેમના કુટુંબની
આવકનો મ્હોટો ભાગ ખરચાતો. મનુષ્યો તરફના ત્હેમના પ્રેમનું સ્મરણ જાળવી રાખવા
યોગ્ય છે. ત્હેમના સમાગમમાં આવનારને માટે એ દેવીરૂપ હતાં. ત્હેમણે ફક્ત બ્રાહ્મ-
સમાજીઓમાં પોતાનું કાર્ય કર્યું છે એમ નથી, હિન્દુસમાજમાં પણ એમણે ઘણું
કામ કર્યું છે.'

બિહાર નેશનલ કોલેજના હાલના પ્રિન્સિપાલ શ્રીયુક્ત દેવેન્દ્રનાથસેન, એમ. એ.—
મહાશય બોલ્યા કે ' ત્હેમણે બીજાઓને માટે પોતાનો પ્રાણ સમર્પણ કર્યો છે. બાલિકાઓ
આગળ એ દાનશીલતા અને ઉદ્યમનું ઉંચા-પ્રકારનું દૃષ્ટાંત રાખી ગયાં છે. મ્હને યાદ
આવે છે કે, એમણે કેવી રીતે એક માતાની કાળજીથી મ્હારી સેવા કરી હતી. કોઇની
પણ પીડાની વાત સાંભળતાં એ તરતજ ત્હાં દોડતાં. પોતાની તબીયત કે પૈસાના સ્હામું
જોતાં નહીં. આવી એક સન્નારીને માટે સન્માન દર્શાવવું એ આપણી ખાસ ફરજ છે.'

હિન્દુસ્તાની સદ્‌ગૃહસ્થોના આગેવાન બાંકીપુરના પ્રસિદ્ધ વકીલ શ્રીયુક્ત ગજાધરપ્રસાદ
બોલ્યા "આવી મહાન્ નારીની તરફ સન્માન દર્શાવ્યાથી આપણે આપણી જાતનુંજ ગૌરવ
વધારીએ છીએ. મિસિઝ રાય પોતાની બધી સુખ સગવડોને ભૂલી જઇને પોતાનું ધન
બીજાઓના કલ્યાણ માટે ખર્ચતાં હતાં."

પ્રેસિડેન્સી કોલેજના હાલના અધ્યક્ષ મિસ્ટર એચ. આર. જેમ્સ બોલ્યા કેઃ—આવી
એક સહૃદય નારીનું સ્મરણ જાળવી રાખવું વ્યાજબી છે. એ પોતાના મહાન જીવનથી
દેશનું ગૌરવ વધારી ગયાં છે. એવી સ્ત્રીશિક્ષાના ઉપરજ ભારતવર્ષનો ઉદયઆધાર રાખે છે.

ડાકટર જે. એન. ઘોષ મહાશયે જે કાંઇ કહ્યું ત્હેનો સંક્ષેપ સાર આ મુજબ છેઃ—

'જે નારી હમણાં સંસારમાંથી ચાલ્યાં ગયાં છે, ત્હેમની વાત યુગના યુગ સુધી સ્મ-
રણમાં રહેશે. ત્હેમનું અંતઃકરણ આધ્યાત્મિક ભાવથી પરિપૂર્ણ હતું. એ હમેશાં ઇશ્વરની
શક્તિથી ચાલતાં. બાળક બાલિકાને સુખી કરવાં અને ત્હેમનાં હૃદય ઇશ્વિર ભક્તિથી પૂર્ણ
કરવાં એ ત્હેમના જીવનનું શ્રેષ્ઠ કાર્ય હતું. હિન્દુ, બ્રાહ્મ કે મુસલમાન એવો કાંઈ વિચાર
એમના મનમાં નહોતો આવતો. બધાની સહાયતા માટે એ તૈયાર રહેતાં. એમની આગળ
જ્હારે કોઇ ગુંચવાડો ઉભો થતો ત્હારે ત્હેને ઉકેલવા માટે ઇશ્વરની પાસે પ્રાર્થના કરતાં.
આટલા માટે એમનાં બધાં કાર્યો સફળ થયાં છે.'

દેવીઅઘોરકામિનીના સંબંધમાં સ્વર્ગસ્થ પ્રતાપચન્દ્ર મજૂમદાર મહાશય લખે છે
કેઃ—"અઘોરકામિની દર વર્ષે કેટલાક સ્નેહીઓને લઇને રાજગૃહ નામના એક બૌદ્ધ તીર્થમાં
જતાં. ફક્ત ધર્મ સાધનજ ત્હેમના આ પ્રવાસનો ઉદ્દેશ હતો. ત્હાં આગળ એ ત્રણ

વસ સુધી પ્રબળ ઉત્સાહથી ધર્મોત્સવ કરતાં, રસ્તામાં લોકોને મળીને જાહેર રીતે દેશ આપતાં તથા નગર સંકીર્તન કરતાં. આવી રીતે ધર્માત્મા સ્વામીની સાથે રહીને એમણે ગાઢભક્તિ, નિષ્ઠા અને ઉચ્ચ વ્રત પાલન કર્યાં છે. ઈશ્વરોપાસનામાં ઘોરકામિનીની અસામાન્ય ભક્તિ જોઈને આચાર્ય કેશવચન્દ્રે ઘણો સંતોષ પ્રગટ કર્યો તો. વાસ્તવિક રીતે જોતાં ધર્મભાવ, પરસેવામાં પ્રવૃત્તિ, ભગવદ્‌ભક્તિ અને લોક સેવા, ક સરખીરીતે ત્હેમના જીવનમાં ગુંથાયલા હતાં. પારકાઓની સેવામાં ત્હેમનું આત્મ-મર્પણ, સત્કાર્યમાં ઉત્સાહ, સંસાર તરફ વૈરાગ્ય, ચિત્તશુદ્ધિ, પવિત્રતા, ધર્મ, વિશ્વાસ અને અસાધારણ ભગવદ્‌ભક્તિની કથા જે સાંભળશે ત્હેને વિશુદ્ધ આનંદ ઉપજશે. શ્રીયુક્ત પ્ર-કાશચન્દ્રરાય એમને સહધર્મિણીરૂપે પામીને ધન્યવાદને પાત્ર થયા છે અને એ પ્રકાશચન્દ્રને તિરૂપે પામીને ધન્ય થઈ ગયાં છે. અને આપણે એ બંનેની તરફ શ્રદ્ધાપ્રીતિ દર્શાવીને સુખી થયાછીએ, ઉપકૃત થયા છીએ, કૃતાર્થ થયા છીએ "

દેવીઅઘોરકામિનીના સંબંધમાં બીજા પણ અનેક વિદ્વાનોના સારા અભિપ્રાય મળી આવે એમ છે. પણ ત્હેની જરૂર શી? આપણે સંક્ષેપમાં ત્હેમનું જે જીવનચરિત્ર જોયું તે ઉપરથી આપણને વિશ્વાસ છે કે અઘોરકામિની માનવી હોવા છતાં પણ દેવીની માફક આ સંસારમાં કાર્ય કરીને સ્વર્ગધામમાં સીધાવ્યાં છે. આપણા દેશની કેળવાયલી સ્ત્રીઓ દેવી અઘોરકામિનીની માફક ભક્તિમતી નારી બને, અને દેશની સેવા કરવાને તન મન ધનથી યત્ન કરે એજ મ્હારી સહૃદય પ્રાર્થના છે. એમ થશે ત્યારે દેશની દુર્ગતિનો નાશ થશે અસ્તુ! અસ્તુ!!

શિવપ્રસાદ દલપતરામ પંડિત.

---

## समय तरंग.

**નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુનો હિન્દમાં રાજ્યાભિષેક:** એક ઘણાજ આનન્દની ખબર હિન્દુસ્થાનના નવા પ્રધાન લૉર્ડક્રુ તરફથી પ્રકટ થઇ છે; અને તે એ છે કે, ૧૯૧૨ ના જાન્યુઆરીની ૧ લી તારીખે નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ તથા શહેનશાહબાનુ મેરી રાજ્યમાતા એલેક્ઝેન્ડ્રા સાથે હિન્દુસ્થાનમાં આવી દિલ્હીમાં રાજ્યાભિષેકનો દરબાર ભરશે. આ શુભ સમાચાર સર્વત્ર આનન્દાશ્ચર્યથી વધાવી લેવામાં આવશે એ નિઃસંશય છે. અત્યાર સુધીમાં બ્રિટિશ મહારાજ્યનાં તખ્તનશીન કોઇપણ શહેનશાહ અગર શહેનશાહબાનુ હિન્દમાં આવી શક્યાં નથી; અને તેથી આ સુવર્ણ પ્રસંગ ખાસ મંગલમય થઇ પડવો જોઇએ એમ સઘળા હિન્દવાસીઓને પૂર્ણ શ્રદ્ધા રહે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. હિન્દના રાજ્યકર્તાને હિન્દના તખ્ત ઉપર રાજ્યાભિષેક થાય ત્યારથી હિન્દુસ્થાનનું ભવિષ્ય પણ વધારે ઉજ્વલ, વધારે આશાભર્યું બનવાનું એ નક્કિજ છે.

**રાજમાતા શહેનશાહબાનુ એલેક્ઝેન્ડ્રાનો એકાન્તવાસ:** નામદાર રાજમાતા એલેક્ઝેન્ડ્રા અને રશિયાનાં મહારાણી ત્હેમનાં બ્હેન મેરી ડેન્માર્કમાં કોપનહેગન ખાતે આવેલા ત્હેમના એક 'વિલા'–ગ્રામ્ય નિવાસગૃહમાં ઘણાં એકાન્ત અને સાદી રીતે રહે છે અને બાહ-રાશી કુટુમ્બ શિવાય બીજા કોઇને ભાગ્યેજ મળે છે.

**નામદાર ગવ્હર્નરનું પુનર્લગ્ન:** નામદાર ગવ્હર્નર સરજ્યોર્જ ક્લાર્કનું લગ્ન મિસિસ રેનોલ્ડ્સ સાથે તા. ૪ થી નવેમ્બરે મુંબાઇમાં કોટમાં આવેલા સેન્ટટોમસના દેવળમાં

ાણુબાર વાગ્યે થયાં હતાં. સર જ્યોર્જ કલાર્કનું વય પંચાવન વર્ષનું અને મિસિસ રેનોલ્ડ્ઝ પીસતાળીસ વર્ષનું છે. લગ્નને દિવસે મિસિસ રેનોલ્ડ્ઝ પ્રાતઃકાળમાં વિલાયતથી પી 'પનીની આગબોટ મારમોરામાં મુંબાઈ પધાર્યાં હતાં. હેમનું આખું નામ મિસિસ ફ્લિસ રોઝમન્ડ રેનોલ્ડ્ઝ છે અને તે કેપ્ટન રેનોલ્ડ્ઝનાં વિધવા તથા મર્હુમ મિ. જ્યોર્જ મોરંટના છે. લગ્ન પ્રસંગે દેવળને પાંદડાં અને ફૂલથી શણગારવામાં આવ્યું હતું ને શહેરનાં પ્રગરિકો તથા સન્નારીઓ તથા મ્હોટા અમલદારોથી તે ચીકાર ભરાઈ ગયું હતું. મિસિસ ...ે સુન્દર પોશાક ધારણ કીધો હતો તથા મનોહર કમળનાં પુષ્પો તથા સુગન્ધી ગુલાબનાં ફૂલોનો મ્હોટો ગુચ્છો હેમણે હાથમાં રાખ્યો હતો. લગ્ન ક્રિયા વખતે બેન્ડ સુન્દર સરોદ વગાડી રહ્યું હતું તથા હેને અન્તે મુંબાઇના નામદાર બિશપે આશીર્વચન યુકત એક વ્યાખ્યાન આપ્યું હતું. તે પછી નામદાર ગવ્હર્નર તથા હેમનાં બાનુ દેવળમાંથી વિદાય થયાં હતાં. પ્રજાગણમાં આ લગ્ને બહુ હર્ષ ઉત્પન્ન કીધો હતો અને લોકોનાં ટોળાંએ મ્હોટા અવાજેથી હર્ષનાદ કરી આપણા લોકપ્રિય ગવ્હર્નર સાહેબ તથા હેમનાં બાનુને ભારે આવકાર આપી આનન્દ પ્રગટ કરતાં હતાં. નામદાર સર જ્યોર્જ કલાર્કનું આ લગ્ન સુખદાયી નીવડો એમ પ્રભુ પાસે પ્રાર્થના છે; અને એ નામદારને હાથે હજી અનેક સત્કાર્યો થવાનાં છે હેમાં લેડિ કલાર્ક હેમને સંપૂર્ણ રીતે સહાયક થઇ પડશે એમ સર્વને ખાત્રી છે. પ્રભુ તે આશા પૂર્ણ કરો.

**રુક્મણી પ્રસૂતિકા ગૃહઃ** સુરતના શેઠ વ્રજભૂખણદાસ આત્મારામે પોતાનાં સ્વર્ગસ્થ પત્ની રુક્મણીબ્હેનના નામથી વિભૂષિત થયેલું એક પ્રસૂતિકા ગૃહ હાલમાં મુંબાઇમાં કાવસજી પટેલના તળાવની પાસે હિન્દુ સ્ત્રીઓને માટે ઉઘાડયું છે; અને હેને ખુલ્લું મૂકવાની ક્રિયા દાકતર સર ભાલચન્દ્રે કરી હતી. શેઠ લક્ષ્મીદાસ ખીમજીએ એવો એક વોર્ડ આયુર્વેદ ઔષધાલયમાં ભાટીયા કોમને માટે ઉઘાડયો છે પરન્તુ હિન્દુઓને સામાન્ય રીતે ઉપયોગી થઇ પડે એવું કોઈ સ્થાન નહિં હોવાથી સાધારણ સ્થિતિનાં માણસોને ઘણીજ અગવડ પડતી હતી. રુક્મણી પ્રસૂતિકાગૃહ હિન્દુઓના ગીચ લત્તામાં આવેલું છે અને એક આશીર્વાદ સમાન થઈ પડશે એ નિઃસંશય છે. હાલમાં હેમાં બાર બિછાનાંની સગવડ છે પરન્તુ આશા છે કે હેની ઉપયોગિતામાં વધારો થયે સર્વ રીતે હેની સગવડ અને અનુકૂળતામાં સુધારો વધારો થશે. શેઠ વ્રજભૂખણદાસના પુત્ર દા. મંગળદાસ તથા હેમનાં પત્ની વિલાયત જઇને પ્રસૂતિકા ( સુવાવડી સ્ત્રી ) ને લગતું ખાસ જ્ઞાન સંપાદન કરી આવ્યાં છે અને તેથી આ ગૃહ પણ હેમની દેખરેખ નીચે રહેવાનું છે એ વધારે સંતોષપ્રદ છે. આશા છે કે આ પ્રસૂતિકાગૃહનો દિનપરદિન ઉપયોગ વધશે અને લોકોને તે સર્વ રીતે લાભદાયી થઇ પડશે.

**લેડિ મિન્ટોએ અલ્લાહાબાદમાં શરૂ કરેલો સુન્દર રિવાજઃ** નામદાર વાઇસરૉય લૉર્ડ મિન્ટો અલ્લાહાબાદમાં ટૌદરાંના સ્મારક સ્થંભનો પાયો નાખવાને લેડિ મિન્ટો તથા લેડિ એલિન ઇલિયટની સાથે પધાર્યાં હતા. ત્યાં મિન્ટોબાગ અને સ્મારક સ્થંભનો પાયો નાંખવાની ક્રિયા થઈ રહ્યા પછી, રાય બહાદુર લાલ રામચરણદાસે ત્રણ સુવર્ણમાળાઓ લોર્ડ મિન્ટો, લેડિ મિન્ટો તથા લેડિ એલિન ઇલિયટને પ્હેરાવી હતી. જે વખત તે નામદારોએ લાલાજીનો બન્ને હાથ જોડી 'નમસ્કાર' કહીને, ઉપકાર માન્યો હતો. આવાં ન્હાનાં ન્હાનાં સુકૃત્યો પણ પ્રજાની લાગણીને કેટલી બધી આકર્ષી શકે છે તે તે વખત તે મેળાવડામાં ઉત્પન્ન થયેલા અત્યાનન્દથી સમજાઈ શકે છે.

**બે ઇંગ્રેજ બાનુઓની બહાદુરીઃ** કલકત્તાની સુપ્રસિદ્ધ નાટકકાર મિસિસ માર્સડન વેકફિલ્ડ તથા મિસ પેજ નામની બે બાનુઓ દાર્જિલિંગથી કલકત્તા જતી મેલટ્રેનમાં પ્હેલા વર્ગના ડબામાં એકલી મુસાફરી કરતી હતી. રાતમાં મિસ પેજ જાગી ઉઠતાં હેણે એક ઢાંકેલા મ્હોંવાળા માણસને પોતાની પાસે ઉભેલો જોયો. આ ઉપરથી હેણે બૂમ પાડી જેથી મિસિસ વેકફિલ્ડ જાગી